Reg. No. B. 1785

૧૯૮૬ 卐 કાર્તિક

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૬ 卐 અંક ૧

પાટીદાર યુવક, આજે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ છીએ. આખું જગત નવે તેજે અજવાળાય છે, ત્યાં આપણે સોડ તાણીને સુઇ રહે પાલવશે ભલા? પાટીદાર યુવક, આજે સુમંગળ પ્રભાતે ઊઠીને ઊભો થા, આળસ ખંખેરી નાખ. પ્રાચીન ઇતિહાસમાંથી ભૂલવા જેવું ભૂલી જા, સંઘરવા જેવું સંઘર; પાટીદારના દુર્ગુણને ખંખેરી નાખ, સદ્‌ગુણને ગોપાવ. તારે 'પાટીદાર' મટીને 'હિંદુ' થવાનું છે, અન્તે 'હિંદુ' મટી માનવી થવાનું છે, સાગરમાં સરિતા ભળી જાય, તેમજ માનવસમાજમાં આપણે ભળી જવું છે. 'પાટીદાર' આજ સુધી નાતના દુર્ગુણ ઉપર જે પ્રહાર કરે છે, તે એજ શુભ હેતુએ. આપણે પાટીદાર નાતના સાંકડા કુંડમાં નથી ભરાઇ રહેવું, નાતજાતના ને ધર્મપંથના વાડા તોડી આપણે આપણું સૌન્દર્ય ખોઇને વિશાળ માનવસમાજના સાગરને જઇ મળવું છે. 'પાટીદાર' નાતનાં દુર્ગુણ ઉપર જે કઠોર પ્રહાર કરે છે, તે એજ શુભ હેતુએ. ભાઇબેનો સમજે:

सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः।
अप्रियस्य च पथ्यस्य वक्ताश्रोता च दुर्लभः॥



તંત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને ઇશ્વરભાઇ નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૨૫-૧૦-'૨૯.

## સમાવેશ



—*—



### ચૂકની દુરસ્તી

આ અંકમાં 'ધી ઇન્ડસ્ટ્રિયલ એન્ડ પ્રુડેન્શિયલ એસ્યુરન્સ કું. લી.'ની જાહેરખબર છે, તેમાં કુલ વીમો: રૂા. ૫ કરોડ ૪૭ લાખ જણાવ્યો ગયા એ અંકોમાં ભૂલથી રૂા. ૧ કરોડ ૪૭ લાખ છપાયો એ ભૂલ સુધારીને આ અંકની જાહેરખબરમાં છે તે જ રકમ સ

# સરકારી વેઠ

ગામડાંમાં હલકા દરજ્જાના ગામ નોકરોને ઘણીવાર સરકારી અમલદારોનાં ખાનગી કામો કરવાની જરૂર પડે છે, અને તેને અંગે તેમને કેટલીક મુશીબતો વેઠવી પડે છે. આ જાતની ફરિયાદ સરકારને વારંવાર જતી હોવાથી મુંબઇ સરકારે તા. ૧૩–૯–૩૮ ના પોતાના ઠરાવ નં. ૭૪૨૦ થી "જુદા જુદા વર્ગના હલકા દરજ્જાના ગામનોકરોની ફરજો"ની યાદી બહાર પાડી છે. અને મુંબઇ ઇલાકો, એટલે ગુજરાત મહારાષ્ટ્ર અને કર્ણાટક માં જુદી જુદી જાતની જે તમામ ફરજો આ નોકરોને બજાવવાની હોય છે, તેની સમગ્ર યાદી આ રીતે બહાર પડી છે.

પરંતુ આ યાદીને અંગે એક ગેરસમજુત એવી થઈ જણાય છે કે ગામડામાં અવારનવાર મુલાકાત લેતા સરકારી અમલદારો અગર તલાટીઓએ એવું માની લીધું કે મુંબઇ ઇલાકામાં કોઇપણ ગામે આ હલકા દરજ્જાના નોકરોને માટે ગણાવેલી તમામ ફરજો, જેમાંથી કેટલીક તેમને સરકારી યાદી બહાર પાડતાં પહેલાં બજાવવી પડતી ન હતી, તે પણ બજાવવી જોઇએ એટલુંજ નહિ પણ સદરહુ સરકારી યાદીમાં જણાવવામાં આવેલા દરેક કામો તેઓ બજાવશે એવા કેટલેક ઠેકાણે અંગુઠા પણ લેવામાં આવ્યા. આ ઉપરથી મુંબઈ સરકારના ના. મહેસુલી પ્રધાનને આ બાબતની જાણ કરવામાં આવતાં મુંબઇ સરકારે નીચે પ્રમાણે વધારાની યાદી તા. ૨૦–૭–૩૯ ના રોજ બહાર પાડી છે.

"ગામડાના હલકા દરજ્જાના સરકારી નોકરોની ફરજોની યાદી સરકારી ઠરાવ નં. ૭૪૨૦ થી તા. ૧૩–૯–૩૮ને રોજ બહાર પડી છે. આ યાદી બહાર પાડવાનો ઉદ્દેશ ગામડાના આ નોકરો જે ફરજો શિરસ્તા પ્રમાણે બજાવતા આવ્યા છે તેમાં **વધારો કરવાનો નથી** પરંતુ અત્યારસુધી આ યાદી **પૈકીની** જે ફરજો તેઓ બજાવતા આવ્યા છે, તેજ તેમણે બજાવવાની છે.'.

આ હુકમો મામલતદારો તથા બીજા સરકારી અમલદારોના ધ્યાન ઉપર લાવવાને જીલ્લા કલેક્ટરોને વિનંતી કરવામાં આવી છે.

મંત્રી,
**ગુજરાત હરિજન સેવક સંઘ**

સ. બ્ર.' અમદાવાદ.

# ગુજરાતી સાહિત્યમાં અજોડ પુસ્તકો

**તા. ક. ચાર અગર વધુ પુસ્તકો એકી સાથે ખરીદનારને પોણી કિંમતે મળશે.**

| | | | |
|---|---|---|---|
| અરવિંદ ઘોષના પત્રો | ૦-૨-૦ | ગૃહનીતિ | ૦-૧૪-૦ |
| પુરસ્કાર અને બીજી વાતો | ૦-૬-૦ | સોરઠી વિભૂતિઓ | ૦-૧૨-૦ |
| નવવિધાન | ૦-૬-૦ | હેમા બ્હેન | ૦-૫-૦ |
| હૃદયમંથન ભા. ૧-૨ | ૧-૧૨-૦ | રસિયણના રાસ | ૧-૦-૦ |
| પરાગ પુષ્પો | ૦-૧૪-૦ | પ્રતિભા | ૦-૯-૦ |
| નયનનાં નીર | ૧-૦-૦ | ગૃહશિક્ષા | ૧-૦-૦ |
| ઇતિહાસના ઓજસમાં | ૦-૧૪-૦ | સીમંતિની | ૦-૧૨-૦ |
| મુસોલિની | ૦-૧૦-૦ | ધૂપદીપ | ૦-૮-૦ |
| પીડિતોની કથાઓ | ૧-૪-૦ | કિલ્લેદારની કન્યા | ૧-૦-૦ |
| કોને ખાતર | ૧-૦-૦ | સમાજની ભીતરમાં | ૧-૦-૦ |
| રશિયાનો નવયુગ | ૦-૧૪-૦ | સ્વર્ગની પરીઓ | ૧-૦-૦ |
| સ્વરાજ અને સંરક્ષણ | ૦-૧૨-૦ | હરદાહ | ૧-૮-૦ |
| એડોલ્ફ હીટલર | ૦-૮-૦ | પરણ્યા પછી ભા. ૧-૨-૩ | ૨-૧૨-૦ |
| સંધ્યાના રંગ | ૧-૪-૦ | રાસકટોરી | ૧-૦-૦ |
| સરભ | ૦-૧૨-૦ | ગૃહલક્ષ્મી | ૧-૦-૦ |
| યુગાંતર | ૧-૦-૦ | પદ્મિની | ૧-૮-૦ |
| કોરી કિતાબ | ૧-૬-૦ | સુહાસિની | ૦-૧૨-૦ |
| પૂર્વજોને પાપે | ૧-૪-૦ | ભગવા નેજો | ૧-૦-૦ |
| ખિલખિલાટ | ૧-૦-૦ | સ્વાર્પણ | ૦-૧૨-૦ |
| આમવિચારણા | ૦-૮-૦ | દેવદાસી | ૦-૧૨-૦ |
| જીવનચક્ર | ૧-૪-૦ | ભસ્માંગના | ૧-૪-૦ |
| લગ્ન ધર્મ કે કરાર? | ૧-૮-૦ | હાસ્યછાંટણાં | ૧-૪-૦ |
| દશમી | ૦-૮-૦ | વિરાટનો ઝભ્ભો | ૧-૦-૦ |
| પાંખડીઓ | ૧-૮-૦ | ઓટનાં પાણી | ૧-૦-૦ |
| રામરોટી | ૧-૮-૦ | પ્રિયતમા | ૦-૮-૦ |
| રાસ રમણા | ૦-૧૦-૦ | તાત્યારાવનું તાવીજ | ૧-૮-૦ |
| અરક્ષણીઆ | ૦-૬-૦ | કોણ ગુન્હેગાર | ૧-૦-૦ |
| કલ્પનાનાં પ્રતિબિંબ | ૦-૮-૦ | પ્રેમોપચાર અને આસનો | ૧-૮-૦ |
| સમયનાં વ્હેણ | ૦-૬-૦ | પરણ્યા પહેલાં | ૧-૮-૦ |

મળવાનું ઠેકાણું:—

## ધી બરોડા જનરલ એજન્સી—

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ } આણંદ { કાર્તિક
વર્ષ ૧૭ } { અંક ૧

પ્રિય ભાઇબ્હેન,

નવા વર્ષને શુભપ્રભાતે આત્માનાં અને શરીરનાં સૌ બ્હેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષના 'સત-રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાથી અમૃતમાં, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાંથી સ્નેહમાં, હિંસામાંથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાંથી ઐક્યમાં, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે નરકમાંથી સ્વર્ગમાં પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભ બુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૬

સર્વમિત્ર
નરસિંહભાઇ પટેલ,
તંત્રીનાં સ્નેહવંદન

# સમાજમાં સ્ત્રીનું સ્થાન

**પ્રાચીન** આર્યાવર્તની રમણીઓ પોતાના સતીત્વ અને પત્નીવ્રત તેમજ વિદ્વત્તાથી ભારતને ઉજ્જ્વલ કરી ગઇ છે. તેઓનાં નામ આપણી ભગિનીઓને માટે મહા પ્રાતઃસ્મરણીય છે, તેનું કારણ એ છે કે તે સમયે સ્ત્રીવર્ગનો અધિકાર પુરુષ વર્ગના જેટલો હતો. પુરુષો પણ સ્ત્રીઓના અધિકારને માન આપતા અને તેમનો આદરસત્કાર કરતા. સ્ત્રી એ પુરુષની દાસી થવા નિર્માએલી છે એવી નીચ ભાવના તે સમયે નહોતી.

સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ ગણાય છે; તેથી તેના વિના કોઇ પણ કાર્યમાં પૂર્ણતા સંભવી શકે નહિ. જો બંને અંગો પરસ્પર અનુકૂળ રહે તોજ આ સંસાર સારી રીતે ચાલી શકે અને સુખી થઇ શકે. જેમ રથને એક ચક્ર નાનું હશે અથવા મોટું હશે તો તે રથ ચાલી શકશે નહિ; તેમ સ્ત્રીપુરુષના સંસારરથના ચક્રમાં જો એવી વિષમતા હશે તો એ રથ બિલકુલ ચાલી શકશે નહિ.

ભગવાન મનુ પણ કહે છે કે यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः। જ્યાં સ્ત્રીઓ પુજાય છે ત્યાં દેવતાઓ વાસ કરે છે, અને જ્યાં દેવતાનો વાસ હોય છે ત્યાં આપોઆપ સર્વસ્વ મળી રહે છે. સુખ, સમૃદ્ધિ, વૈભવ, બધુંય સ્ત્રીઓ તરફ માનની લાગણી હોવાથીજ સંભવી શકે.

એથી ઊલટું જ્યાં સ્ત્રીઓનો અનાદર થાય છે ત્યાં સર્વ કાર્યમાં નિષ્ફળતા સિવાય બીજું કાંઇજ અનુભવાતું નથી.

સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેજ ફક્ત આ સંસારમાં તેનો સાચો મિત્ર છે. પુરુષને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવવામાં સ્ત્રી દરેક રીતે સહાય થાય છે, એમ મહાભારતમાં પણ કથન છે. પ્રાચીન કાળમાં સ્ત્રીઓને આ અધિકારને લાયક બનાવવા માટે શિક્ષણદ્વારા જ્ઞાન-અપાતું હતું. અને તેથીજ તેઓ કોઇ પણ કાર્ય સહેલાઇથી સફળ કરતી. વળી આત્મિક અને સામાજિક ઉન્નતિ સાધવા ઉપરાંત બુદ્ધિવાન, ગુણવાન અને સુદૃઢ સંતાનોને જન્મ આપે તેવા પ્રકારની કેળવણી તેમને આપવામાં આવતી હતી.

સ્ત્રી એ પુરુષની અર્ધાંગના છે એ નિર્વિવાદ છે. પુરુષના જીવન સાથે તેણીનું સમગ્ર જીવન એવી રીતે સંકલિત થએલું છે કે તે પુરુષથી કોઇ પણ કાર્યમાં જુદી પડી શકતીજ નથી; પુરુષ પણ તેને જુદી પાડવા અસમર્થ છે. પતિપત્નીના બન્નેના આત્માનું ઉન્મીલન એજ સાચું લગ્ન. અને આ પ્રકારનાં સાચાં લગ્ન તે વખતે થતાં.

આટલું તો સૌ કબુલ કરશેજ કે હિંદુ સંસારમાં–સમાજમાં–ધાર્મિક કાર્ય પુરુષ અને સ્ત્રી બન્નેની એકતા સિવાય સફળતાપૂર્વક થઇ શકતું નથી. શ્રી રામચંદ્રજી જેવા મહાન રાજાને પણ સતી સીતાની ગેરહાજરીમાં સીતાની સુવર્ણપ્રતિમા સાથે રાખીનેજ અશ્વમેધ યજ્ઞ કરવો પડયો હતો. આ ઉપરથી એટલું તો સમજી શકાશે કે હિંદુ સમાજમાં તેમજ અન્યત્ર સર્વ સ્થળે સ્ત્રીએ અને પુરુષે સાથે મળીનેજ કાર્ય કરવું એ સાર્વભૌમિક સિદ્ધાન્ત છે. આ અખિલ બ્રહ્માણ્ડ વિષે પણ ઘડીભર વિચાર કરતાં સમજાશે કે બ્રહ્માણ્ડની પ્રગતિ પુરુષ અને પ્રકૃતિ ઉભયના સંયોગથીજ થઇ શકે.

પણ અત્યારે પુરુષસમાજ તો સ્ત્રીને ગુલામડી તરીકેજ ઓળખે છે! તેને માટે નથી કોઇ કાયદામાં સ્થાન કે નથી કોઇ સમાજવ્યવસ્થામાં. પુરુષને મન સ્ત્રી તો એક રમકડુંજ છે, ફુરસદે રમાડવાનું અને અગવડે આઘું ખસેડી મૂકવાનું; જાણે તેની કામલોલુપતા પોષવાનું સાધન છે. જેમ નાનાં બાળક રમકડાંને રમી રહે એટલે તેમને એક ખૂણામાં નાખી દે છે, તેમ પુરુષ પણ સ્ત્રી જોડે ભોગવિલાસ ભોગવીને તેને ખસેડી મૂકે છે. ત્યારે શું સ્ત્રીઓએ હવે આ સ્થિતિમાંથી છૂટવા પગલાં લેવાં નથી જોઇતાં? બેનો, આપણી શારીરિક અને માનસિક શક્તિની ક્યાં સુધી આમ ખુવારી થવા દેઇશું? હજી જો આપણે કુંભકર્ણની પેઠે ઘોર્યાં કરીશું તો તે આપણનેજ હાનિકારક નીવડશે. આ ગાંધીયુગમાં આપણે જેટલાં આગળ વધીશું તેટલાં વધી શકાશે. માટે દરેક બેને આ અવસર ખાલી ન જવા દેવાં તૈયાર થવુંજ જોઇએ. કહ્યું છે, કે

"સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વ્હાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ."

માટે બેનો, આ પુરુષસમાજને હવે જરૂર ઢંઢોળીને જગાડો. આવો વખત ફરીથી આવશે કે કેમ એ શંકાસ્પદ છે.

'પરાધીન સ્વપ્ને સુખ ન લગાર.' આપણે સારી રીતે જાણીએજ છીએ કે પારકી આશ સદા નિરાશ. એક દશકાથી આપણે માટે પૂજ્ય ગાંધીજી ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. તેઓએ અનેક સંસ્થાઓ દ્વારા આપણી શક્તિ કેળવવા માંડી છે, અને કેટલીયે બેનો એ સંસ્થાઓમાં ભાગ લેઇ રહી છે. છતાં હજુ ઘણીયે અજ્ઞાન બેનોને તે વસ્તુનું પૂરેપૂરૂં ભાન થયું નથી. તે તો પોતાના પૌરાણિક ચીલામાં ચાલ્યાં કરે છે. બેનોએ એટલું તો ધ્યાનમાં રાખવું કે આપણો ઉદ્ધાર જો આપણે કરવો હશે તો આમ અબળા બનીને બેસી રહેવાથી કાંઇયે વળવાનું નથી. પુરુષો આપણી પરતંત્રતા ટાળવાને

ભલે હજારો પ્રયત્નો કરે, પણ જ્યાં સુધી આપણે પોતે અબળાઓ મટી સબળાઓ નહિ બનીએ ત્યાં સુધી તે હજારો પ્રયત્ન વ્યર્થ છે.

હવે આપણે જે વિષે જાણવાનું છે તે વિચારીએ. સ્ત્રીજાતિની જુદી જુદી સ્થિતિમાં એટલે કે કન્યા તરીકે, પત્ની તરીકે, માતા તરીકે અને વિધવા તરીકે સ્ત્રીઓ કેવી દશા ભોગવે છે જોઇએ.

પ્રથમ તો સ્ત્રી ગર્ભવતી હોય છે ત્યારથી જ તે પુત્રની ઇચ્છા અને પુત્રીની અનિચ્છા દર્શાવે છે. પુત્રની ઇચ્છા છતાં જો ભોગજોગે પુત્રી અવતરે છે તો 'પેટ પત્થર પડ્યો!' એમ ઉદ્દગાર કાઢે છે. અને તેનાં સગાંસંબંધીને પણ ખબર શુદ્ધાં મોકલવામાં આવતી નથી. પુત્ર જન્મે તો તો વધામણાં મોકલવામાં આવે છે, સાકર વહેંચાય છે અને કંસાર કરી જમવામાં આવે છે. પુત્રની માતાને પણ માનથી અને વહાલથી બોલાવે ને સુખ પણ આપે. આથી ઊલટી સ્થિતિ પુત્રીની માતાની જોવામાં આવે છે. નથી તેની કોઇ સંભાળ લેતું કે નથી તેને કોઇ પ્રેમથી બોલાવતું. માતાની સ્થિતિ તો બાજુએ રહી, પણ બિચારી નિર્દોષ બાળકીની માવજત પણ કરાતી નથી. 'છોકરીના માટીને શા ઝટકા પડવાના છે?' એમ તેનાં સગાંસંબંધી તરફથી બોલાય છે. માબાપોની અનિચ્છા છતાં જો તેમને ત્યાં પુત્રીનો જન્મ થાય તો કેટલાંક વર્ષ ઉપર તો તે કુમળી કળીને મસળી નાખવામાં, દૂધ પીતી કરવામાં આવતી હતી. હાલ એવા બનાવો ઘણા ઓછા બને છે; નથી જ બનતા એમ તો નથી જ.

આમ નાની નાની બાળકીઓના પોષણમાં, તેમનાં ઓઢવા પહેરવાનાં કપડાંમાં કે ઓસડવેસડમાં પણ પુત્રના જેવું–જેટલું ધ્યાન અપાતું નથી, તો તેને માટે કેળવણીનો પ્રશ્ન તો હોય જ ક્યાંથી? મનુષ્યે વિચાર કરવો ઘટે છે કે પુત્રને કે પુત્રીને જન્મ આપવો એ આપણા હાથની વાત નથી. દરેક મનુષ્યને પુત્રપ્રાપ્તિની ઇચ્છા હોય છે, પણ તેમ થાય તો? રથને જો એક જ ચક્ર હશે તો તે ચાલી શકશે નહિ; તેમ જ પુત્રીઓ વિના સૃષ્ટિ ચાલે જ કેમ? માટે પુત્ર કે પુત્રી પોતાનું સંતાન છે–પ્રભુએ અર્પેલી બક્ષિશ છે એમ સમજી તેમના પ્રત્યે પ્રેમથી સમાન વૃત્તિ રાખવી જોઇએ. પુત્રીનો કે પુત્રનો જન્મ થયે સરખો જ આનંદ માનવો જોઈએ. તેમનાં જીવનવિકાસ માટે એકસરખી કાળજી રાખવી જોઇએ; અને કેળવણી પણ પુત્રપુત્રીને સમાન જ ભાવે આપવી–અપાવવી જોઇએ. સ્ત્રીસમાનતાનાં આ ત્રણ પગથીઆં છે (એમ ૧૯૯૨ના પોષના 'પાટીદાર'માં રા. ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલે સચોટ રીતે બતાવ્યું છે).

પહેલેથીજ છોકરીઓ પ્રત્યે અભાવ હોય, ત્યાં તેને ભણાવવાની કે કેળવવાની તો વાતજ શી? નાનપણથીજ તેમને છાણુ-વાસીદાં સોંપવામાં આવે છે. કન્યાકેળવણીના લાભ ને જરૂરિયાત સ્ત્રીઓ સમજતી નથી અથવા તો તેમને નિશાળે મોકલવાથી પોતાને મળતી મદદ બંધ થાય, તેથી માતાઓ પુત્રીઓને નિશાળેથી ઉઠાડી પણ લે છે. આના કરતાં વળી વધારે શોચનીય વાત આ છે કે પોતાની પુત્રીને ઘરધંધાના કામમાં પણ જોઇએ તેવી કુશળ બનાવવામાં તેની માતા દુર્લક્ષજ આપે છે. 'ગૃહ' એક નાવ કે રાજ્ય તરીકે ઓળખાય છે. ઘરરૂપી નાવ ચલાવવાને જો તેનો નાવિક ચતુર નહિ હોય તો તે નાવ જરૂર ખરાબે અથડાઇ ભાગી જશે યા ડૂબી જશે. ઘરને એક નાનું રાજ્ય ગણવામાં આવે છે. અને એ રાજ્ય ખાસ કરીને સ્ત્રીએ ચલાવવું પડે છે; માટે તે ચલાવવાને જોઇતી કુશળતા દીકરીઓને ખાસ આપવી જોઇએ. ઘરસંસારમાં બીજી પણ ઘણી વિદ્યાનો ખપ પડે છે. અર્થશાસ્ત્ર, આરોગ્ય-વિદ્યા અને પાકશાસ્ત્રનું યોગ્ય જ્ઞાન કન્યાઓને અવશ્ય મળવું જોઇએ.

વળી બાળઉછેરનું શિક્ષણ બાળાઓને ખાસ આપવું જોઇએ. આજની બાળા તે આવતી કાલની માતા છે એ વિસરવું ન જોઇએ. સમાજનો ઉદ્ધાર આ બાળાઓ ઉપરજ છે. જેવી માતા હોય છે, જે ગુણો માતામાં હોય છે તે અવશ્ય બાળકમાં ઊતરે છે. માટે જો બાળાઓને બાળઉછેરનું સંસ્કારી જ્ઞાન આપવામાં આવશે તો તે સંતાનોને સંસ્કારી બનાવી શકશે. આ જ્ઞાન સિવાયની સ્ત્રી કૌટુંબિક જીવનના અને દેશના ભલાને માટે સદા અપંગ રહે છે. અસંસ્કારી માતા બાળકોની હોંસો, રમતગમતો, વગેરે તરફ સંબંધ કે સહાનુભૂતિ રાખતી નથી. બાળકોનો ઘણોખરો વખત માતાની ગોદમાં વ્યતીત થાય છે; એટલે માતા ધારે તે રસ્તે તેના જીવનને વાળી શકે–ઘડી શકે. નાનપણમાં પડેલો શિક્ષણપ્રભાવ આખી જિંદગી સુધી ટકી રહે છે. બાળકો કેવી રીતે સંસ્કારી, વિનયી, વિવેકી, સ્વદેશપ્રેમી અને બહાદુર થઇ શકે અને તે માટે માતામાં પણ કઇ કઇ જાતના ગુણો હોવા જોઇએ, એ ઉપર શિક્ષણમાં પૂરતું ધ્યાન આપવું જોઇએ. જો માતા સુયોગ્ય હશે તો તે પોતાનાં બાળકને સો ગુરુઓ કરતાં પણ અધિક ઉત્તમ જ્ઞાન આપી શકશે. બાળકની ભાવિ ઉન્નતિ યા તો અવનતિ માત્ર તેની માતાની ઉપરજ આધાર રાખે છે. માટે દરેક બેને પોતાની બાળકીઓને 'ગૃહશિક્ષણ'માં આ વિષય તરફ લક્ષ આપી શિખવવું જોઇએ.

નરકમાંથી તારનાર વ્યક્તિ તે પુત્ર, એમ માબાપ ધારે છે અને માને

છે કે પુત્ર ઘડપણમાં અમારૂં રક્ષણ કરશે અને મૃત્યુ પામ્યા પછી શ્રાદ્ધાદિથી અમને તૃપ્ત કરી સ્વર્ગે પહોંચાડશે. પુત્ર વગર મોક્ષ મળતો નથી એવી અંધશ્રદ્ધા સમાજમાં ઊંડાં મૂળ નાખી રહી છે. તેથી જ ૫૦-૬૦ વર્ષની ઉમર હોવા છતાં પુરુષો પુત્ર માટે લગ્ન કરે છે અને તેથી જ પુત્રપુત્રીના ભેદ—પુત્રી કરતાં પુત્ર ઉપર વધુ સ્નેહ, મમતા દર્શાવે છે. પુત્રીઓ પારકા ઘરનું ધન છે, તેના વડે આપણું ઘર ખુલ્લું રહેવાનું નથી, ને આપણને વૃદ્ધાવસ્થામાં પાળનાર નથી, એમ પ્રચલિત લોકમાન્યતા હોવાથી પુત્રી પ્રત્યે બેદરકારી—નિષ્ઠુરતા બતાવાય છે. વળી ચાલુ રીતરિવાજને લીધે પુત્રીની બાબતમાં અનેક વિટંબણાઓ ભોગવવી પડે છે. પુત્રી માટે કુળવાન ઘર, વર, ભારે 'પરઠણ' અને દાણપ્રસંગે માટલીઓ વગેરે કુરિવાજને લીધે તથા અત્યારની આર્થિક તંગીને લીધે પણ પુત્રી પ્રત્યે અણગમો આવે એ મંજૂરિત છે. આ દુષ્ટ માન્યતાઓ અને કુરિવાજો સ્ત્રીસંમાનને ને સમાનતાને ભોગે કયાં સુધી ટકાવી રખાય?

સ્ત્રીઉન્નતિ અને તેમના જીવન વિષે કંઇક ઊંડા ઊતરી વિચાર કરીશું તો જણાશે કે આ વીસમી સદીના આગળ વધેલા યુગમાં પણ હિંદુ સમાજમાં સ્ત્રીઓનાં જીવન શારીરિક અને માનસિક દુઃખથી પીડાઇ રહ્યાં છે.

કન્યા ગમે તે વયે સાસરે આવે—જાય એટલે તે વહુ અથવા પત્નીપદને પામે છે. તે બાર વર્ષની હોય કે સોળ વર્ષની હોય, પણ સાસરામાં ચાલતા પત્નીપદના ઘણાખરા ધારા તેને લાગુ પડે છે. જે છૂટ માબાપને ત્યાં તે ભોગવતી તે છૂટ, માતપિતાનું વહાલ, નાનપણનાં ખેલણાં, સખીઓ સાથેની રમતો, વગેરેને તેણે તિલાંજલિ આપવી પડે છે. અહીં તો સાસુ, નણંદ અને જેઠાણી તેને જે હુકમ ફરમાવે તે કરવાને તૈયાર રહેવું પડે છે. સાસુ અને નણંદ તેને કામ કરનારૂં યંત્ર જ સમજે છે. ન લાગે તેને થાક, કે ન જાણે તેને આનંદ; વાચાને તેણે અટકાવવી પડે છે, હાસ્યને તેણે છેલ્લી સલામ કરવી પડે છે, *ચોરગતિથી ચાલતાં તેણે શીખવું પડે છે.* આ બધું શું સૂચવે છે? આવી અને આવી બીજી કેટલીયે રીતે સ્ત્રીઓનાં તેજ, બુદ્ધિ અને શક્તિ હણાઇ રહ્યાં છે. તેમનો શારીરિક અને માનસિક વિકાસ થતો અટકે છે. અંત્યજ જેમ સમાજની સૌથી ઉત્તમ સેવા કરે છે છતાંયે તે ધિક્કારાય છે, તેજ પ્રકારની સ્થિતિ વહુની છે. જો સાસુ કે નણંદ દુષ્ટ સ્વભાવની હોય છે તો તો તે બિચારીને ઘણો ત્રાસ પડે છે. તેના પતિને સાચાંજૂઠાં કરી, કાન ભંભેરી માર મરાવવાનાં પણ ઘણાં દષ્ટાન્તો જોવામાં આવે છે. 'સાસુ ભાગે તે ઠીકરાં, ને વહુ ભાગે તે ઠલેડાં,' એ કહેવત પ્રમાણે વહુનું દરેક કાર્ય

વખોડવામાં—નિંદવામાં આવે છે. તેનું શરીર અશક્ત હોય કે બીજી કોઇ હરકત હોય, ટાઢ હોય કે તાપ હોય, પણ વહુ થઇ એટલે એણે તો સૌ સૂતા પછી સૂવું અને ઊઠતા અગાઉ ઊઠવું જ પડે. 'ટાઢ વાય સૌને, ના વાય વહુને!' કકડતી ઠંડીમાં સૌ શગડીએ તાપવા બેસે, પણ તે લાભ વહુથી ન લેવાય. ગમે તેટલો પસીનો થતો હોય તોપણ વહુનું માથું અજાણ્યે પણ ના ઊઘડી જવું જોઇએ!

ખરેખર સમાજમાં અને સાસરામાં સ્ત્રીની કંઇ કિંમત જ નથી. સમાજે પુરુષને ચાર ચાર અને પાંચ પાંચ વખત પરણવાની છૂટ આપી છે, એટલે પુરુષ તેનો લાભ કેમ ગુમાવે? પુરુષને સ્ત્રી પ્રત્યે અણગમો આવે કે તેનામાં કોઇ ઊણપ જણાય તો તુરત જ ફરી લગ્ન કરી દે. ત્યારે પુરુષ ગમે તેવો ભ્રષ્ટ હોય તોપણ સ્ત્રીએ તેને આખી જિંદગી પર્યંત નિભાવી જ લેવો પડે. સ્ત્રી પ્રત્યે કોઇને નથી થતો શોક કે નથી આવતી દયા. સમાજ તો 'વહુ મોઇ ને ઊંદરડી મોઇ' બરાબર સમજે છે! બેનો, હવે કયાં સુધી આ રૂઢિમાં સડયા કરીશું? આપણે હવે દૃઢ નિશ્ચય કરવો જોઇએ કે જે કોઇ પુરુષને એક સ્ત્રી હયાત હોય તેની સાથે આપણી પુત્રીને અગર બેનને પરણાવવી નહિ. આથી પુરુષો આપણી કદર કરતાં શીખશે; પ્રેમલગ્નને બદલે દેહલગ્ન થતાં અટકશે અને આપણી ઉન્નતિ થવા પામશે.

આજે તો દુઃખમય સ્થિતિમાં પત્નીને જોઇ તેમના પતિદેવો પણ તેમને તેજ સ્થિતિમાં રાખવા માગે છે. તેમનામાં તેમની સ્ત્રીઓનો માર્ગ સરળ કરી આપવા વિચાર સરખો પણ નથી હોતો. સ્ત્રીઓનાં દિલદર્દ માટે સમાજને કે કુટુંબને બે શબ્દો કહેવા હોય તો રૂઢિની હદ વળી જાય, જાણે કેમ તેમની કીર્તિને કલંક લાગે! એમ કરવા જતાં સ્ત્રીઓની સ્થિતિ વધારે કફોડી થાય છે. તેમના જીવનમાં નિરાશા, માનવહીનતા અને રૂદન વ્યાપી રહ્યું છે. સમાજમાં આવાં સ્ત્રીજીવનને લીધે અનેક પ્રયત્નો છતાં દેશ આઝાદ બને એ અસંભવિત છે. આવા સ્ત્રીજીવનથી બનતી પ્રજા માયકાંગલી, શૌર્યહીન અને નિર્માલ્ય જ હોય; અને વંશપરંપરા આવું જ ચાલતું આવેલું તેનું પરિણામ અત્યારે હિંદની વસતિ આવાંજ ગનુષ્યોથી ઉભરાએલી છે અને ભૂખે મરે છે.

સ્ત્રીને અને હિંદને આવા દુઃખમાંથી બચાવવા માટે યુનિવર્સિટીની ઊંચી ડીગ્રીઓની કંઇ જરૂર નથી. સાચી રીતે તો સ્ત્રીસમાજના સાધારણ કહેવાતા રૂઢિબંધનના સડા દૂર કરવા જોઇએ. મજૂરની માફક ગૃહકાર્ય કરતી વહુ—પુત્રવધૂ—ઉપર દયાકરુણા જોઇએ, માનવપ્રેમ જોઇએ. સ્ત્રી- અને દેશ-ઉન્નતિની ધગશ જોઇએ.

વિધવા સ્ત્રીની સ્થિતિ સૌ કરતાં વધારે દયાજનક છે. પતિના મૃત્યુનો કારમો ઘા તો તેને લાગેલો જ હોય છે, વૈધવ્યનું અસહ્ય દુઃખ તેને કર્મે ચોટેલું જ હોય છે, ત્યાં તેને 'દાઝ્યા ઉપર ડામ' દેવામાં આવે છે. વિધવા એટલે સહનશીલતાની મૂર્તિ—વિધવા એટલે બસ, ત્યાગની મૂર્તિ! કુદરતે બક્ષેલા માથાના વાળ પણ વિધવા થયે તેણે ત્યજવા પડે છે. ના તેનાથી કોઈ અલંકાર પહેરાય કે નાં તેનાથી સારાં કપડાં પહેરાય, ના તેનાથી કોઈ શુભ પ્રસંગમાં હાજર રહેવાય કે ના તેનાથી ધોળમંગળ ગવાય! અને કોઈ શુભ કાર્યમાં તે નજરે જ પડે તો ય તેને ધુત્કારમાં આવે ને તેનાથી અપશુકન થયા એમ મનાય!

જો વિધવા થવું એ સ્ત્રીના હાથમાં નથી, તો તેને આમ તિરસ્કારવી શા માટે? "હિન્દુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે," એમ ગાંધીજી કહે છે તે સત્ય જ છે. વિધવા એટલે ધણી વિનાનું 'નિરાધાર' ઢોર, જેને બિલકુલ કોઇનો આધાર નથી એવી કરુણા મૂર્તિ! વિધવાને ઘડ્યા પછી તેની શી દુર્દશા થાય છે તે વિધાતાને ને સમાજને જોવાની પરવા નથી અને ખરેખર થાય છે પણ તેમજ. આજે સમસ્ત હિંદુસ્થાનમાં આવી કેટલીયે હિંદુ વિધવાઓ ખૂણે બેસી આંસુ સારી રહી છે.

વિધવા થયે ઘણુંખરૂં તેણે માબાપને ત્યાં જ રહેવું પડે છે. અને જો માતાપિતા અશક્ત હોય કે મૃત્યુ પામ્યાં હોય તો તેને ભાઈભોજાઈને હાથ રહેવું પડે છે. ભોજાઈ જો સદ્‌ગુણી હશે, પ્રેમાળ હશે તો વિધવાની કંઇક દયા ખાશે. જો કુપાત્ર હોય છે તો તેને અસંખ્ય દુઃખ દે છે, ગુલામડી કે ચાકરડી જેવી ગણે છે ને આખો દિવસ એક પેટ માટે તેની પાસે સખત મજૂરી કરાવે છે. જો સાસરામાં રહેવાનો પ્રસંગ આવે છે તો ત્યાં પણ તેને સાસુ, નણંદ અને જેઠાણી હાડછેડ કરે છે. ઘણું કરીને તો ત્યાં પિયેર કરતાં વધારે આપત્તિ ભોગવવી પડે છે. કેટલીક વિધવાઓને તો પિયેરમાં કે સાસરામાં કોઇ ના હોય અથવા હોય તો ત્યાં બને નહિ, અને બનતું હોય તો તેઓને જ ખાવાના સાંસા પડતા હોય તો જોઇ લો એ બિચારી વિધવાની સ્થિતિ! એકાદ ઓરડી ભાડે રાખી, તેમાં એ એકલી રહે છે અને દળણાં, ખાંડણાં કે બીજી મહેનતમજૂરી કરી પોતાનું ગુજરાન મહામુશ્કેલીથી ચલાવે છે. પણ 'તાંતણની તોલડી તેર વાનાં માગે' અને દળણાંખાંડણાંની મજૂરી ઘણી જૂજ મળવાથી તેને ભૂખમરો વેઠવો પડે છે. આમ આર્થિક દુઃખથી જ કંટાળી નાછૂટકે તેઓ ખોટે માર્ગે ચઢવા ને કુકર્મો કરવા પ્રેરાય

છે. વિધવાને આ કુમાર્ગેથી સુમાર્ગે દોરવી એ ઘણું અગત્યનું કામ છે. સમાજે તેની આર્થિક મૂંઝવણી ટાળવા માટે ઉપાયો લેવાજ ઘટે.

વિભક્ત અને અવિભક્ત કુટુંબની ભાવના, એ પ્રશ્ન પણ આપણી પ્રગતિને માટે અત્યંત અગત્યનો છે.

આ બન્ને ભાવનાનું આલેખન તથા તેમાં રહેલા ગુણદોષ ભારતવર્ષની આ સંક્રાન્તિના સમયમાં અતિમહત્ત્વના છે, અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીજાતિને એથી કેટલા લાભાલાભ અને ન્યાયાન્યાય થાય છે તથા સ્ત્રીઓએ એમાં શો ભાગ ભજવવાનો છે, એ બાબત ઉપર યથાર્થ વિચાર કરવાની જરૂર છે.

અવિભક્ત કુટુંબ એટલે એકત્ર અથવા સંયુક્ત કુટુંબ, તેને અંગ્રેજીમાં Joint Family System કહે છે. તે પ્રશ્ન પરાપૂર્વથી વિચારાઇ રહ્યો છે.

અવિભક્ત કુટુંબની ભાવનાનો મહામંત્ર 'આત્મભોગ' છે. એ આત્મભોગની ભાવના એકત્ર કુટુંબમાં યથાશક્તિ ખીલી શકે છે. વ્યક્તિગત દુઃખના સમયમાં બહોળા કુટુંબમાં હોવાથી પૂરતું આશ્વાસન મળે છે, પરસ્પર મદદ પણ મળે છે; આત્મિક, સામાજિક અને ધાર્મિક ઉન્નતિ પણ કરી શકાય છે, તેમજ સદ્યારતા અને સહકારતા, સહનશીલતા અને સહિષ્ણુતા તથા ક્ષમા અને શાન્તિ જેવા ઉચ્ચ ગુણો પણ સંયુક્ત કુટુંબમાં રહેવાથી વધારે કેળવાય છે.

આ ભાવના ઘણી જૂની અને ઉત્કૃષ્ટ તથા આદર્શરૂપ તો છેજ; પણ સમય જતાં તેમાં રહેલી ગંભીરતા ઘટવા લાગી ને તે પ્રથા માત્ર રૂઢિરૂપજ થઇ રહી. પરિણામે કુટુંબનાં મોટેરાં નાનેરાંનાં રક્ષકને બદલે ભક્ષક બનવા લાગ્યાં. તેમાં વળી પરણીને આવેલી નવવધૂની સ્થિતિ તો અવિભક્ત કુટુંબમાં ઘણીજ દયાજનક બને છે. વહુ એટલે એક નજીવી વસ્તુ. તેની દશા 'ઘાંચીના બળદ' કરતાં પણ વધારે અધમ હોય છે. વગર પગારના પેટીઆ ઢોર પેઠે સવારથી સાંજ સુધી તનતોડ મહેનતથી લોહીનું પાણી કર્યા છતાં પણ ઘરનાં નાનાંથી તે મોટાં સુધીનાં મેંણાં-ટાંણાં તેણે ખાવાનાં; અને દૈવવશાત્ વિધવા થતાં નેસ પગલાંની મનાઇ કુટુંબના માણસોથી તિરસ્કાર પામી ઘરના કોઇ ખૂણામાં અંધકારમય જીવન વ્યતીત કરવાનું!

વર્તમાન હિંદની સંક્રાન્તિના આ સમયમાં એજ કન્યાઓ અને એજ સ્ત્રીએ બળવો ઉઠાવવાની અને એ જૂની પ્રથાને કાં તો પૂરી સુધારી, અને તેમ કરવું અશક્ય હોય તો તેને નષ્ટ કરી વ્યક્તિગત સ્વાતંત્ર્ય મેળવવાની ખાસ જરૂર છે.

જ્યાં સુધી આપણા સંસારમાંથી તેમજ સમાજમાંથી સ્ત્રીજીવનની અધોગતિ કરનાર એ જૂની પ્રથાને પૂરેપૂરી સુધારી અગર નાબૂદ કે નષ્ટ કરી આપણી

બાળાઓનાં જીવનને ઉન્નત કરવાની કોશિશ કરવામાં નહિ આવે, તેમજ આપણા ગૃહજીવનમાં સ્વરાજ્યની સ્થાપના કરવામાં નહિ આવે, તથા સ્ત્રીઓને ઉન્નતિને માર્ગે ચઢવાની તથા તેનું જીવન સુખમય, આનંદમય અને શાન્તિમય બનાવવાના સતત પ્રયત્નો કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણા દેશનું સ્વરાજ્ય આપણે માટે ઘણું દૂર છે.

ઓ સમાજસુધારકો, જો તમે સુધારો કરવા ચાહતા હો તો, સમાજની ઉન્નતિ કરવા ચાહતા હો તો, તમારી બેનો, માતાઓ, પુત્રીઓ, જે હાલ પરાધીનતાની બેડીમાં જકડાઇ અનેક દુઃખો ભોગવી હાય નાખી રહી છે, તેમને યોગ્ય સ્વતંત્રતા આપી તેઓ હાલ જે સ્થિતિ ભોગવે છે, તેમાંથી તેમનો ઉદ્ધાર કરો—તેમને બચાવો. આથી તમને સમાજના દરેક કાર્યમાં મદદ મળશે, તે કાર્ય જલદી ઉકેલાશે, તેમજ સહચાર વધવાથી જે કામો અતિ વિકટ લાગે છે તે સુલભ થઇ પડશે. માટે જમાનાને અનુસરી તેઓની પ્રગતિ થાય એમ દરેકે પગલાં લેવાં જોઇએ.

અને બેનો, આપણે પણ આપણા મનોબળથી અને આત્મશ્રદ્ધાથી, સત્યને અને નીતિને વળગી આપણું વર્તન અને વિચાર વધુ ઉચ્ચ બનાવવા પ્રયત્ન કરીએ, તો નિશ્ચય જાણજો કે આપણા ઉન્નતિમાર્ગમાં આપણને દેખાતા કંટકો પોતાની મેળેજ દૂર થઇ જઇ આપણી ઉન્નતિ કરવાનો માર્ગ સરળ બની જશે. પ્રભુ, અમને સર્વને સાહસ અને શૌર્ય અર્પી અવનત સ્થિતિમાંથી બચાવ, એ જ પ્રાર્થના. અસ્તુ!

પેટલાદ ડાહીબેન દેસાઇ

—*—

## આજની કેળવણી

[બર્નાર્ડ શો (Bernard Shaw) નામે પ્રખ્યાત અંગ્રેજ વિચારકે લખેલા 'The Intelligent Woman's Guide to Socialism and Capitalism=સમાજવાદ અને મૂડીવાદ વિષે બુદ્ધિશાળી સ્ત્રીને માર્ગદર્શન' નામે પુસ્તકમાંથી નીચેના ઉતારા લીધા છે.]

**આજની** કેળવણીનો એક અર્થ એ છે કે પાઠ શીખવા અને તે પાઠ બાળકોએજ શીખવા, કારણ કે તે બાળકો મોટાં થાય છે તેની સાથે તેમને શીખવાનું પણ બંધ થાય છે. હું સિત્તેર વર્ષ ઉપરનો થયો હોવાથી તમને ખાતરી આપી શકું છું કે આપણી શક્તિઓનો નાશ ન થાય તો મરતા

સુધીયે આપણું શીખવાનું બંધ નથી થતું. આપણને શાળાપાઠશાળામાં જે શિખવાય છે એ વિષે સામાન્ય રીતે કહું તો એથી સત્યનો થોડોજ ભાગ અને અસત્યનો મોટો ભાગ આપણે પામીએ છીએ. અને ત્યારે એ વાત આશ્ચર્યજનક નથી કે જે થોડું જ ભણ્યા છે તેજ વધારે સમજે છે. બાળકોને અને મોટાંને કંઇ ખાસ કારણે અમુક વિષય શીખવાની જરૂરજ હોય તે સિવાય તે વિષય શીખવાની તેમને ફરજ પાડવાથી તેમને ખરેખરજ હાનિ થાય છે. આજની પરીક્ષા માટે ભણવાથી માનસિક નિર્બળતા જરૂર આવે છે. ડિકન્સનો મિ. ટૂટ્સ (Mr. Toots) એ માત્ર મશ્કરીનું પાત્ર નથી, એ તો આપણી શાળાપાઠશાળામાં પ્રવર્તી રહેલી બુદ્ધિશક્તિના નાશનું સાચું ચિત્ર છે (પૃ૪ ૪૧૩–૧૪).

સામાન્ય પરિણામથી જોઇએ તો જેને આપણે આજે કેળવણી કહીએ છીએ એ તો ખરેખર નિષ્ફળતાજ છે. પોતાની ભાષા બોલતાં, વાંચતાં અને લખતાં શીખવાનું કામ એકજ વર્ષનું છે; પણ એટલા માટે ગરીબ સ્ત્રીના બાળકને નવ વર્ષ સુધી શાળાના કેદખાનામાં રાખવામાં આવે છે. અને એ નવ વર્ષને અંતે પણ એ કેદી એમાંનું કશું યોગ્ય રીતે શીખ્યો હોતો નથી. ૨૬ વર્ષ સુધી સર્વસામાન્ય ફરજિયાત કેળવણી અપાયા પછી પણ, સ. ૧૮૯૬માં ગણિતશાસ્ત્રનાં સાહિત્ય બનાવનાર મંડળીના મંત્રીએ મને કહેલું, કે મારી મંડળીના ઘણાખરા સભ્યો તો માત્ર અમુક નિશાનીથીજ પોતાની સહી કરી જાણે છે. ધનવાનોના દીકરાઓને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ (જેમાંની કેટલીક ખાનગી શાળાઓ તો પ્રજાધનનો દુરુપયોગજ કરી રહી છે), તથા પાઠશાળા, નામે ત્રણ કેદખાનાંમાં લાગલાગટ પૂરી રાખવામાં આવે છે; અને તે પણ બારથી ચૌદ વર્ષ સુધી. અને ત્યાં તેમને પ્રાચીન ભાષાઓ અને ઉચ્ચ ગણિતવિદ્યા વગેરે વિષયો શિખવાય છે (પૃ૪ ૪૧૬).

છતાંયે, અજાણતાં તેનાથી એક લાભ થાય છે. યુનિવર્સિટીનો વિદ્યાર્થી ત્યાં કશુંયે ન ભણવાનોજ નિશ્ચય કરીને બેઠો હોય, છતાં તેને ત્યાંના સામાજિક વાતાવરણથી એક પ્રકારે એવો લાભ મળે છે, જે તેને ઘેર નથી મળતો. ત્યાં તો એ ઘરની દીવાલોની પેટીમાં અશિષ્ટ આચારવિચારનાં બે ચાર મોટેરાંના અને બે ચાર નાનેરાંનાજ સહવાસમાં તેને જીવન ગાળવાનું હોય છે. ત્યાં તેને સ્નેહ દેખાય છે, પણ એ સ્નેહમાં કશી સંસ્કૃતિ હોતી નથી. બીજા એવાજ થોડાક મહેમાનો એ ઘરમાં આવે છે, એ પણ એવાજ હોય છે. અતિશય ગરીબનો ત્યાં સત્કાર થતો નથી, અતિશય ધનવાન દીવાલોની એ

પેટીમાં પગ મૂકવાની યે પરવા કરતો નથી. આ મધ્યમ વર્ગનાં કુટુંબો પોતાના દીકરાઓને યુનિવર્સિટીમાં મોકલી શકતાં નથી, અને પંદરેક વર્ષના થતાં તો તેમને કારખાનામાં કામ કરવા મોકલી દે છે. ત્યારે આવાં કુટુંબોમાં ઊછરેલા યુવકો, આપણી યુનિવર્સિટીમાંથી નીકળેલા યુવકોની તુલનામાં છેક ગ્રામ્ય ને અસભ્ય નીવડે તેની તો કોઇથી ના પાડી શકાય એમ નથી. ઘરની દીવાલોની પેટીમાં પુરાઇ રહેલી સ્ત્રી પોતાનો મોભો અને પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા માટે, સમાજના મોટા ભાગનાં જે માણસોને પોતાથી હલકાં માને છે તેમની પ્રત્યે તિરસ્કારભર્યું વર્તન રાખે છે અને પોતાના જ જેવા સામાજિક મોભાનાં ખાનાંમાં ભરાઇ રહેલાં થોડાંક જ માણસો પ્રત્યે એ સભ્યતા જાળવી રાખે છે. કારણ કે ધનની અસમાનતાને જ પરિણામે આવાં નાનાં મોટાં ખાનાં બંધાઇ ગયાં હોય છે, તેમાં ભરાઇ રહેલા લોક પોતપોતાનાં ખાનાંમાં જીવ-સટોસટ ભરાઇ રહેલાં હોય છે અને નીચેના ખાનામાંથી ઉપરના ખાનામાં જનારને ઉપરનાં ખાનાંવાળા લાત લગાવે છે. યુનિવર્સિટીમાં નહિ ગએલી એ વર્ગની સ્ત્રી જો લાગ મળે તો પોતાનાથી ઉપરનાં ખાનાંના લોકને પગે દીનભાવે વળગી રહે છે, પણ જો એ યુનિવર્સિટીમાં ગઇ હોય તો ત્યાં સેંકડો યુવતીઓ સાથે સમાનભાવે તેને ભળવાનું મળે અને ત્યારે સૌ સાથે સભ્યતાથી વર્તવાનું એને ત્યાં શીખવાનું મળે. બેશક એ વાત સાચી જ છે કે યુનિવર્સિટીની સભ્યતા એ કંઇ શ્રેષ્ઠ સભ્યતા નથી જ. અને કેમ્બ્રિજની અને ઓક્સફર્ડની યુનિવર્સિટીઓ તો અતડાપણાના માળા છે એમ જે કહેવાય છે તેને માટે અનેક સાચાં કારણ છેઃ ત્યાં અતિશય ઘૃણાવૃત્તિ સેવાય છે. છતાં યે ત્યાંની ઘૃણાવૃત્તિ દીવાલપેટીની ઘૃણાવૃત્તિ જેવી ભયંકર નથી હોતી. દીવાલપેટીમાં પાકેલી સ્ત્રીને તો ઊંચાનીચા વર્ગના લોક સાથે કેમ ભળવું તેનું જ ભાન નથી હોતું, ત્યારે યુનિવર્સિટીમાં પાકેલી સ્ત્રી ગમે તે વર્ગના લોક સાથે કંઇ વાંધા-વધરા વિના ભળી જાય છે. પણ યુનિવર્સિટીના અભ્યાસક્રમ સાથે આને કંઇ લેવાદેવા નથી અને ત્યાં પરીક્ષાઓથી પીસાતું પતંગિયું ભાગ્યે જ સભ્યતા શીખે છે. વળી હવે તો, દીવાલપેટી તોડીને મંડળીઓમાં ને સંસ્કારી સંમેલનોમાં જનાર સ્ત્રીપુરુષોને સભ્યતા શીખવાના ઘણા પ્રસંગો મળે છે. અને દીવાલપેટીની સભ્યતા કરતાં જેમ યુનિવર્સિટીની સભ્યતા ઊંચા પ્રકારની છે, તેમ ઉદ્યાન-નગરોની અને ગ્રીષ્મશાળાઓની સભ્યતા યુનિવર્સિટીની સભ્યતા કરતાં ઊંચા પ્રકારની છે. દીવાલપેટીમાં ભરાઇ રહેલા આપણા સમાજની દૃષ્ટિએ 'નિર્બંધ સહચાર' શબ્દ કરતાં બીજો કોઇ ભ્રષ્ટ અને ભયંકર શબ્દ નહિ હોય. પણ 'દેખતાંની સાથે જુવાન સ્ત્રીપુરુષો એકબીજાને ભેટી પડે' એવા એ શબ્દના

ખાસ અને ભ્રષ્ટ અર્થને બાદ કરીને જોશો તો સભ્યતાના મૂળમંત્રમાં તમને નિર્બન્ધ સહચાર જણાશે. અને માટેજ દીવાલપેટી કરતાં યુનિવર્સિટીમાં અને યુનિવર્સિટી કરતાં થિયોસોફીકલ અથવા સોસિયાલિસ્ટ ઓશ્રમશાળામાં નિર્બન્ધ સહચાર વધારે છે, તેથીજ વધારે સભ્યતા ને શિષ્ટાચાર છે (પૃષ્ઠ ૪૧૭–૧૯):

---

## એસતે વર્ષે

સમાજ એટલે જૂદી જૂદી વ્યક્તિઓનો બનેલો જથ્થો કે જનસમૂહ. પછી તે સમૂહમાં સંસ્કારી, શિક્ષિત, બુદ્ધિમાન, ચારિત્ર્યશીલ, વિચારવંત, અસંસ્કારી, અશિક્ષિત, વગેરે ગમે તેવી વ્યક્તિઓ હોય. પ્રત્યેક સમાજમાં આવી વ્યક્તિઓનું પ્રમાણ ઓછુંવત્તું હોય છેજ, અને તેટલાજ માટે દરેકને લાગે વળગે છે ત્યાં સુધી દરેકે પોતાના એ સમાજને અભિમાન લેવા યોગ્ય એવો આદર્શ અને નીતિમય બનાવવા માટે હમેશ તત્પર રહેવું જોઈએ. પણ સદા આમ બનતું નથી, કારણ કે દરેકના આદર્શો સમાન હોતા નથી. આવા સમાજમાં કેટલાંક ઓછાં પાત્રો અને જૂનવાણી વૃદ્ધો પણ હોય છે. તેને કારણે સમાજમાં અમુક પ્રકારના દોષો પ્રવર્તે છે. તેનો નાશ યુવકો સિવાય કોઈયે કરી શકે તેમ નથી, તેથી યુવકોએ આજે જાગ્રત થવાનું છે.

યુવકો બધું યે સમજે છે, પોતાની ફરજનું તેમને ભાન પણ છે. પ્રત્યેક સમાજની પેઠે આપણો પણ સમાજ પ્રગતિશીલ છે. તેથીજ આ પ્રગતિના જમાનામાં યુવકો પ્રગતિને પથે વિચરે છે, જ્યારે વડીલો પોતાનો જૂનો ચીલો છોડવા ખુશી નથી. આથીજ વૃદ્ધો અને યુવકોના વિચારોમાં ઘણુંજ અંતર હોય છે. વૃદ્ધો જૂનું એટલું ખરું, વડીલોએ કર્યું તેમ કરવું, એમ માની બેઠેલા સ્થિતિચુસ્ત કે રૂઢિચુસ્ત હોય છે. પણ યુવકો રૂઢિના પાલનમાંના લાભાલાભનો વિચાર કરી, અહિતકર્તા રૂઢિનો નાશ કરવાના વિચારના હોય છે. અને તેનેજ પરિણામે સુધારાની આશા યુવકો પાસે રાખી શકાય તેટલી અન્ય પાસે ન રાખી શકાય. છતાં આથી બધાય વૃદ્ધો રૂઢિના દાસ છે ને બધાય યુવકો સુધારાને શિખરે પહોંચવાની ધગશવાળા છે એમ તો નજ કહી શકાય. ગાંધીજી વૃદ્ધ હોવા છતાં ગમે તેવા યુવકને શરમાવે તેવા પ્રખર સુધારક છે, અને ઘણા યે યુવકો છેકજ જૂનવાણી હશે. ઘણીયે વખત જર્જરિત ખોખામાં સુધારાની ધગશ અને થનગનતું લોહી વહેતું જોવામાં આવે છે, જ્યારે એથી વિરુદ્ધ યૌવનથી પ્રફુલ્લિત અલમસ્ત શરીરમાં સુધારાની

શૂન્યતા ને વૃદ્ધત્વની ટાઢાશ નજરે પડે છે. મતલબ કે યૌવનયુક્ત શરીરવાળાને નહિ, પણ નવયુગની નૂતન ભાવનાથી રંગાઈ તેને ઝીલી પોષી શકે એવા, અહિતકર્તા સત્તા સામે ઝઝુમનારા, અયોગ્ય રૂઢિ સામે જેહાદ પોકારનારા, ધગશથી ભરપૂર એવા પ્રાણવાન પુરુષોને જ યુવકો કહી શકાય.

હવે આવા યુવકો સમાજસુધારામાં ઘણો જ ફાળો આપી શકે એમ છે, એમ જ નહિ પણ પ્રચારકાર્ય કરી પોતાની બુદ્ધિ, શિક્ષણ અને કાર્યશક્તિના પ્રભાવને બળે, પોતે જે સુધારક સદ્વિચારો સેવતા હોય તેની બીજા ઉપર સારી ઉપર સારી છાપ પાડી હાલના સમાજના જર્જરિત ખોખામાં નવજીવન અને નવા પ્રાણ પૂરી શકે એમ છે. સમાજ આવા યુવકો પાસે સુધારાની આશા જેટલી ન રાખે તેટલી ઓછી! છતાં આવા યુવકો સમાજને જોઈએ તેવો કેમ સુધારી શકતા નથી, પોતે સમાજમાં જોઈએ તેટલા આગળ કેમ વધી શકતા નથી, તેનાં કારણો પણ જોવાની જરૂર તો છે જ.

યુવકો હજી વડીલોથી બહુ જ ડરીને ચાલે છે. કેટલાક નગ્નસત્ય પ્રશ્નોમાં પણ યુવકો વડીલોના ચીલા તોડી શકતા નથી. સત્ય પ્રત્યે પ્રીતિ રાખી ન્યાય અને સમાનતાના પાલનઅર્થે આ જીવન છે એ યુવકોએ ભૂલવા જેવું નથી. સિદ્ધાન્તને અનુસરી પોતાના સ્વતંત્ર વિચારોને વિવેકબુદ્ધિથી કેળવવા પૂરતો પુરુષાર્થ યુવકોએ આદરવો જોઈએ. સત્ય લાગતું હોય તે પોતાના વડીલ, માબાપ કે સમાજ આગળ રજૂ કરતાં યુવકોએ સહેજ પણ ડરવું જોઈએ નહિ. તેમ ન કરે તો પોતાના વિચારોનું ખંડન થવા દેવાથી વિચારશક્તિ અને કાર્યશક્તિનો નાશ થાય છે. જૂના વાતાવરણ પ્રમાણે વર્તવાથી કદાચ તમને પૈસાટકાનો લાભ થવાનો હોય, કીર્તિવાન, કુશળ અને ડાહ્યા લેખાવાના હો, તો તે સર્વ લાભોને ભોગે પણ, તમારા આત્મામાંથી આર્વિભાવ પામેલા તમારા સ્વતંત્ર વિચારોને રોકવા કદી પણ પ્રયત્ન કરશો નહિ. તમારો આત્મા એ જ તમારો પરમાત્મા છે અને તેના વિચારો પ્રમાણે વર્તવાથી તે તમારૂં રક્ષણ કરશે જ. ગમે તેવી સ્થિતિમાં આત્મોન્નતિ કરવી એ મનુષ્યજીવનની ફરજ છે એમ માની તમો તમારા વિચારોને સ્વતંત્રપણે અમલમાં મૂકશો, ત્યારે જ તમને દરેક વસ્તુનું સત્ય હાથ લાગશે અને તમારો આત્મવિકાસ થશે. સમાજના ગાડરીઆ ટોળાની ભેગું ભળી જવું એ યુવકોને ન જ છાજે. એ તો બીરુનું જ કામ! માટે વડીલોની કે સમાજની પ્રશંસાયુક્ત અંધસેવાથી તમારૂં કલ્યાણ થવાનું છે, એ કલ્પનાને સ્વલ્પ પણ સત્ય માનશો નહિ. તેથી તમારો ઉદ્ધાર થવાનો નથી. ધર્મગુરુ, શાસ્ત્ર કે સમાજના ખાંધીઆથી તમારો

ઉદ્ધાર નહિ જ થાય. તમારી આન્તર શક્તિઓને ઉત્તેજિત કરી તમારૂં પોતાનું કર્તવ્ય બજાવશો તો જ તમારો ઉદ્ધાર થશે. તમારી આન્તર શક્તિના સાથ વિના તમો એક પણ ડગલું આગળ નહિ ધપી શકો! પોતાના વિચારોને સ્વતંત્રપણે સ્થાન આપવું એ જ ઉત્તમ છે. તેમ કરતાં ગમે તેટલી મુશ્કેલીઓનો સામનો કરવો પડે તો તે કરી લેવો. પ્રભુએ ઉત્તમ મનુષ્યજીવન બક્ષ્યું છે તો તેની સાર્થકતા મેળવવા માટે નીતિને અને વિનયને પંથે વિચરી પ્રગતિ સાધવી એ જ યુવકનું કર્તવ્ય છે.

પોતાના સ્વતંત્ર વિચારોને સામાજિક સ્વાર્થી વિચારોથી કદી પણ મલિન ન થવા દેતા. ઉદાહરણ લેઇને તો, તમારી વડીલોપાર્જિત મિલકતની વ્હેંચણીને પ્રસંગે કદી પણ લડો નહિ, તમારા મોટા કે નાના ભાઇ હોય તેમને સુખેથી તેનો ઉપભોગ કરવા દો. તમે જાતે શ્રમ કરીને જે પેદા કરો તેના જ ઉપર તમારો વાસ્તવિક હક છે, એ સિદ્ધાન્ત તમારા હૃદયમાં લખી રાખો. આથી ઊલટી રીતે વર્તી ભાઇઓ સાથે કુસંપ કરશો તો એ કુસંપનાં બીજ તમારી પ્રજામાં ઊતરશે અને તેથી કાળક્રમે સર્વજનતાને નુકસાન થશે. કારણ કે કુસંપ એ એવો ચેપી રોગ છે કે તે ઘરમાંથી જ્ઞાતિમાં, જ્ઞાતિમાંથી સમાજમાં ને સમાજમાંથી દેશસમગ્રમાં ફેલાય છે. પૂર્વજોએ સ્વાર્થને ખાતર વાવેલાં કુસંપનાં બીજ હજી યે આપણા સમાજમાંથી તનતોડ મહેનત કરવા છતાં નથી ખસતાં, એટલું જાણવા છતાંય આપણે તે જ પંથ સ્વીકારીએ એ આપણને ન જ શોભે! જ્યાં સ્વાર્થ જેવી રાક્ષસી વૃત્તિએ ઘર ઘાલ્યું હોય, ત્યાં સ્વતંત્ર વિચારોની કેળવણી ખરેખર અટકી જ પડે ને! અને આવી સ્વતંત્ર વિચારોની કેળવણી સિવાય કોઇ આગળ ધપી શકે ખરૂં કે? માટે કુસંપને ફગાવવાનું કામ સુધારાની ધગશવાળા યુવકોએ જ કરવાનું છે.

આપણે હજી હમણાં જ સંસારમાં પ્રવેશ કરતા હોવાથી સારોયે સમાજ આપણામાં જાગૃતિની ઉમેદ રાખીને આતુરતાથી સુલેહશાન્તિની રાહ જોઇ રહ્યો છે. યુવકો, જ્યાં સુધી આપણે વિવેકબુદ્ધિને કેળવી આપણી વિચારશ્રેણીને સ્વતંત્ર નહિ બનાવીએ, ત્યાં સુધી આપણી જાતને સ્વતંત્ર બનાવવા માટે આપણે શક્તિમાન નહિ થઇએ.

આપણી સામે આજે સમાજના ધીકતા પ્રશ્નો આવી પડયાં છે, તે બધાનો ઉકેલ આપણે લાવીશું તો જ આપણે સુખી થઇશું. 'આપ મુઆ વિના સ્વર્ગે નહિ જવાય.' વડીલો હવે પરવારી ચૂકયા છે, એટલે એમને તો પોતાનો કક્કો ખરો કરવા સિવાય બીજી કંઇયે પડી નથી. આજે સમાજમાં ઘણીયે એનો

કુળવાનશાહીના પહાડ નીચે ચગદાઇ રહી છે, વિધવાઓ કુળવાનશાહીની છત્રી ઓઢીને ફરતા લફંગાઓને હાથે ભ્રષ્ટ થઇ રહી છે, પરિણામે ઘણીયે એનો કૂવોહવાડો શોધે છે. બાળલગ્ન એ પણ આવો જ મૂંઝવણભર્યો પ્રશ્ન છે અને ઘણાંયે યુવકયુવતીઓના સંસાર આ બાળલગ્નથી નીરસ બની ગયા છે. વૃદ્ધલગ્ન પણ ક્યાં ઓછું ત્રાસરૂપ છે? આ ઉપરાંત વરવિક્રય, કન્યાવિક્રય, પ્રેતભોજન, વાહવાહ માટે થતા મોટા ને ખોટા ખર્ચ અને વ્યસનો જેવા કુટિલ આચારોમાંથી આપણે આ સમાજને છોડાવી એને જીવંત અને મૂર્તિમંત બનાવવાનો છે, તેને માટે તત્પર બનો.

જૂનું વર્ષ ગયે માસે ખતમ થતાં, નવા આશાભર્યા વર્ષમાં આપણે પગલાં માંડી રહ્યા છીએ. આ નૂતન વર્ષના નૂતન દિવસની અનેક કાર્યદિશાઓ આપણી સમક્ષ રમી રહી છે. તે બધામાં અતિ મહત્ત્વ ધરાવે એવું ઉપરનું કાર્ય આપણે ભૂલવું ન જોઇએ. બેસતા વર્ષને મંગળ દિવસે સમાજની કુરૂઢિઓ દૂર કરી તેને મંગલકારી બનાવવાનો નિશ્ચય કરી લેવો જ રહ્યો. માટે યુવકો, જૂના વર્ષની સાથે જૂના રિવાજો આ નૂતન વર્ષમાં ફગાવી દેવા કટિબદ્ધ થાઓ, એ જ બેસતા વર્ષની અભ્યર્થના!

બાંધણી — મોતીભાઇ કુબેરભાઇ પટેલ

---

## શું આપણે સાચા સંસ્કારી છીએ?

આજકાલ આપણે સમાજને સંસ્કારી માનીએ છીએ, તે વસ્તુતઃ એક પ્રકારની ભ્રમણા જ છે એમ લાગે છે.

સંસ્કારી સમાજના લોકો, જે લોકોને ગામડીઆ, રાંચા, જંગલી, વગેરે ઉપનામો આપીને વખોડે છે, તે લોકોના કેટલાય સામુદાયિક રિવાજો એવા છે કે તેમને અપનાવવા માટે એ સંસ્કારી સમાજના લોકો સામાજિક સુધારણાના ઊજળા નામ નીચે અનેક વર્ષોથી પ્રયત્ન કરી રહેલ છે, છતાં એમનો એ પ્રયાસ હજુ સફળ થયો નથી.

ઉદાહરણ તરીકે, વિધવાપુનર્લગ્ન, લગ્નવિચ્છેદ અને સ્ત્રીઓની સ્વતંત્રતા વગેરે હક સંસ્કારી સમાજ કરતાં ગ્રામ્ય ગણાતા સમાજમાં સ્ત્રીઓને ઘણા સમય પહેલાં આપી દેવામાં આવ્યા છે. પરંતુ ઉપલા વર્ગના સ્વાભાવિક અભિમાનથી હજી આપણો સંસ્કારી સમાજ પોતાને પ્રગતિમાન મનાવવાની ભ્રામક વાતોને વંશપરંપરાની વારસાની રૂઢિ વળગી રહેલ છે. એ ભ્રમણા

નવીન યુગના માનવીઓએ દૂર કરવાની જરૂર છે.

ઉપર મેં સ્ત્રીઓની સ્વતંત્રતા વિષે જણાવ્યું છે, તેની સામે કેટલાયે ઝીણવટભરી નજરે વિરોધ ઉઠાવશે એ હું સમજું છું. પરંતુ મેં વિશાળ દૃષ્ટિએ એ શબ્દ વાપર્યો છે. તેની થોડીક ચર્ચા જરૂરી છે.

સંસ્કારી સમાજની અને ખાસ કરીને નગરોમાં વસતી સ્ત્રીઓ આજકાલ એટલી નાજુક બની ગઇ છે, કે તેને લીધે તેમણે સ્વાશ્રયશક્તિ ગુમાવી છે. તેમનાથી એકલાં રેલવેમાં સુદ્ધાં મુસાફરી થઇ શકતી નથી, ત્યારે ગ્રામીણ સ્ત્રીઓ ગામડાની વાટે પગરસ્તે મુસાફરી કરતાં જરાયે ડરતી નથી. સંસ્કારી સ્ત્રીઓને નાનકડી 'બેગ' ઊંચકવા માટે મજૂરની ગરજ રહે છે, ત્યારે ગ્રામીણ બેનો મણ દોઢ મણ વજનની ગાંસડી ઊંચકીને કે પાણીની હેલ લેઇને જરાયે થાક્યા વિના ચાલી આવે છે. સંસ્કારી વર્ગની સ્ત્રીને 'હું કેવી સુંદર દેખાઉં છું? મારા ઉપર કેટલા જણ આકર્ષાય છે?' એ કલ્પનાઓ વધારે આવે છે. સંસ્કારી સ્ત્રીઓ આર્થિક દૃષ્ટિએ પુરુષ ઉપર બોજારૂપ છે, ત્યારે ગ્રામીણ તેમજ નીચલા થરની સ્ત્રીઓ ખેતરોમાં, કારખાનાંમાં અને બીજાં ઘરકામોમાં પોતાના શરીરધનથી હિસ્સો આપી કુટુંબની કમાણીમાં આર્થિક દૃષ્ટિએ ઉમેરણ કરે છે. આ અર્થમાં મેં આ સ્ત્રીઓની સ્વતંત્રતાનો ઉલ્લેખ કર્યો છે.

સંસ્કારી સમાજ પોતાને પ્રગતિમાન કહીને ફુલાય છે, પણ તે હજુ અનેક પ્રકારની શૃંખલામાં જકડી રહેલ છે. સમાજના શિક્ષિતવર્ગની રૂઢિપૂજા અશિક્ષિત અને ગ્રામીણ વર્ગથી કોઇ પણ રીતે ઓછી કે ઊતરતી નથી. બહુ બહુ તો તેની ટાપટીપમાં જરાતરા ફેર પડતો હશે, પરંતુ તત્ત્વતઃ તેમાં ઝાઝો પલટો દેખાતો નથી.

સમાજના બહુશિક્ષિત અને ઉપલા વર્ગમાં સ્નેહલગ્નની વાતો જેટલી થાય છે તેટલાં સ્નેહલગ્નો સાચી રીતે થતાં નથી. સાથે સાથે બહુપત્ની લગ્નના અને ત્યક્તાઓના બનાવો તેમનામાંજ વધવા લાગ્યા છે.

આપણે જ્યારે આગળ વધ્યાની વાતો કરીએ છીએ ત્યારે કેટલી પીછેહઠ કરી રહ્યા છીએ તે જાણવાની પહેલી જરૂર છે. આપણા દેશમાં એક વર્ષથી તે પંદર વર્ષ સુધીની વિધવાઓની સંખ્યા ખૂબ છે. સંસ્કારી ગણાતા વર્ગના લોકોમાં પુનર્લગ્નની છૂટ ન હોવાને લીધે આ સંખ્યા મોટે ભાગે એ જ વર્ગની હોવી જોઇએ એમ માનવાની ફરજ પડે છે.

પ્રગતિની કૂચમાં આપણે કેટલાં બધાં પછાત છીએ તેનો ખ્યાલ આપણા દેશના મરણપ્રમાણ ઉપરથી આવી શકે છે. એવો અંદાજ કાઢવામાં આવ્યો

છે કે આપણા દેશમાં પ્રતિવર્ષે બે લાખ સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે. આમાં ઘણી સ્ત્રીઓ વીસ વર્ષથી નાની હોય છે. બાળમરણનું પ્રમાણ એક હજારે ૧૭૫થી ૪૦૦ સુધીનું છે, જે બીજા દેશો કરતાં વિશેષ ભયંકર છે.

આપણા દેશવાસીઓના આયુષ્યનું સરેરાશ પ્રમાણ માત્ર ૨૪ વર્ષનું જ છે. જ્યારે બીજા દેશોમાં એ પ્રમાણ એથી બહુ ઊંચું, કોઇ કોઇ દેશમાં ૫૫થી ૬૦ વર્ષ જેટલું છે.

અલબત્ત આમાં આપણી રાજકીય પરાધીનતા અને તેથી આર્થિક કંગાલિયત ઓછો ભાગ ભજવતી નથી. છતાં આપણી સામાજિક માન્યતાઓએ તેમજ રૂઢિઓએ આ દુર્દશામાં મોટો ફાળો આપ્યો છે, એ ભૂલી જઇને આપણે આપણુને ભારે નુકસાન કર્યું છે.

પ્રગતિની પારાશીશી પ્રમાણે જોતાં આ સ્થિતિ આપણા જંગલીપણાની સાબિતી આપનારીજ છે.

એક દોષ માત્ર હિંદમાંજ નહિ, પણ સમસ્ત પૃથ્વીભરમાં જોવામાં આવે છે. પશુઓ તો કેવળ ભૂખતૃપ્તિ માટેજ સંહાર કરે છે, પરંતુ પોતાને બહુ બુદ્ધિમાન તેમજ સંસ્કારી મનાવતા માનવોની લૂંટ અને ખૂનામરકી તો માત્ર ભૂખતૃપ્તિ પૂરતીજ મર્યાદિત રહી નથી. સ્વાર્થ, લાલચ, ખટપટ, દગો અને વિશ્વાસઘાતમાં જંગલી માનવીઓ અને પશુઓ કરતાં પણ સંસ્કારી ગણાતો માનવી ચડી ગયો છે!

આમ કહીને હું માનવજાતિને ઉતારી પાડવા માગતો નથી. દિલથી આવા જંગલીપણાની જડ ઉખેડીને માનવજાતિના વિકાસમાં એ વર્ગ સંગીન ફાળો આપે તેની જરૂરિયાત જાણીને નિરાશાવાદથી દૂર એવી ભાવનાથી હું આ કડવી દેખાતી છતાં સાચી વાતો કરવા પ્રેરાયો છું.

કીસુમુ (કેન્યા) રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

---

## બિચારો ખેડૂત

**પશ્ચિમ** દિશાને કોઇ કોઇ આછી વાદળીઓ અનેકવિધ રંગે રંગતી હતી. દિવાકર—ભાનુ—પોતાનું સામ્રાજ્ય સંકેલી કોઇ અગમ્ય પ્રદેશમાં જવાની તૈયારી કરતો દિસતો હતો. સામે દૂર દૂરનાં નવપલ્લવો ઝાંખે ભૂરે રંગે રંગાતાં હતાં. એકાએક પશ્ચિમ દિશાએથી એક લહરી આવી વાતાવરણને શાન્ત, આનંદદાયી બનાવી વહી ગઇ. પળવારમાં જગત ઉપર અંધકારનું સામ્રાજ્ય

ફેલાયું. પરંતુ તે અંધકારને ભગાડવા નિશાકર–ચંદ્ર–પોતાનો પ્રકાશ ફેંકી હસી રહ્યો હતો. ચંદ્રના મદદનીશ તારલા તેને મદદ કરી આનંદ વ્યક્ત કરી ટમટમી રહ્યા હતા, પૃથ્વી ઉપર પોતાના તેજનાં કિરણો ફેંકી અભિમાન દાખવી રહ્યા હતા.

એવે સમયે દૂર દૂર સર્પાકારે વહી જતી રળિયામણી નદીના સુંદર તટ ઉપર બે મિત્રો, જેમનાં ઝુલ્ફાં સાથે અનિલની મંદ મંદ શીતળ લહરીઓ રમત રમી રહી હતી, તેઓ નદીના નિર્મળ નીરમાં ચંદ્રનું ચિત્તાકર્ષક પ્રતિબિંબ પડતું નિહાળતા નજરે પડતા હતા.

"ભાઇ, સુરેન્દ્ર, પેલા છગનભાઈને ત્યાં એક વાર નાણાંની રેલમછેલ હતી; પરંતુ અત્યારે તો તેને ત્યાં છોકરાંને ખાવાના પણ સાંસા પડે છે." મહેન્દ્રે નિરાશાથી કહ્યું.

"વાત ખરી, પરંતુ એનું કારણ પણ જાણવા જેવું છે. એ ભાઇશ્રીને ગામના બીજા પૈસાદારોએ ખોટાં ખર્ચ શરમમાં નાખીને કરાવ્યાં. અને તે ભાઇ એમની શિખામણને અનુસર્યા. તેનું પરિણામ અત્યારે તેને અત્યંત શોષવું પડે છે." સુરેન્દ્રે ઉત્તર વાળ્યો.

"ભાઈ, ચઢાવનાર તો સૌ કોઇ મળે, પરંતુ તેણે તો વિચારવું જોઇએ ને? વગર વિચાર્યે ધંધો કર્યે કેમ પાલવે? અત્યારે તે જ ગૃહસ્થો તે બિચારાની અવગણના કરી રહ્યા છે. તેઓ તેને આશ્વાસન તો શેના જ આપે?" મહેન્દ્રે કહ્યું.

"આશ્વાસન તો રહ્યું બાજુ ઉપર, પણ તેને બિચારાને બોલાવતા પણ નથી. 'મતલબકી સબ દુનિયાદારી!' એ બિચારો રહ્યો અભણ તેમ જ સગીર, એટલે પેલાઓએ તક સાધી તેને ચઢાવ્યો અને ખુવાર કર્યો. અને બિચારાને સટ્ટે રમતાં પણ શિખવ્યો. તેથી તેનું ધન, ઘરબાર, જમીન, વગેરે વેચતાં પણ શાહુકારોનું દેવું પૂરું ન થયું અને પરિણામે દેવાદાર બન્યો." સુરેન્દ્રે કહ્યું.

"દેવું તો શું? પરંતુ તેનું વ્યાજ પણ રાતદિવસ ટાઢ તડકો વેઠી કાળી મજૂરી કરવા છતાં યે પૂરું થતું નથી." મહેન્દ્રે અત્યંત ઉદ્વિગ્ન મને કહ્યું.

"વ્યાજ કેવી રીતે પૂરું થાય? એ વ્યાજના ઘોડાએ જ તેને તેમ જ ઘણા ખેડૂતોને પાયમાલ કર્યા છે તેમ જ આજે પણ કરી રહ્યા છે. શાહુકારો વ્યાજના દોકડા અહર્નિશ વધાર્યે જ જાય છે." સુરેન્દ્રે કહ્યું.

"તેમને બિચારા ખેડૂતોની શી પડી છે? રહેવા માટે મોટા મોટા આલિશાન બંગલા, હરવા ફરવા માટે ઘોડાગાડી અને મોટરો તેમને માટે

હાજર છે. નોકરોનું તો પૂછવું જ શું ?" મહેન્દ્રે કહ્યું.

"ભાઇ, તેમના આલિશાન બંગલાની એકે એક ઇંટ બિચારા ખેડૂતોના લાલ લોહીથી રંગાએલી છે. અને એમના ગાડીઘોડા અને મોટરના અવાજ ગરીબ બિચારા ખેડૂતનાં કુસુમ જેવાં કુમળાં નિર્દોષ બાળકોના કરુણ ને અકથ્ય રુદનને દબાવી દે છે." સુરેન્દ્રે જણાવ્યું.

"ભાઇ, કોઇક જ એવો શાહુકાર હશે, જેણે પોતાના પરસેવાથી ધન મેળવ્યું હશે. નહિ તો ઘણું કરીને ઘણા ખરા શાહુકારો ચૂસણનીતિને જ પરિણામે આટલા બધા ધનવાન બન્યા છે." મહેન્દ્રે કહ્યું.

"બિચારો આજનો ખેડૂત ખોટાં ખરચ કરવાથી જ તારાજ થઇ ગયો છે. એના શરીર ઉપર લોહીનું ટીપું પણ નજરે પડતું નથી. આખી જિંદગી રળી રળી શાહુકારોનાં ઘર વ્યાજ પેટે ભરવાં પડે છે, છતાં પણ તે રુણમુક્ત થતો નથી. ક્યાં ગયું એનું નુર ? આંધળું અનુકરણ કરવામાં એ ફસાયો છે." સુરેન્દ્રે કહ્યું.

"ખેડૂતોની ઉન્નતિનો સૂર્ય અત્યારે તો આથમી ગયો છે, પણ તે થોડા સમયમાંજ ઉદય થનાર છે અને ત્યારે પેલા ચૂસણનીતિવાળા માલદારોનો સૂર્ય અસ્ત પામશે તથા કુદરત તેનો યોગ્ય બદલો પાછો વાળશે. બિચારા ખેડૂતને ત્યારે જ સુખે ખાવાને અન્ન મળશે અને ઇશ્વરકૃપાથી તેના હૈયાની હોળી ત્યારે જ સમશે. તેનાં બાળકોનું રુદન પરમેશ્વર અવશ્ય સાંભળશે જ. કુદરતને ત્યાં તો ન્યાય છે જ." મહેન્દ્રે કહ્યું.

"ભાઇ, વાળુનો વખત થયો છે. ચાલ જઇએ." અને તે બન્ને ભાગ્યે હદયે ઊઠ્યા.

| | |
|---|---|
| અવિધા | સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ |
| (રાજપીપળા સ્ટેટ) | મહીપતલાલ મીઠાભાઇ પટેલ |

**નોંધ:** આસો ૧૯૯૫ના 'પાટીદાર'માં મારો 'દેવાનાં દુઃખ' એ નામનો લેખ પ્રગટ થયો છે. તેમાં શાહુકારોનો ત્રાસ અતિશયોક્તિ વિના વર્ણવ્યો છે. કોઇ અમુક વ્યક્તિને વિષે તેમાં મેં લખ્યું નથી, છતાં શાહુકારો બંધબેસતી પાઘડી માથે પહેરી લે છે. તો હું આશા રાખું છું કે કોઇએ પણ બેસતી પાઘડી પહેરી લેવા તસ્દી લેવી નહિ, કારણકે પાત્રો તદ્દન કલ્પિત છે. એને માટે જેને વધુ ખુલાસા જોઇતા હોય તેમણે મને લખવું.

અવિધા (રાજપીપળા) સોમાભાઇ લ. દેસાઇ

---

# નવપરિણીતોને

વાચક, તમારી લગ્ન પહેલાંની સૃષ્ટિમાં દૃષ્ટિ ફેંકતાં તમને તમારી આજની અને તે સમયની સ્થિતિમાં ફેરફાર તો ઘણોય લાગતો હશે. તમારા પહેલાંના યૌવનનો ઉન્માદ આજે જણાય છે? પહેલાં તમારા યૌવનનો વંટોળ ભયંકર ઉથલપાથલ કરતો હશે, સાગરનાં મોજાંને તે હિમાલયની ઊંચાઇએ ચઢાવતો હશે અને પાતાળની ઊંડાઇમાં પણ ધકેલી દેતો હશે. તમારૂં હૃદય તે ઉછાળાઓને વશ થઇ ઘડીકમાં આકાશમાં જોતું હશે તો ઘડીકમાં પાતાળમાં દૃષ્ટિ ફેંકતું હશે. અત્યારે તમારામાં આવું કાંઇ જણાતું તો નહિજ હોય. લગ્ન તમને બંધન જેવું લાગે છે? તમારૂં જીવન અત્યારે તો શાન્ત થયું હશે. જીવનમાં સભ્યતા દાખલ થઇ હશે. જીવન સરળ પણ થયું હશે. અત્યારે તમને તમારૂં જીવન સમતોલ થએલું લાગે છે? તમે જાણે કે બીજીજ દુનિયામાં આવી પડ્યા હો એમ લાગતું હશે. અત્યારે તમને પહેલાં જણાતું કૈલાસ-શિખર ઉપરનું સૌન્દર્ય જણાતું નહિ હોય. સાગરના અંધકારમય તળિયાની કમકમીનો પણ તમને અત્યારે અનુભવ થતો નહિ હોય. તમારી અત્યારની જિંદગીમાં તો તમે સપાટ જમીન ઉપર સીધે રસ્તે ચાલ્યા જતાં જે સામાન્ય અનુભવો થાય તે અનુભવોની પેલી પાર તમારી દૃષ્ટિ ફરકી શકતી નહિ હોય. લગ્ન પહેલાંની અને પછીની જિંદગીમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે! તો શું લગ્ન તમારા પહેલાંના ઉન્માદને બંધનમાં નાખનાર ગણી શકાય ખરૂં કે? બંધન હોય તોપણ બધાંય પરણે છે, જગતમાં સ્ત્રીપુરુષો એકબીજાને ખોળતાંજ હોય છે. પરંતુ તે સંબંધ શોધવા મથે છે, બંધન માગતાં નથી. લગ્નથી તે સંબંધ બાંધે છે. હવે તેમાં બંધન કેટલી હદ સુધીનું અને કેવું છે તે જાણવા માટે તમારે તમારી પોતાનીજ જિંદગી તરફ નજર કરવી પડશે. દરેક જણનાં બંધન સરખાં હોઇ શકેજ નહિ. તેનું પણ કારણ છે અને તે દરેક યુગલની જિંદગી ગુજારવાની પદ્ધતિ ઉપર આધાર રાખે છે.

લગ્ન એ આનંદ નથી, તેમ વેઠ પણ નથી. એ એવું ગંભીર પ્રકરણ છે, કે તેમાં આપણે પોતાની ઇચ્છાથીજ દાખલ થઇએ છીએ. તે પ્રકરણને શોભાસ્પદ રીતે પાર ઉતારવું એ આપણું કામ છે. તે જિંદગીના કરતાં પણ વધારે કીમતી છે. આપણીજ ઇચ્છાથી આપણે જન્મ્યા નથી, પરંતુ લગ્ન તો આપણે આપણીજ ઇચ્છાથી કરેલું છે. આપણા જન્મમાં અને લગ્નમાં આટલો ફરક રહેલો છે.

લગ્ન કરવું એ ગંભીરમાં ગંભીર જવાબદારી છે, જેને તમારી કુનેહભરી

બુદ્ધિની અને બળની જરૂર પડે છે. એ પ્રકરણમાં તમારી બધી શક્તિઓનો છૂટથી ઉપયોગ કરો, છતાં તમારી ઉપર કઇ વખતે દુઃખ આવી પડશે તે કહી શકાય નહિ. જો તમે લગ્નજીવનની સફળતા ઇચ્છતા હો તો તમારા જીવનસાથીની પણ તમારા જેટલીજ શક્તિની જરૂર છે.

લગ્નને તમારા ચારિત્રને કેળવવાની એક મહાન શાળા કહી શકાય. તેમાં તમે તમારા ચારિત્રને સુધારી તમારી જાતને શ્રેષ્ઠ બનાવી શકો છો. અને તેમ કરવા માટે તમારે એક મોટી ફરજ બજાવવી પડે છે. અને તે ફરજ કઇ તે તમે જાણો છો? તે બીજી કોઇ નહિ, પરંતુ તમારા જીવનસાથીને સુખી બનાવવાની આંખ આગળ અહર્નિશ તરવરતી તાલાવેલી. તમારૂં આ આ કાર્ય બજાવ્યા સિવાય જો તમે તમારી દૃષ્ટિ સામાજિક સુધારા વગેરેની અભિલાષાઓમાં પરોવશો તો તમે એક રીતે અવળે રાહે ચઢેલા ગણાશો; પછી ભલેને તે તમારૂં કામ ઉદાર અથવા કીમતી હોય. જો તમને લગ્નની ફરજ કરતાં બીજી ફરજોની ઉપયોગિતા વધારે લાગતી હોય તો તમે લગ્નથી હજાર ગાઉ દૂર રહો એજ સલાહભરેલું છે.

હવે લગ્ન થતાંજ એક કરુણાજનક વસ્તુને અસ્તિત્વમાં લાવી મૂકનાર ઘણા ઓળખીતાઓને અને સગાસંબંધીઓને મેં જોયા છે. તે લોકો લગ્નજીવનમાં પ્રથમ પગલાં માંડતી સ્ત્રીને સામાજિક ફરજો, સામાજિક બંધનો, લોકો તરફથી તેને માટે રખાતી આશાઓ, વગેરે વગેરે ઉલટાંસુલટાં ભૂત ભરાવે છે અને તેના લગ્નને ગંભીર દુઃખમય પ્રકરણ બનાવી મૂકી તેને પણ હતાશ કરી મૂકે છે. આવા લોકોને તો ગાંડાની ઇસ્પિતાલમાં વહેલામાં વહેલી તકે મોકલી આપવા જોઇએ. નવદંપતીને થોડી ઘણી ફરજોની જરૂર હોઇ શકે, પરંતુ તે થોડામાં થોડી હોય તેટલી સારી. દરેક નવદંપતી માટે એક વસ્તુ ખાસ જરૂરની છે, જો તે જીવનમાં સફળતા ઇચ્છતાં હોય તો. અને તે એ કે લગ્ન થયા પછી તરતજ તેમનાં સગાંસંબંધીઓથી દૂર જઇ તેમણે ઓછામાં ઓછું એકાદ વર્ષ ભોગવવું જોઇએ, જે વખતે તેઓ એકબીજાના હૃદયને સારી રીતે જાણી શકે, ઓળખી શકે અને જિંદગી કેવી રીતે પસાર કરવી તે નક્કી કરી શકે અને તેમનાં જીવનનો પાયો કોઇની પણ પણ દખલ સિવાય પોતાના વિચારો પ્રમાણે નાખી શકે.

પતિપત્નીની વિચારસૃષ્ટિ જો એકજ જાતની હોય તો તો ઠીક છે, પણ જો તેમના વિચારો જુદા જુદા હોય, એકને બીજાના વિચારો રુચતા ન હોય તો તે તફાવત તેમણે નિભાવી લેવો જોઇએ. પરંતુ તે તફાવત તેમણે નિભાવી

લેવો જોઇએ એ ફરજ છે એમ સમજીનેજ, દુઃખી થઇને નિભાવવાની બિલકુલ જરૂરિયાત નથી. આ ફરજને આવાં યુગલો વહેલામાં વહેલી તકે અમલમાં મૂકે તેટલો તેમને વધારે લાભ છે. પતિપત્નીએ એક બીજાને સંપૂર્ણ રીતે સમજવા પ્રયત્ન કરવો એ સારામાં સારી વસ્તુ છે. એક બીજાને મદદ કરવા તૈયાર થવું, એક બીજા પ્રત્યે ભલી લાગણીઓ બતાવવી, એક બીજાને માન આપવું, એ ઇચ્છવા યોગ્ય વસ્તુ છે. જીવનભરના સાથીની કિંમત ભાજીપાલા સરખી ગણવી એ ઠીક કહેવાય નહિ. તમારા જીવનસાથીની કિંમત તમારા કરતાં વધારે છે એમ સમજવું જોઇએ. પોતાના ભાગીદાર પાસેથી હક્ક કરીને પોતાની કિંમત અંકાવવી એ ઠીક નથી, બલ્કે જંગલીપણુંજ છે. જો તમે એકબીજાને સમજી શકવાને સમર્થ ન થાઓ તોપણ એક બીજા ઉપર વિશ્વાસ તો રાખજોજ.

નવપરિણીત દંપતીમાં કુદરતી રીતેજ વિષયવાસના વધુ પડતી હોઈ શકે; પણ તે જરૂરની છે? તે બેશક થોડેઘણે અંશે એક બીજાના સ્નેહમાં વધારો કરવાનો થોડો ઘણો પણ ફાળો આપે છે, પણ દેહસંબંધને કાબુમાં રાખવો જોઇએ. તેને માટે નિયમ હોવો જોઇએ. સંયમની ખાસ જરૂર છે. એ વાસના પોષવાને માટે એકબીજાનાં શારીરિક સ્વાસ્થ્ય બગડવા દેવાં ન જોઇએ. સ્નેહ એકધારો વહી શકે કે કેમ એ શંકા છે, સ્નેહનો ઉભરો અમુક ઊંચાઇએ પહોંચ્યા પછી પાછો નીચે પડે એવો સંભવ ખરો. માટે તેને કોઇના ટેકાની જરૂર પણ પડે છે. નવદંપતીને માતાપિતા થવા સિવાય બીજો ટેકો હોય પણ શો? પરણ્યા પછી બેત્રણ વર્ષમાં નવદંપતીને સંતાન ન થાય તો તેમનો સ્નેહ જોઇતા પ્રમાણમાં ટકી શકે નહિ. જરૂર એ સાચું છે કે સંતાનો પતિપત્નીના સ્નેહમાં ઓર વધારો કરે છે. એ તો પતિપત્નીના સ્નેહની સાંકળને જોડનારી કડીઓ છે. એ કોણ નથી જાણતું, કે સંતતિરહિત પતિપત્નીનાં જીવન ટૂંકી મુદતમાં ખાલી ખાલી થઇ ગએલાં લાગે છે? અને બીજી હજારો વસ્તુઓમાં મન પરોવવાનું સાધન હોય, પરંતુ ઘરમાં નિર્દોષ હાસ્ય કરતું એક બાળક ન હોય ત્યાં સુધી તેમનાં હૃદયો શાન્તિ અનુભવતાં નથી. પરંતુ નાની વયનાં પતિપત્નીએ આ લાભ ઉતાવળે લેવાની આશા રાખવી જોઇએ નહિ. જરૂર આમ કરતાં તેમના સ્નેહને નહિ જેવો આવકો તો આવશેજ, પણ તેમણે તે નિભાવી લેવો પડશે.

દરેક જાણે છે કે સ્ત્રી બાળકોને જન્મ આપે છે, ત્યાર પછી તેનું શરીર સાવ નંખાઇ જાય છે. આખા શરીરમાં નિર્બળતા આવી જાય છે. નાની વયમાં

માતા બનેલી સ્ત્રીઓનાં શરીર જોઇ કોને કંપારી નહિ વછૂટી હોય? તેમના રોમે રોમમાં રોગજંતુ તરવરતા કોણે નહિ જોયા હોય? ઊભા રહેવાની શક્તિ તેમના શરીરમાં શોધી પણ જડતી નથી. માટેજ કહું છું કે સ્ત્રીપુરુષે લગ્નગ્રંથીથી પુખ્ત વયેજ જોડાવું જોઇએ. સ્ત્રી બાળકને જન્મ આપે તે પહેલાં તેનું વય ઓછામાં ઓછું વીસ વર્ષનું હોવુંજ જોઇએ. પુરુષનું વય પણ તે વખતે પચીસ ઉપર હોવું જોઇએ. હાલના બાળલગ્નનિષેધક કાયદામાં ફેરફાર થવો જરૂરી છે. લગ્ન વખતે સ્ત્રી અને પુરુષનું વય અનુક્રમે ઓછામાં ઓછું અઢાર અને ચોવીસ વર્ષનું હોવું ઘટે છે, જેથી સુખી અને બળવાન સંતાનોની આશા રાખી શકાય. એ સંતાનોના જન્મ વચ્ચે પણ અમુક ગાળો હોવો જોઇએ, અને તે ઓછામાં ઓછો ત્રણ વર્ષનો તો જરૂરજ હોવો ઘટે, જે સમયમાં માતા પોતાનું ગુમાવેલું સ્વાસ્થ્ય પાછું મેળવી શકે. આ બાબતમાં બેદરકાર માતાઓ વહેલામાં વહેલી તકે પોતાનાં સ્વાસ્થ્ય ગુમાવી મૃત્યુને આરે આવી ઊભી રહે છે. બાળકને જન્મ આપવાથી જે સ્વાસ્થ્ય માતાએ ગુમાવ્યું હોય તે પૂરેપૂરું મળી શકે નહિ, ત્યાં સુધી તેણે બીજા બાળકને જન્મ આપવો જોઇએજ નહિ.

પતિપત્ની બંનેને સરખી રીતે લાગુ પડતી જવાબદારીઓ બજાવતાં બંનેના વિચારોમાં મતભેદ પડે, તો આવા મતભેદથી એકબીજાએ ઉશ્કેરાઇ જવું જોઇએ નહિ, પરંતુ એકાન્તમાં બેસી તેના ઉપર પૂરેપૂરો વિચાર કરી અમુક સરળ સિદ્ધાન્ત ઉપર આવી જવું જોઇએ એ ખાસ જરૂરી છે. જો ઘરમાં રહી તમે આવા સિદ્ધાન્ત ઉપર ન આવી શકો તો સહેજ પણ ચિઢાયા સિવાય બહાર ફરવા જઇ કોઇ મનોહર જગ્યાએ કુદરતને ખોળે બેસી એ વાતનો ખુલાસો કરી નાખો. કુદરત પણ તમને ત્યાં આગળ એ બાબતમાં મદદ કરવા મોટો ભાગ ભજવશે.

તમે એક બીજા માટે મગરૂરી રાખતાં શીખો. પણ તેને નિર્મળ સાચી ભાવનાથીજ અસ્તિત્વમાં આવવા દેજો. જો તમને તમારા જીવનસાથીની ચાલચલગતથી એટલે કે વર્તણૂંકથી દુઃખ થતું હોય તો તે તરફ બેદરકારી બતાવો નહિ. કારણ કે એમ કરતાં પણ તમે સાચી સફળતા નહિ મેળવી શકો. હમેશાં એકબીજાને ખુલ્લા દિલથી મનની વાતો કહો. જો તમારાથી તમારા સહાધ્યાયીને કાંઇ ખોટું લાગ્યું હોય તો તેવી બાબતોની તેની સાથે ચોખવટ કરી નાખો. જેવું હોય તેવું સાચું કહી નાખી એકબીજાની ભૂલ સુધારી લેઇ ફરીથી આવા દુઃખી પ્રસંગોમાં સપડાઇ પડતા અટકવા પ્રયત્ન

કરો. જ્યાં સ્નેહ છે ત્યાં આગળ આવી રીતે પૂરેપૂરું હાર્દ ઠાલવવું બહુ જ ઉપયોગી છે. જો આવી ચોખ્ખવટ એવા પ્રસંગો અટકાવવાને સમર્થ નહિ નીવડે તો, તમે તમારે રસ્તે પડશો અને તમારો સાથી પણ તેને રસ્તે પડશે, તમારાં હૃદયો દૂર જતાં જશે. તમને આવે વખતે લગ્નજીવનના આનંદનો ખ્યાલ પણ નહિ આવે અને તમારૂં લગ્ન ખરાબ નીવડ્યું છે એમ લાગશે.

કુદરતની રીતજ એવી છે કે જ્યાં આગળ બે જણ ભેગાં રહેલાં હોય ત્યાં આગળ કોઇ કોઇ વખતે એક બીજા પ્રત્યે ક્રોધ પણ ઉત્પન્ન થાય. જ્યાં સુધી તમે તમારી જીભને ઠેકાણે રાખશો ત્યાં સુધી તો આ ક્રોધ બહુ નુકસાન નહિ કરી શકે. જો તમને તમારા સાથી ઉપર ક્રોધ ચઢ્યો હોય તો તમે તેને ખુલ્લેખુલ્લું કહી દો કે તેમ થવાનું કારણ શું છે. તમારા દિલની સાચેસાચી વાત કહો, પણ કોઇ દિવસ કોઇ પણ સંજોગોમાં તમારા સાથીને કઠોર વચનો સંભળાવવા સ્વપ્ને પણ યત્ન કરશો નહિ. કોઇ પણ સંજોગોમાં આને માટે તમારા લગ્નનો દોષ કાઢશો નહિ અથવા એમ ધારશો નહિ કે તમે આ લગ્નગ્રંથીથી જોડાઇ હિમાલય જેવડી ભૂલ કરી છે. આવા વિચારો તમારા સાથીના હૃદયમાંથી ખસી શકે નહિ ને તેમ કરતાં તમે તેને હમેશ માટે દુઃખી કરી મૂકવાના.

જ્યારે જ્યારે તમારે તકરાર થતી હશે ત્યારે ત્યારે તમને એમ લાગતું હશે કે તમારા ઉપર કોઇક મહાન આફત આવી પડી છે. આવી સામાન્ય તકરારોને બહુ ગંભીર ગણી કાઢવી જોઇએ નહિ. તમારામાં આવે વખતે સહેજ પણ વિવેકબુદ્ધિ હોય તો વિચાર કરજો કે તમારા કરતાં તમારા સાથીને પણ વધારે દુઃખ થતું હશે.

જો તમને તમારી ભૂલની ખબર પડે અને તમારી દૃષ્ટિએ તમારા સાથીને તમારા જેટલોજ અથવા તમારાથી પણ વધારે દોષ છે એમ લાગતું હોય, તોપણ તેને આશ્વાસન આપજો. ખરેખર પરિણીત જિંદગીની એકમયતામાં સામાન્ય મનુષ્યો વચ્ચેની સભ્યતા કરતાં પણ વધારે સભ્યતાની જરૂર પડે છે.

ધારો કે તમારી વચ્ચેનો કજીઓ ગંભીર સ્વરૂપ પકડતો જાય છે. તમે તમારી બધી શક્તિ તે કજીઆને દૂર કરવા અને એક બીજાનાં હૃદયો ખુલ્લાં કરવામાં વાપરી ચૂક્યા છો, તોપણ જો કજીઓ વધતોજ જાય છે તો તમારે સમજવું પડશે કે તમારા સાથીની કરતાં પણ તમારી ભૂલ વધારે મોટી હોવી જોઇએ. કજીઓ વધતોજ જતો હોય તો તમારે એક બીજાથી અમુક સમય માટે દૂર રહેવા સંમત થવું જોઇએ. આ સમયમાં તમે તમારા કજીઆથી ચઢેલા ક્રોધનો ઉભરો સમાવી શકશો, તે કજીઆ ઉપર વધારે સારી રીતે

વિચાર કરવાની તમને તક મળી રહેશે, તમે તમારી ભૂલની સામી બાજુની સત્યતા શોધી શકશો, તમે તમારી ભૂલ પણ માનતા થઇ જશો અને ફરીથી ભેગાં મળતાં તમારા કજીઆનો આપોઆપ અંત આવી જાય તમે તમારી પહેલાંની જિંદગીની જેમ મનગમતો આનંદ લૂંટી શકશો.

સામાન્ય રીતે બધાંય નવપરિણીત યુગલોએ શાન્તિથી વાતો કરીને રમતગમતમાંથી આનંદ માણવા જેટલી બીજી કોઇ વસ્તુ બહુ ઉપયોગી નથી. પરંતુ ધંધાદારી જીવનમાં અથવા બહોળા કુટુંબમાં આવી રીતે વાતો કરી આનંદ માણવાની તક એ યુગલોને બહુજ ઓછી મળે એ સંભવિત છે. પરંતુ આવાં યુગલોએ આ પ્રમાણે આનંદ મેળવવાને દરરોજ અમુક વખત નક્કી કરી રાખવો જોઇએ. પત્નીએ આમાં ખાસ કરીને આગળ પડતો ભાગ લેવો જોઇએ. ઓછામાં ઓછો વખત કહીએ તોપણ દિવસમાં એક કલાક તો તેમને સામાન્ય વાતોમાંથી આનંદ મેળવવાનો વખત મળવો જોઇએ. મોટાં કુટુંબોમાં માતાપિતાઓએ અથવા વડીલોએ પણ તેમનાથી છૂટાં પડી તેમને આનંદ મેળવવામાં મદદરૂપ થવું ઘટે. વડીલોએ સમજવું જોઇએ કે તેઓની હાજરીમાં પતિપત્ની પાસપાસે આવતાં સંકોચ પામે છે. આ બાબતમાં વડીલોએ પણ પોતાની ફરજો બજાવવાની હોય છે. વડીલોએ તેમની કોઇ પણ બાબતોમાં વચ્ચે પડવું જોઇએ નહિ. તેમના આનંદમય જીવનમાં વિક્ષેપ નાખવા સ્વપ્ને પણ ખ્યાલ લાવવો જોઇએ નહિ. તેઓ એક બીજા સાથે હમેશ હળીમળી શકે, છૂટથી વાતો કરી શકે અને તેમ કરતાં આનંદ મેળવી શકે, તે માટે વડીલોએ પણ તેમને તેમનો માર્ગ સરળ કરી આપવો જોઇએ. તેમને એકબીજા સાથે હરવાફરવા નહિ દેવામાં તેમની જિંદગીને મોટો ફટકો પડે છે અને કોઇ કોઇ વખત એક બીજાથી દૂર થતાં જાય જીવન ધૂળધાણી થઇ જાય છે.

૩૪, ફરગ્યુસન કૉલેજ હોસ્ટેલ
પૂના ૪, મોહનભાઇ ઉ. પટેલ

---*---

બુદ્ધ બોલ્યા: "હે આનંદ! મારો જે શિષ્ય પોતાનાં નાનાં મોટાં કર્તવ્યો એકનિષ્ઠાથી અદા કરે છે, અને મેં ઉપદેશેલા ધર્મ અનુસાર પોતાનું જીવન ગાળે છે, તેજ તથાગતનું સાચું પૂજન કરે છે. માટે હે આનંદ! 'પોતાનાં નાનાં મોટાં કર્તવ્યો એકનિષ્ઠાથી અદા કરીએ, અને તથાગતે ઉપદેશેલા ધર્મ અનુસાર આપણું જીવન ગાળીએ,' એવી રીતે તથાગતનું પૂજન કરતાં શીખો."

—મહાપરિનિર્વાણસૂત્ર ૫

# મૃત્યુની ઝંખના

એ સાક્ષાત્ કામદેવનો અવતાર હતો. કોઇ યોગભ્રષ્ટ શાપિત આત્મા તરીકે સૌ કોઇ એને ઓળખતાં. આબાલ વૃદ્ધ સ્ત્રીપુરુષ સર્વ કોઇનો એ લાડીલો હતો. સૌન્દર્યઘેલી રસિકાઓનો આરાધ્ય દેવ હતો. એની નસે નસમાં ચેતનના ફુવારા ઊડતા. વિશ્વપ્રેમની માદકતામાં ડૂબેલી એની આંખો અજબ જાદુભરી જણાતી.

એ ઊછરતો લેખક હતો. કોલેજિયન હતો. એના તરંગો ગગનવિહારી હતા. સદાય અનંત આકાશે એ વ્યોમવિહાર કરતો, આશાઓના મિનારા રચતો ગરત રહેતો. સ્વરચિત અવનવા સ્વર્ગમાં એને એકાએક અરસિકતા જણાઇ. એકદા એને લાગ્યું કે એકલવાયા જીવનથી આ સ્વપ્નો કદીય સિદ્ધ નહિ થઇ શકે. એને સુવાળા સહચારની ભૂખ જાગી. અને ત્યારથી વ્યોમવિહાર ઘડીભર થંભાવી એ જીવનસખીની શોધમાં પડચો.

ઘૂઘવતા સંસારસાગરનાં પ્રચંડ મોજાં વચ્ચે કલ્પનાહોડકીમાં મુસાફરી કરતાં એને પોતાની પરતંત્રતાનો ખ્યાલ ન રહ્યો. અદૃશ્ય ભાવિની એ કલ્પના ન કરી શક્યો અને પ્રભુતામાં પગલાં માંડવાની ઉચ્ચતમ આશાઓ સાથે એક બાલ્યસખીને હૃદય અર્પ્યું. હૃદય અર્પતાં આપણા યુવાનોને વિચાર કરવાની પરવા નથી હોતી. એ સર્વાંગસુંદર હતી. પૂર્ણિમાના ચંદ્રના જેવું એનું મોહક સૌન્દર્ય ખીલતું હતું. એ એને લાયક હતી. યુવાનને પૂર્ણ સંતોષ થયો. વિજયના આછા કેફ સાથે એને લાગ્યું કે હવે એનાં સ્વપ્નો સત્ય સ્વરૂપમાં પરિણમશે.

પણ સમાજને આ પસંદગી મંજૂર નહોતી. અગ્રેસરોને, વડીલોને, પોતાની સત્તાનાં સિંહાસન ડગમગતાં જણાયાં. એમને આમાં બળવાની ગંધ આવી. આપણો સમાજ કોઇનું આવું સુખ ક્યારે સહન કરે છે? છૂપાં યંત્રો ગતિમાન થયાં. યુવાનના રૂઢિચુસ્ત પિતાએ સરી જતી ખાનદાની ટકાવી રાખવા કોઇ અન્ય કન્યા સાથે એનાં લગ્ન ગોઠવ્યાં. શિસ્તબદ્ધ આજ્ઞાંકિત પુત્રે પિતાની ચરણરજ માથે ચઢાવી. એ દિવસની સાંજે બંને હૃદયો ખૂબ રોયાં. આંસુનો વરસાદ વરસાવ્યો. ભાગેલે હૈયે છૂટાં પડયાં, દુન્યવી બંધનોની શૃંખલામાં જકડાંના.

એક અશુભ દિવસે એને પરણાવવામાં આવ્યો. પિતાની આજ્ઞા અપનાવવામાં એણે હૃદયના ટુકડા કર્યા.

એની સખીનું જીવન કોઇ બીજા સાથે જોડી દેવામાં આવ્યું. એ કુમળા

ચઢાવી જોતાં સમજાતું નથી. કીર્તિલોભના ગુલામો સમજાવશે તો ઉપકાર થયો માની કૃતકૃત્ય થઇશ. ત્યારે હવે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે 'ભસ્માસુર–કુલીનતા'નો નાશ કઇ રીતે થઇ શકે, જેથી પાર્વતીરૂપ સ્ત્રીશક્તિને માથે આવી પડેલી આફતનાં વાદળો વિખેરાઇ સુખ, શાન્તિ, આનંદ અને આદર્શ ગૃહસ્થાશ્રમમાં સ્થાપન થાય. ગયે વર્ષે એક ગૃહસ્થે હૃદયના હમદર્દી(!)થી આ પ્રશ્નને ઉપાડ્યો, અને પુરુષવર્ગ થોડીક વાહવાહ પોકારવાની વૃત્તિને લીધે જરાક બેઠો પણ થયો, પણ ઊભો ન થઇ શક્યો. એને બીક લાગી કે આ તો પોતાના જ પગ ઉપર કુહાડો મારવાની વાત છે. પોતાનું જ સ્વમાન, ગૌરવ, ઉચ્ચપણું, કુલીનતા નષ્ટપ્રાય થવાનો માર્ગ છે, એટલે એ શુભ માર્ગેથી પાછા વળી 'મિયાં ઘેરના ઘેર' જેવી વાત બની ગઇ. ઉત્સાહ ઓસરી ગયો અને જ્યોત બુઝાઇ ગઇ. ફરીથી એક વાર સ્ત્રીજીવન ઉપર સર્વત્ર ગાઢ અંધકાર છવાઇ ગયો. આથી પુરુષજાતિએ એમ જરા પણ માનવાનું નથી કે પોતાનો વિજય થયો છે અને પોતાના સિવાય એ માર્ગ અણઉકલ્યો જ રહેશે. 'કુકડો હોય ત્યાં જ વહાણું વાય' એમ સદા નથી બનતું. કુદરત યોગ્ય સમયે સૌમાં શક્તિ પેદા કરી ન્યાય માટે સર્વદા શક્તિ આપી શુભ પ્રેરણા કરે છે જ એ વાત સૌના અનુભવની છે.

આજે ચોતરફ સ્ત્રીકેળવણી વધી છે. સ્ત્રીઓ પોતાના આદર્શો, હક્કો, સ્વાભિમાન સમજતી થઇ છે. પોતે પોતાનો માર્ગ કેવી રીતે કરવો તે સમજી શકી છે. બેશક એથી 'કુલીન પુરુષ'ની કહેવાતી પ્રતિષ્ઠા, ન્યાયપરાયણતા, સુસંગતતા, બધુંય ઉઘાડું પડી જવાનો વખત આવ્યો છે. છતાં ભારે હૈયે જે કરવાની જરૂર છે, તે કરવાની ફરજ નૂતન યુગની સ્ત્રીઓ કદી પણ ભૂલી શકે તેમ નથી. બ્યાજબીપણા સામે ઝુંબેશ ઉઠાવી લડતના મોરચા માંડવા એ કંઇ ગુનો નથી. સમાજહિતની સમ્યક્ દૃષ્ટિએ આજે જે જરૂર ઊભી થઇ છે તે પૂરી કરવા, સાનમાં જ સમજી જઇ, થઇ રહેલો અન્યાય અટકાવવામાં સૌનું કલ્યાણ છે. આમાં દલીલોની ચતુરાઇ ડહોળી ખંડનમંડનની ભાંગફોડ કે તોડજોડમાં પડવાની જરા પણ જરૂર નથી. સમાજના જીવનમાં ન્યાયનો અને સંસ્કારનો પમરાટ પાથરવાની નિખાલસ વૃત્તિ અને સત્યાર્થે આગ્રહ રાખવામાં જ પ્રજાકલ્યાણ છે. નૂતન યુગની સ્ત્રી 'પારકી આશા સદા નિરાશા' સમજી સ્વતંત્ર નિર્ણયબુદ્ધિએ કર્તવ્યપાલનના આગ્રહનો સુંદર સર્વોત્તમ સમન્વય સાધી સમાજની પુનર્રચના અને નાગરિક ધર્મની સ્થાપના અર્થે કર્તવ્યપંથે પગલાં ભરી નૂતન વર્ષને અજવાળે, એ જ અભ્યર્થના.

નાઇરોબી વજુભાઇ ભાઇલાલભાઇ પટેલ

# રાષ્ટ્રીય સેનાદળ

હિંસાના ધોરણ ઉપર રચાએલા અને પોષાએલા રાજકીય સમૂહોને લશ્કરી બળની હમેશાં જરૂર રહે છે. મોટાં રાજ્યો સ્વરક્ષણ અર્થે જ નહિ, પરંતુ બીજાં રાજ્યોનું ભક્ષણ કરવામાં લશ્કરી બળનો ઉપયોગ કરે છે; એટલે નાનાં રાજ્યોએ સ્વરક્ષણાર્થે અનિવાર્યપણે લશ્કરી દળો તૈયાર રાખવાં પડે છે.

આધુનિક લડાઇઓ અમુક વાદનો અથવા અમુક ધર્મનો સીધી રીતે પ્રચાર કરવા કે ફક્ત પોતાને ચક્રવર્તી કહેવડાવવા ખાતર નથી લડાતી. એના મૂળમાં તો પ્રજાઓમાંનો પરસ્પર અવિશ્વાસ અને આર્થિક કારણો રહેલાં હોય છે. એમાં ન્યાયનું અને નીતિનિયમનું પાલન ભાગ્યે જ હોય છે. વળી ભૌતિક જ્ઞાનના ભંડારરૂપ અને સુધરેલી દુનિયાની પ્રગતિની પારાશીશી થઇ પડેલા વિજ્ઞાનનો પૂરો હિસ્સો એ લડાઇઓમાં સ્પષ્ટ રીતે દેખાય છે.

સ્વતંત્ર દેશની સરકારો પોતાની પ્રજાના રક્ષણ માટે ખુશ્કી, હવાઇ અને દરિયાઇ લશ્કરો ઊભાં કરે છે. જીવલેણ ઝેરી વાયુ તેમજ સર્વવિનાશી અગ્નિપ્રવર્તક ગોળાઓ વડે થતા હુમલાઓથી બચવા શક્ય ઉપાયો યોજે છે, પ્રજા માટે લશ્કરી તાલીમ ફરજિયાત કરે છે અને જરૂર પડતા માલના જથાઓનો સંગ્રહ કરે છે.

પરાધીન પ્રજાઓના પરદેશી રાજ્યકર્તાઓ પોતાની સત્તા હેઠળની પ્રજાએ પોતાના કબજામાંથી નીકળી ન જાય એ દૃષ્ટિએ કંઇક પગલાં ભરે છે; તેમ છતાં પરતંત્ર પ્રજાઓના શોષણ ઉપર તાગડધિન્ના કરનાર પરદેશીઓ લડાઇના વખતમાં એ પ્રજાઓ માટે પોતાની પ્રજા જેટલી રક્ષણની તૈયારીઓ નથી જ કરતા.

પૂર્વમાં ઘણા વખતથી લડાઇ ચાલુ છે. પશ્ચિમમાં પણ લડાઇ સળગી છે. એમાં સંડોવાએલી, હિંદુસ્તાન ઉપર રાજ્ય કરતી, પ્રચંડ શક્તિશાળી બ્રિટીશ સલ્તનતને પણ હારજીતનો અને સામ્રાજ્યના જીવનમરણનો સવાલ ઊભો થયો છે.

હિંદુસ્થાન એક વિશાળ દેશ છે. જમીન ઉપરનો ખુલ્લી સરહદનો ભાગ ચોડો છે, પણ દરિયાકિનારો મોટો છે. વર્ષોથી હિંદી પ્રજા નિઃશસ્ત્ર છે. પરદેશી સત્તા હેઠળનું અહીંનું લશ્કર પ્રમાણમાં નાનું છે, અરાષ્ટ્રીય છે, પ્રવર્તતા યુગના શસ્ત્રોથી સંપૂર્ણ સજ્જ નથી. એટલે હિંદુસ્થાને બચાવ માટે બ્રિટનના ઓશિયાળા રહેવું પડે છે. પરદેશીઓને લોભાવે એવો કાચો માલ અહીં ઘણો થાય છે, તેમજ બીજી પ્રજાઓની દાનત સાફ અને સ્પષ્ટ નથી.

આ સંજોગોમાં હિંદુસ્થાન ઉપર ક્યારે અને કેવી રીતનો હુમલો થાય, અને જો તેમ થાય—ન થાય તેની કંઇજ ખાત્રી નથી—તો નિઃશસ્ત્ર લોકોની શી સ્થિતિ થાય એ કલ્પવું મુશ્કેલ નથી. વળી લડાઇમાં બ્રિટન હારે એવો સંભવ તો નથીજ, પણ કલ્પના કરો કે હારે તો હિંદુસ્થાનની શી દશા થાય એ પણ એક કોયડો છે.

ચાલુ જમાનામાં શાહીવાદ, કોમ્યુનીઝમ, સોશિયાલીઝ, ફાસીઝમ, નાઝીઝમ અને કહેવાતી લોકશાહીનાં પરિણામો સહિત, દેશની પરાધીનતા અને નિસ્સહાયતાનો ખ્યાલ રાખી રાષ્ટ્રનું ભાવિ વિચારતાં સહેજે સમજાશે કે અત્યારે હિંદીઓએ સ્વરક્ષણ અર્થે લશ્કરી તાલીમ લેવી ખાસ જરૂરી છે. એથી બ્રિટીશ સરકારને પણ તાત્કાળિક લાભ તો છેજ.

હિંદમાં દરેક પ્રકારની લશ્કરી તાલીમનો પ્રશ્ન પહેલી દૃષ્ટિએ દેખાય છે તેટલો સહેલો નથી. અને એને માટે મુખ્યત્વે કરીને બ્રિટીશ સરકાર જવાબદાર છે. અત્યારના તદ્દન ફરી ગએલા વાતાવરણમાં બ્રિટીશ સરકારે પોતાના હિત માટે પણ આ બાબતમાં પોતાની નીતિ ફેરવવાની જરૂર છે. બ્રિટીશ સરકાર હાલને પ્રસંગે તેની જૂની રીત ફેરવે કે નહિ, પરંતુ હિંદી પ્રજાએ સ્વરક્ષણ માટે પ્રાથમિક લશ્કરી તાલીમની શરૂઆત કરવી જોઇએ. આ વખતે શરૂ કરેલી તાલીમ લાંબે વખતે ઘણીજ ઉપયોગી થઇ પડશે એ નિઃશંક છે. વ્યક્તિઓ અને સંસ્થાઓ પરસ્પર સહકારથી નીચે પ્રમાણે (જરૂરી ફેરફારો સાથે) કરી શકે એમ છે:

क. ૧. માધ્યમિક અને ઉચ્ચ કેળવણીની સંસ્થાઓમાં લશ્કરી તાલીમ વર્ગો (Rifle Clubs) ઉઘાડવા.

૨. તેના વર્ગોનું જિલ્લાવાર, વિભાગવાર અને પ્રાન્તવાર જૂથ બાંધવું.

૩. વિભાગવાર અથવા પ્રાન્તવાર વિમાની વર્ગો (Flying Clubs) ઉઘાડવા.

૪. મોટી નદીઓમાં અને દરિયાકિનારે લશ્કરી ખલાસીના વર્ગો (Boating Clubs) ઉઘાડવા.

૫. દેશી રાજ્યોમાં પણ ઉપર પ્રમાણે કરવું.

૬. વિભાગી અને પ્રાન્તીય જૂથોનું એક અખીલ હિંદ રાષ્ટ્રીય સૈનિક દળ સ્થાપવું.

ख. ૧. લશ્કરી તાલીમ વર્ગો (Rifle Clubs)માં કવાયત, લાઠી અને રાઇફલનો ઉપયોગ અને અકસ્માત માટેના તાત્કાળિક ઉપાયો (First Aid)

શીખવવાં. બની શકે ત્યાં લશ્કરી વાદન (મીલીટરી બેન્ડ), ઘોડેસ્વારી, પાણીમાં તરવું, નાની હોડી હંકારવી (Boating), અને હવાઇ હુમલાઓથી બચવાના ઉપાયો (Air Raids Precautions) શિખવવાં.

૨. વિમાની વર્ગો (Flying Clubs)માં વિમાન ઉડાવવા ઉપરાંત ઉપર-માંનું કેટલુંક જરૂરી શિખવવું

૩. લશ્કરી ખલાસી વર્ગોમાં વહાણવટું શિખવવું.

૪. દર અઠવાડીએ અથવા મહિને જાહેર પ્રયોગો—દેખાવો કરવા, હરિફાઇઓ ગોઠવવી.

ગ. ઉપરના શિક્ષણ માટે નીચે મુજબ મદદ મેળવી શકાય:

૧. પ્રાન્તીય સરકારો

ક પરવાના (Licence) બાબતમાં તેની હકુમત હેઠળની જરૂરી છૂટછાટો આપે.

ખ પોલીસ ખાતાના માણસોને દરરોજ સાંજે અથવા સવારે એક યા બે કલાક તાલીમ આપવા માટે મોકલે (આથી શિક્ષકો મેળવવાની અને તેમના પગાર બાબતની મુશ્કેલી ઓછી થશે).

ગ સાધનો વગેરે વ્યાજબી કિંમતે મેળવવા સાથ આપે.

ઘ ખાસ જરૂર પડ્યે આર્થિક મદદ આપે.

ઙ વર્ગોએ આપેલાં પ્રમાણપત્રોને માન્ય કરે.

૨. મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડો

ક પોતાના શિક્ષકો માટેના શિક્ષણવર્ગોમાં લશ્કરી તાલીમ દાખલ કરે.

ખ કંઇક આર્થિક મદદ કરે.

૩. શિક્ષણસંસ્થાઓ

ક નિશાળો અને કોલેજો વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને વર્ગોમાં મોકલે.

ખ ચાલુ અભ્યાસક્રમમાં શારીરિક વિષયમાં લશ્કરી તાલીમને એક યા બીજી રીતે દાખલ કરે.

ગ રમતગમતનાં ચોગાનો (Playing Grounds) વાપરવા આપે.

૪. જાહેર પ્રજા

ક લોકો પૈસા માટે ઉઘરાણું કરે, ધનાઢ્યો સારી રકમ આપી શકે. સિનેમા અને નાટક ગૃહો, હોટલો, વગેરે વર્ષમાં એક દિવસના નફાની રકમ આપી શકે. વ્યાપારી પેઢીઓ, મંડળો, ન્યાતનાં પંચો અને ધર્માદા સંસ્થાઓ પણ આર્થિક મદદ કરી શકે.

ખ ઉદ્યોગપતિઓ લશ્કરી સાધનો તૈયાર કરવા માટે કારખાનાં ઊભાં કરે.
ગ આ પ્રકારની લશ્કરી તાલીમથી હાલ તો બ્રિટીશ સરકારને પણ લાભ છે, તેથી તેના તરફથી પણ સહાનુભૂતિની અને આર્થિક સહાયતાની આશા રાખી શકાય.
ઘ એકઠી થએલી રકમના હિસાબ રાખવા. તે નિયમિત તપાસરાવવા અને પ્રસિદ્ધ કરવા.

પ્રાથમિક શાળાઓના છઠ્ઠા અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓ, માધ્યમિક શાળાઓનાં ઉપરનાં ધોરણના તથા કૉલેજના બધા વિદ્યાર્થીઓ અને બહારના ભણેલા અને અભણ, તથા નોકરીધંધો કરનારા આ તાલીમ વર્ગોમાં દાખલ થાય.

વર્ગો સાંજે અથવા સવારે (સગવડ પ્રમાણે) એક યા બે કલાક (જરૂર પ્રમાણે) ચાર કે છ મહિનાના સત્રને (Term) હિસાબે રાસ્ટ્રભાષા મારફતેજ ચલાવવા. પરીક્ષાને અંતે લાયકાતનાં પ્રમાણપત્રો આપવાં. તાલીમ મફત આપવી. યોગ્ય જણાય ત્યાં નજીવી ફી લેવી. શરૂઆતમાં તાલીમ મરજીઆત પણ નિયમિત રાખવી. જરૂર જણાયે પાછળથી ફરજીઆત થઇ શકે.

દુષ્કાળ, મરકી, ધરતીકંપ વગેરે આફતોમાંથી બચવા માટે પ્રજા સહકાર અને ઉત્સાહથી કામ હાથ ધરે છે, તેમ રાષ્ટ્રના સંરક્ષણ માટે લોકો આ કામ નિશ્ચયપૂર્વક ઉપાડી લે તો થોડા વખતમાં રાષ્ટ્ર ઘણી પ્રગતિ કરી શકે.

ગોધરા ગોરધનભાઇ છબાભાઇ પટેલ

---

## ચર્ચાપત્ર

### ૧. આફ્રિકાના પેસેંજરો વિષે

ગયા અષાઢના અંકમાં ઉપરના વિષય સંબંધે મેં ભાઇ મગનભાઇના ચર્ચાપત્રનો જવાબ આપ્યો છે. એ જવાબથી અસંતોષ માની ભાઇ ઇશ્વિરભાઇએ ભાદરવાના અંકમાં એ વિષે ચર્ચા કરી છે, એમણે મારા જે એક વાક્ય ઉપર પારાયણ કર્યું છે તે વાક્ય આ રહ્યું: "આવા જાહેર ઊહાપોહથી કાયદો સખ્ત થતાં બિચારા ગરીબ પેસેંજરો વધુ મુશ્કેલીમાં મુકાશે."

ચર્ચાપત્રીના માનવા મુજબ હું લાંચ આપવાની હિમાયત કરૂં છું, એવો ફલિતાર્થ થાય છે! ખરૂં જોતાં લાંચ માટે, અને મૂળે તો આ પ્રશ્ન માટે મેં જાહેર કર્યું છે, કે નૈતિક રીતે આ પ્રથા સામે બચાવ છેજ નહિ.

મારા કહેવાનો અર્થ એ છે, કે મુંબઇ સરકારે જે ડિપોઝિટ પ્રથા દાખલ કરી છે તેમાં એક છૂટબારી એ છે કે 'બહાર જતા પેસેંજરોને એગ્રિમેણ્ટથી લેઇ જઇ શકાય, પરદેશમાં રહેતા વાલી કે અન્ય સંબંધીનો દાર્શનિક પુરાવો કે તેની ગરજ સારે એવા દસ્તાવેજ કે કાગળ બતાવી જઇ શકાય.' તેમ અન્ય એવી કેટલીક છૂટછાટો છે: એટલે એ કલમોને આધારે ઘણા પેસેંજરો બનાવટી કે સાચા કાગળો બતાવી ડિપોઝિટની બલામાંથી છટકી શકે છે. પણ આ લાંચ વિષેના જાહેર ઊહાપોહથી સત્તાવાળાઓ વધુ સખ્તાઇ વાપરે તો પરિણામે એ છટકબારી બંધ થાય, એટલુંજ નહિ પણ સાચા પેસેંજરો પણ હેરાન થાય—અને એથીજ મેં લખ્યું હતું કે 'ગરીબ પેસેંજરોને વધુ મુસ્કેલીમાં મુકાવું પડશે.' અત્રે 'ગરીબ' શબ્દ એ હિંદીઓના પર્યાય તરીકે તરીકે વાપર્યો છે. એ તો સુવિદિત હશે, કે આપણે દુનિયાની સરખામણીમાં કયાં પડયા છીએ. અને એટલા માટેજ બિચારા પેસેંજરોને જે બધી હાડમારીઓમાંથી બચાવવા મેં ડિપોઝિટ પ્રથા નાબૂદ કરવા સૂચના કરી હતી. આવી સરળ વાત ભાઇ ઇશ્વરભાઇ ન સમજી શકયા એ દિલગીરીની વાત છે.

લાંચ વિષે ખુલાસો કરૂં તો આખો લેખ કે તેથી વિશેષ લખવું પડે. એટલે એ આત્યંતિક પ્રશ્ન અત્રે અપ્રસ્તુત છે, પણ ટૂંકમાં જ્યાં સુધી લાંચ આપનારા છે ત્યાં સુધી લેનારા, ને લેનારા છે ત્યાં સુધી આપનારા રહેવાનાજ. આથી વળી એમ ન માનતા કે હું લાંચ આપવાની હિમાયત કરૂં છું!

બુરેમ્બા (ઉગાણ્ડા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

—*—

## જાણવાજોગ

### ૧. ચરોતરની બેનો માટે અર્ધે લવાજમે 'સ્ત્રીબોધ'ની યોજના

'સ્ત્રીબોધ' માસિક સાધારણ ભણેલી સ્ત્રીઓ વાંચે તેવું માસિક છે. વળી તેમાં ૨૪ પૃષ્ઠનો બાલવિભાગ આવે છે, એટલે એ માસિક ખરીદનારને બે પ્રકારના વાચનનો લાભ મળે છે, તે ઉપરાન્ત એક સારૂં પુસ્તક ભેટ મળે છે. તેથી સ્વ. મોતીભાઇ અમીને આ માસિક ચરોતરની બેનોમાં વંચાય તે માટે ત્રિવાર્ષિક ગ્રાહકની યોજના કરી હતી. આ યોજનાને ડીસેમ્બર આખરે ત્રણ વર્ષ પૂરાં થાય છે. એટલે જેમને એ માસિક હાલ મળે છે તેમને એ માસિક મળતું આપોઆપ બંધ થશે. પણ એ યોજના ચાલુ રાખવામાં આવી છે,

એટલે જેમને પહેલાંની માફક એ માસિકના ગ્રાહક થવું હોય તેમણે ત્રણ વર્ષના સામટા લવાજમના રૂ. ૬) અમારા તરફ ડીસેમ્બરની ૧૫મી તારીખ પહેલાં મોકલી આપવા. માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૪) છે; પણ આ યોજનાને ઉત્તેજન મળે તે માટે તેના સંચાલકે રૂ. ૩)માં આપવાનું સ્વીકાર્યું છે અને સ્ત્રીવિષયક ન્યાસમાંથી ગ્રાહક દીઠ વાર્ષિક રૂ. ૧) ખોટ આપવાનું ચરોતર એજ્યુકેશન સોસાયટીએ સ્વીકાર્યું છે, જેથી ગ્રાહકને વાર્ષિક રૂ. ૨)માં ચાર રૂપિયાના લવાજમવાળું માસિક મળશે. **ત્રણ વર્ષના એકઠા લવાજમના રૂ. ૬) મોકલનારને આ લાભ મળશે.** માટે જે બેનોને આ લાભ ચાલુ રાખવો હોય વા લેવો હોય તેમણે રૂ. ૬) અમારા તરફ ડીસેમ્બરની ૧૫મી તારીખ પહેલાં મોકલી આપવા. ગ્રાહક તરીકે જે તે બેનનું નામ નોંધાવવાનું છે. આફ્રિકાના ગ્રાહકોએ ત્રણ વર્ષ માટે રૂ. ૩ એટલે કુલ રૂ. ૯ મોકલવાના છે. જે ગામમાંથી સ્ત્રીકેળવણીના ઉત્તેજન માટે ન્યાસ મળ્યાં છે, પણ જેના વ્યાજનો બીજો ઉપયોગ થતો નહિ હોય વા જો તેના વ્યાજમાંથી બચત હશે તો તે ગામની બેનોને સવડના પ્રમાણમાં રાહત મળશે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૯-૧૦-'૩૯ — **આશાભાઇ નરસિંહભાઇ પટેલ** મંત્રી, ચ. એ. સોસાયટી

## ૨. પાટીદાર બેનોને મફત 'સ્ત્રીબોધ'

ચરોતર પ્રદેશની પાટીદાર જ્ઞાતિની જે બેનો, પોતે રહેતાં હોય તે સ્થળની કન્યાશાળા જુદી હોય તો તેમાં વા ગુજરાતી શાળામાં ચોથાથી ઉપરનું જે છેલ્લું ધોરણ હોય, તે ધોરણ ઇ. સ. ૧૯૩૯ના જાન્યુઆરી માસથી આજ સુધીમાં પૂરું કરી ઊઠી ગયાં હોય વા હાલ જેઓ અંગ્રેજી ત્રીજું ધોરણ પાસ કરી આગળ અભ્યાસ કરતાં હોય, તે નીચે જણાવેલા નમુના પ્રમાણે અમને તા. ૨૦:૧૨:'૩૯ પહેલાં અરજી કરશે તો એક વર્ષ સુધી તેમને નામે 'સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ' તરફથી 'સ્ત્રીબોધ' માસિક ભેટ મોકલી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે. એક ગામમાં એક કરતાં વધારે 'સ્ત્રીબોધ' તેમજ એક વર્ષ જેને 'સ્ત્રીબોધ' મોકલ્યું હશે તેને બીજે વર્ષે તે મોકલી આપવામાં આવશે નહિ.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૧:૧૦:'૩૯ — **આશાભાઇ નરસિંહભાઇ પટેલ** મંત્રી, ચ. એ. સોસાયટી

* * *

## 'સ્ત્રીબોધ' માટે અરજીનો નમુનો

**શ્રીયુત મંત્રીજી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ**

સવિનય જણાવવાનું કે હું ચરોતરના ગામમાં રહું છું અને જ્ઞાતિએ પાટીદાર છું. અહીંની (કન્યા)શાળામાં ગા ધોરણ સુધી શિક્ષણ અપાય છે. ઇ. સ. ૧૯૩૯ના મહિનામાં મેં ધોરણ પસાર કર્યું છે વા ધોરણમાં છું, ને હાલ ગામ માં રહું છું. તો મારે નીચેને સરનામે 'સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ સ્મારક ફંડ' તરફથી એક વર્ષ સુધી 'સ્ત્રીબોધ' માસિક ભેટ તરીકે મોકલી આપવાની વ્યવસ્થા કરશો. 'સ્ત્રીબોધ'નો લાભ ગામની બીજી બેનોને પણ હું આપવા મારું બનતું કરીશ.

ગામ તારીખ લિ.
નામ ઉમર
સરનામું ગામ તાલુકો પોસ્ટ
પાલકની સહી



## સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

**સૂચના:** જેમની રકમો સમિતિના કાર્યાલય—ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૨૨૫૧૮–૧૫–૦ ગયા અંકમાં પ્રકટ કરેલા

| | | |
|---|---|---|
| *૫ | શ્રી. ચતુરભાઇ દેસાઇભાઇ પટેલ (સરકુવા), | આણંદ |
| *૫ | ,, શંકરરાવ દત્તાત્રય ગદ્રે (કોલ્હાપુર), | ,, |
| *૫ | ,, કેશવલાલ હરિશંકર દવે (જસાપુર), | ,, |
| *૫ | ,, સીતારામ નથુભાઇ (વીસનગર), | ,, |
| *૫ | ,, મૂળજીભાઇ ત્રિભુવનદાસ તલાટી (ઉમરેઠ), | ,, |
| *૩ | ,, મગનભાઇ ગોકળભાઇ બ્રહ્મભટ્ટ, | ,, |
| *૩ | ,, ઉમિયાશંકર જીવણલાલ ઠાકર, | ,, |
| *૩ | ,, સોમેશ્વર કૃષ્ણારામ દવે, | ,, |
| *૨ | ,, ભીખાભાઇ હરિભાઇ પટેલ (ધર્મજ), | સુણાવ |

**કુલ રૂ. ૨૨૫૫૪–૧૫–૦** રોકડ આવેલી **રકમ ૧૧૭૬૪–૧૫–૦**

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૧૦:'૩૯

**આશાભાઇ નરસિંહભાઇ પટેલ,**
મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

# ગ્રંથપરિચય

૧. જીવનનો આનંદ [કળા અને કુદરતવિષયક લેખો]: લેખક – દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૧૫+૫૪૪, કિંમત દોઢ રૂપિયો. આ પુસ્તકની સને ૧૯૩૬માં પ્રકટ થએલી પહેલી આવૃત્તિની સુધારાવધારાવાળી આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં ૧૧૩ પૃષ્ઠ વધારે છે, છતાં તેની કિંમતમાં કંઇ પણ વધારો કરવામાં આવ્યો નથી. તે માટે પ્રકાશન મંદિરને ધન્યવાદ ઘટે છે. આમેય એ પ્રકાશન મંદિરનાં પુસ્તકોની કિંમત, બીજાનાંની સરખામણીમાં, ઘણીય ઓછી હોય છે. સં. ૧૯૯૩ના માહ માસના 'પાટીદાર'માં (પૃષ્ઠ ૧૮૧) આ પુસ્તકની પહેલી આવૃત્તિનો પરિચય આ પ્રમાણે આપવામાં આવ્યો હતો: "કળાની દૃષ્ટિએ લેખકે વિચારેલા વિષયોનાં નિરૂપણનો આ સંગ્રહ છે. લેખકનું 'જીવનવિકાસ' પુસ્તક મોટે ભાગે પરસ્મૈપદી છે ને ઉપદેશોથી ભરપૂર છે. આ પુસ્તક મોટે ભાગે આત્મનેપદી છે ને પ્રકૃતિના વિષયોમાંથી અનુભવેલા આસ્વાદનો કલાસંગ્રહ છે, તેથી સ્વભાવિક જ રીતે 'જીવનવિકાસ' કરતાં આ પુસ્તક સરસ બન્યું છે. તેમાંયે લેખક આકાશ છોડીને જીવન પ્રત્યે દૃષ્ટિ કરે છે ત્યારે તો એમના કલાવિષયો વધારે સુંદર ને સરસ બને છે. પણ પેલા પુસ્તકની પેઠે આ પુસ્તકમાંયે લાઘવશૈલીને તરછોડી છે ને કાંતણ ચલાવ્યે જ કર્યું છે. પરિણામે અનેક સ્થળે વિદ્યાતિવિષ્ટસ્ય પૈવળમ્ થઇ ગયું છે. લેખક મહારાષ્ટ્રીય છતાં એમણે ગુજરાતી ભાષા બહુ સરસ રીતે હસ્તગત કરી લીધી છે, વાંચનારને કદાપિ શંકા ન થાય કે લેખક જન્મે ગુજરાતી નથી. સામાન્ય પ્રાકૃતજનોને આ પુસ્તકમાં રસ ન પણ પડે. પણ કળાવિષયના અભ્યાસી સંસ્કૃતજનો જરૂર આ પુસ્તક વાંચે, એમાંથી જાણવાનું ને અનુભવતાં શીખવાનું ઘણું જડશે."

૨. ગીતાધ્વનિ [ગીતાનો સમશ્લોકી અનુવાદ]: કરનાર – કિશોરલાલ ઘનસ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૮+૧૨૭, કિંમત દોઢ આનો. ગુજરાતમાં આ લેખક ગંભીર ચિંતક છે, એ એમનાં સર્વ પુસ્તકના અભ્યાસથી તરી આવે છે. હિંદુ ધર્મશાસ્ત્રમાં ગીતાનું સ્થાન બહુ ઊંચે છે. એના ઉપર ચિંતન કરી એમણે સંવત ૧૯૯૧માં 'ગીતામન્થન' નામે પુસ્તક લખ્યું છે. પણ ગીતાપિપાસુ જનોને ગીતાના શ્લોક કંઠસ્થ કરવાની વૃત્તિ સહેજે હોય અને એટલા માટે એ ભાઇએ આ 'ગીતાધ્વનિ' નામે સમસ્ત ગીતાનો આ સમશ્લોકી અનુવાદ તૈયાર કર્યો છે. એવો જ અનુવાદ ગુજરાતના પ્રખ્યાત કવિ નાનાલાલે ઇ. સ. ૧૯૧૦માં પ્રકટ કર્યો હતો. કવિ નાનાલાલનો અનુવાદ શબ્દાર્થને વધારે અનુસરે

; ભાઈ કિશોરલાલનો આ અનુવાદ ભાવાર્થને વધારે અનુસરે છે, તેથી તે ાઈ કોઈ શ્લોકમાં વધારે દુર્ગમ લાગે છે. અને ભાઈ કિશોરલાલે પોતાના નુવાદ સુગમ બનાવવા વારંવાર પ્રયત્ન કર્યા લાગે છે, તે એટલા ઉપરથી ાણાય છે કે સં. ૧૯૯૧માં પ્રકટ થએલા 'ગીતામન્થન'માં નીચેના શ્લોક છે:

નિજ સ્વભાવમાં વર્તે જ્ઞાનીયે, કુરુનંદન;
પ્રકૃતિવશ છે જીવો, નિગ્રહે કેટલું વળે?
ઇંદ્રિયો સેવતી ભોગો, ચોર એ રાગ-દ્વેષ ત્યાં,
લૂંટવા પાછળે ઊભા, થવું ના વશ તેમને
સારો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુ છે રૂડું, પરધર્મ ભયે ભર્યો. (૩-૩૩થી-૩૫)
એવું જાણી કર્યાં કર્મો પૂર્વનાયે મુમુક્ષએ;
કર કર્મો જ માટે તું પૂર્વે જે પૂર્વજે કર્યાં. (૪-૧૫)

એ શ્લોકો આ નવી સંશોધિત આવૃત્તિમાં નીચે પ્રમાણે મુકાયા છે:

જો પ્રકૃતિ પોતાની જ્ઞાનીયે તેમ વર્તતો;
સ્વભાવે જાય પ્રાણીઓ, કરે નિગ્રહ કેટલું?
ઇંદ્રિયોને સ્વઅર્થોમાં રાગદ્વેષ રહે ખડા;
તેમને વશ ના થાવું, દેહીના માર્ગશત્રુ તે.
રૂડો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો. (૩-૩૩થી ૩૫)
આવાં જ્ઞાને કર્યું કર્મ પૂર્વેનાયે મુમુક્ષુએ;
કર કર્મ જ, તેથી, તું, વૃદ્ધોએ જેમ આચર્યાં. (૪-૧૫)

છતાં એમના 'ગીતામંથન'ને સાથે રાખીને વાંચવાથી આ અનુવાદ કંઇક વધારે સુગમ બને છે. વળી વધારે સુગમ કરવા જેમ કવિ નાનાલાલે પોતાના પુસ્તકમાં અનુવાદ સામે મૂળ શ્લોક છાપ્યા છે, તેમ જ આ પુસ્તકમાં પણ છાપ્યા હોત તો બહુ સારૂં થાત. છતાં ધર્મપિપાસુઓની અને ગીતાપિપાસુઓની આ અનુવાદથી ભાઈ કિશોરલાલે સારી સેવા બજાવી છે એમાં તો શંકા નથી જ.

ઉપરનાં બંને પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. આ પ્રકાશન મંદિર ગુજરાતને આવાં સરસ ને સુંદર પુસ્તક બહુ સસ્તી કિંમતે આપે છે, એ તેની પણ સુંદર સેવા છે.

# ગ્રંથપરિચય

૧. જીવનનો આનંદ [કળા અને કુદરતવિષયક લેખો]: લેખક– દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૧૫+૫૪૪, કિંમત દોઢ રૂપિયો. આ પુસ્તકની સને ૧૯૩૬માં પ્રકટ થએલી પહેલી આવૃત્તિની સુધારાવધારાવાળી આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં ૧૧૩ પૃષ્ઠ વધારે છે, છતાં તેની કિંમતમાં કંઇ પણ વધારો કરવામાં આવ્યો નથી. તે માટે પ્રકાશન મંદિરને ધન્યવાદ ઘટે છે. આમેય એ પ્રકાશન મંદિરનાં પુસ્તકોની કિંમત, બીજાનાંની સરખામણીમાં, ઘણીય ઓછી હોય છે. સં. ૧૯૯૩ના માહ માસના 'પાટીદાર'માં (પૃષ્ઠ ૧૮૧) આ પુસ્તકની પહેલી આવૃત્તિનો પરિચય આ પ્રમાણે આપવામાં આવ્યો હતો: "કળાની દૃષ્ટિએ લેખકે વિચારેલા વિષયોનાં નિરૂપણનો આ સંગ્રહ છે. લેખકનું 'જીવનવિકાસ' પુસ્તક મોટે ભાગે પરસ્મૈપદી છે ને ઉપદેશોથી ભરપૂર છે. આ પુસ્તક મોટે ભાગે આત્મનેપદી છે ને પ્રકૃતિના વિષયોમાંથી અનુભવેલા આસ્વાદનો કલાસંગ્રહ છે, તેથી સ્વભાવિક જ રીતે 'જીવનવિકાસ' કરતાં આ પુસ્તક સરસ બન્યું છે. તેમાંયે લેખક આકાશ છોડીને જીવન પ્રત્યે દૃષ્ટિ કરે છે ત્યારે તો એમના કલાવિષયો વધારે સુંદર ને સરસ બને છે. પણ પેલા પુસ્તકની પેઠે આ પુસ્તકમાંયે લાઘવશૈલીને તરછોડી છે ને કાંતણ અલાગ્યે જ કર્યું છે. પરિણામે અનેક સ્થળે વિપ્રાતિવિષ્ટસ્ય પેષણમ્ થઇ ગયું છે. લેખક મહારાષ્ટ્રીય છતાં એમણે ગુજરાતી ભાષા બહુ સરસ રીતે હસ્તગત કરી લીધી છે, વાંચનારને કદાપિ શંકા ન થાય કે લેખક જન્મે ગુજરાતી નથી. સામાન્ય પ્રાકૃતજનોને આ પુસ્તકમાં રસ ન પણ પડે. પણ કળાવિષયના અભ્યાસી સંસ્કૃતજનો જરૂર આ પુસ્તક વાંચે, એમાંથી જાણવાનું ને અનુભવતાં શીખવાનું ઘણું જડશે."

૨. ગીતાધ્વનિ [ગીતાનો સમશ્લોકી અનુવાદ]: કરનાર–કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૮+૧૨૭, કિંમત દોઢ આનો. ગુજરાતમાં આ લેખક ગંભીર ચિંતક છે, એ એમનાં સર્વ પુસ્તકના અભ્યાસથી તરી આવે છે. હિંદુ ધર્મશાસ્ત્રમાં ગીતાનું સ્થાન બહુ ઊંચે છે. એના ઉપર ચિંતન કરી એમણે સંવત ૧૯૯૧માં 'ગીતામન્થન' નામે પુસ્તક લખ્યું છે. પણ ગીતાપિપાસુ જનોને ગીતાના શ્લોક કંઠસ્થ કરવાની વૃત્તિ સહેજે હોય અને એટલા માટે એ ભાઇએ આ 'ગીતાધ્વનિ' નામે સમસ્ત ગીતાનો આ સમશ્લોક અનુવાદ તૈયાર કર્યો છે. એવો જ અનુવાદ ગુજરાતના પ્રખ્યાત કવિ નાનાલાલે ઇ. સ. ૧૯૧૦માં પ્રકટ કર્યો હતો. કવિ નાનાલાલનો અનુવાદ શબ્દાર્થને વધારે અનુસરે

છે; ભાઈ કિશોરલાલનો આ અનુવાદ ભાવાર્થને વધારે અનુસરે છે, તેથી તે કાઈ કોઈ શ્લોકમાં વધારે દુર્ગમ લાગે છે. અને ભાઈ કિશોરલાલે પોતાના અનુવાદ સુગમ બનાવવા વારંવાર પ્રયત્ન કર્યા લાગે છે, તે એટલા ઉપરથી જણાય છે કે સં. ૧૯૯૧માં પ્રકટ થએલા 'ગીતામન્થન'માં નીચેના શ્લોક છે:

નિજ સ્વભાવમાં વર્તે જ્ઞાનીયે, કુરુનંદન;
પ્રકૃતિવશ છે જીવો, નિગ્રહે કેટલું વળે?
ઇંદ્રિયો સેવતી ભોગો, ચોર બે રાગ-દ્વેષ ત્યાં,
લૂંટવા પાછળે ઊભા, થવું ના વશ તેમને
સારો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુ છે રૂડું, પરધર્મ ભયે ભર્યો. (૩-૩૩થી-૩૫)
એવું જાણી કર્યાં કર્મો પૂર્વનાયે મુમુક્ષુએ;
કર કર્મો જ માટે તું પૂર્વે જે પૂર્વજે કર્યાં. (૪-૧૫)

એ શ્લોકો આ નવી સંશોધિત આવૃત્તિમાં નીચે પ્રમાણે મુકાયા છે:

જેવી પ્રકૃતિ પોતાની જ્ઞાનીયે તેમ વર્તતો;
સ્વભાવે જાય પ્રાણીઓ, કરે નિગ્રહ કેટલું?
ઇંદ્રિયોને સ્વઅર્થોમાં રાગદ્વેષ રહે ખડા;
તેમને વશ ના થાવું, દેહીના માર્ગશત્રુ તે.
રૂડો સ્વધર્મ ઊણોયે સુસેવ્યા પરધર્મથી,
સ્વધર્મે મૃત્યુમાં શ્રેય, પરધર્મ ભયે ભર્યો. (૩-૩૩થી ૩૫)
આવાં જ્ઞાને કર્યું કર્મ પૂર્વનાયે મુમુક્ષુએ;
કર કર્મ જ, તેથી, તું, વૃદ્ધોએ જેમ આચર્યાં. (૪-૧૫)

છતાં એમના 'ગીતામંથન'ને સાથે રાખીને વાંચવાથી આ અનુવાદ કંઈક વધારે સુગમ બને છે. વળી વધારે સુગમ કરવા જેમ કવિ નાનાલાલે પોતાના પુસ્તકમાં અનુવાદ સામે મૂળ શ્લોક છાપ્યા છે, તેમજ આ પુસ્તકમાં પણ છાપ્યા હોત તો બહુ સારું થાત. છતાં ધર્મપિપાસુઓની અને ગીતાપિપાસુઓની આ અનુવાદથી ભાઈ કિશોરલાલે સારી સેવા બજાવી છે એમાં તો શંકા નથીજ.

ઉપરનાં બંને પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. આ પ્રકાશન મંદિર ગુજરાતને આવાં સરસ ને સુંદર પુસ્તક બહુ સસ્તી કિંમતે આપે છે, એ તેની પણ સુંદર સેવા છે.

૩. **યુરોપની ભીતરમાં** (Inside Europe): મૂળ લેખક–જ્હૉન ગન્થર, પ્રયોજક–ચંદ્રભાઈ ભટ્ટ; પ્રકાશક–પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૪+૨૩૫, એક નકશો, ૭ છબિઓ, કિં. ૨–૦–૦. પુસ્તકનું (Get up) છપાગણી વગેરે સારું છે અને યુરોપના સરમુખત્યારોનાં આર્ટ પેપર ઉપરનાં લાક્ષણિક ચિત્રો પુસ્તકને વધુ આકર્ષક બનાવે છે. યુરોપના રાજકારણની અસ્થિર સ્થિતિ ને હમેશ થતા વેશપલટા સમજવામાં આ પુસ્તક અતિશય મદદરૂપ થઈ પડે તેમ છે. Nationalism(રાષ્ટ્રીયવાદ?)ની સાંકડી વ્યાખ્યાની પ્રતીતિ એમાં થાય છે. તેમાં ઇંગ્લેણ્ડ, ઇટલી, જર્મની, રશિયા અને તુર્કસ્તાનના છેલ્લા બે દાયકાના અગ્રગણ્ય રાજદ્વારી નેતાઓનાં ને સરમુખત્યારોનાં રેખાચિત્રો અને તેમના માનસની આબેહુબ છબિ આપી છે. યુરોપના લોકનાયકોની વિચિત્રતાઓ, ખુબીઓ અને ખામીઓ સચોટ રીતે રજૂ કરી લેખક આપણને યુરોપના રાજકારણમાં એક નવીન દૃષ્ટિ આપે છે. રાજદ્વારી નેતાઓ કેવા Opportunists (તકવાદી) અને Turn-coats (વેશપલટો કરનારા) છે અને તેમને માટે મરી ફીટનારાઓને પણ વુલ્સીની માફક કેવું પસ્તાવું પડે છે તે સુંદર રીતે પ્રતિપાદન થાય છે. વધુમાં માનસ બિમારી (mental abnormality) અને અપૂર્વ કાર્યશક્તિનું સગપણ પણ એમાં તાદશ થાય છે. હિટ્લર વિષેનું લખાણ જરા વધુ પડતું લાગણીઉશ્કેરક છે. આવાં પુસ્તકો ગુજરાતી ભાષામાં ઉતારવાથી ઘણો લાભ ગુજરાતી જનતાને તેમજ ગુજરાતી સાહિત્યને થાય ખરો. ભાઈશ્રી ચંદ્રભાઈ ભટ્ટને અને પ્રકાશકને તે બદલ અભિનંદન ઘટે જ. આવાં પુસ્તકો ઉત્તેજનને પાત્ર ગણાય જ. ઈ.

૪. મૂગા સેવક **મોતીભાઇ અમીન**: લેખક–રસૂલભાઇ ન. વહોરા; પ્રકાશક–ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; પૃષ્ઠ ૪+૮+૬૦, ભાઇ મોતીભાઇની છબિ, કિંમત ૦–૨–૦. ભાઇ મોતીભાઇ અમીનનું નામ ગુર્જરાતમાં કોને અજાણ્યું છે? એમનું નિરાડંબર, નિરભિમાન જીવન સદાસર્વદા જનસેવામાં જ વ્યતીત થયું છે. ગુજરાતની જનતામાં જ્ઞાનપ્રચાર થાય એ હેતુએ તો એમણે પોતાનું જીવન પુસ્તકાલયપ્રવૃત્તિને અર્પણ કર્યું હતું. ઉમરે કંઇક પાકટ થયા છતાં સેવાતત્પરતામાં તો ગુજરાતના આજના લગભગ સૌ યુવકોને લજવે એવા એ કર્મયોગી હતા. અને તેથી, ૬૫ વર્ષની ઉમરે એ ચાલ્યા ગયા, છતાં એ અકાળે ચાલ્યા ગયા એમ કહેવામાં જરાયે સંકોચ થતો નથી. લોકશિક્ષણને માટે અર્પાએલા એ જીવનના ઘણા પ્રસંગો અનેકને ખબર છે, પણ સમસ્ત ગુજરાતને એમનું સમગ્ર જીવન જાણવાનો અને બને તો કંઇક અંશે અનુ-

સરવાનો પણ લાભ મળે, એટલા માટે એમનું વિસ્તૃત જીવનચરિત્ર લખાવાની જરૂર છે અને તે લખાય પણ છેજ. પણ એ વિસ્તૃત જીવનચરિત્રના પ્રવેશક રૂપે લખાએલું આ નાનું પુસ્તક પણ ઉપયોગી છે, ખાસ કરીને કિશોરોને તો. આમાં એમના જીવનની આછી રૂપરેખા આપી છે અને મોટા મોટા પ્રસંગો ચીતર્યા છે. લેખક મુસલમાન હોવા છતાં એ ભાઇની ગુજરાતી ભાષા પીઢ હિંદુ લેખકની જેવીજ સંસ્કારી છે. આશા છે કે ગુજરાતી જનતા આ પુસ્તકનો સારી રીતે લાભ ઉઠાવશે.

---*---

## પ્રસંગકથા

### ગાંધીજયંતી

ગાંધીજીને ખ્રિસ્તી તારીખ પ્રમાણે તા. ૨:૧૦:'૩૯ને રોજ અને હિંદુ મિતિ પ્રમાણે ભાદરવા વદિ ૧૨સને રોજ ૭૧મું વર્ષ બેઠું. પણ પંચાંગોની અપૂર્ણતાને કારણે એ ખ્રિસ્તી તારીખ અને હિંદુ મિતિ વચ્ચે આજે આખા અઠવાડિયાનો ફેર પડી ગયો છે. એ આખા અઠવાડિયામાં સમગ્ર હિંદુસ્થાનમાં ગાંધીજયંતી બહુ ઉલ્લાસે ઉજવાઇ. ગાંધીજીને પરમપ્રિય ખાદી એટલે સમગ્ર દેશમાં ગામે ગામ સ્વયંસેવકોએ ખાદી વેચી. આજે ખાદીના ઉત્પન્ન જેટલું તેનું વેચાણ નથી, એટલે ખાદીનો જથો ભરાઇ પણ ખૂબ ગયો છે. ગાંધીજીની સાચી જયંતી ઉજવવા અને તે દ્વારા દરિદ્રનારાયણોની સેવા કરવા માટે ઉત્પન્ન થએલી ખાદી વેચાઇ જવીજ જોઇએ. આખા સપ્તાહમાં દેશમાં કેટલી ખાદી વેચાય, એ તો તેનું સરવૈયું નીકળે ત્યારે જાણીએ. પણ આ જયંતી ઊજવવામાં એક રોગ ધીરે ધીરે પેસતો જાય છે: મોટા દબદબાવાળાં પણ પોકળ સરઘસ કાઢવામાં આવે છે, કોઇ કોઇ જગાએ તો ગાંધીજીને ૭૧મું વર્ષ બેઠું, માટે ૭૧ બળદનાં જોડેલા રથમાં ગાંધીજીની મૂર્તિ પધરાવી તે સાથે સરઘસ કાઢવામાં આવેલાં! બળદની સંખ્યા તો મહાસભાનાં વાર્ષિક અધિવેશનનું અંધ અનુકરણ હતું. મોટા કરે એ નાના કરે એ તો છેક સ્વાભાવિક છે. પણ આવાં પોકળ પ્રદર્શન પાછળ થતી શક્તિનો અપવ્યય અટકાવવો જોઇએ. બીજા ધાર્મિક સંપ્રદાયોમાં તો આચાર્યનાં ગયા પછી કંઇ સૈકા વીત્યા બાદ સડો પેસે છે, ગાંધીજીના તો જીવતાંજ આ સંપ્રદાયમાં સડો પેસે છે; તેને અટકાવવા સમાજનેતાઓ યોગ્ય ઉપાય લેવા ઘટે. ગાંધીજીની સાચી જયંતી તો એમની ભાવનાઓને અને સેવાકાર્યને વિસ્તારવામાંજ હોય, અન્યથા નહિજ. તેમાંજ એમની સાચી પૂજા છે, મૂર્તિપૂજામાં નહિજ.

## મહાપુરુષની સાચી પૂજા

બુદ્ધ ભગવાનનો અંતકાળ નજીક આવ્યો હતો. મલ્લોના શાલવનમાં બે શાલવૃક્ષોના એક જોડકા હેઠળ માંચો પથરાવીને, તેના ઉપર તે ઉત્તર તરફ માથું રાખી જમણે પડખે, એક પગ ઉપર બીજો પગ ટેકવીને સૂતા હતા. તે વખતે તે બે વૃક્ષો ફૂલોથી ઊભરાઇ રહ્યાં હતાં, અને તે ફૂલો બુદ્ધના શરીર ઉપર ટપોટપ ગરતાં હતાં. બુદ્ધ તે જોઇને બોલ્યા: "હે આનંદ, આ બે વૃક્ષો પોતાનાં સેંકડો ફૂલોથી મારું પૂજન કરે છે; જાણે દેવો આકાશમાંથી મારા પૂજન અર્થે પુષ્પવૃષ્ટિ ન કરતા હોય! પરંતુ હે આનંદ, તથાગતનું સાચું પૂજન કરવાનો રસ્તો આ નથી. મારો જે શિષ્ય પોતાનાં નાનાં મોટાં કર્તવ્યો એકનિષ્ઠાથી અદા કરે છે, અને મેં ઉપદેશેલા ધર્મ અનુસાર પોતાનું જીવન ગાળે છે, તેજ તથાગતનું સાચું પૂજન કરે છે. માટે હે આનંદ! 'પોતાનાં નાનાં મોટાં કર્તવ્યો એકનિષ્ઠાથી અદા કરીએ, અને તથાગતે ઉપદેશેલા ધર્મ અનુસાર આપણું જીવન ગાળીએ,' એવી રીતે તથાગતનું પૂજન કરતાં શીખો" – મહાનિર્વાણસૂત્ર ૫ ('શિક્ષણ અને સાહિત્ય,' પૃષ્ઠ ૨૫). ૭૧ બળદ જોડેલા, ગાંધીજીની છબિવાળા રથનું સરઘસ કાઢવા કરતાં, રેંટિયા કાંતતાં ૭૧ સ્ત્રીપુરુષોને ગાડાંમાં બેસાડીને સરઘસ કાઢયું હોત તો તે ગાંધીજીની ભાવનાને વધારે અનુકૂળ થાત. આવી વાતો સાચી રીતે આપણે ક્યારે સમજીશું?

## નારીની નિરાધાર દશા – આર્થિક

"મુંબઇ, તા. ૨૯મી સપ્ટેમ્બર. 'લગ્ન પછી બે વરસ ગૃહસ્થાશ્રમ ભોગવી, પતિ ગુજરી ગયાથી નિરાધાર હાલતમાં આવી પડતાં મારે માટે ગુજરાનનું સાધન ન હોવાથી, સ્ત્રી તરીકે જીવનનિર્વાહ મેળવવા શક્તિમાન થઇશ નહિ એમ લાગ્યાથી મેં પુરુષનો વેશ ધારણ કર્યો હતો.' આ મુજબનો એક ચોંકાવનારો એકરાર ફાતમાબાઇ નામની કોટા સ્ટેટની રહેવાસી એક મુસ્લીમ સ્ત્રીએ ચોધાર આંસુ સાથે આર્થર રોડ જેલમાં કર્યો હતો. એમ જણાય છે કે આ સ્ત્રી કોટા સ્ટેટની રહીશ છે. તેની ઉંમર ૨૪ વર્ષની છે. લગ્ન પછી બે વર્ષે તેનો પતિ ગુજરી ગયાથી તે નિરાધાર હાલતમાં આવી પડી હતી. ગુજરાન પૂરતું મેળવવાનું અશક્ય જણાતાં કેટલાક વખત સુધી જેમ તેમ ચલાવ્યા પછી તેણે મરદનો વેશ ધારણ કર્યો અને કોઇ ઠેકાણે કમાઇ કરી ગુજરાન ચલાવવા વિચાર કર્યો. તે તેના મરદનો પોષાક ધોતિયું, જોડા, કોટ તથા ટોપી પહેરતી હતી. તેમ કરી તે બહાર પડી અને કેટલેક ઠેકાણે રસોઇયાનું કામ કર્યું. પોતાનું નામ ગોપી કાલુ એવું રાખ્યું હતું. તેણે જે જે ઠેકાણે નોકરી કરી ત્યાં તેના આ વેશપલટા વિષે કોઇને ખબર પડી નહોતી.

## છતાં યે નારીની નિરાધાર દશા!

"તે જ્યારે નોકરીમાંથી છૂટી થઇ ગઇ ત્યારે મુંબઇ આવી અને નોકરીનાં ફાંફાં માર્યાં, પણ પત્તો લાગ્યો નહિ. તેથી ફૂટપાથ ઉપર સૂઇ રહેતી. તેણે થાકીને મુંબઇ છોડવા નિશ્ચય કર્યો અને વગર ટીકીટે ટ્રેનમાં બેઠી. પણ બે ત્રણ સ્ટેશનો ગયા બાદ વગર ટીકટના મુસાફર તરીકે તેની ધરપકડ કરવામાં આવી. અને મઝગામ પોલીસ કોર્ટમાં મૅજિસ્ટ્રેટ સમક્ષ હાજર કરવામાં આવતાં મૅજિસ્ટ્રેટ તેને ગુનેગાર ઠરાવી એક અઠવાડિયાની સજા ફરમાવી હતી. તેને તરત જ ભાયખલા જેલમાં ખસેડવામાં આવી. ત્યાં તેને પુરુષનો પોશાક આપવામાં આવતાં તે રોઇ પડી અને જેલ સુપ્રિંટેંડંટને જણાવ્યું કે હું તો સ્ત્રી છું. આ સાંભળી જેલ સત્તાવાળાઓ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. આથી તેને જેલના ડૉકટર પાસે મોકલી આપતાં તે સ્ત્રી જ છે એમ માલમ પડ્યું હતું. તે વખતે તેનો ઉપલો ભેદ બહાર આવ્યો હતો. આથી તેને આર્થર રોડ જેલમાં ખસેડવામાં આવી હતી" ('મુંબઇ સમાચાર,' તા. ૩૦:૯:'૩૯). અરેરે, આ તે નારીજાતિની ઓછી નિરાધાર દશા? ભીખ માગવા કરતાં વેશપલટો કરીને પ્રામાણિક મજૂરી માગતાં મજૂરી યે મળે નહિ! તે દેહ વેચવા નીકળી હોત તો તે ખરીદવા એક કરતાં એકત્રીશ પૈસાદારો આ ભ્રષ્ટ સમાજમાં મળી આવત! અને આવી નિરાધાર દશાને લીધે કરવા પડેલા ગુનાને માટે ક્ષમા આપે, એવો નઠોર કઠોર કાયદો ય દયાળુ ક્યાં છે?

## 'સંયોજિત અર્થકારણમાં સ્ત્રીનું સ્થાન'

નારીજાતિની આવી નિરાધાર દશાનો કંઇક તો ઉપાય સમાજે કે સરકારે કરવો જ જોઇએ. ગયા ડિસેમ્બરમાં મહાસભાના પ્રમુખે શ્રી. જવાહરલાલ નેહરુના પ્રમુખપણા નીચે 'રાષ્ટ્રનિયોજન સમિતિ (The National Planning Committee) નીમી છે. આ સમિતિએ વળી 'સંયોજિત અર્થકારણમાં સ્ત્રીનું સ્થાન (Women's Role in Planned Economy)' વિષે તપાસ કરી યોજના કરવા માટે એક ઉપસમિતિ નીમી છે. આ ઉપસમિતિનાં પ્રમુખ શ્રી. લક્ષ્મીબાઇ રાજવાડે છે. ગુજરાતમાં માહિતી એકઠી કરવા એક કાર્યકર્તા મંડળ સ્થપાયું છે, તેનાં પ્રમુખ શ્રી. વિદ્યાગૌરી નીલકંઠ, મંત્રી, શ્રી. મૃદુલાબેન સારાભાઇ, તથા સભ્યો શ્રી. ઇન્દુમતીબેન ચિમનલાલ, શ્રી. મંદાકિનીબેન નિલોકકર, શ્રી. સુરિગતાબેન મેઢ, શ્રી. ચિત્તશાન્તિ દિવાનજી અને શ્રી. ગજરાબેન દેસાઇ છે. વળી જિલ્લાદીઠ એકેક બેનને આ વિષે હકીકત મેળવવાનું કામ સોંપ્યું છે. ગુજરાતના આ મંડળે પોતાની તપાસ માટે એક પ્રશ્નાવલિ કાઢી છે, તેમાં આ સાત વિભાગ માટે હકીકત માગી

છે: (૧) સામાન્ય: સામાજિક, આર્થિક અને કાયદામાં સ્થાન, (૨) કુટુંબજીવન અને સંબંધો, (૩) લગ્ન, માતૃત્વ અને વારસો, (૪) ઔદ્યોગિક ક્ષેત્રમાં રોકાએલી સ્ત્રીઓના કામની નોકરીની શરતો, (૫) સ્ત્રીઓને અનુરોધતા સામાજિક રીતરિવાજો અને રૂઢિઓ, (૬) યોગ્ય તાલીમના પ્રકારો અને રીતો, અને (૭) સ્ત્રીઓને લગતા પ્રકીર્ણ પ્રશ્નો. બેશક પૂછેલા પ્રશ્નો જરા અટપટા છે, તેને બદલે ટૂંકા ને સરળ હોત તો અનેક જણ એમાં રસ લેઇ ઉત્તરો ને હકીકતો મોકલી શકત. છતાં આપણા સમાજની બેનોની અવદશા ટાળવા જેને જેને રસ હોય તે સૌ ભાઇબેનો 'મંત્રી, ગુજરાત કાર્યકર્તા મંડળ, લોકલબોર્ડના મકાનમાં, ભદ્ર, અમદાવાદ,' એ સરનામે પત્ર લખી એ પ્રશ્નાવળી મંગાવે અને બને તેટલી હકીકતો તા. ૧૫:૧૦:'૩૯ સુધીમાં મેળવી મંડળના મંત્રી ઉપર મોકલી પ્રેમનું કામ સરળ કરી આપે.

**નારીની પરાધીન દશા—સામાજિક**

"મુંબઇ, તા. ૨૮મી સપ્ટેમ્બર. પોતાનાં માબાપે પોતાની મરજી વિરુદ્ધ લગ્ન કર્યાથી દયાગૌરી ભવાનીશંકર નામની ૧૬ વર્ષની ઉંમરની હિંદુ યુવતીએ પોતાના અંગ ઉપર ગ્યાસતેલ છાંટી કપડાં સળગાવી મૂકી આપઘાત કરવાનો એક ચોંકાવનારો બનાવ લાલબાગ ખાતે બનતાં ત્યાં આગળ ભારે ચકચાર પેદા થવા પામી હતી. આ બનાવને લગતી વિગત એવી છે કે મરનાર સ્ત્રી ૭ ચોપડી ભણી હતી. અને તેનાં માબાપે તેનાથી ઓછું ભણેલા ભવાનીશંકર નામના લાલબાગ ખાતે મિઠાઇની દુકાન ધરાવતા શખ્સ સાથે તેનો વિવાહ નક્કી કર્યો હતો. આ વિવાહ કરવામાં આવ્યો તે મરનારને પસંદ પડ્યું નહિ અને માબાપને ધમકી આપી કે જો મારી મરજી વિરુદ્ધ આ શખ્સ સાથે મારું લગ્ન કરવામાં આવશે તો ઘણુંજ માઠું પરિણામ આવશે. પરંતુ આ ધમકીની માબાપ ઉપર કંઇ અસર ન થઇ અને તેજ શખ્સ સાથે લગ્ન કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. આ છોકરીનું કંઇ ચાલ્યું નહિ. પોતે ઘણીજ કફોડી હાલતમાં મુકાઇ ગઇ અને માબાપની ઇચ્છાને માન આપવું પડ્યું.

**'માડીને કહેજો જે દીકરી બળી મરી!'**

"ત્રણ માસ ઉપર દયાશંકર સાથે તેનાં લગ્ન કરી નાખવામાં આવ્યાં અને તે પતિગૃહે પધારી. પરંતુ ત્યાં તેને ચેન શેનું પડે! પોતાનો સંસાર ઝેર જેવો લાગ્યો. ફક્ત સાત દિવસ પતિગૃહે રહ્યા પછી તે પિયેર ચાલી ગઇ, પરંતુ ત્યાંથી તેને એક અઠવાડિયાજ ઉપર ફરીથી સાસરે મોકલવામાં આવી. પોતાની મરજી વિરુદ્ધ કરવામાં આવેલું લગ્ન કેટલો વખત નભે? પોતાનું જીવન તેને દુઃખમય લાગ્યું અને તેણે આપઘાત કરવાનો નિર્ધાર

તમારી ગાય નથી, જે તમે મને કસાઈવાડે કે જ્યાં તમે દોરી જાઓ ત્યાં હું જાઉં.' અને છતાં માબાપ બળાત્કાર કરે તો બની શકે એ પ્રકારે તેમની સામે બંડ કરી છૂટવું. છેવટે કંઈ નહિ તો, વરરાજા ચોરીમાં પધારે અને માબાપ કન્યાને ત્યાં પધરાવે ત્યારે એ વરરાજાને ગાલમાં લપડાક લગાવી દેઈ કહી દેવું: 'ઊઠ, ચાલતો થા, બોચિયા! તને ભાન નથી કે મારી ઇચ્છા વિરુદ્ધ મને પરણવા આવ્યો છે?' અને આવી લપડાકમાં કોઈને હિંસા દેખાય તોય એ તો ધર્મહિંસા છે એમ સ્પષ્ટ માનજો, હે હિંદુ વીરકન્યાઓ! અને સમાજમાં શું યુવકો મરી પરવાર્યા છે કે આવી કુમળી કન્યાઓને રહેંસાઈ જવા દે? એવે પ્રસંગે કન્યાની સમ્મતિ હોય તો તેઓએ તેને સલામત સ્થાને ઉપાડી જવી અને એ અનિષ્ટ લગ્ન અટકાવવું. સરકાર એથી અપહરણના ગુના માટે તેમને સજા કરે તો એવી સજા ખાવાની તો આ ગાંધીયુગમાં નવાઈ શી છે!

**લગ્નવિચ્છેદ**

પણ લગ્ન થઈ ગયા પછી કેટલેક વખતે લગ્નની નિરર્થકતા અને અનિષ્ટતા સમજાય તો પુરુષ તો એ સ્ત્રીને ભાગલા હાંલ્લાની પેઠે એક ખૂણે નાખી દેઈ બીજી સ્ત્રી પરણી લાવે છે. એમ કરતાં એને નથી રોકતો સમાજ કે નથી રોકતી સરકાર. પણ સ્ત્રી જો બીજો પુરુષ પરણે તો એ સ્ત્રી અને તેને પરણનાર પુરુષ બંને કેદમાં જાય! ત્યારે લગ્ન નિરર્થક અને અનિષ્ટ નીવડતાં ...કારે સ્ત્રીને પણ લગ્નવિચ્છેદ કરીને એ લગ્નથી મુક્ત થવાનો અધિકાર ...ાપવો અને ઇચ્છા હોય તો તેને ફરી લગ્ન કરવાની સરળતા કરી આપવી ઘટે. આ માટે મુંબઈ સરકારની અને વડી સરકારની ધારાસભામાં પ્રસ્તાવ આવ્યા છે. પણ વડી ધારાસભામાં એ પ્રસ્તાવ લાવનાર ડૉ. દેશમુખ અને મહાસભા પક્ષના સૌ સભાસદો પોતાના અમુક સિદ્ધાન્તને કારણે ગેરહાજર રહ્યાથી એ પ્રસ્તાવ ઊડી ગયો છે. દેશની નારીજાતિની ઉન્નતિના પ્રકરણને પ્રસંગે જ માત્ર એ સૌ સભાસદો હાજર રહ્યા હોત તો અધર્મ ન ગણાત, ધર્મ જ ગણાત. પણ ગેરહાજર રહીને નારીકલ્યાણનો એક પ્રસંગ તો એમણે ગુમાવ્યો જ, એ મોટા ખેદનો વિષય છે. જોઈએ હવે મુંબઈ ધારાસભામાં શ્રી. ભોગીલાલ લાલાએ આણેલા લગ્નવિચ્છેદના પ્રસ્તાવનું શું થાય છે.

**લગ્ન વગેરે સામાજિક ખર્ચ ઉપર અંકુશ**

લગ્ન વગેરે સામાજિક ખર્ચ ઉપર અંકુશ મૂકવાનો પ્રસ્તાવ શ્રી. રાવતે મુંબઈ ધારાસભામાં આણ્યો હતો. તે વિષે ગઈ તા. ૧૦મીએ ધારાસભામાં ચર્ચા ચાલી હતી. "સામાન્ય અભિપ્રાય જાણાનો એવો છે કે લગ્નના ખર્ચ ઉપર અંકુશ રહેવો જોઈએ. ખરી રીતે ખેડૂતો કરતાં મધ્યમ વર્ગને લગ્નના

ભારે ખર્ચ દેકાણ વધુ શોષવું પડે છે," એમ તો શ્રી. મુનશી પોતેજ સ્વીકારે છે. પણ છતાં જણાવે છે કે "ગામડાના લોકોને લગ્ન એ એક મોટો આનંદોત્સવનો પ્રસંગ છે. તેમાં માત્ર વરકન્યાનાજ આનંદનો પ્રસંગ નથી, પણ તેનાં સગાંવહાલાંને અને ગામ આખાને મન એક પર્વ સમાન હોય છે." આખી દુનિયાને મન એ પર્વ સમાન હશે, પણ સમાજમાં પોતાનું સ્થાન સાચવી રાખવા માટે સમાજે બળાત્કારે લાદેલો આ ખર્ચ ઉઠાવનારના પેટમાં કેવી હોળી સળગતી હશે તે તો તેજ જાણે! "જે માણસ રેસ કોર્સમાં, સટ્ટામાં અને મોટરમાં હજારો ખર્ચી નાખે તો પછી માણસ જેને પોતાના જીવનની ધન્યપળ ગણે તેવા લગ્નપ્રસંગે તેને ખર્ચ કરતાં કેમ અટકાવી શકાય?" રેસ કોર્સ વગેરે તો માણસ પોતાની ઇચ્છાએ અને સંપત્તિ હોય તોજ કરે, સામાજિક ખર્ચ તો અનિચ્છાએ પણ કર્યા વિના છૂટકો થતો નથી. અને રેસ કોર્સ અને સટ્ટા જેવા જુગાર હજી અટકાવ્યા નથી, એ તો સરકારની નિર્બળતાજ છે. આનંદને માટે દારૂ પીતા લોક ખુવાર થાય છે, માટે સરકારે દારૂબંધી કરી, ત્યારે લોકને ખુવાર કરતા સામાજિક ખર્ચ ઉપર અંકુશ કેમ ના મૂકવો? આજ સુધીમાં અંગ્રેજ સરકારના રાજ્યમાં પ્રજાનો વિરોધ હોવા છતાં અનેક સામાજિક કાયદા થયા છે, ત્યારે આ કાયદો કરવામાં શ્રી. મુનશી કેમ વિરોધ કરે છે તે સમજાતું નથી. કમમાં કમ એટલું તો થવુંજ જોઈતું હતુ કે સામાજિક જમણવારોમાં દર પત્રાળીએ રૂા. ૦ાા કર નાખવો જોઇતો હતો. એથી જેને જેને હૃદયનો આનંદ ઊછળતો હશે, તે આટલો વધારે કર આપીને પણ આનંદ ઉડાવશે. અને દારૂબંધીમાં સરકારે જે ખોટ ખાધી છે, તે આ કરથી કંઇક અંશે પુરાશે. પણ શ્રી. મુનશીની સૂચનાથી આખરે શ્રી. રાવતને પોતાનો પ્રસ્તાવ પાછો ખેંચી લેવો પડ્યો એ દુઃખની વાત છે.

**બાળલગ્નનિષેધક કાયદાનો ભંગ**

"નડીઆદ તાલુકાના ઉત્તરસંડા ગામના પટેલ કાકુભાઇ નાથાભાઇએ પોતાના સગીર દીકરા ચિ. ભાઇલાલભાઇનું લગ્ન સુણાવનાં બાઇ દિવાળીબેન, પટેલ આશાભાઇ ગોવિંદભાઇની ઓરતની દીકરી ચિ. શાન્તાબેન સાથે કરી શારદા એકટનો ભંગ કરેલો હોવાથી ઉત્તરસંડાના પટેલ મગનભાઇ હાથીભાઇએ બોરસદના મે. રે. ફ. મેજિસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં કેસ કરેલો, જે કેસનો લગભગ આઠ દશ માસે ચુકાદો આપતાં કન્યાની મા દિવાળીબેનનો રૂપિયા પંદર અને વરના પિતાશ્રી કાકુભાઇનો રૂપિયા પાંત્રીસનો દંડ કર્યો છે" ('કર્મભૂમિ' તા. ૨૬ઃ૯ઃ'૩૯). હજી યે માબાપ આ કાયદાનો ભંગ કરતાં નહિ અટકે! અને આવા પાનસોપારી જેવા દંડ તો માબાપ લગ્નખર્ચનો

# શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય

## સદ્ગત દેશભક્ત વીર વિઠ્ઠલભાઇ પટેલનું

# એકમાત્ર સ્મારક

સદ્ગત દેશભક્ત વીર વિઠ્ઠલભાઇ પટેલનું સ્મારક એમના જેવું જીવંત હોવું જોઇએ. ગુજરાતમાં તો શું પણ આખા દેશમાંય એવું જીવંત સ્મારક એક જ છે, અને તે છે શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ તરફથી સ્થપાએલ શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય. હિંદી સંસ્કૃતિને અનુસરીને યોગ્ય સ્ત્રીશક્તિ સર્જવાનો તેનો ઉદ્દેશ છે.

આવા ઉત્કૃષ્ટ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે કન્યાકેળવણીની સંસ્થા સ્થાપવી, તેની સાચી દોરવણી કરવી, અને તે ફાલે ફૂલે એ રીતે તેને પોષવી, એ કેવું કઠિન અને મુશ્કેલ કામ છે એનો ખ્યાલ કોને નથી?

વિદ્યાલયની પૂજ્ય મહાત્માજીને હાથે થએલી શુભ શરૂઆત અને ચાર વરસમાં તેણે કરેલી કેળવણીવિષયક પ્રગતિ, વિદ્યાર્થિનીઓની સંખ્યા, શિક્ષકગણ, મકાનો વગેરે સાધનો, અને જનતાનો પ્રેમ, વગેરે તે કેવું સુંદર મહાન વૃક્ષ થવા સરજાએલ છે એ બતાવી આપે છે.

વિદ્યાર્થિનીઓની શરૂઆતની ૨૫ની સંખ્યા આજે ૧૮૦એ પહોંચી છે, શિક્ષકોની ચારની સંખ્યા ૧૪એ પહોંચી છે, અને જ્યાં કોઇ મકાન નહોતું ત્યાં છાત્રાલયનાં ને શાળાનાં મકાનો બંધાવા લાગ્યાં છે.

પણ આ તો પારણામાં પહેલી પુણી છે. ઉચ્ચ કોટિનાં કાર્યકરો ને તેમને જોઇતી સાધનસામગ્રી હોય તો વિદ્યાલયનો વિકાસ અનેક ગણો થઇ જાય એમ છે. હાલમાં માધ્યમિક અભ્યાસની ગોઠવણ માંડમાંડ થઇ શકી છે, પણ પૂરતી અનુકૂળતા હોય તો ઉચ્ચતર અભ્યાસની પણ ગોઠવણ કરી શકાય.

આ બધું કરવા માટે જનતાની ઉદારતા વિદ્યાલય તરફ વળે એ ઘણું જરૂરનું છે. હજી તો શિક્ષકનિવાસો, શાળાના મકાનનો વિસ્તાર, અતિથિગૃહ, કોઠાર, રોગીપરિચર્યાગૃહ, વ્યાયામમંદિર, ઉદ્યોગમંદિર, ગોશાળા, વગેરે મકાનો તેમ જ તે બધાં માટે જમીન વગેરેની આવશ્યકતા ઊભી જ છે. એટલે કે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા તો તેને માટે જોઇએ જ.

આ તો સ્થાયી બાંધકામ વગેરે માટેની જરૂરિયાતની વાત થઇ. પણ પૂર્ણ વિનયમંદિર એટલે કે માધ્યમિક પૂર્ણ અભ્યાસ માટેની યથેચ્છ ગોઠવણ કરવા માટે દર વરસે આઠથી દશ હજાર રૂપિયા ચાલુ ખર્ચ માટે જોઇએ. આ રકમ દર વરસે નિયમિત આપોઆપ મળી જાય એમ બનવું ઘણું મુશ્કેલ છે; તેમજ ચાલુ ખરચની ખૂટતી બધી રકમ સ્થાયી ફંડના વ્યાજમાંથી મળી રહે એટલું મોટું સ્થાયી ફંડ ઊભું કરવું એ સંભવિત હોય તોપણ ઇચ્છવા જેવું નથી. જે સંસ્થાને વ્યાજનાં નાણાંમાંથી નભી રહેવાની પૂરી જોગવાઇ હોય તે સંસ્થા ભાગ્યેજ પ્રાણવાન રહી શકે એવો અનુભવ સર્વત્ર છે. તેથી વ્યાજમાંથીજ ચાલુ ખર્ચ પૂરું કરી શકાય એટલું મોટું ફંડ ન હોતાં મંડળ પાસે કમમાં કમ એટલું તો ફંડ જરૂર હોવું જોઇએ કે તેના વ્યાજમાંથી ચાલુ ખર્ચની અડધી રકમ ભરપાઇ થઇ શકે. બાકીની અડધી રકમ મેળવી લેવાની રહે. આમ થાય તો એક બાજુ કાંઇક નિશ્ચિતતા રહે અને બીજી બાજુ જનતાનો પ્રેમ મેળવી તેની પાસેથી પ્રતિ વરસે નાણાં મેળવવા માટે પ્રયત્નશીલ થવાનું પણ રહે.

ઉપરને કારણે તા. ૧૭:૯:'૨૯ને રોજ મંડળની વ્યવસ્થાપક સમિતિએ સારો ફાળો ભેગો કરવા માટે સંસ્થાનાં કેટલાંક જવાબદાર ભાઇબેનોને મોકલવાનું ઠરાવ્યું છે. દેશનાં મુખ્ય મુખ્ય મથકોએ તેઓ જશે અને સદ્‌ગત મહાપુરુષના આ જીવંત સ્મારક માટે જેઓને દિલસોજી અને રસ હશે તેમની સમક્ષ ભિક્ષાઝોળી ધરી 'ભિક્ષાન્દેહિ!' કરશે. સદ્‌ગતના આ સ્મારકના વિકાસની સાધનસામગ્રી પૂરી પાડવાનું કામ દેશના સખી ગૃહસ્થોના હાથમાં છે.

આશા છે કે એ પુણ્યશ્લોક આત્માનું સ્મરણ હૃદયમાં તાજું કરી તેના આ એકના એક સ્મારક માટે દેશબાંધવો યથાશક્તિ દાન આપી પોતાનું કર્તવ્ય બજાવ્યાનો આત્મસંતોષ મેળવી કૃતાર્થ થશે, અને અમને પણ કૃતાર્થ કરશે.

શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ
નડિયાદ, તા. ૨:૧૦:'૩૯
ગાંધીજયંતી

સેવક
ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ
અધ્યક્ષ : વ્યવસ્થાપક સમિતિ

—*—

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદ્‌બેન મજમુંદાર માટે છાપી, તા. ૨૦:૧૦:'૩૯

Reg. No. B. 1785

૧૯૮૬ 卐 માગશર

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૭ 卐 અંક ૨

**શિસ્તપાલન**

"બળજબરીથી ઉત્પન્ન કરેલી કવાયતની શિસ્ત (આજ્ઞાધારકતા) તથા અંદરથી ઊગતા આત્મસંયમ વચ્ચે આસમાન જમીનનું અંતર છે. કવાયતમાંથી કોઈ એક ટેવનો સમૂહ જન્મે છે. એ ટેવ એટલી તો યાન્ત્રિક હોય છે કે એમાં સપડાએલો માણસ પૂતળા જેવો બની રહે છે. એ પૂતળું બહાર બેઠેલા સૂત્રધારોની આજ્ઞાનો દોર ખેંચાય છે તેમ નાચવા માંડે છે. આ ભૂમિકાએ પહોંચેલા માણસની ક્રિયાની ચાવી પારકાના હાથમાં હોય છે, તથા એનું આત્મસંયમનું બળ ખપી ગયું હોય છે.

"આ જાતની કવાયતી શિસ્ત (આજ્ઞાધારકતા) ગુલામો ઉપર ને પાળેલાં પશુઓ ઉપર લાલચની ને શિક્ષાની મદદથી લાદવામાં આવી હોય છે. નિશાળો, લશ્કરો, કામદાર સંઘો તથા ધાર્મિક પંથો એ બધાં એવી શિસ્ત સાચવવાનાં કવાયતખાનાં છે."

('કેળવણીની કરુણતા' પૃ. ૧૫) એડમણ્ડ હોમ્સ

તન્ત્રીઃ નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને [illegible] નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૨૫:૧૧:'૨૯

## સમાવશ



---



૧. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં નાણાં ખલાસ થઇ ગયાં છે. બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇબેનો ઉદારભાવે એ ફંડમાં પૈસા મોકલે.

૨. જેમનાં લવાજમ નથી આવ્યાં તે તુરત મોકલે. કોઇ પોસ્ટલ ઓર્ડર ક્રોસ ન કરે.

૩. દરેક ગ્રાહક એક એક નવો ગ્રાહક કરી આપશે એવી આશા છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૬ } આણંદ { માગશર
વર્ષ ૧૭ } { અંક ૨.


## સમાજમાં સ્ત્રીનું સ્થાન અને કેળવણી

આપણા સમાજમાં હાલ સ્ત્રીઓને સ્થાન છેજ કયાં? અને હોય તો તે એક ગુલામડી તરીકેનુંજ અને પછી સ્મશાનમાં!

આપણા સમાજમાં પુરુષો સ્વતંત્રપણે વર્તે, ગમે ત્યાં હરી ફરી શકે, ગમે તેવું અયોગ્ય પગલું ભરી શકે; ટૂંકાણમાં પુરુષોને સર્વે હક્ક હોય તેમજ લાગે છે. સ્ત્રી વિચારી સદાચરણી અને પવિત્ર હોય, તોપણ પરપુરુષ સાથે વાત પણ કરી શકતી નથી કે એકલી કયાંય પણ જઇ શકતી નથી. ઘરમાં પણ તેણે સાસુ, સસરા, નણંદ, જેઠાણી, ટૂંકાણમાં સર્વ કુટુંબને આધીન રહેવું પડે છે. પણ યુવક ગમે તેમ ગમે તેની સાથે વર્તવું હોય તેમ વર્તી શકે છે. આપણા સમાજમાં વિધવાના દુઃખનો તો પારજ નથી. જો સ્ત્રી બાળપણથીજ વિધવા થઇ હોય તો તેને ધરતી ચાર દિવાલોમાં સડી સડી સ્વર્ગે સિધાવાનું હોય છે! તેને દરેકનાં મહેણાંટૂણાં સાંભળવાં પડે છે. આથી સ્ત્રી સમાજમાંથી કંટાળીને છેવટે પોતાનું સ્થાન શોધે છે. તે સ્થાન બીજું નહિ, પણ સ્મશાન!

આવી રીતે અનેક સ્ત્રીઓ અગ્નિથી ભસ્મીભૂત થઇ હશે, કેટલીક આપઘાત કરીને, કેટલીક કૂવોતળાવ કરીને સ્વર્ગે સિધાવી હશે. અને તે સ્ત્રીને સ્મશાનમાં વળાવવાની તૈયારી થતી હોય, ત્યાં તો તેના પતિને ફરી પરણાવવાની વાતો ચાલતીજ હોય! આવી સ્થિતિમાં આર્ય સમાજ, તું કયાંથી સુખ શોધે છે?

જ્યાં સુધી આપણા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઉચ્ચ નહિ થાય, ત્યાં સુધી સમાજ કદાપિ સુખી થવાનો નથી. આપણા સમાજમાં પુત્રનો જન્મ થાય ત્યારે તો સાકરો વહેંચાય, સર્વ કુટુંબ આનંદસાગરમાં ઉછાળા મારે અને લૂંટાય તેટલો આનંદ લૂંટે. પણ જો પુત્રીનો જન્મ થાય તો જન્મ

થતાંજ તેને સ્વર્ગે વળાવે! કોઇ ઉછેરે તો તેને કેળવણી આપવાની તો વાતજ શી! અને જો કોઇ કેળવણી આપે તો તેને તેના જીવનમાં સુખરૂપ નીવડવાને બદલે દુઃખરૂપ પણ નીવડે છે; કારણ કે તેને યોગ્ય કેળવણી અપાતી નથી, તેથી તે ઘરકામમાં પણ તેને ઉપયોગી કંઇ કામ આવડતું નથી. તેની આવી અધકચરી કેળવણીથી તેને સાસરામાં ઘણું દુઃખ સહેવું પડે છે.

સાચી કેળવણીના અભાવને લીધે વેરઝેર, કુસંપ અને ક્લેશ વધી ગયાં છે. સુખી જિંદગીનું નામ નથી. પ્રભુનો માર્ગ ભૂલી અવળે માર્ગે દોડે છે અને ગોથાં ખાય છે. સ્ત્રીવર્ગને સાચી કેળવણી મળ્યા સિવાય આ સ્થિતિ સુધરવાની નથી અને તેથી તેને સાચી કેળવણી આપવાની પ્રથમ જરૂર છે.

આપણામાં કહેવત છે કે એક કેળવાએલી માતા સો શિક્ષકની ગરજ સારે છે. સ્ત્રી એ ઘરનો પ્રધાન છે. બાળકોની કેળવણી સ્ત્રીના હાથમાં છે. બાળક જન્મે ત્યાંથી તે સમજણું થાય ત્યાં સુધી તે ઘણો વખત માતા પાસે રહે છે. અને માતાના સંસ્કારોની છાપ બાળક ઉપર પડે છે. માતા જો સંસ્કારી હોય તો બાળક ઉપર સારા સંસ્કાર પાડી તેને શરીરથી અને મનથી તંદુરસ્ત બનાવે છે, અને પુરુષને એ તરફની ચિંતામાંથી મુક્ત કરે છે. કેળવાએલી સ્ત્રી પ્રેમ, સંપ, ભક્તિ અને શૌર્યમાં વધારો કરે છે.

જ્યાં સુધી સ્ત્રીજાતિ કેળવણી લેઇ સુધરશે નહિ, ત્યાં સુધી પુરુષોનો સુધારો કે જ્ઞાન કશા ઉપયોગમાં આવવાનાં નથી. જ્યારે બન્ને સુધરી પરસ્પરની ફરજ અદા કરશે ત્યારેજ જીવન સુખી થશે.

કેટલાક લોકો કહે છે કે સ્ત્રીઓ ભણવાથી સ્વતંત્ર બની મર્યાદાહીન બનશે. તેમણે જાણવું જોઇએ કે કોઇ પ્રસંગે કોઇ અપાત્ર સ્ત્રીના સંબંધમાં તેમ થતું હશે, એમ તો અપાત્ર પુરુષના સંબંધમાં તેમ ક્યાં બનતું નથી? તેવે પ્રસંગે શું કેળવણીને દોષ દેવો? કદી નહિ. વિદ્યા સદા પવિત્ર છે, અને તે પવિત્રતાને પ્રાપ્ત કરનાર અધમ હોય તેનેય તારે.

અમલના વખતમાં સ્ત્રીઓ ભણતી, અને ભણેલી સ્ત્રીઓએ મોટાં મોટાં કામો કર્યાં છે. ગાર્ગી તત્ત્વવેત્તા થયાં અને સરસ્વતીએ અંકગણિત રચ્યું; મીરાંબાઇએ ભક્તિનાં કાવ્યો રચ્યાં અને પ્રભુનો માર્ગ ખોળી કાઢ્યો. મંડનમિશ્રનાં પત્ની સરસ્વતીએ શંકરાચાર્ય જેવા મહાન વિદ્વાન સામે શાસ્ત્રાર્થમાં ભાગ લીધેલો. એ સર્વ સ્ત્રીકેળવણીનો જ પ્રભાવ છે. સીતા માતા દુષ્ટ રાવણના ત્રાસથી ડગ્યાં નહિ. અને શ્રી રામચંદ્રજી રાવણને મારી તેમને પાછાં લાવ્યા ત્યારે અગ્નિમાં પ્રવેશ કરી કંચન માફક વિશુદ્ધ દેહે બહાર નીકળ્યાં. અશ્વિની-

કુમારોની શીખવણીથી સુકન્યાએ વૃદ્ધ અંધ પતિને ત્યજ્યો નહિ અને તેમની જ પાસેથી પતિનું યૌવન અને ચક્ષુ મેળવ્યાં. દ્રૌપદીએ અનેક સંકટોમાં ધૈર્ય રાખ્યું. નળરાજાએ દમયંતીને ત્યજી, પણ દમયંતીએ પતિ નળને ત્યજ્યો નહિ. સાવિત્રીએ યમરાજ પાસેથી પતિને પાછો આણ્યો. ઋષિપૂજનમાં ઋષિઓની સાથે વસિષ્ઠનાં પત્ની અરુન્ધતીને સ્થાન મળ્યું. અગ્નિદેવ સ્વાહા સિવાય કોઇની પણ આહુતિ સ્વીકારતા નથી. પાતિવ્રત્યની કસોટી કરવા આવનાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરને પોતાના સતીત્વના પ્રભાવથી અનસૂયા માતાએ છ છ માસના બાળક બનાવી, પતિને શોધવા નીકળેલાં બ્રહ્માણી, લક્ષ્મી અને પાર્વતીને ખોળે આપ્યા. આથી તેમના ચારિત્ર્યપ્રભાવનું શ્રેષ્ઠત્વ સ્વીકારી એ ત્રણે દેવોએ એકરૂપે તેમને પેટે દત્તાત્રય તરીકે જન્મ લેવો પડ્યો. પતિનો દેહાન્ત થયાનું સાંભળતાંજ કવિ જયદેવનાં પત્ની પદ્મિનીએ પોતાનો પ્રાણ ત્યજ્યો હતો. ગુજરાતની રાણી થવાનું કહેતાં જસમાએ રાજાને તુચ્છકારીને પોતે સતી થઇ. એ સિવાય કરુણાવતી, ચાંદબીબી, કમળાદેવી, પદ્મિની, વગેરે અનેક સતીઓનાં અને વીરાંગનાઓનાં ચારિત્ર સ્ત્રીકેળવણી અને તેથી બંધાતા ઉચ્ચ ચારિત્રનો પ્રભાવ જણાવે છે.

જો સમાજે સુખી થવું હોય તો તે સ્ત્રીઓને જેમ બને તેમ ઊંચી ને સાચી કેળવણી આપે. સ્ત્રીને સંસારમાં ખાસ ઉપયોગી અને સહાયક બનાવવી હોય તો તેને ગૃહશિક્ષણ અને ધર્મનીતિની કેળવણી ઉપરાંત દેશનો ઇતિહાસ, ભૂગોળ અને સામાન્ય હકીકતો, ઘરની આવકજાવકનો હિસાબ, માંદગી વખતે લેવાના તાત્કાળિક ઉપાયો, ભરતાં ગૂંથતાં અને અનુકૂળ હોય તો સંગીત અને ચિત્રકળાનું જ્ઞાન પણ આપવું જોઇએ.

માતા અને પિતાની ખાનદાની તેમની પુત્રીના આચારવિચાર ઉપરથી પણ પરખાય છે. માટે બેનોએ સત્સંગતિ કરી સદાચરણી બની સુકીર્તિ વધારવી, ગમે તે સ્થિતિમાં ધર્મનીતિ ત્યજવી નહિ.

ફૂલના છોડને સારો કયારો કરી પાણી સીંચવાથી ફૂલ આવે છે અને તે ફૂલ ખીલીને સુવાસ આપે છે. તેજ પ્રમાણે આપણા મનરૂપી છોડને નીતિ અને ધર્મનો કયારો કરી અંદર મહાપુરુષોનાં વચનામૃત અને જ્ઞાનરૂપી પાણી સીંચવાથી ચારિત્ર્યપુષ્પ ખીલે છે અને તે પ્રભુતામાં પગલાં મંડાવે છે. માટે ઘરેણાંથી શરીર શોભાવવા કરતાં સદ્‌ગુણોથી શોભાવવા વધારે આતુર રહેવું.

ઇશ્વરસ્મરણ અને સ્વામીભક્તિ હમેશાં કરવી. જીવ કરતાં પતિવ્રતને વહાલું ગણવું. પુણ્ય અને પરમાર્થના કામમાં તૈયાર રહેવું.

સ્ત્રીઓ જેમ પતિવ્રત પાળે છે તેમ પુરુષોએ પણ પત્નીવ્રત પાળવું જોઇએ અને પોતાની ધર્મપત્ની સિવાય બીજી સ્ત્રી ઉપર દૃષ્ટિ કરવી જોઇએ નહિ. તેણે પોતાની અર્ધાંગનાના ગુણોને ખીલવી, તેને જ્ઞાન આપવું જોઇએ: સ્ત્રીને સુધારવી એ પુરુષે પોતાનું જ હિત કરવાનું છે. તેમ ન કરતાં તેને જંગલી રાખવી કે દુઃખ દેવું, એ તો પોતાને, કુટુંબને અને દેશને જંગલી અને દુઃખી કરવા જેવું થાય અને દેવોનો વાસ જતો રહી ભૂતોનો વાસ થાય.

એક વખતે એક ભૂતે બ્રહ્માને પૂછ્યું કે હું ક્યાં રહું? ત્યારે બ્રહ્માએ કહ્યું કે જ્યાં સ્ત્રી અને પુરુષ વચ્ચે કલેશ થાય ત્યાં તું જઇને વસ.

આ ઉપરથી સાર એ લેવાનો કે કદી કુટુંબકલેશ કરવો નહિ.

**સંભેટી** **સવિતાબેન છોટાભાઇ પટેલ**

---

## વારસાહક્ક

**જગતનું** આજનું વાતાવરણ ખરેખર યુગપરિવર્તન વખતના જેવો જ ફેરફાર પામતું હોય એમ અનુભવ થયા જ કરે છે. જગતે તો આગળ વધીને આ યુગનું નામ પણ પરખાવી દીધું છે—'ગાંધી યુગ.' ગાંધી યુગ એટલે અહિંસા, સત્ય અને સ્વાતંત્ર્યતાનું મિશ્રણ. હરેક વાતનાં આંદોલનોમાં અહિંસા જળવાય, સત્ય સચવાય–વિચારાય, અને સ્વાતંત્ર્ય મોખરે રહે, એવા પ્રયત્નો થઇ રહ્યા છે. જગતે કબુલ કરતાં જણાવી દીધું છે કે એ ત્રણ અનિવાર્ય આચારોને જ પરિણામે સુખ છે, એમાં જ માનવતાનો ખરો વિજય છે, કલ્યાણ છે.

આવા પરિવર્તનકાળમાં અનેક આન્દોલનો ઉપસ્થિત થયાં છે. દરેક સમૂહ તેમાં સૂરો પહોંચાડવા પ્રયત્નો કરે છે. જગત તેમાંય વળી વધુ કાયદામયી બનતું જાય છે. આવી કાયદામયી દુનિયામાં દરેકનું સ્વાતંત્ર્ય જળવાય, દરેકના હક્ક સચવાય, તે માટે દરેક વર્ગ પ્રયત્ન કરી રહ્યો છે. આ બાબતમાં સ્ત્રીવર્ગે પણ પોતાની શક્તિનો વધુ પડછો બતાવવાના યત્ન પોતાની ઉચ્ચ શક્તિ દ્વારા આદર્યા છે. સ્ત્રી–વારસાહક્ક માટેનો પ્રયત્ન પણ એમાંનો એક છે.

સ્ત્રી–વારસાહક્ક, અનેકપત્ની–પ્રતિબંધ, લગ્નવિચ્છેદ, સ્ત્રીસંરક્ષણ કાયદો; આમ અનેક કાયદા દિનપ્રતિદિન વિચારણા માગતા જાય છે. અનેક સ્ત્રીસંસ્થાઓ તેવા કાયદાઓને આવકારે છે, હૃદયથી સત્કારે છે. પુરુષવર્ગ, જેણે અનેક જુગથી સ્વચ્છંદપણે સ્વામિત્વ ભોગવ્યું છે અને એમ સત્તાના ગદમાં મહાલ્યા છે;

તેમને તો કદાચ આ અતિ ભયંકર લાગતું હશે. અને પોતાની ખરી સત્તા સામે જંગ મચ્યો છે, એમ અનુભવ થતો હશે; પણ તેવો વર્ગ ક્ષમા કરે.

અમાવાસ્યાની રાત્રી સંપૂર્ણપણે અંધકારને નોતરે છે અને માનવી એ અંધકારને નિભાવી લે છે તે માત્ર એક જ આશાએ કે પૂનમની રાત્રે સંપૂર્ણ પ્રકાશ પમાશે અને ઉજ્જ્વલતાનું સામ્રાજ્ય સ્થપાશે. આ જ રીતે સેંકડો વર્ષો સુધીનો અંધકાર ટળી આજે સ્ત્રીવર્ગ પ્રકાશ પામે અને પરાધીનતામાંથી સ્વાતંત્ર્ય જન્મે તો કંઇ અતિ નવાઇ જેવું નથી.

લેખકો અને વિચારકોએ સમાજને–દેશને–જગતને વિધવિધતા આપી છે, અનુભવ કરાવી આપ્યો છે. વિષ્ણુશર્મા જેવા સમર્થ મહાપુરુષે પણ પોતાના પંચતંત્રમાં રાજાના મૂર્ખ પુત્રોને શિખામણ શિખવતાં સ્ત્રીજાતિને ઘણી જ વખોડી છે, નરી અધમતાયુક્ત વર્ણવી છે. પણ મનુ જેવા સમર્થ વિદ્વાન વિચારકે સ્ત્રીજાતિ માટે ઘણી ઉચ્ચ ભાવના બતલાવી છે ( જો થોડીક હકીકત બાદ કરીએ તો). તેણે હક્ક માટે સ્ત્રીની લાયકી સ્વીકારી છે, અને આમ સ્ત્રીને રત્ન તરીકે સંબોધેલ છે.

પણ આજ વિચારકોની વિચારસૃષ્ટિનું ગૂંચવાએલું કોકડું જગતને પણ ગૂંચવી રહ્યું છે. છતાં જગતે જાણી લીધું છે કે સ્ત્રીજાતિના ઉદ્ધારમાં જ સમાજનો ઉદ્ધાર છે, વિજય છે. કારણ કે સમાજનું પાકું અને મજબૂત મૂળ અંગ તો એજ છે.

આજે તો સ્ત્રીજાતિ પરતંત્ર છે, પુરુષના તેજમાં તેનું તેજ સમાએલું છે. આનું કારણ એ છે કે આજે સ્ત્રી એટલે એક કહ્યાગરું પ્રાણી મનાયું છે. લગ્ન એક પવિત્ર સંસ્કારરૂપ મનાતું, પણ તે સંસ્કાર પણ આજે તો પોલા ખોખા રૂપ બની ગયો છે. હક્કોની સમાનતા તો વિચારકોના હૃદયમાં જ રહી પડી છે, દુર્જનોને સબળ કરવાની શક્તિ તો કાયદાના બળમાં રહી છે, એવા સમયમાં સ્ત્રીજાતિનું શું? આમ છતાં માનવાને કંઇ પણ કારણ નથી કે ચાલુ કૉંગ્રેસ સરકાર એ સ્થિતિ ચલાવી લેશે. એ સરકારને હૈયે તો શરૂઆતથી જ સ્ત્રીહિતની વાત વસેલી છે.

સ્ત્રીજાતિની અનેક પ્રકારની પરતંત્રતામાંય આર્થિક વારસાહક્કની સ્વતંત્રતા એક ખરેખર આશીર્વાદરૂપ થઇ પડશે. આર્થિક વારસાહક્ક સ્ત્રીજાતિને મળતો સાંભળી નવાઇ પણ ઊપજે, કારણકે આપણે આજ સુધી તે વિષે પૂરતો ખ્યાલ કર્યો નથી, પ્રાચીન ઇતિહાસ તપાસ્યો નથી. સ્ત્રીજાતિની ત્રણ અવસ્થાં: ૧૬ વર્ષ સુધી તે દીકરી રૂપે પિતાને આશ્રયે હોય છે, ત્યાર બાદ દાનરૂપે

(આજે તો વિક્રયરૂપે) આપેલી દીકરી પત્ની તરીકે પતિને આશ્રયે રહે છે. અને તેમાંથી માતાપદને પામી છેવટે પુત્રને આશ્રયે રહે છે. આમ તેનાં જુદાં જુદાં સ્વરૂપો બને છે, તેને જુદા જુદા આશ્રયો મળે છે, અને પુરતું પોષણ મળી રહે છે. પુત્રી તરીકે તેનો લગ્નખર્ચ, મોસાળું, કપડાંખર્ચ, વગેરે પિતા પૂરો પાડે છે. આ બધુંય જાણે પ્રાચીન આર્થિક હક્કો જેવું દેખાય છે, પણ આ તો પિતાની, પતિની અને પુત્રોની કૃપા રૂપેજ છે. તે ઉપર દીકરી, પત્ની કે માતા કંઇ હક્ક ન કરી શકે.

પરણેલી પુત્રીને આમ કંઇક કૃપારૂપે મદદ મળી રહે છે. પણ પરણવું એ દરેક પુત્રી માટે ન પણ હોય. કેટલીક મૂળથી કુંવારી અને બ્રહ્મચારિણી રહેવા ઇચ્છતી હોય, કેટલીક ખોડખાંપણને લીધે પરણી શકતી પણ ન હોય. તેઓ તથા વિધવા અને કોઇ કોઇ વાર સધવા પણ આર્થિક પરતંત્રતાને પરિણામે ઘણી જ કફોડી સ્થિતિમાં આવી પડે છે. એનેજ પરિણામે અનેક સ્ત્રીઓને દુરાચરણના પાપમાં પડવું પડે છે. એવી સ્ત્રીઓના શાપ સમાજ ઉપર પડે છે અને સમાજ વધુ અધોગતિના ખાડામાં ખૂંચાતો જાય છે. પણ સ્ત્રીઓને જો વારસાહક્ક મળી રહેતો હોય તો તેઓ આર્થિક ચિંતાથી મુક્ત થાય. પિતાની મિલકતનો અમુક નિશ્ચિત ભાગ દીકરીને, તથા અપુત્ર વિધવાને પોતાના પતિના વારસાનું સંપૂર્ણ અને સપુત્ર વિધવાને પુત્ર સમાન સ્વામિત્વ જો કાયદાથી અપાય તો સ્ત્રીજાતિની અનેક મુશ્કેલીઓનો તુર્ત જ અંત આવે.

હિંદ માતાની આઝાદી માટે યુદ્ધે ચઢેલું હિન્દ, જેમાં સ્ત્રીશક્તિનો હિસ્સો નાનોસૂનો નથી તે હિંદ, ગુલામીમાં લદબદી રહેલી સ્ત્રીને પણ આઝાદીના—સ્વતંત્રતાના હક્કની સમાનતા અર્પવામાં પાછી પાની નહિજ કરે.

આ બાબતમાં ધારાશાસ્ત્રીઓ સંગીન ધારાઓ ઘડી કાઢે. આવા ઉત્તમ પ્રકારના ધારાનું બીલ લાવનાર શ્રી. લીલાવતીબેનને, દરેક સ્ત્રીસંસ્થાએ એમના બીલને હૃદયથી આવકારી, તે બદલના ઠરાવો કરી મોકલી આપવા સર્વને નમ્ર વિનંતિ છે.

ભાણ્ડુ, તા. મહેસાણા — રાયબેન મોહનલાલ પટેલ

---

"માબાપ જ્યારે એવી આજ્ઞા કરે કે તે પ્રશ્નને સ્પષ્ટ રીતે અધર્મ જણાય ત્યારે તે આજ્ઞાનું ઉલ્લંઘન એ ધર્મ છે. પણ જ્યાં ધર્માધર્મને વિષે જરા પણ શંકાને સ્થાન છે ત્યાં માબાપની આજ્ઞાને વશ થવું એ ધર્મ છે."

('વ્યાપક ધર્મભાવના,' પૃ. ૨૨૫) ગાંધીજી

## બાળપણના સંસ્કાર

[બર્નાર્ડ શૉ (Bernard Shaw) નામે પ્રખ્યાત અંગ્રેજ વિચારકે લખેલા 'The Intelligent Woman's Guide to Socialism and Capitalism = સમાજવાદ અને મૂડીવાદ વિષે બુદ્ધિશાળી સ્ત્રીને માર્ગદર્શન' નામે પુસ્તકમાંથી નીચેનો ઉતારો લીધો છે.]

માણસ જ્યારે બાળક હોય ત્યારેજ સમાજધર્મના સંસ્કાર તેની ઉપર પાડવા જોઇએ; કારણકે એ વસ્તુ ઘોડે બેસવા જેવી અથવા દેખતાંની સાથેજ વાંચવા જેવી સ્વાભાવિક થઇ જવી જોઇએ. મોટા થયા પછી જે લોક એ વસ્તુ શીખવા પ્રયત્ન કરે છે તેમનાં સ્વભાવમાં એ ઉતરી શકતી નથી. અને સમાજધર્મ માનવસ્વભાવમાં બરાબર ઉતારવા માટે તે ઠેક સ્વાભાવિક થઇ જવો જોઇએ. એવી વસ્તુ ગમે તેટલી અસ્વાભાવિક હોવા છતાં જો તમે બાળકોને હાથમાં લો તો તેમનામાં બહુ સહેલાઇથી ઉતારી શકો. કોઇ પણ માન્યતા એવી વિચિત્ર અને ભયંકર નથી, જેને તમે માનવીના સ્વભાવમાં ના ઉતારી શકો, જો તે બાળપણમાં તેના સ્વભાવમાં દાખલ કરો અને એને સાંભળતાં એ માન્યતાનો વિરોધ ના કરો તો. હવે તમે મોટાં થયાં છો, એટલે તમારા મગજમાં એમ ના ઉતારી શકાય કે પશુની પેઠે જન્મથી મળેલે પગે સ્ત્રીએ ચાલવું એ શિષ્ટ નથી, માટે નાનપણથી ભયંકર દરદ થાય છતાંયે તેને બાંધી દેઇ અમુક ઘાટ કરવો એજ વાસ્તવિક છે. તમે નૌકાધીશનાં કે સેનાપતિનાં પત્ની હો તો તમારા મગજમાં એમ કદાપિ ના ઉતારી શકાય કે રાજા મરે ત્યારે તેની સાથે સ્વર્ગમાં જવા માટે તમારે અને તમારા પતિએ આત્મહત્યા કરવીજ જોઇએ. તમારા મગજમાં એમ નાજ ઉતારી શકાય કે મૃત પતિના દેહ સાથે દરેક વિધવાએ સતી થવુંજ જોઇએ. પણ જો તમારા મગજ ઉપર બાળપણમાંથી એવા સંસ્કાર પાડ્યા હોત અને એ વાતો મનાવવા પ્રયત્ન કર્યા હોત તો ચાઇનીઝ, જાપાનીઝ અને હિંદુ સ્ત્રીઓ જેમ એ માને છે અને કરે છે, બરાબર તેમજ તમે માનત અને કરત. તમે એમ કહેશો કે એ તો પૂર્વના જંગલી લોકની સ્ત્રીઓ છે અને અમે તો પશ્ચિમની ખ્રિસ્તી સ્ત્રીઓ છીએ. પણ હું તમને યાદ આપું કે તમારી દાદીઓ તો પશ્ચિમની ખ્રિસ્તી સ્ત્રીઓ હતી, છતાં તે માનતી કે મારી ઘૂંટી કોઇ જોઇ જાય, (અથવા તો એ અમીર ઉમરાવ ઘરની હોય તો) બહાર એકલી ફરવા જાઉં, તો મારી આબરૂ જાય. તે કાળની સ્ત્રી પરણતી ત્યારે અમુક પ્રકારની ટોપી માથે પહેરીને જગતને એમ જાહેર કરતી કે હવે ગમે તે પુરુષના આકર્ષણને પાત્ર હું નથી રહી,

હું તો એકની થઇ ગઇ છું. તે વારે જે સ્ત્રી વિધવા થતી તે પોતે ભયંકર દુઃખમાં આવી પડી છે એમ જણાવવા કાળો જમ્ભો પહેરીને કંઇ વિચિત્ર રૂપ ધારણ કરતી. આ બધા વિષે તમે વિચાર કરો તો તમે સમજી શકશો કે આ બધી વાતો બાળપણના સંસ્કારની છે અને પૂર્વની સ્ત્રીઓ પગ બાંધે, રાંડ્યાં પાછળ પતિ સાથે આત્મહત્યા કરે કે પતિ પાછળ સતી થાય અને પશ્ચિમની સ્ત્રીઓ એમ ના કરે એથી કંઇ તે પેલીથી ચઢિયાતી નથી, પણ સંસ્કારભિન્ન છે. (પૃષ્ઠ ૪૨૭)

---

## ભુલકાંનું ભાવિ

[માતાપિતાની દેખરેખ નીચે ઊછરતાં લાડીલાંની અવસ્થાને સાધારણ રીતે બે વિભાગમાં સહેલાઇથી વહેંચી શકાય: પહેલા પાંચ વર્ષનો ઊછરતો મોટો ભાગ માતાને ફાળે જાય છે, જેનો ઉલ્લેખ આમાં કરવામાં આવ્યો નથી. બીજા વિભાગમાં બાળકને પાંચથી સોળ વર્ષના ગાળામાં મૂકી શકાય, જેનો ખાસ કરીને અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.]

મનુષ્યની મોટામાં મોટી કાળજીપૂર્વક ફરજ બજાવવાની હોય તો તે માતાપિતા થવાની છે.

સામાન્ય સ્ત્રીઓ પણ બાળક જન્મ્યું નહિ હોય તે પહેલાં પણ તેને અર્પણ કરવાના સ્નેહનો ભંડોળ તૈયાર કરી મૂકે છે. બાળક જન્મતાંની સાથેજ ચુંબન દ્વારા વાત્સલ્યભાવની નાની પણ સુકોમળ સરિતાઓ માતા તરફથી વહેવા માંડે છે. હર્ષથી તો તેનું હૃદય વેંત ઊંચું તરી આવે છે. આશાના મિનારાઓ પણ તે વખતથીજ તે બાંધવા મંડી પડે છે. કષ્ટરૂપી ઈંટોના થર એક ઉપર એક એમ દિવસે દિવસે ચઢતાજ જાય છે. પાણી તો જોઇએ તેટલું વાત્સલ્યસરિતાઓમાંથી મળી રહે છે. એક દિવસ આખરે એવો આવે છે, જ્યારે મિનારો એટલો બધો ઊંચો થઇ જાય છે કે હવે આગળ એક પણ થર ચઢાવવાની જગ્યા રહેતી નથી. આખરે મિનારો ગગન સાથે ચુંબન કરવા મંડી પડે છે. વારાફરતી ઉષા, સૂર્ય, ચંદ્ર, તારલિયા, વગેરે વગેરે મિનારા ઉપર આનંદ ભોગવવા આવે છે. માતા આ વખતે ગર્વથી તે મિનારા સામે જુએ છે, ગંભીર વિચારમાં પડે છે. તેના હૃદયમાં અવનવા વિચારો રમત રમી રહ્યા હોય છે

બિચારાં માતાપિતા! સ્નેહાળ માતાપિતા! પોતાનાથી પણ પોતાનાં બાળકો વધારે બુદ્ધિશાળી, વધારે સુંદર થાય એમ તમે ઇચ્છો છો. એવી આશાઓ રાખવાનો

તમને હક્ક છે? તમારાં સેવેલાં સોણલાં પાર નહિ પડતાં જો તમે નાસીપાસ થાઓ તો તે મૂર્ખતાનું જ પ્રદર્શન કહેવાય; અને જ્યારે તમારી દિલગીરી બાળકોને દર્શાવવા તૈયાર થાઓ છો ત્યારે તમારી મૂર્ખતાની હદ આવી જાય છે–તમે બાળકો તરફ ક્રૂરતા દર્શાવી રહ્યા છો. જો કુદરતે તમને સારાં માતા-પિતા તરીકેની બુદ્ધિ આપી હોય તો તમે આના પરિણામનું અનુમાન કરી જુઓ. નિર્દોષ લાડીલાંના સુકોમળ હૃદયોની શી ગતિ થાય?

તમારાં બાળકો પાસે તમે બહુપડતી માગણી ન કરો, નહિ તો તમે એમને એમની ફરજના ઇચ્છા વિરુદ્ધના ગુલામ અથવા બળવાખોર બનાવી રહ્યા છો. તમારૂં કર્તવ્ય તો તેમને સ્વતંત્ર રીતે ઊછરવા દેવાનું અને તેમ કરવા માટેનું અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવાનું છે. તેમનો સ્વભાવ અમુકજ પ્રકારનો થાય તે માટે વધુપડતી ચિંતા અને ઉતાવળા પ્રયત્નો ન કરો. જોકે તમારે બાળકોની વર્તણૂંક ઘડવા ઘણોંજ પ્રયત્ન કરવો જોઇએ, પરંતુ સાથે સાથે ધ્યાનમાં પણ રાખવું જોઇએ કે એમનામાં કુદરત તરફથી બક્ષિસ મળેલી અમુક દૈવી શક્તિઓ પણ સમાએલી છે. બાળકો એ કાંઇ કુંભારના ઘરના ચીકણા માટીના લોચા નથી, જેમને ચાકડે ચઢાવી અમુકજ ઘાટ ઘડી શકાય. તમે એને ઉછેરવાની રીતમાં ફેરફાર કરી શકો છો, પણ તેની ઊછરવાની રીતમાં કોઇ પણ જાતનો સંતોષકારક ફેરફાર નહિ કરી શકો. તેના આજન્મ માનસને કાંઇક સુધારીવધારી શકો છો, પરંતુ તેને સંપૂર્ણ રીતે બદલી તો નજ શકો. માટે તમને જેવા સ્વભાવનું બાળક મળ્યું છે તેથી સંતોષ માની તેમાંથીજ સારામાં સારૂં મેળવવાને પ્રયત્ન કરો. તેના સ્વભાવનો બારીક અભ્યાસ કરો અને તમારી શક્તિ તેને જોઇતી અમુક ચીજોમાંજ વાપરો અને સાથે સાથે ધ્યાનમાં પણ રાખો કે તમારી પ્રાથમિક ઇચ્છા તો બાળકને સુખી અને સારૂં બનાવવાની છે.

બાળક પારણામાં હોય ત્યારથીજ એની વર્તણૂંકનો અને નામનાનો નકશો દોરી મૂકવાનો મિથ્યા ઢોંગ કરવો યોગ્ય નથી. તમે ઇચ્છા રાખશો એવોજ એ બનશે. એ વસ્તુજ અશકય છે. તેની ઇચ્છા વિરુદ્ધ તમે એને બળાત્કારે અમુક દિશામાં દોરવા પ્રયત્ન કરો એ અનિષ્ટ વસ્તુ છે. ખરી રીતે તેમ કરવાથી તમે એને દુ:ખી કરી રહ્યા છો અને તમારી વચ્ચેના પ્રેમની ઘોર ખોદી રહ્યા છો.

જિંદગીની અભિલાષાઓને બર લાવવાને અને વ્યાપારનું અમુક ધોરણ ટકાવવાને બુદ્ધિશાળી પ્રયત્ન અને કુદરતી સહકાર જોઇએ છે. પરંતુ આવો

હું તો એકની થઇ ગઇ છું. તે વારે જે સ્ત્રી વિધવા થતી તે પોતે ભયંકર દુઃખમાં આવી પડી છે એમ જણાવવા કાળો જભ્ભો પહેરીને કંઇ વિચિત્ર રૂપ ધારણ કરતી. આ બધા વિષે તમે વિચાર કરો તો તમે સમજી શકશો કે આ બધી વાતો બાળપણના સંસ્કારની છે અને પૂર્વની સ્ત્રીઓ પગ બાંધે, રાંજા પાછળ પતિ સાથે આત્મહત્યા કરે કે પતિ પાછળ સતી થાય અને પશ્ચિમની સ્ત્રીઓ એમ ના કરે એથી કંઇ તે પેલીથી ચઢિયાતી નથી, પણ સંસ્કારભિન્ન છે. (પૃષ્ઠ ૪૨૭)

---

## ભુલકાંનું ભાવિ

[માતાપિતાની દેખરેખ નીચે ઊછરતાં લાડીલાંની અવસ્થાને સાધારણ રીતે બે વિભાગમાં સહેલાઇથી વહેંચી શકાય: પહેલા પાંચ વર્ષનો ઊછરતો મોટો ભાગ માતાને ફાળે જાય છે, જેનો ઉલ્લેખ આમાં કરવામાં આવ્યો નથી. બીજા વિભાગમાં બાળકને પાંચથી સોળ વર્ષના ગાળામાં મૂકી શકાય, જેનો ખાસ કરીને અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે.]

મનુષ્યની મોટામાં મોટી કાળજીપૂર્વક ફરજ બજાવવાની હોય તો તે માતાપિતા થવાની છે.

સામાન્ય સ્ત્રીઓ પણ બાળક જન્મ્યું નહિ હોય તે પહેલાં પણ તેને અર્પણ કરવાના સ્નેહનો ભંડોળ તૈયાર કરી મૂકે છે. બાળક જન્મતાંની સાથેજ ચુંબન દ્વારા વાત્સલ્યભાવની નાની પણ સુકોમળ સરિતાઓ માતા તરફથી વહેવા માંડે છે. હર્ષથી તો તેનું હૃદય વેંત ઊંચું તરી આવે છે. આશાના મિનારાઓ પણ તે વખતથી જ તે બાંધવા મંડી પડે છે. કષ્ટરૂપી ઇંટોના થર એક ઉપર એક એમ દિવસે દિવસે ચઢતા જ જાય છે. પાણી તો જોઇએ તેટલું વાત્સલ્યસરિતાઓમાંથી મળી રહે છે. એક દિવસ આખરે એવો આવે છે, જ્યારે મિનારો એટલો બધો ઊંચો થઇ જાય છે કે હવે આગળ એક પણ થર ચઢાવવાની જગ્યા રહેતી નથી. આખરે મિનારો ગગન સાથે ચુંબન કરવા મંડી પડે છે. વારાફરતી ઉષા, સૂર્ય, ચંદ્ર, તારલિયા, વગેરે વગેરે મિનારા ઉપર આનંદ ભોગવવા આવે છે. માતા આ વખતે ગર્વથી તે મિનારા સામે જુએ છે, ગંભીર વિચારમાં પડે છે. તેના હૃદયમાં અવનવા વિચારો રમત રમી રહ્યા હોય છે

બિચારાં માતાપિતા! સ્નેહાળ માતાપિતા! પોતાનાથી પણ પોતાનાં બાળકો વધારે બુદ્ધિશાળી, વધારે સુંદર થાય એમ તમે ઇચ્છો છો. એવી આશાઓ રાખવાનો

સાંભળીએ છીએ. અને જો આપણને તેમાં ભળતાં કોઇ અટકાવે છે અથવા મશ્કરી કરે છે ત્યારે આપણને તેમનાથી તદ્દન અળગા વનમાં અટવાઇ પડેલા હોઇએ એવો ભાસ થાય છે. બાળકને આવું થઇ ન બેસે એ જોવું એ માબાપની એક મોટી જવાબદારી છે. રમતગમત આ કામમાં ઘણીજ ઉપયોગી થઇ પડે છે અને કુદરતી રીતેજ એકબીજાની પાસે લાવી મૂકે છે. બાળકોની સામાજિક ભાવના સુધારવા માટે તેમને મોટાં માણસો સાથે સેળભેળ કરી દેવાં જોઇએ. નાનાં અને ઘરડાંઓના મેળાવડામાં મોટાંઓની અને નાનાંઓની કિંમત અદ્દભુત રીતે આંકી શકાય એમ છે. મોટાં માણસોની સાથે ભળતાં નાનાં માણસો તેમની પાસેથી ઘણુંયે શીખી શકે છે, જે તેઓ એકબીજા પાસેથી શીખી શકતાં નથી. જે બાળકને મોટાં માણસો સાથે બેસી વાતચીત કરવી એ ચીઢભરેલું અથવા વેઠ જેવું લાગતું હોય એ બાળકને ઉછેરવામાં તેનાં માતાપિતાએ ભયંકર ભૂલ કરી છે એમ સમજવું. આ ભૂલને સુધારવા તરતજ જોઇતાં પગલાં માબાપે ભરવાં જોઇએ.

ઘરની જગ્યા એવી હોવી જોઇએ, જ્યાં બધીયે ઉમરનાં માણસો હળતાં-મળતાં હોય અને એકબીજા તરફ સહાનુભૂતિ બતાવવાની ફરજ સમજતાં હોય. બાળકો પોતાના ઘરના દરેક કામમાં ભાગ લેતાં હોવાં જ જોઇએ. એમાંથીજ એમને ઘણીખરી કેળવણી મળવાની છે. તેમ કરતાંજ એકબીજાને તેઓ સારી રીતે સમજી શકે અને સહાનુભૂતિ બતાવતાં પણ ત્યારેજ શીખે. બુલકાંનું ભાવિ ઘડવામાં ઘરનો મોટો ફાળો છે.

હવે બાળકની સ્વતંત્રતાના ગુણો તરફ દષ્ટિ કરીએ. તેમાં આત્મવિશ્વાસ, સ્વમાન, ચારિત્ર્ય, ઇચ્છાશક્તિ, પોતાના પગ ઉપર ઊભા રહેવાની શક્તિ, વગેરેનો સમાવેશ કરી શકાય. બુલકાંના ભાવિનો આધાર શંકારહિત માતાપિતા ઉપરજ છે, અને માતાપિતાએ પણ બાળક સ્વતંત્ર થાય ત્યાં સુધી એને મદદ કરવી એ તેમની એક બીજી મુખ્ય ફરજ છે. ઘણાં બાળકોમાં સ્વમાન અને આત્મવિશ્વાસનો છાંટો પણ હોતો નથી. માબાપે આવાં બાળકો પ્રત્યે ખાસ કાળજી રાખવી જોઇએ. તેમનામાં આત્મવિશ્વાસ છે એમ બતાવવામાં આપણે ખાસ ટેકો આપવો જોઇએ. આવો ટેકો નહિ મળતાં, ઘણીવાર વખત ઘણાં બાળકો નિર્માલ્ય, મૂંજી અને દુનિયાને બોજારૂપ થઇ પડે છે.

બાળક જ્યારે કંઇક મેળવે ત્યારે તેને સંપૂર્ણ શાબાશી આપવી જોઇએ. એ કોઇ જાતનો વિચાર દર્શાવે તો એને હસી કાઢવો ન જોઇએ, નહિ તો બાળકની વિચારશક્તિને એક મહાન ફટકો પડશે. એનો વિચાર ગમે તેવો

હોય, તોપણ તેને એક વાર તો સહર્ષ વધાવી લેવોજ જોઇએ; પછી ભલેને તેનો વિચાર ખોટામાં ખોટો હોય. તેનો વિચાર ખોટો હોય તો તેને શાન્ત રીતે સમજાવવો જોઇએ કે શાથી આપણે તેના વિચારને સંમત નથી થતા. જો તેના વિચારને ક્રૂર રીતે હસી કાઢયો તો તેની વિચારશક્તિ ઘડિયાળની માફક ચા પીવાજ મંડી પડશે અને પછી તો બાર વાગ્યા તે વાગ્યાજ!

બાળકે ગમે તેવી ભૂલ કરી હોય, તોપણ માબાપે પોતાની મરજીમાં આવે તેવો ઉદ્ધત, ભયંકર અને વારંવાર ઠપકો આપવો જોઇએ નહિ. તે ધ્રૂજી જાય તેવી બીક બતાવવી જોઇએ નહિ. જેટલી હદે માબાપ આમાં આગળ વધશે તેટલીજ હદે પોતાનીજ નિર્માલ્યતાનું પ્રદર્શન થએલું માલમ પડશે. એને 'હરામખોર,' 'જંગલી,' 'બદમાસ,' 'લુચ્ચો,' એવા અપશબ્દોના સ્વસ્તિકો માતાપિતાએ સંભળાવવા ન જોઇએ. એમાં બાળકનું સ્વમાન હણાય છે, એનું હૃદય દુઃખી થાય છે, એ નિર્માલ્ય બનતું જાય છે. તમને ઘણું લાગી આવે તો એમજ કહેવું જોઇએ કે 'એ કામ ખોટું કર્યું છે,' 'એવું કામ ન કરવું જોઇએ.' તમે એને તમારી નિર્માલ્યતાના અંશનો છાંટો પણ જો બતાવવા માગતા હો, તોપણ એને એવી જાતની શિક્ષા થવી જોઇએ કે તે તેનાથી સહન થઇ શકે. તમારે જાણવું જોઇએ કે બાળકોનાં હૃદયો ...થી હજારો ગણાં કોમળ હોય છે.

બાળકોને ધર્મની ચર્ચામાં ઉતારવાં કે નહિ એ તો હું પણ બરાબર કહી શકતો નથી. હું મારી જાતેજ કોઇ પણ ધાર્મિક વૃત્તિમાં અત્યાર સુધી હજી સહેજ પણ માનતો થયો નથી, હજી કોઇ પણ ધર્મનાં પુસ્તકોનો મેં અભ્યાસ કર્યો નથી, એટલે હું એ બાબતમાં મારા વિચારો ઘણાજ ઓછા પ્રમાણમાં દર્શાવી શકું એવી સ્થિતિમાં મુકાયલો છું. મારું તો માનવું છે કે બાળકોના મનમાં ધર્મનો બોધપાઠ આપવો એ સલાહભરેલું નથી, કારણ કે પાછળથી જ્યારે બાળક ધર્મો વિષે સમજતો થાય અને તે વખતે તમારો ધર્મ ન ગમ્યો તો તેના હૃદયમાં ઝઘડો ઊઠશે. ધર્મોમાં પણ એકજ ચીજ બતાવેલી હોય છે, જે એક વખત હૃદયમાં જડાયાથી માણસને અમુક ખરાબ કાર્ય કરતાં અટકાવે છે. ધર્મોની એક જરૂરિયાત એ કે તેથી દુનિયાના જીવો એક બીજા પ્રત્યેની શુભેચ્છાથી જિંદગી પસાર કરે. જેનામાં આ પ્રમાણે ચાલી શકવાની શક્તિ હોય તેને ધર્મના શબ્દોની જરૂર પણ શી હોઇ શકે?

ઉપરની બધી ફરજો તમે તમારાં બાળકો પ્રત્યે બજાવી ચૂકયા હો, બાળકો સ્વતંત્ર રીતે ઊભાં રહી શકે એવાં થયાં હોય તો એને જ્યાં

જવું હોય ત્યાં જવા દો; ભલેને ગમે ત્યાં જાય. એમની પાસેથી સ્નેહની માગણી કરો નહિ, પરંતુ તેમની સાથે મિત્રાચારી કેળવવા પ્રયત્ન કરો. એમને કોઇ પણ જાતનો ધક્કો મારશો નહિ અથવા તમારી જાતે એમને ભારરૂપ જાણશો નહિ. જો તેમને બાળકો થશે તો તેઓ સારી રીતે સમજશે કે તમે એમના ઉપર કેટલો બધો પવિત્ર, સ્નેહાળ, આદર્શ ઉપકાર કર્યો છે; અને જો તેમને બાળકો નહિ હોય તો તો તેઓ તમારા મિત્ર તરીકેની ફરજો બજાવવામાં વધારે છૂટા રહેશે. ટેગલ અવળું ફરશે ને તમારે એમનો આશરો લેવાનો વખત આવશે. તમારી ફરજ તેમની ભલી લાગણીઓ સ્વીકારવાની થશે અને તેમનું પણ સદ્ભાગ્ય છે કે આ જન્મમાંજ તે તમારૂં ઋણ થોડેઘણે અંશે પણ ફેડી શકશે અને તેમ કરવામાં સહેજ પણ પાછી પાની નહિ કરે. તેમને પણ હૃદય તો છેજ. તમારે હાથેજ તેઓ કેળવણી પામેલાં છે. જો તેઓ તમારો બદલો ન વાળે તો તેઓની જનેતાનું નામ લજવાય. પણ તમારી જાતે કોઇ પણ જાતનો હક્ક કરી તેમની પાસેથી ઋણમુક્તિ માગો નહિ. એમણે પણ ક્યાં તમારી પાસે હક્ક કરીને તમારી પાસે મદદ માગી હતી? જેવી રીતે તમે તમારી ફરજ સમજી તેમને મદદ કરી છે તેવીજ રીતે તેઓ તમને જરૂર મદદ કરવાના. જેટલી મદદ તેઓ આપે તેટલા માટે પણ તેમનો આભાર માનો, પછી ભલે તમારી ભૂખ ભાગી હોય કે ન હોય. તમારી ભૂખ ભાગી ન હોય, તોપણ તેમને માટે ધિક્કાર જેવો સ્વપ્ને પણ વિચાર લાવશો નહિ. જીવનને આરે ઊભા હો, તોપણ તમારાં બાળકોનાં બાળકોને પણ મદદ કરવા તત્પર રહો. એમાંજ તમારી શોભા છે. વખત પસાર થશે અને ટેગલ એક આંટો આગળ મારશે અને તેઓ પણ તમારી જગ્યા લેશે. ભલુ થાઓ સર્વનું!

૩૪, ફર્ગ્યુસન કૉલેજ હોસ્ટેલ્સ, પૂના, ૪ — મોહનભાઇ ઉ. પટેલ, (સોડપુરવાળા)

---

## લગ્નની મોસમ અને આપણું કર્તવ્ય

**મનુષ્યજીવનમાં** લગ્ન એક અપૂર્વ આનંદનો પ્રસંગ ગણાય છે. એક વ્યક્તિના જીવનકાળમાં એવા પ્રસંગો બહુ થોડા આવે છે, માટે એ આનંદ જેટલે અંશે નિર્દોષ હોય અને એને મેળવવાનાં સાધનો જેટલે અંશે શુદ્ધ હોય તેટલે અંશે લગ્નપ્રસંગ લાભજનક નીવડે છે. એવો આનંદ કંઇક કર્તવ્યસિદ્ધિનો—લગ્નનો હેતુ સમજી લગ્ન કરવા માટેની લાયકાત મેળવ્યાનો અને

ટૂંપો દેતો લાગે છે અને છૂટકે ન છૂટકે ખર્ચ કાઢવું પડે છે. આ વાંચનારાઓમાં લગ્નપ્રસંગોનો શો દિવ્ય આનંદ! આ બધું આપણે સગી આંખે દેખીએ છીએ, વાંચીએ છીએ, સાંભળીએ છીએ, અનુભવીએ છીએ અને સમજીએ છીએ, છતાં નઠોર ઢોરની માફક એમ ને એમ જાણીબૂઝીને ચલાવીએ છીએ!

જીવનભરમાં આનંદપ્રસંગો જેમ થોડા આવે છે તેમ આપણી અવદશા સુધારવાની તકો પણ ઓછી મળે છે. આજે આપણને એવી તક પ્રાપ્ત થઈ છે અને એ છે આપણી સૌની આર્થિક સંકડામણ. ખેડૂતોને પૂરતા પાક નથી, પાકના પૂરતા ભાવ નથી, તેને જોઈતી તૈયાર વસ્તુઓના ભાવ ઘટતા નથી, અજ્ઞાનતાની જડ ઘર કરી બેઠી છે, માથે દેવાં વધતાં જાય છે, ઉદ્યોગો ખોઈ બેઠા છીએ, વેપાર બરકત વિનાના થઈ ગયા છે, નોકરીવાળાઓને માટે મોટા પગારોની આશા નથી; એટલે હવે તો લગ્નના ખર્ચ ઘટાડ્યે જ છૂટકો. આવક વધારવા કરતાં બીનજરૂરી ખર્ચ કમી કરવું સહેલું છે. જેઓ આજે ધનવાન છે તેઓ કાલે શું હશે તે કોણ જાણે છે? એટલે તેઓ પણ ખર્ચ ઘટાડી બીજાઓને દાખલો બેસાડે, સમાજને સાચે રસ્તે દોરે અને પૈસા બચાવે. પૈસા વાપરવા જ હોય તો લોકોપયોગી કાર્યોમાં તેઓ વાપરી શકે છે. સમાજમાં એકની દશા જોઈને બીજાને દયા આવે એવી હાલતમાં આપણે ઉડાઉ રહીએ એમાં આપણી પ્રામાણિકતા તો નથી જ. સામાજિક બાબતોમાં કાયદાનો આશરો લેવો પડે એમાં આપણી કાર્યકુશળતા નથી. જે સમજે તેને સાન, બાકી ગધેડાને તો ડફણાં હોય છે. એટલે લગ્નપ્રસંગમાં કમમાં કમ:

૧. જમણનો એક દિવસ કમી કરવો,

૨. જાનમાં ૧૫થી વધારે માણસો ન હોય, અને

૩. સ્વદેશી કાપડ જ વપરાય, બીજી ચીજો પણ મળી શકે તેટલી સ્વદેશી જ વપરાય.

આમ ખર્ચ ઘટશે એટલે ચાંલ્લા વગેરેની આપ-લેનો ફરજિયાત થઈ પડેલો રિવાજ સહેલાઈથી નીકળી જશે. આપ-લેના રિવાજથી પૈસાવાળાઓને જ વધારે મળે છે.

વરવિક્રયના અને કન્યાવિક્રયના વિષયમાં તો જ્યાં સુધી કિંમતો આપનાર છે ત્યાં સુધી લેનાર રહેશે જ; લેનાર છે અને આપનારાઓને તેમનો મોહ છે ત્યાં સુધી આપનાર ઘટવાના નથી. એટલે લે-વેચના સોદાવાળાં લગ્નોમાં તેમ જ કાચી (વરની ૨૪થી અને કન્યાની ૧૮થી ઓછી) ઉંમરનાં લગ્નોમાં અને વરકન્યાની સંમતિ વિનાનાં લગ્નોમાં ભાગ ન લેવો એ જ અત્યારે તો ઉપાય છે.

આવાં કારણોથી લગ્નોમાં ભાગ નહિ લેનારાઓએ કંઇયે ખોવાનું નથી. ઊલટું તેઓ બીજાઓને ખર્ચમાંથી ઉગારશે અને સમાજને મૂગો ઉપદેશ આપશે. વધારામાં, દેવું બાળની દશામાં પડેલા સમાજના આશીર્વાદ મેળવશે.

સમાજની ઉન્નતિ ઇચ્છનારા યુવકો, ઉન્નતિના ફળમાં મોટો હિસ્સો પડાવનારા વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ, લગ્નગાળો બેસે તે અગાઉ આ બાબતમાં પહેલ કરે.

પંચોના આગેવાનો ઠરાવો કરી વ્યક્તિઓના માર્ગ ખુલ્લા કરવાનું ડહાપણ બતાવશે તો તેઓ પોતાનું માનભર્યું પદ શોભાવશે.

ગોધરા, ગોરધનભાઇ છબાભાઇ પટેલ

---*---

## વિધવાવિચાર

આપણા સમાજમાં અસ્પૃશ્યો અને સમાજની આંખે ગણાતી નીચ કોમો દુઃખીમાં દુઃખી ગણાય છે; પણ આ સર્વથી વધુ દુઃખી એક વ્યક્તિ સાધારણ રીતે સર્વસુખી, સંપત્તિવાન અને આબરૂદાર ગણાતા ઘરમાં વાસ કરે છે. જ્યાં સુખનો વાસ છે ત્યાં દુઃખ ડોકિયાં કરતું જ હોય છે અથવા દુઃખની છાયા પડેલી જ હોય છે. આ દુઃખી વ્યક્તિ તે આપણા સમાજની આંખે અપશુકનિયાળ ગણાતી, પણ ધર્મદૃષ્ટિએ વિશુદ્ધ અને દર્પહીન, ભવસાગર તરવાની વિમાસણમાં પડેલી વિધવા.

બાળ વિધવા, યુવાન વિધવા અને પ્રૌઢાવસ્થાને પામેલી વિધવા, આ પ્રમાણે મુખ્યત્વે ત્રણ વિશિષ્ટ પ્રકારની વિધવાઓ આપણા સમાજમાં અસ્તિત્વ ધરાવે છે.

પ્રથમ પ્રકારની વિધવા હોવાના દાખલા હવે ઓછા બનતા જાય છે. બાળલગ્નનિષેધક કાયદા બાદ તેની સંખ્યા કાંઇક અંશે ઓછી થતી જાય છે. પરંતુ આવા બાળવિધવાના દાખલા જ્યાં જ્યાં બનેલા હોય અથવા પ્રજાના અજ્ઞાનથી હજી બનતા હોય ત્યાંના સમજુ અને શિક્ષિત વર્ગે સમજી અને સમજાવી તેવી નિર્દોષ, બિનઅનુભવી અને સંસારના રંગ ન જોએલ, એવી એ બાળાઓના ભવને સુધારવા પ્રયત્ન કરવા જોઇએ. હજુ બાળવિધવા થવાના પ્રસંગો બિનસમજુ માનવીઓ પુત્ર અને પુત્રીઓને પરણેલા જોવાની કોડથી ઊભા કરે છે. શા વિચિત્ર કોડ!

બીજા પ્રકારની વિધવાઓમાં બે વિભાગ છે: (૧) પતિના મરણ બાદ પતિની સદ્‌ગતિઅર્થે પ્રભુપરાયણ બનનાર અને (૨) વિકારી માનસ ધરાવતી.

સુશિક્ષિત કુટુંબોનું વાતાવરણ ઘણે ભાગે પવિત્ર હોય છે એટલે ઉપરના પ્રથમ પ્રકારની વિધવા દિવસ દરમિયાન પરલોકનિવાસી પતિને નિશ્ચયસ્થાને મોક્ષપદની પ્રાપ્તિ થાય તે અર્થે પ્રભુપ્રાર્થનામાં, કુટુંબનાં નાનાં નાનાં બાળકોને ધાર્મિક કેળવણી આપવામાં, સાસુના મર્મભેદી શબ્દો સાંભળવામાં અને વૈધવ્યઅવસ્થામાં શ્રેષ્ઠ ગણાતા શ્રુતિ, સ્મૃતિ અને અન્ય ધાર્મિક ગ્રંથના અભ્યાસમાં જીવન પસાર કરે છે. ઘણી વખત સાસુના શબ્દોનો માર અસહ્ય થાય છે, ત્યારે પિતૃગૃહ યાદ આવે છે; પણ તેઓને તો શ્વસુરગૃહમાંજ વાસ કરીને સાસુની સાથે સંપર્ક સાધી સમગ્ર ગૃહભાર વહન કરવાનો હોય છે. સાસુને પ્રતાપે આવી વિધવાઓનું સ્થાન અસ્પૃશ્ય કરતાંય હલકું બની જાય છે.

હવે બીજા પ્રકારની બાબતમાં આપણે તેના બીજા વિભાગ ઉપર વિચાર કરીશું. આ બેનો કામ અને વાસના ત્યજી શકતી નથી. પુરુષો ત્યજી શકે છે? આજે સમાજમાં અનીતિના અખાડા ચાલે છે તેનો ઘણોખરો દોષ આ વિભાગને માથે પડે છે. મૂળ દોષ કોનો? સમાજે વિકારી માનસ ધરાવતી વિધવાઓ વિષે વિચાર કર્યો છે? કર્યો હશે, પણ પરિણામ શું આવ્યું? વિકૃત માનસવાળા પુરુષોએજ તેમને ભ્રષ્ટ નથી કરી?

સમાજ સર્વનું શ્રેય ચાહે છે, સુખ ઇચ્છે છે. વિપત્તિ વિદારવી એ સમાજનું મોટું કાર્ય છે. સમાજમાં ચાલતા સડાને દૂર કરવો એ તેનું અત્યુત્તમ કાર્ય અથવા ફરજ છે. ત્યારે આ વિધવાઓ માટે તે કાંઇ ન કરી શકે?

બાબત એવી છે કે આપણે કાયદાને માન આપી છીએ. સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનો જાણે કે આપણામાં લય થયો છે. સમાજમાં ઊંચા થઇ, છાતી કાઢી ફરાય, વિધવાવિવાહની ચર્ચા થાય; પણ દીવા તળે અંધારૂં! સ્વતંત્રતા ભોગવવા માટે તો ભોગ આપવો પડે છે.

ત્રીજા પ્રકારની વાત હવે લઇએ.

મરણનો અવાજ સાંભળી ચૂકેલી વિધવા સંસારની વાંચ્છનાઓથી પર હોય છે. ધર્મ, નીતિ અને સદાચારમાં તેઓ જીવનનાવ વહાવે છે. પતિની સદ્‌ગતિઅર્થે પ્રભુપ્રાર્થનામાં સમય પસાર કરે છે. મનના વિકારોથી દૂર રહી સર્વને વડીલ, બેન, પુત્ર અને પુત્રી સમાન માને છે. રામરટણ એ તેમના જીવનનું એક વિશિષ્ટ પ્રકારનું અંગ બને છે. જાણે કે સંસારની માયામાં

લપટાવા ઇચ્છા ન રાખતી હોય તે પ્રમાણે તે શ્યામવસ્ત્રો પહેરે છે. આવતી કાલના યુવાનોની કેળવણીનો અને સંસ્કારોનો મૂળ પાયો જે ગણાય છે તેવું સંયમી જીવન પસાર કરવાના મહામંત્રો આ વિધવા આપણને શીખવે છે. છતાં લોકભોગ્ય ઉત્સવોમાં તેને સ્થાન નથી, દરેક ધર્મકાર્યમાં તે અપશુકનિયાળ ગણાય છે!

કામ- અને ભોગ-રહિત એવી આ પવિત્ર સંયમી ધર્મમૂર્તિને સમાજે શા માટે અવગણી હશે? એને યોગ્ય સ્થાન અને માન કેમ આપ્યાં નહિ હશે?

આજનો આપણો સમાજ દિનપ્રતિદિન વિનાશપંથે ખેંચાયે જ રહ્યો છે. વિધવાવિવાહ વિષે ચર્ચા કર્યા કરતાં તેને કાયદાના રૂપમાં ગૂંથવાનો યત્ન કરવો અથવા ઐચ્છિક વિવાહની છૂટ સમાજે જ આપવી એ યોગ્ય છે.

ઉપર પ્રમાણે શા માટે નથી કરવામાં આવતું? જગજૂની પ્રથા રોકે છે? પુરુષ જેટલી છૂટછાટો સ્ત્રીને કેમ નહિ? શું નારી એ સમાજનું એક અંગ નથી?

વિધવાની મૂંઝવણને શાન્ત પાડનાર કોઇ યોગ્ય પગલું લેવામાં આવે તો હજારો નિરાધાર, ધૂંધવાએલી, કચડાએલી, તિરસ્કૃત, અબળા, વિધવાઓના આશીર્વાદ મેળવવા સમાજ ભાગ્યશાળી બનશે; હજારો પુષ્પો ખીલી નીકળશે, પવિત્ર વાતાવરણ સર્જાશે, હજારો વ્યક્તિઓ આનંદસાગરમાં પોતાનાં નાવ વિનાવિઘ્ને હોંસે હોંસે હંકારી શકશે અને હજારો જીવન માટીમાં મળતાં બચી શકશે.

આજનો શિક્ષિત યુવાન વર્ગ ઘણાય ઉચ્ચ આદર્શો સેવે છે અને ભાવી જીવન ઉજ્જવળ બનાવવાની અપેક્ષા ધરાવે છે. જીવનસાથી શોધવા માટે માબાપને તિરસ્કારે છે અને અન્તે કોઇ યુવતી સાથે લગ્ન કરે છે. આ પ્રમાણે ઇચ્છાલગ્નો આપણા સમાજમાં ઉથલપાથલ કરે છે. આ યુવાનો પોતાનું વલણ જરાક બદલે અને સમાજને—જેમાં રહીને ઉચ્ચ જીવન પસાર કરવાની મહત્ત્વાકાંક્ષા રાખે છે તેને—પ્રગતિપંથે દોરવા ઇચ્છા રાખે તો આવો વિધવા-વિવાહનો પ્રશ્ન સહેજે ઊકલી જાય.

આપણા યુવાનો સમાજસુધારક બને તો?

એમ. ટી. બી. કૉલેજ,
સૂરત

વિનયકુમાર પટેલ

—*—

# વગર વાંકે

અંધકાર ચોમેર પથરાયો હતો. હું મારી પથારીમાં પાસાં બદલતો હતો. ઘડીઆળમાં બારના ટકોરા થયા, છતાં કોણ જાણે કેમ ઊંઘ આવતી જ નહોતી. મારા મગજમાં વિચારોએ ઘર ઘાલ્યું. વિચારોની પરંપરા ચાલુ જ રહી. બાર ઉપર બે થયા હશે, ત્યાં તો એક કાળી માનવઆકૃતિ મારી સામે આવી દુઃખના ચિત્કાર કરતી આંખ સમક્ષ ખડી થઇ. તેમાં હતું માત્ર હાડકાં ને ચામડીનું ખોખું, કેમ જાણે તેણે દુષ્કાળનાં કેટલાંયે વર્ષો વેઠ્યાં હશે. ધીમે ધીમે તે આકૃતિ મારી નજીક આવી મારા પલંગ પાસે બેસી ગઇ. જાણે તે થાકી ગઇ.

તે આકૃતિ પુરુષની હતી. મારા દિલમાં ભયનો સંચાર થયો. પળવાર મને થયું કે આ મને હમણાં ને હમણાં જ ખાઇ જશે. પરંતુ ના, તે પુરુષ મને જોઇને જરા હસ્યો. તેના હસવામાં દુઃખની અરેરાટી સ્પષ્ટ તરી આવી. મેં તેના સામે જોયા જ કર્યું.

"ભાઇ, આમ મારા સામે તાકીને શું જોયા કરો છો? મારામાં એવું તે શું જોવાનું છે? હાડકાં અને ચામડી સિવાય બીજું શું છે? અને તે પણ તમારે જોઇતાં હોય, જરૂર હોય તો આપવા હું તૈયાર છું." તેણે અભિમાનપૂર્વક કહ્યું. તેના બોલવામાં ભોગ આપવાની નિશ્ચળતા હતી.

"મુરબ્બી, આમ કાં બોલો?" મેં કહ્યું, મારાથી એ મોટાને મેં 'મુરબ્બી' શબ્દથી સંબોધન કર્યું.

"ભાઇ, તમે આ ગામના પ્રતિષ્ઠિત અને આગેવાન ગૃહસ્થ ગણાઓ છો. લોકો તમને માન આપે છે. તેથી હું તમને મારા દુઃખના બે બોલ કહેવા આવ્યો છું. કેમ સાંભળશો ને?" તેણે કહ્યું.

"કેમ ન સાંભળું? કહો તમારે જે કાંઇ કહેવું હોય તે." મેં સત્વર કહ્યું.

"ભાઇ, તમે તો મારાં દુઃખ સાંભળવા જિજ્ઞાસા બતાવી, પરંતુ કેટલાયે ધનિકો તો સાંભળવાની પણ ના પાડે છે. અને ઊલટા તિરસ્કારની નજરે જુએ છે. હવે મારાં દુઃખનો ચિતાર કહું, આ રહી મારી કહાણી." તેણે કહ્યું. "ભાઇ, આજ ગામમાં મારો જન્મ થયો હતો અને અત્યારે આજે તમે આ જે ભાડાના ઘરમાં રહો છો તે જ મારા પિતાનું ઘર. મારા પિતાનો હું એકનો એક જ પુત્ર હતો. મને બાળપણમાં ખૂબ લાડકોડથી ઉછેરી ઉચ્ચ કેળવણી આપવાનો માતાપિતાનો વિચાર હતો, પરંતુ હાય! તે મને આ જગત ઉપર મૂકીને ચાલ્યાં ગયાં." તેણે સજળ નેત્રે પોતાની વાત આગળ ચલાવી.

"ભાઇ, પછી હું મારા કાકાના ભેગો બચપણમાં રહેવા લાગ્યો. કાકાએ મને શાળામાં મૂકયો. ૧૨મે વર્ષે મારું લગ્ન લેવાયું.

"મારા મિત્રની શિખામણથી એક દિવસ મારા કાકા પાસે મેં મારા ઉપજખર્ચનો હિસાબ માગ્યો. કાકાએ હિસાબ આપવા ચોકખી ના પાડી. હું પણ ખાઇપીને મંડયો હિસાબ લેવા. છેવટે કંટાળી કાકાએ હિસાબ બતાવ્યો રૂા. ૧૦૦૦૦ માતાપિતા પાછળના ખર્ચનો અને મારા લગ્નનો!

"'આટલો બધો ખર્ચ શાનો?' મેં કુતૂહલપૂર્વક પૂછ્યું.

"'એ તે કાંઇ લાડવા ખાવાના છે? ખર્ચ તો થાયજ ને?' કાકાએ ઉડાઉ જવાબ વાળ્યો.

"'નાહકનો આટલો બધો ખર્ચ શા માટે કર્યો?' મેં સામો પ્રશ્ન કર્યો.

"'તું શું સમજે? તારે તેની શી પંચાત? મને યોગ્ય લાગ્યું તે મેં કર્યું.' કાકાએ કહ્યું.

"'મારે કેમ પંચાત નહિ? આ તમે નકામો ખર્ચ કર્યો અને તેમાં રૂા. ૧૦૦૦૦નું પાણી! એ તો આખી તિજોરી રૂપીઆથી ભરપૂર હોય તોય આમ લૂંટાવા મૂકી હોય તો લૂંટાઇ જાય!' મેં કહ્યું.

"'શું મેં તારા રૂપીઆ લૂંટી લીધા છે?' કાકા અવળું વળગ્યા.

"'કાકા, હું તમને કયાં કહું છું કે તમોએ મારા રૂપીઆ લૂંટી લીધા? પરંતુ આટલો બધો ખર્ચ લગ્ન અને મરણ પાછળના ખર્ચોમાંજ કર્યો ને? આખોય હિંદુસ્થાન અત્યારે ગરીબ હાલતમાં છે તે તમારા જેવાજ તેને ગરીબ બનાવે છે. આપણા લોકો દુઃખી થતા હોય તો ઉડાઉ ખર્ચોએજ.' બિચારા કાકા મારી સામે દલીલ ન કરતાં ચાલ્યાજ ગયા.

"ભાઇ, આ પૈસા પણ ઉપાડેલા એક વ્યાજખાઉ શાહુકારને ત્યાંથીજ. વ્યાજ ખાવામાં શાહુકારો બહુજ પાવરધા હોય છે. વ્યાજનાં નાણાંથી વગર મહેનતે બેઠાં બેઠાં ખાવાનું મળે એટલે યુક્તિપ્રયુક્તિથી તેઓ દેણદારને છૂંદવામાં બાકી રાખતા નથી. શાહુકારના હૃદયમાં એટલી દયા નથી આવતી કે બિચારો દેણદાર ખાશે શું? એક મૂઠીભર શાહુકાર આજે કેટલાંને રઝળાવે છે? એવા કેટલાંય શાહુકારોનાં નામ મારી નોંધપોથીમાં મોજુદ છે. તેમણે કરેલાં એ કાળાં કૃત્યોનો બદલો પ્રભુ અવશ્ય આપશેજ.

"ભાઇ, આમ કરીને મારા કાકાએ મને દેવાના ડુંગર નીચે કચરી નાખ્યો. અને આ મારું ઘર, તે પણ ગયું. મારા પિતાએ તે બાંધવામાં પરસેવાનું પાણી

કરેલું, પરંતુ અત્યારે તો તે બીજાને હાથ છે. બીજાને વાપરતા જોઇને મને એ શાહુકારો પ્રત્યે તિરસ્કાર કેમ ન આવે? કાકાએ તો ઉડાઉ ખર્ચ કર્યા તે તો અજ્ઞાનથી, પરંતુ શાહુકારોએ મારા જેવા કેટલાયે નિરાધારોને નિર્દોષોને નિર્દય રીતે કચરી નાખ્યા તે જાણી જોઇને. એ લોકોને શું ઇશ્વરી અદાલતમાં જવાબ નહિ આપવો પડે? અને આવાજ શાહુકારોનું સ્થાન સમાજમાં અગ્ર! એ લોકો કહે તે પ્રમાણે એમના દેણદારને હા જી હા કહેવી પડે! વાહ રે શાહુકાર!

"ભાઇ, અત્યારે કાળી મજુરી કરવા છતાં પણ મારૂં તેમજ મારી પત્નીનું પૂરૂં થતું નથી. શાહુકારોને જો મારો ભોગ જોઇતો હોય તો તે આપવા હું તૈયાર છું." તેણે વાર્તાની પૂર્ણાહુતિ કરતાં કહ્યું. "પ્રભુ, અમારાં જેવાં દુઃખીઓ માટે મૃત્યુ પણ શે નથી મોકલતો?"

તેની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં! આવાં તો કેટલાંયે મનુષ્યો વગર વાંકે દુઃખી થતાં જોઇએ છીએ.

તુરતજ તે દુઃખી માનવઆકૃતિ પળવારમાં અલોપ થઇ ગઇ.

અજ્ઞાનથી અને ચૂસણનીતિથી પાયમાલી કેવી થાય છે, તેનો સચોટ પુરાવો મને મળ્યો.

અવિધા (રાજપીપળા સ્ટેટ) સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

---

## મારો અનુભવ

હું ઉગાણુડાથી ઘેર આવ્યો, બીજેજ દિવસે પ્રાતઃકાળે શૌચવિધિથી પરવારી, મને મળવા આવેલા મહેમાનોની સાથે હું જોડેના ઘરમાં બેઠો હતો. તે વખતે મને ખબર થઇ કે મારાં માતુશ્રી જીવનની છેલ્લી પળો વ્યતીત કરી રહ્યાં છે. હું ઉતાવળે તેમની પાસે ગયો. તે વખતે મારાં પૂજ્ય માતુશ્રી ભાગ્યાતૂટયા થોડાક શબ્દો બોલ્યા બાદ થોડોક સમય શાન્ત રહી, દયાર્દ્ર નેત્રે મારા તરફ જોતાં પોતાના નશ્વર દેહનો ત્યાગ કરી પરલોક સિધાવ્યાં.

જ્યારે બાર વાગ્યે સૂર્ય પ્રખર તાપથી તપતો હતો. તે વખતે શબને અગ્નિસંસ્કાર કરવા માટે હું પણ બીજાઓ સાથે સ્મશાનમાં ગયો. અગ્નિસંસ્કાર વિધિ પૂર્ણ થયા બાદ સખત તાપથી બચવાને અમો છ સાત માણસો સ્મશાન પાસે વડના વૃક્ષ નીચે બેઠા હતા તથા બીજા બધા સામી બાજુ લીમડાના વૃક્ષ નીચે બેઠા હતા. તે વખતે મારી સાથે બેઠેલા મોતીભાઇ બોલી ઊઠયા: "શંકરભાઇ, આપણે તો લાડવા ઊભા થયા!"

શંકરભાઇ: "કેમ છોટાભાઈ, લાડવા ખવડાવશો ને?"

મેં કહ્યું: "ભાઇ, લાડવા બાડવા તો માર્યા ફરે, હું પ્રેતભોજન જમતો પણ નથી, જમાડવાનો પણ નથી."

મોતીભાઇ: "ત્યારે શું, આટલે વરસે તમારાં ડોશીને નાખવાને લચકો ધાન પણ તમને નહિ મળે?"

પૂંજાભાઇ: "ભાઇ, બારમું તો કરવું જ પડે. બારમું ન કરો તો તમારાં માતુશ્રી અવગતિયાં થાય એમ લોકો કહે છે."

મેં કહ્યું: "ભાઇઓ, જો પ્રેતભોજનથી જ સદ્ગતિ મળતી હોય તો માણસ પોતાની આખી જિંદગી ભયંકર પાપ કરીને મરણ બાદ પ્રેતભોજન જમાડી સદ્ગતિ પામ્યો હોય, તેનો દાખલો કયા શાસ્ત્રમાં છે તે બતાવો. બીજું તમે સર્વે બારમું ખાવા રાજી છો, પણ બારમું કરનારની શી ગતિ થાય છે તેનો ખ્યાલ તમે કદી કર્યો છે? આ એક દાખલો લો: જો મરનારની નિરાધાર વિધવા તથા બે ત્રણ નાનાં બાળકો હોય ને મિલકતમાં ફક્ત પડી રહેવાને એક છાપરું જ હોય, તોપણ તમે કહેવાતા મોટેરાઓ તે ગરીબ વિધવા પાસે તેનું વહાલું ઘર વેચાવીને પણ બારમું તો કરાવો જ, અને જો તે ન માને તો ધર્મને બહાને અગર મેણાં મારીને પણ કરાવો. તેમ છતાં જો તે ન માને તો છેવટે તમે કુળવાનશાહીનો કાયદો વાપરી તેને નાત બહાર મૂકવાનો ભય બતાવીને, તમારું ઘાતકીપણું જાહેર કરીને પણ, તમો પ્રેતભોજન તો કરાવો જ. પણ ત્યાર પછી તે વિધવાની તથા તેનાં બાળબચ્ચાંની ઘરબાર વિના રખડીને કુળવાનશાહીએ કેવી ગતિ કરી છે, તે તમારી આંખે જોઇ લેશો તથા એક જણની સદ્ગતિ કરવા જતાં તેના આખા કુટુંબની કેવી દુર્ગતિ થાય છે, તે તપાસી જોશો?"

એટલામાં ઘરડા વલ્લભકાકા તડુકયા: "છોકરા, શું વહેંચવા બેઠા છો? બારમું તો કરશે જ તો, નહિ કરે તો કયાં જવાનો છે? નાતબહાર મૂકીશું."

સ્મશાનવિધિ પૂર્ણ થયા બાદ અમે સર્વે ઘેર આવ્યા. ત્રીજે દિવસે મારા મોટા કાકાના દીકરા હાથીભાઇ તથા મારાં કાકી બંને આવી પહોંચ્યાં. મારા મોટાભાઇ મારા ગામથી માલેક માઇલને અંતરે નોકરી કરતા હતા. રાત્રે ભોજનવિધિથી પરવારી હું તથા મારા કુટુંબનાં સર્વે ઓસરીમાં બેઠાં હતાં. ત્યારે હાથીભાઇએ વાતની શરૂઆત કરી ને મારા પિતાશ્રીને પૂછ્યું: "કાકા, કારજને માટે સીધાનું શું કર્યું?"

મારા પિતા બોલ્યા: "ભાઇ. કારજ કરવાનું માંડી વાળવા વિચાર છે, તમારા આ નાના ભાઇ ના કહે છે."

હાથીભાઇ: "કાકા, ઘડપણમાં તમારીયે બુદ્ધિ બગડી લાગે છે! બારમું જો તમે નહિ કરો તો લોકો શું કહેશે, ખબર છે? તથા કુટુંબમાં શું મોં બતાવશો? તમે પણ નાના છોકરાની માફક કંઇ વિચાર જ કરતા નથી."

મારા પિતા બોલ્યા: "સારૂં ભાઇ, ત્યારે થવા દો; મારે ક્યાં ના છે? છતાં છોટાભાઇને સમજાવો."

હાથીભાઇએ મને પૂછ્યું: "ભાઇ, તમે ડોશીનું કારજ કરવાની કેમ ના પાડો છો? કારજ નહિ કરવાનું કંઇ કારણ તો હશે ને?"

મેં કહ્યું: "મોટાભાઇ, પ્રેતભોજન જેવાં ખોટાં ખર્ચોમાં બસો ત્રણસો રૂપિયાનો દુરુપયોગ કરવા કરતાં કેળવણી અગર લોકહિતાર્થે તે પૈસાનો સદુપયોગ કરવાના ઘણા રસ્તા છે, તે પ્રમાણે કરવામાં મારી સંમતિ છે; બાકી પ્રેતભોજન તો કરવુંજ નથી અને કરશો તો તેમાં હું ભાગ લેવાનો નથી."

હાથીભાઇ: "જોયું કાકા, સાંભળ્યું ને? ભાઇને આફ્રિકા મોકલ્યા તેનાં ફળ! આપણે આટલા બધા ભેગા થઇને તેને કરગરીએ છીએ, છતાં તે માનતો નથી. તેની દાનત કેવી છે, કે માનું બારમું પણ કરવું નથી! કેટલો ડહાપણ વાળો કે આટલે વરસે મારાં કાકી છતા દીકરાઓએ ખાલી હાથે જાય! નહિ નહિ, તારાં માતુશ્રી હતાં, તો મારાં કાકીયે હતાં; હું મારા પૈસાથી બારમું તો કરીશજ."

મેં કહ્યું: "મોટાભાઇ, જરા ખ્યાલ તો કરો કે જે કાકી પાછળ તમે બારમું કરવા તૈયાર થયા છો, તે કાકી બિમાર હતાં ત્યારે તમો બધાએ તેમની કેવીક સેવાચાકરી કરી હતી! તે તો હું સૌ જાણું છું! માબાપને જીવતાં ખાવાપીવામાં દુઃખ દે ને મરણ પછી દુનિયાને દેખાડવા માટે બારમું કરે, એનો અર્થ હું કંઇ દેખતો નથી. તેટલાજ પૈસા માબાપને જીવતાં તેમના જીવનને માટે વાપર્યા હોય તો તેમના દિલને કેટલી શાન્તિ વળે?

"પૂજ્ય પિતાશ્રી તથા અન્ય વડીલ બંધુઓ, હજુ મારાં માતુશ્રીના અવસાનને પૂરા આઠ દિવસ તો થયા નથી, તેનો પારાવાર શોક મારા દ્રવિત હૃદયને ચિન્તાથી ભસ્મીભૂત કરી રહ્યો છે; અને તમારે લોકોને લાડુ જમવા છે! તમે સમજી લેશો કે અત્યારે આપણા પાટીદાર સમાજમાં તમારા જેવા કુળવાનો યમરાજાની ગરજ સારે છે. યમરાજા તો ન્યાયસર ચાલે છે, તમારે તો તમારો બધો ન્યાય લાડવામાંજ છે! જ્યારે કોઇ ગરીબ માણસ ઘર વેચીને

લાડવા કરે ત્યારે તમે સુખેથી તે મિષ્ટાન્ન ઉડાવી પાપી પેટ ભરી તેના ઉપર હાથ ફેરવી રહ્યા પછી લાડુમાં તેલ હતું, શાક કાચું હતું, એવી અઘટિત ખોડો કાઢો અને જ્યારે તે ગરીબ તમારે આગણે આવે ત્યારે તેને ઊભા રહેવા માટે જગ્યા પણ ના આપો ને કહો કે તને કોણે ઊંચો બાંધ્યો હતો તે ઘર વેચીને બારમું કર્યું!"

મારા મોટાભાઇ તથા અન્ય વહેવારિયાની શિખામણથી ત્રીજે દિવસ મારા પિતાશ્રી કારજ કરવામાં સંમત થયા. પછી બીજે દિવસે હાથીભાઇ કાકાને ખાતે સીધુંસામાન લેઇ આવ્યા, તે તો વાણીઓ ઉઘરાણીએ આવ્યો ત્યારે જ મેં જાણ્યું.

આ બનાવથી મારા પિતાશ્રી સાથે મારું ઊંચું દિલ થયું. આ બનાવ બન્યાને બે ત્રણ વરસ થઇ ગયાં છે.

વહાલા વાચકબંધુઓ તથા પાટીદાર યુવકો, વિચાર કરશો કે પાટીદાર સમાજમાં પ્રેતભોજનની પાપી રૂઢિ કેટલાં ઊંડાં મૂળ ઘાલી બેઠી છે. માટે પાટીદાર યુવકોએ તેનો પૂરેપૂરો વિરોધ કરી તેને છેલ્લી સલામ આપવી જોઇએ એવી મારી નમ્ર વિનંતી છે. આ લેખ લખીને હું મારા કુટુંબનું તથા પાટીદાર સમાજનું અપમાન કરવા માગતો નથી, પણ આ મારો પોતાનો જાતિઅનુભવ છે, તે મેં આપ સર્વની સમક્ષ સમાજસેવાને અર્થે દર્શાવ્યો છે. લેખ લખવાનો આ મારો પહેલવહેલો યત્ન હોવાથી ભૂલચૂક થઇ હોય તો દરગુજર કરશો.

મહેળાવ, હાલ કીરેડો (ઉગાન્ડા) છોટાભાઇ ઈશ્વરભાઇ પટેલ

---

# ખેતીમાં જવાસાની ઉપયોગિતા

**ગયા** ઉનાળામાં મને મારા ગામમાં કેટલાક ભાઇઓ પૂછતા હતા કે ખેતીવાડી ખાતું જવાસાની જડ જતી રહે તેવા ઉપાયો શોધી શકયું છે? મારો જવાબ તેમને એ હતો કે "કેટલાક દિવસ ઉપર હું અને મારા એક મિત્ર નર્મદાના ભાગમાં ફરતા હતા ત્યારે અમે જવાસા ઉપર એક ફૂલ જોતાં તે તપાસેલું. તે ફૂલની રચના ઉપરથી જવાસો કઠોળ વર્ગની જાતનો હોઇ લાભકારક છોડ છે, એવા નિર્ણય ઉપર અમે આવેલા. જે જમીનમાં જવાસા વધારે થતા હોય તે જમીનમાં પાક સારો થવો જોઇએ."

જવાસાના છોડનાં મૂળ તપાસતાં મૂળના ઉપર અનેક નાની નાની ગ્રંથીઓ માલુમ પડે છે. મૂળ ખૂબ જ ઊંડાં જમીનમાં ગએલાં હોય છે. ગ્રંથીઓ મૂળના અમુક ભાગ ઉપર નહિ હોતાં આખા મૂળ ઉપર જોવામાં

આવે છે. આ છોડ આપણાં ઘઉનાં, ખેતરો, ડાંગરની કયારી વગેરે સ્થળોએ બહોળા પ્રમાણમાં જડ નાખી બેઠો છે. પૂના ખેતીવાડી કૉલેજમાં આ છોડ કયા કુટુંબનો છે તે પુછાવતાં કઠોળવર્ગનો (Natural Order–Leguminosae) હોવાનું જણાવવામાં આવ્યું. અંગ્રેજીમાં તેને કેમલ થોર્ન (Camel Thorn) અને વનસ્પતિશાસ્ત્રની ભાષામાં Alhagi Camelorun કહે છે. આ છોડનાં મૂળ ઉપર જેવી નાની નાની ગ્રંથીઓ જોવામાં આવે છે, તેવી કઠોળવર્ગના કોઇ પણ છોડનાં મૂળ ઉપર જોવામાં આવશે. આ ગ્રંથીઓ બૅક્ટિરિયા (Bacteria) નામની સૂક્ષ્મ ફુગીઆ વનસ્પતિને આભારી છે. આ બૅક્ટિરિયાનું પાલણપોષણ, છોડ પોતાનાં મૂળની અંદર રહેવાનું સ્થળ તેમજ ખોરાક અને પાણી પૂરાં પાડીને, કરે છે. બદલામાં તે છોડને તેના ઉપયોગ માટે તેનાં મૂળમાં હવામાંનો નાયટ્રોજન ખૂબજ પ્રમાણમાં એકઠો કરી આપે છે. બંને ખૂબ સહકારથી રહે છે અને જાણે મિત્રભાવે એકબીજાની સેવા ના ઉઠાવતા હોય તેમ વર્તે છે. તેમના તેવા વર્તનથી બંને ખૂબજ સમૃદ્ધિ પામે છે. હવામાં નાયટ્રોજન ૮૦ ટકા જેટલો હોવા છતાં કઠોળવર્ગના મૂળમાં રહેતા આ બૅક્ટિરિયા અને તેને ગણાતી કેટલીક સૂક્ષ્મ ફુગીઆ વનસ્પતિની મદદ વગર આ નાયટ્રોજનને ખેતીના ઉપયોગમાં લેવાનું હજી સુધી બની શક્યું નથી.

એ તો જાણીતી વાત છે કે છોડ ખૂબ ફૂલે ફાલે તેટલા માટે તેને નાયટ્રોજનની જરૂર ખૂબજ હોય છે. જે જમીનમાં કઠોળનો પાક લેવામાં આવે છે તે જમીનમાં નાયટ્રોજનનું પ્રમાણ ઠીક ઠીક વધે છે. છોડનાં મૂળ જમીનમાં રહેવાથી તેમજ પાન, ડાળખાં, વગેરે જમીન ઉપર ગરવાથીજ આ પ્રમાણ વધે છે. બીજી સાલ આથી આ જમીન ઉપર પાક સારો થતો હોય છે. શણ, ઇકડ, ગવાર, અડદ, વગેરે કઠોળવર્ગના પાકના લીલા પડવાસ જ્યારે કરવામાં આવે છે ત્યારે જમીનની ફળદ્રુપતા ખૂબજ વધે છે. આથી આવો પડવાસ કરેલી જમીન ઉપર જ્યારે પાક લેવામાં આવે છે ત્યારે ઉત્પન્ન સારી પેઠે વધેલું હોય છે. જો જવાસા પૂરતા પ્રમાણમાં ખેતરમાં ઊગેલા હોય અને તેનો લીલો પડવાસ કરવામાં આવે તો શણ, ઇકડ, ગવાર વગેરેના પડવાસ જેટલો તેના પડવાસથી પણ ફાયદો થવો જોઇએ.

જમીનની ફળદ્રુપતા વધારવા માટેની કુદરતની બક્ષિસ તરીકે જવાસાને ગણવો કે નહિ તેનો નિર્ણય વાચક કરી લે. તેના ઉછેર માટે મહેનત કરવી પડતી નથી, તેમજ ખાતર આપવું પડતું નથી. જ્યારે પાણીને અભાવે ઉનાળાના સખત તાપમાં કોઇ પણ પાક ઊભો રહી શકે નહિ, તે વખતે

તે ખૂબ ફૂલે ફાલે છે. ઢોરઢાંખર તેને ખાઈ ના જાય તે માટે પણ તે રક્ષણ માગતો નથી, પોતાનાં કાંટાળાં હથિયારનો દેખાવ કરીનેજ તે ઢોરઢાંખરના હુમલાને થંભાવી દે છે. ખેતી માટે અનુકૂળતા કરવાનું જાણે તે ના સમજી જતો હોય તેમ વરસાદનું પાણી ચડતાંજ તે સુકાઈ જાય છે. દુકાળમાં જ્યારે ઘાસની બહુ તાણુ હોય છે ત્યારે તેનો કુંરો પૌષ્ટિક ઘાસની ગરજ સારે છે. દૂધાળાં ઢોરનું દૂધ જવાસાના ખોરાકથી અચૂક વધે છે.

આવા ઉપયોગી છોડની જડ કાઢવાનો વિચાર તેના સંબંધેના ગુણોના અજ્ઞાનનેજ લીધે છે. આ છોડનો સારામાં સારો લાભ ઉઠાવવો જોઇએ. મારા ગામના ભાઈઓને જ્યારે મેં કહેલું કે જે જમીનમાં જવાસા વધારે થતા હોય તે જમીનમાં પાક સારો થવો જોઇએ, ત્યારે એક બે અનુભવી ગૃહસ્થોએ મારા વિચાર સાથે મળતાપણું દર્શાવેલું. વિશેષમાં તેમણે કહેલું કે "જો જવાસાને ક્યારીમાં બરાબર કહોવડાવવામા આવે છે તો ડાંગરનો પાક બહુ સારો થાય છે. પણ તેનો કાંટો એકદમ કહોવાતો નહિ હોવાથી પાણીમાં ખેડ કરવાનું અઘરું થઇ પડે છે." કાંટાના ત્રાસથી બચવાને માટે ઘણાખરા ખેડુતો ચોમાસાની શરૂઆત પહેલાં જવાસાને ગોડીને બાળી નાખે છે અગર પવનથી આમ તેમ વેડફાઇ જવા દે છે. ગોડી નાખવા છતાં જમીનમાં આ છોડનાં મૂળ રહી જતાં હોવાથી ઠીક ઠીક ફાયદો તો થાય છેજ, પણ એ ભૂલવું ના જોઇએ કે જવાસો પોતાના પોષણ માટે નાઇટ્રોજન સિવાયનાં તત્ત્વો માટે જમીન ઉપરજ આધાર રાખે છે. હવે જો જવાસાના છોડને બાળી નાખવામાં અગર ફેંકી દેવામાં આવે તો જમીનમાંથી જે દ્રવ્યો જવાસાએ પોતાના પોષણ માટે ઉપયોગમાં લીધાં છે, તેનો કેટલોક ભાગ છોડનો કોઇ પણ જાતનો ઉપયોગ કરવાને કારણે નહિ, પણ એકલા અજ્ઞાનનેજ કારણે આપણે જમીનને પાછો મળતો અટકાવીએ છીએ. જવાસાનો સારામાં સારો લાભ ઉઠાવવા માટે તેનો પડવાસ કરવો જોઇએ. તેના કાંટાના ત્રાસને લીધે તેમ ના કરી શકાતું હોય ત્યાં ગોડેલા જવાસાને ખાડામાં દાબી તેનો કાંટો કહોવાઇ જાય ત્યારે ખાતર તરીકે ઉપયોગ કરવો જોઇએ. અનુભવે જણાશે કે આમ કરવાથી જમીનની ફળદ્રુપતા ઠીક ઠીક પ્રમાણમાં વધે છે. આપણી ખેતીને આબાદ કરવા માટે અનેક દિશાથી પ્રયત્ન કરવાની જરૂર છેજ, પણ સૌથી પ્રથમ જરૂરની બાબત શું એ નથી કે જે જે બાબતો અમલમાં મૂકવા જેવી આપણે સમજીએ તે દરેકનો તુરત અમલ કરતા થઇ જઇએ?

ભરૂચ શિવાભાઇ જેઠાભાઇ પટેલ, એમ. એજી.

# ગરીબનો બેલી

**બીજા** દેશોમાં જોઇશું તો ધનવાનનો સૌથી મુદ્દાનો સવાલ છે, ત્યારે એક વર્ષથી બીજા વર્ષ સુધી, એમ જન્મથી મરણ સુધી ગરિબાઇ કઇ રીતે દૂર થાય તે સ્વાભાવિક સવાલ ગરીબ હિન્દ આગળ ઊભો છે. ગરિબાઇને કારણે ગરીબ બિચારો ખેડૂત દયા, માયા, મમતા વગેરે છોડી દેઇને પુત્રસ્નેહથી પણ અધિક એવા પાળેલા મુડદાલ બળદ પાસેથી ગજા ઉપરાંત કામ લેવા સવારથી સાંજ સુધી તેને નિર્દયતાથી માર મારે છે. નવાઇની વાત એ છે કે ગરીબને કંઇ કારણસર ખર્ચ વધારે કરવો પડે છે, એટલે તે નિર્દય શાહુકારો પાસેથી બમણે વ્યાજે પૈસા લાવી ખર્ચ કરે છે. એ પૈસા કરતાં વ્યાજ પણ વધી જાય છે અને વ્યાજ ભરી ભરીને આખું જીવન નકામું થઇ જાય છે. એની આ ગરિબાઇ કેવી રીતે ટાળી શકાય? કદાચ પૈસા ન આપી શકવાથી શાહુકાર તેના ઉપર દાવો કરે અને શાહુકારના લાભમાં ચુકાદો થાય છે. ખેડૂત ગરીબ હોવાથી તેને સૌ ધુતકારી કાઢે છે. ગરીબ બિચારો ખેડૂત બારે માસ તનતોડ મહેનત કરી આખા જગતને ખવડાવે છે, પણ તેને ખવડાવનાર કોઇ નથી।

આ ગરિબાઇ ટાળવાનો એક જ ઉપાય છે. તેણે પોતાની જાત ઉપર અવલંબીને રહેવું. પણ પોતાની જાત ઉપર અવલંબીને રહેવું તે કાંઇ સહેલું નથી. કારણ કે પોતે પોતાની જાત ઉપર અવલંબીને રહે, પણ તેની પાછળ તેનાં નાનાં બિચારાં બાળબચ્ચાં, ભાઇબેન, માબાપ વગેરે હોય જ ને? તેમની દુર્દશા થાય નહિ તેટલા માટે જ તે આ ગરિબાઇ વેઠે છે, નહિ તો તે ક્યારનોયે બાવો થઇ ગયો હોત. ઘણા લોકો કહે છે કે આવો ત્યાગ તે તો કોઇ મહાપુરુષ જ કરી શકે, કારણ કે આપણાથી બાળબચ્ચાંને છોડવાનો વિચાર કેમ થાય? અને ધારો કે તેમને ત્યજી દીધાં તો તેમનો આધાર કોણ? આપણાથી બની શકે ત્યાં સુધી એમને સારી સ્થિતિમાં રાખવાં જોઇએ ને!

વળી શહેરોમાં દવાખાનાં, અનુકૂળ સાધનો, કેળવણી વગેરે બધા પ્રકારની વ્યવસ્થા હોય છે, ત્યારે ગામડામાં ગરીબનો બેલી કોણ? ધારો કે ગરીબ માણસને કાંઇ રોગ થયો હોય તો તે વ્યવસ્થા કરી શહેરમાં જાય, પણ ત્યાં કહેશે કે ફી લાવો. પણ ગરીબ પાસે ફી હોય ક્યાંથી? એટલે બિચારો તે નિરાશ થઇ ભગ્ન હૃદયે પાછો આવે. હાલમાં અંગ્રેજ લોકોને કુનેહથી પોતાનું રાજ્ય ચલાવવું ઠીક પડે, માટે મીશનોએ દવાખાનાં કાઢ્યાં છે અને ગરીબને

પણ ગમે તેવા રોગની ઓછે પૈસે દવા કરે છે. પણ તેમાં તેમની દાનત તો લોકને ખ્રિસ્તી કરી દેવાની પણ હોય છે.

ગરીબનો બેલી ગરીબજ છે, કારણ કે જ્યાં હજારો માણસો ભૂખે મરે છે ત્યાં ભૂખમરો મટાડવા લાખો જુવાનોએ સ્વેચ્છાપૂર્વક ગરીબાઇનો સ્વીકાર કરવો રહ્યો. વળી અંગ્રેજી કેળવણી લેઇને આપણે વધારે પામર બન્યા છીએ. માણસને જેટલો ભય મરણનો નથી, જેટલો ભય બેઆબરૂનો નથી, તેટલો ભય ગરિબાઇનો છે. રુશિયામાં ભૂખમરો ચાલેલો તે વખતે લોકોની પીડા અસહ્ય લાગ્યાથી સાધુ ટોલ્સ્ટોય ઘરબાર છોડી ભિખારી બન્યો હતો. તેણે દુનિયાનો આત્મા જાગ્રત કર્યો હતો અને હજારો શોખીન લોકોને ભૂખમરાનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું હતું. જે પુરુષ સ્વેચ્છાપૂર્વક ગરિબાઇ સ્વીકારે છે તે વીર પુરુષ છે. તેને પૈસા મેળવવાના રહેતા નથી, છતાં તેનું ભરણપોષણ થાય છે. તે શાહુકારની દૃષ્ટિએ કાળ જેવો અને ગરીબની દૃષ્ટિએ અન્નદાતા જેવો લાગે છે.

અત્યારે પણ આ દેશમાં મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઇ, પંડિત જવાહરલાલ જેવા સ્વેચ્છાપૂર્વક ગરિબાઇ ધારણ કરનાર ગણ્યાગાંઠ્યા પુરુષો છે. પૂ. કસ્તુરબા, શ્રી. સરોજિની નાયડુ, શ્રી. કમળા નેહરુ, વગેરે જેવી સ્ત્રીઓ પણ એવીજ છે. આ પ્રમાણે દેશની ગરિબાઇ દૂર કરવા માટે ઘણાંયે ગરિબાઇ ધારણ કરી ભગીરથ પ્રયત્ન સેવે છે. જ્યારે દેશમાં આવા ભેખધારી ગરીબો વધશે ત્યારે દેશની ગરિબાઇ દૂર થશે, ત્યારે દેશનો ભૂખમરો ટળશે, ત્યારે લોકોમાં હિંમત આવશે અને અશક્ય વસ્તુ પણ શક્ય થઇ શકશે.

ગુજરાતમાં દેશધર્મ છે, દયાધર્મ છે, તેમજ વિદ્વત્તા પણ છે. હિંમતવાન અને ચતુર પુરુષોની ખાણ પણ ગુજરાતમાં છે. ગુજરાતમાં જ્ઞાન પણ છે અને સાર્વજનિક કામો કરવાની શક્તિ પણ છે. પણ હવે ફક્ત જુવાનોને ગરીબાઇ ધારણ કરવાની ધૂન લાગવી જોઇએ. આજે હિંદુસ્થાનમાં ગુજરાતની ખ્યાતિ ફેલાએલી છે. તે વેપારને લીધે કે નાણાંને લીધે નહિ, પણ ગુજરાતમાં કેટલાક મહાપુરુષોએ રાજીખુશીથી વીરધર્મ સ્વીકારી ગરિબાઇ ધારણ કરી છે તેને લીધે છે.

ભાદરણ મણિભાઇ પટેલ

—*—

# અનાજની બેંકો

[ખેડૂતોને આર્થિક રાહત આપવા માટે નાણાં ધીરનારી સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી; પણ સભાસદોએ પોતાનો સ્વાર્થ સાધવામાં તેમનો ઉપયોગ કર્યાથી, સભાસદો પોતાની જવાબદારીઓ બરાબર સમજી આચારમાં નહિ મૂકી શક્યાથી, પરસ્પરની ખોટી શરમથી તેમજ સારા કાર્યકર્તાઓની ખામીને લીધે તે મંડળીઓનાં સારાં પરિણામ ઘણે સ્થળે આવ્યાં નથી. આ મંડળીઓથી ખેડૂતોને નાણાં મળતાં; પણ નાણાંની સગવડ એ કંઇ એકલો જ ઉદ્ધારનો માર્ગ નથી. પોતાની વિવિધ પ્રકારની જવાબદારીઓ અદા કરવા ખેડૂતોને પોતાના પાક સોંઘે ભાવે વેચવા પડે છે, ને બી માટે તેમજ બીજા અનિવાર્ય પ્રસંગો માટે મોંઘે ભાવે અનાજ ખરીદવું પડે છે. એટલે ભાવના ફેરફારને લીધે તેમજ વ્યાજને કારણે ખેડૂતોને બમણી ખોટ ભોગવવી પડે છે. આવી સ્થિતિમાં જો અનાજની બેંકો કાઢવામાં આવે તો ખેડૂતોને કેટલીક રાહત મળે. આ દિશામાં મુંબઇ સરકારની નીતિ શી છે તે સમજાવતો લેખ નીચે પ્રકટ કર્યો છે. આ યોજના માટે પણ જો કાર્યદક્ષ સેવાભાવી કાર્યકરો મળી આવે તો જ તે સફળ થાય —તંત્રી 'પાટીદાર']

પછાત વર્ગોના લોકો રહેતા હોય તે પ્રદેશોમાં અનાજની બેંક (Grain Banks) ખોલવાના સંબંધમાં સહકારી અને ગ્રામવિકાસ ખાતાને શક્ય હોય તેટલી બધી મદદ આપવા વિષે સરકારે કલેક્ટરોને તથા લાગતાવળગતા બીજા અમલદારોને જણાવી દીધું છે. ગ્રામવિકાસની પદ્ધતિના એક અગત્યના ભાગ જેવી આ બેંકો નીવડવાનો સંભવ છે. પછાત વર્ગો ડાંગના જંગલના તથા બીજા જે કોઇ પ્રદેશોમાં રહેતા હોય તે બધા પ્રદેશોમાં ગ્રામવિકાસની પદ્ધતિઓ તરત જ શરૂ કરી દેવા જોઇએ એવી આશા રાખવામાં આવે છે. થાણા જિલ્લામાં ઉપર જણાવી તેવી અનાજની વખારો શરૂ કરી દેવામાં આવેલી. અહીંના અનુભવ પરથી માલુમ પડ્યું છે કે આ વખારોએ ગ્રામજનોનું ઘણું હિત સાધ્યું છે. આ પદ્ધતિને આગળ ધપાવવાનો સમય આવી લાગ્યો છે એવું હવે તો માલુમ પડે છે.

અત્યાર સુધી ખેડૂતો શાહુકારો પાસેથી વસ્તુના સ્વરૂપમાં લોન લે છે અને એના ઉપર ૫૦થી ૧૦૦ ટકા સુધી વ્યાજ ઉમેરીને તેની વસ્તુમાં ભરપાઇ કરે છે. અનાજની બેંકો વસ્તુમાંજ ખેડૂતોને ધીરધાર કરનાર છે અને તેની વસુલાત પણ વસ્તુમાંજ થનાર છે. જ્યારે સહકારી મંડળીઓ વસ્તુના સ્વરૂપમાં નહિ, પરંતુ રોકડેજ વ્યવહાર કરે છે. બંનેની સરખામણીમાં અનાજની બેંકો વધારે લાભદાયી થઇ પડે તેમ છે તે તો ખેડૂતોને-પોતાનેજ સમજાય તેવું છે. આ બેંકોમાંથી આપવામાં આવતી લોન અનાજનાંજ સ્વરૂપમાં હોવાથી તેનો દુરુપયોગ થવાનો ઓછો સંભવ છે. આવી રીતે

આપવામાં આવતી લોન ઉપર ૨૫ ટકા વ્યાજ અને તે પણ અનાજમાંજ લેવામાં આવશે. આ વ્યાજ લેતી વખતે લોન આપવામાં આવેલી હોય કે ત્યારના સમયના કે લોન અને વ્યાજ ભરપાઇ થતા હોય ત્યારના સમયના અનાજના ભાવની ગણત્રી કરવામાં આવનાર નથી. આ વસ્તુનો લાભ ખેડૂતોને પક્ષે જશે, એટલુંજ નહિ પરંતુ શાહુકાર રોકડ ધીરધાર ઉપર વ્યાજ લે છે તેની સરખામણીમાં આ વ્યાજ હળવું લાગશે. પરિસ્થિતિ પ્રમાણે વ્યાજના દરમાં ફેરફાર કરી શકાશે. ખેતી અંગેની સાધારણ સહકારી મંડળીઓ કરતાં આ અનાજની બેંકો વિષે વધારે કાળજી લેવામાં આવશે. ખેતીને અંગેની સાધારણ સહકારી મંડળીની સરખામણીમાં અનાજની બેંકો પૈસાની કિંમતમાં ઓછું કામ કરતી હશે. એટલે એને અંગેનું વહીવટી ખર્ચ બીજી સહકારી મંડળીઓ કરતાં ઓછું રાખવામાં આવશે.

આ અનાજની બેંકોમાં અનાજની વખારો કરવા માટે પણ યોગ્ય વ્યવસ્થા શોધી કાઢવી પડશે. પહેલા વર્ષની જરૂરને પહોંચી વળવા માટે પુરતા પ્રમાણમાં અનાજ ખરીદવા માટે જોઇતા પ્રમાણમાં નાણાં હોય તેવો સંભવ ઓછો છે અને બિનસભ્ય કે નાણાંની ધીરધાર કરનાર પાસેથી આને માટે પૈસા મેળવવા પણ મુશ્કેલ પડે.

આવી પરિસ્થિતિમાં સરકાર પાસેથી ઉદાર શરતોથી જરૂરી નાણાંની મદદ મેળવવામાં આવશે. જે સ્થળમાં નાણાંની ધીરધાર કરતી સહકારી મંડળીઓ હસ્તીમાં હશે અને જ્યાં આવી અનાજની બેંકોની પણ જરૂર પડશે, ત્યાં ઉપર જણાવી તે સહકારી મંડળીઓ અનાજની બેંકનું પણ કામ ઉપાડી લે તેવી રીતે પેટા-નિયમોમાં જરૂરી સુધારા કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવશે. બીજને માટે પણ અનાજની બેંકો અનાજ આપશે અને સ્થાનિક રીતે ખેતીના કામ માટે શુદ્ધ બી પૂરું મેળવવામાં પણ તે ઉત્તેજનરૂપ નીવડશે.

[મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬ : ૧૦ : '૩૯]

---

ગામડાં સિવાય બીજે ક્યાંયથી એમને કાચા માલની એક પણ ચીજ મળી શકે એમ છે ખરી? જો ન હોય, તો પહેલાં જેમ ગામડાના લોકો એ ચીજો જાતે તૈયાર કરી લેતા, ને આપણે એમના ઉદ્યોગધંધા પર તરાપ ન મારી હોત તો તેઓ આજે પણ કરી લેતા હોત, તે ચીજો એમને બનાવી લેવાનું કેમ ન શીખવીએ?

('વ્યાપક ધર્મભાવના,' ૧૫૧) ગાંધીજી

## સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

સૂચના: જેમની રકમો સમિતિના કાર્યાલય–ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૨૨૫૫૪–૧૫–૦ ગયા અંકમાં સ્વીકારેલા

| | | |
|---|---|---|
| ૫૦૧ | દાતાર શેઠશ્રી ચન્દુલાલ કેશવલાલ પરીખ, | પેટલાદ |
| ૧૨૫ | શેઠશ્રી છોટાલાલ મોતીલાલ ભગત, | પેટલાદ |
| ૧૦૧ | ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, લિ., | આણંદ-વડોદરા |
| *૭૫ | એક વિદ્યાર્થી (નાવલી), | આણંદ |
| | (પહેલાં આ ઉપરાન્ત રૂ. ૨૫) આવી ગયા છે) | |
| ૫૧ | શ્રી. અંબાલાલ છીતાભાઇ પટેલ (ધર્મજ), | પેટલાદ |
| *૨૫ | ,, મેસર્સ નારણદાસ રાજારામ એન્ડ કંપની, | કરાંચી |
| ૨૫ | ,, જશભાઇ ગોવિન્દભાઇ પટેલ, | અમદાવાદ |
| *૨૫ | ,, અંબાલાલ ફૂલીભાઇ પટેલ (આણંદ), | પેટલાદ |
| ૨૫ | ,, ડૉ. રતિલાલ પ્રભુદાસ પટેલ (ભાદરણ), | વડોદરા |
| *૧૧ | ,, દિનુભાઇ જી. દેસાઇ, | અમદાવાદ |
| ૧૧ | ,, મગનભાઇ લાલાજી પટેલ, | અમદાવાદ |
| *૧૧ | ,, માધવદાસ અમરશી, | કરાંચી |
| *૧૧ | ,, આશાભાઇ નાથાભાઇ દેસાઇ (નડિયાદ), | પેટલાદ |
| *૧૧ | ,, હાથીભાઇ પ્રભુદાસની કંપની, (પીજ) | ,, |
| *૧૧ | ,, ડૉ. વાસુદેવ ત્ર્યંબકરામ ભટ્ટ (ધર્મજ) | ,, |
| ૧૦ | ,, ઇશ્વરભાઇ શામળભાઇ અમીન (વીરસદ), | વડોદરા |
| *૫ | ,, ડાહ્યાભાઇ સોમ. પટેલ, | અમદાવાદ |
| ૫ | ,, છોટાભાઇ હીરાભાઇ અમીન (વીરસદ), | વડોદરા |
| *૨ા | ,, હિંમતરાય હકુમતરાય, | કરાંચી |
| *૨ | ,, મોહનલાલ મણિલાલ, | ,, |
| *૨ | ,, અંબાલાલ ડાહ્યાભાઇ પટેલ, | ,, |
| *૨ | ,, ગોવર્ધનભાઇ શિવાભાઇ પટેલ, | ,, |
| ૧ | ,, માણેકલાલ જગજીવનદાસ ચોકસી, | વડોદરા |

કુલ ફાળાની લખણી રૂ. ૨૩૧૦૩–૭–૦, રોકડ રકમ રૂ. ૧૨૩૩૪–૭–૦

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૧૧:'૩૯

આશાભાઇ નરસિંહભાઇ પટેલ, મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

## ૨. 'મુંબઇ પાટીદાર સમાજ'

'મુંબઇ પાટીદાર સમાજ' સામે મી. ચીમનભાઇ સી. પટેલે 'પાટીદાર'ના ગયા આસોના અંકમાં જે આક્ષેપો (લખાણ ઉપરથી તો લાગે છે) કર્યા છે તે તેમના જેવા બુદ્ધિમાન પાટીદારને શરમાવે એવા છે. અને માસિકમાં ચર્ચાપત્ર લખવા ધસી જવાની તેમની વલણ અયોગ્ય તો છેજ. ચર્ચાપત્ર વાંચતાં એટલું ચોકસ થશે કે સમાજની ઑફીસ ક્યાં આવી છે તે તેઓ જાણે છે, એટલુંજ નહિ પરંતુ 'ઑફીમની છટાથી કામ કરે છે,' એવું પણ તેઓ જાણે છે. તે છતાં સમાજ વિષે વધુ માહિતી મેળવવાનું, તેના સભ્ય બનવાનું, કે પોતાની યોજનાને અમલમાં મૂકવામાં સમાજનો સહકાર માગવાનું સૌજન્ય પણ તેમણે દેખાડયું નથી. પાટીદાર કોમ ગરીબ છે અને તેનો ઉત્કર્ષ સાધવા માટે પગલાં લેવાની પણ જરૂર છે, પરંતુ માસિકમાં ચર્ચાપત્ર લખી કોઇ સંસ્થા ઉપર યોગ્ય કે અયોગ્ય આક્ષેપો કરવાથી તેમનો ઉપરનો ઉદ્દેશ બર આવશે કે? ફરજનો તેમને આજ ખ્યાલ હોય તો પ્રભુ સમાજને તેમના જેવા હિતચિંતકોથી બચાવે! પાટીદારોની ઉન્નતિ સાધવાનો ઇજારો કાંઇ 'પાટીદાર સમાજે' લીધો નથી. આ માર્ગે ઘણા વ્યક્તિગત રીતે પણ પ્રયાસ કરે છે અને તેમાં સહકાર તથા સહાનુભૂતિ મેળવે છે. તેમણે આવું કાંઇ કર્યું છે કે? ટ્રીપને લગતી તેમની ટીકા અને કહેવાતા પ્રમુખો અને સભ્યોનો ઉલ્લેખ તેમના જેવાને છાજે એવો નથી, કેમકે ચર્ચાપત્રની શરૂઆતમાંજ તેમણે એક મહાન નિયોજકને શરમાવે એવી સમાજઉત્કર્ષની યોજનાઓ રજુ કરી છે. પાટીદાર કોમના સાચા હિતચિંતક તેઓ હશે, એવી હું આશા રાખું છું. પરંતુ હિતચિંતક હોવાનો સ્વાંગ ધરી સમાજ સામે આક્ષેપોજ કરવાનો તેમનો ઉદ્દેશ હોય તો તો આ જવાબ આપવાનો અર્થ જ નથી. જો તેઓ સાચા હિતચિંતક હોય તો તેઓ જરૂર બહાર આવશે અને ચર્ચાપત્રના અંતમાં તેમણે પાટીદાર બંધુઓને જે અપીલ કરી છે તેની પહેલ તેઓ પોતાનાથીજ કરશે એવી હું આશા રાખું છું. 'પાટીદાર સમાજ' ઉપર કોઇનો ઇજારો નથી. 'મુંબઇ પાટીદાર સમાજ' એકલા ચરોતરના પાટીદારોની સંસ્થા નથી. તેમાં ખંભાત, સૂરત અને અન્ય સ્થળોના પાટીદારો પણ છે. સમાજનાં દ્વાર તમારે માટે પણ ખુલ્લાં છે અને તેમાં જોડાઇને તમારો કાર્યક્રમ સમાજ સમક્ષ રજુ કરી શકો છો.

મુંબઇ — મનસુખલાલ પી. પટેલ

## ૩. હિંદુસ્થાનમાં અપંગતા

આપણા દેશમાં માણસોની કેટલી દુરવસ્થા વધ્યે જતા છે તે નીચે આપેલી અપંગોની સંખ્યા ઉપરથી જણાશે:

| | સ. ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૩૧ |
|---|---|---|---|---|
| ગાંડાં | ૬૬ હજાર | ૮૧ હજાર | ૮૮ હજાર | ૧૨૧ હજાર |
| રક્તપિત્તિયાં | ૯૭ ,, | ૧૦૯ ,, | ૧૦૩ ,, | ૧૪૮ ,, |
| બહેરાં-મૂગાં | ૧૫૩ ,, | ૨૦૦ ,, | ૧૯૦ ,, | ૨૩૧ ,, |
| આંધળાં | ૩૫૪ ,, | ૪૪૪ ,, | ૪૮૦ ,, | ૬૦૨ ,, |

વસતિપત્રકમાં બરાબર આંકડો ન પણ નીકળે, છતાં યે ઉપરના આંકડાથી સ્પષ્ટ જણાય છે કે દેશમાં દિનપ્રતિદિન અપંગોની સંખ્યા વધતીજ જાય છે. તેનાં અનેક કારણોમાં દેશની વધતી જતી ગરિબાઇ એક મુખ્ય કારણ છે.

ઉમરવાર દર ૧૦૦૦૦ માણસોએ કેટલા અપંગ છે તે હવે જોઇએ:

| ઉમર | ગાંડાં | બહેરાં-મૂગાં | આંધળાં |
|---|---|---|---|
| ૦–૫ | ૩૨૫ | ૧૦૯૮ | ૫૦૦ |
| ૫–૧૦ | ૧૧૩૬ | ૨૫૯૮ | ૭૬૪ |
| ૧૦–૧૫ | ૧૫૨૨ | ૨૭૨૨ | ૮૪૬ |
| ૧૫–૨૦ | ૧૯૪૫ | ૨૦૮૨ | ૭૮૪ |
| ૨૦–૨૫ | ૧૯૪૨ | ૨૦૯૯ | ૮૫૬ |
| ૨૫–૩૦ | ૨૧૩૭ | ૧૮૦૬ | ૯૨૩ |
| ૩૦–૩૫ | ૨૩૫૦ | ૧૫૮૨ | ૯૫૯ |
| ૩૫–૪૦ | ૨૩૧૦ | ૧૨૫૦ | ૧૧૫૦ |
| ૪૦–૪૫ | ૨૦૭૬ | ૧૦૮૬ | ૧૨૪૬ |
| ૪૫–૫૦ | ૧૮૨૬ | ૮૧૦ | ૧૫૪૬ |
| ૫૦–૫૫ | ૧૩૫૬ | ૮૩૨ | ૧૬૯૯ |
| ૫૫–૬૦ | ૧૦૭૧ | ૫૭૨ | ૨૦૧૮ |

ઉપરના કોષ્ટકથી જણાશે કે જન્મ વખતે જે અપંગતા હોય છે તે ધીરે ધીરે વધ્યે જાય છે અને ભરજુવાનીમાં સૌથી વધારે હોય છે. આપણામાં કહેવત છે કે 'સાઠે બુદ્ધિ નાઠી,' પણ ઉપરના કોષ્ટકથી જણાય છે કે ૪૦ વર્ષની ઉમર સુધી ગાંડાંની સંખ્યા વધતીજ જાય છે, અને ત્યાર પછી બરાબર પાછી ઘટતી જાય છે. પણ આંધળાંની સંખ્યા તો ઠેઠ વૃદ્ધાવસ્થા સુધી

વધતી જ જાય છે. ખોરાકની તંગીને કારણે પણ એ હોય. આખા દેશમાં સ. ૧૯૩૧માં ૭ લાખ કરતાંયે કંઇક વધારે આંધળાં હતાં. વધ્યે જાય છે એ હિસાબે વખતે આજે આઠ લાખ આંધળાં હશે. આપણને એનું ભયંકર છતાં સાચું ભાન તો ત્યારેજ થાય કે એ બધાંને એક ઠેકાણે એકઠાં કર્યાં હોય; અને ત્યારે એ બધાંથી મદ્રાસ જેવડું એક શહેર અથવા લાહોર કે દિલ્હી જેવડાં બે શહેર અથવા નાગપુર, કાનપુર, કાશી, લખનૌ, પૂના કે પ્રયાગ જેવડાં ત્રણ શહેર વસી શકે!

હવે ૧૯૩૧માં એક લાખ માણસે દરેક પ્રાન્તમાં કેટલાં આંધળાં હતાં તે જોઇએ:

| | | | |
|---|---|---|---|
| ત્રાવણકોર | ૬૧ | મધ્ય પ્રાન્તો | ૨૭૩ |
| બંગાળ | ૭૩ | સંયુક્ત પ્રાન્તો | ૨૯૧ |
| મૈસુર | ૧૦૦ | વડોદરા | ૩૨૯ |
| વાયવ્ય પ્રાન્તો | ૧૦૨ | અજમેર–મેરવાડા | ૩૮૬ |
| કોચીન | ૧૩૧ | પશ્ચિમ હિંદનાં રાજ્યો | ૩૯૫ |
| પંજાબ | ૨૪૫ | સમસ્ત હિંદ | ૧૭૨ |

હવે દર લાખ પુરુષોમાં અને દર લાખ સ્ત્રીઓમાં આખા દેશમાં કેટલાં અંધ છે તે ઉમેદવાર જોઇએ:

| ઉમર | અંધ પુરુષ | અંધ સ્ત્રી | ઉમર | અંધ પુરુષ | અંધ સ્ત્રી |
|---|---|---|---|---|---|
| ૦– ૫ | ૮૪૪૩ | ૬૪૧૯ | ૪૦–૪૫ | ૧૭૩૧૦ | ૨૦૦૯૭ |
| ૫–૧૦ | ૧૩૪૪૩ | ૯૧૬૭ | ૪૫–૫૦ | ૨૦૮૩૦ | ૨૫૬૫૫ |
| ૧૦–૧૫ | ૧૪૩૫૯ | ૯૭૦૮ | ૫૦–૫૫ | ૨૧૩૬૩ | ૨૬૭૨૦ |
| ૧૫–૨૦ | ૧૩૩૭૫ | ૯૮૭૫ | ૫૫–૬૦ | ૨૫૮૨૫ | ૩૫૦૦૯ |
| ૨૦–૨૫ | ૧૪૨૨૦ | ૧૧૦૬૪ | ૬૦–૬૫ | ૨૬૧૬૮ | ૩૫૪૭૦ |
| ૨૫–૩૦ | ૧૪૩૪૩ | ૧૩૧૯૮ | ૬૫–૭૦ | ૨૦૦૩૮ | ૨૫૪૪૨ |
| ૩૦–૩૫ | ૧૪૨૨૬ | ૧૪૪૩૫ | તે ઉપરનાં | ૪૩૭૦૫ | ૫૫૩૨૩ |
| ૩૫–૪૦ | ૧૬૧૪૨ | ૧૮૩૫૭ | | | |

ઉપરના કોષ્ટકથી જણાશે કે પુરુષો કરતાં સ્ત્રીઓ ઓછી સંખ્યામાં અંધ જન્મે છે; ઉમરે આવતાં ધીરે ધીરે બંનેની સંખ્યામાં વધારો થતો જાય છે, પણ પુરુષોની સંખ્યામાં જેટલો વધારો થતો જાય છે તેના કરતાં સ્ત્રીઓની સંખ્યામાં ખૂબ વેગથી વધારો થાય છે. આનાં અનેક કારણો હશે, પણ તરત તરી આવે એવાં ત્રણ છે: (૧) પુરુષ કરતાં સ્ત્રી[illegible] હલકો હોય

(૨) દેશના ઘણા ભાગમાં સ્ત્રીઓને પડદો પાળવો પડે છે, પણ તેથીયે વધારે તો (૩) આપણા દેશમાં સર્વત્ર ઘરોની બાંધણી એવી છે કે તેમાં બરાબર હવાપ્રકાશ આવે નહિ અને અંધારાં ધુમાડિયાં રસોડાંમાં સ્ત્રીઓને રસોઇ કરવી પડે છે. સમાજસેવકો કંઇ વિચારશે?

('Modern Review'ના સન ૧૯૩૯ના નવેમ્બેરના અંકમાં આવેલા ડૉ. બી. જી. ધારેના લેખને આધારે).

## ૪. પાટીદાર બેનો માટે નિબંધની જાહેર હરીફાઇ

**વિષય:** બાળમાંથી થતાં નુકસાન અને તે અટકાવવા બેનો શું શું કરી શકે?

ઉપયોગી વિષયો ઉપર પાટીદાર બેનો પાસે નિબંધ લખાવી સારો નિબંધ લખનાર બેનને ઇનામ આપવા ડેમોલના પટેલ હરમાનભાઇ શિવાભાઇ તરફથી રૂ. ૩૦૦નું ન્યાસ મળ્યું છે. એ ન્યાસના વ્યાજમાંથી સૌથી સારો ઉપર જણાવેલો નિબંધ લખનારને રૂ. ૬, બીજે નંબરે આવનારને રૂ. ૩ ને ત્રીજે નંબરે આવનારને રૂ. ૧॥ ઇનામ મળશે. નિબંધ હરીફાઇને યોગ્ય નહિ હોય તો ઇનામની રકમમાં ફેરફાર થશે. આવેલા નિબંધો તપાસવા નીચે પ્રમાણે સભ્યોની એક સમિતિ નિમી છે:

શ્રી. શારદાબેન જયંતિલાલ મઝમુદાર, બી. એ.
શ્રી. મૃદુલાબેન ભીખાભાઇ પટેલ, બી. એ.
શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, તંત્રી, પાટીદાર

ઇનામનો નિર્ણય કરતી વખતે લેખિકા બેનનો અભ્યાસ પણ લક્ષમાં લેવાશે. અને જરૂર જણાશે તો આઠ આનાની કિંમતનાં એવાં ત્રણ ઇનામ ઉત્તેજન માટે પણ અપાશે. આખો નિબંધ વા તેમાંના જરૂરી ભાગો 'પાટીદાર'માં ને 'ચરોતર'માં પ્રકટ કરવામાં આવશે.

નિબંધની હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છતી બેનોએ પોતાનો નિબંધ અમને ૧૯૪૦ના જાન્યુઆરીની પંદરમી તારીખ સુધીમાં મળે તેમ મોકલી આપવો. નિબંધ લખનાર બેનને પોતાનું આખું સરનામું, પોતાનો હાલનો ધંધો, પોતે કરેલો અભ્યાસ અને પોતાની ઉંમર મથાળે જણાવવા, તેમજ નિબંધ ૭ અર્ધા ફુલસ્કેપ કાગળથી વધારે નહિ એવી રીતે એક બાજુ શાહીથી સારે અક્ષરે હાંસિયો રાખી લખવા વિજ્ઞપ્તિ છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ, તા. ૯:૧૧:'૩૯

આશાભાઇ નરસિંહભાઇ પટેલ
મંત્રી, ચ. એ. સોસાયટી

# ગ્રંથપરિચય

૫. કેળવણીના પાયા, ત્રીજી સુધારેલી આવૃત્તિ – જગનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ ૪: લેખક – કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પૃષ્ઠ ૩૨+૩૩૩, કિંમત એક રૂપિયો.

કેળવણીના મૂળભૂત સિદ્ધાન્તો વિષે આ શાસ્ત્રીય ગ્રંથ નથી, પણ કેળવણી-વિષયક નિબંધોનો સંગ્રહ છે. એમાં બે વિભાગ છે: પહેલામાં કેળવણીના તત્ત્વજ્ઞાન વિષે અઢાર નિબંધો છે, અને બીજામાં કેટલાક વ્યવહારુ પ્રશ્નો વિષે આઠ નિબંધો છે.

આમાંના કેટલાક નિબંધો પ્રાસંગિક લેખો જેવા છે, કેટલાક ટૂંકી નોંધો જેવા છે, અને કેટલાક વિસ્તારથી લખેલા છે. વિષયનું સાંગોપાંગ નિરૂપણ કરવાને બદલે પ્રચલિત ખ્યાલોની અપૂર્ણતા પૂરી તે શુદ્ધ કરવાનો પ્રયત્ન વિશેષ જણાય છે. વિશાળ વાચકવર્ગને ઉદ્દેશીને નહિ, પણ પોતાના મિત્રમંડળ સમક્ષ પોતાની સમજ વિશદ કરવા અને પોતાના નિર્ણયોનું પૃથક્કરણ કરવા લેખક મથતા હોય એમ છાપ પડે છે. આથી આ પુસ્તક સામાન્ય વાચકને નહિ સમજાય એમ લાગે છે. એને સમજવા માટે આધુનિક વિજ્ઞાન અને કેળવણીના સિદ્ધાન્તોનું જ્ઞાન તથા સત્યશોધકની વિશુદ્ધ દૃષ્ટિ આવશ્યક છે.

લેખક વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુ અને વૈજ્ઞાનિક ચિત્તવૃત્તિના હિમાયતી છે. સત્ય માત્રને અવલોકન અને અનુભવની કસોટીએ ચઢાવવાનો તે આગ્રહ રાખે છે. એમની દૃષ્ટિ એટલી વેધક છે કે એક તીક્ષ્ણ શસ્ત્રની પેઠે તે સિદ્ધાન્તોનું રસિક પૃથક્કરણ કરે છે. પૃથક્કરણ એટલું સૂક્ષ્મ હોય છે કે સામાન્ય વાચકને તે ઝીણું કાંતવા જેવું લાગે; પરંતુ પૃથક્કરણ કરીને તે અટકતા નથી, તેમાંથી તે નિર્ણયો તારવી આપે છે. આ નિર્ણયો જૂનાં મૂલ્યને નવીન રીતે રજૂ કરે છે, એ લેખકની ખૂબી અને મૌલિકતા છે. એ નિર્ણયો જાણવાનો આનંદ પુસ્તક વાંચવાનો શ્રમ લીધાનું સાફલ્ય છે.

આખું પુસ્તક છૂટાછવાયા વિષયો ઉપર લખાએલા નિબંધોનો સંગ્રહ છે. પરંતુ એમની પાછળ એક ચોક્કસ આદર્શની હિમાયત રહેલી છે. "'જેમ સોય કેડે દોરો ચાલી આવે,' તેમ આ નિબંધોની પાછળ એકજ પ્રધાન વિચાર માલુમ પડી આવશે. તે દૈવી સંપત્તિઓના ઉત્કર્ષનો, ચિત્તના ગુણવિકાસનો, વિવેકબુદ્ધિની શુદ્ધિનો" (પ્રસ્તાવના, પૃષ્ઠ ૨૪). લેખકની જીવન વિષેની દૃષ્ટિ એટલામાં આવી જાય છે, અને કેળવણીને પણ તે એજ દૃષ્ટિ આપે છે. પાશ્ચાત્ય માનસશાસ્ત્રના વાતાવરણમાં રમી રહેલા વાચકને આ દૃષ્ટિ દ્વારા

કેળવણીમાં ધાર્મિક તત્ત્વજ્ઞાન પ્રવેશ કરતું લાગશે. વસ્તુતઃ એમ જ છે અને એ ઇષ્ટ પણ છે.

પરંતુ કેળવણી વ્યક્તિને આત્મવિકાસને રસ્તે વાળે એટલું બસ નથી. આત્મવિકાસ સાધનાર વ્યક્તિએ સમાજના એક અંગ બનવાનું છે, એ હકીકત લેખક દૃષ્ટિ સમક્ષ રાખે છે અને આ દૃષ્ટિએ સર્વ વિકાસનું અંતિમ ધ્યેય વિવેકબુદ્ધિનો વિકાસ, એમ તે જણાવે છે. "અણીશુદ્ધ વિવેકી જીવન એ જ, મારા વિચારથી, જીવનમુક્તિનું પ્રગટ લક્ષણ છે." "વિવેકના ઉત્કર્ષને હું જીવનનું અને તેથી કેળવણીનું અંતિમ ધ્યેય માનું છું" (પૃ. ૨૯).

બીજા વિભાગમાંનો 'સ્ત્રીકેળવણી'વાળો નિબંધ બહુ મહત્ત્વનો છે. તેનો બહોળો પ્રચાર થવો ઘટે છે.

આખા પુસ્તકમાં 'ઇતિહાસ વિષે દૃષ્ટિ' એ લેખ સૌથી વધુ દુર્બોધ છેઃ એ લેખ નથી, પણ ટાંચણ છે. વિષયના જ્ઞાન સિવાય એમાંથી લેખકનું વક્તવ્ય બરાબર સમજવું વાચકને માટે મુશ્કેલ છે. એ વિચારોને વ્યવસ્થિત રીતે ગોઠવીને ફરી લખવામાં આવે તો સારું.

આવા વિષયનાં તરજુમિયાં લખાણોના આપણા જમાનામાં આવાં પુસ્તકો વાંચતાં આનંદ થાય છે. દિલગીરી માત્ર એટલી જ છે કે હજુ આપણે લંડન-કેમ્બ્રિજનાં પાઠ્યપુસ્તકોની પકડમાંથી છટકી શકતા નથી – જ્યાં સુધી આપણી યુનિવર્સિટી આવાં પુસ્તકોને આવકારે નહિ, ત્યાં સુધી એમની અસર વ્યાપક થવાની નહિ. છતાં આ પુસ્તક ત્રીજી આવૃત્તિ સુધી પહોંચ્યું છે તે શુભ ચિહ્ન છે. કેળવણીશાસ્ત્રના અભ્યાસીને એનો પરિચય સાધવા ભલામણ છે.

૬. કાવ્યપરિચય – ભા. ૧લો, ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ. ૧૧: સંગ્રાહક – રામનારાયણ વિ. પાઠક અને નગીનદાસ ના. પારેખ; પૃષ્ઠ ૧૬ + ૨૨૩, કિંમત દસ આના.

ગુજરાત વિદ્યાપીઠના વિનયમંદિરના બીજા અને ત્રીજા ધોરણ માટે યોજાએલા પાઠ્યપુસ્તકનું આ ત્રીજું મુદ્રણ અને બીજું સંસ્કરણ છે. આ સંસ્કરણમાં કેટલાંક કાવ્યોનો ઉમેરો થયો છે અને કેટલાંક કમી થયાં છે. ટિપ્પણ ઉમેર્યું છે અને અનુક્રમણિકામાં કાવ્યોની પંક્તિસંખ્યા મૂકી છે. આ ફેરફારોથી પુસ્તકની ઉપયોગિતા વધશે.

સંગ્રહમાં નરસિંહ મહેતાથી માંડી ઇન્દુલાલ ગાંધી સુધીના "૩૪ કવિઓની ૯૫ કવિતાઓ સંગ્રહાઇ છે, અને કુલ પંક્તિસંખ્યા ૪૦૨૩ની થઇ છે." કવિતાઓની પસંદગીના ઔચિત્ય વિષે રુચિભેદ અને મતભેદ રહેવાનો. પરંતુ

એની પાછળ રહેલી દૃષ્ટિ, જે પ્રસ્તાવનામાં સમજાવી છે તે, સાચી છે.

કેટલાક અપવાદ સિવાય દરેક જાણીતા કવિનાં કાવ્યોની સંખ્યા ઠીક પ્રમાણમાં આપી છે, જેથી રસની વિવિધતા મળશે અને પસંદગીને અવકાશ રહેશે. 'લોકસાહિત્ય'માં કાઠિયાવાડી કાવ્યો ઉપરાંત એકબે અન્ય પ્રાન્તીય નમુના આપ્યા હોય તો બીજા પ્રાન્તના તેવા સાહિત્યના અસ્તિત્વ વિષે વાચકનું ધ્યાન ખેંચાય. કાન્ત, ખબરદાર, મેઘાણી, સુન્દરમ્ અને ઇન્દુલાલ ગાંધીનાં કાવ્યો એકથી વધુ આપ્યાં હોય તો સંગ્રહ વધુ સમપ્રમાણ બને અને શીખનારને નવીન કવિતાનો સાચો પરિચય થાય. બળવન્તરાય ઠાકોરથી માંડી ઠેઠ નગીનદાસ સુધીનાં ૨૪ કાવ્યો પૈકી આઠેક એક યા બીજા પ્રકારના અનુવાદો છે, અને કેટલાક એક બીજાની પાછળ આવે છે. આ કદાચ અકસ્માત હશે, પરંતુ વિદ્યાર્થીને એથી નવીન કવિતા વિષે ખોટો ખ્યાલ બંધાવા સંભવ છે. આ દૃષ્ટિએ પણ નવીન કાવ્યોની સંખ્યા વધારવાની ઉપરની સૂચના વિચારવા જેવી છે.

ટિપ્પણ શિક્ષકને મદદ કરવા લખાયું છે તે બરાબર છે. પરંતુ આપણા શિક્ષકોને એથી ઘણી વધારે મદદની જરૂર રહે છે. અને આ સંગ્રહ મોટે ભાગે મેટ્રીક થએલ શિક્ષકોજ વાપરશે, એ જોતાં વધું માર્ગદર્શન મળે તો સારૂં. આ હેતુથી, કાવ્ય સમજવામાં તેમજ સમજાવવામાં મદદ થાય તેવી માહિતી આપતાં પુસ્તકોની માર્ગસૂચક યાદી ટિપ્પણને અંતે મૂકવાની પ્રથા શરૂ કરવામાં આવે તો તે શિક્ષકવર્ગને ઉપકારક થશે.

આ સંગ્રહ ઐતિહાસિક ક્રમે ગોઠવ્યો છે, અને આપણાં સાહિત્યશિક્ષણનાં પાઠ્યપુસ્તકો એ ક્રમેજ ગોઠવવાની પ્રથા—જોકે કેટલાંકમાં બદલાતી જોવામાં આવે છે છતાં—હજી ચાલુ છે. કેળવણીમાં વિદ્યાર્થીની જરૂરિયાત કરતાં શિખવનારની માન્યતાઓનું દૃષ્ટિબિંદુ હજી પ્રધાનપદે છે એનું એ સૂચક છે. આથી સામાન્ય રીતે સાહિત્યનું શિક્ષણ પ્રાચીનમાંથી અર્વાચીન તરફ જાય છે, અને તેથી સાહિત્યના આધુનિક પ્રકારોનો પરિચય વિદ્યાર્થીને ઘણો મોડો થાય છે. આપણા વિદ્યાર્થીઓની સાહિત્યનો ઊંડો અભ્યાસ કરવાની અશક્તિનું કારણ આ પ્રથામાં રહેલું છે. જો વિદ્યાર્થીમાં રસવૃત્તિ ખીલવવી હોય તો સાહિત્યનો ઐતિહાસિક ક્રમ અને કવિનું મહત્ત્વ બાજુએ રાખી, શરૂઆતમાં તો વિદ્યાર્થીની ઉમરને અનુકૂળ સાચી—જૂની તેમજ નવી—કવિતાનું પરિશીલનજ વિવિધ રીતે કરાવવું જોઈએ. એમ થયા પછીજ ઐતિહાસિક ક્રમ રજૂ કરવો જોઈએ. નીચલાં ધોરણો માટે કાવ્યસંગ્રહો યોજવામાં આ દૃષ્ટિ

રખાવી જોઈએ. આ અને આવા અનેક પ્રશ્નોની આપણી જરૂરિયાતોની દૃષ્ટિએ ચોખવટ કરવાનો સમય પાકી ગયો છે. આ સંગ્રહના વિદ્વાન અધ્યાપકો પાસેથી એ દિશામાં માર્ગદર્શનની અપેક્ષા ન રાખી શકાય ?

આ સંગ્રહનો આપણી શાળાઓ લાભ લે એમ સૂચવવાની ભાગ્યે જ જરૂર હોય.

ઉપરનાં બંને પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

તા. ૨૯:૧૦:'૩૯ પુરુષોત્તમ છ. શાહ

---

## પ્રસંગકથા

### બાપા જયંતી

શ્રી. અમૃતલાલ ઠક્કરને ન ઓળખે એવું સમસ્ત ભારતમાં કોણ હશે? હિંદ સેવાસમાજના (Servants of India Societyના) એ સભ્ય છે, પણ તેમાંયે શ્વેત વસ્ત્રે સંન્યાસી તો એ એકલા જ છે. તેમણે દેશની દલિત કોમોનો ઉદ્ધાર કરવા માટે ભખ લીધો છે. એ કોમોના એ પિતા બની રહ્યા છે અને તેથી તો દેશે તેમનો 'ઠક્કરબાપા'ને નામે પૂજ્યા છે. ગાંધીજીના પ્રિય હરિજનોના ઉદ્ધાર માટેના પણ એમના પ્રયત્ન અજોડ છે અને તેથી તો ગાંધીજીએ એમને 'ઢેડગોર' કહ્યા છે. એ ઠક્કર બાપાને આ નવેમ્બરની ૨૯મી તારીખે ૭૦ વર્ષ પૂરાં થાય છે. છતાંયે 'સાઠે બુદ્ધિ નાઠી.' એમ કહેનાર વાતડાહ્યા જુવાનિયાને શરમાવે એવી કંઇ અનેક ગણી શક્તિ દાખવી તેઓ દલિતસેવા ને સમાજસેવા કરી રહ્યા છે. એ નિરાડંબર વિરલ મહાસેવકની ૭૦ વર્ષની જયંતીને પ્રસંગે હરિજન કાર્યને સારૂ તેમને રૂ. ૭૦૦૦૦ની થેલી અર્પણ કરવાની યોજના થઇ છે. પૂ. ગાંધીજી, રાષ્ટ્રપતિ રાજેન્દ્રલાલ, સરદાર વલ્લભભાઇ, વગેરે દેશનેતાઓએ એ યોજનાને વધાવી લેઇ, તા. ૨૯મી પહેલાં રૂ. ૭૦૦૦૦ પૂરા કરી દેવાનો દેશજનોને આગ્રહ કર્યો છે. આશા છે કે ઠક્કરબાપાના સેવાસમુદ્રમાં પોતાનું ગમે તો એક ટીપું પણ રેડવાને અર્થે યથાશક્તિ કંઇક દ્રવ્ય આપવા કોઇ પાછું નહિજ પડે. નાણાં ભરનારે (૧) પોતાના જિલ્લાના હરિજનસેવકસંઘ, (૨) હરિજનનિવાસ, કિંગ્ઝ વે. દિલ્હી, (૩) હરિજન આશ્રમ, સાબરમતી, (૪) મહાત્મા ગાંધી આશ્રમ, સેગાંવ, જિલ્લે વર્ધા, અથવા તો (૫) શ્રી. લક્ષ્મીદાસ મ. શ્રીકાન્ત, શ્રીભવન, સેણ્ડહર્સ્ટ રોડ, મુંબઇ, એમાંથી કોઇ પણ અનુકૂળ સ્થાને પોતાનાં નાણાં મોકલવાં.

### વિદેશમાં પાટીદાર લગ્ન

ધર્મજના માસ્તર મંગળભાઇ તુળસીભાઇના પૌત્ર ભાઇ આંબાભાઇ પ્રભુદાસ (કેન્યા) મોમ્બાસામાં રહે છે. તે ભાઇ મેટ્રીક્યુલેટેડ છે અને તેમની ઉમર ૨૪ વર્ષની છે. તેમનાં લગ્ન તા. ૨૧:૭:'૩૯ને રોજ નાઇરોબીમાં કરમસદના ભાઇ ચુનીભાઇ મંગળભાઈનાં પુત્રી બેન શાન્તાબેન સાથે થયાં. બેન શાન્તાબેને ગુરુકુળમાં અભ્યાસ કર્યો છે અને તેમની ઉમર ૧૭ વર્ષની છે. ભાઇ ચુનીભાઇ રેલ્વેમાં નોકરી કરતા હતા અને ત્યાંથી નિવૃત્ત થઇ નાન્યુકીમાં પ્રોવીઝનનો વેપાર કરે છે. એ લગ્નક્રિયા આર્યસમાજને સાદી વિધિએ થઇ હતી. પરસ્પર કંઇ લેવડદેવડ થઇ નહોતી, પણ જમણવારને પ્રસંગે કન્યાપિતાએ ખૂબ ઠાઠ કરીને પૈસાનો–ધાનનો–ધુમાડો કર્યો હતો! છતાં તે પ્રમાણમાં શું ધર્મદાન કર્યું તે જણાયું નથી. મોટે ખર્ચે દેશમાં આવી લગ્નવિધિ કરવો તેના કરતાં જ્યાં હોય ત્યાંજ સાદે વિધિએ લગ્ન કરવું એ તો સ્તુત્યજ છે, પણ વળી બહારના ભપકામાં ધન વેડફી નાખવું એ તો 'ગઢવી જ્યાંના ત્યાં' જેવું થાય. ભાઇઓ ચેતો!

### કરમસદમાં પ્રેતભોજનને રૂખસદ

કરમસદના ભાઇ પ્રભુદાસ દલાભાઇ પટેલ ૭૫ વર્ષની ઉમરે ગયા આસો સુદિ ૧૦મને રોજ વગર માંદવાડે એકાએક હૃદય બંધ પડી જવાથી ગુજરી ગયા. એમણે ઘણા લાંબા વખત સુધી શાળાખાતામાં નોકરી કરી હતી ને ત્યાર પછી એ નિવૃત્ત થયા હતા. એમને આર્યસમાજના સિદ્ધાન્તોના સંસ્કાર લાગ્યા હતા. તેમના સૌથી મોટા પુત્ર ભાઇ અંબાલાલ ચોકસી નડીઆદમાં સોનારૂપાના દાગીનાનો વેપાર કરે છે. એમને પણ આર્યસમાજના સિદ્ધાન્તોમાં શ્રદ્ધા છે અને ચરોતર પ્રદેશ આર્યસમાજના કોશાધ્યક્ષ છે. આથી સમજી શકાય કે એ ભાઇ પિતાના મરણને પ્રસંગે ધાર્મિક મનાતી પણ સાચી રીતે તો વહેમી ક્રિયા નજ કરે, પ્રેતભોજન પણ નજ જમાડે. અને ખરેજ, તેમણે નથી તો એવી કોઇ ક્રિયા કરી કે નથી તો પ્રેતભોજન જમાડ્યું. જૂના સમાજને નવે માર્ગે દઢ કરવા લીધેલા આ પગલાને માટે એ ભાઇ અંબાલાલ ખરેજ ધન્યવાદને પાત્ર છે.

### દેશસ્વાતંત્ર્ય અને મુસ્લીમ લીગ

યુરોપમાં સંગ્રામ જાગ્યો અને ઈંગ્લેન્ડ પોતાને પાપે તેમાં સપડાયું; તેણે પોતાની સાથે સંડોવવા હિંદુસ્થાનને આગ્રહ કર્યો. મહાસભાએ સાચીજ રીતે કહ્યું કે 'જ્યાં સુધી હિંદુસ્થાન ગુલામ દેશ છે, એટલે જ્યાં સુધી આત્મનિર્ણય કરવાનો એને અધિકાર નથી ત્યાં સુધી અંગ્રેજને એ સંગ્રામમાં મદદ કરવાનો

પણ નિર્ણય શી રીતે કરી શકે? પ્રથમ હિંદને સ્વાધીનતા આપો, પછી એ નિર્ણય કરે.' ઇંગ્લેન્ડ હિંદના એ દાવાનો ઇનકાર કરી શકતું નથી અને આવો વિશાળ રસાળ દેશ તેને છોડવો પણ નથી. એટલે એણે બહાનું કાઢયું કે મહાસભા ને મુસ્લીમ લીગ વચ્ચે જે કુસંપ છે, તે ટાળીને આવો તો કંઇક વિચારીએ. મહાસભાએ મુસ્લીમ લીગના પ્રણેતા મી. ઝીણાને મનાવવા પ્રયત્ન કર્યા, હજીયે કરે છે. પણ જેમ જેમ તે મનાવા જાય છે તેમ તેમ મી. ઝીણાના મિજાજનો પારો ઊંચોજ ચઢતો જાય છે. એમના પેટમાં શું દુખતું હશે તે તો વખતે એમને પોતાનેય ખબર નહિ હશે! પણ બધા પ્રયત્ન વ્યર્થ જ છે. મુસ્લીમ લીગને મહાસભા સાથે કંઇયે લેવાદેવા ન હોઇ શકે, હોય તો હિંદુઓ સાથે અને તેથી હિંદુ મહાસભા સાથે. અને મહાસભાએ સરકારને ને મુસ્લીમ લીગને જણાવી દેવું ઘટે કે મુસ્લીમ લીગે પોતાના મતભેદની જોડતોડ તો હિંદુ મહાસભા સાથે કરી લેવી ઘટે. બાકી આમ હિંદુઓને દુભવીને પણ મી. ઝીણાને ઓળખવા, એ તો અવળો રાહ છે. સરકારના અવળા ઉત્તરને પરિણામે મહાસભાવાદી પ્રધાનમંડળોએ રાજીનામાં આપી ગવર્નરોને ગળે રાજ્યકારભાર બેસી દીધો છે એ તો યોગ્યજ કર્યું છે. હવે મી. ઝીણાની ને મુસ્લીમ લીગની તાકાત હોય તો એ પ્રધાનપદાં સંભાળી લેઇને પોતાની વહાલી સરકારની ચિંતાને દૂર કરે. મહાસભા સમજતી છતાં જાણે સમજતી નથી કે દેશના સૌ મુસલમાનો મુસ્લીમ લીગને ને મી. ઝીણાને પોતાના પ્રતિનિધિ રૂપે માનતા નથી. ત્યારે એવા સૌ દેશપ્રેમી મુસલમાનોનો અને તેમનાં મંડળોનો આજે ધર્મ છે કે સરકારને ને દેશને કહી દે કે મુસ્લીમ લીગને અમે અમારા પ્રતિનિધિ માનતા નથી અને તેમના મતને અમારો ટેકો નથી, મહાસભાજ અમારૂં સાચું પ્રતિનિધિત્વ સાચવે છે.

## પોલીસ પટેલો

મુંબઇ ધારાસભાની તા. ૯:૧૧:'૩૯ની બેઠકમાં નડિયાદના ભાઇ બાબુભાઇ જશભાઇ પટેલે એવો પ્રસ્તાવ આણ્યો કે ગામોમાં આજે પોલીસ પટેલ વંશપરંપરાગત નીમવાની જે વ્યવસ્થા છે તેથી ઘણું નુકશાન થાય છે, માટે લાયકાતને ધોરણે પોલીસ પટેલ નીમવો. શ્રી. બી. કે. ગાયકવાડે સુધારો મૂક્યો કે આ નિયમ મહેસુલી પટેલને પણ લાગુ પાડવો. પણ હું તો એમ પણ કહું કે લાયકાતને ધોરણે પણ તેમને નીમવા શા માટે? એ નીમાવાના તે પણ અમલદારોના તરંગ ઉપર, એમાંય લાગવગ તો લાગવાની જ. ત્યારે એના કરતાં વંશપરંપરાગત શા ખોટા? થવું તો એમ જોઇએ કે ગામલોક ગામપંચાયતો માટે પંચોને ચૂંટી કાઢે અને તે પંચાયતના પ્રમુખ અને

ઉપપ્રમુખ અનુક્રમે બને પ્રકારના પટેલ થાય. પરિણામે ગામલોકની સેવા કરવાની તેમને વૃત્તિ થાય. અત્યારે તો અમલદારોની ખુશામદ કરી એ પટેલો દહાડા કાઢે છે!

### ઇંગ્લૅણ્ડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓ

હિંદુસ્થાન વતીના હાઇ કમીશનરે ઇંગ્લૅણ્ડમાં ભણતા હિંદી વિદ્યાર્થીઓની કેળવણી સંબંધે ૧૯૩૭–૩૮નો અહેવાલ પ્રકટ કર્યો છે, તે ઉપરથી જણાય છે કે એ દેશમાં હિંદી ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા વર્ષપ્રતિવર્ષ વધતી જ જાય છે; આગલે વર્ષે ૧૪૭૭ની હતી, અહેવાલને વર્ષે ૧૫૬૬ની થઇ. ડેપ્યુટી હાઇ કમીશનર મી. લાલ જણાવે છે કે દરેક વિદ્યાર્થીનો વાર્ષિક ખર્ચ ૨૫૦થી ૩૦૦ પૌંડ ગણતાં ત્યાંના બધા વિદ્યાર્થીઓ પાછળ આશરે ૫ લાખ પૌંડ એટલે ૬૦–૭૦ લાખ રૂપિયા ખર્ચ થાય, અને પૂછે છે કે એવડી મોટી રકમનો બદલો હિંદુસ્થાનને કેવી રીતે મળી રહે? વળી ઇંગ્લૅણ્ડ ઉપરાંત જર્મનિમાં, જાપાનમાં અને અમેરિકામાં પણ હિંદી વિદ્યાર્થીઓ ભણવા જાય છે, એમનો ખર્ચ ઉમેરતાં તો કેવડી મોટી રકમ થઇ જાય! ત્યાં શિખવાતા વિષયો શીખવવા માટે આ દેશમાં પણ વિદ્યાપીઠો સ્થપાય તો કેટલાક વિદ્યાર્થીઓ ત્યાં જતા અટકે એ ખરૂં, પણ મોટે ભાગે તો વિદ્યાર્થીઓ એટલા જ માટે ભણવા જાય છે કે પરદેશી ડીગ્રીઓ ધરાવનાર વિદ્યાર્થીમાં વધારે બુદ્ધિ ને વધારે શક્તિ આવે છે એવો ખોટો ખ્યાલ અને મોહ ભરાઇ બેઠો છે. મી. લાલ તો એટલે સુધી જણાવે છે કે ત્યાં જનાર અનેક વિદ્યાર્થીને પોતાના હેતુનું અને પોતાના ભણતરથી પોતાને થનાર લાભનું કે ઉપયોગનું સ્પષ્ટ ભાન પણ નથી હોતું. હા વિલાયતની ભણતર!

### "પરદેશી ડીગ્રીઓનો મોહ

"મુંબઇ, તા. ૨જી સપ્ટેમ્બર. સરકારે જોયું છે કે ટેકનીકલ ન હોય એવા વિષયની પણ તાલીમ લેવા માટે હિંદી વિદ્યાર્થીઓ ઇંગ્લૅણ્ડ જાય છે. જેમ કે, શિક્ષકોની ડિપ્લોમા મેળવવા માટે અને આર્થિક તથા બીજા વિષયોના અભ્યાસ માટે જાય છે. મુંબઇ સરકાર માને છે કે ઇલાકામાં કેળવણીની એટલી પ્રગતિ થઇ છે કે આવા વિષયો માટે ઇંગ્લૅણ્ડ જવાની જરૂર નથી. પણ વિદ્યાર્થીઓને એવો કંઇક ખ્યાલ હોય છે કે ઇંગ્લૅણ્ડની ડિગ્રી મળે તો હિંદમાં નોકરી મળતાં તેમને પસંદગી મળે. સરકાર આ ભ્રમ દૂર કરવા માગે છે, એની ડિગ્રીઓથી જ કંઇ નોકરીમાં પસંદગી નહિ મળે. સરકાર એ સલાહ આપે છે કે વિદ્યાર્થીઓએ માત્ર ટેકનીકલ તાલીમ લેવી હોય તો જ ઇંગ્લૅણ્ડ કે પરદેશ જવું. જેઓ જવા માગતા હોય તેમના ઉપર સરકાર કશો અંકુશ

મૂકવા માગતી નથી, તેમ મુસાફરીના જે લાભ થાય તે માટે વિદ્યાર્થીઓ જતા હોય તો ભલે, પણ પસંદગીનો ખ્યાલ કાઢી નાખે એટલા પૂરતીજ આ ચેતવણી આપવામાં આવે છે. ('મુંબઇ સમાચાર', તા. ૪:૧૦:'૩૯). ખરેજ, વખતસરની અને સાચી આ ચેતવણી છે. ચેતવું હોય તે ચેતે. બાકી તો વિલાયત ભણી આવેલામાંથી અનેકો કેટલું કમાય છે એ તો ઉઘાડી આંખે જોનાર સૌ જુએ છે! ઘણા તો પોતાની પાછળ થએલા ખર્ચનું વ્યાજ પણ વાળી શકતા નથી તો પછી મૂડીની તો વાતજ શી! અને વળી દેશમાં આવી અહીંના યુવકોને વિલાયતના અનેક ઝેરી ચેપ વળગાડે છે!

**ઉદ્યોગદ્વારા વ્યાયામશિક્ષણ**

વિલાયતનો એક ચેપ તો ક્રિકેટ-મેચોનો છે. દેશનાં કરોડો જ્યારે ભૂખે મરે છે, નાગાં ફરે છે, હોળીના ભડકામાં ભડભડ બળે છે, ત્યારે ક્રિકેટ-મેચોના ખેલનારા વિલાયતી ઠઠારામાં ગમી દિવાળી ઉડાવે છે! વિલાયતી માનસ વાળાએ લોકને દેશનાં નાગાંભૂખ્યાંની પરવા જ કયાં છે! પણ એમની વાત આજે કરવી નથી. આજે શાળાઓમાં વ્યાયામની જે કેળવણી અપાય છે તે કેળવણી લેનારનાં માનસ પણ મોટે ભાગે ઉન્નત થતાં નથી. અખાડાનાં સંમેલનોમાં બબે મણનાં વજન ઉપાડી તાળીઓ પડાવનાર વ્યાયામવીરોને પાંચ શેરનું પોટલું લેઇને સ્ટેશને જવામાં કે ઘેર જઇ પિતાને મદદ કરવા ખેતરમાં જવામાં નાનમ લાગે છે! આ પ્રકારના હીન માનસનો એકજ ઉપાય મને જડે છે. જેમ બૌદ્ધિક કેળવણી ઉત્પાદક ઉદ્યોગો દ્વારાજ સારી ને સાચી રીતે લેઇ શકાય એમ ગાંધીજીને સૂઝ્યું, તેમ શારીરિક કેળવણી પણ ઉત્પાદક ઉદ્યોગો દ્વારાજ સારી ને સાચી રીતે લેઇ શકાય એમ વ્યાયામ કેળવણીના નેતાઓને સૂઝવું ઘટે. આપણા દેશમાં સામાન્ય ઘરની સ્ત્રીઓ ઘરનું ઘણુંખરૂં કામ જાતેજ કરે છે અને એ ઉત્પાદક કેળવણીથી તેમનાં શરીર સ્વસ્થ રહે છે, તેમને અખાડાની વ્યાયામ કેળવણી લેવાની જરૂર રહેતી નથી. તેમજ વિદ્યાર્થીઓને ખેતી કરાવવી, ઝાડ કપાવવાં, સુથારી લુહારી કામ કરાવવું અને શરીરના સૌ ભાગોને યોગ્ય કેળવણી આપી પરસેવો પડાવવો એમાંજ ખરી ને સાચી વ્યાયામ કેળવણી છે. બાકી આજની વ્યાયામ કેળવણી તો બેઠાંખાઉ યુવકોને અન્ન પચાવવાની ક્રિયામાત્ર છે! વ્યાયામ કેળવણીના નેતાઓ કંઇ વિચારશે?

**જોઇએ છે લોકસેવકો**

વ્યાયામવીરોને ખોટું લગાડવા નથી કહેતો, પણ મને વસે છે એ સાચું જ કહું છું કે આપણે મથુરાના અલમસ્ત ચોબા નથી જોઇતા, આપણે તો જોઇએ છે લોકનાં દુઃખે સળગી ઊઠતા લોકસેવકો. આપણા જેમ બુદ્ધિવીરોએ

મંદવાડને સહન કરવાની શકિત આપવી એ આ રિવાજનું મૂળ હોવું જોઇએ. પણ આજે તો 'સાપ ગયા ને લીસોટા રહ્યા' છે. માંદાને જોવા ગામપરગામથી આવનારની પોતાનીજ સારવાર એટલી બધી કરવી પડે છે કે ઘરનાં માણસ માંદાની તો સારવારજ ન કરી શકે. અને માંદાને જો વડોદરાના, અમદાવાદના કે આણંદના દવાખાનામાં આવવું પડ્યું તો તો પુગ ભોગ મળ્યા સમજવા! તેની સારવારમાં એકાદ બે સ્ત્રીપુરુષ સાથે હોય. ગમે તે વખતે કવખતે જોવા આવનાર અગાઉથી ખબર આપ્યા વિનાજ ત્યાં આવી ચઢે. પ્રથમ તો માંદાને ખબર પૂછી પૂછીને એને બેવડો માંદો કરે. વળી દવાખાનાનાં માણસ જમી પરવાર્યાં હોય ને પેલા આવી ચઢે તેમને માટે ફરી ચૂલો સળગાવવો પડે. ગામમાં વીશી હોય, પણ ગાંઠના પૈસા ખર્ચીને વીશીમાં એ વહેવારીઆ શું કરવા જાય? અને જમવાના ન હોય તોય આ નવા જમાનામાં ફૂટી નીકળેલી ચા તો એમને ધરવી જ જોઇએ, નહિ તો પાછળથી બબડે કે જોવા ગયા તો પ્યાલો ચાય ન ધર્યો! જોકે જોવા તો તેમનો પોતાનો વહેવાર સાચવવા ગયા હોય કે આપણે માંદા પડીએ ત્યારે આપણને તે જોવા આવે (અને સાથે પાછા એવીજ રીતે હેરાન કરવા આવે)! ત્યારે આવા જડ થઇ ગએલા વહેવારને તિલાંજલિ કેમ ન આપવી? આથી અંગ્રેજોનો વહેવાર સારો કે જોવા જનાર માંદાના ખંડમાં ન જાય ને બહાર પોતે આવ્યાની ચીઠી મૂકી જાય. માંદો સાજો થાય ત્યારે આવનારનાં નામ જાણે ને પછી પ્રસંગ પડ્યે એ વહેવાર સાચવે.

**દવાખાનાની વ્યવસ્થા**

દવાખાનાની વ્યવસ્થાજ એવી હોવી જોઇએ કે માંદાની સારવાર માટે તેના ખંડમાં એક બે માણસનેજ રહેવા દેવાં, તે સિવાય બીજા કોઇને અંદર વધારે વાર ટકવા ન દેવું. રસોઇ પણ એ ખંડમાં થવા ન દેવી. માંદા સિવાય બીજા સૌને જમવા માટે દવાખાનાની પાસે એક વીશી હોય, તેમાં તે સૌ જમે. માંદાને માટે તો દવાખાનામાં દાકતરની સૂચના પ્રમાણે દવાખાનાનેજ રસોડે રંધાય. આજે તો એવું બને છે કે માંદાનાજ ખંડમાં રસોઇ થાય છે. માંદાથી મંદવાડને કારણે ન ખવાય એવી પરહેજની વસ્તુઓ ખાવાનું તેને મન થાય, ત્યારે તેના કાલાવાલાથી તેની દયા ખાઇ તેની માતા કે બેન, દાકતરની મના છતાં, છાનીમાનાં રાંધી આપે છે. પરિણામે માંદાનો મંદવાડ વધારી મૂકે છે, કોઇ કોઇ વાર તેનું મરણ પણ નિપજાવે છે. ખરી રીતે દાકતરોએ પોતેજ પોતાના દવાખાનામાં જરાક સખ્ત વ્યવસ્થા કરવી ઘટે.

---

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 પોષ

卐 # પાટીદાર 卐

વર્ષ ૧૭ 卐 અંક ૩

મોટામાં મોટી નબળાઇ અહિંસાની અને તેના ગર્ભમાં રહેલી અનેક વસ્તુઓની પૂરી કિંમત સમજવાની આપણી ખામી છે. આ એક જ ગંભીર દોષમાંથી આપણી બીજી બધી ખામીઓ નીપજે છે. શારીરિક અહિંસા આપણે ઠીક ઠીક પાળતાં શીખ્યા છતાં આપણાં હૈયાંમાં આપણે હિંસાને આશરો આપ્યાં કીધો છે. આથી સરકાર પરત્વે આપણી અહિંસા આપણી સચોટ હિંસા કરવાની અશક્તિનું જ પરિણામ છે એવું થઇ પડ્યું છે. પણ તેથી તો પરિણામ એ આવ્યું છે કે આપણે આપણાં અંતરમાં ભેઠેલી હિંસાનો એકબીજા સામે પ્રયોગ કરવા લાગી ગયા છીએ. આપણી સમિતિઓમાં આપણે ટંટાબખેડા કરીએ છીએ. કોઇ વાર મારામારી સુધી પણ પહોંચીએ છીએ. વળી કારોબારીની સૂચનાઓનો અમલ કરવા ઇન્કાર કરીએ છીએ; સત્તા હાથ કરવા માગતાં હરીફ મંડળો ઊભાં કરીએ છીએ. વાતવાતમાં હિંદુ-મુસલમાન બાથંબાથા ઉપર આવી જઇએ છીએ. કોમી મતભેદો શમાવવાની બાબતમાં મળેલી નિષ્ફળતાને સારૂ કોંગ્રેસવાદીઓને અંશતઃ જવાબદાર ગણવા જ રહ્યા છે.

('હરિજનબંધુ,' તા. ૨૯:૧૦:'૩૯) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને
છપાવનારા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૨૫:૧૨:'૩૯

# સમાવેશ





# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥


| | | |
|---|---|---|
| સં. ૧૯૯૬<br>વર્ષ ૧૭ | આણંદ | પોષ<br>અંક ૩ |


## અત્યાચારમાંથી બચવા

કુંદન વિધવા હતી. બાળપણમાંથીજ તેના પતિએ વિદાય લીધી હતી. સમાજને વિધવાજીવનની કિંમત હોતી નથી: વિધવા એટલે એક મુડદું; એ રસહીનતાની, અનુરાગહીનતાની મૂર્તિજ હોવી જોઇએ; તે જીવે ફક્ત મૃત્યુની આશાએ, તેને જીવન માણવાનો અધિકાર હોતો નથી. તેને અનુરાગ અપનાવવાનો તથા સંસારના રસિક માર્ગોમાં જવાનો અધિકાર હોતો નથી, કારણ કે તે વિધવા છે, નસીબે તેને વિધવા બનાવી છે. તે ડાકિણી છે, કારણ કે તેના લગ્ન પછી તેનો પતિ મરી ગયો છે. આવા હમેશના ઉદ્ગાર સમાજમાં માનવતાને નામે સંભળાતા. જેને સારી રીતે બોલવાનું પણ ભાન ન હોય તો લગ્ન વસ્તુ સમજેજ ક્યાંથી, એવી બાલિકા વિધવા બને તેને માટે જવાબદાર કોણ? માબાપ કે નસીબ?

કુંદને શિક્ષણ લીધું હતું. ઉંમરે પચીસ વર્ષની હતી. અત્યાર સુધીનો વૈધવ્યકાળ તો તેણે શિક્ષણમાંજ વિતાવ્યો હતો. વિધવાથી સારા શૃંગાર સજાય નહિ, વળી શુભકાર્યમાં તો તેના અપશુકન ગણાય! માનવતાને નામે, પવિત્રતાને નામે, નિર્દોષ બાલિકા ઉપર આ અત્યાચારો થાય એ શું બતાવે છે? સમાજની અવનતિજ. પતિ શું, એ સમજે તે પહેલાં પતિથી વિમુખ થનાર બાલિકાને સંયમને નામે કેટલા અત્યાચારો સહન કરવા પડે છે, એ કમભાગ્ય સ્ત્રીને કેટલું દુઃખ હોય છે, એનો ખ્યાલ ભાગ્યેજ થોડાઓને હશે.

કુંદન સાસરે ગઇ હતી. ઊગતી બાળાની શૃંગારપ્રિયતા કેટલી હોય છે? તેણે શરીર ઉપર શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેના જતાં વારજ સાસુમાએ મુખથી સંભળાવ્યું: "રાંડ કાળમુખી, ભોરપગી, તારે પાપે મારે કાળાં વસ્ત્રો પહેરવાં પડે છે!" કુંદનનું જીવન નષ્ટ થયું, તેના રાગભોગ નષ્ટ થયા, શૃંગાર

નષ્ટ થયા, હાસ્ય નષ્ટ થયું, અરે! હમેશને માટે ચાર દિવાલોની કોટડીમાં ગોંધાઇ રહી જીવતી છતાં તેણે મૃત સમાનજ જીવન વિતાવવું પડે છે. તેના દુઃખ કરતાં સાસુને કાળાં વસ્ત્રો પહેરવાં તે પણ વધારે લાગે છે! જે જીવન નીરસ બન્યું છે, જેને જીવન કેમ જીવવું એજ પ્રશ્ન છે, ત્યાં બીજી બાજુ તેની સાસુનાં કાળાં વસ્ત્રો માટે આવી નિર્દોષ બાલિકા જવાબદાર લેખાય છે!

જ્યાં વૃદ્ધ સાસુની શૃંગારપ્રિયતા ઘટી નથી, ત્યાં બિચારી બાળવિધવા વહુના શૃંગારનો નાશ એ કેટલી નિર્દયતા છે! કેટલો જુલમ છે! સુધરેલા કહેવાતા આ સમાજનો કેટલો સડો છે? જ્યાં વૃદ્ધજ પોતાનો જીવનવિલાસ તૃપ્ત કરી શક્યાં નથી ત્યાં બાલિકાની વાતજ શી?

કુંદનને સાસુનાં વચન હૃદયમાં બાણની માફક સોંસરાં લાગ્યાં. તેને ઘણુંજ લાગી આવ્યું. તે ખૂબ રોઇ, પણ કોણ લૂંછે તેનાં આંસુ? કોને દર્દ થાય તે આંસુ દેખીને? તેનાં અશ્રુ, તેના હૃદયનો ભાર હલકો થયો ત્યાં સુધી, વહ્યાજ કર્યાં. રાત્રી પડી. કુંદન પથારીમાં સુતી, આખી રાત તેના હૃદયમાં થએલા આઘાતથી અશ્રુમાંજ વિતાવી. 'કુંદન, તારૂં દર્દ કોણ જોવાનું છે?' તેના હૃદયમાં પ્રશ્ન ઊઠ્યો. પ્રાતઃકાળ થયો, નીચેથી બૂમ પડી, "નસીબનું તો ઠેકાણુંય નથી અને મહારાણી તો હજી ઘસઘસાટ ઘોરે છે!" આ વચનમાં કેટલી અમાનુષિતા હતી! એ વચન માનવતાની હદ વટાવી જંગલિયાત તરફ કેટલાં જઇ રહ્યાં હતાં! અસહાય, અટુલી એકલવાઇ, તિરસ્કાર સહન કરતી વિધવાના દુઃખનો કાંઇ પણ પાર હોતો નથી! બિચારી કુંદનને આ પ્રમાણે હજારો વાક્યબાણો સહન કરવાં પડે છે. તે પશુ પ્રમાણેનું જીવન જીવી રહી હતી; તેના અસ્તિત્વને માટે ન હતો કોઇને સ્નેહ, ન હતી કોઇને હમદર્દી, તેને માટે નહોતી કોઇને આર્જવતા; કારણ કે તે વિધવા હતી. સાસરામાં આ પ્રમાણેની તેની હાલત હતી. ઘણા દિવસ સહન કર્યું, તેણે તિરસ્કારને અને દુઃખને ખૂબ અનુભવ્યું.

પશુ પણ હમેશના તિરસ્કારથી અને દુઃખથી કંટાળે છે, તેમાંથી છૂટવાને માર્ગ શોધે છે. કુંદન કેમ ન શોધે? કારણ કે તે પશુ નહિ, પણ માનવ હતી. તેને હૃદય હતું, હૃદયમાં આર્જવતા હતી, પ્રેમ પરિપૂર્ણ હતો. તેણે એક વખત ખૂબ વિચાર કર્યો, તેના હૃદયમાં પ્રશ્નોની પરંપરા ઊઠવા લાગી: 'શું આમાંથી મુક્ત ન થવાય?' 'આવું પશુજીવન હમેશને માટે ગાળવું શક્ય છે?' ઉત્તર મળ્યા: 'જરૂર છૂટું થવાય,' 'દરેક માનવી સ્વતંત્ર છે અને દરેકને માનવજીવન માણવાનો અધિકાર છે.' તેના દુઃખદ જીવનથી તે બિલકુલ કંટાળેલી હોવાથી

તે દુઃખની જંજીરમાંથી મુક્ત થવાને પ્રયત્ન કરવા લાગી. તેણે છૂટું થવાના ઉપાયો શોધ્યા. તેને માટે એકજ ઉપાય શક્ય હતો અને તે ફક્ત પોતાનાં સાસુજીથી નાસી છૂટવાનો. કેવી રીતે નાસી છૂટવું એજ પ્રશ્ન હતો. તેણે પોતાને પિયેર પત્ર લખ્યો. તેને એક ભાઇ અને માતા હતાં.

"પ્રિય ભાઇ,

"હું તારી દુઃખી ભગિની છું. મારૂં દુઃખ જોઇને લાગણી વિનાનું પણ મનુષ્ય રડી ઊઠે. મારે માટે તિરસ્કાર અને ગાળ એ તો દરરોજનું કુટુંબના દરેકનું કર્તવ્ય થઇ પડયું છે. મારા ઉપર બહુજ જુલમ થાય છે, મને અહીંથી મુક્ત કરીશ તો તારો ઘણોજ ઉપકાર. કસાઇવાડેથી ગાય છોડાવવા જેટલું તને પુણ્ય મળશે. ભાઇ, વિધવા બેનની તને દયા હોય તો મને અહીંથી મુક્ત કરજે અને આવા અત્યાચારોમાંથી બચાવી તારી દુઃખી ભગિનીને સુખી કરજે. એજ,

"લિ. તારી દુઃખી વિધવા બેનનાં વંદન."

કેટલાક દિવસો પછી કુંદનનો ભાઇ કુંદનને સાસરે આવી ત્યાંથી તેને તેડી ગયો. કુંદને તેને પોતાની બધી આપવીતી સંભળાવી. સાંભળીને તે ઘણોજ દુઃખી થયો, તેના હૃદયમાં ઘણુંજ દુઃખ થયું, તેને આંસુ આવ્યાં. ઘેર પહોંચ્યા પછી કેટલેક વખતે કુંદન શિક્ષિકા બની, તેણે સાસરીનો તમામ સંબંધ તોડી નાખ્યો. તેના મનમાં પ્રશ્ન ઊઠયો: 'વિધવાએ શા માટે લગ્ન ન કરવાં? પુરુષો વારે વારે લગ્ન કરે તો સ્ત્રીઓને પુનર્લગ્ન કરવાનો અધિકાર શા માટે ન હોવો જોઇએ? આમ લગ્ન ન થવાથી ને સંયમ ન પાળી શકવાથી સ્ત્રીને પાપી બનાવવા માટે જવાબદાર કોણ? સમાજજ ને?' કુંદન એક યુવકને ચાહતી હતી. તેનું નામ સુમન હતું. સુમન એ સુમનજ હતો. કુંદનને પોતાની ભાવ્યવદેવી તરીકેજ તે ચાહતો. કુંદને પણ તેને અપનાવી લીધો, કુંદનના હૃદયમાં ફક્ત તેનેજ સ્થાન હતું. કુંદન સમાજ સામે થઇ, સુમને સમાજને પડકાર કર્યો. બંનેનાં લગ્ન થયાં; શા માટે? સમાજના દોષોનો નાશ કરવા, સમાજને પતનમાંથી બચાવવા. કુંદને શા માટે એ રાહ સ્વીકાર્યો? કામીજનોના અત્યાચારોમાંથી બચવા, સમાજમાં હિંમતપૂર્વક જીવન જીવવા. બંને એક બીજાના હૃદયને સારી રીતે ઓળખી શકયાં હતાં.

અજવાળી રાત્રિની નીરવતામાં તેઓ અગાશીમાં બેઠાં હતાં. "સુમન, આજની અજવાળી રાતે મારૂં અંધકારમાં ડૂબેલું જીવન સુમનરૂપી ચંદ્રથી પ્રકાશિત બન્યું." કુંદન એ પ્રમાણે બોલી અને હસી.

"આજથી જીવનની અંધકારમય પળોનો નાશ થયો અને ભાગ્યરૂપી સૂર્યનો ઉદય થયો." કુંદન અને સુમન સુખ- અને સંતોષ-પૂર્વક પોતાનું માનવજીવન ગાળવા લાગ્યાં અને સમાજ સામે હિંમતથી પડકાર કરી જીવનને કલ્યાણમય બનાવવા લાગ્યાં.

મોટા કરાળા સોનાબેન શંકરભાઇ પટેલ

---

## સમાજમાં સ્ત્રીનું સ્થાન

હિંદુ સમાજમાં વળી સ્ત્રીને સ્થાન કેવું? સમાજમાં સ્ત્રીની ફરિયાદ સાંભળનારા ઘણા થોડા છે. દાખલા તરીકે, એક હિંદુ બાળાને તેની મરજી વિરુદ્ધ કોઇ વૃદ્ધ અથવા પાપી માણસ સાથે માબાપની મરજીથી પરણાવી દેવામાં આવે; અને ધારો કે તે થોડા વખતમાં વિધવા થાય અથવા તેનો પાપી પતિ તેને છોડી દે અને પછી માબાપ અથવા કોઇ પણ તે ગરીબડીને સંઘરે નહિ, તો તે બિચારીનું શું થાય? જો સમાજ તેની ફરિયાદ સાંભળે તો તે સંભળાવવા તૈયાર હોય છે, પણ સમાજ તો સાંભળવા તરફ આંખ આડા કાન કરે છે, ત્યારે તે બાળા કાં તો આત્મહત્યા કરે છે કે કાં તો આડે રસ્તે ચઢે છે. આ બધું શેને લીધે છે? સમાજમાં આવાં ઘણાં દૃષ્ટાન્તો જોવામાં આવે છે અને તે ઉપરથીજ જણાઇ આવે છે કે હિંદુ સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવું છે. હિંદુ સમાજમાં સ્ત્રીને માટે એક પણ ઉચ્ચ સ્થાન નથી એમ કહીએ તો ચાલે, કારણ કે પુરુષોના મગજમાં એવો ફાંકો પેઠેલો છે કે સ્ત્રીઓ તો ફક્ત માતા બનવાને અને ઘરકામ કરવાને માટેજ સર્જાએલી છે; તેઓ તેમને કદી પણ આગળ આવવા દેતા નથી, અને માનની લાગણીથી તેમની સાથે વર્તતા નથી.

અલબત્ત સ્ત્રીઓ તેમ કરવા એટલે પોતાનો ધર્મ પાળવા સર્જાએલી છે અને તેમ કરવા તૈયાર પણ છે. ત્યારે શું પુરુષો ઉદ્યમ કરી સંસાર નિભાવવા સર્જાએલા નથી? તેઓ ધંધો કરે છે, અને સાથે સાથે ગમે તેમ વર્તી શકે છે, તો શું માત્ર તેઓનેજ તેમ વર્તવા માટે ઇશ્વરે નિર્માણ કરેલા છે? સ્ત્રીઓએ એવા તો શા મહાપરાધ કર્યા છે કે તેઓ કંઇ પણ બાબતમાં ભાગ નહિ લેઇ શકે? ઘણાખરા હિંદુ પુરુષોના દિલમાં સ્ત્રીઓ માટે હલકા તથા નીચ વિચારો એવા તો જામી ગએલા હોય છે કે તે કદી સુધરી શકે નહિ. ભલે એક હિંદુ ગૃહસ્થ જાહેર સભામાં "સ્ત્રીઓને જરૂર સ્વતંત્રતા મળવી જોઇએ," એવાં બહારનો ડોળ કરીને ભાષણો આપે; પરંતુ તેમના ઘરમાં જઇને જોઇશું તો માલુમ પડશે કે તેઓ પોતાના ઘરની સ્ત્રીઓ સાથે કેવું વર્તન ચલાવે છે!

ઘણા માણસોનું કહેવું છે કે 'વળી સ્ત્રીઓને સ્વતંત્રતા તથા માન કેવું? અમે તો અસલથી ઘરડાંવરડાં ચાલ્યા આવ્યા છે તેમજ ચાલીશું.' એમ બોલવું તે તેમની મહાન ભૂલ છે. અસલના વખતમાં કંઇ સ્ત્રીઓનાં આજના જમાનાની માફક કોઇ પણ અપમાન કરવાને હિંમત કરતું નહિ; તે સમયે પુરુષો સ્ત્રીઓને મા બેન સમાન માન આપતા અને દરેક કામમાં એમના વિચારો પૂછતા, તેજ કારણથી અસલનો જમાનો કેટલો સુખી હતો તે જણાશે. પહેલાંના લોકો હાલના લોકો જેવા અત્યાચારી તેમજ નીચ નહોતા, તેથી તેઓ પોતાની સ્ત્રીનાથી કશું છૂપું રાખતા નહિ અને વળી છળકપટ તો કરતાં જ નહિ. અત્યારના પુરુષો આખી રાત બહાર રખડતા જોવામાં આવે છે, બિચારી સ્ત્રી રાત્રે આંખપાણી કરી રાત ગુજારે. પુરુષો આમ સહેલાઇથી ફરી શકે છે. તેઓને પૂછનારૂં કોઇ નથી. તેમના આવા વર્તન માટે તેમની સ્ત્રીઓ ઠપકો તો શું પણ સામો એક સવાલ પણ પૂછી શકતી નથી; કારણ કે તેના જવાબમાં તેને માર અથવા અપશબ્દો સિવાય કશું મળતું નથી. આમ સ્ત્રીથી કંઇ પણ થઇ શકતું નથી.

આ બધું બનવાને ઘણાં કારણો છે. એક તો એ કે આપણા ભાઇઓ સ્ત્રીઓ સામે હમેશાં સાંકડી દૃષ્ટિએ જુએ છે, તેથીજ સ્ત્રીઓ કંઇ પણ જાતની સ્વતંત્રતા મેળવી શકતી નથી. ઇંગ્લેન્ડ, અમેરિકા વગેરે દેશોમાં સ્ત્રીઓને સ્વતંત્રતા છે, એથી તેઓ એકલી દેશદેશાવર મુસાફરી કરી શકે છે. એટલુંજ સમજીને બેસી રહેવું નહિ, પણ સાથે સાથે એટલું પણ ધ્યાનમાં રાખવું કે ત્યાંના પુરુષો એમ ભલે છૂટથી હરતા ફરતા હોય, પણ સ્ત્રીઓ પ્રત્યે માન અને ઉચ્ચ કોટીના વિચારો ધરાવે છે.

જ્યાં સુધી પુરુષોની દૃષ્ટિ શુદ્ધ બનશે નહિ, ત્યાં સુધી સ્ત્રીઓ જે કરશે તે નકામું છે, કારણ કે એકલી સ્ત્રીઓથી કંઇ પણ થઇ શકે નહિ. વળી ઘણી સ્ત્રીઓ પોતેજ સ્ત્રીઓને સ્વતંત્રતા મળે તે માટે વિરોધ દર્શાવે છે, તો પછી સ્ત્રી તે કેટલું કરી શકવાની?

સ્ત્રીઓને જો યોગ્ય સ્વતંત્રતા આપવામાં આવે તો જરૂર દેશનું કંઇક ભલું થાય, એમાં કોઇ પણ જાતનો સદેહ નથી. સ્ત્રીઓ એટલી બધી કંઇ સુસ્ત નથી કે તેઓ કંઇ કરી શકે નહિ. બલ્કે સ્ત્રીઓમાં પુરુષો કરતાં વધારે સમજશક્તિ હોય છે. પણ તેમને સમજવાને કોઇ દરકાર કરતું નથી, તેથી તે શક્તિઓ દબાઇ રહે છે.

પુરુષોને બાલ્યાવસ્થાથી જ તેમના વડીલ મારફતે તેમને 'સ્ત્રીઓને સ્વતંત્રતા

આપવી ઘટીત નથી,' એવું શિખવવામાં આવે છે. અને પછી તો 'નાલાયક તે મોટપણ' એવું જ બને છે. પણ પુરુષો એટલું સમજતા નથી કે સ્ત્રીઓ પ્રત્યે કેવી જાતની ગુલામગીરી રાખવામાં આવે છે–ખરેજ ઢોર પ્રત્યે તેના માલીકની હોય તેવીજ! તે છતાં સ્ત્રીઓ મૂગે મોંઢે તે બધું સહન કરે છે. ખરેખર આવી તેમની સહનશીલતા માટે તેમને ધન્યવાદ આપવો કે અયોગ્ય સહનશીલતા માટે ઠપકો આપવો?

દરેક પુરુષે સમજવું જોઇએ કે સ્ત્રીઓ પણ માનવી છે અને તેમને પુરુષ સમાન હક્કો મળવા જોઇએ. શું સ્ત્રીઓ માણસ નથી? ઢોર છે? પણ જ્યાં સુધી પુરુષના મગજમાં તે સત્ય ઊતરશે નહિ, જ્યાં સુધી તેમની નીચ દૃષ્ટિ ફેરવાશે નહિ, ત્યાં સુધી કશું પણ થઇ શકશે નહિ.

ત્યારે દરેક હિંદી ભાઇ 'ભૂલ્યા ત્યાંથી ફરી ગણો,' એમ સમજીને સ્ત્રીઓને તેમના હક્કો આપવા તૈયાર થાય. તેમ કરવાથી તેમને પોતાને પણ લાભજ છે.

અને ત્યારેજ સ્ત્રી સમાજમાં પોતાનું સાચું સ્થાન પામશે અને સમાજને કલ્યાણમાર્ગે ચઢાવશે.

પદ્માવતી ભુલાભાઇ પટેલ

---*---

## સ્ત્રીશક્તિનો નાશ

(ભાદરણમાં 'સ્ત્રી હુનર ઉદ્યોગાલય'નું ઉદ્ઘાટન કરતાં તા. ૧૪:૧૧:'૩૯ને રાજ શ્રી. મોરારજી દેસાઇએ નીચે પ્રમાણે પ્રેરક વ્યાખ્યાન આપ્યું હતું.)

### સ્ત્રીશક્તિનો નાશ

આપણા સમાજમાં સ્ત્રીપુરુષનો સંબંધજ લો. સંસાર બે ચક્રથી ચાલે છે: સ્ત્રી અને પુરુષ. આપણે સ્ત્રીને નિર્બળ બનાવી સ્ત્રીની શક્તિનો નાશ કર્યો, તેની સાથે પુરુષની શક્તિનો પણ નાશ કર્યો. ધર્મમાં સ્ત્રીને શક્તિ ગણી છે અને શુકનમાં તમે હમેશ સ્ત્રીને આગળ કરો છો, પુરુષોને કેમ નથી કરતા? સ્ત્રીમાંથી જગત પેદા થયું છે. તેની શક્તિને ન સાચવીએ તો હાનિ થાય છે. પુરુષ કાંઇ કામ કરે છે અને સ્ત્રી તેને મદદ ન કરે તો તેનું કારણ સ્ત્રીની નિર્બળતા છે. પુરુષમાં શક્તિ હોય, તેને વિકાસ સાધવો હોય, સત્યાગ્રહની લડતમાં જોડાવું હોય, તો ઘણી વાર તેની સ્ત્રી તેનો વિરોધ કરે છે, તેને પાછળ ખેંચે છે, તેમાં સ્ત્રીનો વાંક નથી. આપણે એને વગર પગારની નોકરડીનું સ્થાન આપ્યું છે, તેનું આ પરિણામ છે. ઘરનો પુરુષ ચાલ્યો જશે, મરી જશે તો

ગારું શું થશે એ બીકે સ્ત્રી એને રોકે છે, એટલે આપણે આ હાલતમાંથી નીકળવાનું છે.

### ભરતી હાથથી નહિ રોકાય

આવી બાબતમાં કેટલીગે આપણે નાહકની બીક રાખીએ છીએ. અહીંઆં જે વૃદ્ધ અને વડીલ છે તેમને હું કહેવા ઇચ્છું છું કે તેમની આંખે કદાચ આ નવા તમાશા જેવું હશે. સમુદ્રમાં જ્યારે ભરતી આવે ત્યારે તેને હાથથી રોકી ન શકાય. બુદ્ધિશાળીની ફરજ છે કે જમાનાને અનુકૂળ પરિસ્થિતિમાં ફેરફાર લાવીને તેના ફાયદાની વસ્તુઓને સંઘરી લેઇ દૂષણોને દૂર કરે. મારું ચાલે તો છોકરાઓની બધી નિશાળો બંધ કરીને પણ છોકરીઓની નિશાળો ચલાવું. માતા ભણેલી હશે તો બાળક ભણેલું હશે, માતા અભણ તો બાળક અભણ. પુરુષને સ્ત્રીમાંથી શક્તિ મળશે. સ્ત્રી જો હુન્નરઉદ્યોગ શીખે, સ્વાવલંબી બને, કુટુંબના વ્યવહારમાં સક્રિય ભાગ લે, આત્મવિકાસ કેળવે, જુલમો સહન ન કરે અને જરૂર પડ્યે એકલી પણ રહીને ધંધો ચલાવવાની શકિત કેળવે તેમાં જ ફાયદો છે. આજે તો પુરુષ રાજ્યનો જુલમ સહન કરીને સ્ત્રી ઉપર ઢાલવે છે.

### સ્ત્રીઓમાં રજપુતાણીનું જોર જોઇએ છે

તમે રજપુતોનો ઇતિહાસ જુઓ. તમે રજપુતાણીઓ માટે માન ધરાવો છો. પણ એ રજપુત લડાઇમાંથી પાછા ફરવાની હિંમત ન કરે. જો કરે તો રજપુતાણી તેને ઘરમાં પેસવા ન દે. રજપુતાણીમાં જે જોર હતું તે આપણે જોઇએ છે. પુરુષને બળવાન બનાવવા હોય તો સ્ત્રીને પણ બળવાન બનાવવી પડશે. તમે સમજીને નહિ કરો તો તે બળવાખોર બનશે. બ્રિટિશ રાજ્યને આપણે જેમ કહીએ છીએ તેમ સ્ત્રીઓ આપણને શા માટે ન કહે? તેથી ફાયદો નથી.

### છોકરા-છોકરીના ભેદ!

સમાજમાં બંનેને સરખું સ્થાન મળે તેવા પ્રયત્નો કરવા જ જોઇએ. બંનેને શક્તિ આપવી જોઇએ. બંનેમાં માનની ભાવના કેળવવી જોઇએ. ઘરમાં છોકરા-છોકરી વચ્ચે ભેદ છે, તેમાં માતાનો દોષ છે. છોકરી નકામી ગણાય છે એટલે સ્ત્રીને નકામી ગણો છો, એમ કેમ નથી સમજતા? તો પછી તમે એને લક્ષ્મી કેમ કહો છો? નાનપણથી જ ભેદ છે. છોકરો મા બેન પાસે પાણી માગે, બધી વસ્તુઓ કરાવે; છોકરી માતા પાસે માગે તો માર ખાય. સંભાળથી આપણે વર્તવું જોઇએ. હલકી નીચ વૃત્તિ કાઢી નાખવી જોઇએ. કામની વહેંચણી ભલે થાય; પણ તે સગવડતા પ્રમાણે હોય. આમ નહિ કરીએ તો સ્વરાજ્ય નહિ મળે. મને કહેવામાં આવ્યું છે, કે આ ઉદ્યોગાલયમાં

ગામની છોકરીઓ ભાગ લેશે, પણ મર્યાદાને કારણે બહુ નહિ આવે. મર્યાદા સૌ કોઇ માટે છે. સ્ત્રીપુરુષ બંનેને માટે જરૂરની છે. તમે સ્ત્રી પાસે ઘૂમટો રખાવો છે, કારણ કે તમારી પોતાની નજર ઉપર તમારો અંકુશ નથી. તો પછી પુરુષ ઘૂમટો કેમ નથી રાખતા? પોતાની મર્યાદા કેમ નથી સંભાળતા?

## વેળાસર સુધરી જઇએ

પુરુષના હાથમાં આજે તંત્ર છે, તેથી તે જે કરે છે તેમ સ્ત્રીના હાથમાં જ્યારે તંત્ર આવે ત્યારે તે પણ કરે. તેથી વેળાસર ચેતી જઇને સુધરી જઇએ એ ઇચ્છવા યોગ્ય છે અને પશ્ચિમમાં સ્વચ્છંદતા આવી છે તેમાંથી બચીએ.

## સાસુઓને સૂચન

અહીંઆં આવેલી સાસુઓને વિનંતિ છે કે બીજી કોઇ દલીલ તમને ગમે નહિ તો તમારે ખાતર તમે વહુને કમાતી કરશો તો એ કમાણી ઘરમાં આવશે. કંકાસમાંથી દૂર રહો. નહિ તો આપણે જાગ્રત થતી સ્ત્રીઓમાં ભારે કડવાશ પેદા કરીશું અને તેથી અનેક નુકસાનોના ભોગ બનીશું.

## ભેદ શા માટે?

આથી જ અહીંનું અભ્યાસગૃહ માત્ર છોકરાઓ માટે જ છે, એમ મેં જાણ્યું ત્યારે મેં પૂછ્યું કે છોકરીઓ માટે કેમ નથી કાઢ્યું? છોકરીઓને ન ભણાવવાની દલીલોમાં એમ સાંભળ્યું કે હાઇ સ્કૂલની કેળવણી બરાબર નથી. જો છોકરીઓ માટે એ બરાબર ન હોય તો છોકરાઓ માટે એ બરાબર કેમ ગણાય છે? છોકરાઓ બગડેલા હશે તો છોકરીઓ ક્યાંથી સુધરશે? અભ્યાસ-ગૃહ છોકરીઓ માટે કાઢવું જોઇએ. કેળવણી વગર નહિ ચાલે, તેથી જ એક વર્ષમાં ધારો તો પ્રગતિમંડળ આખા ગામની નિરક્ષરતા દૂર કરી શકશે. જો આવતે વર્ષે તમે ૯૯ ટકા નિરક્ષરતા નિવારણ કરી શક્યા છો, એમ હું જાણીશ તો બોલાવ્યા વગર પણ અહીં આવીશ. ઉદ્યોગાલયની પાછળ સ્ત્રીની ઉન્નતિનો ખ્યાલ હશે તો જ તમને ફાયદો થશે અને બીજાને પણ ફાયદો અપાવશે. આ ગામમાં સેવકસેવિકાઓ છે, તમને બધાંને ન ગમ્યું હોય તોપણ મને જે કહેવું વ્યાજબી લાગ્યું છે તે તમને કહેવાની મારી ફરજ છે. તે બધાનો અમલ ન કરી શકો તો આ બાબત ઉપર વિચાર કરો અને વ્યાજબી લાગે તેનો અમલ કરો. આનાથી તમારામાં હિંમત આવશે. જાગૃતિ આવશે. અને આવતે વર્ષે સ્ત્રીપુરુષની સમાનતા જોઇ શકું એવી આશા રાખું છું. બેનોએ સારી હાજરી આપી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. બેનો! તમારે શાન્તિ જાળવવી જોઇએ. શાન્તિનાં તો તમે સ્વરૂપ છો. સ્થળસંકોચને

લીધે અશાન્તિ થાય તો તમે પુરુષોને કહેવાનું આપો છો કે સ્ત્રીઓ અશાન્તિજ કરે છે. સાચી બાબત કરતાં તમને કોઇ રોકે તો તમારે અટકવું ન જોઇએ.

### સ્ત્રીને દૂર ન રાખશો

ખાવાને માટે ચુલા સળગાવવાની ખાતર, સ્ત્રીને સમજવાની બાબતોથી દૂર ન રાખશો અને બળવો કરવાનો અવસર ન આવે એ જોજો. દેશમાં ધર્મની ભાવના જો સર્જાઇ હોય તો તે સ્ત્રીઓને લીધેજ છે એમ આપણે માનીએ છીએ, તેથી સ્વતંત્રતાની ભાવના જાળવી રાખવા માટે, વિકસાવવા માટે અને ફેલાવવા માટે સ્ત્રીમાં જરૂરી શક્તિ કેળવાવી જોઇએ અને એમને એ તક આપવી પડશે. વ્યાયામમાં સારી સંખ્યામાં સ્ત્રીઓ હાજરી આપે અને તૈયાર થાય એ જરૂરનું છે.

('ગુજરાત સમાચાર,' તા. ૧૮:૧૧:૧૯૩૯)

૨

(નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં ત્યાંની કન્યાઓ સમક્ષ તા. ૭:૧૨:'૩૯ને રોજ શ્રી. મોરારજી દેસાઇએ નીચે પ્રમાણે પ્રેરક પ્રવચન કર્યું હતું.)

તમને આવી સંસ્થા મળી છે, તે બદલ નસીબદાર છો. આ સંસ્થા સ્ત્રી કેળવણીનો નવો અખતરો કરે છે, આવી કેળવણી બીજી કોઇ સંસ્થામાં અપાતી હોય એવું હું જાણતો નથી. આજનો જમાનો સ્ત્રીઓની જાગૃતિનો છે. આજે ઘણી સ્ત્રી કાર્યકર્તાઓ છે અને લોકોને સમજાયું છે કે આપણી અધોગતિ સ્ત્રીને અજ્ઞાન રાખવામાં છે. પુરુષોને પણ પોતાની ભૂલો સમજાઇ છે અને તેઓ પણ તે અજ્ઞાન દૂર કરવાં ગયે છે.

### સાચી પરીક્ષા

આપણે સ્વતંત્ર નથી. પરદેશીઓ રાજ્ય કરે છે, તેથી આપણો શો ધર્મ છે તે સમજાતું નથી. સાચી કેળવણી મળે તો ધર્મ સમજીએ. તમારી સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીઓને સાચી કેળવણી આપવાનો છે. સ્ત્રીઓને એવી કેળવણી મળે કે તેથી તેઓ પોતાના દેશને સ્વતંત્ર કરી શકે. તમે એ ભાવના ખૂબ પેદા કરો અને સ્વતંત્રતાની લડાઇમાં પૂરતો ફાળો આપો. અહીંઆંથી ભણેલી બાળા બહાર જાય તે પોતાના જીવનમાં શું કરી બતાવે છે, દેશને છૂટો કરવામાં કેટલો ફાળો આપે છે, તેમાં એની પરીક્ષા છે. તમે તેમાં પાર ઊતરશો એવી મને આશા છે.

### પશ્ચિમના દોષોથી દૂર રહેજો

સંસ્થાના કાર્યકરોની સેવાભાવનાની પ્રસંશા કર્યા પછી તેઓએ જણાવ્યું કે આજે આપણે પશ્ચિમના વિચારોમાં રંગાએલા છીએ. સ્ત્રીઓના સંબંધમાં પણ આપણે પશ્ચિમનું અનુકરણ કરતા થયા છીએ. આ સંસ્થામાં ખાસ સંભાળ રાખવામાં આવી છે કે આપણે પશ્ચિમના દોષો ન લેઇએ. આપણી સંસ્કૃતિ ન ભૂલીએ, તેમનું સારૂં લેઇએ. આ પ્રયોગની સફળતાનો આધાર જેટલો શિક્ષકો ઉપર છે તેટલો તમારા ઉપર છે. તમે સાથ ન આપો તો તે કામ ઘણું મુશ્કેલ બને. મારી તમને સલાહ છે કે તમે જે કેળવણી મેળવો છો તે ઉત્સાહથી મેળવો. તેમાંથી જે કંઇ સારૂં મળે તે રાખવાનો પ્રયત્ન કરો, ભૂલવાનો નહિ.

### અજ્ઞાનતાને કારણે

આજે સ્ત્રી અજ્ઞાન છે, તેથી તે ખૂબ ડરપોક અને અસહાય છે; તેથી આખો દેશ ગુલામ છે. સ્ત્રીઓમાં શક્તિ ભરેલી છે. સ્ત્રી પોતાની એ શક્તિ જાણે તો દેશને સ્વતંત્ર કરવો મુશ્કેલ ન બને. પુરુષ અને પ્રકૃતિ એ જગતનું સર્જન કરે છે. સ્ત્રી પોતાની શક્તિને ઓળખે તો તે તેને વાપરી શકે. આજે કેટલાયે પુરુષોના દિલમાં કંઇક કરવાની તમન્ના હોય છે, તો ઘરમાં સ્ત્રીઓ તેમને ટેકો નથી આપતી; કારણ તેમને શક્તિનું ભાન નથી. તેથી આજે પુરુષને ઉત્સાહ ન મળવાથી તે નરમ બની જાય છે. સ્ત્રીઓમાં પુરુષો કરતાં શક્તિ વધારે હોય છે.

### રજપુત વીરાંગનાની યાદ

સ્ત્રી પુરુષને શક્તિમાન બનાવે છે. જે જે પુરુષોએ સારાં કામ કર્યાં છે, તેમને માતા કે પત્નીએ ઉત્સાહ આપેલો છે. હિંદમાં રજપુતો બહાદુર હતા તેના કરતાં રજપુતાણીઓ વધારે બહાદુર હતી. રજપુતાણીઓ પોતાનો પતિ કે પુત્ર લડાઇમાંથી ભાગી આવે તો તેને ઘરમાં પેસવા દેતી નહોતી. આમ ઇતિહાસમાં જોઇએ તો સ્ત્રીઓએજ અનેક પુરુષોને પ્રેરણા આપી છે. તમારે એવી શક્તિ મેળવવાની છે. એ આશાથીજ આ સંસ્થા ઊભી કરવામાં આવી છે. તમે એ આશા સફળ કરો એવી હું આશા રાખું છું.

### સ્વતંત્રતાના કાર્યમાં ઉપયોગી નીવડો

આ આશા સફળ કરવાનું તમારા હાથમાં છે. આ સંસ્થામાંથી જે ફાલ નીકળશે તેના ઉપર આ આશા સફળ કરવાનો આધાર છે. આ સંસ્થા સ્ત્રીઓ જ ચલાવે એ જરૂરી છે, કારણ કે સ્ત્રીઓના પ્રશ્નો સ્ત્રીઓ જેટલા

સમજે તેટલા પુરુષો ન સમજે. તેથી થોડો વખત પુરુષો ભલે મદદ કરે, પણ આખરે તો સ્ત્રીઓએજ આ સંસ્થા ચલાવવી જોઇએ. તો અહીંથી ભણેલી બેનો આ સંસ્થા ચલાવે એ ઇષ્ટ છે. આ બાબત ધ્યાનમાં રાખીને તમે આ સંસ્થાનો લાભ લેશો તો સ્વતંત્રતા મેળવશો અને દુનિયાને ઉપયોગી થઇ શકશો.

('ગુજરાત સમાચાર,' તા. ૧૦:૧૨:૧૯૩૯)

---*---

## સ્વાર્થ

જગતમાં સમય અજબ આન્દોલનો અને પરિવર્તનો લાવે છે. આપણો સમાજ પણ જગતમાં સ્થાન પામેલ છે અને તેથી એ આન્દોલનો અને પરિવર્તનો આપણા સમાજ ઉપર પણ હોય છે.

વસ્તુતઃ મનુષ્ય સમયને અનુસરીને સુખમાર્ગ શોધે છે. સુખની શોધમાં માનવ શું નથી કરતો? શી શી બાજીઓ નથી રચતો? શા શા માર્ગમાં પ્રવાસ નથી કરતો? જીવનને ઉચ્ચગામી બનાવવા કેટલાના હાથમાં નથી રમતો? અને અંતે? એજ શોધમાં ને શોધમાં ફીચ્ચ જીવન અથવા સુખી સમય પસાર કરવાની આકાંક્ષામાંજ શું તેનો જીવનદીપ નથી બુઝાતો!

ભલભલા સાક્ષરો, વિદ્વાનો અને મહાત્માઓ સ્પષ્ટ માર્ગ બતાવી ગયા છે કે જીવનને સુખી બનાવવાના પ્રયત્ન કરવા કરતાં સ્વાર્થનો ત્યાગ કરો. જ્યાં સ્વાર્થનો વાસ છે ત્યાં પાપ અને અંતે નરકનું ધામ છે. જ્યાં સ્વાર્થની બાજી છે ત્યાં માનવી અનિચ્છાએ પણ કાંઇક ખોટું કરી રહ્યો છે, એવો તેને ભાસ થાય છે; છતાંય શા માટે તે તેમાં રચ્યો પચ્યો રહેલો હોય છે? કેવળ સુખને માટે. એવા સુખની શી જરૂર? એવા સુખ કરતાં આવતા દુઃખનો સામનો પરવામાંજ શ્રેય રહેલું છે. અને એવાજ શ્રેયમાંથી સુખનું નવનીત ચાખવાનું ભાગ્ય માનવીને મળે છે.

સ્વાર્થી માનવી સમાજને કલંકિત કરે છે. સ્વાર્થ અને કેવળ સ્વાર્થનીજ ખાતર સમાજના પતનનું તે કારણ બને છે.

જ્યાં લગી સમાજમાંથી આવા સ્વાર્થીઓની સ્વાર્થવૃત્તિ નથી સંતોષાતી ત્યાં લગી સાધુ ગણાતા એ નરરાક્ષસો સમાજને વલોવી નાખી તેના નવનીતનો સ્વાદ લીધા વિના સમાજને નથી છોડતા.

સમાજના કાયદા વિરુદ્ધ પણ સમાજના હિતને લક્ષમાં લેઇને કોઇ શિક્ષિત માનવી કાંઇ કાર્ય કરે તો ત્યાં આવા સ્વાર્થીઓ કેવળ સ્વાર્થની ખાતર તે માનવીને સમાજ બહાર કાઢે છે અને તેને નીચોવવામાં કાંઇ હદ રાખતા નથી. અને આપણે જાણીએ છીએ કે સમૂહ વિના અમુક કાર્ય આપણે એકલા કરી શકતા નથી; બલકે આપણને સમાજની જરૂર પડેજ છે. તેથી આવા સ્વાર્થી અથવા સમાજના સભ્ય ગણાતા સભાસદની સ્વાર્થવૃત્તિ પોષવા પણ ઘણી વખત તૈયાર થઇએ છીએ, જ્યારે આપણામાં ધૈર્ય ખૂટે છે ત્યારે.

આ પ્રમાણે સ્વાર્થીઓની વૃત્તિ પોષાય છે અને જે પ્રમાણે જુગારી બાજીમાં જીતે તેમ તે વધ્યેજ જાય છે, તે પ્રમાણે આવા સ્વાર્થીઓ હજારો માનવીઓનાં જીવનગૃહમાં આગ ચેતાવે છે. અને એકજ ચીનગારીથી ભયંકર જ્વાળાઓ સમાજની અન્ય અન્ય શાખાઓને અસર કરતીજ જાય છે.

હવે આવા સ્વાર્થીઓ કયે કયે માર્ગે પોતાની વૃત્તિઓ સંતોષે છે તેનો વિચાર કરીશું. એમની સ્વાર્થવૃત્તિની નદીની શાખાઓ કેટલાય ઝરાઓને ભ્રષ્ટ કરે છેઃ વિધવાઓ, શિક્ષિતવર્ગ, સુધારકો, મધ્યમ અને ગરીબ વર્ગ, મોટા પાયા ઉપર ચાલતી સંસ્થાઓ, સર્વ ભિન્ન ભિન્ન કોમો અને અંતે પોતે પણ આ સ્વાર્થવૃત્તિના ભોગ બને છે. જરૂર, દરેકમાં સ્વાર્થની ભાવના હોય છેજ; પણ સમાજની વાત કરીએ ત્યાં એ સ્વાર્થની વાત ત્યજી દેવી જોઇએ. અમુક માનવીઓની તો ખાસિયતજ હોય છે કે દરરોજ એકને કે બેને તારાજ કર્યા વિના તેને ચાલેજ નહિ. કોઇની પાસેથી લાક કે કોઇની પાસેથી બરફી લેઇને, કોઇને નાત બહાર મૂકીને, કોઇની પાસેથી દંડ લેઇને અને એવી અન્ય બારીઓથી નાણાંની ધાર વહેતીજ રાખે છે. સ્વાર્થ વા સાધયેત્, દેહં વા પાતયેત્। નાણાં વા મરણજ તેમનો મંત્ર બને છે. તેમની આદત હાડકાં નમાવવાની હોતી નથી, પણ વિના પ્રયત્ને પ્રાપ્ત કરવાની હોય છે. અને તેમાં તે ફાવેય છે. 'દુનિયા ઝૂકતી હૈ,' તો શા માટે તેમાંથી કાંઇક ન મેળવી લે?

આવા સ્વાર્થસાધુઓ સમાજમાં મક્કમ પાયા ઉપર ટકી રહે છે, તેનું મૂળ કારણ આપણેજ છીએ. આપણે પરોક્ષ રીતે તેઓને સહાયતા આપીએ છીએ. આવા સ્વાર્થીઓનો નાશ કરવો એ મહા કઠણ વસ્તુ છે. તેઓની પાછળ મોટું પીઠબળ કાર્ય કરી રહેલ હોય છે.

સ્વાર્થ આંધળો છે. માનવીએ સમજી લેવું યોગ્ય છે કે સુખ યા તો દુઃખ એ ક્ષણિક વસ્તુ છે અને તેથી જ્યાં લગી સ્વાર્થની બાજી ઉપર તડાગારી હશે ત્યાં લગી ઉજળિયાત ગણાતા માનવીઓની મૈત્રી આંજી નાખશે;

પણ સ્વાર્થની સગાઇ ક્ષણિક છે. આર્થિક સ્થિતિ પુખ્ત વયે બગડી તો પશ્ચાત્તાપ કરવાનોય સમય ન આવે; કારણ કે કુદરતી ક્રમે દુઃખમાં મૈત્રીધર્મ અદા કરવા કોઇ યત્ન કરતા નથી.

માટે પરભોગી બનવા કરતાં પરમાર્થી બની પરમાનંદ મેળવવા યત્ન કરવો, એજ ધર્મ છે.

સ્વાર્થનાં પરિણામ જોવાં હોય તો જુઓ હિટ્લરની હાલની બાજી. કેટલાંય નિર્દોષ નરનારીનો અને બાળકોનો વિના વાંકે સંહાર થઇ રહ્યો છે! કેવળ એક માનવીની સ્વાર્થવૃત્તિ સંતોષવા હજારો ઘર ભસ્મીભૂત બન્યાં છે! સ્વાર્થને કંઇ સીમા હશે?

માનવી આટલાથીજ સમજી લે કે પોતાની નાનીશી સ્વાર્થની બાજીમાં એકાદ નાનું છૂપું પાપ ભરાયું જ હોય છે. પાપનો ઘડો ભરાશે ત્યારે પસ્તાવું પડશે. સમજીને ચાલે તેજ સુખી થાય છે.

એમ. ટી. બી. કોલેજ, સુરત — વિનયકુમાર પટેલ

---

## વગર વાંકે

**પશ્ચિમના** મોહમય વાયરા ચોતરફ વાય છે. એ મોહમય વાયરાના ઝંઝાવાતોમાં કેટલાય ઝડપાય છે. એ ઝંઝાવાતોમાં ઝડપાએલા કેટલાય માનવી તેમાંથી મુક્ત થવા ફાંફાં મારે છે. એ પ્રબળ ઝંઝાવાતોમાં નથી ઝડપાતો આપણો ખેડૂત સમાજ. આંધળે અનુકરણે તો આપણું ઘર ઘાલ્યું છે. એ જશે ત્યારેજ, જ્યારે આપણા અજ્ઞાનનો પડદો તૂટશે.

આપણા ખેડૂત સમાજને નથી ગમતી એ ફેશન. તેને તો ગમે છે પોતાનો પુરાણો પહેરવેશ, માત્ર ટુંકીશી પોતડી, અંગે અંગરખી; ખાવામાં માત્ર રોટલા ને કઢી. પરંતુ તે પણ તેને ક્યાં મળે છે? કેટલાયે દિવસો બિચારાને ભૂખ્યે પેટે કાઢવા પડે છે. ટાઢતડકો વેઠવા છતાં પણ આટલી તેની જરૂરીઆતો ન સંતોષાય એ કેટલી દયાજનક સ્થિતિ!

તાંપતડકામાં સખત કામ કરતા અને પરસેવાને ટીપે અનાજ ઉત્પન્ન કરતા રાષ્ટ્રના એ સેવકો-ખેડૂતો તરફ દૃષ્ટિ કરી તેની સાથે વાતચીત કરશો ત્યારેજ તેની હાડમારીની તમને ખબર પડશે.

બિચારી આખીય ખેડૂત આલમ કંઇ ને કંઇ બહાના હેઠળ તાબેદારી રૂપી પરતંત્રતાની ધૂંસરી નીચી મૂડીએ વહન કરી રહી છે, છતાં અપકારનો

વિનુના નસીબમાં શું લખાયું હશે તે કોણ જાણે? તેને બોર્ડિંગ છોડવાની થઇ, કારણ કે તેને ત્યાંના ખર્ચનો વાંધો આવવા લાગ્યો. થોડાક દિવસ તો તેણે ટ્યુશન વગેરે કરી નભાવી લીધું, પરંતુ પછી ન ચાલી શકયાથી તેણે પોતાના મિત્ર રજનિને પોતાની સ્થિતિથી વાકેફ કર્યો. રજનિના પિતા વિનુને સારી પેઠે ઓળખતા અને તે તેની સ્થિતિ પણ સારી પેઠે જાણતા હતા. રજનિની ગેરહાજરીમાં વિનુ તેમનું કામ પણ કરતો.

રજનિને દયા આવતાં તેણે તેને પોતાને ત્યાં રહેવા કહ્યું, વિનુએ બહુ જ આનાકાની સાથે એ વાત સ્વીકારી. રજનિના પિતાએ પણ એ વાત સ્વીકારી. આ વાતની સરલાને જ્યારે ખબર પડી, ત્યારે તે ઘણીજ ખુશ થઇ, વિનુ ગરીબ હોવા છતાં તેને ન તુચ્છકારતાં તેને મોટો ભાઇ ગણવા લાગી. ટૂંક સમયમાં આ ભાઇબેન એટલાં બધાં આનંદથી અને ખુલ્લા દિલથી વાત કરવા લાગ્યાં, કે વિનુ પોતાનું બધું દુઃખ અને માતાપિતા તથા બેનની ખોટ ભૂલી ગયો. તેના દિલમાં સરલા બેન તરીકેની મૂર્તિ ખડી કરતી. જે દિવસે સરલાએ તેની જોડે ખુલ્લા દિલથી વાત કરી તે દિવસે વિનુનું દિલ કેટલું ભરાઇ આવ્યું હશે?

સરલા કુમારિકા મટી યૌવનમાં પ્રવેશતી હતી, હવે તે પોતાની પાછળ ઘણા ભમરાને ભમાડતી થઇ. એ સમયે વિનુએ ભાઇની ફરજ તરીકે તેને તેમ કરવા ના પાડી. પરંતુ સરલાને તે સલાહ ખોટી લાગી; તેને વિનુ ઉપર ખોટું લાગ્યું. થોડાજ સમયમાં નામોશીથી બચવા માટે એક યુવક સાથે તેને પરણી જવું પડયું. સરલા નામોશીના નરકમાં ડૂબી. પેલાને તો શરમ જ શેની?

આ વાત સરલા પાસે ફરી કાઢતાં તેણે ભાઇ જેવા વિનુને મહેણું માર્યું. વિનુને ખોટું લાગ્યું. એટલું તો સાચું જ કે એક માની જણેલાં ભાઇબેનને જેવો પ્રેમ હોય તેવો પ્રેમ કહેવાતાં ભાઇબેનમાં ભાગ્યેજ હોય. આખરે એક લોહી તે એક લોહી અને પારકાં તે પારકાંજ. ઉપરનો બનાવ બન્યા પછી સરલા વિનુ ઉપર ઓછકી ભાકી ચિડાતી રહેતી કે તેને બોલાવતી પણ નહિ. પોતાનો રોષ ભાઇ વિનુ પર ઉતાર્યો. વિનુએ પેલું મહેણું સાંભળ્યું ત્યારે તેના દિલમાં ઘણું જ દુઃખ થયું. તે એકાન્તમાં જઇ ધ્રુસકે ધ્રુસકે રડયો. પણ હવે તેને તેના દુઃખનું કારણ કોણ પૂછે? વિનુને પોતાનું સ્વમાન વહાલું હતું, તે ગરીબ હોવા છતાં તેની ખાનદાની તેને વધારે વહાલી હતી. ખાનદાની પૈસાના ઢગલામાં નથી.

વિનુએ જેના ઉપર વિશ્વાસ રાખ્યો અને જેને બેન માની તેનીજ જ્યારે

આવી ક્રૂર દૃષ્ટિ જોઇ, ત્યારે તેને સારી દુનિયા અંધકારમય દેખાવા લાગી; અને પોતાનાં નશીબને દોષ દેતો સારીયે દુનિયા છોડી નાસી ગયો. તે દિવસથી હમેશને માટે મુંબઇમાં શેરીએ અને ચૌટે રખડે છે, પોતે એકલો જ છે, એમ માની પોતાનું જીવન સુખેદુઃખે ગુજારે છે. ઘેરથી જતા પહેલાં સરલા ઉપર નીચેનો પત્ર લખી તેના ટેબલ ઉપર મૂકી તે ચાલ્યો ગયો:

"પ્રિય બેન સરલા,

"સારીયે દુનિયાની પરવા કર્યા વગર હું તારી જોડે બેન જેવો ભાવ રાખતો. તેને સારે રસ્તે લેઇ જવા મેં જે પ્રયત્નો કર્યા, તે પ્રયત્નો તારી દૃષ્ટિએ અવળા લાગ્યા; છતાં તેં જે મારી જોડેનો વ્યવહાર તોડી નાખ્યો તે બદલ હું તારી ક્ષમા યાચું છું.

"બેન, સારીયે દુનિયાના પુરુષો એવા હોય છે એ વાત તારા મગજમાંથી કાઢી નાખજે. હવે તારો આ ભાઇ વધારે લખી શકે તેમ નથી, કારણ કે તારી મૂર્તિ યાદ આવતાં રડવું આવે છે.

"ઇશ્વર તારૂં કલ્યાણ કરે. એજ,

"તારો સહાયનો
"વિનુ."

વિનુને જ્યારે રંજન યાદ આવતો ત્યારે બે આંસુ સારી તેના ઉપકારનો બદલો કેમ વાળી આપવો તેનો વિચાર કરતો. પરંતુ શું કરે?

અંતમાં બેન સમાન સરલા યાદ આવતાં સારીયે સ્ત્રીજાતિ આવી દૃષ્ટિએ જુએ છે, તેને માટે ખેદ કરતો અને પોતાને આવા દુઃખી જીવનમાં જન્મ આપવા માટે ઇશ્વરને પણ દોષ દેતો પોતે મુંબઇની ગલીઓમાં રડતો માલમ પડે છે.

મુંબઇ વીરચંદ પટેલ

---

## ઠક્કરબાપા સો વર્ષ જીવો.

ઠક્કરબાપાની ૭૧મી જન્મતિથિને દિવસે તેમની સેવાની કદરની એક નિશાની તરીકે તેમને રૂ. ૭૦,૦૦૦ની થેલી અર્પણ કરવા નવેમ્બરની ૨૯મી તારીખે મુંબઇમાં જે સભા થઇ હતી તે અનેક રીતે અનેરી હતી. ઠક્કરબાપાએ દેશમાં કેટલાનો પ્રેમ સંપાદન કર્યો છે એ બતાવવાને માટે તો સભામાં જે કુશળ સંદેશાઓ આવ્યા હતા તે પૂરતા હતા, પણ હાજર રહેલા સજ્જનોમાં પણ

અગ્રગણ્ય હિંદુ સજ્જનો અને નેતાઓ બધાય હતા. પણ એ નેતાઓ હતા તો સાથે સાથે સેંકડો હરિજનો પણ હતા. થેલી તો ૭૦,૦૦૦ની આપવાની હતી, પણ સૌએ એટલા પ્રેમથી આપ્યું કે રકમ એક લાખ સત્તર હજારથી વધારે થઇ પડી, અને સભા ચાલતી હતી ત્યારે પણ રકમો આવતી જતી હતી. આ રકમોમાં બિરલાજીના ૨૫ હજાર અને મુંબઇના અનેક સજ્જનોના અઢી અઢી હજાર જેટલી રકમ તો આવી જતી હતીજ, પણ એમાં તો સેંકડો હરિજનોનો અને હજારો ભીલોનો એકએક પૈસો પણ હતો. આવીજ રીતે ઠક્કરબાપાની સેવાની સ્તુતિ કરનારાઓમાં પણ જેમ સરદાર વલ્લભભાઇ, ભૂલાભાઇ, બાળાસાહેબ ખેર, હૃદયનાથ કુંઝરૂ, સર પુરુષોત્તમદાસ, વયોવૃદ્ધ કર્વે અને ડા. પુરુષોત્તમ સોલંકી હતા, તેમ નાનકડા મનાતા અનેક સેવકો અને હરિજનો પણ હતા. કુંઝરૂજી ઠેઠ પ્રયાગથી આ પ્રસંગે આવેલા, કર્વેજી પૂનાથી, અને રાજાજી પ્રમુખપદ શોભાવવા દિલ્હીથી આવ્યા હતા.

અને એ સ્તુતિ પણ અનેરી હતી. એ સ્તુતિમાં સામાન્ય માનપત્રોની રૂઢ ભાષા ન હતી, એમાં તો હૃદયના ઉમળકાથી ઉચ્ચારાતાં પ્રેમવચનો હતાં. ગાંધીજીના તોળેલા શબ્દોના સંદેશામાં પણ એકએક વાક્ય સૂત્રરૂપે હતું, જેની ઉપર લાંબાં ભાષ્યો કરી શકાય. આ એમનો સંદેશો:

"બાપાકી ઇકોત્તેરવીં જયંતી મનાનેમેં મુઝે હાજિર હોના ચાહિયે, લેકિન મૈં ઇસ લાયકકા નહીં રહા હૂં. મેરી તો હાર્દિક આશા હૈ કિ બાપા સૌ વર્ષ પૂરે કરેં. બાપાકા જન્મહી દલિતોંકી સેવાકે લિયે હૈ, ભલે વે અસ્પૃશ્ય હો યા ભિલ્લ યા સાંતાલ યા ખાસી ઇ૦. ઉનકી કદર કરનેમેં ભી હમ દલિતોંકી કુછ ન કુછ સેવા કરતે હૈં. બાપાકી સેવાને હિંદોસ્તાનકા બઢાયા હૈ."

બાળાસાહેબ ખેર જ્યારે બોલવા ઉઠયા ત્યારે તેમને ગીતાના બારમા અધ્યાયના ભક્તના વર્ણનના શબ્દો સિવાય બીજા શબ્દોજ સૂઝે નહિ. તુકારામના "જે કાં રંજલે ગાંજલે ત્યાસી મ્હણે જો આપુલે" યાદ કરીને એ ભાગ્યના ભેરૂ અને ભીડમાં આવેલાને બાથમાં લેનારામાં બાળાસાહેબે દેવનાં દર્શન કર્યાં. પંડિત હૃદયનાથજીને રહીમનો દુહો યાદ આવ્યો:

દીન લખે સબ જગતકો દીનન લખે ન કોય;
જો રહીમ દીનહિ લખે દીનબંધુ સમ હોય.

અને તેમ કહીને તેમને આદર્શ 'દીનબંધુ' તરીકે ઓળખાવ્યા. વયોવૃદ્ધ કર્વે કહે: 'મને વર્ષો તો એમના કરતાં વધારે થયાં છે અને કદાચ મારા

જીવનમાંથી એગને થોડું મળ્યું હશે, કારણ મેં સેવા એમના કરતાં વહેલી શરૂ કરેલી, પણ ખરી વાત એ છે કે એમની પાસેથી જ મને ઘણું શીખવાનું મળ્યું છે.' એલ્વિનભાઇ પૂજારી આ સભામાં હશે એની મને ખબર ન હતી. એમણે તો કમાલ કરી. એમણે એગને દેવના દૂત તરીકે વર્ણવ્યા અને ગુરુ તરીકે વર્ણવ્યા —જે ગુરુના ચેલા તરીકે પોતાની લાયકાત નથી. "આખો દિવસ ધૂળ તડકા અને હાડકાં ભાંગે એવી મોટરમાં મુસાફરી કર્યા પછી થાકીપાકીને મને સૂવાનું મન થાય ત્યારે એ કામ કરવા બેઠા હોય. જ્યારે આવી લાંબી મુસાફરીને અંતે મારે આરામ શોધવા નીકળવું પડયું ત્યારે એ બીજે જ દિવસે બીજી મુસાફરી ઉપર ઊપડયા." આમ કોઇએ દેવ કહ્યા, કોઇએ ભક્ત કહ્યા, કોઇએ દીનબંધુ કહ્યા અને ગુરુ કહ્યા; છતાં બાપા તે બાપા જ, એ તો જ્યારે ઝીણાભાઇ રાઠોડ બોલવા ઊઠયા ત્યારે સૌને ખબર પડી. ઝીણાભાઇ આજે મુંબઇમાં ૨૩ રૂપિયાની નોકરીએ કામ કરતા ભંગી છે. તેમને કેળવણીનો કુસંસ્કાર લાગ્યો નથી એટલે તેમની તળપદી વાણીમાં જે સરળતા, મીઠાશ અને સોંસરવાપણું હતાં તે હેરત પમાડે એવાં હતાં. તેમણે તો પોતાના દુઃખી ભાઇઓની સેવાના ઇતિહાસનાં કેટલાંયે અમોલાં પાનાં વાંચી સંભળાવ્યાં. ગોખલેજીએ ગાંધીજીને અમુક સંદેશો આપ્યો, ગાંધીજીએ લક્ષ્મીને ખોળે લીધી, ઠક્કરબાપાએ અમને અમુક રીતે અપનાવ્યા વિ. વિ. "એમ તો ગોરા લોકો પૈસા લૂંટે અને આપણને મારે, પણ આ અમારા ગોરે તો અમને તાર્યા." એ એમનાં વચનો આંખમાંથી આંસુ આણે એવાં હતાં. એ પછી પોતાનો અને પોતાની કોમનો એમની સાથેનો સંબંધ વર્ણવી એમણે આખી સભાને જાણે પ્રત્યક્ષ સિદ્ધ કરી આપ્યું કે ઠક્કરબાપા તે ખરેખર બાપા છે—ઢેડ, ભંગી, ભીલ, સંતાલ સૌના બાપા છે. જેમ સરદાર વલ્લભભાઇએ સંભળાવ્યું તેમ ઝીણાભાઇએ સંભળાવ્યું કે થેલી આપો કે સ્તુતિ કરો તેમાં ઠક્કર બાપાનું કાંઇ ન પાકે, હિંદુધર્મનું કલંક સમૂળગું ધોવાય ત્યારે ઠક્કરબાપાની કદર કરી કહેવાય. ઝીણાભાઇની તળપદી વાણી સાંભળી લોકોને હસવું આવતું હતું. એ લોકો તો કદિ ન સાંભળેલી શૈલી સાંભળવાના આનંદથી હસતા હતા, પણ ઝીણાભાઇએ કહ્યું: "આ હસવાની વાત નથી. આ કલંકે આપણને આ દેશમાં ને પરદેશમાં શરમાવ્યા છે. ગાંધીબાપુને આફ્રિકામાં આને કારણે જ લાતો ખાવી પડેલી અને લડવું પડેલું!" આ એમનાં વચનો સોંસરાં ઊતરી જતાં હતાં. બાપાએ આવા એક ઝીણાભાઇ પેદા કર્યા હોત તોયે એક મોટી સેવા હતી. પણ એમણે તો સેંકડો ઝીણાભાઇ પેદા કર્યા છે જેમને વાચા લાધી છે.

આમ ઠક્કરબાપાનાં ગુણગાન કરાય તેટલાં ઓછાં છે. સામાન્ય માણસ

એ ગુણગાનથી કદાચ ફુલાઇ જાય અને ચડવાને બદલે પડે. પણ ઠક્કરબાપાની નમ્રતા એટલી સહજ છે કે એમને એ સ્તુતિ ભાગ્યેજ સ્પર્શ કરી શકે. એમણે તો કહ્યું: "આ બધું તરકટ તમે પ્રેમીઓએ ઊભું કર્યું છે, બાકી હું તો જાણું છું કે હું નથી સેવક કે ગુરુ કે કાંઇ. હું તો એક મજૂર છું." આપણે સૌ માયા-મજૂર મટીને ઠક્કરબાપાના જેવા ભગવાનના મજૂર બનીએ તો કેવું સારું!

('હરિજનબંધુ,' તા. ૩:૧૨:'૩૯) **મહાદેવ હરિભાઇ દેસાઇ**

---

## શૃંગારની બેડીઓ

**આજના** શિક્ષિત મનાતા નવયુવકને, જોતાંજ આંજી નાખે તેવી માદર્વયુક્ત, લાવણ્યમયી અને આકર્ષક ઉપરાંત ભણેલી (પણ ગણેલી નહિ) પત્નીની વાંચ્છનાં જાગી છે. પરિણામે હજારો વર્ષથી પુરુષની ગુલામી કરતી, પતિની પગચંપી કરી રોટલાનો ટુકડો પામતી નારીએ પુરુષને મનગમતી થવા તેની નખરાળી આંખમાં ખૂંપવા, તેનું મન મનાવી રાજી કરવા, ખુશામતના અનેક ફરજિયાત ખેલ માંડયા છે. આમાં સ્ત્રીનો લગીરે વાંક નથી, પરંતુ પુરુષની વધી ગએલી અમર્યાદિત કામલોલુપ વૃત્તિને વશ થઇ તેને આમ કરવું જ પડયું છે. પરિણામે તેના જીવનની અનેક કીમતી પળો અજાણ્યે વેડફાઇ ગઇ છે અને પુરુષની રસવૃત્તિ—કહો કે કામવૃત્તિ—પોષ્યા સિવાય તે કંઇજ કરી શકી નથી.

બાલ્યજીવનમાં દરિયાનાં મોજાં માફક સ્વતંત્રતાએ વિહરતી, કૌમાર્યના આશાભર્યા થનગનાટમાં આનંદ માણતી બાલિકાઓને પણ આ સંસ્કાર પાડી ભવિષ્યની આકર્ષક યુવતી બનાવવાના યત્નોમાં આજનાં માબાપો મણા રાખતાં નથી. અને તેથીજ તેની અજ્ઞાનાવસ્થામાં તેનાં નાકકાન કોચી નાખી અલંકારો પહેરી શકવાની સરળતા કરી આપવામાં આવે છે. છેક અજ્ઞાન અવસ્થામાં, કહો કે બોલતાં પણ શીખ્યા પહેલાંજ પગમાં છડા, હાથમાં નાની નાની બંગડીઓ અને નાકકાનમાં સાચા જુઠા તાર નાખવામાં આવે છે. પુરુષની વિલાસસામગ્રીને પોષવા રંભાસ્વરૂપ ભોગ્યા બનાવવાની વૃત્તિની આ અગમચેતી નીચ વૃત્તિ.

કિશોર વયમાં એજ આશયથી ગાયન, વાદન, નૃત્યકળા, વગેરેનું શિક્ષણ કન્યાશાળામાં ખાસ શિક્ષિકાઓ કે શિક્ષકો મારફત અપાય છે. ગરવી ગુજરાતનાં સુધરેલાં મનાતાં શહેરોમાં કે ગામડાંમાં અને ત્યાંની શાળાઓમાં પણ

આજે શરદુત્સવના કે વસન્તોત્સવના પવિત્ર દિવસોમાં પણ આજની ભણેલી બાલિકાઓના—હજારો કામલોલુપ પુરુષોની આંખો સામે, તેમની રસવૃત્તિને પોષણ મળે તેટલાં માટે જાણે અજાણે—હાવભાવયુક્ત રાસ, ગરબા, નૃત્ય, અભિનયયુક્ત દશ્યોની રંગભૂમિઓ ગોઠવાય છે. લોકે સ્ત્રીઉન્નતિના ઓઠા નીચે પોતાનીજ દીકરીઓને કે ભગિનીઓને ઠાઠમાઠથી ઠકારી વાહવાહ પોકરાવે છે. પરિણામ એકજ આવે છે કે દિવસે દિવસે આજનો યુવક રસલોલુપ, કામલોલુપ થતો જાય છે. અને છતાંયે ભૂતકાળની સતી સ્ત્રીઓનાં આદર્શ જીવનોની કથાઓ વાંચી વંચાવી હિન્દુસ્થાનનું, હિન્દુ ધર્મનું, હિન્દુ સંસ્કૃતિનું કે કલાનું મિથ્યા ગૌરવ લેઇ ફૂલીને ફાળકો બની જાય છે. પરિણામે સ્ત્રીજાતિની પુરુષ સમોવડી બનવાની વૃત્તિઓ પ્રતિક્ષણે દબાતી જ જાય છે. તેની ગુલામીની જાળની એક એક આંટી વીંટાતી જાય છે, વધુ મજબુત બનતી જાય છે.

મનુભગવાને પુરુષને સ્ત્રીના સૌભાગ્યનો આધાર ગણ્યો છે. પતિની હયાતીમાં—પતિની મીઠી (!) ગુલામડી બનાવવાની વૃત્તિવાળી છાયા નીચેજ તેનાં સૌભાગ્ય, તેનાં સઘળાં નસીબ ખીલેલાં ઊઘડેલાં મનાયાં છે. અને તેથીજ આજ સુધી પણ વડીલો અને વેદપંડિત બ્રાહ્મણો અખંડ સૌભાગ્યવતી ભવના આશીર્વાદ આપી તેને ગુલામીમાંજ રહેવાને પ્રેરે છે. વર્ષોથી ઊતરી આવેલી પ્રથાએ સ્ત્રીનું આત્મજ્ઞાન, સ્વમાન ભૂલાવી દીધું છે. અને અપંગ, આંધળું પ્રાણી માલિકનો આશરો અખંડ રહે, એ સિવાય બીજું શું ઇચ્છે?

સૌભાગ્યવતી અર્થાત્ પતિયુક્ત સ્ત્રી ઘરેણાં, શણગાર, શૃંગારથીજ પોતાના પતિની હયાતી બતાવે છે. શૃંગારયુક્ત સ્ત્રી જોતાંજ તેના પતિની હયાતી સમાજ જાણી લે છે. ધર્મ, નીતિ, ચારિત્ર્યનાં બહાના હેઠળ ગંસ્વની યોગમૂર્તિઓ પણ ઘડાઇ છે. પુરુષના શોખની વસ્તુ મનાતી સ્ત્રીના આ બે જીવનભેદ! કુદરતે સર્જેલી વસંત અને ગ્રીષ્મ ઋતુની તડકાછાંયડી!

ગઇ અર્ધી સદી સુધી- સૌભાગ્યવતી સ્ત્રીઓ ધાર્મિક કે લૌકિક દષ્ટિએ પ્રથા પ્રમાણે શણગાર—દાગીના પહેરતી. અને પતિવ્રતના વિચારોને વશ વર્તી ચુસ્તપણે તેને વળગી રહેતી. હિન્દુ ધર્મ પ્રમાણે અમુક સૌભાગ્યચિહ્નો સ્ત્રીના શરીર ઉપર હોવાંજ જોઇએ એવું મનાતું. અને તેમાંથી અકસ્માત્ એકાદ ઓછું થવાના સંભવિત પ્રસંગો પણ અપશુકનિયાળ, અધર્મયુક્ત અને અનિષ્ટ ભાવિસૂચક મનાતા. સામાન્ય રીતે તે જમાનામાં ખાસ તવંગર વર્ગ સિવાયની સ્ત્રીઓ કંકુ, કાજળ, કીડીઆ-હાર અને કંકણ સૌભાગ્યચિહ્નો તરીકે ધારણ કરતી. ગરિબાઇ કે સાદાઇને કારણે આ ચિહ્નો બહુજ અનાકર્ષક (આજની

દષ્ટિએ) રીતે પહેરવામાં આવતાં. મોટા હાથીદાંતના સોનાની કે પિત્તળની ચીપ વાળા, સોંઘા, ટકાઉ અને મજબૂત ચૂડાનો ઉપયોગ થતો. અને તે તો આજે પણ જ્યાં નવા જમાનાનો વાયરો વાગ્યો નથી ત્યાં વપરાય છે. આંખની રક્ષા કાજે કાજળનો, મસ્તક–કપાળ ઉપર વૈદ્યકીય દૃષ્ટિએ સુખડ-કેશર-મિશ્રિત કંકુનો ઉપયોગ કરવામાં આવતો. મેંદી પણ વૈદ્યકીય દૃષ્ટિએજ વપરાતી. આજે સુધરેલા મનાતા જમાનાએ પશ્ચિમનું વાનરઅનુકરણ કરવા માંડ્યું છે. પરિણામે ચાંલ્લા કરવાની રંગ-સુંદર મિશ્રિત કંકુની શીશીઓ, મોઢા ઉપર લગાવવાના પાઉડર અને હાથ તથા નખ રંગવાની તૈયાર –પરદેશી પદ્ધતિએ શોખની ખાતર તૈયાર–થએલી શીશીઓ આપણે ત્યાં આગબોટોમાં ભરાઇને ઠલવાય છે અને એના ઉપયોગથી આપણું આર્યત્વ–હિન્દુત્વ, અરે! હિન્દુ પત્નીનું સૌભાગ્ય સચવાય છે. આંખનું નુર સાચવનાર કાજળ જેવી સસ્તી ચીજો ગામડિયા–જૂના જમાનાની મનાઇ છે. અને તેને સ્થાને હોઠ રંગવાની લીપ-સ્ટીકોનો ઉપયોગ વધતો જાય છે. નબળા થતા જતા શરીરને કુદરતી રીતોથી લાલઘુમ બનાવી સ્વાસ્થ્ય મેળવવાનું બાજુએ રાખી નાજુકતા અને ઉપરની ટાપટીપની મોહકતાએ આજની સ્ત્રીનાં શરીર હાડકાંના માળા બનાવી દીધાં છે. આર્થિક, નૈતિક અને શારીરિક અધોગતિના પરિણામ રૂપે સંતતિ-નિયમનના–સંતતિનિરોધના કૃત્રિમ ઉપાયોએ નવયુવકના વાતાવરણને ઘેરી લીધું છે. અને એ સ્થિતિ છુપાવી રાખવા દેશની ગરિબાઇમાં ભારરૂપ મનાતાં બાળકોનું નિયમન કરવાના બહાના હેઠે પોતાની કામલોલુપતાના ઘોડા છૂટા મૂક્યા છે. આમાં પ્રજાની અધોગતિ સિવાય બીજું શું પરિણમી શકે?

આજ સુધી ઘરેણાં એ સ્ત્રીધન તરીકે મનાય છે. પાટીદાર જેવી મિથ્યા-ભિમાની જ્ઞાતિ સિવાય મોટા ભાગની જ્ઞાતિઓમાં પણ પતિ તરફથી આપવાનો રિવાજ છે. અજ્ઞાન, અભણ, અપંગ સ્ત્રીને તેની આર્થિક અવદશા વખતે જીવન-નિર્વાહના સાધન તરીકે તેનો ઉપયોગ મનાય છે. કેટલેક ઠેકાણે દાગીનાના સ્વરૂપમાં તે અપાય છે, તો કોઇક ઠેકાણે રોકડ રકમ ત્રાહિત સ્થળે જમે મૂકવામાં આવે છે. આ રિવાજમાં પુરુષની ચાલબાજી સિવાય બીજું છે શું? દીકરી રાંડે તો ખાય શું? લગ્ન વખતેજ એવી અગમબુદ્ધિરૂપ મનાતી અપ-શુકનિયાળ નીચ વૃત્તિ નારીજીવનની ક્રૂર મશ્કરી રૂપ છે. બીજું કોઇ પણ કાર્ય કરી શકવાની અણઆવડતને પરિણામે દુઃખના દહાડા આવતાં ગુજરાન ચલાવવાના સાધન તરફ મુકાતી રકમ તરફ મીટ માંડી, જીવનભર પશુજીવનનું ગદ્ધાવૈતરૂં અને ઢસરડા કરવાનું વચન આપવામાં–અરે તેની અવદશાનો

લાભ લેઇ બળાત્કારે તેની પાસેથી વચન લેઇ લેવામાં કઇ માનવતા છે? કયો પુરુષાર્થ છે? ગુલામની ગુલામી અવદશા કાયમ રાખવામાં સાચી શૂરવીરતા છે કે ગુલામની ગુલામી તોડી તેને સ્વતંત્રતા આપવામાં? દેશદ્રોહી, સમાજદ્રોહી તરફ તિરસ્કારદષ્ટિએ જોતો સમજુ સમાજ માતૃદ્રોહનું પાપ વહોરી કેમ રાચતો હશે એજ સમજાતું નથી.

અને આજની નવયુગની નારીનું પણ શું? મોજશોખને અને મોહને વશ થઇ અનેક જુદી જુદી ફેશનના દાગીના શરીર ઉપર ટીંગાડી પોતાની જાતને કૃતકૃત્ય માને છે. જેની પાસે વધારે દાગીના તે વધારે ભાગ્યશાળી મનાય છે. અને એવી યુવતીઓના અનેક કોડિલા કંથો, સૌભાગ્યના આધારરૂપ પતિરાજો પત્નીના માળખા જેવા કૃશ શરીરને માથાથી પગ સુધી સોને મઢેલું જોઇ રાચે છે; સોળે શણગાર સજેલી, વાયરે ઉડી જાય તેવી સ્ત્રી પોતાને પ્રાપ્ત થએલી માની કૃતકૃત્યતા અનુભવે છે, પોતાની જાતને ધન્ય માને છે!

આંખ ઉઘાડી ભીતરમાં દૃષ્ટિ કરતાં જણાશે કે એ શણગાર શણગાર નથી પણ જોખમ છે. તે સ્ત્રી સ્ત્રી નથી પણ દાગીનાની જંગમ દુકાન છે. દુકાન સાચવવા એક માણસ જોઇએ, એને રેઢી મૂકાય નહિ, તેમ શણગારેલી સ્ત્રીને પણ સાચવવાની જરૂર પડે છે. પોતે પહેરેલા શણગારનું રક્ષણ કરવાની તેનામાં તાકાત નથી. એજ ઘરેણાંએ તેને સ્વતંત્ર રીતે ઘરની બહાર પગ મૂકતાં અટકાવી છે; ડરપોક, બીકણ, નમાલી બનાવી છે. એના જીવનની અનેક કેળવણીઓને કુંઠિત કરી નાખી છે. પોતાની જાતને અને શરીર ઉપરના શણગારને સાચવવાના ધખારામાંજ, વિકાશ માગતી અનેક પ્રવૃત્તિઓને દાબી દીધી છે. ધોળે દિવસે અજાણ્યે સ્થળે જતાં એ ફફડે છે. સારા સંઘાત વિના રેલ્વે ગાડીની મુસાફરીમાં પણ એ ધ્રૂજે છે. અગત્યને કામકાજે પણ ક્યાંય એકલી જતાં એ અચકાય છે. શણગાર સજવાની બહેકી ગએલી વૃત્તિનું આ પરિણામ! આ સ્થિતિમાં ભાવિ પ્રજામાં હિંમત, મર્દાનગી, શૌર્ય કે સાહસ ક્યાંથી આવે? આજ આપણો સુધારો?

હવે તેનાં બીજાં ભયંકર પરિણામો તરફ જોઇએ. આજ સુધી તો રિવાજ મુજબ પતિ કે પિતા તરફથી તેની સ્થિતિ પ્રમાણે ઘરેણાં પત્નીને કે પુત્રીને મળતાં. આજે કુળવાનો કન્યાના પિતા પાસેથી અને કન્યાની અછત વાળાઓ વરપક્ષ તરફથી અમુક દાગીના મેળવવાનો શરતી કરાર આગળથી કરે છે. પોતાની સ્થિતિ ન હોય છતાં લોહીનું એક એક ટીપું એ અલંકારોની રતિએ રતિના વજન પાછળ આપવાની ફરજ પડે છે. 'ગરજે ગધેડાને બાપ

કહેવડાવે' એ ન્યાયેજ આજે દાગીના અપાય છે અને એમ આજની નવવધૂઓ શણગારાય છે. સુધરેલા કુળવાનોની વૃત્તિનું બીજું પ્રદર્શન જોઇ લેઇએ. કન્યાને પિતા તરફથી કન્યાદાનમાં મળેલાં ઘરેણાં પણ ઓળવી જવાની સાસરિયાંની દાનત પણ ઓછી નથી: પિયેરથી આણેલા દાગીના પણ સાસરાના વડીલોની ઇચ્છા પ્રમાણેજ પહેરવા અપાય છે. તેમની ઇચ્છા વિરુદ્ધ પિયેર જતાં તે પહેરી જવાતા નથી. ખાસ કરીને સીમંત પછી સુવાવડ અર્થે પિયેર જતી પત્નીને ગૂંડેલી બોરડી જેવી કોરી ધાકોટ બનાવી કાઢવામાં આવે છે. રખેને મરણનું પડીકું મોંઢામાં રાખીને જતી સીમંતિની મરી જાય તો? તો તો તેના પિતા તરફથી મળેલા દાગીના પચાવવા અનુકૂળ થઇ પડે! પોતાનીજ પુત્રવધૂનું અમંગળ ઇચ્છનાર, પોતાનાજ પુત્રની હયાતીની યાદ આપતાં સૌભાગ્યચિહ્નો માટે આવી દાનત રાખનાર સમાજની આપણે કઇ ઉન્નતિની આશા રાખી શકીએ? પરિણામે ઘરેણાંથી લોભ, લાલચ, નીચ લાલસા જેવાં મનુષ્યજીવનનાં કલંકો પોષાય છે અને સત્ય, ઔદાર્ય, નિખાલસતા, સ્નેહ, આનંદ, વગેરે વૃત્તિઓનું છડેચોક ખૂન થતું જોઇ શકાય છે. હા! સૌભાગ્યચિહ્નો કે દુર્ભાગ્યચિહ્નો?

પોતાના જીવનની, સમાજની અને દેશની આઝાદીની ભવ્ય વાતો પોકારનાર પુરુષમુત્સદીઓ, કહો કે સ્વાર્થી આડંબરીઓ અર્ધાંગનાને, જીવનસર્વસ્વ અર્પણ કરનાર નારીને, એ ઉચ્ચ આદર્શોની છાંટ સરખીયે આપવા એમ પાછા પડે છે! સ્ત્રીની હયાતીનું એકાદ મરજિયાત ચિહ્ન પણ ન રાખનાર પુરુષ સ્ત્રીજીવનને પોતાની હયાતી દર્શાવવાના આડંબરી ચિહ્નોની ફરજ કેમ પાડે છે? કારણ સ્પષ્ટ છે કે આવી એકપક્ષી વફાદારીનો હક્ક છોડવો તેને ગમતો નથી. સ્ત્રીજીવનને અનાદિ કાળથી બળાત્કારે પણ વશ–વફાદાર–રાખવાના જે નુસ્ખાઓ અજમાવવામાં આવ્યા છે તેમાં સૌભાગ્યચિહ્નો ઊંડો ભાગ ભજવે છે.

રોજને રોજ ફરતી ફૅશનના જમાનાએ રોજ રોજ નવો ઘાટ આણ્યો છે અને તેથી 'ઘડાના કળશિયા' થતાં દાગીના આખરે પિત્તળના થઇ જાય, ત્યારે તેમાં ભાવિ જીવનનિર્વાહનો આધાર છે એમ કહેવું માત્ર આડંબરયુક્ત અને સત્યથી વેગળું જ છે. આર્થિક અવદશા તરફ આપણે સૌ દોરાઇએ છીએ. પુરુષો સ્ત્રીજીવનની ગુલામીનાં બંધન તોડવા ભલે પાછા પડે, પણ સ્ત્રીએ તો પશુ મટી મનુષ્ય બનવા માટે દાગીનાનો મોહ છોડવોજ જોઇએ અને પોતાના જીવનમાં હિંમત, સ્વાસ્થ્ય અને તંદુરસ્તી માટે પ્રયત્નો કરવાજ જોઇએ, જો પોતાના જીવનને સ્વતંત્ર, સમજુ અને જ્ઞાનયુક્ત બનાવવું હોય તો.

ગાંધીયુગને પ્રતાપે આજે એક બે ટકા સ્ત્રીઓ આ વાત સમજતી થઇ છે. અને પરિણામે એકતરફી વફાદારી રખાવવાના પુરુષયત્નો વાંઝિયા નિવડતા જાય છે. દાગીનાની બેડીઓ પહેરી બેઠેલી ડરપોક, નાહિંમત, બીકણ સ્ત્રીઓને બહારની હવાનો અનુભવ થાય, તેઓ હિંમતવાન, બહાદુર, નિર્ભય બને, એટલા માટે સ્ત્રીજીવનની ઉન્નતિ ઇચ્છતી બેનો પ્રચાર કરી આગેકૂચ કરે અને સમસ્ત સ્ત્રીજીવનને અનેકવિધ અધોગતિ તરફ ઘસડાઇ જતું બચાવી લેઇ સાચા જીવનના સૂર્યનો પ્રકાશ આપે એટલું ઇચ્છીશું.

નવયુગની નારી સાચું જીવન જીવતાં શીખવાનું પહેલું પ્રકરણ ઉઘાડી પુરુષોને બોધપાઠ આપશે?

નૈરોબી (કેન્યા) વજુભાઇ ભાઇલાલભાઇ પટેલ

---

## અંત્યજ અસ્પૃશ્ય?

આપણા દેશમાં જેમ જેમ સંપ્રદાયો વધવા માંડ્યા, તેમ તેમ ઇશ્વર પણ વધવા લાગ્યા. તે પૈકી કેટલાક સંપ્રદાયો માનવા લાગ્યા કે મનુભગવાને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા ચાર વર્ણોમાં મનુષ્યજાતિને વહેંચી નાખી છે. જનકજનેતાના સંસ્કારથી બાળકોની આકૃતિમાં જે ભિન્નતા હોય છે, તે ભિન્નતા બાળકના શારીરિક વિકાસ સાથે વધારે પ્રમાણમાં દેખાય છે. પરંતુ ઉપર ગણાવેલ ચાર વર્ણોની ભિન્નતા આકૃતિમાં આપણે નિહાળી શકતા નથી, કારણ કે તે વર્ણો ઓળખી શકાય તેવા તેમની આકૃતિમાં ભેદ હોતા નથી. ત્યારે વર્ણો ચાર કેમ ગણાયા?

જેમ સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્તોએ કપાળે ચંદનનું ટીલું કર્યું એટલે તેઓને આપણે ભક્તો કહ્યા. અને તે ઇલ્કાબમાં તેમને રસ લાગ્યો, તેથી તે ઇલ્કાબ જાળવી રાખવા તેમણે હમેશાં કપાળે ટીલું કરવા માંડ્યું. તેમજ આ દેશમાં પ્રથમ આવનાર આર્યોએ માણસના કર્માનુસાર જે તે વર્ણોની યોજના કરી. સદ્દજ્ઞાન પ્રાપ્ત કરી બીજાનામાં જ્ઞાનદીપક પ્રગટાવી મનુષ્યના મોંઘા જીવનને વેડફી નહિ નાખતાં આદર્શ અને નીતિમય જીવન જીવતાં શીખવ્યું તેમને તેમણે બ્રાહ્મણ કહ્યા. ઘાતકી પ્રાણી અને ઘાતકી મનુષ્યોથી બીજાનું રક્ષણ કર્યું તેમને તેમણે ક્ષત્રિય કહ્યા. સૃષ્ટિના નિયમાનુસાર પડતા વરસાદ, વાતા વાયુ અને પડતી ગરમી તેમજ બીજી કેટલીક અનુકૂળતાઓનો સદુપયોગ કરી અનાજ પકવી જેણે બીજાઓને પણ આત્મ-

રક્ષણ માટે આહાર પૂરો પાડ્યો તેમને તેમણે વૈશ્ય કહ્યા. અને એ સૌ વર્ણોની આજ્ઞાનું પાલન કરી કોઇ પણ કાર્યમાં ઘૃણા બતાવ્યા સિવાય તેમની સર્વ પ્રકારે સેવા કરી તેમને શૂદ્રો કહ્યા. ખરી રીતે તો શૂદ્રો એટલેજ શુદ્ધાત્મા. આપણામાં હજી પણ કહેવત છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી. અને તે પ્રમાણે ખેતી કરનાર કૃષિકારોનું જીવન ગમે તેટલું મેલું હોય, છતાં તે જગતના તાત કહેવાય છે, તેમ શૂદ્રો ગમે તેવાં સુગ લાગતાં કાર્યો કરે છે, છતાં તે જગતની શુદ્ધિ કરે છે; પણ આપણે તેમને નીચ, અધમ જાતિના ગણી તુચ્છકારીએ છીએ! અફસોસ, કેટલો બધો અન્યાય!

ચાલુ યુગમાં જો આપણે ચારેય વર્ણોનું બરાબર નિરીક્ષણ કરીશું તો જણાશે કે બ્રાહ્મણો સ્વાર્થમાં અંજાઇ પોતાનાં અસલ કર્મ ભૂલતા જાય છે. ક્ષત્રિયો પણ કુમાર્ગે ચાલતા થયા છે. વૈશ્યો પણ સ્વાર્થી બ્રાહ્મણોના ઉપદેશો સાંભળી પોતાની ફરજો ભૂલતા જતી આવે છે. પરંતુ જેને આપણે નીચ અને અધમ ગણીએ છીએ તે શૂદ્રોએ તો પોતાની અસલની ફરજોમાંજ પોતાના જીવનનું સાફલ્ય માની અસલની ફરજો વીસમી સદીના ફેશનેબલ યુગમાં પણ ચાલુ રાખી છે. ખરેખર! તેથીજ આપણે કહી શકીશું કે ચારેય વર્ણોમાં ઉત્તમ અને પવિત્ર વર્ણ તો શૂદ્ર છે, તેથીજ તેમને શુદ્ધાત્મા કહીએ તો તેમાં અતિશયોક્તિ જેવું કાંઇ છેજ નહિ. આપણે આ ઉપરથી જોઇ શકીશું કે શૂદ્રોને અડકવામાં બાકીના ત્રણ વર્ણો જે પાપ માની રહ્યા છે, તેજ ખરેખર પાપ છે.

આપણો અંધ સમાજ બ્રાહ્મણને જનોઇથી, ક્ષત્રિયને વાંકડીઆ મૂછો અને રંગબેરંગી સાફા અને અપ-ટુ-ડેટ પાયજામાના શોભતા પોષાકથી, વૈશ્યને લાલઘુમ જેવી પાઘડીથી અને શૂદ્રને ફાટેલાં કપડાં તેમજ અસ્વચ્છ શરીરની કાળી ચામડીથી ઓળખે છે. હું માનું છું કે તે ચાર વર્ણોની ચાર વ્યક્તિઓ આપણા સમાજ સમક્ષ ખડી કરવામાં આવે તો ઉપરનાં ચિહ્નોથી કોઇ તેમને તેમ માને તો ભૂલજ કરે. ધારો કે અંત્યજ જનોઇ પહેરે અને બ્રાહ્મણ ફાટેલાં તૂટેલાં કપડાં અને કાળી ચામડી વાળો હોય તો કેવી રીતે ઓળખાય? આ ઉપરથી પણ આપણે જોઇ શકીશું કે મનુષ્યનાં કર્મો અને આચરણ પ્રમાણે ભેદ પડ્યા છે. પરંતુ તે ભેદ પરસ્પર તુચ્છકારી બીજાને હલકો અને નીચ ગણવામાં નજ હોય. માતા બાળકનું મેલું સાફ કરે અને ઘરને તેમજ આંગણાને સ્વચ્છ રાખે તો આપણે તેને અસ્પર્શ્ય ગણીએ છીએ? અગર તો તુચ્છકારીએ છીએ? ના, તેમાંનું કંઇ નહિ કરતાં માતાને ઉચ્ચ પદે સ્થાપીએ

છીએ. ત્યારે તેવાંજ કામ કરનાર ભાઇબેનોને આપણે અધમ અને નીચ કહીએ તો તેમાં આપણેજ કેટલા અધમ અને નીચ? આવી બાબતમાં પણ સમાજ પોતાની આ શરમ કબૂલ ન કરે તો સમાજ સુધરશે એવી આશાજ ક્યાંથી રખાય?

એક વાર હિંદુ સમાજમાં એવી પ્રથા હતી કે અંત્યજથી રસ્તા ઉપર થૂંકી શકાતું નહિ અને પોતાનાં પગલાં પણ રસ્તા ઉપર પડવા દેવાતાં નહિ. આથી બીચારા અંત્યજોને થૂંકવા માટે મોંએ કંઇક સાધન રાખવું પડતું અને રસ્તા ઉપર પોતાનાં પડતાં પગલાંને ભૂંસવા માટે પાછળ સાવરણા જેવું કંઇક બાંધવું પડતું. આ જુલમી પ્રથાથી કોનાં હ્રદય ન ચિરાય? આપણી સરકારની બીકે હવે અગાઉની તે પ્રથા આપણે સમાજે નાબૂદ કરી સરિયામ રસ્તા ઉપર અંત્યજોને જવાઆવવાની છૂટ તો આપી છે, પરંતુ કોઇ પણ કામકાજ વાસ્તે રસ્તામાં ઊભું રહેવાય નહિ અને કદાચ ઊભું રહેવું પડે તો રસ્તાના ગંદકીથી ભરેલા ખૂણા ઉપરજ. ખડકીના તેમજ મહોલ્લાના રસ્તા ઉપર તો તેમનાથી અવાયજ નહિ. અને આવે તો ફક્ત આંગણાં સાફસૂફ કરવાજ. તેમાં પણ તેમના પ્રત્યે અનેક તિરસ્કારો આપણા સમાજની વીર રમણીઓ પોતાનાં મુખમાંથી કાઢ્યા કરે છે. એટલે એજ કે અંત્યજોને સ્વતંત્રતાથી હરવા ફરવાની છૂટ હજીયે નથી. આપણા હક્કોએ તો તેમને કેળવણી પામતા પણ અટકાવી દીધા છે. અને ચાલુ શાળાઓમાં પણ તેમને કેળવણી આપવામાં પણ પક્ષપાત કરી ખાસડાં સાચવવાની જગાએ દૂર બેસાડવામાં આવે છે. સૃષ્ટિના નિયમથી તો આપણે મફત પાણી મેળવીએ છીએ, પણ અંત્યજોને પાણી મેળવવા માટે પણ ફાંફાં મારવાં પડે છે. જોકે હરિજનપ્રેમીઓએ હાલ કેટલાંક ગામડાંમાં અંત્યજ માટે અલગ કૂવાઓ કરાવ્યા છે, પરંતુ જ્યાં નથી ત્યાં તો તેમને આખો દિવસ ઉચ્ચ ગણાતી કોમોના કૂવા પાસે પાણી માગતાં માગતાં તેમનાં મોં પણ સુકાઇ જાય છે. છતાં પાણી ભાગ્યેજ એકાદ ઘડો મેળવી શકતા હોય છે. જે સમાજમાં બાળકોને માટે પણ પૂરતું પાણી મેળવવાનો હક્ક નથી તે સમાજને આધ્યાત્મિક સમાજસુધારકો ક્રૂર, દયાહીન, વગેરે વિશેષણોથી સંબોધે તેમાં નવાઇ જેવું કંઇ છેજ નહિ. ખાતાં વધેલું અંત્યજને આપવામાં શું આપણો સમાજ તેમને કૂતરાં જેવા ગણતો હશે? દયાહીન સમાજમાં અનેક જુલમોથી જકડાતા ગરીબ અંત્યજોને મન બીજાંનો ખાધેલો અને છાંડેલો આહાર તે પકવાન સમાન છે, એમ આપણે માનતા હોઇએ તો આપણે પ્રથમ તો તે સ્થિતિને

અનુભવવી જોઇએ. અફસોસ! જો આપણેજ અનેક જુલમોથી આપણા ભાઇઓને પરતંત્રતાની બેડીમા જકડી રાખીએ તો ૬૦૦૦ માઇલથી આવી પરદેશી પ્રજા આપણા ઉપર તેવા જ જુલમો ગુજારે તેમાં નવાઇ શી! સ્વતંત્ર થના પહેલાંજ સ્વતંત્રતાને ઓળખતાં શીખવું જોઇએ અને બીજા ઉપર પરતંત્રતાની પાથરેલી જાળો ઉઠાવી લેવી જોઇએ. અને તેથી સ્વરાજ્ય મેળવવામાં પરમપૂજ્ય મહાત્મા ગાંધીજીએ અસ્પૃશ્યતાનિવારણને મુખ્ય પ્રશ્ન ગણ્યો છે.

પોતાને પવિત્ર આત્મા માનના ઘણા ધાર્મિકો અને મૂર્તિપૂજકો અત્યંજને અડકવામાં તો શું પણ તેમનો પડછાયો લેવામાંય પાપ માની, તે પાપ ધોવા માટે નાહી નાખે છે. કોઇ પણ પાપ ગંગાના પવિત્ર માનેલા પાણીમાં પણ નાહવાથી ધોવાતું નથી, પરંતુ ભોગવ્યેજ ધોવાય છે, તો આવી રીતે નાહવાથી ધોવાયજ કેમ? અંત્યજને અડકવામાં પાપ નહિ માનતાં, સમજવું જોઇએ કે તે પણ આપણાજ ભાઇઓ છે. શરીરનો મેલ તો નાહવાથી જઇ શકે, પરંતુ હૃદયનો અને આત્માનો મેલ નાહવાથી નથી જઇ શકતો. વળી એની પણ માન્યતા છે કે અંત્યજને અડકતાં મુસલમાનને અડકવાથી પાક જઇ જવાય છે, પરંતુ તેથી તો અંત્યજને અમુક કર્મોને લીધે નહિ અડકવાની જે દલીલ છે તે સાવ લૂલી પડી જાય છે, કારણ કે માંસાહાર તો મુસલમાનો વધારે પ્રમાણમાં કરે છે અને આ યુગમાં તો ઉત્તમ ગણાતા વર્ણો પણ તે વિના સંકોચે કરે છે!

પ્રિય વાચક, જો તને શંકા ઉપજતી હોય કે આજે તો આપણે અંત્યજને અડકીએ, પણ કાલે તેમની સાથે જમવા બેસીએ અને લગ્નવ્યવહાર પણ ચલાવીએ તો? તો હું જ પ્રશ્ન કરૂં છું કે શૂદ્ર સિવાય બીજી જે જાતિઓને અડીએ છીએ તેમની સાથે જમવા બેસીએ છીએ કે? ના. તો પછી અંત્યજો સાથે જમવા બેસવાનું એકદમ બનવાનુંજ અશક્ય છે. સ્વચ્છ, સેવાભાવી અને આદર્શ વર્ણ સાથે જમવા બેસતાં કોને આનંદ ન થાય? જ્યાં ચારેય વર્ણોના લગ્નવ્યવહારમાં પણ કુળવાન અને કુળહીનના ભેદ છે, એટલુંજ નહિ પણ તેજ જ્ઞાતિના ગોળ બહારના લાયકને કન્યા આપનાર ગોળ બહાર મુકાય છે, ત્યાં સમાજ પરવર્ણ સાથે લગ્નસંબંધ રાખવાનું કબૂલ કરેજ કેમ? પ્રેમથી હૃદયે હૃદય મળે અને આદર્શથી ઇષ્ટ લગ્નવ્યવહાર ગમે તે વર્ણ સાથે રખાય તો તે ખરી રીતે અનિષ્ટ તો નથીજ.

શાસ્ત્ર જો એમ કહેતું હોય કે અંત્યજને અડકવામાં પાપ છે તો તે શાસ્ત્ર નથી, પણ અમુક સ્વાર્થીઓને મોટાં પેટ ભરવાનું સાધન જ છે. સાચું

શાસ્ત્ર તો એમ સૂચવે જ નહિ. અસત્ય ચાલનારને, દયાહીનને, ક્રૂર અને કેફી વસ્તુઓનાં વ્યસન રાખનારને અડકવામાં શાસ્ત્ર પાપ માને તો તે કદાચ માનવા યોગ્ય છે, પરંતુ જો તેમને તે આચરણોથી મુક્ત કરવા આપણે તેમના ભેળા ભળી જઇએ તો તે પાપ નથી પણ પુણ્ય છે. માટે શાસ્ત્રાનુસાર અંત્યજને અડકવામાં પાપ નથી થતું, તેની ખાત્રી સાચાં શાસ્ત્ર વાંચી તેમનું મનન અને મંથન કરતાં ખાત્રી થઇ શકશે.

આપણામાં આવી ભિન્નતા જોઇ પરદેશીઓને પોતાનો ધર્મ આપણા દેશમાં ફેલાવવાની તક મળી છે. અને તેમણે પ્રથમ તો અંત્યજો દ્વારા પોતાનો ધર્મ ફેલાવવો શરૂ કર્યો છે. જેમ પાણીમાં ડૂબતો માણસ કાંટાવાળા લાકડાનો પણ આશ્રય લે તેમ બિચારા અંત્યજોએ પરદેશવાસીઓનો ધર્મ સ્વીકારી તેમનો આશ્રય લેઇ ખ્રિસ્તી બનવા માંડયું. અને તેજ અંત્યજ ખ્રિસ્તી બની કોટ-પાટલૂનમાં સજ્જ થઇ આવતો આપણા જોવામાં આવે તો ' પેલા સાહેબ આવે ' એમ કહી, તેનાથી ઊલટા આપણે અસ્પૃશ્ય બની, આઘા ખસીએ છીએ! આથી વધારે શરમ આપણે માટે કઇ હોય?

ચાલુ યુગમાં પરદેશી પાદરીઓએ પોતાનો ધર્મ ફેલાવવા માટે મિશનના ઉપદેશ તૈયાર કરનારાં વિદ્યાલયો, અનાથાશ્રમો, શિલ્પવિદ્યાલયો, હાઇ સ્કૂલો, રવિવારની શાળાઓ, ખેતીશાળાઓ, કૅાલેજો, ટ્રેઇનિંગ સ્કૂલો, છાપખાનાં તેમ જ મિશન દવાખાનાં ધમધોકાર ચલાવવા માંડયાં છે. નડીઆદ, આણંદ વગેરે આપણા ચરોતરનાં સ્થળોએ તો મિશન દવાખાનાં અને સ્કૂલો ધમધોકાર ચાલે છે, તેનો લાભ દરેક વર્ણ અને ધર્મના સાધુઓ પણ લે છે! પરંતુ આ ખ્રિસ્તી દવાખાનાં, સ્કૂલો અને કૅાલેજો આપણને ફસાવી આપણા જ વિરોધીઓ વધારવાની જાળો છે તે આપણે ખાસ સમજવું જોઇએ. અને ત્યારે કોઇ પણ વર્ણને, અંત્યજોને પણ, નહિ તુચ્છકારી તેમની સાથે ભ્રાતૃભાવ રાખી આપણા જેટલા જ હક્કો તેમને પણ આપી હિન્દુ ધર્મનું હિન્દુત્વ બતાવી આપીએ તો હું નથી ધારતો કે તે પરદેશી પાદરીઓ તેમનો ધર્મ આપણા ભારતમાં ફેલાવી આપણને રોટલા વિનાના કરી શકે. હિન્દુ ધર્મના રક્ષકોએ તો આ ખાસ ધ્યાનમાં લેવું. અને ધ્યાનમાં લેશે જ એવી અંતિમ આશાએ હું આ લેખ પૂરો કરું છું.

મોભ્આસા મોહનભાઇ ગિરધરભાઇ પટેલ

---*---

૩૮૮૪÷૯૦૦ આની પાક થયો. એ રીતે ૪-૩૧ આની પાક થયો. ઉપર જણાવેલી રીતે આનાવારી તૈયાર કરવી.

સર્કલ ઇન્સ્પેક્ટર રૂબરૂ થએલી કમિટી વખતે ગામના સભ્યે પાકના અને નોંધાએલા આંકડા ઉતારી લેવા.

## ઢોલ પીટીને જાહેરાત

ગામકમિટી જે આંકડા એકમતથી અગર જુદા જુદા મતથી રજુ કરશે તે આંકડા બધા સર્કલ ઇન્સ્પેક્ટર મામલતદાર આગળ રજુ કરશે. મામલતદાર તે આંકડા જોઇને તે ગામની આનાવારી પોતે કેટલી નક્કી કરવા ધારે છે તે બનતા સુધી એકર અને તૂલવાર આનાવારી સાથે રેવન્યુ પટેલ મારફત ચોરે પ્રસિદ્ધ કરશે અને કમિટીમાં હાજર રહેલા ગામના સભ્યોને પણ તેની નકલ પહોંચાડશે. ગામડાના રેવન્યુ અમલદાર ઢોલ પીટીને તે આનાવારી જાહેર કરશે.

મામલતદારે તૈયાર કરેલી આનાવારી બરાબર ન લાગે તો તેમણે આનાવારી પ્રસિદ્ધ કરી હશે તે તારીખથી ૧૫ દિવસની અંદર ગામલોકોએ તેને અંગે કારણો આપી વાંધા બતાવવા જોઇએ.

## છેવટની આનાવારી

મામલતદાર આ વાંધાઓ લક્ષમાં લેઇને છેવટે પોતાની આનાવારી નક્કી કરશે. જો પ્રથમ જાહેર કરેલી આનાવારીમાં તેને ફેરફાર કરવાનો નહિ જણાય તો તે છેવટની ગણાશે અને જો વાંધાઓ લક્ષમાં લેઇને તે તેમાં ફેરફાર કરશે તો તે ફેરફારો પ્રથમની માફક જાહેર કરશે. આ આનાવારીના આંકડામાં ફેરફાર કરવાની જરૂર લાગશે તો કલેક્ટર તે કરી શકશે. જો કલેક્ટરે ફેરફારી કરી હશે તો તે ફેરફારી પ્રથમની માફક જાહેર કરવામાં આવશે.

## નકલ મળશે

ગામની કમિટીએ કરેલી આનાવારી, મામલતદારે સૂચવેલી આનાવારી, મામલતદારે છેવટે નક્કી કરેલી આનાવારી અને કલેક્ટરે મંજૂર કરેલી આનાવારી, એ સૌની નકલો મામલતદારની કોર્ટમાં અરજી કરવાથી નકલ ફી આપતાં મળી શકશે. આનાવારી કરતી વખતે નીચેની બાબત ઉપર ખાસ ધ્યાન રાખવું:

## શું લખવું?

૧. આનાવારી મૂકવા–મુકાવવામાં કોઇ પણ ભાગ્યેજ સમજે છે, તેથી સાધારણ રિવાજ એવો છે કે ગામની આનાવારી જે જે તૂલની મૂકવી હોય

તે તુલ સાધારણ વર્ષમાં દર વીઘે કેટલું થાય છે તે પૂછવામાં આવે છે. દાખલા તરીકે ગામમાં બાજરીની આની મૂકવી છે.

ગામમાં સાધારણ વર્ષે (બહુ સારાં નહિ તેમજ ખરાબ નહિ તેવે વર્ષે) એક વીઘે ૭ મણ બાજરી થાય છે તો આ ૭ મણ બાજરી એ ૧૨ આની પાક કહેવાય. ચાલુ સાલે ૫ મણ બાજરી થવાની હોય તો ૮॥ આની પાક ગણાય, પરંતુ ખેડૂતોને આવી રીતે હિસાબ ગણીને આની મૂકતાં ફાવે નહિ, તેથી તેમણે સાધારણ સાલનો પાક લખાવવો અને ચાલુ સાલનો પાક કેટલો ઊતરશે તે લખાવવું એ વધુ સલાહકારક છે, અને તેની નકલ કરી લેવી. જે અનાજના પૂળા થાય છે અને જ્યાં પૂળા વેચવાનો રિવાજ છે, ત્યાં પૂળાનો અંદાજ પણ નોંધવામાં આવે છે.

જ્યાં પૂળા વેચાતા ના હોય, એટલે તેમાંથી ધંધા તરીકે આવક થતી ન હોય, ત્યાં પૂળા ઘાસ તરીકે જ ગણાય; અને ઘાસ સારામાં સારૂં થયું હોય, તોપણ તેની આની ૬થી વધુ ન મુકાય એવો નિયમ છે.

ઉપર જણાવ્યું તેમ આનાવારી મૂકવા–મુકાવવાનું જ્યાં ગામલોકોને પૂરતું જ્ઞાન હોય ત્યાં તો ગામલોકો આની મુકાવી શકે. સાધારણ વર્ષનો પાક એ ૧૨ આની જેટલો ગણાય છે, એટલું ખાસ ધ્યાનમાં રાખે.

જે જે ગામે આવી રીતે પંચથી આનાવારી થઇ જાય તે તે ગામની આનાવારીની નકલ ગામલોકોએ સહીઓ આપતાં પહેલાં કરી લેવી, અને તેની એક નકલ પોતપોતાના તાલુકાની સમિતિને મોકલી આપવી.

### તાલુકાદારી અને ઇનામી ગામોમાં

૨. તાલુકાદારી તેમજ ઇનામી ગામોમાં પણ સરકાર ખાણુકારકુન મારફત આનાવારી કરે છે.

આ ગામોમાં ગામલોકોએ ખૂબ સાવધ રહેવાની જરૂર છે. જમીનમહેસૂલ અંગે સરકાર આનાવારીના જે પ્રમાણમાં છૂટ કે રાહત આપવાનું નક્કી કરે તે પ્રમાણમાં તાલુકાદારે કે ઇનામદારે છૂટ આપવી જ પડે, તેથી તેમની આવક ઓછી થઇ જાય, તે માટે તાલુકાદારી કે ઇનામદારી ગામોમાં ભારે આનાવારી ભૂલેચૂકે પણ મુકાય તો તે ગામના ખેડૂતોને ખૂબ સહન કરવું પડે, માટે આનાવારી મુકાય તે બાબતમાં પોતાના પ્રતિનિધિ નીમવામાં સાવધ રહેવું.

૩. સર્કલ ઇન્સ્પેક્ટર બોલાવે તે કમિટીમાં આનાવારી વિષે સમજી શકતા હોય તેવા માણસોને મોકલવા ગામે પ્રથમથી જ પ્રબંધ કરવો.

**પંદર દિવસમાં વાંધો**

૪. મામલતદાર તરફથી કામચલાઉ આનાવારી પ્રસિદ્ધ થાય તેની તપાસ રાખવી, અને જો તેમાં વાંધા હોય તો તે તરતજ (પંદર દિવસની અંદર) મામલતદારને લખી જણાવવા અને તેની નકલોમાંથી એક નકલ પોતપોતાના તાલુકાની તાલુકા સમિતિને મોકલવી અને એક નકલ ગામ ખાતે રાખવી.

**જુદી આની હોય તો કમિટીમાં મૂકવી જોઇએ.**

૫. સર્કલ ઇન્સ્પેકટર, તલાટી અને બીજા કોઇ પોતાની જુદી આની મૂકવા માગતા હોય તો તે તેમણે કમિટીની રૂબરૂ મૂકવી જોઇએ તે ધ્યાનમાં રાખવું.

**મહેસૂલમાં છૂટ**

૬. આનાવારી કરતાં આગેતર પાકની આની ઓછી હોય અને પાછેતર પાકની આની વધારે હોય તો કલેકટર તે ગામનું મહેસૂલ વસૂલ કરવાની મુદત પાછી ઠેલી શકશે. પાકમાં નીચે પ્રમાણે આની આવે તો નીચે પ્રમાણે જમીનમહેસૂલમાં છૂટ મળે છે:

ક. પાક ૪ આની કે તેથી ઓછો થાય તો મહેસૂલ મુલતવી રહે છે.

ખ. પાક ૪ આનીથી ઉપર ને ૬ આનીથી ઓછો થાય તો અર્ધું મહેસૂલ વસૂલ લે અને અર્ધું મહેસૂલ મુલતવી રાખવાનું હોય છે.

ગ. પાક ૬ આની કે તેથી ઉપર અને ૮ આનીથી ઓછો થાય તો આખું મહેસૂલ વસૂલ લેવામાં આવે છે.

ઘ. પાક ૮ આની કે તેથી ઉપર અને ૧૧ આનીથી નીચે થાય તો પાછલી બાકી હોય તો તે પૈકીની અર્ધી અને ચાલુ સાલની આખી મહેસૂલ સરકાર લેઇ શકે છે.

ङ. પાક ૧૧ આની કે તેથી વધુ થાય તો ચાલુ સાલ ઉપરાંત પાછલી આખી બાકી હોય તો સરકાર તે આખી બાકી ચાલુ સાલના પૂરા મહેસૂલ ઉપરાંત વસૂલ કરી શકે છે.

ઉપર પ્રમાણે આનાવારી કરતાં કયાંય મુશ્કેલી પડે અગર સમજણ ન પડે તો, તાલુકા સમિતિ હોય ત્યાંથી અને તેમ ન હોય તો જિલ્લા સમિતિમાંથી માહિતી મેળવવી.

અમદાવાદ

અર્જુનલાલ લાલા,
મંત્રી, અમદાવાદ જિલ્લા સમિતિ

## સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ

**સૂચના:** જેમની રકમો સમિતિના કાર્યાલય—ચ. એ. સોસાયટીમાં આવી ગઈ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૨૩૬૦૩–૭–૦ ગયા અંકમાં પ્રકટ કરેલા

૧૫૮–૦–૦ ભૂલથી બેવડાએલી રકમો

૨૩૪૪૫–૭–૦

| | | |
|---|---|---|
| *૧૦૧ | શ્રી. હીરાભાઈ નારણભાઈ, | અમદાવાદ |
| ૧૦૧ | ,, ડો. છોટાભાઈ ખુશાલભાઈ પટેલ (વાંકવાળી), | અમદાવાદ |
| ૫૧ | ,, જીવાભાઈ કિશોરભાઈ પટેલ, | કરમસદ |
| *૫૧ | ,, પુરુષોત્તમદાસ વિઠ્ઠલદાસ પટેલ, | અમદાવાદ |
| ૫૧ | ,, મધુભાઈ પટેલ, | અમદાવાદ |
| ૪૧ | ,, કાળિદાસ તથા શિવાભાઈ તુળસીદાસ પટેલ, | અમદાવાદ |
| ૨૫ | ,, તુળસીભાઈ નરસિંહભાઈ પટેલ, | મણિનગર |
| ૨૫ | ,, ચુનીભાઈ ડુંગરભાઈ અમીન, (તારાપુર), | અમદાવાદ |
| *૨૫ | ,, છોટાભાઈ પુરુષોત્તમદાસ પટેલ, | અમદાવાદ |
| ૧૫ | ,, છોટાભાઈ સોમાભાઈ પટેલ, | મણિનગર |
| *૧૫ | ,, વિનાયકરાય શિવાભાઈ પટેલ, | અમદાવાદ |
| *૧૫ | ,, પુરુષોત્તમદાસ રેવન્દાસ પટેલ, | અમદાવાદ |
| ૧૫ | ,, વાઘજીભાઈ મોતીભાઈ પટેલ, | અમદાવાદ |
| *૧૨ | ,, કરનાળી ગામમાંથી ઉઘરાણાના | |
| *૫ | ,, ભાઈલાલભાઈ નારણભાઈ પટેલ, | અમદાવાદ |
| *૫ | ,, છોટાભાઈ જે. પટેલ, | નાઈરોબી |
| *૨ | ,, ગોવર્ધનભાઈ તુળસીભાઈ પટેલ (ધર્મજ), | કોસંબા |

**કુલ ફાળાની લખણી રૂા. ૨૩૯૯૩–૭–૦, રોકડ રકમ રૂા. ૧૪૦૬૯–૭–૦**

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૧૨:'૩૯ — આશાભાઈ નરસિંહભાઈ પટેલ, મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

—*—

## ૫. ઠક્કરબાપા જયંતી થેલી

તા. ૨૯ : ૧૧ : '૩૯ને રોજ ઠક્કરબાપાની ૭૧મી જન્મતિથિ નિમિત્તે જે થેલી અર્પણ થઈ, તેમાં નીચે પ્રમાણે રકમો ભરાઈ હતી :

| | | | |
|---|---|---|---|
| રૂ. ૪૧૦૦૦ | મુંબઈ શહેર | | ગુજરાત પ્રાન્તના વિગતવાર આંકડા |
| ૨૫૩૦૦ | ગુજરાત પ્રાન્ત | ૮૦૦૦ | કાઠિયાવાડ |
| ૨૫૦૦૦ | શેઠ ઘનશ્યામદાસ બીરલા | ૮૨૦૦ | અમદાવાદ શહેર (મોડાસા-વીરમગામ સાથે) |
| ૫૦૦૦ | ઉજ્જનના એક મારવાડી ગૃહસ્થ તરફથી, ત્યાંના ભંગીઓનાં ઘર બાંધવા | ૩૬૫૦ | ખેડા જિલ્લો |
| | | ૩૦૦૦ | પંચમહાલ |
| ૪૦૦૦ | મહારાષ્ટ્ર | ૧૦૩૫ | વડોદરા |
| ૯૦૦૦ | મધ્યસ્થ ઑફીસમાં આવેલા | ૬૬૦ | ભરૂચ જિલ્લો |
| | | ૫૭૫ | સુરત ,, |
| ૭૭૦૦ | બીજા પ્રાન્તોના પરચુરણ | ૪૦૦ | નવસારી |
| ૧૧૭૦૦૦ | | કુલ ૨૫૫૨૦ | |

## ૬. ગાંધીજયંતીમાં ખાદીવેચાણ

ગાંધીજયંતી દરમિયાન થએલા ખાદીવેચાણના આંકડા જોકે પ્રાન્ત વાર પૂરેપૂરા હજુ મળ્યા નથી, છતાં નીચેના આંકડા બતાવે છે કે આ વરસે વેચાણ ૭૫ ટકા વધ્યું છે. ગયે વરસે વેચાણ રૂ. ૪,૨૮,૯૦૦નું હતું અને આ વરસે રૂ. ૭,૫૦,૮૮૯નું થયું. પ્રાન્ત વાર આંકડા નીચે પ્રમાણે છે :

| પ્રાન્ત | કુલ રૂ. | પ્રાન્ત | કુલ રૂ. |
|---|---|---|---|
| આંધ્ર | ૪૯,૭૩૫ | કેરાલા | ૪,૪૫૩ |
| બિહાર | ૧,૧૦,૦૦૦ | કાશ્મીર | ૯૫૯ |
| બંગાળ | ૧૫,૦૨૬ | પંજાબ | ૧૨,૦૬૨ |
| દિલ્હી પ્રદેશ | ૯,૫૨૦ | રાજસ્થાન | ૫૧,૩૦૧ |
| મુંબઈ | ૧,૩૯,૦૩૪ | સિંધ | ૧૪,૦૦૦ |
| મધ્ય પ્રાન્ત – મહારાષ્ટ્ર | ૨૯,૫૭૩ | તામિલનાડ | ૩૦,૯૦૫ |
| ગુજરાત | ૧,૬૬,૫૬૩ | યુક્ત પ્રાન્ત | ૧,૦૧,૮૬૧ |
| કર્ણાટક | ૧૨,૭૭૭ | ઉત્કલ | ૩,૧૨૦ |
| | | | કુલ રૂ. ૭,૫૦,૮૮૯ |

('હરિજનબંધુ,' તા. ૧૦ : ૧૨ : '૩૯)

૭. ઠક્કરબાપા — ઓગણોતેરમા જન્મદિન તા. ૨૯:૧૧:'૩૯ના ઉત્સવ-પ્રસંગે શ્રી. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરનો આછો જીવનપરિચયઃ શ્રી હરિજન સેવક સંઘ, દિલ્હી તરફથી લેખક — ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક — શ્રી. શ્યામલાલ, હરિજન નિવાસ, કિંગ્ઝ વે, દિલ્હી; પૃષ્ઠ ૧૬, મૂલ્ય ચાર આના. આ નાનકડા પુસ્તકમાં ઠક્કરબાપાના જીવનનો આછો પરિચય આપ્યો છે. તેમની પોતાની જુદી જુદી ઉમરની પાંચ અને એમના ગુરુઓની ત્રણ છબિઓ આપીને પુસ્તકને ઉપયોગી બનાવવા સાથે શોભાવ્યું છે. પણ શ્વેત વસ્ત્રે સંન્યાસી અને કેવળ અકિંચન ઠક્કરબાપાને ન શોભે તેવી રીતે કલાને નામે ઠઠારીને પુસ્તકને મોંઘું કરી મૂક્યું છે અને એમના દરિદ્ર ભક્તોના હાથમાં જતું અટકાવ્યું છે, તેના કરતાં તો સાદી રીતે છપાવીને ચાર પૈસામાં વેચાતું કર્યું હોત તો એ દરિદ્ર ભક્તો એમનું જીવન વાંચીને આનંદ પામત અને કૃતાર્થ થાત.

૮. ગાંધીયુગની ડાયરી, સંવત ૧૯૯૬ (ઇ. સ. ૧૯૩૯–૪૦): પૃષ્ઠ ૪૮+૩૬૭, કિંમત એક રૂપિયો. આ ડાયરીમાં એક એક મિતિ — તારીખ માટે એક એક પાન રાખ્યું છે, એટલે અનેક વિગતો તેમ જ રોજનો હિસાબ નોંધી શકાય એવી સવડ છે. વળી દરેક પાન ઉપર ગાંધીજીના ગ્રંથોમાંથી સુભાષિતો ટાંક્યાં છે, તે પણ મનન કરવા જેવાં છે. શરૂઆતનાં ૪૮ પૃષ્ઠમાં જ્યોતિષ્, ટપાલના દર, સામાન્ય વ્યવહારના કાયદા, કોર્ટ ફીના દર, ઇન્કમ ટેક્સ, વગેરે નિત્યવ્યવહારના ઉપયોગી વિષયોની સારી માહિતી આપીને ડાયરીને સારી રીતે ઉપયોગી બનાવી છે.

૯. કેતકીનાં પુષ્પો, તરુણ ગ્રંથમાળા પુસ્તક અગિયારમું: લેખક — નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ., પૃષ્ઠ ૨૦+૧૯૨ કિંમત દોઢ રૂપિયો. જીવનના અનેકવિધ પ્રશ્નો — સામાજિક, રાજકીય, ધાર્મિક અને કેળવણીવિષયક — ઉપર લેખક પોતાની આ લેખમાળામાં પ્રકાશ ફેંકે છે. એ પ્રકાશ લેખક સીધી રીતને બદલે આડકતરી રીતે એટલે કે વસ્તુની કાળી બાજુએથી — Black side — ફેંકે છે, એટલે એનું લક્ષ્ય સચોટ બને છે. હાલના સમાજની રૂઢિઓની ધાર્મિક માન્યતાઓની, કેળવણીની પ્રણાલિકાઓની અને રાજકીય નીતિની વિચિત્રતાઓ, માન્યતાઓ, પૂર્વગ્રહો અને અંધશ્રદ્ધાઓ કટાક્ષમય શૈલીથી લેખક વાચક સમક્ષ રજુ કરે છે અને વાચકને વિચારમાં ગરકાવ બનાવે છે. પ્રશ્નોની છણાવટ ખૂબ નિડર છે અને હાસ્ય પણ તેટલું જ બહોળું છે. પુસ્તક આખુંયે હાસ્ય-

કટાક્ષયુક્ત અને પ્રગતિશીલ વિચારોનું પ્રેરક છે. ગુજરાતના રસસાહિત્યના હજુ લગભગ અણખેડાએલા ક્ષેત્રમાં આ પુસ્તક ઘણુંજ આવકારદાયક અને માર્ગ-સૂચક થઇ પડશે. ઈ.

**૧૦. શરદ્‌બાબુની બાળવાતો** (શરદ્‌બાબુની જીવન-ઝરમર સાથે): અનુવાદક—રમણલાલ પી. સોની; પૃ. ૪૬+૧૧૨, મૂલ્ય દોઢ રૂપિયો. શરદ્‌બાબુ નવલકથાકાર તરીકે તો મશહૂર છે. બાળકો માટે પણ એટલુંજ શિષ્ટ અને રસમય સાહિત્ય પેદા કરી શકે છે એ આ પુસ્તક પૂરવાર કરે છે. આ પુસ્તકમાંની પાંચેય વાર્તાઓ નાનાં બાળકોના માનસને અનુરૂપ અને ગમે તેવી છે. બાળ વયમાં જે કૂદાકૂદ, મસ્તી, કુતૂહલવૃત્તિ, સાહસ કરવાની વૃત્તિ અને છતાંયે શક્તિનો અભાવ, છાનામાના છૂપાઇ બીજાને ભરમાવી આનંદ માણવાની વૃત્તિ અને પ્રાણીઓ પ્રત્યેનો પ્રેમ હોય છે તે બધી વાર્તાઓમાં ક્ષણે ક્ષણે નજરે પડે છે. એટલેજ એ વાર્તાઓ બાળકોને ખૂબ ગમશે. છેલ્લી વાર્તા તો 'શ્રીકાન્ત,' નામની તેમની નવલકથાનો એક પ્રસંગ છે. આ વાર્તાઓની સાથે બાળશૈલીમાં શરદ્‌બાબુની જીવન-ઝરમર રજૂ કરી બાળકોના પ્રિય લેખક રમણલાલ સોનીએ પુસ્તકને વધુ આકર્ષક કર્યું છે. અનુવાદક પણ તેજ હોવાથી બાળકોને રુચે તેવીજ ભાષામાં વાર્તાઓ ગુજરાતીમાં ઉતારી છે. પુસ્તકનો ઉઠાવ પણ સારો અને બાળચિત્તાકર્ષક છે. પુસ્તકમાંનાં ચિત્રો વાર્તાના પ્રસંગોને બાળકોને માટે સરળ બનાવે છે. એકંદરે આ પુસ્તક ગુજરાતી બાલસાહિત્યમાં કીમતી ઉમેરો છે. ઈ.

**૧૧. સુશીલાનો દેવ,** સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળા-પુ. ૩: મૂળ લેખક—વામન મલ્હાર જોશી; અનુવાદક—ગોપાળરાવ ભાગવત; પૃષ્ઠ ૨૮+૨૯૮, એક છબિ, કિંમત સવા બે રૂપિયા. સરસ્વતીચંદ્ર ભા. ૧ની પ્રસ્તાવનામાં સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠી જણાવે છે કે તેમના વિચારો અને મનન નિબંધના વા લેખોના સ્વરૂપમાં જનતા સમક્ષ મૂકવા કરતાં નવલકથાના સ્વરૂપમાં મૂકવાથી વધુ રસપ્રદ અને બહોળો પ્રચાર પામે છે. એવી વિચાર-સરણીને અનુસરીને આ નવલકથા પણ લખાઇ હોય એમ લાગે છે. લેખકે પોતાના 'નીતિશાસ્ત્ર પ્રવેશ' નામના પુસ્તકમાં ઇશ્વરના અસ્તિત્વ વિ. વિષે ચર્ચા કરી છે. એજ ચર્ચાની બીજી બાજુ એ અત્રે બતાવે છે. મુખ્ય પાત્ર સુશીલા જીવનની શરૂઆતમાં સમાજનું અનુકરણ કરી મૂર્તિપૂજનમાં અંધશ્રદ્ધા રાખે છે અને સઘળું કાર્ય તેનીજ પ્રેરણાને લેઇને થતું માને છે. એજ સુશીલા પાશ્ચાત્ય કેળવણી અને તેવી કેળવણી પામેલા લોકોના સંસર્ગમાં

આવતાં મૂર્તિપૂજાને ધિક્કારે છે. અને તેને સ્થાને ધ્યેયપૂજાને, ધ્યેય એ જ દેવ–ઈશ્વર છે, એમ માને છે અને મનાવવા પ્રયત્ન કરે છે. પુસ્તકમાં લગ્ન, પુનર્લગ્ન અને રૂઢિઓ જેવા બીજા અનેક કૂટ સામાજિક પ્રશ્નોની છણાવટ લેખક પોતાની લાક્ષણિક શૈલીમાં કરે છે. સાથે સાથે પશ્ચિમની કેળવણીના પ્રથમ અસર રૂપે પેદા થતો જડવાદ અને સ્પેન્સરનો Evolutionism અને Agnosticism અંતે સ્વાર્થવાદમાં કેવો પરિણમે છે તેની પણ લેખક સચોટ રીતે પ્રતીતિ કરાવે છે, વધારામાં સમાજવાદ અને વિશ્વકુટુંબવાદનો પણ સારો ખ્યાલ આપે છે. પુસ્તક વિચારોથી ભરપૂર છે. તેને પત્ર વા સંવાદરૂપે રજુ કરી લેખક રસમય બનાવવા પ્રયત્ન કરે છે, જોકે સામાન્ય વાચકને સરસ્વતીચંદ્રના છેલ્લા ભાગોની માફક તેમાં પણ કેટલેક ઠેકાણે શુષ્કતા લાગવાનો સંભવ છે. સંવાદરૂપે પ્રશ્નો રજુ કરવાથી પ્રશ્નોની છણાવટ અને તેમની બધી બાજુઓનું નિરૂપણ સારી રીતે થઇ શકયું છે. પ્રશ્નો છણવાની લેખકની રીત પ્રશંસનીય અને અનુકરણીય છે. આ પુસ્તકના પ્રકાશનથી ગુજરાતી જનતા મહારાષ્ટ્રના એક પ્રખર વિદ્વાન અને બહુશ્રુત લેખકના પરિચયમાં આવશે અને તેને લીધે ગુજરાતી સાહિત્યને તથા વિચારસરણીને સારો લાભ થશે. અનુવાદક પણ મહારાષ્ટ્રી હોવા છતાં ગુજરાતી ભાષામાં પુસ્તકને ઘણીજ સારી રીતે ઉતારી શકયા છે. ઈ.

ઉપરનાં ચાર પુસ્તકોના પ્રકાશક—ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ.

**૧૨. ચાલાક ચોર:** સોલ એજન્ટ્સ—એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨; પૃષ્ઠ ૬૬, કિંમત ૦-૫-૦. બાલજીવન ક્રમિક વાર્તામાળાનું આ ચોથું પુસ્તક છે. એમાં એક ઉસ્તાદ ચોર અગાઉથી શરતો કરીને નવી નવી યુક્તિઓ અજમાવીને ચોરી કરે છે. ૭ પ્રકરણોમાં લખાએલી આ એક સળંગ રસિક વાર્તા છે. બાળકોનાં બુદ્ધિવિકાસને માટે એ ઠીક છે, પણ એની છકડામાં એ બીજાઓને ન નાખે એ ઇચ્છવા જોગ છે. કેટલાંક ચિત્રો પણ આપેલાં છે.

**૧૩. ઇસપની નીતિકથાઓ** (ભાગ ૧): પૃષ્ઠ ૧૬૪, કિં. રૂા. ૧. બાલજીવનનું આ ભેટ પુસ્તક છે. એમાંની કેટલીક વાર્તાએ સારી છે. કેટલાક જોડણીના અને રચનાના દોષો જોવામાં આવે છે, તે ન રહ્યા હોત તો સારૂં થાત. ઇસપની કથાઓને શ્રી. રમણલાલ શાહે આ નવું સ્વરૂપ આપ્યું એ આનંદની વાત છે. ચિત્રો પણ આપેલાં છે, છતાં કિંમત કંઇક વધારે કહેવાય.

ઉપરનાં બંને પુસ્તકના લેખક–રમણલાલ નાનાલાલ શાહ, તંત્રી 'બાલજીવન; પ્રકાશક–'બાલજીવન' કાર્યાલય, બાજવાડો, વડોદરા. 'ઉર'

૧૪. ગુરુદક્ષિણા: લેખક–શ્રી. મગનલાલ ગજ્જર; પ્રકાશક–શ્રી પ્રણામી ધર્મસભા, જામનગર. પૃષ્ઠ ૬+૨૬, બે છબિ, કિંમત ૦–૩–૦. પુસ્તિકાનો પ્રથમ પ્રવેશ નીરસ જેવો છે, બીજામાં કંઈક હાસ્યરસ નજરે પડે છે; પણ પુસ્તિકામાં લોકરુચિને અર્થે જે સરળતા જોઈએ તે દેખાતી નથી. 'ગુરુ,' 'સાંદીપનિ,' જેવા શબ્દો કોઈ જુદી જ રીતે લખાયા છે! બાકી શ્રીકૃષ્ણ ગુરુદક્ષિણામાં ગુરુપુત્રદાન કરે છે તે વસ્તુ તો ઉચ્ચકોટિનું છે. ઉ. ઠાકર

૧૫. નફાકારક હુન્નરો, શ્રી લક્ષ્મી પુસ્તકમાળા પુસ્તક ૨જું, ભાગ બીજો: સંપાદક અને પ્રકાશક–મૂળજી કાનજી આવડા, સીનુગરા (અંજાર-કચ્છ); પૃષ્ઠ ૧૬+૨૫૦, કિંમત ૨ રૂપિયા. વૅર્નિશ, શાહી. પશુરોગોની દવાઓ, ફીનાઈલ, અત્તર, દંતમંજન, મોજાં, પિપરમિંટ, ધુપેલ, સાબુ, અગરબત્તી, ચૂર્ણો, જુદી જુદી દવાઓ, વગેરે બનાવવાના હુન્નર વિષે જેના તેના નિષ્ણાતો અને અનુભવીઓ પાસે લખાવેલા કે તેમણે સ્વતંત્ર રીતે લખેલા લેખોનો સંગ્રહ આ પુસ્તકમાં કરેલો છે. એ હુન્નરો અજમાવી જોવા જેવા લાગે છે.

*

(૧) **The Bombay Co-operative Insurance Society**નો વાર્ષિક રિપોર્ટ.

(૨) વસો સહકારી બેંક લિમિટેડ પચીસમો રિપોર્ટ (૧૯૩૮–૨૯).

(૩) વસો વાર્ષિક પત્રિકા ૧૫મી.

(૪) શ્રી પ્રગતિ મંડળ, ભાદરણ, સને ૧૯૩૮–૩૯નો અહેવાલ તથા હિસાબ.

(૫) શ્રી ધર્મજ બંધુ સમાજનો સાતમા તથા આઠમા વર્ષનો અહેવાલ તથા હિસાબ (તા. ૧:૮:'૩૭થી તા. ૩૧:૭:૩૯ સુધીનો).

(૬) નર્મદા કેળવણી મંડળ, શુક્લતીર્થ: નિવેદન ૧૯૩૯.

(૭) ધી ·વાકળ એ. વી. સ્કૂલ, બોભારોડ: કમિટીનું નિવેદન (ઑગસ્ટ ૧૯૩૮થી જુલાઈ ૧૯૩૯ સુધીનું).

——*——

### "પાટીદાર ખેડૂતની ઉદારતા

"સૂરત, તાઃ ૧૮મી નવેમ્બર. જલાલપુર તાલુકાની ખડસુપા સેન્ટ્રલ સ્કૂલને ખડસુપાના પાટીદાર ખેડૂત શ્રીમાન ભાઇ માધવભાઇ નાગજીભાઇ તરફથી રૂપિયા પચીસ હજારની કિંમતની જમીન ભેટ આપવામાં આવી છે" ('મુંબઇ સમાચાર,' તા. ૨૦:૧૧:'૩૯). પોતાને સૌથી વધારે કુળવાન અને મોટા માનતા ચરોતરના કોઇ પાટીદારે કેળવણી માટે આવી મોટી રકમ આપી છે? કેળવણી માટે મોટી રકમો આપનાર ચરોતરના પાટીદારોની રકમવાર યાદી કોઇ ભાઇ મોકલશે તો તે ઉપકારસહિત છાપીશ. જમણવારમાં ઘીના હવાડા ભરવાની ને ગામ બહાર ઘીની ધાર કાઢવાની તો પાટીદારની ગુંજાશ સુકાઇ જ ગઇ છે. બાકી એમ કરીને જુઠો જશ લેવાની લાલસાવાળા જૂના વિચારના પાટીદારો હજી યે હોવાનો સંભવ તો છે જ.

### વાળવોડમાં પ્રેતભોજનને રૂખસદ

પણ આ નવયુગના નવયુવકો એવા ખાલી ને જૂઠા જશને તિરસ્કારતા થઇ ગયા છે એ દેશોદયનાં શુભ ચિહ્ન છે. વાળવોડના ભાઇ જશભાઇ ઝવેરભાઇ પટેલ ગલાડ આદર્શ દુગ્ધાલયમાં કામ કરે છે. તેમનાં માતા લગભગ વૃદ્ધાવસ્થાએ પહોંચી થોડા સમય ઉપર ગુજરી ગયાં, તેમની પાછળ પ્રેતભોજન જમાડવાનું તેમણે બંધ રાખ્યું. આ સુંદર કાર્યમાં તેમને તેમના પિતાએ અને તેમને આખે કુટુંબે સારો સહકાર આપ્યો, જે વિના પ્રેતભોજન જેવી રીઢી રૂઢિને રૂખસદ આપવી કઠણ પડત. વળી વધારે તો સારૂં એ થયું કે એ લોકોએ તે પ્રસંગે 'એવો ઠરાવ કર્યો છે કે ગરણ પછીનો ખર્ચ જેને કરવો હોય તે કરે અને ન કરવો હોય તે ન કરે; અને એવે પ્રસંગે જેને જમવા જવું હોય તે જાય અને ન જવું હોય તે ન જાય—આ ખર્ચને બીજા વ્યવહારથી તદ્દન અલગ રાખી કોઇ જમવા આવે કે ન આવે તેની આડખીલી બીજા વ્યવહારના પ્રસંગોમાં ન રાખવી.' વાળવોડના એ ભાઇઓનો આ ઠરાવ સ્તુત્ય જ ગણાય, કારણ કે પરિણામે એથી જતે દિવસે આ નિરર્થક જ નહિ, પણ અનર્થક ખર્ચપ્રસંગ ધીરે ધીરે ઘસાઇ ચાલ્યો જશે અને પાઇ પાઇ કરીને સંગ્રહ કરતા પાટીદારોને ઘસતો પણ મટી જશે. ભાઇ જશભાઇ અને તેમને સહકાર આપનાર સંબંધીઓ ખરે જ આ માટે યશપાત્ર છે.

### બારસ વહેંચવાનો રિવાજ

મરણપ્રસંગે પ્રેતભોજન જમાડવા ઉપરાંત સગાંસંબંધીઓને બારસોમાં

રોકડા રૂપિયા અને વાસણો આપવાનો પણ પાટીદારોમાં રિવાજ છે. આ રિવાજ બંધ કરવામાં મતભેદ છે અને તેથી કેટલાક પ્રેતભોજન ન જમાડનાર પણ બારસો વહેંચવાના મતના હોય છે અને વહેંચે છે. તેમનો મત એવો હોય છે કે એથી સગાંના સંબંધ ચાલુ રાખી શકાય છે અને વળી તેવાં સંબંધી કુટુંબોની અનાથ વિધવાઓને તેવા પૈસાથી કંઇક રાહત મળે છે; બધી વિધવાઓને કંઇ એવી રાહતની જરૂર નથી હોતી, પણ જો એ રિવાજ સમૂળો બંધ કરવામાં આવે તો સધન ભેગી નિર્ધન વિધવા પણ એ રાહત પામતી બંધ થઇ જાય—સૂકા ભેગું લીલું પણ બળી જાય, પાપડી ભેગી ઇયળ પણ બફાઇ જાય! આ વાત છેક ખોટી નથી, પણ ત્યારે બીજો જ પ્રશ્ન ઊભો થાય છે. એવી અનાથ વિધવાઓ પોતાને ઉદ્યોગે જીવી શકે એવી કંઇયે વ્યવસ્થા ના જ થઇ શકે? એવી બેનો ઇચ્છે તો ભગિનીસમાજ તેમને શીવવાના સંચા વસાવી આપે છે, એમાં જેમનો જીવ ન ચાલી શકતો હોય તેમને દૂઝણી ભેંસ પણ બંધાવી આપે. તેમાંથી કમાઇને કાંધાં ભરી સંચાની કે ભેંસની માલકી પોતાની કરી શકે. તે પણ ન કરી શકે, તે મહાત્માજીનો આપેલો રેંટિયો વસાવે. પણ હવે ધીરે ધીરે એ બેનોએ એટલું સ્વમાન તો કેળવવું જ રહ્યું કે બારસોના રૂપિયા માટે હાથ ધરવો શરમ લાગે.

### વાસણો વહેંચવાનો રિવાજ

વળી એ પ્રસંગે રૂપિયા સાથે વાસણો પણ વહેંચવાનો રિવાજ છે. એ રિવાજ તો તુરતજ બંધ કરવા વિષે મતભેદ નહિ હોય એમ હું માનું છું. એ રિવાજથી કંસારા કમાઇ જાય છે અને ઘરમાં નિરર્થક વાસણો ભરાઇ કંસારાની દુકાન જામે છે. એ વાસણો વેચવા તો કદાચ નહિ અને ભીટકી સાફ રાખવામાં નિરર્થક શ્રમ વધે છે. વહેંચનાર એ વાસણો ઉપર પોતાનાં નામ કોતરાવીને, એ વાસણ ટકે ત્યાં સુધી પોતાને અમર રાખવા ઇચ્છતા હોય, તે વિના બીજો કશોય એનો અર્થ નથી. એવી લાલસા છોડી તેની કિંમતના રૂપિયા બદલામાં આપતા હોય તો મેળવનારને ચોક્કસ લાભ થાય. યુરોપમાં લગ્નપ્રસંગે વસ્તુઓની ભેટ આપવાનો રિવાજ છે. પ્રખ્યાત અંગ્રેજ વિચારક બર્નાર્ડ શૉ એવે પ્રસંગે રોકડી રકમજ આપે છે, કારણ કે પરણનારને એક ઘડીઆળ જોઇતું હોય તેને બદલે ભેટ આપનારા તરફથી વખતે અનેક ઘડીઆળ આવી પડે ને તેથી પરણનારને નિરર્થક બોજો વધી જાય, કારણ કે ભેટની વસ્તુ વેચાય તો નહિજ. તેના કરતાં તેને રોકડ રકમ આપી હોય તો પરણનારને જે વસ્તુની જરૂર હોય તે એ રકમમાંથી ખરીદી શકે. આ

વિચાર બહુ સુંદર છે અને તેથી વાસણો વહેંચવાનાં બંધ કરી દેઇ, ઇચ્છા હોય તો તે બદલે વધારેની રકમ આપવી એવો રિવાજ આપણે પણ, સ્ત્રીઓ સ્વાશ્રયી થાય ત્યાં સુધી, તો સ્વીકારી લેવો ઘટે.

## આપણી બેકારી ને ભિક્ષાવૃત્તિ

એક વાર તો પાટીદારો 'લેઉઆ બાદશાહ' કહેવાના, ખેડૂતો 'જગતના તાત' કહેવાતા, પણ ખેતીની પેદાશ સરકારની મહેસૂલનીતિથી અને વરસાદની અનિયમિતતાથી ઘસાતી ચાલી. વળી બીજી બાજુથી તેમણે પોતાની જાહોજલાલીના સમયનાં આંધળાં ખર્ચ આંધળા થઇ ચાલુ રાખ્યાં. પરિણામે આજ પાટીદારો કે ખેડૂતો છેક જ નિર્ધન જેવા થઇ ગયા છે. કોઇ પણ પાટીદારિયા ગામમાં જઇને જોશો તો ત્યાં સર્વત્ર નિરાશા કે નિરાનંદ છવાઇ ગએલાં માલુમ પડશે. જાહોજલાલીના કાળનાં ભવ્ય ડહેલાંને આજે તાળાં વાગ્યાં છે. અફીણના લાલ કસુંબા—તેનાથી શારીરિક ને માનસિક હાનિ થાય છે એમ સમજીને નહિ, પણ તે ખરીદવા માટે ગાંઠે રાતો પૈસો નથી માટે જ—બંધ થઇ ગયા છે. પારકા હુકા પીવાની દાનતે લોકને ઓટલે બેઠેલા નિરુદ્યમી લોક નજરે પડશે. આ સ્થિતિમાં બીજાનું પડાવી લેવાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે અને એમ થયું જ છે. જે લોક આ સ્થિતિમાંથી બચવા ને કંઇક કમાવા પરદેશ નીકળી પડયા તે કંઇક સુખી થયા, બાકીનાની તો ઉપર બતાવી એજ સ્થિતિ થઇ પડી છે. આ સ્થિતિમાં એ 'બાદશાહ'ને અને 'જગતના તાત'ને કોઇકની સામે નજર માંડવાની વૃત્તિ થઇ છે, સરકાર પાસે રાહત માગવાની ભિક્ષાવૃત્તિ જાગ્રત થઇ છે. સરકારની લોકને ટટળાવવાની વૃત્તિ તો જાણીતી છે જ.

## ખેડા જિલ્લા સમિતિની રાહત માટે માગણી

વર્ષ વર્ષને ખાતું આવે છે અને એમ આ વર્ષે પણ ગુજરાતમાં દુષ્કાળ જેવીજ સ્થિતિ છે. કચ્છ-કાઠિયાવાડમાં તો ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો છે. અને બીજા ભાગોમાં પણ દુષ્કાળ જેવીજ સ્થિતિ છે. આ સ્થિતિમાં સરકારે ખેડૂતોને રાહત આપવીજ ઘટે અને એટલા માટે ખેડા જિલ્લા સમિતિ તરફથી રાહત માટે સરકારને જે માગણી જાહેર થઇ છે, તેમાં મુખ્ય ૭ માગણી છે: સરકાર "(૧) ખેડૂતોને વર્ષ ભેગા કરવા માટે રાહત કાર્યો ખોલે. (૨) અનાજ વગેરે જરૂરી ચીજોના ભાવ દોઢા જેટલા વધી ગયા છે તેના ઉપર અંકુશ મૂકે. (૩) ગરીબ ખેડૂતોને સસ્તે ભાવે અનાજ મળે તે માટે સસ્તા અનાજની દુકાનો ખોલે. (૪) સટ્ટા ઉપર મહાસભાવાદી સરકારે મૂકેલો અંકુશ ફરી ચાલુ કરે. (૫) જમીનમહેસૂલ કોઇ પણ જાતની રકઝક કર્યા વગર

મુલતવી રાખે. (૬) તગાવી વગેરેનાં દેવાં અને હુકમનામાંના અમલ મુલતવી રાખે" ('મુંબઇ સમાચાર,' તા. ૬:૧૨:૧૯૩૯). બેશક લોકને બચાવી લેવા સરકારે આ તાત્કાળિક રાહત આપવીજ ઘટે, એણે સમજવુંજ ઘટે કે ખેડૂત મરશે તો સરકાર પણ સાથેજ મરશે.

## ખેડુતોની ફરજ

પણ કોઇ પણ પ્રજા આમ રોજ રોજ ભીખનો રોટલો ખાઇને સદા જીવી શકે નહિ, એ આપણે સમજવું ઘટે. એક બાજુથી ખેતી તરફ વધારે સારી રીતે ધ્યાન દેઇ પેદાશ વધારવી ઘટે અને બીજી બાજુથી ખર્ચ પેદાશની સીમાની અંદર આણી દેવો ઘટે. આજે તો જૂનો ખર્ચ ઘટ્યો નથી ને નવો ખર્ચ પેઠો છે. જરા નજર ફેરવીશું તો જણાશે કે ગામડે ગામડે ચાની હોટેલો પેશી ગઇ છે. દૂધના સંચા પેશી ગયા છે, લોક આળસુ બની વલોવવાનું છોડી સંચે દૂધ વેચી આવે છે; પરિણામે ઘીનો રૂપિયો બાઝતો નથી ને દૂધના મળેલા છૂટક પૈસા ચા-પાણીમાં ને પાન-બીડીમાં ઊડી જાય છે અથવા બીજી છૂટક ખરીદીમાં ચાલ્યા જાય છે. આ સ્થિતિમાં પૈસાનો સંચય તો થાયજ શેનો? મેં એમ પણ જોયું છે ખેડૂતનો ભણતો દીકરો શરમાતો શરમાતો ખેતરમાં વખતે જાય, પણ લૂગડાને ડાઘ ન પડે એની ખાસ સંભાળ રાખે, દોરી બાંધેલા બૂટ ઉપરની ધૂળ માર્ગમાં વારંવાર કપડાથી સાફ કરે! ઘાસનો ભારો લેઇને પાછા આવતાં મોટર મળી જાય તો ભાડાનો આનો આપી તેમાં ઘાસ નાખી ઘેર લાવે! આવા યુવકોએ ખેતીની શરમ છોડી ધ્યાન દેઇ ખેતી કરવી ઘટે, એમણે સમજવું ઘટે કે આજની કેળવણીથી આપણું કંઇએ દળદર ફીટવાનું નથી. ખેતીમાંથી પૂરૂં ના થતું હોય તો ગૃહઉદ્યોગો વગેરેથી પણ કમાણી કરી ઉમેરો કરવો ઘટે. આપણે સમજવુંજ રહ્યું કે આજની સ્થિતિમાંથી વહેલા નહિ નીકળી જઇએ તો આપણો નાશજ છે.

## સમિતિઓની ફરજ

આવે કઠણ પ્રસંગે સરકારનું ધ્યાન ખેંચીને ખેડુતોને રાહત અપાવવા પ્રયત્ન કરવો એ તો સ્તુત્યજ છે; પણ એટલેથીજ પોતાની ફરજ પૂરી થઇ ગઇ, એમ જો મહાસભાની એ સમિતિઓ માનતી હોય તો તો એમની એ ગંભીર ભૂલ છે. ગાંધીજી અને મહાસભા વારંવાર ઠોકી ઠોકીને સૂચના કરે છે કે મહાસભાના કાર્યકરોએ ગામડાંના પુનરુદ્ધાર વિષે રચનાત્મક કાર્ય કરવુંજ જોઇશે, જો સ્વરાજ્ય વહેલું લાવવું હશે તો. જિલ્લાઓમાં શું રચનાત્મક કાર્ય થાય છે તેનાં વાર્ષિક નિવેદનો પ્રકટ થાય તો લોકો જાણે કે અમારા

હિત માટે સમિતિઓ શું કાર્ય કરે છે. ખેડા જિલ્લામાં તો સમિતિના કાર્યકર્તાઓ રચનાત્મક કાર્ય કંઇ પણ કરતા દેખાતા નથી. ઇલેક્શન વખતે કે એવે જ પ્રસંગે ગામડાંમાં મત લેવા જાય છે, એવે જ પ્રસંગે એમનામાં જાગૃતિ દેખાય છે; બાકી તો સત્તાગ્રહણ માટે અંતર્વિગ્રહ ચાલ્યા કરે છે. આવી સમિતિઓ હોય તેના કરતાં ના હોય તો સારૂં, જેથી લોકોમાં ડખાડખ થતી અટકે. આ જિલ્લાની સમિતિના અગ્રેસરો મોટે ભાગે પાટીદારો છે. જ્યારે કંઇ ખાસ રમવા જેવું નહોતું, ત્યારે 'પાટીદાર યુવકમંડળ' અને 'પાટીદાર ભગિનીસમાજ' જેવાં રમકડાં ઘડી કાઢ્યાં, પણ એથી વધારે રૂપાળાં રાજકીય રમકડાં મળી આવ્યાં ત્યારે પેલાં જૂનાં રમકડાંને હડસેલી મુકયાં. એના ઉપરની ચઢેલી ધૂળ ખંખેરવાનો પણ કોઇને આજે અવકાશ નથી! પરિણામે આજે સામાજિક કાર્ય કરનારા બધા અદૃશ્ય થઇ ગયા છે. આજે ઘસારો ખાઇ નબળા થતા પાટીદારોમાં સમાજસુધારો પ્રવર્તાવવાથી તેમને કેટલો લાભ છે, એથી કેટલું સરસ રચનાત્મક કાર્ય થઇ શકત, એટલું એ કાર્યકારો સાચી રીતે સમજ્યા હોત તો યે પ્રજા કંઇક ઉન્નત થાત.

## લોકલ બોર્ડોનો ધર્મ

મહાસભાના કાર્યકરો આજે સત્તાગ્રહણ માટે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ કબજે કરવા પ્રયત્ન કરે છે, તેના કરતાં પ્રજાસેવા માટે તેમ કરે તો ય મહાસભાએ બતાવેલું કંઇક રચનાત્મક કાર્ય કરી શકે. એમ લોકસેવાને હેતુએ લોકલ બોર્ડની સત્તાનો ઉપયોગ કંઇક અમદાવાદ જિલ્લા સમિતિના કાર્યકરો કરે છે, પણ સૌથી સુંદર તો સુરત જિલ્લાના કાર્યકરો કરી રહ્યા છે એમ એમના 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય' નામે માસિક પત્ર વાંચવાથી જણાય છે. એ માસિકમાં લોકહિતના અનેક લેખો આવે છે. એ જિલ્લા બોર્ડના પ્રમુખ ભાઇ દુર્લભજી દેસાઇ એક વાર ડેપ્યુટી ડિસ્ટ્રીક્ટ કલેક્ટર હતા, તે પોતાના અનુભવનો લાભ જિલ્લાની પ્રજાને કેવી સરસ રીતે આપી રહ્યા છે, એ તો Modern Review નામે કલકત્તાના દેશપ્રસિદ્ધ અંગ્રેજી માસિકના ગયા ઓક્ટોબરના અંકમાં પૃષ્ઠ ૪૧૭થી Village Improvement in Surat District ('સુરત જિલ્લામાં ગ્રામસુધારણા') નામે સુંદર લેખ વાંચવાથી સમજી શકાશે. ભાઇ કલ્યાણજી મહેતા જેવા અનુભવી ને જાહેર કાર્યકર્તા એ જિલ્લા બોર્ડના સ્કૂલ બોર્ડના પ્રમુખ છે, એટલે એ બોર્ડનું કામ પણ સુંદર રીતે ચાલે છે. જે જિલ્લા બોર્ડના કાર્યકરોને સત્તા જ નહિ પણ સાચી લોકસેવા પ્રિય હોય તેમણે સુરત જિલ્લા બોર્ડનું કામ નજરે

જોઇ આવવું ઘટે. પ્રજાસેવા એ જ લોકલ બોર્ડોનો સાચો ધર્મ હોઇ શકે.

### રાજ્યનો ધર્મ

રાજ્યે સમજવું જોઇએ કે ખેડૂતપ્રજા નાશ પામશે તો પછી રાજ્યનો પણ તુરત જ નાશ છે. ત્યારે રાજ્યની ધરિત્રી સમાન ખેડૂતપ્રજાને જીવતી રાખવા જ નહિ, પણ સબળ બનાવવા દરેક પ્રયત્ન રાજ્યે કરવા એ એનો મુખ્ય ધર્મ છે. પાકનાં સારાં બીજ ખેડૂતને અપાય, ખેતીના પાક વધે, વધારે ઉપયોગી ને કીમતી પાકનાં વાવેતર થાય, એ પાકને જોઇતું પાણી આપવા નહેરો ખોદાય, અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિને વર્ષે ખેડૂત ભૂખે ન મરે એ માટે અનાજના અવારનવાર ભંડારો ભરી રખાય, બીજાઓ પાસેથી જે દરે આવકવેરો લેવાય છે, તે જ દરે ખેડૂતો પાસેથી પણ જમીનમહેસૂલ–આવકવેરો લેવાય અને ખેડૂત સમૃદ્ધ થાય એવી સર્વ વ્યવસ્થા કરવી એ રાજ્યનો મુખ્ય ધર્મ છે. પરદેશી સરકારે આજ સુધી પ્રજાને–અને તેમ જ ખેડૂત પ્રજાને પણ–ચૂસીને તેનો બધો રસકસ વિલાયત લેઇ જવાની દૃષ્ટિએ જ રાજ્ય ચલાવ્યું છે, પણ એ સરકારે હવે સમજવું જોઇશે કે એની ચૂસણનીતિથી ખેડૂત સમૂળો ચુસાઇ ગયો છે, એના શરીરમાં હવે હાડકાં ને તેને ચોંટી રહેલી ચામડી સિવાય બીજું કંઇ રહ્યું નથી અને હજીયે એ પોતાની ચૂસણનીતિનો ત્યાગ નહિ કરે તો ખેડૂત સમૂળો મરી જશે અથવા મરણિયો થઇ સામો થઇ જશે ને પરદેશી સરકારને દેશમાંથી હાંકી કાઢશે. એ બેમાંથી એકેય પરિણામ એ પરદેશી સરકારને રુચિકર નહિ થાય એ પણ એ સરકારે સમજવું જોઇએ.

### વિગ્રહસમયની મોંઘવારી

આજે દેશમાં દુષ્કાળ તો છે જ, તેમાં વળી યુરોપમાં વિગ્રહ સળગ્યો છે, તેથી વેપારીઓ સ્વાર્થ સાધવા સૌ વસ્તુઓની મોંઘવારી કરી બેઠા છે. પરિણામે મરો ગરીબ પ્રજાનો એટલે ખેડૂત પ્રજાનો પણ. ભવિષ્યમાં મોંઘવારી વધશે એ આશાએ વેપારીઓ માલ સંઘરીને સટ્ટે ચઢયા છે. જે વસ્તુઓ પરદેશથી આવવાની હોય તે તો વખતે મોંઘી થાય, પણ દેશમાં પેદા થતી વસ્તુઓ–ખાદ્ય-ખોરાકી–પણ એકદસ્તુ કરી લેઇને વેપારીઓએ તેને મોંઘી કરી છે. સામાન્ય પ્રજાને જીવતી રાખવાને, વેપારીઓ સૌ વસ્તુઓ ઉપર–ખાસ કરીને જીવન-વ્યવહારની વસ્તુઓ–ઉપર ભાવ ન ચઢાવી શકે એ પ્રકારે તેમના ઉપર સરકારે અંકુશ મુકવો ઘટે અને એ અંકુશનો કાયદો સખ્ત રીતે અમલમાં મૂકવો ઘટે.

### કાગળો ઉપર મોંઘવારી

દેશમાં વપરાતા સૌ પ્રકારના–છાપવાના પણ–કાગળો મોટે ભાગે પરદેશથી આવે છે અને તે પણ મોંઘા થઇ ગયા છે. એની પણ મોંઘવારી

કઇ સીમાએ પહોંચશે એની કલ્પના થઈ શકતી નથી. એ મોંઘવારીને પરિણામે કોઇ કોઇ વર્તમાનપત્ર બંધ થયાં છે, કેટલાંકે પોતાનાં પાન ઓછાં કર્યાં છે, કેટલાંકે પોતાનું લવાજમ વધાર્યું છે. કાગળ ગમે એટલા મોંઘા થશે, તોપણ 'પાટીદાર' બંધ ન કરવાનો, તેનાં પાન ન ઘટાડવાનો, કે તેનું લવાજમ ન વધારવાનો એક વર્ષ સુધી તો નિશ્ચય છેજ. ત્યાર પછી તો જે થાય તે ખરૂં. ગ્રાહકોની સહાનુભૂતિ હશે, તેઓ નવા ગ્રાહકો મેળવી આપશે તો તો કશોય ભય નથી.

## મિ. ઝીણાએ મહાસભાની આંખ ઉઘાડી

દેશમાં ઐક્ય હોય, ખાસ કરીને દેશની બે મોટી કોમો, હિંદુ ને મુસલમાન વચ્ચે ઐક્ય હોય તો સ્વતંત્રતા મેળવતાં જરાય વાર ના લાગે એ વાત માત્ર સાચી. પણ એ વાત ઉપર હદ કરતાં વધારે ભાર મૂકીને મુસલમાનોની એક નાની ટોળીને—મિ. ઝીણાની મુસ્લીમ ટોળીને—મહાસભાએ ચઢાવી મૂકી અને એ ટોળીને મુખે મહાસભા હિંદુઓની પ્રતિનિધિસભાનું ઉપનામ પામી! હિંદુઓના અભિપ્રાયની અવગણના કરીને પણ મહાસભાએ મિ. ઝીણાની મુસ્લીમ ટોળીને પંપાળ્યા કરી, પસવાર્યા કરી, તેને ભાઇ-બાપા કર્યાં કર્યાં; પણ એમ એમ મિ. ઝીણાના મિજાજનો પારો ઊંચે ને ઊંચે ચઢ્યા કર્યો! મુસલમાનોને મહાસભાના પ્રધાનવટાવાળા પ્રાન્તોમાં અન્યાય થયા કર્યા છે, એવી પોકળ બૂમો તેમણે પાડવા માંડી. અન્યાયનો એક પણ દાખલો એ આપતા નથી—હોય ત્યારે આપે ને? પં. જવાહરલાલ જેવા મહાસભાના અગ્રેસરોએ ઐક્ય માટે મિ. ઝીણાને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યા, પણ ત્યારે મિ. ઝીણા તો ઊંચે પાટલે જઇ બેઠા, અને મહાસભાના પ્રધાનોએ અંગ્રેજ સરકાર સાથે અસહકાર કરી રાજીનામાં આપી પ્રધાનવટાં છોડયાં, ત્યારે મિ. ઝીણાએ એવામાં આવી જઇ મહાસભાના જુલમથી મુસલમાનો છૂટયા, એવે બહાને આખા દેશના મુસલમાનોએ તા. ૨૨મી ડીસેમ્બરને દિવસે પ્રભુપ્રાર્થના કરવી, એવો ફતવો કાઢ્યો. દેશના બહુ થોડા જ મુસલમાનો ઝીણાના પક્ષમાં છે, એટલે એ ફતવાનો અમલ બહુ નથી થયો; છતાં એવો ફતવો કાઢીને એમણે મહાસભાની આંખ તો ઉઘાડીજ દીધી! હવે તો મહાસભા સમજી ગઇ કે મિ. ઝીણાને ઐક્ય જોઇતું જ નથી, એમને તો દેશમાં અંગ્રેજ રાજ્ય અથવા તો ઝીણા રાજ્ય જોઇએ છે. હવેજ છેવટે સમજીને પં. જવાહરલાલે, સરદાર વલ્લભભાઇએ અને બીજા નેતાઓ કહી દીધું કે મિ. ઝીણા સાથે ઐક્યની કોઇ વાટાઘાટ શક્ય નથી!

## મિ. ઝીણાની આંખ ઉઘાડો

હવે મહાસભાએ ઝીણાની ટોળીને પડતી મૂકી દેશના આમ મુસલમાનો સાથે સંપર્ક સાધી ઐક્યના પ્રયાસ કરવા ઘટે ને મી. ઝીણાની આંખ ઉઘાડી દેવી ઘટે. કારણ કે આજે તો દેશના મુસલમાનોનો મોટો ભાગ મિ. ઝીણાની મુસ્લીમ ટોળીની વિરુદ્ધ છે અને એ ટોળી દેશના સમગ્ર મુસલમાનોનું પ્રતિનિધિત્વ ધારણ કરવાનો દાવો કરતી હોય તો છેક ખોટો છે એમ અનેક મુસલમાન મંડળોએ જાહેર કરી દીધું છે. ત્યારે એ મંડળોએ પોતાના પ્રતિનિધિઓની એક પરિષદ ભરીને ઠરાવ કરવો જોઇએ કે મિ. ઝીણા કે તેમની મુસ્લીમ ટોળી સાથે અમારે કંઇ લેવાદેવા નથી, સરકાર કે મહાસભા દેશના સમગ્ર મુસલમાનોને નામે એ ટોળી સાથે જે કંઇ વાટાઘાટ કે નિર્ણય કરશે તે અમને માન્ય નથી. પછી એ ઠરાવ પાર્લામેંટ, વાઇસરોય અને મહાસભા ઉપર મોકલી દેવો ઘટે. કારણ કે અંગ્રેજ સરકાર હિંદને સ્વરાજ્ય આપવા ઇચ્છતી નથી, માટે જ તો હિંદુ-મુસલમાનના મતભેદનું બહાનું કાઢે છે અને એ જ બહાનાને જોરે મિ. ઝીણા અને એમની ટોળી કૂદે છે. પણ દેશના મુસલમાનો આવો ઠરાવ કરી મોકલે તો મિ. ઝીણાની આંખ તુરત ઊઘડી જાય અને એકલા ચોભીલા બની ગયે વખતે દેશહિતમાં જોડાય. સરકારનું પણ નિરર્થક બહાનું હવામાં ઊડી જાય ને એની પણ આંખ ઊઘડી જાય!

## માડીને કહેજો જે દીકરી બળી મરી!

આંગામાં ભાઇ જેઠાભાઇ ઝવેરભાઇ પટેલને મણિબેન નામે ૧૮–૨૦ વર્ષની ઉંમરનાં પુત્રી હતાં. સારૂં નરસું કરતાં કરતાં તે બેન છેવટ સુધી કુંવારાં જ રહી ગયાં હતાં, વડીલોને જ દોષે—સમાજને દોષે પણ. ભાઇ જેઠાભાઇ તો ગુજરી ગયા છે, પણ મણિબેનને ડાહ્યાભાઇ નામે ભાઇ છે, જે આણંદમાં કેટલોક વખત શારદા હાઇ સ્કૂલમાં શિક્ષક હતા. ગોળાને મોંએ ગળણું દેવાય, કૂવાને મોંએ કંઇ ગળણું દેવાય? એજ પ્રમાણે લોક તો ગમે તે વાતો કરે; એમને એવી વાતો કરતાં કોણ રોકી શકે? પણ બહાર પ્રકટ થએલી વાત પ્રમાણે એ બેન મણિબેન ગઇ ધનતેરસને દિવસે ઘાસતેલનું ફાનસ-હોલવતાં સળગી બળી મર્યાં. 'માડીને કહેજો જે દીકરી બળી મરી!' એવો સંદેશો એમને પરદેશી પંખી સાથે માડીને મોકલવાનો તો હતો નહિ, કારણ કે પોતાની વિધવા માડીની આંખ આગળ જ એ કુંવારી, અને લગ્નનું ઠેકાણું નહિ પડવાથી અકારી બનેલી દીકરી બળી મરી!

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૬<br>વર્ષ ૧૭ | આણંદ | માહ<br>અંક ૪ |


## હું તો એક વિધવા હતી

પ્રભુએ બક્ષેલા સૌન્દર્યનું પાન કરતી હું હિન્દુ સમાજમાં બાલિકા તરી
જન્મી હતી. દિવસભર દોડતી, રમતી, કૂદતી હું અણુવિકસી કળી હતી, ત્યા
એક ભ્રમર આવી પોતાના કોમલ ડંખથી મને કરડી મારા ગોના અમૃ
સમાન સ્વાદિષ્ટ મધુર રસનું પાન કરી ગયો. લગ્ન એટલે શું, પતિ એ કોણ
પત્ની એ કોણ, તે મને ખબર પણ નહોતી તે પહેલાં તો હું વિધવા બની
મારું લગ્ન ક્યારે થયું, કોની સાથે થયું, હું વિધવા ક્યારે બની, તેની પ
મને ખબર નહોતી. વિધવા કોને કહેવાય, વૈધવ્ય એટલે શું, તેથી પણ
અજ્ઞાત જ હતી. તે બધું સમજું, જાણું, તે પહેલાં જ મારે મારા હિન્દુ સમાજ
રિવાજવેદી ઉપર મારા જીવનનું બલિદાન આપવાનું આવ્યું. જ્યારે હું ના
હતી, ત્યારે એક રાત્રે કેટલાંક સ્ત્રીપુરુષોને મેં મારા ઘરમાં રુદન કરતાં જોય
મને ખબર પણ નહોતી કે તે કેમ રડે છે. તે વખતે મારી પાડોશણો મા
પાસે આવી. રાત્રીના આઠેક વાગ્યા હશે. મને તેમણે પોતાની સાથે લીધ
મેં પૂછ્યું: 'મને ક્યાં લેઇ જાઓ છો? મારે તો તમારી સાથે નથી આવ
મને ઊંઘ આવે છે.' એટલામાં મેં મોટી રાડ સાંભળી: 'રાંડ, બહુ ચિબાવ
થઇશ નહિ, તારો ધણી મરી ગયો છે.' રાડના મોટા અવાજને લીધે હું એકદ
ડઘાઇ ગઇ અને મેં રડી દીધું. બધાં બૈરાં સાથે મને ભાગોળે લેઇ ગયાં અ
પછી ત્યાં શું થયું? મારા હસ્તકમળોને વધુ સુન્દર બનાવતાં અને મને પ્રા
સમાન પ્રિય મારાં કંકણોને તોડી નાંખ્યાં! તે વખતે મારાથી રહી શકાયું નહિ
હું હૈયાફાટ રોઇને કહેવા લાગી: મારાં કંકણ ભાગશો ના. પણ મારું ક
કોણ સાંભળે! મારી માતાને હું ઘણી જ વહાલી હતી, છતાંય તે વખ
મારી માતાએ પણ મારો પક્ષ ખેંચ્યો નહિ. આમ હું શૃંગાર વિનાની બન

બીજાં કેટલાંક લાગણીવાળાં બૈરાંએ મને આશ્વાસન આપ્યું: 'બેન, રડીશ મા; તને કાલે બીજાં લાવી આપીશું.' આથી હું કંઈક શાન્ત બની. મારાં કંકણો તોડયા બાદ દશ દિવસે એક બીજો મહાન ઘા મારા ઉપર પડયો: તે પ્રાતઃકાળે મારા શ્યામ વાળની લાંબી લટોથી શોભી રહેલી મસ્તકની સુન્દરતાનો નાશ થયો: બે સ્ત્રીઓએ જોરથી મને પકડી મારા મોંમાં ડૂચો મારી હજામ પાસે મારા વાળ કાપી નંખાવ્યા! આમ આ સમાજના રિવાજના પ્રતિપાલન સારૂ મારા સુન્દર વાળનો નાશ થયો. મારી વેદનાની કોઇએ દરકાર ન કરી, મારાં આંસુની કોઇને દયા ન આવી અને મારા વાળનો ક્રૂર સમાજે નાશ કર્યો. હજામ પણ આવું ક્રૂર કર્મ કેમ કરતા હશે?

આ વાતને દશ વર્ષ થયાં. હું મારે સાસરે ગઇ. ત્યાં મેં શું જોયું? બધાં મારો તિરસ્કાર કરતાં, મને સૌ દુશ્મન સમાન ગણતાં, મારી કોઇ પણ વેદના ઉપર લાગણીની આછી ઝાંખી પણ કરતાં નહિ. મને રાંડ, કુલટા, વગેરે શબ્દોથી સંબોધતાં મેં સૌને જોયાં. આથી મારૂં હૃદય શોકપૂર્ણ બન્યું. રાત્રે શું જોયું? મારાં વૃદ્ધ સાસુ-સસરાને શયનગૃહમાં એક બીજા સાથે વાતો કરતાં સાંભળ્યાં.

હું સમાજને પૂછું છું કે સમાજે મારા જેવી કુમળી કન્યાઓનું જીવન કેમ નષ્ટ કર્યું છે? સ્ત્રીઓને વૈધવ્ય પળાવવાનો સમાજને શો હક્ક છે? ઓ ક્રૂર સમાજ, ઓ ક્રૂર હિન્દુ સમાજના વ્યવસ્થાપકો, જુઓ! હું કહું તે સાંભળો: જે વૃદ્ધ થયાં છે તેઓ પણ પોતાની વિષયવાસના પોષ્યે જાય છે, તેમની પણ વિષયલાલસા શાન્ત થઇ નથી; તો અમારા જેવી કૌમાર્યવયમાં વૈધવ્યને પ્રાપ્ત થએલી કુમળી સ્ત્રીઓ સંયમ કયાંથી પાળી શકે? જેમણે બાળપણ વિતાવ્યું નથી છતાં જેમને વૈધવ્યની ક્રૂર હૃદયઘાતક જંજીરમાં જકડાવાનું થયું છે, તેઓ કઇ રીતે મનને કબજે રાખી શકે? જેણે શૃંગારનો બિલકુલ સ્વાદ લીધો નથી, તેઓ શૃંગાર કઇ રીતે ત્યજી શકે? બોલો સમાજનેતાઓ, સ્ત્રીઓના જીવનને કચરવાનો અધિકાર તમને કયાંથી મળ્યો? તેમના સૌન્દર્યને કચરી નાખી જીવનભર દુઃખી બનાવવાનો અધિકાર તમને કોણે આપ્યો, જેથી બાળપણથી જ તેમને વૈધવ્ય પળાવો છો? બોલો, તમે પુરુષો, જેમણે સમાજના કાયદાઓ રચ્યા છે તેઓ ફરી કેમ પરણો છો? તમો દશ દશ વાર પરણો, વૃદ્ધ થવા છતાં તમારી વિષયવાસના પૂરી થતી નથી, તો સ્ત્રીની કેમ કરી પૂરી થાય? તમને વૃદ્ધપણે સંયમ પાળવાનો આવે છે, છતાં પાળી શકતાં નથી તો બિચારી કુમળી કન્યા, જે લગ્ન શી વસ્તુ છે, એ પણ સમજે તે પહેલાં તેને વિધવા બનતાં સંયમ પળાવવાનું કહો તે કેમ બની શકે?

સમાજને આટલાથી પણ સંતોષ ન થયો. જે સમાજે મારા શૃંગારના આનંદને કચરી નાખ્યો, મારા દરરોજ નવીન સુંદરતા ધારણ કરતા જીવનને વેડફી નાખ્યું; મારા હમેશના વિકાસનો, મને કુદરતે અર્પેલા સૌન્દર્યનો મને હમેશને માટે ઘરની ચાર દિવાલોની કોટડીમાં પૂરી રાખી નાશ કર્યો, તે સમાજને તેટલાથી પણ સંતોષ ન થયો; તેણે તો શુભ કાર્ય વખતે હું સામી આવું તો મારા અપશુકન ગણ્યા! આ સમાજ હવે જાગશે? અને નહિ જાગે તો? તો શું થશે? મારા જેવી લાખો વિધવા કન્યાઓના અભિશાપોથી સમાજનો નાશ થશે. જે સમાજમાં સ્ત્રી એટલે ગુલામ, વિષય પોષવાની પુતળી, એવી માન્યતા છે તે સમાજનો જમાનો હવે ગયો છે. હવે તો સ્ત્રી એટલે દેશની સાચી માતા, તેને પણ પુરુષો જેટલાજ હક્કો છે, એમ માનનારો જમાનો આવ્યો છે. તે પ્રમાણે સમાજરચના નહિ થાય તો એ સમાજનો જલદી નાશ થશે.

માટે પ્રાર્થના છે કે લગ્ન શી વસ્તુ છે, એ પણ નહિ સમજતી બાલિકા બાલ્યવયમાં વૈધવ્યપાત્ર થએલી હોય તો તેને બીજી વખત પરણવાની તેનાં માબાપે અને સમાજે છૂટ આપવી જોઇએ; જેણે પતિદેવનું મુખ પણ ન જોયું હોય તે બાળવિધવા થયા પછી ફરી પરણે તો તેમાં બિલકુલ પાપ નથી અને તેવી બાળાને વૈધવ્ય પળાવનારજ પાપી છે. કેટલીક વિધવાઓ સંયમ નહિ પાળી શકવાથી કહેવાતાં પાપી કૃત્યો કરે છે, તેના કરતાં સમાજ તેઓને લગ્ન કરવાની છૂટ આપી તેમને એવાં કૃત્યોથી બચાવે એ વધુ શ્રેયસ્કર છે. સમાજને ભયેજ વૈધવ્ય પાળવું અને પળાવવું એમાં કાંઇયે અર્થ નથી અને એ વૈધવ્યમાં કાંઇયે તપ નથી. એના કરતાં લગ્ન વધુ હિતકર, વ્યાજબી અને ન્યાયસરનું પગલું છે. વિધવાઓ કંઇ વનમાં વસતી નથી, તેઓ કુટુંબમાં રહે છે; તેમની નજરે રાત્રિદિવસ કુટુંબની વિલાસવૃત્તિ પડે છે. હૃદયનો સંયમ જાળવવા ભલભલા વિશ્વામિત્ર પણ ડગી ગયા તો એક સામાન્ય વિધવાનું શું ગજું? એના કરતાં પહેલીજ તકે પ્રથમ લગ્નના ઉત્સાહ જેટલાજ ઉત્સાહથી વિધવાનાં લગ્ન થાય એ ઘણુંજ પુણ્યજનક અને આશીર્વાદનું પગલું છે.

શબ્દચિત્ર આથી વિશેષ શું કહી શકે? વિધવાઓને કેટલાં દુઃખો છે તેનો ખ્યાલ લેખિની પણ ન આપી શકે; તે તો હિન્દુ સમાજમાં વિધવા તરીકે જીવન જીવે ત્યારેજ મળે. ટૂંકમાં મારી એજ વિનંતી કે વિધવાનાં આંસુથી અને અભિશાપોથી સમાજનો નાશ નક્કી છે, માટે તે સ્થિતિ ટાળવીજ જોઇએ. અને તેમ કરવા સદાસર્વદા સેવાકાર્ય કરી વિધવાઓનો પ્રતિ યોગ્ય ફરજ બજાવવી એ ધર્મ માનો કે ગમે તે માનો, પણ સમાજસેવકનું એ કર્તવ્ય છે.

મોટા ફરાળા (હાલ ડભાસા) સોનાબેન શંકરભાઇ પટેલ

# અતૂટ કિલ્લેબંધી

## ૧. લગ્નપ્રથા

કુટુંબમાંથી ઘર, ઘરોથી શેરી, અનેક શેરીઓ અને મહોલ્લા વગેરેથી ગામ, અને આવાં અનેક ગામોનું એકીકરણ એજ આજની દુનિયા. આમ જાણે સહકારમાંથીજ સૃષ્ટિનો જન્મ, દુનિયાનાં અનેક રાષ્ટ્રો, રાષ્ટ્રો પરત્વે સુમેળ-તાના અનેક સંઘો; એવા નાના સંઘો આજે સામાજિક–વહેવારૂ વાણીમાં ગોળ–વાડા કહેવાય છે. આમ પાટણવાડો પણ એક મોટો વાડો છે. તેમાં વળી બેતાળીસ, સત્તાવીસ, બાર, નવ અને પાંચ ગામનાં ગોળ–જૂથ થઇ પડ્યાં છે. આમાં લેઉવા પાટીદારનો મુખ્યત્વે કરી વાસ છે. કોઇ પણ રાષ્ટ્ર પોતાના રક્ષણ માટે પોતાની જે કિલ્લેબંધી કરે છે, તે કરતાંય અધિક કિલ્લેબંધી આવાં ગણ્યાંગાંઠ્યાં ગામડાંઓનાં પેટાજૂથોએ કરી છે. કોઇ પણ સાહસવીર આવી કિલ્લેબંધીમાંથી ખસી શકવા સમર્થ નથી નીવડી શકતો. આ બધાં જૂથો પૈકી અમે અમારા પાંચ ગામના જૂથની આંતરિક વ્યવસ્થા વિષે વાત કરી રહ્યાં છીએ. તે પાંચ ગામ તે વાલમ, બાલીસણા, સંડેર, ભાણ્ડુ અને મણુંદ. પાટણવાડામાં આ પાંચ ગામો કંઇક સારાં, મોટાં અને આગળ પડતાં ગણાય છે. બીજા ગોળ–જૂથની દૃષ્ટિએ કંઇક સંસ્કારી ગણાય છે. પણ તેના સંસ્કાર તો ઇંદ્રવર્ણા જેવાજ છે, અંદરનો સડો તો ગમે તેવાને ઓકારી આવે તેવો દુર્ગંધ વાળો છે.

આ પાંચ ગામોએ પોતાનાં પાંચ ગામ પૂરતીજ કિલ્લેબંધી કરી હોત તો ઠીક, પણ આજે તો દરેકે પોતપોતાના ઘરની કિંમત આપમેળે આંકી દીધી છે. આમ ઘર ઘરનું ક્ષેત્ર આજે નિરાળું બન્યું છે, જેથી કન્યાની લેવડદેવડનો પ્રશ્ન એટલો બધો વિકટ બની ગયો છે કે તેનો ઉકેલ એક કુશળ સમાજ-શાસ્ત્રીથી પણ થવો મુશ્કેલ બની ગયો છે. લેવડદેવડમાં સાટાપેટાનો રિવાજ મોખરે સત્તા ભોગવી રહ્યો છે. સુધરેલા સમાજમાં જ્યારે વર-વધૂનો સંબંધ ઉભય પક્ષની વિદ્યા, ચારિત્ર્ય અને ભવિષ્યના એકસરખા લક્ષ્યબિન્દુ ઉપર અવલંબી રહ્યો હોય છે; ત્યારે અમારા આ સંસ્કારી (?) સમાજમાં ઊંચનીચનો ભેદ સંપૂર્ણપણે સચવાઇ રહ્યો છે પોતે માની લીધેલી પોતાની ઉચ્ચતામાં. આવા માનવીઓમાં તેમનાથી નીચ કહેવાતા માનવીઓ કરતાં કોઇ પણ જાતની ઉચ્ચતા નથી. નીચા ગણાતા વર્ગોમાં પણ જેમ કન્યાવિક્રય, સાટાંપેટાં, વર-વિક્રય વગેરે છે, તેમજ ઊંચ ગણાતા વર્ગમાં પણ છેજ. ત્યારે પ્રશ્ન એજ છે

કે એમની ઉચ્ચતા શેમાં સમાઇ છે? આવા ઊંચા ગણાતા વર્ગોએ આ પાચ ગામના સમાજમાં જે અનિષ્ટ તત્ત્વો ઘુસાડી દીધાં છે તે એટલાં બધાં તો ભયંકર છે કે તેમને તે ભયંકરતાની લેશ માત્ર પણ ખબર નહિ હોય. ઊંચનીચના આ ભેદથી આજે તો એકજ ગામમાં પણ અંદર અંદર લગ્ન થવાં શરૂ થયાં છે, બીજી પેઢીનાં ભાણેજાં મોસાળપક્ષ સાથે લગ્નગ્રંથીથી જોડાતાં થયાં છે. અમને તો ભય છે કે પોતાની કિંમત ઊંચી આંકનાર આ માનવીઓ પોતાની કડકાઇ નહિ મૂકે અને માનવધર્મ ભૂલશે તો જરૂર દશ વર્ષની અંદર પહેલી પેઢીનાં પણ ભાણેજાં મોસાળ પક્ષ સાથે લગ્નગ્રંથીથી જોડાશે. શાસ્ત્રની આજ્ઞા વિરુદ્ધનાં આ લગ્નોનું શું પરિણામ આવશે?

સાટાંપેટાંથી અને આવા નિષ્ઠુર ઉચ્ચનીચતાના ભેદથી સમાજમાં એટલો બધો અણુવિશ્વાસ વધ્યો છે કે તેની હદ નહિ. વર-વધૂને નિમંત્રણે જાય ને તેમાં કંઇક ચૂક થાય તો આબરૂના લીલામ સાથે પરત થવું પડે. દશ પંદર વર્ષ ઉપર વિશ્વાસથી થતી કન્યાની લેવડદેવડમાં અને આજની સ્થિતિમાં એટલી બધી વિષમતા વ્યાપી છે કે તેનું ખરૂં સ્વરૂપ કલમમાં ઉતારવું પણ મુશ્કેલ છે. આ કટુ રિવાજથી તો આજે લોકોમાં એટલે સુધી આસુર અને કસાઇ વૃત્તિ આવી છે કે પુરાણોમાં વર્ણવ્યા મુજબ આજે ઊંચ ગણાતા વર્ગમાં બિચારી નિર્દોષ બાળાઓનાં હરણો થવાં શરૂ થયાં છે. સમાજની અધોગતિની આ પરાકાષ્ટા નહિ તો બીજું શું?

આમ પોતાની જાતે ઊંચ ગણાતો વર્ગ પોતાના ગોળ-જૂથ-વાડામાં પરાણે બળાત્કારે છીંડાં પડાતાં જોઇને પણ સમાજનો ઉદ્ધાર કરવા નીકળે તો સારૂં. એમની ઉચ્ચતા કદાચ તેમના ધારવા પ્રમાણે વ્યાજબી હોય તો પણ ગિરિશિખરે ચઢેલો માનવી તળેટીના બાગનો મધુર વાસ લેવા જેમ નીચે આવે છે; તેમ એ કહેવાતા ઊંચાઓએ નીચે આવવુંજ રહ્યું.

ખરી રીતે જોતાં તો જેમ વકીલનો પુત્ર કાયદાની પરીક્ષા પસાર કર્યા સિવાય તેમજ સનંદ લીધા સિવાય ન્યાયની અદાલતમાં વકીલ તરીકે વકીલાત કરવાનો દાવો કરે તેવો ઊંચ ગણાતી કુળવાનશાહીનો આ દાવો છે. તેમના વડીલોએ સાચવેલી ખરી કુલીનતા ને ગૃહસ્થાઇ તો, તેઓ આ ફાની દુનિયાને છોડીને ગયા તેમની સાથેજ, ચાલી ગઇ છે. છતાં પણ તેમના આજના દંભી ને અભિમાની પુત્રો તેવી કુલીનતાનો ફોગટ દંભ કરી સમાજની અનેક વ્યક્તિઓને છેતરે છે. વધારામાં તેટલુંજ પોતાની જાતને પણ છેતરે છે.

ખૂબજ વિચારો અંતે સમજાશે કે કન્યાવિક્રયનો વેધક રિવાજ આવી

ખોટી કુલીનતામાંથીજ જન્મ્યો છે. પિતાઓ કન્યાદાન દેતા મટી કન્યાને પોતાનું ધન ગણી પશુવેચાણની જેમ રોકડ નાણાં ઉપજાવતા થયા છે. વધુ નાણાંની લાલસાથી અને કુળવાન કુટુંબના ઘુંડમિજાજથી ત્રાસીને કન્યાનો પિતા ગમે તેવા વર શોધી કાઢે છે, તેમજ ગરીબીને કારણે તદ્દન ઓછી કિંમત વડે પોતાના પુત્રોને પરણાવવાની ઉમેદથી તદ્દન કુસંસ્કારી કન્યા સાથે મેળ શોધે છે. આને પરિણામે સમાજ ભ્રષ્ટતાથી છલકાઈ ગયો છે અને વિદ્યા, વિચાર, ગુણ, ચારિત્ર, વય, વગેરે અનેક પ્રકારનાં અસમાન કજોડાં બન્યાજ કરે છે. આથી સમાજમાં મોટે ભાગે ગૃહસ્થાશ્રમ ખાલી નિભાવવૃત્તિથીજ ચાલી રહ્યો છે.

ઉપર મુજબ સમાજની ખોટી કુલીનતાની, ઉચ્ચનીચતાના ભેદની રૂઢિને પાપે સમાજ ઉપર અનેક પાપો ઊતરી પડયાં છે. સમાજનાં આવાં તત્ત્વોનો ગંભીરતાથી અભ્યાસ કરી તેમનો નાશ કરીને જગતના અન્ય સમાજોની હરોળમાં ઊભા રહેવા સમાજની દરેક વ્યક્તિ પ્રયત્નશીલ બને તો સમાજ કેટલા ટૂંકા વખતમાં ઉચ્ચતા પામે? કેટલું સુખ સ્થપાય? નારીજાતિના કેટલા બધા શાપો ઓછા થાય?

વર-કન્યા બંને કેટલાં સુશિક્ષિત, ચારિત્રશીલ અને ગુણશીલ છે, તે વિચારી તેમના ભાવિ સુમેળથીજ લગ્નગ્રંથીના જોડાણની પ્રથા પડે તો સમાજ ઉન્નત થાય ને કેટલાંય દુઃખો દૂર થાય.

આ સમાજમાં લગ્નના જેવોજ વિધવાનો પણ મહાન વિકટ પ્રશ્ન છે. કુલીનતાના અંધાપામાં કુળવાન વર ઝડપાઈ જશે, બાળવધૂ બાળપણમાંજ મૃત્યુને વશ થશે તો પુત્રના બીજા લગ્નથી હુંડિયામણનો બીજો ચેક મળશે, એવા દુષ્ટ પાપી વિચારોમાંથી બાળલગ્નનો જન્મ થયો છે. બાળલગ્નોના આવા પાપી રિવાજથી સમાજમાં અનેક બાળવિધવાઓ થવા પામી છે. તેમનું જીવન એવું તો ભયંકર બને છે કે એવા ભયંકર જીવનમાં કોઈ પુરુષ મુકાય તો તે તેજ ક્ષણે આત્મઘાત કરે! એવી બાળવિધવાથી પુરુષો નિર્મોહ રહે અને તેની ઉપર કુદૃષ્ટિ ન કરે તે સારૂ તેમની આંખોએ પાટા બંધાવવાને બદલે વિધવા બેનોના માથાના વાળ મૂંડાવવાનું નિષ્ણાત સમાજશાસ્ત્રીઓએ વિધાન કર્યું! લગ્નના પવિત્ર સંસ્કાર થવા બાદ જે બાળાઓ પોતાનું ખરૂં ઘર પણ જોના પહેલાંય વિધવા બની હોય, તેવી પણ વિધવાઓ અમારા સમાજમાં છે, છતાં એવી વિધવાબેનોએ ફરી લગ્ન કરવું એ પણ મહાપાપ મનાયું. પણ પુરુષને ઠેઠ ઘડી સુધી પરણવાને સમાજે પરવાનો આપ્યો! ૬૫ વર્ષ સુધીની ઉમર સુધી અનેક ભોગ ભોગવ્યા છતાં તેને ફરી ફરી લગ્નના કોડ જાગે છે, તો પેલી ઘરમાં પુરાએલી બાળવિધવાની શી દશા હશે, તે જાણવાની પુરુષવર્ગે

આજ સુધી કદી પણ પરવા કરી નથી. આના કરતાં વધુ ભ્રષ્ટ માનવહીનતા બીજી કઇ હોઇ શકે? ધન્ય છે આવા નરવીરોને, સમાજના આવા ધારાશાસ્ત્રીઓને!

પોતાનાં જીવન આટલાં અશુદ્ધ અને ભ્રષ્ટ હોવા છતાંય જે બાળવિધવા બેનોએ સંસારનું સહેજ પણ સુખ અનુભવ્યું નથી તેમના જીવનને અણીશુદ્ધ નિહાળવાના કોડ પુરુષોને કઇ ઉદાર ભાવનાએ જગતા હશે? વિધવાબેનોએ જિંદગીપર્યંત પવિત્રતા પાળવી જ, એવા કાળા અને ગોઝારા કાયદાથી તેમ જ સમાજની અતૂટ કિલ્લેબંધીથી થએલા ઝેરી વાતાવરણથી ગૂંગળાઇને ઘણીયે વિધવાઓ સમાજ બહાર ચાલી ગઇ છે અને કરુણ સ્વરે આક્રન્દ કરી રહી છે. તેમની સ્થિતિ તો નજરે નિહાળી પણ જાય તેમ નથી. કેટલાય ગર્ભપાતોના શાપો સમાજે વહોર્યાના દાખલા બન્યા છે. પિતૃપક્ષે તેમ જ શ્વસુરપક્ષે વિધવાઓના આત્માઓનો ભાગીને ભુક્કો કર્યાના બનાવો પણ સમાજે ઉઘાડી આંખે જોયા કર્યા છે, કેટલીય વિધવાબેનોને વિધવાશ્રમો બતાવ્યા છે. સમાજમાં હડધૂત થએલાં વિધવાઓનાં બાળો એવા આશ્રમોમાં કેટલાંય ખડકાયાં હશે. આ બધું ય સમાજ વિશાળ હૃદયે અને ઉમદા દૃષ્ટિએ જોઇ રહ્યો છે! સમાજની આ રૂઢિના ખપ્પરમાં આમ અનેક વિધવા બેનોએ આત્મબલિદાનો આપ્યાં છે! સમાજની અધોગતિનું પ્રથમ અને મુખ્ય કારણ વિધવા બેનોના શાપો છે. જ્યાં સુધી આ શાપોનું નિવારણ ન થાય ત્યાં સુધી આ સમાજનો ઉદ્ધાર દૂર દૂર છે, એમ નક્કી સમજજો. આનો સીધો અને સરળ ઉપચાર એ જ હોઇ શકે કે કમમાં કમ અક્ષતયોનિ બાળવિધવા બેનોને પુનર્લગ્ન કરવાની સમાજ છૂટ આપે અને આ રીતે વિધવાના શાપોને આશીર્વાદના રૂપમાં ફેરવી દે અને એમ કરી સમસ્ત સમાજનો ઉદ્ધાર કરે.

ભાણ્ડુ · શાયબેન મોહનલાલ પટેલ
વહાલીબેન પુરુષોત્તમદાસ પટેલ

---*---

## છૂટાછેડા

સંધ્યાનું સામ્રાજ્ય ફેલાયું. કળાદેવીએ આકાશમાં સોનેરી સાથીઆ પૂર્યા. સૂર્યદેવે વસમી વિદાય લીધી. અનિલની મંદ મંદ લહરીઓ વહેવી શરૂ થઇ. પક્ષીઓ પોતાના માળા તરફ કિલકિલાટ કરતાં ઉડ્ડયન કરી રહ્યાં હતાં. પેલા કાળી મજૂરી કરતા અને પરસેવાને ટીપે અનાજ પકવતા જગતના તાત (ખેડૂતો) પોતાનાં કુટુંબીજનોને મળવા ત્વરિત ગતિએ પોતાના ગૃહ તરફ પાછા ફરતા હતા.

દૂર દૂર આમ્રકુંજમાં કોકિલાના ટહૂકાર સંભળાયા અને પર્વતોએ પડઘા પાડ્યા: કુહૂ....કુહૂ....કુહૂ•ઉ•ઉ! અને સર્વત્ર આનંદ પ્રવર્તી રહ્યો. વાતાવરણ આનંદમય લાગતું; છતાં નહોતો આનંદ પ્રકૃતિસૌન્દર્યમાં મહાલતા સુખી ગણાતા પેલા જોડલાને.

લગ્ન પછી કુદરતી રીતે આવતી શારીરિક ખામીઓને કારણે કેટલાયે પાષાણહૃદય પતિઓ પોતાની પત્નીને તરછોડે છે, ફરીથી લગ્ન કરવાની પોતાની ઉમેદવારી જાહેર કરે છે અને ફરીથી લગ્ન કરી પોતાની બહાદુરી માને છે. એવા બનાવો જગતમાં બને છે, પરંતુ આજનો બનાવ તદ્દન નજીવો હતો—વજૂદ વગરનો કહીએ તો પણ ચાલે; પરંતુ તેમાં સહન કરવાનું તો ફક્ત સ્ત્રીજાતિને જ ને? કુદરતી બનતા બનાવની સામે લડવાને પણ માણસ તદ્દન અશક્ત છે.

હું જે રસ્તા ઉપર થઇને જતો હતો તે તો જાહેર રસ્તો હતો. હું મારા ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલ્યો જતો હતો, તે વખતે મને નહોતી કોઇની પડી. પરંતુ એક ઘરમાંથી આવતા અવાજ તરફ મારું ધ્યાન ખેંચાયું અને એકાએક શી વાત થાય છે તે સાંભળવા ઉત્સુક બન્યો. મેં એકાગ્ર ચિત્તે સાંભળ્યું:

"તારે અને મારે હવે નહિ બને." પતિનો પહાડી સ્વર ગર્જ્યો.

"કાંઇ કારણ?" પત્નીનો મંજુલ પણ વેદનાપૂર્ણ સ્વર નીકળ્યો.

"આપણા બંનેના સ્વભાવમાં સુમેળ નથી." તરત જ પ્રત્યુત્તર વળ્યો.

"નજીવા કારણસર મને આમ શા માટે તરછોડો છો? મારા દિલને આઘાત થાય છે. મને શા માટે દુઃખી કરો છો?" તેણે અશ્રુપૂર્ણ નેત્રે કહ્યું.

"તેને માટે હું શું કરૂં? દિલગીર છું." પતિએ દિલગીરી બતાવી.

"તો તમારે તે નિભાવવું જ જોઇએ, તમારી તે ફરજ છે." પત્ની પતિની ફરજનું ભાન કરાવતાં બોલી.

"નિભાવ્યે કાંઇ પાલવે તેમ નથી. મારે શા માટે જીવનને આમ વેડફી દેવું?" પતિનો બેદરકારીભર્યો સ્વર સંભળાયો.

આખાય ગામમાં આ જોડું સુખી મનાતું. મને પણ થતું કે તે સ્વર્ગીય જીવન જીવી રહ્યું છે. તકરાર જેવું કાંઇ હતું જ નહિ. નજીવા કારણ માટે પત્નીને પતિ તરછોડી રહ્યો હતો એમ ઉપરની એટલી જ વાતચિત સાંભળતાં મને માલુમ પડ્યું.

"હું ક્યાં કહું છું કે તમે તમારૂં જીવન વેડફી દો. મારે તો ટૂંકી વાત એટલી જ કે તમારે તે નિભાવી લેવું જોઇએ." પત્નીએ રડતાં કહ્યું.

"એ કાંઇ નહિ બને. તું મારી સાથે આમ દલીલ કર્યે તારું કાંઇ વળશે નહિ. જ્યાં સ્વભાવનોજ સુમેળ ન હોય ત્યાં બીજું શું? બસ, છૂટાછેડા–તલાક!" પતિએ કહ્યું.

બંને સુશિક્ષિત હતાં, બંનેના સ્વભાવમાં સુમેળ હતો, બંનેનું ગૃહજીવન કોઇને પણ ઇર્ષ્યા આવે એવું સુંદર હતું. પોતાના પતિના હૃદયમાં કોઇ બીજી જ વ્યક્તિ સ્થાન લેવા પ્રયત્ન કરી રહી છે એમ તે જાણતી હતી. સમાજમાં પણ ઠીક ઠીક વાત ચાલતી હતી; પરંતુ પતિને પ્રભુ માનનાર અને તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનાર પત્નીએ સંપૂર્ણ ખાત્રી ન હોવાથી પતિના હૃદયને આઘાત પહોંચાડયો નહિ.

"આપણા લગ્નને આજકાલ કરતાં પાંચ પાંચ વર્ષનાં વહાણાં વાયાં, ત્યાં સુધી તમારા અને મારા સ્વભાવમાં મેળ હતો. અત્યારે તમારા અને મારા સ્વભાવમાં ફરક છે એમ આપ શા ઉપરથી કહી શકો છો? જો આપણા સ્વભાવમાં મેળ ન હોય તો તે મેળ સાધવા હું મારાથી બનતા બધા પ્રયત્નો ધીમે ધીમે કરીશ, પરંતુ છૂટાછેડા તો નહિજ કરૂં. તમને ખબર છે કે તમે એક નિર્દોષ અબળાના જીવનને આમ છૂટાછેડા કરીને કેટલું ઝેરરૂપ બનાવશો?" તેણે રડતાં કહ્યું.

સુશિક્ષિત પતિને પોતે કરેલી ભૂલ સમજાઇ. આમ નજીવે કારણે તે પોતાની પત્નીને તરછોડી રહ્યો હતો. તેની ફરજનું તેને ભાન થયું. નિર્દોષ અબળાના હૃદયને આમ આઘાત પહોંચાડયા બદલ તેની આંખમાંથી બે આસુ ટપકી ધરતીની ગોદમાં લપાઇ ગયાં. તે આંસુ તે સાચા પ્રેમનાં જ્વલંત મોતી કહીએ તોપણ ચાલે. અને મને એકાએક કવિ નાનાલાલની કડીઓ યાદ આવી:

"સૌભાગ્યના શણગારે ન સૌભાગ્ય, સૌભાગ્ય કામક્રીડામાં નથી;
રંગવિલાસે વિહારે ન સૌભાગ્ય, સૌભાગ્ય સ્નેહસુહાગે સખી."

વીસમી સદીના આ સુધરેલા જમાનામાં આવા તો કેટલાય બનાવો બનતા જાય છે. અને આપણે જેમને શિક્ષિત માનીએ છીએ, તેમાંના કેટલાય પોતાની પત્નીને નજીવે કારણે ફક્ત સ્વભાવમાં મેળ નથી એવાં બહાનાં કાઢી તરછોડે છે, ફરી વરઘોડે ચઢી પોતાની બહાદુરી અને કુળવાનશાહીનો દાવો કરે છે. શું આ શોભાસ્પદ છે? જીવનમાં બનતા કંટકરૂપ બનાવોની સામે આપણી માનવજાતિએ સંગ્રામ ખેલવો પડે છે. નજીવે કારણે બંનેના જીવનને નીરસ બનતું જોવું તેના કરતાં તેની સામે સંગ્રામ ખેલીને આડખીલી રૂપ કાંટાને દૂર કરી જીવનને રસપૂર્ણ બનાવવું તેમાં છે સાચી મર્દાઇ–માનવતા–મહત્તા.

અવિધા સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

# પુરુષધર્મ

**સંસારને** પ્રારંભકાળે માનવી નગ્નાવસ્થામાં, મુક્ત દશામાં, સમાન ભાવે સ્ત્રીસહિત પર્વતો, નદી, નાળાં અને જંગલો ખૂંદતો. એવી બંધનમુક્ત અવસ્થામાં સ્ત્રીપુરુષ વચ્ચે નિઃસ્વાર્થ કંચનસમા વિશુદ્ધ દૈવી પ્રેમનાં અસ્ખલિત ઝરણાં વહેતાં. કાળક્રમે માનવી સભ્ય બન્યો અને ત્યારથી ઘરની ચાર દિવાલો વચ્ચે રહી પોતાની માલમિલકત, ગૃહવ્યવહાર વગેરે સંભાળવાનું સ્ત્રી ઉપર આવી પડ્યું. અહીંથી સ્ત્રીની પરતંત્રતાની પ્રથમ શરૂઆત થઇ. ક્રમે ક્રમે નિષ્ઠુર પુરુષોએ સ્વાર્થસાધનાના અને સ્વહિતોના રક્ષણ માટે તેને આજના જેવી અજ્ઞાન, વહેમી દશામાં લાવી પશુની જેમ માલિકીની વસ્તુ બનાવી દીધી.

હવે એજ સ્ત્રી આજની પરાધીન દશામાંથી છૂટવા પોતાનાં મંડળો, સંસ્થાઓ તથા કાયદા દ્વારા પ્રયત્ન કરી રહી છે. પરંતુ સેંકડો વર્ષોથી સ્ત્રીને ગુલામીમાં જકડી રાખવાનું અમાનુષી કૃત્ય જેણે કર્યું છે તે પુરુષસમાજના તથા સ્ત્રીઓના સંયુક્ત પ્રયત્નોથી આપણી સંસ્કૃતિનું આ કલંક દૂર થઇ શકે તેમ છે. રાજ્યાશ્રયથી કાયદા દ્વારા સ્ત્રી સ્વતંત્રતા મેળવી શકશે, કાયદો સ્ત્રીને માલમિલકત વગેરેના હક અપાવી શકશે એ સાચું છતાં જેની અત્યંત જરૂરીઆત છે એવા જીવનવ્યવહારના રોજિંદા કાર્યક્રમમાં સ્ત્રીનો સમાન ભાવે અને પુરુષ સમોવડી તરીકે સ્વીકાર નહિ થાય ત્યાં સુધી કાયદા દ્વારા મેળવેલી સ્વતંત્રતા પણ અર્થહીન છે. એક કાળે જે હિંદુ સંસ્કૃતિએ પોતાનાં અમી સારાયે જગતની અન્ય પ્રજાઓમાં સીંચ્યાં હતાં, તેનાજ વારસોને આજે કાયદાની ગદ્દુપ લાકડીનો ટેકો શોધવો પડે છે એ જોના કારમા કલંક રૂપ છે. સ્ત્રીની પરાધીનતા પરાપૂર્વથી ચાલતી આવી છે, ઉતાવળે આંબા ન પાકે, એ તો ધીમે ધીમે બધું ઠીક થઇ રહેશે, એમ માનીને કેળવાએલો તેમજ સંસ્કારી કુલીન વર્ગ નિષ્ક્રિયતા સેવવી એ ઘોર અપરાધ છે. સ્ત્રીઓમાં વ્યાપેલી અવિદ્યાને પરિણામે આજે ભારતમાતા પણ ગુલામી ભોગવી રહી છે. હજી પણ આપણે એવા રીતરિવાજોને વળગી રહેવા માગીએ છીએ, જેમાં કંઇયે જીવનનું અવશેષ રહેલું નથી. આપણું માનસ આજે એવા પ્રકારનું બની ગયું છે કે આગળ તો ચાલવું, પણ સાથે સાથે પાછળ જોતા જવું. પરંતુ હવે તો આપણે ચાલુ જમાનાની સાથે ગતિ કરવા યોગ્ય થવું વા તો આજ દશામાં રહીને આપણી સંસ્કૃતિનો વિનાશ થવા દેવો. જગતમાં જૂનામાં જૂની સંસ્કૃત પ્રજા તરીકે ગૌરવશાળી રીતે આપણે જીવવું હોય તો સ્ત્રીઓ પ્રત્યેની

વિસરાએલી ફરજો અદા કરવા આપણે તત્પર બનવું જોઇએ.

धर्मेष्वर्थेषु कामेषु सहचरीयं सहचरीयं।

'ધર્મોમાં, અર્થોમાં અને સુખોમાં હું મારી ધર્મપત્નીને સાથે રાખીશ.' લગ્ન વખતે પુરુષ ત્રણ વાર બોલીને આવી પ્રતિજ્ઞા લે છે. આજે આ પ્રતિજ્ઞા શબ્દોમાંજ રહી ગઇ છે.

नास्ति भार्यासमो बन्धु, नास्ति भार्यासमा गतिः।
नास्ति भार्यासमो लोके सहायो धर्मसंग्रहे॥

'પુરુષને સ્ત્રી સમાન બીજો મિત્ર નથી, સ્ત્રી સમાન બીજી ગતિ નથી અને આ લોકમાં સ્ત્રી સમાન બીજો કોઇ ધર્મસંગ્રહ કરવામાં સહાયક નથી.'

આપણે સ્વાર્થાન્ધતામાં વિસારેલાં આવાં શાસ્ત્રોક્ત કથનોની ગંભીરતા હવે સમજવી ઘટે છે. જીવનવ્યવહારમાં સ્ત્રીપુરુષ એકલાં અટૂલાં કયારેય સફળતા પામ્યાં નથી અને પામશે પણ નહિ. પતિ જ્યારે પત્ની તરફના કર્તવ્યથી બેપરવા હોય છે ત્યારેજ તે સાસુ, નણંદ, આદિ કુટુંબનાં માણસોથી હડધૂત બની દુઃખી દુઃખી થઇ રહે છે. સ્ત્રી દેવી અને ઘરની લક્ષ્મીરૂપ છે. જે કુળમાં સ્ત્રી દુઃખી થાય છે તે કુળની સમૃદ્ધિ હણાય છે. સ્ત્રી જો દુઃખી હશે તો પુરુષ કદી સુખી થવાનો નહિ. સ્ત્રીનાં આંસુથી જે ઘરની માટી ભીની થાય છે તે ઘરમાં કલ્યાણ નથી. સ્ત્રીના પ્રસન્ન મુખની શોભાજ ઘરનો અંધકાર દૂર કરે છે. દેવ, અગ્નિ તથા વડીલોની સાક્ષીએ જેનો હાથ ગ્રહણ કર્યો છે, તેની સાથે આજીવન મિત્રભાવે રહેવું એ આપણું પરમ કર્તવ્ય છે.

કર્તવ્યો પ્રેમ તથા શ્રદ્ધાની સાથે કર્તવ્ય રૂપે જીવનમાં ઊતરી શકે તેટલા માટે શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ થવો જરૂરી છે. સ્ત્રીત્વને છાજતી આ સર્વ શક્તિઓ ખીલી ઊઠે તે પ્રકારની તન, મન અને ધર્મની કેળવણી સ્ત્રીઓને આપવામાં પુરુષોનો ધર્મ સમાએલો છે. સ્ત્રીઓ અજ્ઞાન, મૂર્ખ અને વહેમી રહેવાથી સમાજને તેમજ દેશને પારાવાર હાનિ પહોંચે છે. સ્ત્રીપુરુષના ભાવોની આબેહુબ પ્રકૃતિસમાં બાળકો ભવિષ્યનાં નાગરિકો છે. માતૃહૃદયના ભાવોની છાપ બાળમગજમાં બહુજ ઊંડી પડે છે. આ સંસ્કારો જેટલે અંશે વિશુદ્ધ હોય છે તેટલે અંશે બાળક પણ વિશુદ્ધ, પરમ ચારિત્રવાન અને જનકલ્યાણક નીવડે છે. આમ દેશના કલ્યાણનો ખરો આધાર માતાઓ ઉપરજ અવલંબી રહેલો છે. જે દેશ આદર્શ પત્ની, આદર્શ ગૃહિણી અને આદર્શ માતા ધરાવે છે તે દેશ નન્દનવનની જેમ દીપી ઊઠે છે. સમાજમાં જે દોષો પ્રસરી ગયા છે તેને લીધે આજે આપણે જે અવનતિનો અનુભવ

કરી રહ્યા છીએ તેનું કારણ આપણી સ્ત્રીઓની અજ્ઞાનતા જ છે. પુરુષોની માફક સ્ત્રીઓમાં રહેલા સ્વમાન આદિ ઉન્નત ભાવોનો વિકાસ થતાં તુચ્છ અબળા ગણાતી સ્ત્રી પ્રબળમાં પ્રબળ અત્યાચારનો સામનો કરી શકે છે. આપણો પ્રાચીન ઇતિહાસ આ બાબતની સબળ સાક્ષી પૂરે છે. આટલા માટે દેશકાળને અનુસરીને સ્ત્રીત્વને વિકસાવનાર સ્ત્રીકેળવણીનું આયોજન કરવું એ પુરુષોનો અતિ અગત્યનો ધર્મ છે. જૂનવાણી માનસ પોતાનાં સ્વાર્થી હિતો સંરક્ષવા સ્ત્રીઉન્નતિનો અવશ્ય વિરોધ કર્યે જ જશે, છતાં કેળવાએલે યુવાન વર્ગે સ્ત્રીની અજ્ઞાનતામાં રહેલી ભયંકરતા સમજીને સ્ત્રીઓને તેમના હક્ક, સ્વમાન તેમ જ કર્તવ્યનું ભાન થાય તેવી કેળવણી આપવા સબળ પ્રયત્નો કરવા જોઇએ. સ્ત્રીઓની પરાધીનતામાં સ્ત્રીઓનો પોતાનો પણ હિસ્સો છે. આજે ઘણીયે માતાઓ પોતાની પુત્રીને કેળવણી આપવામાં વિરોધ કરે છે, એ તેમનું અજ્ઞાન ગણાય, પણ તેય પુરુષની બેદરકારીનું પરિણામ છે. ઘણીયે કેળવાએલી કુલીન તેમજ શ્રીમંત વર્ગની સ્ત્રીઓ પોતાની જ જાતિની અભણ, વહેમી સ્ત્રીઓ પ્રત્યે સુગાય છે. તેઓએ આ સુગ છોડીને સમાજના નીચલા થરની પોતાની બેનોને જાગ્રત કરવા બહાર પડવું જોઇએ. સમારંભો, પરિષદો કે મંડળોની વ્યાસપીઠો ઉપર ભપકાદાર ભાષણો આપવામાંજ કર્તવ્ય પૂરું થતું નથી.

વતનની આઝાદીને, સમાજસુધારાને તથા આપણી ભવ્ય સંસ્કૃતિના નવસર્જનને અર્થે સર્વ કોઇએ કર્તવ્યપરાયણ બની સ્ત્રીશક્તિ ખીલવવા અથાગ પ્રયત્નો કરવા જોઇએ.

સીરખાન (ગલાયા) ફુલાભાઇ પુરુષોત્તમ પટેલ.

---

## ચાલો, લજામણાંની દુનિયામાં

ગયા વર્ષના ભાદરવાના અંકમાં લજામણાં વિષે લખાએલા લેખ પછી દિવાળી ઉપર એક માસ લજામણાંની દુનિયામાં રહેવાનો મને વખત મળી ચૂક્યો. એ વખતે એ દુનિયામાં ચોમાસાની ઋતુ બેઠી. ઘરની બહાર નીકળું ને વરસાદની ઝડીઓ પડની જ હોય. આપણી પૃથ્વી ઉપર વરસે છે એવો વરસાદ એ ન હતો, એ તો હતો ટીકાઓનો જ-વરસાદ. આપણો વરસાદ તો આપણે ઘરમાં હોઇએ ત્યારે પણ પુષ્કળ વરસે, પરંતુ આ તો હું બહાર નીકળું ત્યારે જ તેની ઝડીઓ શરૂ થાય. હું ઇચ્છું છું કે દરેક સુધારક ભાઇ આ

દુનિયામાં અનુભવ મેળવી આવી આપણા માસિકમાં તેની ચર્ચા આગળ ચલાવે. બેનો આમાં પોતાનો સંપૂર્ણ સાથ પુરાવે એવી મારી વિનંતી છે.

મળેલી ઘણીયે ટીકાઓમાં મને એક ધ્વનિ ઊઠતો જણાયો છે અને તે એ કે જે ભાઇઓએ સીધી અથવા આડકતરી રીતે ટીકાઓ કરી હશે તે ભાઇઓએ 'લજામણું'નો અર્થજ 'લાજ મલાજો' કર્યો હોય એમ લાગે છે. પરંતુ ખરી રીતે તેમ નથી. જો એ શબ્દોનો મારા ધારવા પ્રમાણે અર્થ કરૂં તો 'લાજ'નો અર્થ આબરૂ સાચવવી અથવા સમાજનો સારો વ્યવહાર સાચવવો. અહીં નાતજમણ, બારમાં વગેરેને માટે જે 'વહેવાર' શબ્દ પ્રચલિત છે તેની વાત નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. હવે 'મલાજો' અંગ્રેજીમાં કહું તો 'Manners,' રીતભાત, ઢબ, સારી વર્તણુક, ગૃહસ્થાઇથી (Gentlemanliness) એક બીજા સાથે સંબંધ રાખવો તે–મર્યાદા. જ્યારે લજામણું એટલે મુખ ઢાંકવાનો ડોળ કરવો તેજ. હું જો આનાથી પણ સારો શબ્દ વાપરૂં તો મોંઢા ઉપર ઝબકું ઝીંટવું તે!

મોં ઉપર ઝબકું ઝીંટે તો ધારો કે પૂરેપૂરૂં મોં ન દેખાય, તોપણ થોડું ઘણું તો જરૂર જણાવાનુંજ. એજ રીતે લાજ ખેંચવામાં આવે તો પણ સાડીની પારોપાર તમે મોં જોઇ શકવાનાજ. તમને એ સ્ત્રી દેખે ત્યાર પહેલાંજ તમે એનું મો જોયું હોય અને પછીથીજ તેણે લાજ ખેંચી હોય અથવા મોં પૂરેપૂરૂં ઢંકાયું ન હોય. ઘણી વખત વધારે મોટી લાજ ખેંચવા જતાં સ્ત્રીની લાજ કાઢવાની તો ક્યાંયે જાય, પણ તેના શરીર ઉપરથી સાડીજ ખસી જાય! આવે વખતે એ લાજ ખેંચાવનારાજ ભાઇઓ હસીને તે સ્ત્રીની મશ્કરી કરવામાં સહેજ પણ પાછા પડતા હોય એમ મને લાગતું નથી. ઝબકું ઝીંટાતાં ચામડી ઉપર કાંટા વાગી જેમ લોહી નીકળે છે, તેજ પ્રમાણે લાજ ખેંચેલી રાખતાં સ્ત્રીઓને અકળામણ થઇ પસીનાથી રેબઝેબ થાય છે, તે તો કોઇ પણ ભાઇની જાણ બહાર નહિજ હોય.

કેટલાક ભાઇઓ એવી દલીલો કરે કે સ્ત્રીઓ લાજ ખેંચે તેમાં આપણું જાય છે પણ શું? હા, ભાઇ હા, તમારૂં તો કાંઇયે જવાનું નથી, પરંતુ એ સ્ત્રીઓની શી દશા, તેનો કાંઇ ખ્યાલ કર્યો છે ખરો? તેનો ખ્યાલ અત્યારે ન આવતો હોય તેવા ભાઇઓએ તો જાતેજ થોડા દિવસ લાજ ખેંચવી શરૂ કરી દેવી જોઇએ, જેથી તમને લજામણાંની બદીનો જાતઅનુભવ મળે. આવી દલીલોમાં શી સ્વાર્થતા! શી અધમતા! પોતાનીજ મા, બેન અને પત્ની આ દુઃખમાં કેમ સબડે છે તે તો સામાન્ય બુદ્ધિ હશે તોપણ

જાણી શકાય એમ છે. તો પછી પોતાનાં વહાલામાં વહાલાં સ્વજનો સાથે આવી દુષ્ટતા વાપરી શકાય ખરી કે? જો આપણે આમ કરીએ તો પછી આપણા મનુષ્યત્વનું શું? આપણે માનવી કહેવડાવી શકીએ પણ ખરા કે? જો આપણે આ રીતે આ દુષ્ટ બંધનને આવી દલીલોથી ચાલુ રાખવા મથીએ તો એક માણસ જમી ઊઠયા પછી એમ કહે કે હવે તમે નહિ જમો તો પણ ચાલશે, એમાં અને આપણામાં ફેર કેટલો?

શું અત્યારના આપણા પાટીદાર સમાજના ભાઇઓ પોતે સુખી હોઇ સામાના દુઃખમાં પોતાનું દુઃખ છે એમ સમજવા જેટલી ઊંચાઇએ હજીયે નથી આવ્યા? અને અહીં તો આપણે આપણાજ જીવનસાથીની, આપણીજ માતાની અને આપણીજ બેનોની દુઃખી સ્થિતિની વાત થાય છે, તો પછી સામાના દુઃખને બદલે પોતાનાંજ માણસોની દુઃખી સ્થિતિ તરફ દષ્ટિ ફેંકવા જેટલી પણ આપણા સમાજમાં લાયકાત નથી કે શું? સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઇ પટેલે અને અત્યારના આપણા સરદાર વલ્લભભાઇ પટેલે આપણી પાટીદાર કોમની ખ્યાતિને દુનિયાને ખૂણે ખૂણે ઝળકાવી છે અને ઝળકાવવા હજી પણ પ્રયત્નો ચાલુ છે, તેજ જ્ઞાતિમાં આવી બદીઓ આપણે જો ચાલુ રાખવા મથીએ તો આપણે એ ભડવીરોના માર્ગમાં કંટક રૂપ થઇ પડીએ, આપણી ખ્યાતિ ઝંખવાય, પાટીદાર કોમની આબરૂ જાય. આપણી કોમને જો આપણે સુધરેલી કહેવડાવવા પ્રયત્ન કરતા હોઇએ તો આ બદી તરતજ અદશ્ય થાય એમજ આપણે ઇચ્છવું જોઇએ અને તેમ થાય તે માટે પ્રયત્ન કરવા જોઇએ.

લજામણાંની દુનિયામાં તમે આગળ વધતા જાઇ તેનો અભ્યાસ કરવા પ્રયત્ન કરશો તો તમારી આગળ એક દલીલ એવી પણ આવી ઊભી રહેશે કે જો લજામણાંનો નાશ કરશો તો સમાજમાંથી એક બદી જવાને બદલે અનેક બદીઓ ફેલાશે, સમાજમાં અનિષ્ટ કર્મો થશે અને સમાજ અધમતામાં ડૂબશે. આ દલીલમાં કાંઇ ઝાઝું સત્ય હોય એમ મને લાગતું નથી. જો આપણે આપણી આજુબાજુ ગમે તે ખૂણે નજર ફેંકશું, તોપણ આપણને જણાશે કે આવું બની શકેજ નહિ, બન્યું પણ નથી અને બનશે પણ નહિ. આવા લોકો શાથી આવું ધારતા હશે તેની મને તો કાંઇ ખાસ સમજણ પડતી નથી. જોકે આમ બની શકે એમ નથી, છતાં પણ ધારો કે સમાજ અધમતામાં ડૂબ્યો, તો હું કહું છું કે શું અત્યારે આપણા સમાજમાં અનિષ્ટ બનાવોની બદી પ્રસરેલી નથી? જો આવા વ્યવહારો આપણે ખુલ્લા પાડીએ તો આ લજામણાંને આશ્રય આપી રહેલો સમાજ કેટલી હદ સુધી નીચતાએ

પહોંચેલો છે તે સારી રીતે સમજી શકાય. સ્ત્રી જે પરપુરુષની લાજ કાઢતી હોય તેજ પરપુરુષથી તે સ્ત્રીને બાળકો થયાં છે એવા ઘણા બનાવો મારી નજર સમક્ષ તરવરે છે. સમાજમાં તમે પણ નજર રાખશો તો આવા ઘણાયે બનાવો જડી આવશે.

આ પ્રમાણે આપણે સ્હેજે સમજી શકીએ તેમ છીએ કે આવા અનિષ્ટ બનાવો લજ્જામણાં રાખવાથી કે મૂકી દેવાથી બનતા નથી, એ તો બને છે એવાં સ્ત્રીપુરુષોની ખરાબ ઇચ્છાથી અને વિકારભાવનાથી. લજ્જામણાં અને એ દુષ્ટ બનાવોને કોઇ પણ જાતનો સંબંધ હોઇ શકેજ નહિ, ખરી રીતે છેજ નહિ. એ તો લજ્જામણાંથી એક જુદાજ પ્રકારની નીચ બદી છે, એ તો એનું જુદુંજ પ્રકરણ માગી લે છે.

કેટલાક વડીલો, જેમને પોતાની આમન્યા મરજીઆત નહિ પણ ફરજીઆત પળાવવી હોય છે એવા લોકો એવી દલીલ કરે છે કે લજ્જામણાં કાઢી નંખાવવાથી આમન્યા નષ્ટ થશે અથવા, બીજા શબ્દોમાં, સ્ત્રીઓ વંઠી જશે. આ દલીલ કેટલી બેહુદી છે તે દરેક ભાઇ જોઇ શકે તેમ છે. આવી દલીલો કરનારા ભાઇઓએ સમજવું જોઇએ કે સાધારણ રીતે તમે જેવી રીતે બીજા સાથે વર્તશો તેવીજ રીતે બીજાઓ તમારી સાથે વર્તશે. તમે તે સ્ત્રી સાથે મર્યાદામાં રહો તો તે સ્ત્રી તમારી આમન્યા ન પાળે એવું બની શકેજ નહિ. આપ સારા હોગા તો સબ દુનિયા સારી હોગી। તમારાથી નાના ભાઇઓ તમારી લાજ ખેંચતા નથી, છતાં શું તમારી આમન્યા નથી પાળતા? આમન્યા પળાવવી એ તો તમારાજ વર્તનનો સવાલ છે. તમારાજ પુત્ર સાથે તમારૂં વર્તન હોવું જોઇએ તેવું હશે તો શું તમે એમ માનો છો કે તમારો પુત્ર તમારી સાથેની પોતાની મર્યાદા ઓળંગશે? જો આમ ધારતા હો તો તે તમારી ભૂલ છે. આજ પ્રમાણે જો જે સ્ત્રી તમારી લાજ ખેંચતી હતી અને તે વખતે તમારી આમન્યા પળાય તેવું તમારૂં વર્તન હતું, તેવું ને તેવુંજ વર્તન જો તમે તેણીએ લાજ ખેંચવાનું મૂકી દીધું હશે ત્યારે પણ હશે, તો હું બેધડક કહું છું કે તે સ્ત્રી તમારી આમન્યા ઓળંગવાનું સાહસ ખેડવાની હિંમત કરશેજ નહિ.

અંતમાં જે બેનો આ લજ્જામણાંની ભોગ થઇ પડેલી છે તેમને હું વિનંતી કરૂં છું કે તેઓ આ લજ્જામણાંમાંથી મુક્ત થવાને પૂરતી હિંમત કેળવે અને વ્હેલામાં વહેલી તકે લાજ ખેંચવાનું મૂકી દે. બેનોને આજથીજ લાજ ખેંચવાનું મૂકી દેવાની વિનંતી કરીશ તો અસ્થાને તો નહિજ ગણાય.

શા માટે થોડાકજ દિવસમાં લજ્જામણાંથી મુક્ત થઇ બીજી બેનો માટે

પણ દાખલો ન બેસાડવો? જો તમે પોતેજ લગ્નમણાંને રજા આપશો તો સમાજમાં કોઇ પણ અંતરાયરૂપ બની શકે એવું વાતાવરણ હવે રહ્યું નથી. લગ્નમણાંને રજા આપવામાં તમે જેટલો વિલંબ કરો તેટલીજ તમારામાં નિર્બળતા છે એમ કહેવાય.

૩૪, ફરગુસન કૉલેજ, પૂના ૪ } મોહનભાઇ ઉમેદભાઇ પટેલ

---

## ખેડૂત માટે ગણોતનો કાયદો

[મુંબઇ ધારાસભાએ પસાર કરેલો ગણોતનો કાયદો, જે હાલ ગવર્નરની મંજૂરી માટે પડયો છે, તે અમલમાં આવવાથી ખેડૂતને કયે પ્રકારે લાભ થશે તે નીચેના સંવાદ ઉપરથી સમજાશે.]

ચૂનીભાઇ—કેમ ડાહ્યાભાઇ, શું કરો છો? કેટલી જમીન ખેડો છો? સાંથે ખેડો છો કે ભાગે? ચાલુ સાલે કેટલો પાક આવશે?

ડાહ્યાભાઇ—અરે ભાઇ! અમારા ખેડૂતની વાત ન કરો. ટાઢતડકો સહન કરીએ, પહાડ ઉથલાવવા જેટલી મજૂરી કરીએ, તોપણ મહેનતાણા જેટલુંય મળતું નથી. કુદરત પણ ખેડૂત ઉપર રૂઠી છે. સાંથે ભાગે ખેડીએ તેમાં પણ પરવડતું નથી. અનાજના ભાવ નથી, એટલે સાંથ પણ પૂરેપૂરી ભરી શકાતી નથી. પચીસત્રીસ વર્ષથી જમીન સાંથે ભાગે ખેડીએ, તોપણ તે જમીન ઉપર અમારો કાયમનો હક નહિ. જ્યારે જમીનદાર ઇચ્છે અને માગે ત્યારે અગાઉ જમીનનો કબજો તેને પાછો સોંપી દેવો પડે. આ કારણથી તો ઘણી વખત મન દઇને કામ કરવાની ઇચ્છા થતી નથી. આ કારણથી અમને અને માલિક બંનેને નુકસાન થાય છે, તે પણ અમે સમજીએ છીએ. જો અમને કાયમના ખેડૂત બનાવવામાં આવે તો મન દઇને કામ કરીએ, જમીન સુધારીએ, ખાતરપૂંજો ભરીએ અને વધારે પાક મેળવવા માટે મહેનત કરીએ.

ચૂનીભાઇ—તમારી વાત બરાબર છે. તેથી તો મહાસભાવાદી પ્રધાનોએ હમણાં ખેડૂતનો કાયદો પાસ કર્યો છે.

ડાહ્યાભાઇ—(આનંદમાં આવી જઇને) હેં! શો કાયદો થયો છે? મને સમજાવશો?

ચૂનીભાઇ—આપણા મહેસૂલી પ્રધાન ભાઇ મોરારજીભાઇ પહેલાં રેવન્યુ ખાતામાં અમલદાર હતા તે વખતથી ખેડૂતને કયાં કયાં દુઃખ છે, જમીનદાર ક્યારે અને શા માટે હેરાન કરે છે, તે એ બરાબર જાણે છે. એટલે કાયદો

કરવામાં બધી બાજુઓ જોઇ લીધી છે. જે કોઈ જાતે જમીન ખેડતો હશે તેનેજ આ કાયદાનો લાભ મળવાનો. તેમાં પહેલી કલમ એવી છે, કે જે ખેડુત ૧૯૩૮ના જાન્યુઆરીની પહેલી તારીખે લાગલગાટ ૭ વર્ષ સુધી કોઇ પણ જમીનદારની જમીન ખેડતો હશે તે તેનો કાયમનો ખેડુત ગણાશે. આ ઉપરાંત, જે કોઇ ખેડુતે ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખે લાગલગાટ ૭ વર્ષ સુધી જમીનદારની જમીન ખેડી હશે, પણ તે મુદત પછી ખેડુતને કાઢી મૂકવામાં આવ્યો હશે, તેવા ખેડુતને જમીનનો કબજો પાછો સરકાર અપાવશે—ખેડુતની ઇચ્છા તે જમીન ખેડવાની હશે તો.

ડાહ્યાભાઇ—આ કાયદો તો બહુ સારો થયો. અને સાંથનું શું?

ચુનીભાઇ—અધીરા ન થાઓ. જુઓ સાંભળો. તમને કાયમી ખેડહક મળ્યા પછી તમારે કેટલી સાંથ આપવી તે પણ નક્કી કરવામાં આવ્યું છે. ખેડુત અને જમીનદાર બંને સમજીને સાંથનું ધોરણ નક્કી કરે. જો બંને જણ ન કરી શકે, તો તાલુકાનો મામલતદાર સાંથનું ધોરણ નક્કી કરશે. અને નક્કી કરેલી સાંથ દર વર્ષે માર્ચની ૩૧મી તારીખ સુધીમાં જમીનદારને આપી દેવી જોઇશે. જો તે મુદત સુધીમાં આપવામાં કસૂર થાય તો જમીનદાર ખેડહક પાછો લેઇ લે.

ડાહ્યાભાઇ—ખેડુતને કનડવાની ખાતર અગર જમીનનો કબજો પાછો મેળવવાની ખાતર જમીનદારે, સાંથ આપવામાં વિલંબ થયો હોય તો, કોર્ટમાં અરજી આપે છે. અમે ખેડુત રહ્યા, માલ વેચતાં જરા મોડું થાય અને તેથી સાંથ આપવામાં વિલંબ થાય એ સ્વાભાવિક છે. તો જમીનદાર જમીનનો કબજો પાછો મેળવી શકે ખરો?

ચૂનીભાઇ—હા, એક રીતે જમીનનો કબજો પાછો મેળવે. જો તમે સાંથ ન આપો તો તેમ બને. પણ કોર્ટમાં દાવો ચાલતો હોય તે વખતે સાંથની રકમ અને દાવાનું ખર્ચ કોર્ટમાં રજૂ કરો અગર પંદર દિવસમાં આપવાના જામીન આપો, તો કોર્ટ તમારી પાસેથી જમીનનો કબજો જમીનદારને નહિ અપાવે, એવું કાયદામાં નક્કી થયું છે. આ ઉપરાંત બીજી કલમ એ છે કે ખેડુત જ્યારે જમીનદારને સાંથના રૂપિઆ આપે ત્યારે તેણે પાવતી આપવી. જો પાવતી ન આપે અને ખેડુત ફરિયાદ કરે, તો જમીનદારને સો રૂપિઆ સુધી દંડ કરવામાં આવશે.

ડાહ્યાભાઇ—આ પણ ઠીક થયું. કારણ, અમો ખેડુતો નિયમિત રીતે જમીનદારને સાંથ નહોતા આપતા અને તેથી એકબીજાનાં મન ઊંચાં રહેતાં,

તે હવે દૂર થશે. પણ અમે શરતો બધી પાળતા હોઇએ તોય જમીનદાર જમીન પાછી લેઇ શકે ખરો કે?

ચૂનીભાઇ—હા, જમીનદાર જાતે અગર મજૂર મારફત ખેતી કરવા માંગે તો જમીન પાછી લેઇ શકે. પણ સાથે એક એવી પેટાકલમ છે કે જમીન પાછી લીધા પછી એક વર્ષ દરમિયાન તે જાતે ખેતી ન કરતો હોય અગર બાર વર્ષ દરમિયાન કોઇ પણ વખતે જાતે અગર મજૂર મારફત ખેતી ન કરતો હોય, તો મૂળ ખેડનાર ખેડૂતને જમીન ખેડવા જોઇતી હશે તો સરકાર અપાવશે. આથી પરિણામ એ આવશે કે મહેજ સહેજમાં જમીનદાર જમીન પાછી લેઇ લેવાની ધમકી નહિ આપે.

ડાહ્યાભાઇ—જમીનદાર જમીન પાછી લે એ વાત સાચી; પણ અમે ખેડૂતોએ મહામહેનતે ઝાડ ઉછેર્યાં હોય, ખાતરપૂંજો ભરીને જમીન સારી બનાવી હોય, ઝાંખરાં બોરડી, વગેરે ખોદી કાઢીને જમીન સુધારી હોય તેનું શું? તે માટે તો અમે સખત મહેનત કરી હોય અને પૈસો પણ ખર્ચ્યો હોય. જમીન ખેડવા લાયક થાય એટલે જમીનદાર પાછી લેઇ લે, તો અમારા બાર વાગી જાય.

ચૂનીભાઇ—તમે અધીરા ન થાઓ. સરકારે એવી બધી ગલીકૂંચીઓનો પણ વિચાર કરી લેઇને કાયદામાં જોગવાઇ કરી છે. ખેડૂતે જમીન સુધારી હોય, ઝાડ ઉછેર્યાં હોય, તે બધાની ગણતરી કરીને ખેડૂતને જમીનદાર પાસેથી તેનો બદલો અપાવવાનું સરકારે કાયદામાં નક્કી કર્યું છે. જમીનની કિંમત કેટલી વધી છે, જમીનમાંથી પાક કેટલો વધ્યો છે, ખેડૂતે કેટલો ખર્ચ કર્યો છે, સાંથમાં ઘટાડો કરીને ખેડૂતને રાહત આપી હોય તો તે, એ બધાનો વિચાર કરીને જમીન સુધાર્યા બદલ ખેડૂતને જમીનદાર પાસેથી વળતર અપાવશે.

ડાહ્યાભાઇ—તો તો ઠીક છે. અમારી મહેનત અને કરેલા ખર્ચ બદલ વળતર મળશે તો અમારે બોલવાનું નહિ રહે. અને અમારો કાયમી ખેડૂત, મરી જઇએ તો, અમારા વારસોને મળે કે નહિ?

ચૂનીભાઇ—સરકારે એ પણ સ્પષ્ટ કર્યું છે કે વારસ પણ કાયમી ખેડૂત ગણાશે.

ડાહ્યાભાઇ—બીજી એક વાત. દુકાળ કે અતિવૃષ્ટિ જેવી આફતોમાં સરકાર અર્ધું જમીનમહેસૂલ લે છે કે મુલતવી રાખે છે કે માંડી વાળે છે. આનો લાભ જમીનદારને મળે છે, પણ તેના ખેડૂતને બિલકુલ મળતો નથી. આથી ખેડૂત દિવસે દિવસે ગરીબ થયો છે, તેનું કાયદામાં કંઇ છે કે?

ચૂનીભાઇ—તે પણ છે. મહેસૂલના કાયદા પ્રમાણે જે રીતે જમીનદારને રાહત મળે તેવી જ રીતે તેણે સાંથિયાને આપવી જોઇશે. જ્યાં ભાગની પદ્ધતિ

હશે ત્યાં આ નિયમ લાગુ નહિ પાડી શકાય.

ડાહ્યાભાઇ—અને જમીનદારની જમીનમાં ઘર બાંધ્યું હોય તો જમીનદાર અમને તે ઘરમાંથી ખાલી કરાવી શકે?

ચુનીભાઇ—ના. જો તમે તે ઘર તમારે ખર્ચે બંધાવ્યું હશે અને ભાડું આપવાનું જો ઠરાવેલું હશે ને તે નિયમિત રીતે આપતા હશો, તો તમને ઘરમાંથી કોઇથી કાઢી મૂકી શકાશે નહિ, અગર કાટમાલ ઉઠાવી લેવાનું પણ કોઈથી કહી શકાશે નહિ. પણ ઘરથાળની જમીન જમીનદાર વેચવા માગશે તો પ્રથમ પસંદગી તમને આપવામાં આવશે.

ડાહ્યાભાઇ—હવે એક છેલ્લો પ્રશ્ન પૂછી લેઉં. કાયદાના ખેડહકની વાત તો જૂના ખેડૂતો માટે લાભદાયક થઇ, પણ હવે જે નવા ગણુવતપટા થવાના તે કેવા થવાના? તેને માટે કંઇ મુદ્દત રાખી છે કે?

ચુનીભાઇ—ન રાખી હોય તો આખોય કાયદો નકામો ન થઇ પડે? નવા ગણુવતપટા દસ વર્ષના જ થશે. બોલો, પછી કાંઈ?

ડાહ્યાભાઇ—ભાઇ ચુનીભાઇ, જો કાયદાનું પાલન જમીનદાર અને ખેડૂત બને સાફ દાનતથી કરશે તો કોઇને દુઃખ નહિ આવે. એકબીજા તરફ અણુગમો પણ નહિ થાય. ખેડૂત અને જમીનદારનો સંબંધ મીઠો રહેશે.

તમે ટૂંકામાં બધું સમજાવ્યું, તે માટે તમારો આભાર માનું છું.

**રાવજીભાઇ નાથાભાઇ પટેલ**

('શિક્ષણ અને સાહિત્ય,' જાન્યુઆરી, ૧૯૪૦)



## હિંદની ખેતીલાયક જમીનો

### (તેને ઘસારો અને રક્ષણ)

[ઑલ ઇંડીઆ રેડિયોના દિલ્હી સ્ટેશનેથી હિન્દના જંગલખાતાના ઑફીસર ડૉ. આર. મેકલેગન ગોરીએ જમીનના ઘસારા સંબંધમાં બે જાણવાજોગ ભાષણો આપ્યાં હતાં. ખેડૂત અને જમીનમાં રસ લેનારાઓને માટે એ અતિ મહત્ત્વનાં હોઇ તેનો ટૂંક સાર નીચે આપીએ છીએ.]

ડૉ. ગોરીએ જણાવ્યું હતું કે હિન્દમાં નદીઓમાં પુર આવવાથી અને કોઇ વખત વરસાદ ઓછો પડવાથી ઘણી જમીન ઘસાઇ જાય છે, તેનો રસકસ ઊડી જાય છે અને પછી કાળે કરીને એવી જમીન ખેડાણને માટે લાયક રહેતી નથી.

એટલા હિન્દમાંજ નહિ પણ આફ્રિકા, ચીન, આદિ અન્ય પ્રદેશોમાં પણ જમીનનો રસકસ ઊડી જવાની આફત માણસજાતને મૂંઝવી રહેલ છે અને હિંદમાં તો દરેક ગામડાની આસપાસ, જેમાં કશું ઊગે નહિ એવી, પડતર જમીનની સંખ્યા વધતી જવાથી ખેડૂતોને ઘણું સહન કરવું પડે છે અને દિવસે દિવસે જમીનની ઉત્પાદક શક્તિ ઓસરતી જાય છે.

ઘસારો એ કુદરતી ક્રિયા છે. પવન, નદીઓ અને વરસાદથી ટેકરીઓ અને પહાડો ઘસાઇ સપાટ જમીન બની જાય છે; અને તેમાંથી રસકસવાળી જમીન બની જાય છે. જે જમીનમાં વરસાદનું પાણી પચે અને તેનું ઉપલું પડ પોચું રહે એ જમીનમાંજ કંઇક ઊગે છે; પણ પવનથી, નદીની રેતથી કે ઢોરઢાંખર આથડવાથી જમીન બગડી જાય છે, તેનો કસ જતો રહે છે અને જમીન પડતર બની જાય છે.

જમીનની અંદર જે નાના નાના છોડ ઊગે છે તથા તેની આસપાસ જે મોટાં વૃક્ષો ઊગ્યાં હોય છે તે જમીનનો કસ જાળવી રાખે છે, પણ માણસજાત જમીનની જાળવણી કેમ કરવી તે બરાબર નહિ સમજવાથીજ જમીન ઉગ્ર બની જાય છે.

લોકો જમીનો ઉપર ઘર બાંધે છે, ગામડાં અને શહેરો વસાવે છે અને એ ગામડાં અને શહેરોને જે જમીન ખોરાક આપે છે, તેની જાળવણી પ્રત્યે બેપરવા રહેવાથી જમીન બગડી જાય છે. ઘસારો એ તો કુદરતી ક્રિયા છે, પણ કુદરતના દરેક કાર્યમાં સમતોલપણું હોય છે: એક બાજુ જમીનને ઘસારો લાગે છે અને બીજી તરફ જમીન ઉપર વનસ્પતિ ઊગવાથી જમીનનો રસકસ જળવાઇ રહે છે. પણ માણસોને કુદરતના આ કાનુનની ખબર ન હોય ત્યારે ફળદ્રુપ જમીન તરફ એ બેપરવા રહે છે અને પરિણામે જમીન વેરાન બની જાય છે.

હિન્દના ખેડૂતોને પોતાની જમીનની કેમ સંભાળ લેવી એ જ્ઞાન આપવાની જરૂર છે. લોકોએ જમીનો ઉપર આંખો મીંચીને મકાનો ઊભાં કરતી વખતે ખેડાણ જમીનને ભોગે ગામ વસાવવામાં ન આવે એ જોવું જોઇએ અને ઢોરઢાંખરને ફળદ્રુપ જમીનમાં નકામાં ગમે તેમ આથડવા દેવાં જોઇએ નહિ.

ખેતીની જમીનની ફળદ્રુપતા ટકાવી રાખવા માટે તેની આસપાસ વાડ બાંધવાની કળા દરેક ખેડૂતને શિખવવી જોઇએ. આ વાડ એટલે ખેતરની સરહદ આગળ એક દોઢ ફુટ ઊંચી દિવાલ જેવું કરવું. આ રીતે કરવાથી ખેતર કોતરવાળું બની જાય અને તેમાં વરસાદનું પાણી જળવાઇ રહે; પણ

જુદા જુદા પાકના ખેતર માટે જુદા જુદા પ્રકારની વાટળંધી જોઇએ. ડાંગર વધુ પાણી પીએ, પણ રૂના ખેતરમાં વધારે પડતું પાણી હોય તો કપાસના પાકને નુકસાન થાય. એ માટે કયા પ્રકારની જમીનને કેવી રીતે જાળવવી એ વાત ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. અને બકરાં અને ઢોર-ઢાંખર જમીન ઉપર ગમે તેમ આથડે એ પરિસ્થિતિનો અટકાવ કરવો જોઇએ. નદી કૂવાના પાણીનો જમીનને લાભદાયી રીતે કેમ ઉપયોગ કરવો એ કળા પણ ખેડૂતને શિખવવી જોઇએ. નદીમાંથી નહેરો કાઢવામાં આવે તો તેના કાંઠા ઉપર વસેલાં ગામોનું કલ્યાણ કરે, પણ લોકો ધ્યાન ન રાખે તો નદી ગામની દુશ્મન બની જાય અને જમીનને ધોઇ નાંખી, ઘસી નાખી તેનો રસકસ ઉડાડી નાખે. વળી આ ઘસારાથી કોઇ મહાયુદ્ધ કરતાં પણ માણસ-જાતને વધારે સહન કરવું પડે છે.

જમીન ઉપર ત્રણ પ્રકારનો ઘસારો થાય છેઃ એક તો ભારે વરસાદથી ખેડાણ જમીન એક બાજુ ઢળતી સપાટી વાળી હોય તો એ જમીનનું ઉપલું પડ ધોવાઇ જાય છે. કોઇ વખત નદીની રેલથી પણ ખેતરની જમીનનો ઉપલો રસકસવાળો ભાગ ઘસાઇ જાય છે.

બીજા પ્રકારના ઘસારામાં જમીનમાં તેની વચ્ચોવચ્ચ અને આસપાસ ચીરો પડી જાય છે અને જમીનમાં વરસાદથી પાણી પચવું જોઇએ, એ બહાર વહી જાય છે.

ખેતી માટે અને ઢોર ચરાવવા માટે લોકો જમીન ઉપરનું કુદરતી ઝાડપાનનું રક્ષણ ઉખેડી નાખી જમીનને તદ્દન સપાટ બનાવી દે છે, તે વખતે સખત પવનના સપાટાથી જમીનની ઉપરનું પડ ઊડી જાય છે, ઘસાઇ જાય છે અને જમીનની સપાટી કઠણ અને રેતાળ બની જાય છે.

હિન્દનાં ગામડાંઓમાં વગર વિચાર્યે ગમે તે જમીનમાં ઢોરઢાંખરને ચરવા મૂકી દેવામાં આવે છે. તેને લીધે ફળદ્રુપ, પોચી ખેડાણ જમીન ઘસાઇ જાય છે અને ઢોરઢાંખરને ચરાવનારા રબારીઓ પોતાનાં બકરાં કે ઢોર ચરાવતી વખતે જમીનની શી દશા થશે તેની ચિંતા કરતા નથી. ઘણી વખત આ ઢોર ચરાવવા સંબંધમાં ખેડૂતો અને રબારીઓ વચ્ચે ઝઘડા થાય છે.

અમેરિકામાં પણ ઘણી જમીન પવનથી બગડી જાય છે અને જમીન ઘસાઇ જાય છે, માટે ત્યાં પણ જમીનને સાચવવાનાં પગલાં લેવામાં આવે છે.

જોસરની જમીનમાં ખડું ઘાસ માગો, ભેંસો અને બકરાં ચરી જાય તેવે વખતે મૂળમાંથી એ ઘાસ જમીનમાંથી ઉખેડવાને બદલે તેને કાપીને ઢોરને ખવરાવવાથી જમીન સારી રહે છે.

જમીનને ઘસારાથી બચાવવા માટે પંજાબના હોશીઆરપુર અને તેની આજુબાજુના પ્રદેશમાં જે માર્ગ અખત્યાર કરવામાં આવ્યો છે તે માર્ગ હિન્દમાં બીજે સ્થળે અજમાવવા જેવો છે. અમુક જમીનને ઘસારો લાગુ પડ્યો છે, એમ ખબર પડે તો જંગલખાતાના ઓફિસરના સહકારથી એ જમીન કેટલોક વખત ઢોરઢાંખર ચરાવવા માટે અને ખેડાણ માટે બંધ કરવામાં આવે છે, તેની આસપાસ મજબુત વાડ બનાવી દેવામાં આવે છે અને તેમાં ઘાસરોપા અને તેની આસપાસ ઝાંડ વાવવામાં આવે છે. આ રીતે કેટલોક વખત એ જમીનને અલગ રાખવામાં આવે તો એ પાછી ફળદ્રુપ બની શકે છે.

પણ સરકારી પગલાંથી ખેડૂતો પોતાની જમીન જપ્ત થશે એમ ભડકે નહિ, તે માટે સહકારી સોસાયટીઓ મારફત પડતર જમીનોને વાડ કરી દેવાના લાભ ખેડૂતોને સમજાવવાની જરૂર છે. પંજાબનાં પણ કેટલાક જિલ્લાઓમાં ખેડૂતો ભેગા મળી જમીનના રક્ષણ માટે પગલાં લે છે. પણ આ માટે ખેડૂતોની અંદર પ્રચારકાર્ય કરવાની અને તેમને તાલીમ આપવાની સૌથી પહેલી જરૂર છે. પંજાબમાં તો એ માટે એક ખાસ કાયદો છે અને એક વિસ્તારના ⅔ જેટલા જમીનવાળા જો સરકારને અરજ કરે તો જંગલખાતું તેમને મદદ આપે છે અને જમીનના કુદરતી રક્ષણને—ઝાડપાન અને વનસ્પતિને—રહેવા દેઈ જમીનની કેમ જાળવણી કરવી એ હુન્નર ખેડૂતોને શીખવે છે. આ જમીનના ઘસારાની માહિતી આપ્યા પછી જમીન સુધારવાના માર્ગો લેઇ શકાય છે.

('મુંબઇ સમાચાર,' તા. ૨૭:૧૨:'૩૯)

---

## હુંડીઆમણ

**ફળાહારી,** શિકારી અને રખડુ (ભરવાડી) જીવનપદ્ધતિનો ત્યાગ કરી મનુષ્ય ઠરીને ઠામ વસતો ગયો તેમ ક્રમે ક્રમે તેની જરૂરીઆતો વધવા માંડી. પોતાની બધી જરૂરી વસ્તુઓ ઉત્પન્ન કરવાનું દરેક જણ માટે મુશ્કેલ થવાથી વસ્તુને બદલે વસ્તુની આપલે શરૂ થઇ. પરંતુ આ રીતમાં બદલા માટે વસ્તુઓના જોઇતા હિસ્સા કરવામાં અને તેમને સ્થાયી રૂપમાં રાખવાની મુશ્કેલીઓ જણાવાથી દરેક વસ્તુની કિંમત અમુક નક્કી કરેલી ચીજને—નાણાંને—હિસાબે થવા માંડી. વખત જતાં અનેક ફેરફારોને પરિણામે અત્યારે તાંબાના, નીકલના, ચાંદીના અને સોનાના સિક્કાઓનો નાણાં તરીકે ઉપયોગ થાય છે. વળી સોના,

ચાંદી જેવી મોંઘી ધાતુઓનો ઘસારાથી થતો વ્યય અટકાવવા ખાતર અને બીજી કેટલીક અગવડો દૂર કરવા ખાતર જૂજ મૂલ્યના કાગળની ચલણી નોટો વપરાય છે. જુદા જુદા દેશોમાં જુદી જુદી જાતના શિક્કાઓ અને નોટો હોય છે.

દરેક માણસની માફક દરેક દેશ પણ પોતાને જોઇતી બધી વસ્તુઓ બરાબર પૂરતા જથામાં પેદા કરી શકતો નથી. કોઇ દેશમાં એકાદ પ્રકારનો માલ ત્યાંની જરૂર કરતાં વધારે થતો હોય તો બીજા કોઇ પ્રકારનો માલ ત્યાંની જરૂર કરતાં ઓછો થતો હોય. એટલે દેશો વચ્ચે વસ્તુઓનો વેપાર શરૂ થાય છે. જે દેશના પરદેશ જતા—નિકાસ થતા—માલ કરતાં અંદર આવતો—આયાત થતો—માલ ઓછો હોય, એટલે કે વેચાણ કરતાં ખરીદ ઓછી હોય, તો તે દેશ માટે વેપારનું પાસું તેના લાભનું ગણાય. એથી ઊલટું જે દેશની નિકાસ કરતાં આયાત વધારે હોય તે દેશનો વેપાર ખોટમાં ગણાય. એક દેશનું નાણું બીજા દેશમાં દેવાલહેણા પેટે ચાલી શકતું નહિ હોવાથી નફાનુકસાનના હિસાબની પતાવટ, બધા દેશોને પ્રિય થઇ પડેલ સોનાની આપલેથી થાય છે.

હિંદુસ્થાનમાં મુખ્યત્વે કરીને ખેતીનો માલ પેદા થાય છે. તેમાંનો ઘણો-ખરો ભાગ તૈયાર માલમાં ફેરવાયા વિના જ પરદેશ મોકલાય છે, અને અહીં જરૂર પડતો તૈયાર માલ પરદેશથી ખરીદવામાં આવે છે. છેલ્લા બે વરસના પરદેશ સાથેના માલના વેપારના નીચેના આંકડા ઉપરથી જણાશે કે બ્રિટિશ હિંદની નિકાસ આયાત કરતાં વધારે છે:

| વર્ષ : | ૧૯૩૭–૩૮ | ૧૯૩૮–૩૯ |
|---|---|---|
| નિકાસ: | રૂ. ૧,૮૮,૯૧,૦૦,૦૦૦ | રૂ. ૧,૬૯,૨૪,૦૦,૦૦૦ |
| બાદ આયાત: | ,, ૧,૭૩,૪૮,૦૦,૦૦૦ | ,, ૧,૫૧,૮૨,૦૦,૦૦૦ |
| બાકી બ્રિ. હિંદનું જમા પાસું: | ,, ૧૫,૪૩,૦૦,૦૦૦ | ,, ૧૭,૪૨,૦૦,૦૦૦ |

હિંદુસ્થાનમાં નાણાં માટે ચાંદીનું ધોરણ છે, જ્યારે બ્રિટનમાં અને બીજા ઘણાખરા દેશોમાં સોનાનું ધોરણ છે. આપણો દેશ પરતંત્ર હોવાથી સરકાર આપણા પરદેશખાતાના વેપારના માલની કિંમત ગણવા માટે રૂપીઆની કિંમત, ચાંદીના બજારભાવે થતી અટકાવીને, અમુક પેન્સમાં નક્કી કરે છે. આને હુંડીઆમણ કહે છે. એ પ્રમાણે પહેલવહેલો ઇ. સ. ૧૮૯૩માં રૂપીઆનો દર ૧૬ પેન્સ જાહેર થયો. આ દર લગભગ ગયા વિશ્વવિગ્રહના અંત સુધી ચાલુ રહ્યો. ૧૯૨૦ની સાલમાં એ દર ૨૪ પેન્સ સુધી ચઢાવવામાં આવેલો, પણ પાછળથી એ જ વર્ષમાં એ દર ૧૭ પેન્સનો કરવો પડ્યો. હાલનો ૧૮ પેન્સનો દર ૧૯૨૭ની સાલમાં નક્કી કરવામાં આવેલો. ૧૮૯૩ની સાલમાં ૧૬ પેન્સનો

રૂપીઓ ઠરાવ્યો, ત્યારે રૂપીઆમાંની ચાંદીની કિંમત (લંડન–એક ઔંસ ચાંદીનો ભાવ ૩૯ પેન્સ) ૧૩ ૧૩/૩૨ પેન્સ હતી. અત્યારે રૂપીઆમાંની ચાંદીની કિંમત (લંડન, તા. ૯:૧૨:'૩૯–એક ઔંસ ચાંદીનો ભાવ ૨૩ પેન્સ) ૭ ૨૯/૩૨ પેન્સ થાય, તો પણ હુંડીઆમણ ૧૮ પેન્સનું છે!

ચાલુ હુંડીઆમણના દરને ઘટાડવામાં કે વધારવામાં શો ફાયદો કે નુકસાન છે, એ નીચેના વિવેચનથી સમજી શકાશે:

૧. ધારો કે હુંડીઆમણનો દર ૧૮થી ઘટાડી ૧૪ પેન્સ કરવામાં આવે: ૨૪૦ પેન્સનો એક પૌંડ ગણાય છે. એ લેખે હાલમાં જે માલના ૧૮ પેન્સના હુંડીઆમણથી રૂા. ૧૩ ૧/૩ ઉપજે છે તેને બદલે ૧૪ પેન્સના હુંડીઆમણથી એ જ માલના રૂા. ૧૭ ૧/૭ ઉપજે. એ પ્રમાણે હાલ જે માલ આપણે રૂા. ૧૩ ૧/૩ વડે ખરીદીએ છીએ એ જ માલના નવા દર પ્રમાણે રૂા. ૧૭ ૧/૭ આપવા પડે. ઉપરના કોઠામાં જોયું કે બ્રિટિશ હિંદની આયાત કરતાં નિકાસ વધારે છે, માટે એ વધારાની નિકાસ ઉપર આપણને વધારે કિંમત મળે. દાખલા તરીકે ૧૯૩૮–૩૯માં આપણી નિકાસ રૂા. ૧૭,૪૨,૦૦,૦૦૦ની વધારે હતી. જો ૧૮ પેન્સને બદલે ૧૪ પેન્સનો દર ગણવામાં આવે તો રૂા. ૧૭,૪૨,૦૦,૦૦૦ને બદલે આપણને રૂા. ૨૨,૩૯.૭૧,૪૨૮ મળે. આમ ૨૮.૫૭ ટકા વધારે નફો મળે.

બીજું પરદેશનો માલ રૂા. ૧૩ ૧/૩ને બદલે રૂા. ૧૭ ૧/૭ પડવાથી તે મોંઘો પડે, એટલે અહીંના જે ઉદ્યોગો પરદેશી માલની હરીફાઈમાં ટકી શકતા નથી તેમને રક્ષણ મળે, નવા ઉદ્યોગો ખીલવી શકાય અને બેકારી ટળે.

૨. ધારો કે હુંડીઆમણનો દર ૧૮થી વધારી ૨૨ પેન્સ કરવામાં આવે: જે માલના ૧૮ પેન્સને દરે રૂા. ૧૩ ૧/૩ ઉપજે એ જ માલના ફક્ત રૂા. ૧૦ ૧૦/૧૧ ઉપજે, એટલે કે ૧૮.૧૮ ટકા ઓછી કિંમત ઉપજે. દાખલા તરીકે: ૧૮ પેન્સના દરથી ૧૯૩૮–૩૯માં આપણને રૂા. ૧૭,૪૨,૦૦,૦૦૦ નફાના મળ્યા તેને બદલે ૨૨ પેન્સના દરથી રૂા. ૧૪,૨૫,૨૭,૨૭૨ મળે. વળી પરદેશનો માલ સસ્તો પડવાથી આપણા ચાલુ ઉદ્યોગોને ફટકો પડે અને તે નાશ પામે.

ઉપર પ્રમાણે રૂપીઆની બનાવટી કિંમત ઘટાડવામાં કરોડો રૂપીઆનો દેશને ફાયદો થઈ શકે એમ છે. સાથે સાથે આન્તરરાષ્ટ્રીય વાતાવરણ તંગ છે, યુરોપમાં વિગ્રહ ચાલે છે અને એ વધારે લંબાય તો નવાઈ નહિ. આવા સંજોગોમાં માલના ભાવ વધે એ સ્પષ્ટ છે. ઘણા વર્ષોની મંદીથી દિવસે દિવસે બગડતી જતી આપણી આર્થિક સ્થિતિમાં આપણા નિકાસને ઠીક ઠીક ભાવ મળે એમ છે ત્યારે કૃત્રિમ રીતે ભાવો દબાવી દેવામાં આવ્યા છે. આંતરિક ખપતના

માલ માટે ભલે તેમ થાય, પરંતુ પરદેશ જતા માલની કિંમત ઉપરનો અંકુશ દૂર કરવામાંજ લાભ છે.

હિંદી સરકાર લડાઇમાં ઊતરી છે તે અંગેના વધારેના ખર્ચ માટે અને પ્રાન્તોનાં ખોટવાળાં બજેટોને સમતોલ કરવા માટે આવક વધારવાના રસ્તા ખોળવાના પ્રશ્નો નજીકમાંજ ઊભા થવાના છે. પ્રજાની આવક વધે તોજ સરકાર કરવેરા મારફતે પોતાની આવક વધારી શકે. ભૂતકાળમાં રૂપીઆનો એકદમ ઊંચો દર રાખવાની ભૂલોનાં પરિણામો આ વખતમાં કેમ પાલવશે?

લોકોનું હિત કરવાની મોટી મોટી વાતો હિંદી સરકાર વારંવાર કરે છે. જો ખરેખર એ વાતો ખરા જીગરની જ હોય તો તો ચાલુ વર્ષમાંજ રૂપીઆની કિંમત ઘટાડી સરકાર પોતાની પ્રામાણિકતા અને ભલી વૃત્તિનો કસ કાઢી બતાવશે કે?

ગોધરા — ગોરધનભાઇ છગાભાઇ પટેલ

---

## ઇડરીઓ ગઢ જીત્યાં રે—

રમા નવ વર્ષની થઇ ત્યારથીજ તેને પરણાવવાની વાતો નીકળવા લાગી. 'તે બાળાને પોતાનો સંસાર માંડવાનો છે,' 'લગ્નમાં ઘરેણાં પહેરવાનાં છે,' 'લગ્નમાં આનંદ મહાલવાનો છે,' વગેરે વગેરે ઘરમાં વૃદ્ધ જનોને મુખેથી સંભળાતું હતું. રમાને ખબર ન હતી કે પોતાના વડીલ જનો આટલો બધો ઊહાપોહ શા માટે કરી રહ્યાં હશે.

રમાના પિતા સાધારણ રીતે સંસ્કારી હતા, પણ ઘરમાં વૃદ્ધ માતા હતાં અને તેમનુંજ ઘરમાં ચલણ, તેથી તે કંઇ પણ બોલી શકતા નહિ.

એક દિવસ જ્યારે રમાના પિતા જમવા બેઠા હતા, ત્યારે વૃદ્ધ માતાએ વાત ઉપાડી. "ભાઇ નારાયણ, હવે રમાનાં લગ્ન જેમ બને તેમ જલદીથી કરી નાખવાં જોઇએ. હવે તો તે વર્ષે થઇ છે."

"એની આટલી બધી શી ઉતાવળ છે? થઇ રહેશે. એ ક્યાં હજી મોટી થઇ ગઇ છે?" નારાયણે ઉત્તર આપ્યો.

"શું કહ્યું?" માજી જરા સ્વભાવે તીખાં હતાં તે ઊકળ્યાં: "આ મોરી મારા જેવડી તો થઇ છે. મને ઢાંકી દે છે ઢાંકી! કાંઇ ખબર છે કે નહિ?"

"હા, પણ એકાદ વર્ષ પછી કરીશું તો વાંધો છે કંઇ?" નારાયણે જરા માજીને ઠંડાં પાડવા કહ્યું.

"ના, તે નહિ ચાલે. આવતી સાલ તો સંધસનું (સિંહસ્થ) વર્ષ છે, અને ત્યાર પછી તો રમા મોટી ભેંસ જેવડી થઇ જાય!" માજીએ દલીલ કરી.

"પણ મોટી થઇ જશે તો શો વાંધો છે? ક્યાં કન્યાઓ હવે મોટી નથી થતી?" નારાયણે જરા જોર પકડ્યું

આથી તો માજી એકદમ ભડકી ઊઠયાં: "શું કહ્યું? આપણે કંઇ વહી ગયાં નથી તો! મોટી ઉંમરે પરણાવવાથી કેટલું પાપ લાગે છે તે ખબર છે કંઇ?"

ડોશીની ડાગળી ચસકી ગઇ છે એમ સમજી નારાયણે કશું વધુ કહ્યું નહિ અને જમવાનું પૂરું કર્યું.

આ પછી તો ઘરમાં તે સંબંધે વાતો થવા લાગી. રમાનાં નાનાં ભાઇ-બેનો બિચારાં નિર્દોષ આનંદથી ગમ્મત કરવા લાગ્યાં.

એક કુળવાન, પણ બે વર્ષ પછી વનમાં પ્રવેશ કરનાર વરની પસંદગી કરવામાં આવી રમાના પિતાએ આમાં પણ પોતાની દલીલો અજમાવી, પણ જમાનાનાં ખાધેલ માજી આગળ તે સર્વ વ્યર્થ ગઇ. ઉપરાંત જવાબ મળ્યો કે "તમો એમાં શું સમજો! કુળ તેજ ખરૂં છે! અમે તો કુળ સિવાય કાંઇ જોવાનાં નહિ અને તને પણ આજથી જણાવી દેઉ છું કે મારી જિંદગી ન હોય અને બીજો પ્રસંગ આવે ત્યારે તું કદી પણ કુળ ત્યજીશ નહિ."

રમાની માતા એટલી બધી સંસ્કારી કે હિંમતવાળી નહોતી, જેથી તે કોઇ પણ રીતે સામનો કરી શકે. તેણે તો વૃદ્ધ સાસુજીનો પડતો બોલ ઉપાડવાનો હતો.

વૈશાખ સુદિ ૧૨નાં લગ્ન લેવાયાં. વરરાજા જુવાન બનવાનો ડોળ કરતા પોતાનેજ લાયક ઘોડા ઉપર બેસી એક નિર્દોષ બાળાનો સંસાર સુધારવા (!) અનિરુદ્ધની ઉપમા પામતા નીકળી પડયા.

માથે મોટી પાઘડી શોભતી હતી. આંખમાંનું કાજળ બિલાડીની આંખોને શરમાવતું હતું. પાન ચાવી હોઠની લાલાશ કાયમ રાખવાનો પ્રયત્ન કર્યા કરતા હતા.

જુવાન બનવાના બીજા ઉપચારોનો કોઇ પણ પ્રકારનો પ્રયત્ન બાકી રાખવામાં આવ્યો ન હતો. અને આવી ભાડુતી જુવાની મેળવીને વરરાજા ઘોડા ઉપર ટટ્ટાર બેસવાનો નિષ્ફળ પ્રયત્ન કરતા હતા.

વરરાજાના હાથમાંનું નાળિયેર પડી ગયું. વરઘોડામાં શોરબકોર થઇ રહ્યો

અને વરરાજાને કેટલાક સાગ્રિતોએ તે ઊચકીને તેમના હાથમાં મુકી દીધું.

કેટલાક અંદર અંદર બોલવા લાગ્યા કે 'અપશુકન થયા, અપશુકન થયા!' વરરાજા હેવરે ઊંચે શ્વાસે શુકનની વસ્તુ પડી ન જાય તે માટે કાળજી રાખતા માંડવે પધાર્યા. ઘોડેથી કોઈના ખભો ઝાલી નીચે ઉતર્યા, અને લગ્નમંડપમાં જઈ બેઠા.

શુકલે થોડાંક ગપ્પાં માર્યાં અને કન્યાના ગામાને માંડવામાં કન્યા લાવવાની જોરથી બૂમ મારી. એની 'કન્યા પધરાવો, સાવધાન!'ની બૂમોએ ઘરમાં ઊંઘે ઝોકતી બાળાને જાગ્રત કરી. તેના મામા તેને માંડવામાં—અરે સ્મશાનમાં—લાવ્યા! શુકલે તેનું પાણિગ્રહણ કરાવ્યું—અરે તેને ચિતામાં ધકેલી દીધી!

વરકન્યા પરણી ઊઠયાં. રમાનાં વૃદ્ધ દાદીને જરા પણ આંચકો ન લાગ્યો, તેમને મન તો આનંદ-આનંદ વર્તી રહ્યો અને બીજાં સગાંવહાલાં જોશભેર ગીતો ગાવા લાગ્યાં:

"અમે છડરીઓ ગઢ જીત્યાં રે
આનંદભર્યાં."

અહાહા, આ ગીતો ગાતી વખતે તેમને જરા સરખો વિચાર ન આવ્યો કે આ બાલિકાનું શું થશે? તેનું ભવિષ્ય કેવું જશે?

વખતને જતાં વાર લાગતી નથી. રમા સોળ વર્ષની થઈ. તેના પતિ—તેના દેવ—કેટલાયે દિવસથી માંદા રહેતા હતા. ઘણી ઘણી દવાઓ કર્યા છતાં, હેવરે મૃત્યુને વશ થયા.

રમા ઉપર ભયંકર કોપ ઉતર્યો, તેને પોતાની ઇચ્છા વિરુદ્ધ પોતાનાં સૌભાગ્ય ચિહ્નોનો નાશ કરવો પડયો. જે સગાંવહાલાં તેના લગ્નને પ્રસંગે ગીત ગાતાં હતાં તેમણે રમાને આશ્વાસન આપવા માંડયું અને દૈવને દોષ દેવા માંડયો.

જેણે એક પણ દિવસ પતિસુખ જોયું નથી, તેનો હવે તો પતિસુખ જોવાનો હક કાયમને માટે ચાલ્યો ગયો. હિંદુ સમાજમાં એ વિધવા થઈ!

આને લગ્ન કોણ કહે? દંભ કોણ ના કહે? અત્યાચાર કોણ ના કહે?

પલાણા રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

—*—

## ૩. ‘મુંબઇ પાટીદાર સમાજ’

ધારવા પ્રમાણે આ સમાજ લાંબા સમયથી ચાલે છે અને સમાજના હેતુઓ પણ આપણે સર્વેએ વાંચ્યા હશે. તેના રિપોર્ટમાં જણાવ્યું છે કે સમાજે આપણી જ્ઞાતિના ગરીબોને ઉત્તેજન આપવું, એકબીજાએ સહકાર કરી કોમને ઊંચે લાવવી.

આજ ઘણા લાંબા સમયથી મેં મુંબઇના લોહાણા સમાજ, ભાટિયા સમાજ, વગેરે સમાજોની માફક, આપણા સમાજની એક પણ પ્રવૃત્તિ જોઇ નથી. એ સમાજો પોતાની જ્ઞાતિ માટે મરી પડે છે; અને જ્ઞાતિજનોના ઉદ્ધાર માટે યત્ન કર્યાજ કરે છે.

આપણો પાટીદાર સમાજ મુંબઇ કોટમાં આવેલા (હમામ સ્ટ્રીટ, હમામ હાઉસ) આલીશાન બિલ્ડિંગમાં વરસને વચલે દિવસે મીટિંગ બોલાવી શું કરે છે, તે પણ ખબર નથી પડતી. તેમાં સમાજના ઉદ્ધાર કરનાર ભેખધારીઓ, ખજાનચી, પ્રમુખ વગેરે આવી પૂતળાંની માફક ખુરસી ઉપર બેસી પંખા ખાઇ મીટિંગો વિસર્જન કરે છે. રિપોર્ટમાં જોઇશું તો ઓફિસનું ભાડું કે છપામણી સિવાય ખર્ચમાં નવીન કંઇ પણ વાંચવામાં નહિ આવે. સમાજના સંચાલકોને મારી એટલીજ અરજ છે કે જો તમારાથી સમાજને માટે કંઇ નથી થઇ શકતું તો પૈસાને જોરે આમ નામ કાઢવા શા માટે બોર્ડ લગાવી સમાજને કલંકિત કરો છો? સેવા કરવાની ધગશ હોય તો તેના ઘણાય રસ્તા છે.

હું ધારું છું કે સમાજના પ્રમુખો દલીલ કરશે કે સમાજની પાસે પૂરતા પૈસા નથી એટલે અમે શું કરીએ. તો તેમને મારી એટલીજ સલાહ છે કે તમે તમારી આટલી મોટી બુદ્ધિથી કંઇક રસ્તો શોધી કાઢો, જેનાથી સમાજનું તથા મંડળનું ભલું થાય. આપણે જાણીએ છીએ કે આપણી પાટીદાર જ્ઞાતિના માણસો પૈસા કાઢી શકે તેમ નથી. તો પછી આપણે માટે એકજ રસ્તો છે અને તે એ કે ‘પાટીદાર સ્ત્રીસમાજ’ અને ‘મુંબઇ પાટીદાર સમાજ’ જુદા છે, તેમને જોડી દેઇને જો એકજ સંસ્થા બનાવવામાં આવશે તો મને આશા છે કે આટલાં વર્ષોમાં સમાજે જે કામો કર્યાં છે તેના કરતાં સારાં કામો કરી શકશે અને બીજા સમાજોને દાખલા રૂપ થશે. વળી તે જોડી દેઇ જો કંઇ પણ પ્રવૃત્તિમય કાર્ય કરશે તો સમાજની મુશ્કેલ આર્થિક સ્થિતિનો પણ સવાલ નાબૂદ થશે.

ગને ધ્યાન છે કે જ્યારે આ સાલ 'પાટીદાર સ્ત્રીસમાજ'ના ગરબા, રાસ, વગેરેનો કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો, અને અમને એક બેને સમાજની આર્થિક સ્થિતિની વાત કરી હતી, ત્યારે અમે પાટીદાર સમાજ પાસે પૈસા માગવા કહ્યું; પણ તે બેને કહ્યું કે તે લોકો ના કહે છે અને કહે છે કે એવા ખર્ચ અમે મંજૂર નથી કરતા. તો પછી મારું કહેવું એમ છે, કે તેમને લોન આપી હોત ને મોટો કાર્યક્રમ કર્યો હોત, તો પછી શું તમને પૈસા પાછા ન મળત? તમો મી. ઝીણા અને કોંગ્રેસની માફક શા માટે લડો છો? આ કંઇ મોટો સવાલ નથી. બધા જાતિભાઇઓ જ છો, છતાં જો આમ જ કરશો તો પાટીદાર કોમ કોઇ દિવસ ઊંચે નહિ આવી શકે. ઉપરના પાટીદાર સ્ત્રીસમાજના કાર્યક્રમ માટે તે સમાજના સંચાલકોને ધન્યવાદ આપવો ઘટે છે. મેં જોયું હતું કે તેમાં પણ ઘણી બેનોને કચવાટ હતો, પરંતુ સંચાલકોની મોટાઇને લીધે તેઓ બોલી શક્યાં નથી. સમાજના સંચાલકો પણ પૈસાના જોરના જ છે, આવડતના તો કોઇ નથી. મુંબઇ પાટીદાર સ્ત્રીસમાજે ગમે તે અડચણો ભોગવી બે વર્ષમાં જેટલું કરી બતાવ્યું છે તેટલું એ મુંબઇ પાટીદાર સમાજે નથી કરી બતાવ્યું, તો એક હિતેચ્છુ તરીકે ઇશ્વર પાસે પ્રાર્થના કરું છું કે મુંબઇ પાટીદાર સમાજના સંચાલકોને ઇશ્વર સદ્બુદ્ધિ આપે.

સાથે સાથે દર વર્ષે સમાજના વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓનું સંમેલન ગોઠવવામાં આવે તો હું ધારું છું કે તેથી એકબીજાને ઓળખતાં થાય. વળી સાથે સમસ્ત પાટીદાર સમાજ તરફથી નાટક, ગરબા, રાસ, વગેરે કાર્યક્રમ ગોઠવવામાં આવે તો ઘણો લાભ થાય.

મુંબઇ પાટીદાર સમાજ તરફથી ગઇ તા. ૧૭:૧૨:'૩૯ને રોજ લોહાણા મહાજનવાડીમાં પ્રીતિભોજન રાખવામાં આવ્યું હતું. તે વખતે ગરબા, રાસ, વગેરે કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. તે વખતે સમાજના સેક્રેટરીએ લૈયાને કોઇ બેન ઉપર ચીઠ્ઠી લેઇ મોકલ્યો કે 'બેન... તમે આજે ચાર વાગ્યે કાર્યક્રમ હોવાથી તુરતજ આવો.' તેઓ જાણતા હતા કે એ બેન સારું ગાઇ શકે છે, માટે તેમને ૩-૪૫ વાગ્યે વગર પ્રૅક્ટીસે કાર્યક્રમમાં ભાગ લેવા બોલાવ્યાં, એજ બતાવી આપે છે કે સમાજમાં કેટલી પોલ ચાલે છે.

આ પ્રીતિભોજનની જગ્યાએ જો તે લોકોએ પાટીદાર સ્ત્રીસમાજને ઉત્તેજન આપ્યું હોત, તો સમાજને, ખાસ કરીને ગરબા વગેરેમાં ભાગ લેનાર બેનોને પણ, ઘણોજ ઉત્સાહ રહેત.

અંતમાં ઇશ્વર પ્રત્યે એજ પ્રાર્થના છે કે આજથી થોડાં વર્ષો પહેલાં જે જ્ઞાતિજનો અજાણ્યા હતા તે આજે ઊંચે આવ્યા છે, અને તેના કરતાં પણ

સારી નામના મેળવી બીજા સમાજને દાખલા રૂપ થાય અને ગરીબોનો ઉદ્ધાર થાય એવું મુંબઇ પાટીદાર સમાજ કંઇક કરે.

વિલ્સન કોલેજ, મુંબઇ — વીરચંદ પટેલ

## ૪. 'મુંબઇ પાટીદાર સમાજ'

ગયા આસો માસમાં ભાઇ ચિમનભાઇની 'સમાજ'ને લગતી ટીકા આવેલી, તેનો જવાબ હજી સુધી 'સમાજ'ના જવાબદારો તરફથી કોઇએ આપવાની તસ્દી લીધી નથી એ જરા નવાઇ પમાડે છે; છતાં ભાઇ મનસુખલાલે 'સમાજ'ના સભ્ય તરીકે આનો જવાબ આપ્યો છે, તે ધ્યાનમાં લેતાં 'સમાજ'ના ધોરણ વિષે યોગ્ય ખુલાસો મળી શકતો નથી. ભાઇ મનસુખલાલનો જવાબ એક રીતે તદ્દન એકતરફી છે. કોઇની ટીકાને આક્ષેપ રૂપ માની લેઇ સામા આક્ષેપો કરવા નિરર્થક છે.

'સમાજ'ના એક સભ્ય તરીકે ભાઇ મનસુખભાઇ ટીકા સહન ન કરી શકે, છતાં તેની આન્તરિક ક્ષતિઓ પોતે તો જોઇ શકયા નથી અને બીજાએ સ્પષ્ટતા કરી છે તેનો આવો ઉઘાડો અનાદર કર્યો છે! જે ટીકાને તેઓ આક્ષેપો ગણાવે છે તેને ઘડીભર આક્ષેપો તરીકે માની લેઇએ તોપણ સામા આક્ષેપો, જે તદ્દન વ્યક્તિગત છે તેનો ઉલ્લેખ કરીને જણાવવા માગું છું કે આમ આક્ષેપો કરવા કરતાં યોગ્ય જવાબ આપવા પ્રયત્ન કર્યો હોત તો જનતા કંઇક ખુલાસો મેળવી શકત. સામા આક્ષેપો તો વધુ શંકાસ્પદ છે.

'મુંબઇ પાટીદાર સમાજ' કેટલા સમયથી અસ્તિ ધરાવે છે અને તેની નિષ્ક્રિયતા કેટલી હદ સુધી પહોંચી છે, તે જનતા સારી પેઠે જાણે છે.

ભાઇ ચિમનભાઇની ટ્રીપને લગતી ટીકા તદ્દન વ્યાજબી જ છે. ગયા વર્ષના અહેવાલ ઉપરથી આ ટીકા થઇ લાગે છે. તેમાં ટ્રીપને લગતા ખર્ચ સાથે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં જે ખર્ચ કર્યો છે તેની તુલના કરતાં માલમ પડી આવે છે કે 'સમાજે' પાટીદાર જાતિની જે ક્રૂરમાં ક્રૂર મશ્કરી કરી છે તેને માટે ભાઇ મનસુખલાલ જે પ્રભુનું રક્ષણ માગે છે તેજ તેની સજા કરી શકે તેમ છે! કારણ સમાજસેવા એજ પ્રભુસેવા છે એ તેમણે વિચારવું ઘટે!

મુંબઇ ૩ — ત્રિભુવન મો. પટેલ

## ૫. 'મુંબઇ પાટીદાર સમાજ'

મારા પાટીદાર સમાજ ઉપરના ચર્ચાપત્રનો જવાબ ભાઇ મનસુખલાલે જે રીતે આપ્યો છે, તે રીત મને ઘણીજ નવાઇ પમાડે છે. મારા એક

નમ્ર પ્રયાસનો સવિસ્તર ઉત્તર નહિ આપતાં તેને આક્ષેપ ગણી કાઢી, સામા આક્ષેપોથી રદિયો આપી, મારી સૂચનાઓને તેમણે હળવા મનથી હસી કાઢી છે; એ શું સૂચવે છે? સમાજમાં ભળવાની મારી તત્પરતા વિષે તેમને આવો સંશય કેમ ઉદ્ભવ્યો? મારા લેખમાં મેં કોઇ વ્યક્તિગત પ્રશ્નને સ્થાન જ આપ્યું નથી. જે કંઇ ટીકા કરી છે, તે તો હરકોઇ જાણે છે. એ મારો પ્રથમ પ્રયાસ હતો, અને તેમાં ભૂલો પણ હશે તો તેને કબૂલ કરી લેવા તૈયાર છું. તેને છુપાવવા જેટલી નામર્દાઇ હું દાખવવા ઇચ્છતો નથી. પરંતુ ભાઇ મનસુખલાલે મને કોઇ ખ્યાલ આપવો જોઇતો હતો, યા તો પ્રોત્સાહન આપવું જોઇતું હતું. વળતા આક્ષેપો કરી મારા એક નમ્ર પ્રયાસને આમ દાબી દેવાથી પાટીદાર જાતિ મુંબઇ પાટીદાર સમાજ વિષે કેવો મત બાંધશે તેનો ભાઇ મનસુખલાલે વિચાર કરવો ઘટે. આપણી જ્ઞાતિ ચેતે ત્યાર પહેલાં કાર્યકર્તાઓએ ચેતવું જોઇએ. સમયને અનુસરી યોગ્ય ફેરફાર દિનપ્રતિદિન કરવા જોઇએ. જોકે આપણી જ્ઞાતિ આ માટે જોખમદાર છે. તેને માટે પણ ટૂંક સમયમાં હું કંઇક લખીશ. હાલ એ જ.

મુંબઇ ચિમનલાલ સી. પટેલ

નોંધ: હવે આ ચર્ચા બંધ કરવામા આવે છે. —તંત્રી

## ૬. આફ્રિકાના પેસેન્જરો વિષે

ગયા અષાઢ માસના અંકમાંના ઉપરના વિષય પરત્વે ભાઇ રાવજીભાઇના ચર્ચાપત્રનો જવાબ મેં ભાદરવાના અંકમાં આપ્યો હતો. તેથી અસંતુષ્ટ થઇ ભાઇ રાવજીભાઇએ ગયા કાર્તક માસના અંકમાં તેનો જવાબ આપતાં જણાવ્યું છે કે મેં તેમના એક વાક્ય ઉપરે પારાયણ કર્યું છે અને તે આ જ વાક્ય: "આવા જાહેર ઊહાપોહથી કાયદો સખ્ત થતાં બિચારા ગરીબ પેસેન્જરો વધુ મુસ્કેલીમાં મુકાશે." પણ મેં ઉપલા વાક્યનું પારાયણ તો નહિ, પણ સહેજ સ્પષ્ટીકરણ કર્યું હતું. એ તો ચર્ચા હતી, લાંચ આપીને કામ પતાવવાની તેમની નીતિની હિમાયત ઉપર!

વળી એ ભાઇ રાવજીભાઇએ આષાઢના અંકમાં લખ્યું હતું કે, "મુંબઇ સરકારે કાનુનથી નવા પેસેન્જરો માટે ડીપોઝીટ લેવા ઠરાવ્યું છે. તેમાં સરકારનો હેતુ સ્પષ્ટ છે. ગમે તેવા નિરાધારો રખડી પડે નહિ." સરકારનો હેતુ જો સ્પષ્ટ હોય, એટલે ઇષ્ટ પણ ખરો જ, તો પછી તેનો ભંગ કરી તેને અસ્પષ્ટ કરવાની જરૂર શી? ચર્ચાપત્રીના લખવા મુજબ જો તે ખરેજ

સ્પષ્ટ હોય તો પછી તે ભાઇ તેને અપનાવવાની હિમાયત કરવાને બદલે લાંચ આપી કામ પતાવવાની હિમાયત કેમ કરતા હશે? લાંચ આપી ડીપોઝીટના પંજામાંથી બચેલા ગરીબ પેસેન્જરો વિદેશમાં રખડી પડશે તેનું શું? ચર્ચાપત્રીના લખાણમાંથીજ ઉદ્‌ભવેલા પ્રશ્નોની પરંપરા કેમે કરી તેમની હિમાયત પરિસંતુષ્ટ થતી નથી! તો આ વાત કેમ તે વિચારી શકતા નહિ હોય?

વળી દેશમાં (મુંબઇમાં) મૂકેલી ડીપોઝીટ પ્રવાસીને વિદેશમાં મળી પણ શકતી નથી તેનું શું? તે તો દેશમાં પાછા જાય ત્યારે જ મુંબઈમાં મળી શકે છે. તો પછી તે ડીપોઝીટ નિરાધારને પરદેશમાં શી રીતે આધાર આપશે? આથી પેસેન્જરને વિદેશમાં રખડી પડતો અટકાવવાને ફક્ત જે દેશમાં તે ઊતરે તે દેશમાં મૂકેલી ડીપોઝીટ કામ આવે, તો પછી સ્વદેશમાં મૂકેલી ડીપોઝીટની જરૂર શી? તો હવે સ્વદેશમાં ડીપોઝીટ મુકાવવામાં સરકારનો કયો સ્પષ્ટ હેતુ ગર્ભિત હશે?

વળી આપણે ગરીબ છીએ તે તો નક્કીજ છે, એટલે ડીપોઝીટનાં નાણાં વ્યાજેજ લાવવાં પડવાનાં; અને વ્યાજે લાવી અનામત રાખેલી રકમનો જો આપણે વિદેશમાં નિરાધારાવસ્થામાં ઉપયોગ કરી શકીએ નહિ તો તે કેટલું અજુગતું કહેવાય? તો હવે આપણે નીચેની વાતો ઉપર સહમત કેમ ન થઇએ?

(૧) મુંબઇ સરકારે સ્વદેશમાં ડીપોઝીટ મુકાવવી નહિ.

(૨) આફ્રિકામાં મૂકેલી ડીપોઝીટ આવશ્યક છે, સિવાય કે જેમને પોષનાર પોતાના ભાઇ ઇત્યાદિ અહીં વસેલા હોઇ તેમનો આંક ભરી ડીપોઝીટના બોજામાંથી બચાવી લે.

(૩) ભાઇ રાવજીભાઇના કહેવા મુજબ લાંચ આપનારા છે ત્યાં સુધી લાંચ લેનારા રહેવાના, એવી રીતે આપણે મનનું સમાધાન સાધવું નથી, પરંતુ આપણે તો લેનારા તેમજ આપનારા કોઇ જોઇતા નથી; તેમજ ડીપોઝીટની પ્રણાલિકામાંથી છટકબારી પણ જોઇતી નથી. પણ જે સત્ય છે, ઇષ્ટ છે, તેજ પુરુષાર્થ સાધી સરકાર પાસે કરાવવું છે. તો ચાલો, ધ્યેયને પહોંચી વળવા આજ પળે પુરુષાર્થ આદરીએ.

ઉત્તરસંડા (હાલ મોમ્બાસા) ઇશ્વરભાઇ શામળભાઇ પટેલ

—*—

૭. આફ્રિકા આવતા નવા ઉતારૂઓ અને અનામત

મુંબઇ સરકારે કાયદાકાનુનથી આફ્રિકા જતા નવા ઉતારૂ પાસેથી મુંબઇમાં અનામત લેવાનું ઠરાવ્યું છે. ગમે તેવા ગરીબો પરદેશમાં નિરાધાર બની રખડી ન પડે, એવો હેતુ આ કાયદામાં સ્પષ્ટ છે એમ એકદમ તો માની ન લેવાય. પરદેશમાં ઉતારૂનો સગોવહાલો હોય અને તે તેને ત્યાં બોલાવતો હોય તો નવો ઉતારૂ પરદેશમાં રખડી નહિ પડે તેવી મુંબઇ સરકાર પોતાની ખાત્રી કરવા માટે ઉતારૂના સગાવહાલા પરદેશમાં છે અને તે ત્યાં તેને બોલાવે છે તેની ખાત્રી માટે મુંબઇના ઉતારૂના એજંટો મારફત સત્તાવાળાઓ ઉતારૂ ઉપર પરદેશથી આવેલા પોસ્ટના શિક્કાથી રદ થએલા કવર સાથે કાગળ અગર તાર તપાસે છે. આફ્રિકા જનાર ઘણાઓને આફ્રિકામાં સગોવહાલો હોય અગર ન હોય, ત્યાંથી કાગળ અગર તાર આવ્યો હોય કે ન આવ્યો હોય, તોપણ આફ્રિકા એ પૈસા કમાવાનું કેન્દ્ર છે એમ માની તેઓ આફ્રિકા જવા તૈયાર થઇ જાય છે. મુંબઇના એજંટો આવા ઉતારૂઓ પાસેથી લાંચ પડાવી પરદેશમાં બનાવટી ઉતારૂનો સગોવહાલો બનાવી ત્યાંથી આવેલા બનાવટી કાગળો ઉતારૂ પાસે લખાવી તેજ કાગળો સત્તાવાળાઓ પાસે પાસ કરાવી ઘણા ઉતારૂઓને અનામતના કાયદામાંથી બચાવે છે. જેને પરદેશમાં સગુંવહાલું હોય છે અને ત્યાંથી ત્યાં જવાના રીતસર કાગળ આવેલા હોય છે, છતાં તેથી નહિ ચાલે તેવાં બહાનાં બતાવી ગલ્લાં તલ્લાં કરી એજંટો તેવાઓ પાસેથી પણ લાંચ પડાવે છે. ઉતારૂઓ અનામતમાંથી બચવા અવશ્ય ખુશીથીજ લાંચ આપે છે, પરંતુ તેની મુખ્ય જવાબદારી એજંટોનીજ ગણાય. આમ એજંટો અને સત્તાવાળાઓ લાંચ વહેંચી લેઇ અનામતના કાયદાની અસ્પષ્ટતા બનાવે છે એમ માનવા તૈયાર થવુંજ પડે.

બીજું, પરદેશમાં જતા ઉતારૂઓને પરદેશમાં પોતાની નિરાધારી વખતે દેશમાં મુકાએલ અનામત નિરાધારી ટાળવા માટે સરળ અને વ્યવસ્થિત બને એ સંભવિત નથી. ખરી રીતે ઉતારૂ જે દેશમાં જાય તેજ દેશમાં અનામત મુકાએલ હોવી જોઇએ. અને આફ્રિકાના મોમ્બાસાને બંદરે અહીંના ઇમીગ્રેશન વાળાઓ અનામત મુકાવે છે, તેમજ યુગાણ્ડામાં પ્રવેશ કરતાં ત્યાંના ઇમીગ્રેશન વાળાઓ પણ અનામત મુકાવે છે. નવીન ઉતારૂની નિરાધારી દૂર કરવા માટે આમ આફ્રિકામાં લેવાતી બે અનામતો ઓછી નથી કે પરદેશમાં નિરાધારી વખતે બિલકુલ કામમાં ન આવે એવી ત્રીજી મુંબઇની અનામતની જરૂર રહે.

આમ બીનજરૂરી અને અસ્પષ્ટ હેતુથી લેવાતી મુંબઇની અનામતમાંથી છુટવાની લાંચની બારી સદંતર બંધ કરી નવીન ઉતારૂની ટીકિટ અને પાસ-

પોર્ટગાંથી મળતા કમીશનમાં મુંબઇના એજંટોએ સંતોષ માનવો એ યોગ્ય અને વ્યવહારૂ છે. જો લાંચની બદી નાબુદ થાય તો મુંબઇનો અનામતનો કાયદો જાહેરમાં આવે, જેથી જાહેર ઊહાપોહથી તે કાયદો બીનજરૂરી ઠરે અને કાયદો નાબુદ થવાની આશા પણ ફળીભૂત થાય.

આફ્રિકામાં લેવાતી અનામતમાંથી છૂટવાની બારી અત્રે પણ રખાઇ છે. અહીંના ઇમીગ્રેશન વાળાઓ અહીંના મોટા વેપારીઓની અગર સરકારી નોકરોની ગેરંટીવાળું બોંડ કરાવી નવીન ઉતારૂને અનામતગાંથી બચાવે છે. અનામતનો આવી રીતે પણ બચાવ થાય તો અનામત લેવાનો હેતુ સાધ્ય થયો ન જ ગણાય. વળી સાથે સાથે ગરીબ નિરાધારો પરદેશમાં રખડી ન પડે એવા હેતુસર જ અનામત લેવાતી હોય તો અનામત મુકાએલ રકમના રીતસરના વ્યાજ સાથે અનામત પાછી અપાવી જોઇએ. ભવિષ્યમાં આવતી નિરાધારી માટે અનામત મૂકવાનાં નાણાં વ્યાજે લાવી વગર વ્યાજે અનામત મૂકે તેવી સ્થિતિ નિરાધારી ટાળવા માટે આવતા ગરીબ નવીન ઉતારૂઓની હોતી નથી. અનામતના કાયદાનું કોઇ પણ અપવાદ સિવાય ફરજિયાત પાલન થવું જોઇએ અને અનામતનાં નાણાં ઉપર વ્યાજ અપાય તો જ સરકારનો અનામત લેવાનો હેતુ સ્પષ્ટ માની શકાય.

આફ્રિકામાં નિરુપાય અને નિરુત્સાહ બની દેશમાં પાછા જવા ઇચ્છતા ઘણા ભાઇઓ, પોતાના સંબંધીએ બોંડ આપ્યું હોય તોપણ તેમની પાસે દેશમાં જવાનું ભાડું માગતાં શરમાય છે. અને ઘણાઓ તો ભાડું આપવાની જ ના પાડે છે. સંબંધ અને નિરુત્સાહને અંગે કોર્ટે જઇ બોંડ કરનાર પાસેથી ભાડું મેળવવાની શક્તિ રહેતી નથી, આથી ઘરજમીન લખી આપી અગર બીજી જાતની સગવડ કરી દેશમાં જવાનું ભાડું મેળવી લેવું પડે છે. જો દરેક માટે ફરજિયાત અનામત લેવાય તો જરૂર વખતે આવી કામમાં અગવડ આવવાનો સંભવ ન રહે. બીજી વ્યવસ્થા કરતાં આમાં ઉતારૂનું વધુ જ હિત છે. મારી તો આફ્રિકા આવતા દરેક નવીન ઉતારૂને વિનંતી છે કે બોંડ લખી આપનાર હોય, તોપણ દરેકે અનામત તો જરૂર મોમ્બાસા બંદરે મૂકવી.

મોમ્બાસા (પલાણા) મોહનભાઇ પટેલ

## ૮. આફ્રિકાના પેસેન્જરો વિષે

ભાગ્યે જ મારે જણાવવાની જરૂર હોઇ શકે કે ઉપરના વિષય સંબંધે મેં જે લખાણ સદ્‌ભાવે લખેલું અને ગયા વૈશાખના 'પાટીદાર'માં છપાએલું, તેમાં કેવળ આપણા મુસાફર ભાઇઓને રાહત મળે તેજ નેમ હતી, નહિ કે તે વિષયમાં રસ લેનાર અમુક વ્યક્તિઓ સામા સામી 'પારાયણ' શરૂ કરે.

ઇચ્છું કે પેસેન્જર એજંટો પોતાનાજ ગરીબ ભાઇઓને અણછાજતી રીતે પ્રશ્નો પૂછીને ગૂંગળાવી મારી, પછી રાહત દેવાને બહાને અને મદદરૂપ થવાને મિષે, તેમની પાસેથી આ બદીમાં સપડાઇને પૈસા પડાવતા બંધ થાય એવી આશા રાખીને લખું છું કે લાંચ તે સદાય લાંચજ કહેવાશે; પછી તેમાં નૈતિક રીતિનો અગર તો સગવડિયા રીતિનો બચાવ હોઇ શકેજ નહિ.

બાંહેધરીની રકમ મૂકવાનો કાયદો તો પહેલાંય હતો, ત્યારે આવી લાંચ માગવામાં આવતી કેમ નહિ હોય? લાંચ દેનાર છે ત્યાં સુધી લેનાર પણ છે, પરંતુ દેનાર મનમાં મૂંઝાઇનેજ દેતો હશે. આ મારી ગણત્રી સામે બચાવ કરવો વ્યર્થ છે; અને એટલેજ મેં ઇચ્છેલું કે પેસેન્જર એજંટોને આ કાર્ય કરતાં હૃદયમાં આંચકો લાગશે નહિ, તેથીજ દેનારે સાવધાન રહેવુંજ જોઇશે.

મારી પાસે એવો પણ પુરાવો છે કે અમુક એજંટને અમુક ભાઇએ આ પ્રથા અંગે ટીકાત્મક ઠપકો આપ્યો, ત્યારે તેમણે જવાબ દીધેલો કે: 'અમે શું કરીએ? બીજા એજંટોએ એ સરકારી માણસોને ટેવ પાડી છે, એટલે હવે જો અમે પણ તેમ ન કરીએ તો અમારી રોજી ઉપર કાપ પડે, કારણ કે ધાર્યું કામ અમે કરી શકીએ નહિ.'

કારણ કે મુંબઇમાં ડીપોઝીટ લેવાનો અગર તો નિમણૂંક ખતો જોવાનો ધારો છે, તેમાંથી છૂટવા માટે લાંચ દેવાનો રસ્તો બતાવે છે, એટલે આમાં પેસેન્જર એજંટોનો વધારે દોષ નથી એવી ગણત્રી કરવી તે ભ્રમજનક છે; અને તેજ આજ સુધી કુટાતા અને ડરીને ઘસાઇ રહેલા ગરીબ પેસેન્જરને ઊલટાં ઊંધાં ચશ્માં ચડાવીને 'પૈસા દો અને કામ પતાવો' એવો કુદરત વિરુદ્ધ કાયદો શિખવે છે. બાદ યેન કેન પ્રકારેણ અત્રે આવ્યા પછી તેમના કેવા હાલ થાય છે તે તો અત્યારે સૌ કોઇ સારી રીતે જાણે છે.

હું સમજું છું કે લાંચ દેવી અને લેવી આ બેય કાર્યો અપરાધભર્યાં છે, અને તેથીજ આમાં લાંચ દેનાર કામ પતાવીને શાપ દેઇ ચૂપ રહે છે અને તેથીજ લેનાર માતીલો થઇને પોતાને પાપપંથે જોરભેર દોડે છે.

ઇચ્છું છું કે આ વગોડવા લાયક પ્રથામાં રચ્યાપચ્યા સૌ કોઇ પણ આટલેજ ઊહાપોહે સમજીને ખરા પરસેવાનો પૈસો ખાતાં શીખશે, અને પેસેન્જરોને રાહતરૂપ થઇને શાપ રૂપ થતા અટકશે.

પછી તો જેવાં જેનાં નસીબ. મનુષ્ય પક્ષપાતી થશે, પરંતુ પાપપુણ્યને તોળતો કુદરતી કાંટો જરાય પક્ષપાતી નથી તે નથીજ.

ઇશ્વર સૌને સારાસારનો વિચાર કરવા સદ્‌બુદ્ધિ આપે. ઇત્યોમ્.

લામુ (કેન્યા) મગનભાઇ વલ્લભભાઇ પટેલ

## ૭. કેળાં

નાનાં બાળકોના ગંદા હાથોમાં કેળું નિર્ભય રીતે મૂકી શકાય, કારણ કે કેળાનું છોડું એ જીવાણુરક્ષક કવચ (germ proof) જેવું છે. કેળાંની છાલમાં જંતુઓ પ્રવેશ કરી શકે છે કે નહિ એ માટે અનેક પ્રયોગો કરવામાં આવેલા છે. કાચાં કેળાંથી માંડીને પરિપક્વ કેળાં સુધીની તમામ અવસ્થાઓમાં અનેક પ્રયોગો કરી સિદ્ધ કરવામાં આવ્યું છે કે કેળાંનો ગર્ભ એ જંતુવિહીન છે, જંતુઓની તેની ઉપર અસર થતી નથી, છાલમાં થઈને જંતુઓ તેની અંદર પ્રવેશી શકતા નથી. એક આકરો પ્રયોગ એવો કરવામાં આવ્યો હતો કે કેળાંને જંતુઓવાળા પ્રવાહીમાં (Cultioseમાં) ડુબાડી રાખવામાં આવ્યાં હતાં, છતાં પણ છાલમાંથી એક પણ જંતુ અંદર પ્રવેશ પામી શક્યો ન હતો. કેળાંની છાલનો આ ગુણ ખાસ નોંધવા લાયક છે. કેળાંને સાવચેતીપૂર્વક રાખવામાં આવે તો જ્યાં સુધી છાલ સહીસલામત રહે ત્યાં સુધી અંદર જંતુઓ પ્રવેશ થવાનો સંભવ ઘણો ઓછો છે. કેળાંની છાલની આ વિશિષ્ટતા છે.[1]

* * *

દૂધ અને કેળાં સંપૂર્ણ ખાદ્ય છે. દૂધમાં કેળાં ચોળી નાખી, અંદર સાકર-એલચી નાખીને ખાવાં એ મઝાનું ખાદ્ય છે. જેને દૂધ એકલું ન ભાવતું હોય તેને આ રીતે કેળાં ચોળીને આપવાથી ઠીક માફક આવે છે. દૂધમાં ચરબી છે જે કેળાંના વિટામીનનું દ્રાવણ કરવા સમર્થ છે. એટલે દૂધકેળાંનું મિશ્રણ સ્વાસ્થ્ય માટે સારું છે. બાળકો માટે જ પ્રભુએ કેળાં નિર્માણ કર્યાં હોય એમ જણાય છે. તેની ખુશબો, મીઠાશ, મૃદુતા વગેરે બાળકોને આકર્ષે છે. કેળાના ગર્ભ જેવાં કુમળાં બાળકો માટે કેળાં ખરેખર સુંદર પદાર્થ છે.

એક જાતનાં ત્રિકોણિયાં કેળાં મળે છે તેનું બાફીને શાક થાય છે. રાખમાં ભૂંજેલાં કેળાનું શાક ખૂબ જ મીઠું લાગે છે. અડધાં પાકેલાં કેળાંના ગર્ભને વાંસ યા કચકડા વડે નાના નાના ટુકડા કરી પ્રખર તાપમાં સૂકવી નાખી તેનો લોટ બનાવવામાં આવે છે. આ લોટ (બનાના ફ્લોર) ઘઉંના લોટ ભેગો ઉમેરી તેની બધીયે ચીજો થઈ શકે છે. આ જાતનો કેળાંનો લોટ સુપાચ્ય

---

૧. 'ગુજરાત સમાચાર'ના ૧૯૬૪ના દીપોત્સવી અંકમાં ગુજરાત કૉલેજના પ્રોફેસર ડૉ. એન. એમ. શાહ, એમ. એસસી., પીએચ. ડી.ના 'કેળાં' નામના લેખ ઉપરથી.

છે, પોષણની દૃષ્ટિએ કીમતી છે. કેળાંનો સ્ટાર્ચ બીજા કોઇ પણ અનાજના સ્ટાર્ચ કરતાં ઘણી જલદીથી પચી જાય છે એમ લેન્સેટ (ફેબ્રુ. ૧૯૦૦) જણાવે છે.

બાળકો પેઠે સ્ત્રીઓ માટે પણ કેળાં કીમતી ખાદ્ય પદાર્થ છે. હમેશાં સારાં પાકેલાં ૪-૫ કેળાં ખાવાથી સ્ત્રીઓનાં હાડ ધોવાતાં (સોમ રોગ) બંધ થાય છે. કેળાં અને ઘી ખાવાથી સ્ત્રીઓનું સ્ત્રીપ્રદર-લોહીવા મટે છે. કેળાં ક્ષય અને દમમાં પણ ઉપયોગી છે.

('ઊર્મિ,' જાન્યુઆરી, ૧૯૪૦) શ્રી. બાપાલાલ ગ. વૈદ્ય

---

## ગ્રંથપરિચય

૧૬. યામા, શ્રી ગૂર્જર ગ્રંથમાળા પુસ્તક નવમું: મૂળ લેખક-એલેક્ઝાન્ડર કુપરીન; અનુવાદક-માણેકલાલ ગોવિંદલાલ જોશી; પ્રકાશક-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; બીજી આવૃત્તિ, પૃ. ૧૬+૫૨૩, કિંમત ચાર રૂપિયા. સોવિયેટ સરકાર થતા પહેલાંના રશિયામાં કાયદેસર ચાલતી વનિતાવૃત્તિ-એ જીવનની ગલીચતા અને ભયાનકતા-યામા રજુ કરે છે. વારવનિતાવૃત્તિ બધા દેશોમાં હતી ને છે, પણ રશિયામાં તો તે સમય દરમિયાન તે અતિશયતાને પહોંચેલી હતી. એ આખાયે જીવન ઉપર લેખક વેધક પ્રકાશ પાડે છે. નગ્નમાં નગ્ન સત્ય પણ લેખક સીધી અને સચોટ ભાષામાં રજુ કરતાં અચકાતા નથી. પ્રશ્ન એકજ થાય છે કે આ વૃત્તિથી અને તેના આનુસંગિક બીજા દોષોથી થોડેઘણે અંશે અજાણ્યુ એવા ગુજરાતી વાચકસમાજ ઉપર આની કંઇ વિકૃત અસર ન થાય? લેખક એ વારવનિતાવૃત્તિ દૂર કરવાના ખાનગી પ્રયત્નો નિષ્ફળતામાં પરિણમતા બતાવે છે, ને તે સત્ય છે ખરૂં. છેવટના પ્રકરણમાં અત્યારની સોવિયેટ સરકારની તકેદારીએ જે સારૂં પરિણામ આણ્યું છે તે સૂચવે છે કે સરકાર એ દિશામાં કંઇક કરી શકે, ઓછામાં ઓછું તેની અતિશયતા તો અટકાવી તેને નિયમનમાં રાખી શકે. બાકી તો મૂડીવાદ વગેરેની માફક વારવનિતાવૃત્તિ એ પણ એક સર્જનજૂનો પ્રશ્ન છે ને રહેવાનો. ભાષાન્તરકાર સરળ ભાષામાં પુસ્તકને ઉતારવા સફળ થયા છે.. ઈ.

૧૭. સમીસાંજનો ઉપદેશ (શ્રી દશવૈકાલિકસૂત્ર), શ્રી. પૂંજાભાઇ જૈનગ્રંથમાલા-૧૮: સંપાદક તથા પ્રકાશક-ગોપાળદાસ જીવાભાઇ પટેલ, મંત્રી, શ્રી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન-નવજીવન

માટે તો બીજા મુદ્રણ વખતે તેનું વાક્યે વાક્યે તપાસવું પડશે. બાકી જેમને કાંતણ-પીંજણનો એક વિદ્યા તરીકે અભ્યાસ કરવો કરાવવો છે, તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી છે.

દે. ના.

નડીઆદ

વિ. ક. વિદ્યાલય

**૨૦. ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન:** સંપાદક—પુરુષોત્તમ ના. ગાંધી; પૃષ્ઠ ૨૦+૫૦૯, સદ્ગત પંડિત ખરેની છબિ, કિંમત સવા રૂપિયો. આ દળદાર ગ્રન્થમાં સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરેનું જીવનચરિત્ર આપ્યું છે. ઉપરાન્ત તેમના સંગીતના કેળવણીવિષયક લેખો વા વ્યાખ્યાનોનો સંગ્રહ કર્યો છે. હિન્દમાં થઇ ગએલા પ્રસિદ્ધ ગવૈયા ગોપાળ નાયક, બૈજુ બાવરા, તાનસેન અને છેવટે પંડિત વિષ્ણુ દિગમ્બર, વગેરેનાં જીવન પણ આપેલાં છે. ભારતવર્ષની સંગીત વિદ્યાનું, વૈદિક કાળથી આજ સુધીનું, સપ્રમાણ, ઐતિહાસિક અવલોકન છે. સંગીતના શાસ્ત્રીય વિચારોની ચર્ચા છે. અંતમાં શ્રી. કાકાસાહેબ કાલેલકરે, શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ, શ્રી. નરહરિભાઇ પરીખે અને શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઇએ સ્વ. પંડિતજીને આપેલી અંજલિઓ છે. એ ઉપરથી સ્વ. પંડિતજીના કાર્ય અને ચારિત્ર્ય સંબંધે આપણને સારો ખ્યાલ આવે છે.

પંડિતજીનું જીવનચરિત્ર વાંચતાં તેમની સાદાઇ, નિરભિમાનતા, સાત્ત્વિક ભક્તિભાવ, શુદ્ધ સાત્ત્વિક સંગીત પ્રત્યેનો પ્રેમ અને એવા પ્રકારના સંગીતનો પ્રચાર કરવાની એમની ધગશ તથા પૂ. ગાંધીજી સાથે રાષ્ટ્રોન્નતિ કરવાના કઠિન કાર્ય માંટેની તેમની તપશ્ચર્યા, એ સૌ વાચકને પ્રથમ દિઙ્મૂઢ બનાવે છે અને ત્યારે તેનું હૃદય સહસા પુકારી ઊઠે છે: 'સહસ્ર વન્દન હજો આવા પુણ્યાત્માને!'

નાદબ્રહ્મની ઉપાસના દ્વારા બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે છે; નૃત્ય દ્વારા શારીરિક, વાદ્ય દ્વારા માનસિક અને ગાયન દ્વારા આધ્યાત્મિક વિકાસ થઇ શકે છે, એવો પંડિતજીનો અભિપ્રાય જણાય છે.

"બીજા પંડિતજી મળવા અશક્ય માનું છું. સંગીત અને શ્રેષ્ઠ નીતિનો મેળ ક્યાં શોધીએ?" પૂજ્ય ગાંધીજીના આ અર્થગંભીર શબ્દો પંડિતજી વિષે સર્વ કંઇ જણાવી દે છે. પંડિત ખરે શાસ્ત્રી અને તેમણે સંપાદન કરેલી આશ્રમભજનાવલિ, મહાત્મા ગાંધીજી અને રાષ્ટ્રોન્નતિના ઇતિહાસ સાથે સદાય સંકળાએલાં રહેશે.

આ પુસ્તકનું સંપાદન કરી સંપાદકે યોગ્ય ગુરુતર્પણ કર્યું છે, અને પ્રકાશકે સેવાધર્મ બજાવ્યો છે. ગુજરાતની પ્રજાને સંગીતના ક્ષેત્રમાં આ પુસ્તકથી એક અમૂલ્ય વારસો સાંપડ્યો છે.

ગુજરાતની કેળવણીની સંસ્થાઓ, પુસ્તકાલયો અને સંગીતરસિક જનતા આ ગ્રન્થને જરૂર વસાવે. ચંદુભાઈ રા. પટેલ

પુસ્તક ૧૮-૨૦ના પ્રકાશક – નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. પ્રકાશન મંદિરે આ પુસ્તકો પ્રકટ કરીને ગુજરાતી સમાજની ને સાહિત્યની સારી સેવા બજાવી છે, ખાસ કરીને તો એટલા માટે કે તેનાં પુસ્તકો ખૂબ સોંઘાં હોય છે.

——*——

## પ્રસંગકથા

**અંગ્રેજ સરકાર અને મહાસભા**

ઈ. સ. ૧૯૧૪–૧૯૧૯ના યુરોપિયન મહાવિગ્રહમાં જ્યારે અંગ્રેજી રાજ્ય સપડાયું હતું, ત્યારે હિંદે બને તેટલી તેને સહાયતા આપી હતી અને તેમાં મહાસભાએ પણ સમ્મતિ આપ્યા જેવું કર્યું હતું, એ આશાએ કે વિગ્રહને અંતે અંગ્રેજ જીતશે તો હિંદને કોઈ મહાલાભ આપશે. પણ એ અંગ્રેજી રાજ્યે જીત્યા પછી હિંદને જલિયાંવાલા બાગ, રોલેટ કાયદો, વગેરે એવા મહાલાભ આપ્યા કે દેશને ચોકખું ભાન આવ્યું કે 'માગ્યો ભાખર ને મળ્યો પાથર!' એ મહાલાભ દેશની મહાસભા વીસરે કેમ? આજે પાછું યુરોપિયન વિગ્રહમાં પોતાના મહારાજ્યનો નાશ થતો અટકાવવા અંગ્રેજી રાજ્યને ઊતરવું પડયું છે અને સાથે હિંદને ઊતાર્યું છે, પણ દેશની સમ્મતિ વિના જ! આથી દેશે – ખાસ કરીને મહાસભાએ – વાંધો ઉઠાવ્યો છે ને તેથી દેશની ખુલ્લા હૃદયની મદદ અંગ્રેજ સરકારને મળતી અટકી પડી છે. જોકે છાપાં ઉપરથી જણાય છે કે યુરોપમાં યુદ્ધ તો નહિ જેવું છે, માત્ર સામસામી દાંતિયાં જ દેખાડાય છે; પણ હિંદની હૃદયપૂર્વક સહાયતા મળે તો વખતે અંગ્રેજ સરકારને ત્યાં મન મૂકીને યુદ્ધ કરવું હોવે. એટલા માટે મહાસભાને મનાવવા વાઇસરાય પ્રયત્ન કરી રહ્યા છે. પણ મહાસભા તો કહે છે કે હિંદને સ્વરાજ્ય આપીને સહાયતા આપવાની સ્થિતિમાં મૂકો, પછી એ સ્વતંત્ર ભાવે વિચાર કરી શકે. અંગ્રેજ સરકાર ગલાં તલાં કરે છે. એક વાર દેશના અનેક નેતાઓને બોલાવ્યા, પણ કંઈ ન વળ્યું. હવે પાછું છાપાંમાં વંચાય છે કે વાઇસરાયે શ્રી. ભુલાભાઇ દેસાઇને બોલાવી વાતો કરી અને આવતા માસમાં મહાત્માજીને પણ બોલાવશે. પણ અંગ્રેજ સરકારે હવે જાણી લેવું ઘટે કે હિંદના લોક એવા ભોળા નથી રહ્યા કે એવાં વાતોનાં વડાંથી રાજી થઇ જાય!

**મહાસભા અને સત્યાગ્રહસંગ્રામ**

અને મહાસભા સમજી ગઇ છે કે અંગ્રેજને તો વાતોનાં વડાં સિવાય

બીજું કશુંય પીરસતું નથી. એથી એણે ધીરે ધીરે સરકાર સામે અહિંસક સત્યાગ્રહસંગ્રામ માંડવાનો સંકલ્પ કર્યો જણાય છે. અને એવા સત્યાગ્રહસંગ્રામના નેતા થાય એવું દેશમાં મહાત્માજી સિવાય આજે તો કોઈ છે જ નહિ. એમણે એવા સંગ્રામનું નેતાપદ સ્વીકારવું કબુલ રાખ્યું છે, એક જ શરતે કે દેશ પોતાની અહિંસાવૃત્તિની તેમને ખાત્રી કરી આપતો. અને એ ખાત્રી એક જ રીતે બતાવવી એ શક્ય માને છે કે સૌએ કાંતવું. એટલા માટે તો આ તા. ૨૬:૧:'૪૦ને દિવસે સ્વાતંત્ર્યદિનની પ્રતિજ્ઞામાં કાંતવાની પ્રતિજ્ઞા ઉમેરી છે. બેશક સંગ્રામ માટે ટમટમી રહેલા ઉદ્દામવાદીઓ અને સમાજવાદીઓ વગેરે તો ઉમેરેલી એ પ્રતિજ્ઞાનો પોતાની દૃષ્ટિએ વિરોધ કરે છે અને એવી પ્રતિજ્ઞા લેવાના પણ નથી. બીજા મહાસભાવાદીઓ એ પ્રતિજ્ઞા લેશે, પણ કેટલાક એવા યે હશે કે પ્રતિજ્ઞા લેશે, પણ પાળશે નહિ. આજ સુધીની પરિસ્થિતિથી આ અનુમાન અકારણ નથી. પણ મહાત્માજી એમ છેતરાવાના નથી અને એવી સ્થિતિમાં એ સત્યાગ્રહસંગ્રામ ના પણ ઉપાડે.

## રેંટિયો અને ખેતી

મહાત્માજીએ પણ અનેક વાર જણાવ્યું છે અને હજીયે જણાવે છે તે સાચું જ છે કે "અન્ન અને વસ્ત્ર એ માનવીજીવનની પ્રથમ જરૂરિયાતો સદાકાળ રહેવાની" ('હરિજનબંધુ,' તા. ૧૪:૧:'૪૦). વસ્ત્ર વિના માનવી આખો જન્મારો જીવી શકે અને આ જગત ઉપર એવી રીતે જીવનાર અનેક લોક છે. પણ અન્ન વિના તો માણસ થોડા જ દિવસમાં મરી જાય, લાંબુ જીવી શકે નહિ. ત્યારે રેંટિયાથી ઊંચે નહિ, તો તેની સમાન સ્થાન તો ખેતીને આપવું જ ઘટે. વળી વસ્ત્ર બનાવવાના બધા ઉદ્યોગો ઉપર જીવનાર કરતાં ખેતી ઉપર જીવનાર લોક દેશમાં બહુયે મોટા પ્રમાણમાં છે, ત્યારે ખેતીની આવી અવગણના શા માટે? સ્વાતંત્ર્યદિનની પ્રતિજ્ઞામાં રેંટિયો ચલાવવાની કે ખેતી કરવાની, એ બેમાંથી એક પ્રતિજ્ઞા વિકલ્પે લેવાની રાખી હોય તો તે યોગ્ય નહિ? વળી દેશના લગભગ સૌ ખેડૂતો ચોમાસામાં રેંટિયો કાંતવાનો વખત પણ ન કાઢી શકે, ત્યારે એવા ખેડૂતોને ખેતીની પ્રતિજ્ઞા લેવાની પરવાનગી આપી, બીજી પ્રતિજ્ઞાની ફરજમાંથી મુક્ત ન કરી શકાય? જેમ ધંધાદારી કાંતનારને ખેતીની પ્રતિજ્ઞાથી મુક્ત રાખી શકાય તેમ? અને રેંટિયામાં જો અહિંસા છે, તો ખેતીમાં પણ અહિંસા છે; અને કપાસ વગેરે પકવીને ખેતી કરનાર તો વળી રેંટિયાને એક રીતે મદદ પણ આપે છે, કાંતનાર તો ખેતીને કોઈ સક્રિય મદદ નથી આપી શકતો. ત્યારે ખેડૂતને ખેતીની પ્રતિજ્ઞાને

લીધે કાંતવાની પ્રતિજ્ઞામાંથી મુક્તિ ગણવી ઘટે એવો મારો નમ્ર અભિપ્રાય છે. બહુ તો તેણે ખાદી પહેરવાની પ્રતિજ્ઞા લેવાની હોય.

## પ્રતિનિધિઓની ચૂંટણી

પણ સ્વાતંત્ર્યદિનની તા. ૨૬ મીએ પ્રતિજ્ઞા લેવાતા પહેલાં તો મહાસભામાં જનાર પ્રતિનિધિઓની ચૂંટણી થઇ પણ ગઇ છે. એટલે એવી પ્રતિજ્ઞા નહિ લેનાર પણ એવા પ્રતિનિધિઓ ચૂંટાઇ આવ્યા હશે. આમ સત્યાગ્રહમાં આગ માટેની યોગ્યતા સાબિત કરનાર—તા. ૨૬મીએ પ્રતિજ્ઞા લેનાર—સભ્યોથી મહાસભામાં દેશના પ્રતિનિધિરૂપે જનાર કેટલાક સભ્યો જુદાજ પ્રકારના પણ હશે. આ વસ્તુસ્થિતિ યોગ્ય નથી લાગતી. માટે તો તા. ૨૬મીએ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાઓ લેવાયા પછી પ્રતિનિધિઓની ચૂંટણી રાખી હોત અને જેમણે એવી પ્રતિજ્ઞા લીધી હોય તેઓ જ પ્રતિનિધિની ઉમેદવારી કરી શકે એવો નિયમ રાખ્યો હોત તો ઇષ્ટ થાત. એથી બીજો લાભ એ થાત કે પ્રતિનિધિની એક બેઠકને માટે એકવીસ ઉમેદવાર ઊભા થયા અને તેમાંના વીસને બેસાડી દેવાના પ્રયત્નો—કેટલેક સ્થળે તો અણઘટતા પણ—પ્રયત્નો કરવા પડ્યા તે ન કરવા પડ્યા હોત.

## સસ્તા અનાજની દુકાનો

યુરોપિયન વિગ્રહને પરિણામે પરદેશથી આવતો માલ મોટે ભાગે અટકી પડ્યો અને તેથી મોંઘો થયો એ તો સમજી શકાય. પણ અનાજ વગેરે દેશમાંજ પાકતો અને બનતો માલ—જે કેટલેક અંશે પરદેશ જતો અટક્યો, છતાં—શા માટે મોંઘો થાય એ ન સમજાય એવી વાત છે. છતાં મોંઘો થયો છેજ, કારણ કે તકસાધુ સ્વાર્થી વેપારીઓએ તક સાધીને એવો માલ એકહાથે કરી સટ્ટા કરી એવો માલ મોંઘો કરી દીધો. પરિણામે ગરીબ પ્રજાનો મરો થયો, તેને ખાવાનું અનાજ મોંઘું થઇ ગયું. અને પાછળ જણાવ્યુંજ છે તેમ બીજા કોઇ માલ વિના, 'વસ્ત્ર વિના પણ માનવી આખો જન્મારો જીવી શકે અને આ જગત ઉપર એવી રીતે જીવનાર અનેક લોક છે. પણ અન્ન વિના તો માણસ થોડાજ દિવસમાં મરી જાય, લાંબુ જીવી શકે નહિ.' સ્વાર્થી વેપારીઓએ ઊભી કરેલી ગરીબોની આ અવદશાની દયા ખાઇ મહાસભાવાદી પ્રધાનોએ પોતાના વહીવટ દરમ્યાન ભાવ ઉપર અંકુશ મૂક્યો હતો. પણ એ ઉસ્તાદ વેપારીઓ સરકારના અંકુશનેય ક્યાં ગાંઠે એવા છે? એમણે તો અનેક યુક્તિપ્રયુક્તિથી પોતાનો સ્વાર્થ સાધવો ચાલુજ રાખ્યો. ત્યારે હવે સરકારને એકજ માર્ગ રહ્યો: તેણે સસ્તા અનાજની દુકાનો કાઢવી. હાલની સરકારે

ઠરાવ કર્યો છે. ખરી રીતે તો તા. ૮:૧૨:'૩૯ને જ રોજ શાળા બંધ કરી દેવી જોઇતી હતી. એવે જ કારણે બોરસદ તાલુકાના પામોલ અને દાવડા ગામની બંધ થએલી શાળા ફરી ઉઘાડવા ગામલોકે સ્કૂલ બોર્ડને અરજી કરેલી, તે ઉપરથી એ શાળાઓમાં હરિજન બાળકો શાળાઓમાં જઇ શકે એવી સ્થિતિ થઇ છે કે કેમ, તે બાબત તપાસ કરવા સ્કૂલ બોર્ડે ત્રણ સભ્યોની સમિતિ નીમી છે. એવી રીતે વડતાલની શાળામાંથી હરિજન બાળકોને ઊઠી જવું પડેલું; તેથી શાળા ચાલુ રાખવી હોય તો સ્વામીનારાયણના એ વડતાલ ધામની શાળામાં તા. ૧:૨:'૪૦થી હરિજન શિક્ષક નીમવાનો પણ ઠરાવ સ્કૂલ બોર્ડે કર્યો છે. સ્કૂલ બોર્ડના આવા પ્રચંડ ફટકા વિના ચરોતરના મિથ્યાભિમાન પાટીદારો હરિજનો પ્રત્યેનો પોતાનો તુચ્છકાર (snobbery) નહિ જ છોડે શું? પાટીદાર ભાઇઓ, આપણે જગતની સાથે ચાલવું હશે તો આપણું મિથ્યાભિમાન છોડવું જ જોઇશે; ના, એ વિના બીજો ઉપાય જ.

**ગ્રંથકારોને અને પ્રકાશકોને**

જે જે ગ્રંથો પરિચયને માટે અહીં આવે છે, તેમાંના ઘણાખરા તો હું જે તે વિષયના નિષ્ણાતોને તેમનો પરિચય લખી આપવા સોંપું છું,' એમ 'ગ્રંથપરિચય' વિભાગ વાંચનાર દરેક ગ્રાહક જોતો જ હશે. ડૉ. જટાશંકર નાન્દીએ પોતે લખેલા (૧) મંદાગ્નિ, (૨) બ્રહ્મચર્ય, (૩) માણસ કેમ મરે પડે છે? (૪) મંદવાડ-કેમ મટાડવો? તથા (૫) જીવનનું ઝેર અને તમાકુત્યાગની તદબીરો, એ પાંચ ગ્રંથોનો 'પાટીદાર'માં પરિચય આપવા માટે મોકલેલા. એ માટે એ ગ્રંથો મેં આપણા સુપ્રસિદ્ધ અને વૈદકશાસ્ત્રના સૂક્ષ્મ અને ગંભીર અભ્યાસી ભાઇ બાપાલાલ વૈદને આપ્યા. એમણે એ ગ્રંથોના ગુણદોષ તપાસી પરિચય લખી આપ્યો અને તે 'પાટીદાર'ના ગયા આસોના અંકમાં પૃષ્ઠ ૫૬૫થી છપાયો. એ વાંચીને ગ્રંથલેખક ડૉ. જટાશંકર નાન્દીનો મિજાજ ઊકળી ઊઠ્યો. તેમણે ભાઇ બાપાલાલને લાંબો કાગળ લખ્યો ને એવા અપ્રિય પરિચય માટે તેમની સારી રીતે ઝાટકણી કાઢી! આ ઉપરથી બધા લેખકોને અને પ્રકાશકોને વિનંતી કરવી પડે છે કે પોતાના પુસ્તકની ખામી જાણવાની જેને ઇચ્છા ન હોય, પોતાનાં પુસ્તક વિરુદ્ધ થતી ટીકા ન ખમી શકવા જેટલી જેમની ચામડી બાળી હોય, તેમણે પોતાનાં પુસ્તક પરિચયને માટે અહીં ના મોકલવાં એવી પ્રાર્થના છે.

---

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 ફાગણ

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૭ 卐 અંક ૫

આવા વૈધવ્યને કઇ રીતે સુરક્ષિત કરી શકાય? દશ વર્ષની કન્યાને પરણાવનાર માબાપને વૈધવ્યના પુણ્યમાં કંઇ ભાગ મળી શકે? જે કન્યા આજે પરણી આજેજ રાંડી તે વિધવા ગણાય? વૈધવ્યની અતિશયતાને ધર્મનું નામ આપી આપણે મહા પાપ નથી કરતા? જો વૈધવ્યને સુરક્ષિત રાખવું હોય તો પુરુષે પોતાનો ધર્મ વિચારવાની જરૂર નથી? જેનું મન વિધવા નથી થયું તેનું શરીર વિધવા રહે? આજ પરણેલી બાળાના મનને કોણ ઓળખનાર છે? તેના પ્રત્યે બાપનો શો ધર્મ છે? કે બાપે તો દીકરીના ગળા ઉપર છરી ફેરવી તેની પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરી લીધું?

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃ. ૪) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને ઇચ્છાબા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૨:'૪૦.

## સમાવેશ





# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૬<br>વર્ષ ૧૭ | આણંદ | ફાગણ<br>અંક ૫ |
|---|---|---|


## વિદાયની વેળાએ

**બજારમાં** તેમજ ઘરોમાં વિજળીના ઝગઝગતા દિવાઓએ રાત્રિના અંધકારનો નાશ કર્યો હતો. જગતના સુધારાની શ્વેત બાજુનું આ એક સાધન હતું. જગત પ્રગતિપંથે જેટલું ઉતાવળું દોડતું હતું તેટલીજ ઝડપથી વિનાશની નજદીક જઇ ચૂક્યું હતું. શ્વેત બાજુ જેટલી પ્રકાશમય હતી, તેટલીજ શ્યામ બાજુ અંધકારમય હતી, માનસિક શુદ્ધિમાં પાછળ હતી. જડ રુઢિબંધનોએ કેટલાંય જીવનનો આનંદ હણી લીધો હતો. કેટલીયે કોમળ બાલિકાઓ ગાબાપોના અપરાધથી જીવતી છતાં મૃત જીવન જીવતી હતી. તેમને જિંદગી હતી, છતાં તે જિંદગી જીવન્ત ન હતી; તેમાંની રસિકતા, આનંદ, હર્ષ, વિકાસ, વગેરે તત્ત્વોનો નાશ થયો હતો.

આપણી કથાનો પ્રસંગ એક બિછાનાવશ વેશ્યા ઉપરથી ઉપસ્થિત થાય છે. તેને પૂરેપૂરી રીતે સમજવા માટે તેની પાસે જવાની આવશ્યકતા રહે છે. ત્યાં જવામાં રખે કોઇ ગભરાઇ જાય. બિમાર હાલતમાં ગમે તેને મદદ કરવામાં હરકત નથી; તેમાંય અનુભવ મેળવેલને તો એ ફરજમાં ઢીલ કરવી એ પણ પાપ છે. હા, વેશ્યા હોવાને કારણે તેની પાસે જવામાં કોઇને હરકત આવે પણ ખરી, છતાં બિમારીમાં ગમે તેની સારવાર કરવામાં હરકત નથી. વેશ્યા એ પણ માનવપ્રાણી છે, છતાં શરીરનું લીલામ કરવા બજારમાં બેસતી બાઇ પાસે જવામાં કદાચ ધર્મનો નાશ થઇ જાય ખરો, પણ એવી સ્થિતિમાં એ બાઇને મૂકનાર કોણ? જે ધર્મ તેની પાસે જવામાં અપવિત્ર થાય છે, તેજ ધર્મે કદાચ તેને એ હાલતમાં મુકી હોય તો? અસ્તુ.

યુવાનીમાંજ બિમારીનો ભોગ બનેલી તે એક સુન્દર બાઇ હતી. તેનો

ધંધો વેશ્યાનો હતો. સભ્ય ગણાતા સમાજમાં જે સ્ત્રી માટે સ્થાન નથી તેનું સ્થાન આ વેશ્યાસમાજમાં છે. જે સ્ત્રી એ સમાજમાં નકામી છે તે સ્ત્રી આ સમાજમાં ઘણીજ કીમતી બને છે. આ અતિદુ:ખદ સ્થિતિ છે, પણ છેજ. તેમાં સમાજ કેટલે અંશે દુષિત છે તે નીચેની કથાથી સમજાશે.

તેની બિમારી ઘણીજ ગંભીર હતી. કેટલીક સારવારને અંતે તે બાઇ શુદ્ધિમાં આવી. બાઇએ શુદ્ધિમાં આવ્યા પછી તેના નોકરને શીના પૈસા મને આપવા માટે સૂચવ્યું. મેં આગ્રહપૂર્વક પૈસાનો અસ્વીકાર કર્યો, કારણ કે સેવા એ તો મારો ધર્મ હતો. તેનું નામ રોશનજાન હતું. મેં તેને પૂછ્યું: "બાઇ, આ ધંધા વિના આપને માટે બીજો કોઇ ધંધો ન હતો?"

રોશને કહ્યું: "બીજાને પાપે હડધૂત થયા પછી સ્ત્રીઓ માટે આ સ્થાન વિના સમાજમાં બીજું કયું સ્થાન રહે છે?"

મેં પૂછ્યું: "તો શું સમાજ તરફથી તમને અન્યાય થયો છે?"

"એ અન્યાયજ આ સ્વરૂપમાં પરિણમ્યો છે." રોશને કહ્યું.

મને તેની આત્મકથા સાંભળવાની ઉત્કંઠા થઇ, મેં તેને કહ્યું: "બેન, આપને હરકત ન હોય તો આપની હકીકત જાણવાને હું ઇચ્છું છું."

"મને તો કંઇ હરકત નથી, પણ તમને એ હકીકત સાંભળવાથી શો લાભ?" રોશને કહ્યું. પણ આખરે મારા આગ્રહને વશ થઇ તેણે પોતાની દુ:ખદ કથની શરૂ કરી: "હું એક ઉચ્ચ જ્ઞાતિની હિન્દુ બાળા હતી. મારૂં મૂળ નામ મુક્તિ હતું. હિન્દુઓમાં બાળલગ્ન જેવો જે નિંદ્ય રિવાજ છે, તેની હું ભોગ બની. મારૂં નાની ઉમરમાં જ લગ્ન કરી મારાં માબાપ પોતાની ફરજમાંથી મુક્ત થયા હતાં. લગ્ન એટલે જાણે ઢીંગલા-ઢીંગલીની રમત એમ માની નાની ઉમરમાં છોકરા-છોકરીને જોડી દીધાં એટલે ફરજમાંથી મુક્ત થયાં એમ હિન્દુ માબાપ સમજે છે. તેઓએ મારૂં પણ એમજ કર્યું. મને પરણાવી એક બુઢ્ઢા સાથે અને તેમણે પત્રફળ લીધું! હું ઢીંગલા-ઢીંગલીની રમતમાંથી મુક્ત થઇ મારા જીવનને બીજે પગથીએ ચઢું તે પહેલાં તો મારે હમેશને માટે ઢીંગલા-ઢીંગલીને જીવનસાથી તરીકે માનવાનું થયું. અણસમજમાંથી સમજમાં આવે તે પહેલાં છોકરી વિધવા બને તો તેને ફરી લગ્ન કરવાનો અધિકાર આ સમાજમાં નથી, જ્યારે મૃત્યુશય્યા ઉપર પોઢેલો પુરુષ ચાર સ્ત્રી પછી પણ મરતાં મરતાં પાંચમી સ્ત્રી પરણતો જાય છે અને પોતાના મૃત્યુ સાથે સ્ત્રીને પણ જીવન્ત છતાં મૃત સમાન બનાવતો જાય છે! આવો પુરુષ મરે છે તે પણ સ્ત્રીને પાપે, કારણ કે સ્ત્રીએજ આવતાં વેંત તેના સ્વામીને ભરખી લીધો

એમ સમાજ માને છે, પણ જોવાતું નથી કે તેની સ્ત્રી થઇને આવનાર હજી ઢીંગલાઢીંગલીની રમતમાંથી મુક્ત થઇ નથી, પુછાતું નથી કે મૃત્યુશય્યા ઉપર પોઢયા છતાં લગ્ન કરવાનું કારણ? આવા સમાજમાં જન્મથી છૂંદાવાને નિર્માએલી હું બાળા હતી. પતિ મરે તે સ્ત્રીને પાપે અને એ પાપના પ્રાયશ્ચિત્તમાં આખુંય જીવન નીરસ કરી આખાયે જીવનને, જેમ એક કસાઇ બકરાના આર્તનાદને સાંભળ્યા વિના પોતાની કાતિલ છુરી તેના હૃદયમાં ભોંકે છે એમ, છૂંદી નાખી જીવન્ત છતાં મરણ તુલ્ય જીવન ગાળવાની આ હિંદુ સમાજ તેને ફરજ પાડે છે.

"આ હતા અમારા સમાજના નિયમો; આ હતો અમારા સમાજનો ધર્મ, અમારા સમાજની મહત્તા; આ હતી અમારા સમાજમાં સ્ત્રીઓની મહત્તા અને કિંમત; આ હતું અમારા સમાજનું નારીજીવન!"

"દિવસોના અને વરસોના વીતવા સાથે મારો શૈશવકાળ યુવાનીમાં રૂપાન્તર પામ્યો, શૈશવકાળની નિર્દોષતાએ રસિકતાનું રૂપાન્તર લીધું. ઓઢણીનું સ્થાન સાડીએ લીધું. છતાં આ શૃંગારોમાં કાળાશ આવી. મને હુકમ થયો કાળાં વસ્ત્ર પહેરવાનો. એ હુકમના અમલમાં જળવાતી હતી સમાજની પ્રતિષ્ઠા; કુળની પ્રતિષ્ઠા; માતાપિતાની, સાસુસસરાની આબરૂ; એમાં જળવાતો હતો ધર્મ. મને ફરમાન થયું દેવમંદિરોમાં દર્શને જવાનું. એમાં આવતો હતો આત્મસંયમ, એમાં આવતી હતી પવિત્રતા, એમાં આવતી હતી મંદિરના આચાર્યદ્વારા પવિત્ર પ્રભુની પવિત્ર કૃપા; અને જ્યાં પવિત્ર પ્રભુની પવિત્ર કૃપા આવે ત્યાં માણસ માણસ મટી જ જાય ને? પ્રભુના અદ્ભુત ગણાતા આવા મહારાજોના કૃપાપાત્ર થવું એ અમારા જેવી વિધવા સ્ત્રીઓને માટે ઘણુંજ મહત્ત્વનું ગણાતું. ત્યાં અમારા જેવી હજારો સ્ત્રીઓ પ્રભુને નીરખવાને બહાને મહારાજને નીરખતી. જે વદન નિઃશ્વાસભર્યું હતું તેને મહારાજનાં નયનકટાક્ષોથી ઊર્મિ મળતી અને એ કટાક્ષમાં પડીને ભસ્મ થનાર પતંગિયું હમેશાં સ્વર્ગ જ પામતું. આવાં હતાં અમારાં મુક્તિનાં સ્થાન, આવો હતો અમારો ધર્મ, આવા હતા અમારા ધર્મગુરુઓ.

"મહારાજની કૃપાદષ્ટિ મારા ઉપર ઊતરી અને મારૂં સ્થાન મહત્ત્વનું બન્યું. પછી તો મહારાજની તહેનાતમાં મારે મોડા સુધી રહેવું પડતું. ઘેર માતાપિતા જાણતાં કે દીકરી ખરેખર ધર્મિષ્ઠ બની છે. અને હું ખરેખર ધર્મિષ્ઠ બનવા લાગી. મહારાજનો કૃપાપ્રસાદ મળ્યા પછી કોઇની યે તાકાત નથી કે ધર્મિષ્ઠ ન બને. ઉપવાસનાં વ્રતો, એકાદશી, વગેરે દિવસે જાગરણ

કરતી હોવાથી રાત્રી મંદિરમાંજ મહારાજના સાન્નિધ્યમાં વિતાવતી અને એમ પ્રભુની નજદીક પહોંચવા પ્રયત્ન થતો."

"આખરે પ્રભુ ઘણાજ પ્રસન્ન થયા અને તેના બદલામાં, પુત્રવતી ભવ એવો લગ્ન વખતનો ગોરમહારાજનો આશીર્વાદ, આચાર્ય મહારાજે હું વિધવામાં સફળ બનાવ્યો! સાચા બ્રાહ્મણનો આશીર્વાદ કદી મિથ્યા જઇ શકે? પણ પ્રભુની એ પ્રસન્નતાનાં પરિણામ મારે માટે અતિભયંકર નીવડ્યાં, કારણ કે પતિ વિનાની સ્ત્રીને પુત્ર એ તો પાપ કહેવાય એમ માની સમાજે મારો ત્યાગ કર્યો. હું ગઇ મહારાજ પાસે, પણ અરે! ભગવાનનાં પણ દ્વાર હવે મારે માટે બંધ થઇ ગયાં! જ્યારે મંદિરમાં મહારાજની મીઠી ગોદમાં એક વખત હું નિદ્રા લેતી, મહારાજ જ્યારે મને વિષયપ્રસાદી આપી પવિત્ર કરતા, ત્યારે તો મારે માટે બધાંય દ્વાર ખુલ્લાં હતાં. પણ વિષયપ્રસાદીનું પરિણામ સહન કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે એકે દ્વાર ખુલ્લું ન રહ્યું. એજ મંદિરો તે વખતે અપવિત્ર નહોતાં બનતાં, પણ અત્યારે મારા જવાથી અપવિત્ર બનવા લાગ્યાં. જે મહારાજ પ્રસન્ન થઇ સુંદરીની પરંપરાથી તે વારે અપવિત્ર ન થતા તેજ મહારાજ આજે મારાથી અભડાઇ જવા લાગ્યા. આવો હતો અમારા સમાજનો ન્યાય, આવો હતો અમારા સમાજનો સાચો ધર્મ અને તેનાં ધર્મમંદિરો, આવા હતા અમારા સમાજના ધર્મ, સદાચાર અને મુક્તિના અખાડા, આવા હતા અમારા સમાજના સદાચારી અને ધર્મ પ્રમાણે વર્તન કરનાર ધર્માચાર્યો; પછી સમાજનો ઉદય થવામાં વાર કેટલી?

"મારે માટે સમાજનાં બધાંય પવિત્ર દ્વાર બંધ થઇ ગયાં. એક પણ આશ્રયસ્થાન સમાજમા એવું ન હતું, જ્યાં અપવિત્ર મનુષ્યોને સ્થાન મળે; આવી હતી અમારી પવિત્રતાની ભાવના! આ હતી અમારી સેવાભાવના!

"આવો પવિત્ર સમાજ મારો ત્યાગ કરેજ ને? કારણ કે હું તો અપવિત્ર હતી! પછી અપવિત્રનો ત્યાગ ન કરે તો બીજું શું કરે? અપવિત્રને અપનાવે તો તેમનો પવિત્ર ધર્મ રસાતળ જાય, કળિયુગ આવે અને દુનિયાનો નાશ થાય!

"ગર્ભધારણની કુદરતી નિર્બળતાને લીધે સ્ત્રી પાપમાંથી છટકી શકતી નથી, પણ પુરુષમાં આ પ્રમાણેની નિર્બળતા નહિ હોવાથી તેઓ પાપમાંથી છટકી જઇ મોટા મહાત્મા થઇ બેસે છે! આમ હું અપવિત્ર થઇ અને જેને પાપે હું અપવિત્ર બની તે તો સમાજમાં પવિત્રજ રહ્યો, મંદિર પવિત્ર રહ્યું, તેમાંનો પ્રભુ પણ પાવત્ર રહ્યો!

"આશ્રયસ્થાન માટે મેં નજર કરી બીજી દિશામાં. એક બાજુ આશ્રયસ્થાન નજરે પડયું, હું ત્યાં દોડી ગઇ. એ સ્થાને મને આશ્રય મળ્યો. એ

સ્થાને મને લક્ષ્મી મળી, એ સ્થાને મને વિષય પોષવાની મનમાની છૂટ મળી અને મારાં બધાંય બંધનો તૂટી ગયાં. એ સ્થાન સમાજથી સ્વતંત્ર હતું, તેને સમાજની પરવા નહોતી; તેને કોઇની તાબેદારી ન હતી, કોઇની ગુલામી ન હતી. મારૂં પવિત્ર લગ્ન આ પ્રમાણે સફળ થયું. માબાપનું યજ્ઞફળ આ રૂપમાં પરિણમ્યું. એ સ્થાન છે વેશ્યાનું સ્થાન. હું વેશ્યા બની; હું મેળે વેશ્યા ન બની, પણ સમાજને ધર્મે, સમાજની રૂઢિઓએ, સમાજની પવિત્રતાએ, સમાજની મહત્તાએ મને વેશ્યા બનવાની ફરજ પાડી. વેશ્યાજીવનનો આ કોયડો સમજી કોઇ ન્યાય કરશો? કોઇ આને માટે વિચાર કરશો? મારૂં આ અંતિમ આશ્રયસ્થાન હતું અને તે પ્રહણ કરવાનું કારણ કોઇ સમજશો? સુધારો કરવા ઇચ્છનાર, મારા આ પ્રશ્નોને સમજ. જો તું સમાજમાં સુધારો કરવા ઇચ્છતો હોય, તો મારા જીવનનો અભ્યાસ કર. આ મારૂં અંતિમ કથન છે, હું વેશ્યા છું. વેશ્યા કેમ બની? કોને અન્યાયે બની? પાપી હું છું કે બીજું કોઇ, એનો ન્યાય માગવા પરમેશ્વર પાસે સિધાવું છું."

વિદાયની વેળાએ એ બાળવિધવા મુક્તિ આટલું બોલી થંભી ગઇ. તેનાં નેત્ર બંધ થયાં. આત્મા સ્થૂલ દેહને તજી અનંતમાં સમાઇ ગયો. તેના મૃત્યુથી સમાજને શું? છતાં તેનો નિઃશ્વાસ સમાજના સર્વનાશને નજીક લાવતો ગયો. તે જીવનભર અન્યાયથી છૂંદાઇ અને અન્યાયને પરિણામે મૃત્યુ પામી. તેને નિઃશ્વાસે, તેના આર્તનાદનાં ઉનાં આંસુએ સમાજના પાયા અસ્થિર બનાવ્યા. જ્યાં સુધી સમાજમાં અજુગતાં લગ્ન, વરવિક્રય, કન્યાવિક્રય, બાળલગ્ન, વગેરે રિવાજો હશે ત્યાં સુધી હજારોનાં જીવન અકાળે હણાશે. આમ એ બિચારી મુક્તિનાં પવિત્ર લગ્ન અને માબાપનાં યજ્ઞફળ આ રૂપે પરિણમ્યાં. સમાજનાં આવાં હજારો પવિત્ર કાર્યો આવા રૂપમાં ફળ્યાં છે. પૂછું છું કે સાચું શું? દુષિત કોણ?

મોટા કરાળા — સોનાબેન શંકરભાઇ પટેલ

---

## અતૂટ કિલ્લેબંધી

### ૨. સામાજિક ખર્ચ

સમાજમાં બારમાં તો ખરેખર 'બાળ-મોં,' બાળવા જેવાંજ કારજ નીવડ્યાં છે. દેશની ગરિબાઇ જાણે અમારા સમાજને બીલકુલ અસરજ ન કરતી હોય તેમ તેનાં કારજોએ સમાજની કેટલીયે વ્યક્તિઓનાં કાળજાં કપાય છે. ખેડૂત પોતાની વાયોડી ભરે, કુટુંબનું વાર્ષિક ભરણપોષણ પૂરતા

દાણા પકવે, તેમાંથીજ કપડાં તથા ઇતર ખર્ચ કરે, અને છતાંય બારમા જેટલી રકમની જોગવાઇ પણ કુદરતી અસંખ્ય અનિવાર્ય મંકરોના દિવસોમાં કરી શકે. એ વિચારજ કારમો છે. લોચો ધાન ખાવા–ખવડાવવાના આ અધાર્મિક ગાડરિયા પ્રવાહના પૂરમાં તણાતો સમાજ ક્યારે અટકશે! જાડું પહેરવું, જાડું ખાવું, વહેવારની અનેક પ્રકારની સાદાઇ, ભોળપણ, સંસ્કારી વિવેક, સાચી ઉમદા મહેનત, વગેરે વડીલોના સદ્ગુણો તો તેમની સાથેજ જતા દીસે છે; જ્યારે આવી દુષ્ટ બાબતોમાં સમાજને વધુ ગરીબ કરી મૂકે તેવા તેમના રિવાજોને વધૂ કુટિલ બનાવી અપનાવી લીધા છે. આથી તો કેટલોય અણધાર્યો દંભ સમાજમાં વધી ગયો છે. વડીલોની મોટાઇ જાણે બારમાંથી ન જળવાઇ રહેતી હોય, તેમ ઘણુંક આઘુંપાછું કરી નાણાં એકઠાં કરાય છે. આવી ખોટી ઇજતનું પોટલું બાંધવાને જમીનો ને ઘર ગીરો મૂકાય છે. પણ હવે તો આટલા લાંબા અનુભવને સરવાળે પણ જાણવું ઘટે કે તેવું ખરીદેલું ઇજતનું પોટલું ઘરનું વેચાણ થયે કયે ખૂણે મૂકવું? મૂકવાનું સ્થાન પહેલું જોઇએ, અને પછીજ બીજી વસ્તુની જોગવાઇ જોઇએ.

બારમા જેટલોજ એક તેનો અનુયાયી ખર્ચ સાથરાનો છે. પાંચ વર્ષ પહેલાં તો તે ખર્ચ બાબતનો ચિતાર કોઇ કારમો હતો. એક બાજુ ઉપર મરનારની પીટણી પિટાય અને રોદડાં રડાય અને બીજીજ બાજુએ શીરાનાં જમણ જમાય! મરનાર પ્રત્યે કેવી હમદર્દી! શોકગ્રસ્ત કુટુંબને કેવું મીઠું આશ્વાસન! કેવો હાર્દિક દિલાસો! અમારા સમાજના આ તમાસા તો આશ્ચર્યથી ભરપૂર છે. કૂટવાનો ચાલ પણ એટલોજ કારમો છે. છાતી લાલચોળ થાય અને લોહી ટપકે ત્યાં સુધી સખત કૂટે, એવી ગરમ થએલી છાતીનું પય ધાવતા બાળકની શી દશા કરે? મરનાર જાણે આમ રડવા કૂટવાથી પાછાં આવતાં ન હોય, એમ રૂઢિની રૂએ ભયંકર કકળાટ રચાય છે. આવા ઢોંગને દેશવટોજ દેવો ઘટે. આ ઉપરાંત મરનારની પાછળ સાતમે સાથરો, બારમે બારમું અને તેરમે શજ્જા થાય. શજ્જાની વિધિમાં મરનાર કુટુંબની શક્તિ અનુસાર દરેક પ્રકારના દાણા, કઠોળ, દાળ, દોરી, લોટા, પલંગ, ગોદડાં, પગરખાં, કપડાં, ચાંદીની નીસરણી, વગેરે અનેક વસ્તુઓ બ્રાહ્મણને તેમના કહ્યા મુજબની વિધિ પ્રમાણે અપાય. મરનાર મોક્ષધામમાં પહોંચીને ત્યાં બેઠે બેઠે પણ અનેક ભોગો ભોગવી શકે, તે સારૂ બ્રાહ્મણ દ્વારા ઉપર મુજબની ચીજો આપવાના તદ્દન જુઠાણાના વિધિઓ કરાવાય. મોક્ષનો કેટલો બધો ખોટો અર્થ સમાજ માને છે! સંસારમાં રહી ભોગો

ભોગવ્યા બદલના પાપથી તો નરકનાજ અધિકારી થવાનું જ હોય છે, ત્યારે વળી ઈશ્વરધામમાં મહાન પિતાની સમક્ષ જનારને ક્યાં પાછા પાપી બનાવવાનો આ અવળો, ઊલટો, ભોગવિધિ? મરનારને તો સજા થાય તે ખરી, પણ તેનાં કુટુંબીજનોનેય આવી આર્થિક સજા થાય છે. કેટલી અધમતા? ખરેખર પશુત્વ આ કરતાં બીજું શું હોઇ શકે? મરનારના રોગ બદલની ખરી દવા જો પેલા મારકૃતિયા બ્રાહ્મણોને કદી પવાય તો મોક્ષમાં જનારનો રોગ પણ મટે ખરો કે? આવા અખતરા ગારકૃતિયા સાથે અજમાવવાની ખાસ જરૂર છે. તો તો પરપોટો આપોઆપ ફૂટે અને સત્ય પ્રકાશ પામે.

તેવી જ અને તેટલી જ વિકારી પ્રથા લગનખર્ચની છે. લગનપ્રસંગે જાનની સંખ્યા અમર્યાદિત હોય છે. કન્યાપક્ષ પણ એવી જ અમર્યાદિત સંખ્યાને આમંત્રણ આપે છે. આથી કન્યાને માંડવે ચાર ટંક મિષ્ટાન્ન ઉડાવનારની સંખ્યા ખૂબ જ વધી જાય છે. ઉપરાંત કન્યાપક્ષના આમંત્રિત મહેમાનોને આ માંગલિક પ્રસંગે રોકડ નાણાંની તથા કપડાંની ભેટો અપાય તે તો જુદી જ. વરપક્ષને પણ પોતાના તાબામાં આવનાર 'વધૂ'ને પોતાની શ્રીમંતાઇમા આંજી નાખવા સારૂ પગનાં વજનદાર કડલાં જેવા દાગીના સારૂ કેટલોય ખર્ચ કરવો પડે છે. આ બંને પક્ષ ઉપરાંત કન્યાના મોસાળપક્ષને પણ મોસાળાની રકમ ખર્ચવાની હોય. ગમે તેવા સંજોગોમાં પણ રૂઢિના ચાલથી આઘું પાછું જવાયજ નહિ, નહિતર તેની બધી ઉમેદ નાઉમેદ બને. આવા સંજોગોમાં આવા ભયંકર ખર્ચને ન પહોંચી વળાય તે દેખીતું છે. વરપક્ષને સહન કરવાનો કરાર લગન વખતેજ નક્કી કરી લેવાય છે. આમ આડકતરી રીતે બંને પક્ષોએ મનગમતા કરેલા ખર્ચ પેલાં નવીન દંપતી ઉપરજ આવી પડે છે. અનેક પ્રકારના દેવાથી બનેલાં ઋણી એ દંપતી દાંપત્યજીવન તંગીમાંજ જીવે છે. તેમણે પોતાની જિંદગી સુધી પેલા દેવાને પહોંચી વળવા માથાના વાળ ઊખડી પડે ત્યાં સુધી મહેનત કરવી પડે છે. આથી સમાજના આવા રિવાજથી રેંસાએલ માતાપિતાને અનેક શાપો દેતાં જીવન વ્યતીત કરે છે. આવી કારમી સ્થિતિમાં મુકાવાથી એ દંપતી બિચારાં નથી જીવી શકતાં સંસ્કારી જીવન કે નથી સમજી શકતાં લગ્નની ખરી ભાવનાને. આ સમાજનાં લગ્ન એટલે સ્ત્રી-પુરુષને પ્રજોત્પત્તિ સારૂ કેટલીક વ્યક્તિઓની સાક્ષી સાથેનો ફક્ત પરવાનો! દેવામાં ડૂબેલાં એ લગ્નબંધથી જોડાએલ નરનારી દેવાના કારમી ઘાને પહોંચી વળવા સારૂ અનેક દુષ્ટ ઉપચારો કરે છે અને છેવટને ભાગે કન્યાની ખોટ કન્યામાંથી મેળવવાનાં અવ્યવસ્થિત પગલાં લે છે, અર્થાત્ કન્યાવિક્રય કરે છે. ઓ સંસ્કારવિહોણા સમાજ, તેં જો આટલું ઉપરચોટિયું નિરીક્ષણ કર્યું

હોત તોપણ તું આવી બદીમાંથી અટકી ગયો હોત અને નરકના અગાધ ખાડાનાંથી ઊગરી શકયો હોત. અધમતામાંથી અધમતામાં જન્મે છે, એટલું જ સાદું સત્ય સમાજના નરવીરો સમજે તો કેટલું સારું?

આ ઉપરાંત લગ્નપ્રસંગે ઢોલ-સરણાઈ-કાંસી-વાળાઓ, જેમણે આ અદ્‌ભૂત ઉત્સવમાં વૃદ્ધિ કરી છે તેમનો ખર્ચ તથા વરવધૂના હસ્તમિલનની વિધિના મહેનતાણાનું સંસ્કારી બ્રાહ્મણ(?)નું બિલ તો જુદું જ! વિધિ તો ભાગ્યે જ વિધિ કરનાર કોઈક બ્રાહ્મણ પણ જાણતા હશે કે પોતે કરાવેલો એ વિધિ તે લગ્નનો કે શ્રાદ્ધનો? ફક્ત આ તો 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો,' જેવું થઈ ગયું છે. ઉપરાંત ગામને પાદરે ત્યાગી બની ત્યાગ વહેંચાય તે તો જુદું જ. આમ રૂઢિને કાજે સેંકડો રૂપિયા ખર્ચાય, છતાં એકાદ રૂપિયો ખરા ધર્મને કાજે લાયબ્રેરી કે કેળવણીનાં ઉત્તેજક મંડળો જેવી પોતાની જ ઉદ્ધારક સંસ્થામાં ન ખર્ચાય! કેટલી ક્ષુલ્લકતા! રૂઢિની સત્તાનો કોરડો કેટલો કારમો છે? લગ્નપ્રસંગ ખરેખર માંગલિક જ છે. જીવન કાજે આનંદ હોવો જ જોઈએ. રૂઢિની ગંધ તેમાં ન હોઈ શકે. ફટાણાંનો—નગ્ન ગાલિપ્રદાનનો—પ્રચાર તો સમાજમાં ગજબ છે. નજીવા કડવા બોલથી આજે સમાજની કોઈ પણ વ્યક્તિ ગમે તેવી લડત લડવા તૈયાર થઈ જાય છે, જ્યારે આ પ્રસંગે નજીકના અનેક સગાની હાજરીમાં આગ જીભની નગ્નતા દર્શાવવી એમાં કશું હલકું મનાતું નથી! સમાજ આ વખતે ગવાતી ગાળો રૂઢિને નામે ધીની નાળો કેમ ગણતો હશે, તે સમજવું મુશ્કેલ છે. સંસ્કારી બેનો શું આનો સામનો ન કરી શકે? સમાજનું ઋણ અદા કરવાનો સુસંસ્કારી જનો માટે શું આ આદર્શ માર્ગ નથી?

લગ્નમાંથી જ બીજાં કેટલાય પ્રકારનાં રૂઢ ખર્ચ જન્મી પડે છે, તેનો આછો ખ્યાલ અત્યારે આપવો ઠીક પડશે. પ્રથમ તો કન્યાને પોતાને સાસરે મોકલવાના આણાવિધિ વખતે જ પિતા કન્યાને જીવનભર ચાલે તેટલાં કપડાં એકીસાથે ખરીદી તૈયાર કરી એક ટ્રંકમાં ભરી આપે છે. આ પ્રસંગે કેટલાક ખૂટતા દાગીના પણ કરાવાય છે. આ એક વખતે આપેલાં કપડાં પાંચ સાત વર્ષે સડી જાય, કાં તો શરીરના પ્રમાણમાં ફેરફાર થતાં ટૂંકાં પડી જાય. અને આમ તે સઘળો ભંડોળ નિરર્થક જ જાય છે; તેથી નથી થતું દીકરીનું કલ્યાણ કે દેવામાંથી નથી ઊગરી શકતો તેનો પિતા. એ કપડાંમાં વળી એક 'અમ્મર'ની જાત તો ખરેખર અમર જ બની ગઈ છે, રૂા. ૫૦થી રૂા. ૧૫૦નું એ 'અમ્મર' તો જાણે કન્યાને અને તેના પિતાને પણ-સાથે સાથે અમર

ન બનાવનાર હોય, તેમ તેનું સર્વ રીતે જતન થાય છે. કન્યાને આથી તેના નૈસર્ગિક સૌન્દર્યથી ટાળી એક પૂતળી સમાન બનાવી મૂકે છે. ઓ 'અમ્મર,' તું તો હવે તારી અગત્યની માયા સંકેલી લે તો સારૂં. ગરીબ યા તવંગર તારો ગુલામ તો બનેજ એ કેટલું આશ્ચર્ય! સમાજની આટલી બધી પાયમાલીમાં તું તારી અલગ પાયમાલી ગચાવે છે. આ પ્રથાને દેશવટો દેવોજ ઘટે. જરૂરી પ્રસંગે દીકરીઓને જોઇતાંજ કપડાં અપાય તો તે પિતા દેવાદાર ન બને. આ કપડાં ઉપરાંત કન્યાના કાંડાથી કોણી સુધી સોહાવાતો ચૂડો તો અનેરો હોય છે! રૂા. ૬૦થી માંડી રૂા. ૧૨૫ સુધીના એ ચૂડાએ—સફેદ હાડકાનાં પૈડાએ—સામાન્ય સૌન્દર્યવર્ધક કંકણથી સચવાતું સ્ત્રીનું સૌભાગ્ય સર—તાબે—કર્યું છે. પછી તો પૂછવાનુંજ શું? આવું સૌભાગ્ય બક્ષતા ચૂડાનું—સફેદ દાંતના પૈડાનું—પોતાનુંજ સૌભાગ ૧૦ વર્ષ કરતાં વધૂ ભાગ્યેજ નીવડે છે; એ ફૂબડા થઇ જાય છે, તાપથી ફાટી જાય છે, ઘસાઇ જાય છે, સહેજ પટકાયાથી નંદાઇ જાય છે. આમ દશ, પંદર વર્ષે ખતમ થતા ચૂડામાં સેંકડો રૂપીઆ ખર્ચાય છે. આવા મૂલ્યવાન ચૂડાનાં ગઢામણુ ભભક ચાંદીની પાતળામાં પાતળી ચીપથી થાય છે; જ્યારે કિંમત તો મઢામણુનીજ અંકાય છે. નજીના ખર્ચનાં કંકણુ લેઇ ઉપર સોનાનું ગઢામણુ મુકાય તો સારાં દેખાય, ખર્ચ કમી થાય. વળી સોનાની કિંમત જ્યારે ત્યારે પાછી મળી રહે

ત્યાર બાદ બીજો પ્રસંગ આવે છે અઘરણીનો—સીમંતનો. એ સીમંત તો ખરેખર સમાજને શ્રીમંતાઇ દેખાડવાનુંજ ચિહ્ન છે. એ ઓજસભર્યે પ્રસંગે વરવધૂ હરખાય છે. અને કુટુંબદીપિકાએ જાણે કુટુંબને નવીન તેજથી ન દિપાવ્યું હોય તેવા પ્રભાવથી, પણ અંદરખાનેથી તો આ ખર્ચને પહોંચી કેમ વળાશે એનો અગ્નિ તો ધમધમી રહ્યોજ હોય છે છતાં, બાહ્ય ડોળથી ઘીની રેલમ-છેલ ઊડે છે!

સાથે સાથે આવે છે ઉપરના ઉત્સવમાંથી જન્મતો ખરો પુત્રપ્રાપ્તિનો સમારંભ. સાકરો વહેંચાય, હુક્કાપાણી થાય, જાણે કે જગતમાં એક મોટો દિગ્વિજય થયો હોય! આવા મહાન ઉત્સવથી વધાવી લેવાતા પ્રશ્નો કેવા નીવડે છે, તેનો ઇતિહાસ તો આ સમાજ સંમુખ હાજરજ છે. અમે માનીએ છીએ કે જે વિદ્યુતશક્તિ આજે દુનિયાની ખરી—સાચી ઉપકારક દેવી બની રહી છે, તેની શોધમાં વિજયી નીવડનાર મહાન વિજ્ઞાનશાસ્ત્રીનો પણ જન્મપ્રસંગ આવો ભપકાથી નહિ ઉજવાતો હોય. સમાજે આવા દંભી વિજયથી મુક્ત થવુંજ ઘટે.

ઉપરના વિવેચન ઉપરથી એટલું તો સ્પષ્ટ સમજાશે કે આજથી બે દાયકા ઉપરના આજ રિવાજો સાથે સરખાવતાં કેટલા બધા તે રિવાજો હલકે ખર્ચે પતાવતા હતા. જ્યારે આવકો ખૂટતી જાય છે, દેવાના વજનદાર ડુંગર વધતા જાય છે. ત્યારે ખર્ચ કમતી થવા જોઇએ તેને બદલે વધતા જ જાય છે. આજે સમાજ ખર્ચાળ રિવાજોની પરિસીમાએ પહોંચી ગયો છે. સમાજનું ધારે કે રિવાજ વધાર્યો વધારી શકાય છે, ઘટાડ્યો ઘટાડી શકાય છે. રિવાજને અનુસરવામાં બુદ્ધિની જરૂર છે જ. રૂઢિરિવાજ એક રસ્તાના જેવો છે. ઘસારો લાગી ગએલા મૂળ રસ્તાઓને જેમ આજે સમરાવી અનેક સરળ રસ્તાઓ કરવા પડયા છે તેમ રિવાજ સમયની ગતિની સાથે ફેરફારી માગે છે. વિજળીવેગે પ્રગતિ કરતી દુનિયાની હરોળમાં ઊભા રહેવાને કમર કસવી જોઇએ. પૃથ્વી પોતાની ઋતુઓમાં પણ સમયાનુસાર ફેરફાર કરે છે. આ વિકટ સમયને ઓળખી સમાજ સીધા રાહ ગ્રહણ કરે તો તે અનેક દુઃખોમાંથી અને શાપોમાથી બચે.

જીવનમાં ઉત્સવોની જરૂર છે. જીવન આનંદમય હોવું ઘટે. કુદરતના દેખાવો-માંથી નીતરતા રસનું પાન એ આત્માનો ખોરાક, તેમ જગતના માનવોની સુંદર લીલા એ જ સમાજના ઉત્સવો. આ બધાય ઉત્સવો બુદ્ધિપૂર્વક ભલે ભજવાય, આનંદરસ છૂટથી લૂંટાય, પણ તે રૂઢિ રૂપે તો નહિ જ. બંધનકારક આનંદ, ઉત્સવ એ ખરેખર ઉત્સવ નથી, વેઠ છે. આવાં ઊંચાં ગણાતાં ગામોના ગોળની દુર્દશા ઊંડાણથી વિચારાય તો ખરેખર હૃદયવેધક છે, તેમને લાંછનરૂપ છે. બીજા સમાજના બંધારણ તરફ નજર ફેંકો: દરેક સમાજમાં આજે સમાજસુધારક મંડળો ચાલે છે. વખત વિચારી રિવાજમાં ત્યાં ફેરફાર થાય છે. બીજી જ્ઞાતિઓનાં પંચોનાં બંધારણ પણ કેટલાં સુંદર હોય છે તે જુઓ. વાઘરી, ભંગી જેવી સંસ્કારરહિત મનાતી જ્ઞાતિનાં પચો જુઓ, ત્યાં કેવો ન્યાય હોય છે. આપણી જ્ઞાતિમાં તો નથી તો બંધારણ કે નથી તો પંચનું ઠેકાણું.

સમજો, સમય વિકટ આવી રહ્યો છે. સમાજ છિન્નભિન્ન થઇ રહ્યો છે. અનેક જણ ચકડોળે ચડયા છે. દરેક પ્રકારની ભ્રષ્ટતા દાખલ થઇ રહી છે. સમાજની અતૂટ કિલ્લેબંધીને કારણે અંદરનું વાતાવરણ વિષમય બની ગયું છે અને એના ગૂગળાટથી લોકો નાશભાગ કરી રહ્યા છે, બહાર જાય છે. પરંતુ અજાણ્યો પ્રદેશ ખેડવામાં અને તેમાંય વળી પૂરતા ટેકા વિના ચણેલી ઇમારત નજીવે કારણે પણ જમીનદોસ્ત થઇ જાય છે. આમ નથી રહ્યું અંદર રહેવામાં સુખ કે નથી રહ્યું બહાર જવામાં. સમાજની દરેક વ્યક્તિને હિતાર્થે સમાજનાં

બંધારણ સુવ્યવસ્થિત ઘડાય, ઉચ્ચનીચના ભયંકર ભેદને દેશવટો આપી સમાનતા કેળવાય તો જ સુખ છે. સુંદર અને સંગીન સુધારાનો રાહ તો એ છે કે સમાજના પ્રાણ સમાન પાટણના પટેલ બોર્ડિંગ હાઉસમાંથી નવીન સંસ્કાર પામીને યુવકોને તેમજ સુધારક વિચારોને સંમતિ આપનાર બીજા અનેક યુવકોનો એક સંઘ (પાંચેય ગામનો) સ્થપાય, તેમજ સમાજમાં ઉચ્ચ કેળવણી લેઇ સુસંસ્કાર પામેલી અનેક બેનોનો પણ એક ભગિનીસમાજ પાંચેય ગામોનો શાખારૂપે સ્થપાય; એ સૌ એકઠાં મળી વિચાર અને ચર્ચા કરી જમાનાને અનુસરી રિવાજો સુધારે તો સમાજમાં અનેરો ફેરફાર કરી શકાય. વળી જે સમાજે અનેક દુઃખો સહન કરી આપણને કેળવણી આપી અને આપણામાં સુસંસ્કાર સિંચ્યા તે બદલનાં ઋણ પણ એ રીતે અદા થાય.

કન્યાશાળા, — રાયબેન મોહનલાલ પટેલ
ભાણ્ડુ — વહાલીબેન પુરુષોત્તમદાસ પટેલ

—*—

## વિધવાનાં આન્તર દર્દો

જગતમાં દુઃખી, દર્દી માનવ ઘણાં હશે. તે દુઃખોનાં, તે દર્દોનાં ઔષધ પણ હશે. પણ એક દુઃખ, એક દર્દ એવું છે, જે ઉચ્ચ ગણાતા જ કુટુંબની સ્ત્રીને લાગુ પડે છે અને પછી કદી પણ મટતું જ નથી. હિંદુ સમાજમાં આ દર્દથી પિડાતી સ્ત્રીઓની સંખ્યા અઢી કરોડની છે. તે દર્દ છે વૈધવ્યનું, જેનું કોઇ પણ ઔષધ આ હિંદુ સમાજમાં ઇષ્ટ મનાતું નથી.

હજારો લાખો અશ્રુપૂર્ણ કુમળાં વદન નજરે પડે છે. ઓ વિધવા! તારાં આન્તર દર્દોને કોઇ શાને જાણે? તારા અન્તરમાં હાથ નાખી એ દર્દોને બહાર માનવચક્ષુ સમક્ષ કોઇ શા માટે મૂકે! એ દર્દો, જીવન્ત છતાં મૃત બનેલી, મૃત માનેલી, એકલી અટુલી, જીવનક્ષેત્રમાં વિકારી દૃષ્ટિ તળે વિહરતી, નિઃસહાય વિધવાની એ હૃદયવ્યથા જાણવાની કોઇનેય શા માટે પરવા હોય?

માનવસમાજ, ઓ હિંદુસમાજ, 'વૈધવ્ય પાળો' એ હુકમ કરવો સહેલો છે, પણ એ પ્રમાણે તનથી અને મનથી પાળવો દુસ્તર છે. એ દુસ્તર ન થાત, પણ વિધવા માટે શૂન્ય વિના રાખ્યું છે શું, જેની ઉપર વિધવા પોતાનું જીવન આગળ ચલાવી શકે? ઓ વિધવા બેન! તારે માટે સમાજે શું રાખ્યું છે? તારું જીવન દર્દોથી ભરપૂર છે. તારે માટે નથી રાગ, નથી આમોદપ્રમોદ, નથી સુખનાં સ્વપ્ન, નથી હાસ્ય, નથી શૃંગાર. ખાનને રોટી

વખતે બોલાવતાં જે કોમળતા હોય છે, એટલી પણ કોમળતા કોઇના ય હૃદયમાં તારે માટે નથી. તું જીવંત માનવ છતાં તારૂં સ્થાન સમાજમાં જીવતી ડાકણની સમાન લેખાય છે. સંયમધર્મને નામે જેવી યાતનાઓ તારી ઉપર થાય છે તેવી અસહ્ય યાતનાઓમાં કયો માનવ જીવી શકે? જેનું જીવન એકે એક બાજુથી રૂંધવામાં આવ્યું હોય તે કઇ રીતે જીવનકલહમાં ટકી શકે?

વિધવા જીવે મૃત્યુ માટે. તેનું જગત જડ. ચેતનવિહોણી, રાગવિહોણી હાસ્યવિહોણી, સાથવિહોણી તેની શુષ્ક જીવનવાડી. રસશુષ્ક અને તિરસ્કારાએલું તેનું ભોજન. હજારો ગાળો ખમી લેતું, છતાં એક પણ અવાજ ન કાઢતું તેનું અસ્તિત્વ. આવી અન્યાય પામેલી, સમાજમાં ઠેરઠેર તિરસ્કારાતી વ્યક્તિ કેવી રીતે જીવી શકે? હિંદુ સમાજની વિધવાનાં આન્તર દર્દો લેખિની ન વર્ણવી શકે, તેને માટે હિંદુસમાજમાં વિધવા તરીકેનું જીવન જીવે ત્યારે જ ખબર પડે.

જીવનની મહેચ્છાઓનો નાશ એ કેટલું અકથનીય દુઃખ છે! જીવનની આશાઓનો વિચ્છેદ, પ્રકાશની ઝાંખી થતાં ન થતાં તો જીવનના ઉજ્જવલ દીપકનું બુઝાઇ જવું એ અસહ્ય નથી શું? વિધવાનાં આન્તર દર્દો ન જાણી શકાય, ન જણાવી શકાય. વિધવાનું સ્થાન સમાજમાં આજે આટલું નીચું ન હોત તો સમાજ કદાચ અધઃપતનમાંથી બચી જાત. વિધવાના જીવનને આટલું દુસ્તર બનાવ્યું ન હોત તો એ આર્તનાદના કરોડો અવાજો ન સુણવા પડત.

ભારતવર્ષમાં આજે પાંચ લાખ ચાળીશ હજાર જેટલી વેશ્યાઓ છે, તેમાંની પચાસ હજાર જેટલી એકલા કલકત્તામાં છે, અને બેંતાળીશ હજાર જેટલી એકલા મુંબાઇમાં છે. જે દેશમાં સૂવું, શૌચ જવું, વગેરે પ્રત્યેક કામ પણ ધાર્મિક રીતે થાય છે તે દેશમાં આવો પાપપુંજ કેમ? ઉપર જણાવેલી વેશ્યાઓ ઘણીખરી વૈધવ્યની અસહ્ય યાતનાને લીધે જ થાય છે. ઉત્તરોત્તર તેમની સંખ્યામાં વધારો થતો જ જાય છે. વિધવા અને વેશ્યા એ બે પ્રશ્નો આજે સમાજમાં ઘણા સળગતા થઇ ગયા છે, અને કોઇ પણ ભોગે તેનો ઉકેલ જલદી લાવવાની જરૂર છે.

વિધવાઓના અભિશાપોથી આજે ચારે તરફ દુઃખની દિવાલો ઊભી થઇ છે. જેલમાં કેદીને પણ મળતું સ્વાતંત્ર્ય વિધવાને ક્યાં છે? તે જીવનભર ચાર દિવાલો વચ્ચે રહી, જીવંત છતાં મૃતતુલ્ય જીવન ગાળે. તેના મનમાં પાપ ન હોય તોપણ તેના કાર્યમા પાપની ગંધ આવે. તેની એક પણ મિનિટ ચોકી વિહોણી ન હોય. વૈધવ્યના વારસા સાથે જ તેને આળ, ગાળ અને તિરસ્કારનો વારસો હિન્દુ સમાજ, માબાપ, સાસુસસરા તેમ જ કુટુંબનાં અન્ય જનો તરફથી

મળેલો જ હોય છે. તે પવિત્ર હોય છતાં પણ આળ, ગાળ અને તિરસ્કાર તેના સાથે છાયા જેમ ફર્યા કરતાં હોય છે. કોઇનીયે હમદર્દી વિનાનું, અસહ્ય યાતનાઓથી ભરપૂર એવું હોય છે વિધવાનું જીવન. તેના મૃત્યુ પછી હૃદયનાં બે અશ્રુબિંદુ પણ તેને માટે પડતાં નથી. વિધવાની આવી શોચનીય દુઃખનીય દશા શું સહ્ય છે? અન્યાયયુક્ત નથી શું? કયે પાપે, કયે દોષે તેની આવી હીન દશા કરવામાં આવી છે? શું તે હિન્દુસમાજમાં જન્મી તેજ દોષે? કોઇના જીવનકુસુમને કચરવું, ખીલતા આશાભર્યા જીવનપુષ્પને છૂંદવું, એથી વધુ પાપ એકે નથી. કહ્યું છે કે तुलसी हाय गरीबकी, कबु न खाली जाय। मूआ ढोर के चाम से लोह भस्म हो जाय॥ એ પ્રમાણે વિધવાઓના આર્તનાદોથી, હર્દોથી, વ્યથાપીડિત હૃદયના નિઃશ્વાસોથી હિંદુ સમાજ આજે ભસ્મ જેવો થઇ ગયો છે.

સમાજરચનામાં કોઇને પણ વધુ અન્યાય થયો હોય તો તે સ્ત્રીઓને અને તેમાંય વળી વધારે અન્યાય વિધવાઓને થએલો છે. એટલો અન્યાય સહેવાને ભોગે પણ તેને માટે જીવન ટકે એવું કંઇક રાખ્યું હોત તો તેનું જીવન આમ વ્યથાપૂર્ણ ન બનત. વિધુર અને વિધવા એ બન્ને માટે સમાનતા હોત તો આજે આ પ્રશ્ન આટલો વિષમ ન બનત. જે નિયમો, જે નીતિસૂત્રો (મારી માન્યતા પ્રમાણે અન્યાયયુક્ત જાલિમ કુસૂત્રો) વિધવા માટે છે, તેજ નિયમો, તેજ નીતિસૂત્રો વિધુર માટે કેમ નથી? તેનું સર્વસ્વ હરયા પછી વૈધવ્ય પળાવવાની વિધવા પાસે સમાજ જે આશા રાખે છે, તેવી આશા વિધુર પાસેથી કેમ રાખતો નથી? વિધુર વિધુર મટી શકે તે પાપ નથી, તો પછી વિધવા વિધવા મટે તે પાપ શા માટે? વિધુરને આત્મા છે ને વિધવાને શું આત્મા નથી? વિધુર સંસારમાં રહે છે, ગૃહકુટુંબમાં રહે છે ને વિધવા શું વનમાં વસે છે? જે હક્કો વિધુરને છે તે વિધવાને કેમ ન હોવા જોઇએ? આજે સંયમને નામે ધર્મના પડદા પાછળ જે ધર્મમંદિરો અનીતિ અને વ્યભિચારના અડ્ડા સમાન બન્યાં છે, ધર્મકાર્ય કરતાં પતનકાર્યનાં મુખ્ય ધામ બન્યાં છે, વળી જે બિચારી ભોળી ભામાઓને અને તેમાંય વળી વિધવાઓને પતિત બનાવે છે, તે પતિતપાવન ગણાતાં પણ ખરી રીતે તો પતનભ્રષ્ટ મંદિરોને ઉખેડી કેમ ન નાખવાં?

સંયમને નામે વિધવાઓના જીવનવૃક્ષ ઉપર જે કુહાડી ચલાવવામાં આવે છે, તેના કરતાં કસાઇ એક બકરા ઉપર પણ કોમળતાથી છૂરી ચલાવતો હશે. જે અમાનુષિતા, જે જંગલિયાત આજે વિધવા પ્રત્યે દાખવવામાં આવે છે, તેવું

અમાનુષિતાભર્યું વર્તન કોઇનીય તરફ ચલાવવું એ પાપ નથી શું? શું આનું નામ ધર્મ છે, જે મનુષ્યને પશુ બનાવે? મનુષ્ય પ્રતિ પશુ કરતાં પણ હલકટ અને પાશવતાભર્યું વર્તન ચલાવવું એનું જ નામ ધર્મ કે? સમાજ પડદા પાછળ હજારો પાપકૃત્યો, દરરોજનો વ્યભિચાર અને બાલહત્યાઓ સહી લે છે; તે નથી સહી લેતો ખુલ્લું પુનર્લગ્નનું પુણ્ય! આ પુણ્ય સમાજના અગ્રગણ્યોને ઉપરનાં પાપો કરતાંયે વધારે ભયંકર દેખાય છે! આવા ધર્મનો નમૂનો, આવાં નીતિસૂત્રોથી ભરેલ ન્યાયયુક્ત ધર્મનો નમુનો જગતમાં બીજે મળવો મુશ્કેલ છે; આ ધર્મભૂમિ મનાતી ભારતભૂમિમાંજ એ ધર્મનો નમુનો પ્રવર્તે છે!

જે બાલિકાએ પતિ શું તે જાણ્યું નથી, સાસરૂં શું તે જાણ્યું નથી, લગ્ન શું તે જાણ્યું નથી, કદી સાસરે ગઇ નથી, કદી પતિને જોયો નથી, તે બાલિકાનો કોઇ એક અણદીઠો અજાણ્યો પુરુષ મરી જાય તેની પાછળ તો તેનું આખુંય જીવન કચડવું! આવા ધર્મનો નમુનો બીજે ક્યાંય મળવો મુશ્કેલ છે. ધર્મ કે સમાજ, એમાંથી કોઇનીય નિંદા કરવાનો મારો હેતુ નથી, પરંતુ ધર્મનું સ્થાન અધર્મયુક્ત અને અન્યાયયુક્ત રીતિરસમોએ લીધું છે તે જ સ્પષ્ટ કરવાનો હેતુ છે. પુરુષ દશ વખત પરણે, શરીરમાં તાકાત ન રહે ત્યાં સુધી પરણે; પરણવું એ તો જાણે એનો ધંધો જ બની રહે. પણ સ્ત્રીને તે અધિકાર ન હોઇ શકે; રક્ષણ મેળવવા, જીવનની રહી સહી આશાઓ પૂર્ણ કરવા, જીવનના મહાન ઉદ્દેશોને મૂર્તિમંત કરવા પણ તે લગ્ન ન કરી શકે. શું આને ન્યાય કે ધર્મ એમાંથી એકેય કહી શકાય? હિંદુ સમાજે જગતમાં વધુ ટકવું હોય, જગતના ઇતિહાસમાં તેનું અસ્તિત્વ કાયમનું ટકાવવું હોય, તો તેણે પણ પરિવર્તનને સ્વીકારવું પડશે, નહિતર તેનું અસ્તિત્વ કાયમને માટે જગતના ઇતિહાસમાંથી નાબૂદ થશે. કાળનો સામનો કરી, પરિવર્તન સિવાયનો એકે સમાજ ઇતિહાસમાં ટકી શક્યો નથી; સાગરના ફીણની માફક તેના અસ્તિત્વનો નાશ થયો છે. હિંદુસમાજે પણ ટકવું હોય તો તેણે પોતાના રિવાજોને ન્યાયયુક્ત, સમાનતાયુક્ત બનાવવા પડશે.

આ પ્રશ્ન એવો છે કે તેની ચર્ચા કરવા ઘણાંય પાન ભરાય, છતાં પૂર્ણ ન ચર્ચાય. પ્રથમ તકે જ આવા સળગતા પ્રશ્નોનો કોઇ પણ ભોગે ઉકેલ લાવવો એ હિતાવહ છે. અસ્તુ!

મેલ ટ્રેનિંગ કોલેજ, વડોદરા બદ્રિનારાયણ એમ. પંડ્યા

---*---

**અનાથાશ્રમના** અબળાશ્રમ વિભાગ આગળ ફરતાં, એક દિવસ બંધ ઓરડામાંથી કોઇના રડવાનો અવાજ મેં સાંભળ્યો. એ વિભાગનાં મેટ્રનને બોલાવી એ બાબતની તપાસ કરતાં જણાયું કે આઠેક દિવસ ઉપર આશ્રમમાં પોલિસ તરફથી મોકલેલી એક બાઇ એ ઓરડામાં રડતી હતી. મેટ્રન તથા હું એ ઓરડામાં ગયાં અને મેં બાઇને રડવાનું કારણ પૂછ્યું. બાઇએ મને તો કાંઇ જવાબ ન આપ્યો, પરંતુ મેટ્રને તેની પાસે બેસી ધીમેથી તેની સાથે વાતચીત કરી તે ઉપરથી જણાયું કે એ બાઇની તે દિવસે સ્ત્રીદાકતર પાસે તપાસ કરાવવામાં આવી હતી અને તે સગર્ભા હતી, એવો અભિપ્રાય દાક્તરે આપ્યો હતો. આ અભિપ્રાય જાણતાં એ બાઇએ રડવા માંડયું હતું.

બાઇ વિષે વધુ હકીકત જાણવા માટે મેટ્રન પાસે તેને અનેક પ્રશ્નો મેં પૂછાવ્યા તે ઉપરથી જણાયું કે એ બાઇનું નામ કેસર હતું. મારવાડમાં જયપુર પાસેના કોઇ ગામડાની તે રજપુત બાઇ હતી. અત્યારે તેની ઉમર આશરે પચીશેક વર્ષની હશે. કેસર ત્રણ વર્ષની હતી, ત્યારે તેનો બાપ અને ૭ વર્ષની ઉમરે તેની માતા ગુજરી ગયાં હતાં. માતાપિતાનાં મરણ પછી પોતાની ફોઇ પાસે તે ઊછરી હતી. દશ વર્ષની ઉમરે તેને પરણાવવામાં આવી હતી; પણ તે માણસ થોડા વખત પછી નાસી ગયો હતો અને તેનો કાંઇ પત્તો લાગતો નહોતો. બે ચાર વર્ષ તેની વાટ જોઇ ફોઇએ તેને સોળ વર્ષની ઉમરે એક માણસ સાથે, કુંવારી કન્યા તરીકે, ફરી પરણાવી દીધી. આ લગ્નમાં તેની ફોઇને લગભગ ચારસો રૂપિયા મળ્યા. લગ્ન પછી તેનો પતિ એક ચોરીના ગુનામાં પકડાયાથી ત્રણ વર્ષ જેલમાં ગયો. જેલમાંથી છૂટયા પછી એજ માસમાં એક ખૂનના કેસમાં સામેલ હોવાથી બીજાં પાંચ વર્ષ જેલમાં ગયો. એ માણસ છૂટ્યો તે વખતે કેસરની ફોઇનો છેલ્લો મંદવાડ હતો, એટલે તે પોતાના ધણીને ઘેર જઇ શકી નહિ. બે માસ ફોઇનો મંદવાડ ચાલ્યો, પણ તે દરમિયાન કેસરનો પતિ ફરી પાછો લૂંટ અને ખૂનના ગુનામાં સપડાયાથી પકડાયો હતો, અને તેના કેસનો નિકાલ થાય તે આગાઉ કેસરની ફોઇ ગુજરી ગયાથી તે બિચારી તદ્દન નિરાધાર થઇ ગઇ. પતિનો ખૂનના ગુના માટે કેસ ચાલતો હતો અને કોઇ બીજાં સગાંવહાલાંનો આશ્રય ન હોવાથી આ ભોળી બાઇને સમજાવીને બદમાશોની એક ટોળીએ એક પછી એક અનેક શહેરોમાં તેને રખડાવી; છેવટે તેને ત્રણ માણસો અમદાવાદમાં આવ્યા. આ માણસોએ તેને વેચવાનો પ્રયત્ન કર્યો કેસરને રોજ નવાં

નવાં લુગડાં પહેરાવે અને જુદા જુદા માણસોને દેખાડે. આ પ્રમાણે લગભગ એક અઠવાડિયું ચાલ્યું. એ માણસોએ ધારેલાં નાણાં આ બાઇનાં ન ઉપજ્યાથી એને કોઇને વેચી નહિ; પરંતુ છેવટે પિસ્તાળીશેક વર્ષના એક સેવમમરા અને ભજિયાંની દુકાનવાળા સાથે 'સાટું' નક્કી થયું, જે દિવસે કેસરને એ માણુસને વેચવાની હતી, તેને પહેલે દિવસે ચારેક વાગ્યે તે બધી વાતની તેને ખબર પડી ગયાથી લાગ જોઇ કેસર નાસી ગઇ. અમદાવાદ શહેરથી એ તદ્દન અજાણી હતી. એ ક્યાં રહેતી હતી અને ક્યાં નાસવા જતી હતી તે રસ્તાની પણ આજે તેને ખબર નથી. એ બદમાશ માણુસોના કબજામાંથી નાસી છૂટવું એટલોજ વિચાર કરીને તે ઘરમાંથી બહાર નીકળી ગઇ.

ઘર બહાર નીકળતાં જ સુભાગ્યે એક મોટર બસ જતી હતી, તેને થોભાવી કેસર તેમાં ચઢી બેઠી. પાસે ત્રણ આનાના પૈસા હતા. મોટરવાળાએ ટીકેટ માટે પૂછ્યું, ત્યારે બાઇએ જણાવ્યું કે તે રેલ્વે સ્ટેશને જવા માગે છે. રેલ્વે સ્ટેશને જઇ પાછી પોતાના મુલકમાં જવાનો તેનો ઇરાદો હતો. ધીમે ધીમે મોટર ખાલી થવા લાગી, પણ રેલ્વે સ્ટેશન તો કાંઇ આવ્યું નહિ. મોટરવાળાએ એક જગ્યાએ સાઇકલ ભાડે આપનારની દુકાનની પાસે મોટર ઊભી રાખી અને નીચે ઊતરી સાઇકલવાળા સાથે વાતચીત કરી. થોડી વારમાં સાઇકલવાળો કેસર પાસે આવ્યો અને તેના ગામ તથા નામઠામ વિષે પૂછપરછ કરી.

કેસરે ગામનું નામ બતાવ્યું એટલે તરત સાઇકલવાળો બોલ્યો: "અરે, તમારા ગામનો એક માણસ અહીં થોડે દૂર ચાલીમાં રહે છે. તેને ત્યાં તમે મારી સાથે ચાલો. એ તમને બરાબર બંદોબસ્ત કરી તમારે વતન પહોંચાડશે."

કેસર મોટરમાંથી ઊતરી સાઇકલવાળા સાથે ચાલી. લગભગ પા કલાક ચાલ્યા પછી એક ચાલી આવી. તેમાં માળ ઉપરની એક ઓરડીમાં તેને બેસાડી સાઇકલવાળો ચાલ્યો ગયો. થોડી વારમાં એક જુવાન માણસ ત્યાં આવ્યો અને તે ધીરજ અને સાન્ત્વન આપવા મંડ્યો. એ પોતે કેસરના વતનની નજદીક રહેતો હતો અને તેની જ્યારે મરજી હશે ત્યારે પોતે જાતે તેને મૂકવા આવશે એમ જણાવ્યું. એ માણસની વાતચીત અને રીતભાત ઉપરથી તે બહુ સારો માણસ લાગ્યો, એટલે તે શાન્ત થઇ અને ત્યાં રહેવામાં તેને કોઇ પ્રકારનો વાંધો લાગ્યો નહિ. કેસરને તેણે પોતાની સાથેની કોટડીમાં રાખી.

આ પ્રમાણે ચાર પાંચ દિવસ ચાલ્યા પછી કેસરને તેણે સમજાવી પોતાની સાથેજ રહેવાની સૂચના કરી. વતનથી દૂર આવેલી, સગાંવહાલાં વિનાની, ખૂન અને લૂંટના ગુના માટે કેસમાં સપડાએલો અને અગાઉ સાત આઠ વરસ

સુધી જેલમાં જઇ આવેલા એવા ધણીવાળી, વેચવાના ઢોરની માફક ઠેર ઠેર રખડેલી કેસરને માટે હવે બીજો શો ઉપાય? આ માણસ મિલમાં કામ કરતો હતો. ચાળીશ પિસ્તાળીશ રૂપિયા કમાતો હતો. સારા સ્વભાવનો અને તેની પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારો લાગતો હતો. એટલે કેસરે તેની સાથે રહેવાનું કબૂલ કર્યું.

લગભગ ત્રણ માસ આ પ્રમાણે વીત્યા પછી એક દિવસ, તે માણસની ગેરહાજરીમાં બે ત્રણ મવાલી જેવા માણસો એ ઓરડીએ આવી પહોંચ્યા. મિલમાં કેસરનો માણસ એકદમ માંદો પડી ગયો છે, એમ કહી તેને પોતાની સાથે આવવાનું તેઓ સમજાવવા લાગ્યા. કેસરને આ લોકોની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો, એટલે તેમની વચ્ચે રકઝક ચાલવા લાગી; એટલામાં પેલો માણસ આવી પહોંચ્યો.

એ માણસ અને પેલા મવાલીઓ વચ્ચે મારામારી થઇ. ઝપાઝપીમાં પેલા માણસની લાકડીના જબ્બર ફટકાથી મવાલીમાંના એકની ખોપરી તૂટી ગઇ, તે બેભાન થઇ નીચે પડ્યો અને થોડીજ વારમાં મરણ પામ્યો.

ધમાધમનું આ પરિણામ આવેલું જોઇ કેસર ખૂબ ગભરાઇ ગઇ. આજુબાજુના લોકો ભેગા થઇ ગયા અને થોડા વખતમાં પોલિસના માણસો આવી પહોંચ્યા. કેસરના માણસને પોલિસ પકડી લેઇ ગઇ અને તેને કોઇ સગુંવહાલું કે આશ્રય આપનાર ન હોવાથી અનાથાશ્રમમાં મોકલી દીધી. આશ્રમમાં આવ્યા પછી આઠમે દિવસે તે માંદી પડવાથી તેને સ્ત્રીઓના દવાખાનામાં મોકલી, ત્યાં તેની સ્થિતિની હકીકત બાઇ-દાક્તરે જાહેર કરી.

કોર્ટમાં કેસ ચાલતાં કેસરના માણસને ત્રણ વર્ષની સજા થઇ. કેસરના નસીબમાં આ બીજો માણસ પણ જેલમાં સજા પામનારજ નીકળ્યો! નિરાધાર સ્થિતિમાં હોવાથી કેસરને પોતાની શારીરિક સ્થિતિની ભારે મૂંઝવણ થવાથી તે રડતી હતી. ત્રણ વર્ષ સુધી તેનો સમય કેમ જશે? ત્રણ વર્ષ પછી જેલમાંથી છૂટ્યા પછી એ માણસ તેને સંઘરશે કે નહિ? વગેરે અનેક વિચારોથી તે ગભરાઇ ગઇ હતી.

છેલ્લા સાતેક મહિનાથી આ બિચારી બાઇ અનાથાશ્રમમાં આશાશૂન્ય સ્થિતિમાં દિવસ કાઢે છે. તેનો માણસ હજી લગભગ અઢી વર્ષ પછી પાછો આવશે, ત્યારે તેની શી સ્થિતિ થશે તેની ચિંતા તેને નિત્ય થયા કરે છે. બાળકની માતા થવાનાં સુખદ સ્વપ્નો જોવાને બદલે ભાવિ બાળકને શાપ દેતી કેસર પોતાના દિવસો આશ્રમમાં નિર્ગમન કરે છે.

('જ્યોતિર્ધર,' તા. ૨૭:૧:૧૯૪૦) ગ. ગો. ધ્રુ.

ધર્મ ઉપરની જાહેર ચર્ચા ઉપર — જો ચર્ચા કરનાર ધર્મિષ્ઠ ન ગનાતો હોય તો — મોટે ભાગે (કહેવાતા) આસ્તિકો તરફથી નાસ્તિકતાનો આક્ષેપ થવા સંભવ રહે છે. એટલું જ નહિ પરંતુ એ ચર્ચા વંચાયા બાદ યોગ્ય વિચારણા જેટલો પણ ન્યાય નથી પામતી. આસ્તિક ન ગણાવામાં કંઈક પાપ થતું હોય એમ માનનારા આસ્તિકોની સંખ્યા નાનીસૂની નથી; વળી એમના પ્રેરકોનાં—ધર્માચાર્યોનાં—થાણાં ઠેર ઠેર છે. કદાચ આ જ કારણે ધાર્મિક સંસ્થાઓની વિધર્મી—અધર્મી પ્રવૃત્તિઓ અને નિવૃત્તિઓ સામે વ્યવસ્થિત રીતે મોરચા નહિ મંડાયા હોય.

પૃથ્વી ઉપર સ્વેચ્છાએ વિચરતા દેહધારીઓ અસંખ્ય પ્રકારના છે. એ બધામાં મનુષ્ય મનબુદ્ધિ વડે સ્વયં વિકાસ કરી શકતો હોવાથી તે શ્રેષ્ઠ ગણાય છે. જડ શું, ચેતન શું, જડચેતનના ગુણો; જડ દેહ અને એમાં રહેલા ચેતન વચ્ચેનો સંબંધ; એક દેહમાંના ચેતન અને બીજા દેહમાંના ચેતન વચ્ચેનો સંબંધ; દેહમાંના ચેતન અને વિશ્વમાંના સર્વવ્યાપક ચેતન વચ્ચેનો સંબંધ; એ સંબંધમાં વિક્ષેપ અને પરિણામે દુઃખ; એ વિક્ષેપ દૂર કરવાના ઉપાયો; જડ, ચેતન અને વિક્ષેપનો કર્તા કોણ; એમની શા કારણથી, કેવી રીતની અને ક્યારની ઉત્પત્તિ; આ બધા તત્ત્વજ્ઞાનના વિવાદાસ્પદ વિષય છે. તત્ત્વજ્ઞાનમાં દુઃખનો અભાવ અથવા સુખ કહેવામાં આવે છે એ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે જે કંઈ કરવું અગર ન કરવું, એને ધર્મ તરીકે ઓળખવામાં આવે છે. વિચાર, વાણી કે વર્તનથી જ કર્મ થઈ શકતું હોવાથી શરીર ધર્મ તેમજ અધર્મ માટે મૂળ સાધન છે. પ્રત્યક્ષ વાણી અને વર્તન એ આચાર. કરવા યોગ્ય કર્મ એ કર્તવ્ય. સમાજહિતને માટે યોગ્ય આચારને, વિચારને અને કર્તવ્યને સામાન્ય રીતે ધર્મ કહી શકાય.

કુદરતના નિયમો અચળ ગણાતા હોવા છતાં અદશ્ય ચેતન મૂર્તસ્વરૂપ વિશ્વમાં દરેક પળે, દરેક સ્થળે, કોઈ પણ સ્થિતિમાં કંઈ ને કંઈ ફેરફાર થયા કરે છે; જાણે કે ફેરફાર થવો એ પણ કુદરતનો એક અવિચળ નિયમ જ છે. ધર્મતત્ત્વ સનાતન રહેવા છતાં ધર્મના બાહ્ય સ્વરૂપમાં—આચારમાં સ્થળ, સમય અને સંજોગો પ્રમાણે ફેરફારની જરૂર રહે છે. જો એમાં વખતસર જરૂરી સુધારાવધારા કરવામાં ન આવે તો ચાલતો આવેલો આચાર દુઃખકારક થાય છે, એટલે કે અધર્મ પ્રવર્તે છે. અધર્મનો નાશ કરવો જોઈએ.

અને કર્મનું—આચારવિચારનું—ક્ષેત્ર કયાં નથી? શું ખાવું, શું ન ખાવું, એ માટેનું આહારવિજ્ઞાન શું ધર્મ નથી? શારીરિક સુબંધારણ અને સંરક્ષણ માટેનું આયુર્વેદ, વ્યાયામશાસ્ત્ર કે શસ્ત્રવિજ્ઞાન શું ધર્મ નથી? દેહના ધારણ-પોષણ માટે ખોરાક અને બીજી વસ્તુઓ મેળવવા માટે ખેતી, ઉદ્યોગ, વેપાર કે અર્થશાસ્ત્ર શું ધર્મ નથી? માણસોની પરસ્પર પ્રત્યેની રહેણીકરણીના નિયમન માટે કાયદાનું વિજ્ઞાન શું ધર્મ નથી? વ્યક્તિઓના સમૂહોની સુવ્યવસ્થા માટે રાજકારણ (Politics) શું ધર્મ નથી? ટૂંકામાં જ્યાં જ્યાં મનુષ્યે કંઈક વિચાર કરવાનો હોય, બોલવાનું હોય અથવા બીજું કંઈ કરવાનું હોય ત્યાં ત્યાં ધર્મઅધર્મના ભેદને પારખવાના હોય છે. ત્યારે આ લોકમાં ધર્મનું ક્ષેત્ર કયાં નથી? ખરેખર! ધર્મ સમસ્ત જીવન સાથે જડાયેલજ છે!

આ સર્વવ્યાપક ધર્મને શરીરરૂપ યંત્ર સાથે સરખાવી શકાય. શરીરનો એકાદ મુખ્ય અવયવ નબળો પાતળો પડતાં કે રોગિષ્ટ થતાં શરીરને ઘણું કષ્ટ પડે છે, જીવન અસહ્ય થઇ પડે છે; તેમ શાન્તિમય જીવન માટે, ધર્મના મૂળભૂત ક્ષેત્ર રાજકારણમાંની કે અર્થકારણમાંની ગુલામી મનુષ્યને ધર્મકારણમાં કેટલો બધો ધોકો પહોંચાડતી હશે એ સમજી શકાય એમ છે. આર્થિક ગુલામી માણસ પાસે શું નથી કરાવતી? ભૂખ્યો માણસ ચોરી, ખૂન કે અપઘાત નથી કરતો? રાજકીય પરતંત્રતામાં શું સ્વમાન જાળવી શકાય? સ્વમાન છોડવાથી મનુષ્ય, મનુષ્ય મટી ગુલામ બને છે. ગુલામ કયો ધર્મ આચરી સુખ પ્રાપ્ત કરી શકે? ધર્માચરણના મૂળ સાધન દેહને—જીવનને ટકાવવા માટે રોટલો અને ધર્મના પાયારૂપ સુકર્મ કરવા માટેની સ્વતંત્રતા નષ્ટ થાય ત્યાં મનુષ્યને શો ધર્મ રહે? આવી પરતંત્રતા આજની વિશેષતા છે, એનો નાશ કરવો એ યુગધર્મ છે. યુગધર્મ આગળ બીજા ધર્મો ગૌણ છે.

દેહમાં રહેલા ચેતનને પ્રભાવે, ઇન્દ્રિયો મારફતે, મનબુદ્ધિ વડે લાગણીઓ અનુભવી શકાય છે, વસ્તુઓ પારખી શકાય છે, સંબંધો સમજી શકાય છે. કર્મની યોગ્યતા કે અયોગ્યતા બુદ્ધિ વડેજ જાણી શકાય છે. સ્થળ—સમય—સંજોગો રૂપી ધરી ફરતાં આચારમાં કરવા પડતા ફેરફારો એના વિના થઇ શકતા નથી; એટલે સ્પષ્ટ ધર્મ આગળ બુદ્ધિ ઉપર દાબ મૂકવામાં આવે ત્યાં ત્યાં—પછી તે રાજકારણ હોય, અર્થકારણ હોય કે ખુદ ધર્મકારણ હોય—વહેલે કે મોડે પણ, અનાચારનું—અધર્મનું મૂળ નંખાય છે. સ્વતંત્ર બુદ્ધિ વિનાની સંમતિના કરારને કાયદો પણ રદ ગણે છે.

એક સમય હતો, જ્યારે સર્વવ્યાપક ધર્મના આચરણને પ્રતાપે ધર્માચાર્યોને

રાય અને રંક ભાવપૂર્વક નમન કરતા. મનુષ્યની કસોટીરૂપ ત્યાગ એ ધર્માચાર્યોનો વૈભવ હતો, આચારમાં ઉતારેલું જ્ઞાન એમની શક્તિ હતી, સૌ વિદ્યાનો એ ભંડાર હતા, દરેક મુશ્કેલી કે પ્રશ્નના એ દ્રષ્ટા હતા, સૌના ભોમીઆરૂપ એ હતા, ઝૂંપડીમાં એમનો એકાન્ત વાસ હતો. અને આજના ધર્માચાર્યો તરફ નજર કરો. આજે તો એ રાજ્યના રક્ષિત બની ગયા છે, લક્ષ્મીનંદનોના હાથમાં રમકડાંરૂપ થઇ રહ્યા છે, અજ્ઞાન અને ભોળા લોકોને ભરમાવીને લાખોની મિલકતો ધારણ કરી બેઠા છે; બુદ્ધિનો વિકાસ, વિદ્યા, રાજકારણ, વગેરેના છૂટાછેડા જાહેર કરી રહ્યા છે, એમનો આચાર પોથીમાંનાં રીંગણાં જેવો થયો છે. એમની દૃષ્ટિ આભડછેટના વિજ્ઞાન (?) રૂપી વર્તુલની બહાર જઇ શકતી નથી, માર્ગસૂચક માટે એમને સલાહકારો જોઇએ છે, ઘીચ વસતિના કોલાહલ વચ્ચે ગગનચુંબી મંદિરોમાં એમનો નિવાસ અનિવાર્ય થઇ પડ્યો છે, એ સ્થળોમાં (મંદિરોમાં) કેટલાંય અજ્ઞાન, આળસ અને અનિષ્ટોને આધાર મળે છે. એ ઉપરાંત મુએલાઓને કે જડને નામે અનેક ભોગો ભોગવાય છે, એ માટે લાખો રૂપીઆ એકઠા કરવામાં અને ખર્ચવામાં આવે છે. એની પાછળના શ્રમ, સમય અને ખર્ચના પ્રમાણમાં કેટલો ધર્માચાર થાય છે? કેટલો અનાચાર પોષાય છે? આ બધું કયા ધર્મરક્ષણ અર્થે? ધર્મને નામે મંદિર વગેરેમાં અનાજ કે પૈસો નાખનારે અથવા સાધુ સન્યાસીને (?) જમાડનારે, મનુષ્ય તરીકે, ધર્મઅધર્મનો ભેદ વિચારવાની જરૂર છે.

હજુ પણ ધર્માચાર્યો પૂજ્ય ગણાય છે. એમનો પ્રસાર ગામેગામ છે. મોટી આવક હોવાથી એમને ગુજરાન માટે સાધન ખોળવાનું નથી, એટલે યુગધર્મના ફાળામાં એમના તરફની આશા અવશ્ય રાખી શકાય. એવા પચાસ લાખમાંથી માત્ર પાંચ લાખ પૂર્વેની કીર્તિ યાદ કરી શુદ્ધ જ્ઞાન મેળવે, જીવનમાં ઉતારે અને બીજાઓને દોરે, તો પછી અધર્મ, બંધન કે ગુલામી કયાં રહી શકે?

ઇતિહાસ કહે છે: દુરાચાર નહિ છોડનાર સ્થાનભ્રષ્ટ થાય છે, વખતે માથું પણ ખોઇ બેસે છે. આજના ધર્માચાર્યો અને ધાર્મિક સંસ્થાઓ કર્તવ્યભ્રષ્ટ રહેશે તો એમનો નાશ કોણ રોકી શકશે? ધર્મને સાંકડો માનનારા એમાં જ સંકડાઇ મરે તો નવાઇ શી?

ગોધરા ગોરધનભાઈ છગ્ગાભાઇ પટેલ

# ખેડૂતોની સૂકી વાડીના હાર્દમાં

જુદી જુદી સંસ્થાઓમાં દિવાળીની રજાઓ પડવાની શરૂ થઇ ચૂકી હતી. બહાર ગામ રહેતા, નોકરીઓ કરતા, ભણતા, વગેરે દિવાળી ગાળવા એક પછી એક ગામમાં આવી પહોંચ્યા. આ વર્ષની દિવાળીમાં વર્ષોવર્ષનો ઉત્સાહ નહોતો દેખાતો. સર્વત્ર ઉદાસીનતા છવાઇ ગઇ હતી. ઉપલક શાન્તિ જણાતી હતી. વરસાદની અછતથી લોકો ઉશ્કેરાએલા હતા. વરસાદની રીસ એક બીજા ઉપર કાઢી નાખવાના પ્રયત્નો કરતા હતા. વેરઝેર, કજીઆકંકાસ આ વખતે વધી પડેલા હતા.

એક સવારે વહેલો ઊઠી નાહી ધોઇને હું પરવાર્યો. પછી દૈનિક પત્રની શોધમાં હું ગામમાં જવા નીકળ્યો. મારી સામેનાજ મકાનમાં મારી પેઠે એક શિક્ષક બીજા એક ભાઇ સાથે દિવાળી ગાળવા આવેલા હતા. એમણે મને પોતાના ઘર આગળ થઇને પસાર થતો દેખીને મને બોલાવ્યો. હું ત્યાં ગયો. એ શિક્ષકના કુટુંબમાં અત્યારે અશાન્તિ હતી. ત્યાં આગળ કોઇ કજીઓ પતાવ-નારાઓ તો કોઇ કજીઓ વધારનારા, કોઇ કજીઓ સાંભળનારા તો કોઇ કજીઆનો તમાસો જોનારા ભાઇઓ બેઠા હતા. તે સૌ પોતાની મરજીમાં આવે તેમ એક બીજા સાથે વાતો કર્યે જતા હતા. ખાસ્સો ડાયરો જામ્યો હતો. પાંચ પાંચ મિનિટે હોકામાં તમાકુ નંખાતી હતી અને ફરી ફરીને હોકો પીવાનું ચાલુ રહેતું હતું. ટૂંકમાં વડીલશાહીનો કોયડો વીંઝાતો હતો. ન્યાય તોળનાર, સાંભળનાર, તમાસો જોનાર, બધાય વડીલો પોતાનો વાંક કોઇ દિવસ કાઢેજ શા માટે? આવા કજીઆ કરનારા, તેમાં વગર માગી વકિલાત કરનારા ઉપર મને સાધારણ રીતે પહેલેથીજ બહુ અરુચિ છે. હું તો ત્યાં શાન્તિથી બેસીજ રહ્યો હતો. આખરે થાકીને એક પછી એક એમ સૌ ઊઠયા. હું પણ તૈયાર થયો. માસ્તરે મને રોકયો. એ પણ ખેતરમાં ફરવા જવા તૈયાર થયા હતા. મને તેમની સાથે જવા આગ્રહ કર્યો. આજે મારૂં શરીર સ્વસ્થ નહોતું, માથું દૂખતું હતું અને સહેજ તાવ પણ આવ્યો હતો. માસ્તરનો સ્વભાવ રમુજી હતો. હું આખરે તેમની ઇચ્છાને માન આપીને ખેતરમાં જવા તૈયાર થયો.

થોડુંક આગળ ગયા હઇશું ત્યાં તો માસ્તરનો એક ખેડૂત, જેને એમણે જમીન સાંથે ખેડવા આપી હતી, તેણે વિનંતિ કરતાં સાંથ ઓછી લેવા જણાવ્યું. પણ તેનો કંઇ પત્તો ખાધો નહિ. જોકે તે સ્વભાવે લુચ્ચાઇ વાપરનાર છે

એમ સૌ કોઇની ધારણા હતી, એટલેજ સ્વાભાવિક રીતે તેની વિનંતિ સાચી હશે કે કેમ એમ શંકા જણાતાં કોઇએ એની વિનંતિ ઉપર ધ્યાન આપ્યું નહિ. મારા મનમાં તો થઇજ ગયું હતું કે એની સાંથ ઓછી લેવી જોઇએ અથવા ભાગ લેવો જોઇએ. ગઇ કાલેજ એક ખેડૂત, જેને મારા પિતાજીએ ચાર વીઘાં જમીન સાંથમાં આપી હતી તેની વિનંતિથી અને તેની સ્થિતિ જોઇને લગભગ છત્રીશેક રૂપિયાની સાંથ ઠરાવેલી હતી તે છોડી દેઇને ભાગ લેવા ઠરાવ્યું હતું અને ભાગમાં પણ એક મણ બાજરીજ મળી હતી. આ ઉપરથી મેં માસ્તરને પણ કહ્યું કે તમે એમ સાંથ ઓછી લો તો સારૂં. કાંઇ પ્રત્યુત્તર મને મળ્યો નહિ, કારણ કે એ કાઇ વિચારમાં ઊંડા ઊતરી પડેલા લાગતા હતા.

આખરે અમે ગામની ભાગોળ લગભગ આવી પહોંચ્યા. માસ્તરને તેમના આરોગ્ય વિષે તેમજ બીજા સમાચારો સર્વ કોઇ જે મળતું તે પૂછતું. તળાવે ગામનો નવો ઓવારો બંધાયો હતો, તે તો મેં જોયોજ હતો. પરંતુ તે ઉપરાંત ત્યાં આગળ ઓવારામાંજ એક ઓસારો ખેંચી ચોમાસામાં સ્ત્રીએ તળાવ ઉપર વરસાદથી ભીંજાઇ ન જતાં તેમને આશ્રય મળે એવી ગોઠવણ કરી હતી. મારી નજર તો અત્યારેજ ત્યાં પડી. ત્યાં જઇને એ જોવાનું મન થયું. પરંતુ ગૃહલક્ષ્મી ત્યાં આગળ આવેલા કૂવા ઉપર પાણી સીંચતાં હતાં એમને મેં જોયાં, એટલે સમાજની રૂઢિને વશ થઇને મારી દૃષ્ટિ ત્યાંથી પાછી ખેંચી લીધી. છેવટે કંઇ ટોળટપ્પાં મારતા અમે આગળ ચાલ્યા. માસ્તરે ગામની થોડી ઘણી ખાનગી વાતો મને કહી અને દોઢ ઇંચ છાતી ફુલાવીને કહ્યું કે “તમારે આવી વાતોથી અજાણ્યા રહેવું પાલવેજ કેમ? હું તો બધાનીયે વાતો જાણું, જેથી કોઇ પણ ભાઇના મોં ઉપરજ તે સુણાવી દેવાય.” હું કાંઇ ન બોલ્યો, પરંતુ મને લાગ્યું કે આ જે શબ્દો તેમના મુખમાંથી નીકળી રહ્યા હતા, તે અત્યારે પ્રવર્તી રહેલા દુષ્ટ હેતુથી રંગાએલા હતા; નહિ તો કોઇને મોં ઉપર તેમના વિષેની ખરી ખોટી વાતો કહેવા માટેજ તે વાતો જાણવાની જરૂર શા માટે હોય?

આખરે અમે ખેતરમાં પહોંચી ગયા. ખેડૂતો પોતપોતાનાં ખેતરોમાં કામ કરી રહ્યા હતા. કૂવા ઉપર કોઇ કોઇ જગ્યાએ કોશ ફરી રહ્યા હતા, ખેડૂતો વરસાદની અછતને લીધે ખેતરોમાં પાણી ફેરવી રહ્યા હતા. કોઇ કોઇ ખેતરોમાં તુવરોને બેઠેલાં ફૂલ પણ વરસાદ સિવાય સુકાવાની તૈયારી માટે ચીમળાઇ જતાં હતાં. કોઇ કોઇ જગ્યાએ જેમણે પાણી પાયું હશે, તેમની તમાકુ

નહિ જેવી સારી હતી. કોઇ કોઇ જગ્યાએ પીળાશ પડતા રંગના ફક્ત એથી ત્રીજા પાનને નહિ સંઘરતા તમાકુના છોડ જ્યારે મેં જોયા ત્યારે મને પૂરેપૂરી ખાત્રી થઇ કે હવે તો હું ખેડૂતાની સુકી વાડીના હાર્દમાં આવી ચઢયો છું. કોઇ કોઇ ખેતરો ખાલી પણ પડી રહ્યાં હતાં. ખેતરોમાં લીલાશને બદલે પીળાશ સારી રીતે જણાઇ આવતી હતી. ખેતરોમાં બે એક કલાક ફરીને અમે ઘેર પાછા ફર્યા ત્યાં તો બાર વાગી ગયા હતા.

*　　　*　　　*

મહાસભાનાં પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં હતાં. એક પછી એક એમ બધા પ્રાન્તોમાં તેમનાં રાજીનામાં સ્વીકારાયાં. મુંબઇ ઇલાકાના ખેર પ્રધાનમંડળે પણ રાજીનામું આપી દીધું. જૂની રીઢી અંગ્રેજ સરકાર વળી પાછી પ્રાન્ત ઉપર સરી પડી. અમલદારો મનસ્વી રીતે વર્તવા લાગી ગયા. અમલદારી દોરનો કાયદો વીંઝાવો શરૂ થઇ ગયો. એક દિવસ બાર વાગ્યે હું ધર્મશાળામાં કોલાહલ થતો સાંભળી અંદર ગયો. એક ખાટલો પાથરેલો પડયો હતો. ઉપર ગાદલું પાથરેલું હતું. ઉપર એક અમલદાર ચઢી બેઠા હતા. એક બાજુ એક ઘોડું બાંધેલું હતું. થોડી વારે મને ખબર પડી કે એ અમલદાર તો સર્કલ ઇન્સ્પેકટર હતા. રાવણીઆ ઉપર હુકમ ઉપર હુકમ છૂટી રહ્યા હતા: 'જા, ઘોડીને માટે ચંદી લાવ, ઘાસ લાવ. જા,' 'અહીંઆં જા, ફલાણાભાઇને બોલાવ. જલદી જા,' વગેરે વગેરે સત્તાશીલ અવાજે હુકમો છૂટતા હતા. સર્કલ ઇન્સ્પેકટર અત્યારે તો જાણે તેમણે પોતેજ નોકરો રાખેલા છે એમ વર્તતા, અને તે પણ જાણે મશીન હોય તેમ 'જલદી કર,' 'આમ આવ,' 'ત્યાં જા,' વગેરે બધું ઝોકીસાથેજ કામ કરાવી દેવા પ્રયત્ન કરતા હતા. રાવણીઆઓને અત્યારે ભારે પડતી હતી. અમલદાર અત્યારે તો જાણે ખુદ શહેનશાહની સત્તાના જેવી સત્તાનો પૂરો ઉપયોગ કરતા હતા. અત્યારે તે ભૂલી ગયા હતા કે તેઓ પણ પોતાના ઉપરી અમલદારના નોકરજ છે.

રાવણીઆને હુકમ કરી એક પછી એક ગામના મુખી મતદારોને તેમજ બીજા આગેવાનોને બોલાવી મંગાવ્યા. મતાદારોની છાતી તો અત્યારે વેંત વેંત ફૂલી રહી હોય એમ છાતી બહાર કાઢીને ઝપાટાબંધ આવી રહ્યા હતા. બધા આવી રહેતાં સર્કલે એક કાગળ કાઢયો, જેના ઉપર જુદા જુદા માણસોનાં નામ લખેલાં હતાં. બધાંની સહીઓ એ કાગળ ઉપર કરાવી લીધી. સર્કલે અહીંઆં ઉસ્તાદીથી કામ કરવા માંડયું. તે આનાવારી નોંધી જવા આવ્યા હતા. આનાવારી ગામના આગેવાનોને પૂછી તેમની સંમતિ પ્રમાણે

નક્કી કરી પછીથીજ સહીઓ લેવી જોઇએ, તેને બદલે કંઇ પણ કહ્યા કર્યા સિવાય પહેલેથીજ સહીઓ લેઇ લીધી. પછી આનાવારી નોંધવાની તૈયારી તેમણે કરવા માંડી. આગેવાનો ભોળીઆ હતા. તેમને બિચારાઓને સર્કલની આ ઉસ્તાદીની સહેજ પણ ખબર ન હતી. સર્કલ લુચ્ચાઇ કરેજ નહિ એમ તેઓ તો માની રહેલા, કારણ કે એ તો અમલદાર છે ને!

સહીઓ લેઇ પરવારીને આનાવારી પૂછવા સર્કલ ટટાર થયા. તે બોલ્યા: "હવે હું જેમ પૂછું તેમ મને જવાબ આપજો. વારુ, વીઘે બાજરી કેટલી થઇ છે?" એક ભાઇ પાસે બેઠેલા બીજાની સંમતિ લેતાં બોલ્યા: "મારે તો વીઘે એકજ મણ બાજરી થઇ છે." બીજા ત્રીજાની સંમતિ સાથે બધાં મળીને વીઘે બે મણ બાજરી નોંધાવવા તૈયાર થયા. સર્કલ સાહેબનો તો પિત્તોજ ઊછળી ગયો! નાકનું ટીચકું ચઢાવી બોલ્યા: "ફલાણા ગામમાં વીઘે ૭ મણ બાજરી લખાવી છે ને તમે બેજ મણ લખાવવા કેમ તૈયાર થાઓ છો? ઊભા રહો, હું તમને બધું બતાવું." એમ કરીને આજુબાજુનાં ગામડાંની આનાવારી નોંધી લાવ્યા હતા તે બતાવીને બોલ્યા: "જુઓ, આ ગામમાં વીઘે સાત મણ નોંધાવી છે. પેલા ગામમાં વીઘે ૭ મણ નોંધાવી છે. તો પછી તમારે પણ એટલી નોંધાવવીજ પડશે." પૂછયા કર્યા સિવાય અમારા ગામનો આંકડો પણ ભાઇ સાહેબે લગભગ ૭ મણનો ચઢાવી દીધો, કારણ કે તેમણે આગેવાનોની સહીઓ તો ક્યારનીયે કરાવી લીધી હતી, એટલે હવે તો બધું તેમનાજ હાથમાં હતું. આ પ્રમાણે એક પછી એક અનાજનું પૂછી લોકોની આનાકાની છતાં પોતાને મનફાવતી આનાવારી લખવા માંડી. વીઘે મણ પાક હોય તો પાંચ મણ અને બે મણ પાક હોય તો આઠ મણ, એ પ્રમાણે લખવા માંડયું. એમની મરજી પ્રમાણે એ આનાવારી કરતા જાય છે, એ જોઇ મારો તો પિત્તો ઊછળીજ આવેલો. અમલદારો કેવી રીતે લોકોને મારી દબાવી પોતાની મરજી પ્રમાણે વર્તે છે તેનો સચોટ ખ્યાલ મને આજેજ થયો. મને થયું કે લાવ હું એમ કહું કે વીઘે અમારે તો હજાર હજાર મણ અનાજ થયું છે! એટલામાં તો એક ભાઇએ એવીજ ટકોર કરી લીધી. કોણ જાણે સર્કલના સાંભળવામાં આ ટકોર આવી નહિ અથવા જાણી જોઇને એ ચૂપ રહ્યા તેની કાંઇ ખબર પડી નહિ. આડકતરી રીતે વાત વાતમાં થોડી વાર પછી એમણે જણાવ્યું કે "મારે તો કાંઇ નહિ. પરંતુ મારા ઉપરી તમારા કહેવા પ્રમાણે જો હું આનાવારી કરું તો મને લડે ને?" આ ઉપરથી ખાસ જણાઇ આવતું હતું કે સાચી આનાવારી નહિ કરતાં

અમલદારો સૌ પોતાની મરજી પ્રમાણેજ આનાવારી કરતા હતા. આખરે કામ પતતાં સૌ વિખેરાઇ ગયા અને માહેબની મરજી પ્રમાણે આનાવારી થઇ ||

* * *

અમારા મહોલ્લામાં એક ઓટલો છે. સાંજે વાળુ કર્યા પછી નાના મોટા બધા ત્યાં આવીને બેસતા. ગામનો તેમજ આજુબાજુનાં ગામડાંનો રોજ રોજનો ઇતિહાસ ત્યાં ચર્ચાતો. હું પણ ઘણી વાર ત્યાં બેસવા જતો. રોજ રોજ નવા નવા ત્રાસની ખબરો આવતી. આ વખતે આજુબાજુનાં ગામોમાં કિસાન-સભાઓ થતી. 'કોઇને એક પાઇ પણ આપવી નહિ, સાંથ ભાગ પણ આપવો નહિ. કોઇના પૈસા વ્યાજે લીધા હોય તો તેનું વ્યાજ તો શું પણ મુદ્દલ પણ આપવું નહિ,' એવા એવા ઠરાવો ઘડાતા. 'માગતો આવે તો સામા થવું, તેને કાઢી મૂકવો,' વગેરે વગેરે સૂચનો થતાં. હરામખોર લોકો ઉપર કિસાનસભાની અસર બહુ થઇ ગઇ હતી. આટલું સાંભળ્યું એટલે બસ. પોતાની મરજી પ્રમાણે તેવા લોકો વર્તવા લાગ્યા. આપવા લેવાનો વ્યવહાર ક્યાંયે ગયો, પણ માગવા આવે તો તેનું ઘાસ બાળવું, તેની તમાકુ ઉપાડવી, તેનામાંથી કાંઇ ચોરી જવું, વગેરે રસ્તા એ લોકોના હાથમાં આવી ગયા. આ પ્રમાણે આજે કોઇની ભેંસ છોડી ગયાની તો કાલે કોઇનું ઘર ફાડ્યાની, કોઇનું ઘાસ બાળ્યાની તો કોઇના વાડ કાપ્યાની, કોઇના આંબા કાપી નાખ્યાની તો કોઇને લૂંટી લીધાની ખબરો સંભળાય, વળી ત્રીજે દિવસે કાંઇ નવું જ તૂત આવીને ઊભું રહ્યું હોય. સહેજસાજ તકરારમાં મારામારી કે કાપાકાપી થઇ હોય. ખૂનો પણ સાધારણ જ થઇ પડ્યાં. અનાજ પૂરતું નહિ હોવાથી તેમજ આવા ઉશ્કેરાટથી લૂંટારૂઓની ટોળીઓ એક પછી એક ગામને લૂંટતી જ હોય, એવી ખબરો આવ્યે જ જતી હતી. આમ સમાચારો આવ્યે જ જતા હતા. આ વખતેજ મને ખરેખર ખેડૂતોની સૂકી વાડી કેવી છે તેનો પૂરેપૂરો ખ્યાલ આવી ગયો. ખેડૂતોને એક બાજુ વરસાદની મૂંઝવણ, બીજી તરફ અમલદારોની મૂંઝવણ, તો ત્રીજી તરફ ચોરલૂંટારાઓની મૂંઝવણ હતી. ખરેખર, ત્યારેજ મને ખેડૂતોની સૂકી વાડીનું હાર્દ સમજાયું.

૩૪, ફર્ગ્યુસન કોલેજ હોસ્ટેલ્સ, મોહનભાઇ ઉમેદભાઇ પટેલ
પૂના ૪

---

## પુનર્લગ્ન

"પણ હા, તમારા જેવી બાળવિધવાઓએ પુનર્લગ્ન કરવું જોઇએ. આપણા હિંદુ સમાજમાં તમારા જેવી કેટલીયે બેનો, લગ્ન પછી જેમણે પોતાના ઘરનો ઉંબરો પણ જોયો નથી, તેઓ વૈધવ્યમાં પોતાનું દુઃસહ્ય જીવન વ્યતીત કરે છે. શું તેવી બાળવિધવાઓ પુનર્લગ્ન ન કરી શકે?"

"કરી શકે."

"તો તમે કેમ પુનર્લગ્ન કરવા ના પાડો છો? તમારે સમાજની સામે પડકાર કરવો જોઇએ. તમારા જેવાંએ તો પુનર્લગ્ન કરી દાખલો બેસાડવો જોઇએ. કેટલીય બાળવિધવાઓ તમારો ધડો લેશે. કેટલીય બાળવિધવાઓનું રસહીન જીવન રસપૂર્ણ બનશે. તમે કેળવાએલ છો. તમે જ્ઞાની છો, સમજુ છો. તમને વધુ શું કહું? તમે પુનર્લગ્ન ન કરી શકો? શું સમાજ તમને તેમ કરતાં અટકાવે છે?"

"એ પ્રશ્ન મને ન પૂછ્યો હોત તો ઠીક. એ વિષે મેં કશો નિર્ણય કર્યો નથી, પણ એટલું તો કહીજ શકું કે હમણાં મારી પુનર્લગ્ન કરવાની ઇચ્છા નથી. સમાજ મને તેમ કરતાં અટકાવી શકે તેમ નથી. સમાજનો મને ડર કે પરવા નથી. માફ કરજો, હું હમણાં પુનર્લગ્ન નહિ કરૂં. સલાહ માટે તમારો ઉપકાર."

"હમણાં પુનર્લગ્ન નહિ કરવાનો તમારો નિર્ણય છે?"

"નિર્ણય કહો કે જે કહો તે, મારે હમણાં પુનર્લગ્ન નથી કરવું."

"કંઇ કારણ?"

"કારણ બહુજ ગંભીર છે."

"મને એ કારણ જણાવી શકશો?"

"તો સાંભળો. સ્ત્રી અને પુરુષને સમાન હક્ક હોવા જોઇએ. હિંદુ સમાજમાં સ્ત્રી અને પુરુષને સમાન હક્ક નથી. સ્વાર્થી પુરુષોએ સ્ત્રીઓના તમામ હક્ક ઉપર તરાપ મારી તે છીનવી લીધા છે. સ્ત્રી પુરુષની માત્ર ગુલામડી બની રહી છે. પુરુષોએ સ્ત્રીઓને પરતંત્રતાના બેડીઓમાં જકડી રાખી છે. જે સમાજમાં સ્ત્રીઓ ઉપર પુરુષો બળાત્કારે અત્યાચાર કરે, સ્ત્રીને અર્ધાંગના નહિ પણ નોકરડીથીએ અધમ દશાએ પહોંચાડે, તેમના તરફ નિર્દય વર્તાવ અખત્યાર કરવામાં આવે, તેમને તાડનની અધિકારિણી ગણી ઢોરથી પણ હલકી પાડવામાં આવે, સ્ત્રી એટલે જાણે નિર્જીવ વસ્તુ, જાણે તેને હૃદય તો

છેજ નહિ, એ સમાજમાં હું એકલી પુનર્લગ્ન કરીને બેસી જાઉં અને બીજી મારી બેનોને અધોગતિમાં સડતી રાખું એ મને રુચે નહિ."

"તે હું કબુલ કરૂં છું."

"પુરુષોએજ સ્ત્રીઓને અંધારામાં—અજ્ઞાનતાના ઊંડા કુવામાં—ધકેલી છે. પુરુષોનેજ પાપે સ્ત્રીઓને પતિતા બનાવી તેમનું જીવન છિન્નભિન્ન બનાવ્યું છે. પુરુષ સ્વાર્થી છે, નિર્દય છે. સ્ત્રી સહનશીલતાની મૂર્તિ છે. તેના ઉપર વરસતા સીતમો એ સહન કરી રહી છે. સ્વાર્થ આગળ પુરુષોએ જ્ઞાનરૂપી ચક્ષુ ગુમાવ્યાં છે, સ્ત્રીઓની જંજીરો વધુ તંગ બનાવી છે. હું એટલી બધી સ્વાર્થી નથી કે સ્ત્રીજાતિના ઉપર થતા જુલમ મારી સગી આંખે હું જોઇ રહું. મારેજ હાથે મારા પગ ઉપર કુહાડો મારવાનું સાહસ નહિજ કરૂં. અવિચારી પગલું હું નહિ ભરૂં. અને એટલેજ હું કરી કહું છું કે પુનર્લગ્ન કરવાની હાલ મારી ઇચ્છા નથી."

"પુનર્લગ્ન કરવું યા ન કરવું તે તમારી મરજી ઉપર અવલંબે છે, પરંતુ વાતે વાત નીકળતાં મને સાફ સાફ શબ્દોમાં એટલું જણાવવા દો કે બધા પુરુષો એવા નથી. અપવાદ તરીકે સ્ત્રીને સમાન દૃષ્ટિએ જોનાર જગતમાં પડ્યા છે; અને તેથી સાથેજ હું કહું છું કે સમાજની અધોગતિ અટકી છે. તમારાં જેવાંએ પુરુષ તરફ આટલો બધો તિરસ્કાર કેળવવો ન ઘટે."

"સ્ત્રીઓ ઉપર બળાત્કારે અત્યાચાર કરનાર પાપી પુરુષોને મેં જોયા છે. સ્ત્રીઓને પરાણે પતિતા બનાવનાર નિષ્ઠુર નરપિશાચો મેં નજરે નિહાળ્યા છે. ૭ ૭ છોકરાંના બાપ થઇ વૃદ્ધ ઉમરે કોડિલી કન્યાનું જીવન બરબાદ કરી તેને વૈધવ્યના ખાડામાં ધકેલતા પુરુષો મેં જોયા છે. રૂઢિગ્રસ્ત હિંદુ સમાજનું સુકાન પુરુષોના હાથમાં છે. હિંદુ વિધવાઓ ઉપર સમાજ સીતમ ગુજારે છે. હાય, હિંદુ સમાજ! કોઇને દુઃખ દેવાથી તને તૃપ્તિ કેમ થતી હશે? અને શું આ બધાંને માટે પુરુષ જવાબદાર નથી?" તેને વધુ બોલવાની ઇચ્છા હતી, છતાં તે વધુ ન બોલી શકી. તેની વાણીમાં ઊંડી વેદના હતી. શરીરમાં કંપારી હતી, તેના શબ્દો તાતાં તીર જેવા હતા.

"શાન્ત થાઓ, વધુ ગુસ્સે ન થાઓ. હું પણ તમને સાફ સાફ શબ્દોમાં જણાવું છું કે ૭ ૭ છોકરાંની મા નિર્દોષ ગભરૂ બાળકોને તરછોડી દામ્પત્ય-જીવનનો લહાવો લેવા દોડી જતી મેં જોઇ છે. વગરવાંકે પુરુષને અળગો કરતી, સ્વચ્છંદી આચરણો આચરતી સ્ત્રી મેં જોઇ છે. અને આવા આવા તો કેટલાય નિંદનીય બનાવો બને છે. સમાજે સ્ત્રીને અંધારામાં રાખી છે, તે હું કબુલ

કરું છું; પરંતુ એટલું નોંધી રાખજો કે પત્નીની પાછળ જીવન કુરબાન કરનાર પુરુષો પણ મેં જોયા છે. પરસ્પર સુખે સુખી અને દુઃખમાં પણ સ્વર્ગીય જીવન જીવતાં સુખી યુગલો મેં જોયાં છે. સ્ત્રીને સમાનદષ્ટિએ જોનાર પણ પુરુષો જગતમાં અસ્તિત્વ ધરાવે છે, અને તેને લીધેજ સમાજની વધુ અધોગતિ થતી અટકી છે."

"સાચું કહું તો હું તેવા જ કોઇ સાથીની શોધમાં છું. હું પુનર્લગ્ન કરીશ, પરંતુ એવા યોગ્ય સાથી સાથેજ."

"ત્યારે 'પાટીદાર'ના ગયા કાર્તકથી પોષ સુધીના અંકમાં એવા પતિની શોધમાં તમેજ જાહેરખબર આપી હશે?"

"ના, એ તો ચરોતરની કોઇ વિધવા બેનની જાહેરખબર લાગે છે. પણ હું યે કોઇ ભાવનાશાળી પતિની શોધમાં છું અને એમ કરી વિધવા સ્ત્રીઓનાં દુઃખ ટાળવાના પ્રયત્નમાં છું."

"પ્રભુ આપને એ કાર્યમાં મદદ કરો.

અલિંદ્રા સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

---

## 'સેપ્ટીક ટેંક'વાળાં જાજરૂ

**શહેરોમાં,** ગામડાંઓમાં કે કોઇ પણ જગ્યાએ માણસોનાં દરેક વસવાટની સાથે જાજરૂની આવશ્યકતા હોય છેજ; અને તે માટે જાજરૂના મેલાનો પદ્ધતિસર અને શારીરિક તંદુરસ્તીને નુકસાનકારક ન થાય તેવો સુઘડ નિકાલ કરવો એ ઘણું જરૂરનું છે. હિંદુસ્થાનનાં ઘણાંખરાં શહેરોમાં અને ખાસ કરીને તમામ ગામડાંઓમાં આ પ્રશ્ન તરફ પૂરતું લક્ષ ન આપવાને કારણે બીજા દેશો કરતાં હિંદુસ્થાનનાં શહેરોમાં તથા ગામડાંઓમાં કોલેરા, ટાઇફોઇડ, વગેરે ગંભીર પ્રકારના રોગો વધુ પ્રમાણમાં ફાટી નીકળે છે. આવા પ્રકારના રોગો અટકાવવાથી મરણનું પ્રમાણ ઓછું થાય એ દેખીતી વાત છે. ઉપરાંત ગામડાંનાં સ્ત્રીપુરુષો વરસાદ, ઠંડી, તાપ, કાદવ, કીચડ, કાંટા, વગેરે વિટંબણાઓ વેઠી, મર્યાદા ન જળવાય તે રીતે વખત કવખત ગામને પાદરે ખુલ્લામાં પોતાની દૈનિક હાજતનો ઘણીજ ગંદી રીતે નિકાલ કરે છે અને પોતે બેસુમાર દુઃખ તથા બેશરમી ભોગવવા ઉપરાંત ગામના પાદરને મલિન કરી મૂકે છે. આ ઉપરથી એ ચોકખું સમજાશે કે જાજરૂના મેલાનો નિકાલ શારીરિક તંદુરસ્તીને

હાનિકારક ન થઇ પડે તે પ્રમાણે ચીવટથી અને સુઘડતાથી કરવો એ સામાન્ય મહત્ત્વની નહિ, પરંતુ જીવનમરણ જેવી ઘણીજ ભયંકર અને વિચારવા લાયક બાબત છે. આ લેખમાં મુખ્યત્વે ગામડાંઓની સ્થિતિનો વિચાર કરી ઓછે ખર્ચે તેમનાથી અમલમાં મૂકી શકાય તેમજ વ્યવહારમાં અનુકૂળ થઇ પડે તેવા પ્રકારનાં જાજરૂ અને તે સાથે બાંધવાના સેપ્ટીક ટેંકની વ્યવસ્થા માટે સાદી સમજ આપવામાં આવી છે.

જાજરૂઓના સામાન્ય પ્રકાર અને તેની ટૂંકી સમજ નીચે આપ્યાં છે:

૧. પાકા ચણતરનાં અગર કાચી બનાવટનાં જાજરૂમાં માત્ર મેલું જાજરૂ નીચે તગારામાં અથવા ડોલમાં એકઠું કરવામાં આવે છે અને પેશાબ તેમજ ગંદા પાણીનો પાકી અગર કાચી ગટર મારફત ખાળકૂવા વગેરેમાં નિકાલ કરવાનો રહે છે. મેલું ઉઠાવી તેનો છેવટનો યોગ્ય નિકાલ કરવા આવા પ્રકારનાં જાજરૂ માટે ભંગી વગેરે રાખવાની જરૂર રહે છે. આવા પ્રકારનાં જાજરૂ ખાસ કરીને નાની મ્યુનિસિપાલિટીવાળા કસ્બાનાં ગામોને થોડે ઘણે અંશે અનુકૂળ થઇ પડે છે. આ પદ્ધતિ ખર્ચાળ અને ગંદી છે, તે ઉપરાંત સિદ્ધાન્તની દૃષ્ટિએ પણ એક શક્ત મનુષ્યનું મેલું બીજો માણસ હરહમેશ પોતાના હાથથી સાફ કરે તેથી મેલું સાફ કરનાર માણસ ભયંકર રોગોના જંતુઓના હલ્લાને પાત્ર થાય છે, એટલુંજ નહિ પણ એ વસ્તુ મનુષ્યજાતને લજ્જાસ્પદભરી છે. અસ્પૃશ્યો ગંદકી સાફ કરવાનું કામ કરે છે એ જોકે સમાજની મોટામાં મોટી સેવા છે, પરંતુ તે કારણે પણ તેઓને સ્પર્શ કરવામાં સૂગ માનવામાં આવે છે, એ વસ્તુ ઘણીજ દુષિત, અન્યાયી, તદુપરાંત અસ્પૃશ્યતાના દૂષણને ટેકો આપનારી છે, એ બીના ખાસ લક્ષમાં રાખવા જેવી છે. ઉપરનાં કારણો વગેરેને લીધે આ પદ્ધતિ જનતા માટે અનુકૂળ તેમજ વ્યાજબી જણાતી નથી.

૨. **વોટર કેરેજ સીસ્ટમ:** આ પદ્ધતિ કેવળ મોટાં શહેરોને ઉપયોગી થાય તેવી છે, તેમજ શરૂઆતના ખર્ચમાં ઘણીજ ખર્ચાળ અને જ્યાં પાણીના નળ હોય, વધુ પાણી સહેલાઇથી મળી શકે તેમ હોય તેવાં શહેરોનેજ અનુકૂળ છે. આ પદ્ધતિથી મેલું, પેશાબ તથા ગંદું પાણી વગેરે તમામ ચીજ પાઇપ દ્વારા દરિયાના પાણીમાં અગર તેને શુદ્ધ કરી મોટી નદીઓમાં છોડવામાં આવે છે, અથવા શાસ્ત્રીય પદ્ધતિથી મેલા વગેરેને અમુક દરજ્જે શુદ્ધ કરી 'સુએજ ફાર્મ' ઉપર ખેતીના ઉપયોગમાં લેવામાં આવે છે. આ પદ્ધતિ પણ ગામડાંઓ માટે હાલના સંજોગોમાં અનુકૂળ નથી.

૩. વસવાટવાળી જગ્યાએથી થોડે દૂર ખાડા ખોદી તે ઉપર એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવી શકાય તેવાં **કાચાં જાજરૂ:** આ જોકે ઓછાં ખર્ચાળ છે, પરંતુ હરવખતે જાજરૂનો ઉપયોગ થયા બાદ, મેલા ઉપર માટી ઢાંકી વાળવા માટે જોઇએ તેવી ચીવટ સામાન્ય માણસો રાખતા નથી. ઉપરાંત, ચોમાસામાં આવાં જાજરૂઓ અનુકૂળ પડતાં નથી, છતાં જે લોકો ખર્ચને કારણે સેપ્ટીક ટૅંકવાળાં જાજરૂ બનાવવા તૈયાર ન હોય તેમણે આવાં કાચાં જાજરૂ બનાવવાં જોઇએ, જેથી ખુલ્લામાં જાજરૂ જવાની પ્રથા બંધ થાય અને ખુલ્લી જમીનવાળા મળ ઉપર બેઠેલી માખો આપણા ખોરાક ઉપર બેસવાનો સંભવ રહે નહિ. હરિપુરા મહાસભાના અધિવેશન વખતે આવાં કાચાં જાજરૂઓ બનાવવામાં આવ્યાં હતાં અને તે દરેક જણ સહેલાઇથી પોતાના વાડામાં બનાવી શકે છે. કોઇ પણ સંજોગોમાં ખુલ્લામાં જાજરૂ જવાની પ્રથા બંધ કરવી જોઇએ. જો બહુ દૂર ખેતરોમાં જાજરૂ જવામાં આવે તો કંઇ હરકત નથી, પણ સ્ત્રીવર્ગને અને બાળકોને માટે તેમ કરવું મુશ્કેલ હોવાથી આવાં કાચાં જાજરૂની ખાસ ભલામણ કરવામાં આવે છે. પણ જેઓ પાકાં જાજરૂ બનાવી શકે એવી સ્થિતિના હોય તેમને માટે નીચે બતાવેલી 'સેપ્ટીક ટૅંકવાળાં જાજરૂ'ની યોજના ખાસ આવકારદાયક થઇ પડશે.

૪. **સેપ્ટીક ટૅંકવાળાં જાજરૂ:** આ પદ્ધતિમાં લગભગ ભંગી જાજરૂની ઢબનું પાકું જાજરૂ બાંધવામા આવે છે અને જાજરૂની પાછળ શાસ્ત્રીય પદ્ધતિ મુજબની પાકી ટાંકી એટલે સેપ્ટીક ટૅંક બાંધવામાં આવે છે. જાજરૂમાં પડતું મેલું, પેશાબ તથા ગંદુ પાણી, વગેરે તમામ મેલી વસ્તુઓ પાઇપ મારફત સેપ્ટીક ટૅંકમાં લેઇ જવામાં આવે છે. સેપ્ટીક ટૅંકનું કાર્ય મુખ્યત્વે મેલાની જ અંદર રહેલા જંતુઓની ક્રિયા દ્વારા, બની શકે તેટલા પ્રમાણમાં, મેલાને પ્રવાહી સ્થિતિમાં લાવવાનું અને સાથે સાથે મેલાની અંદર રહેલા દુર્ગંધમય અને હાનિકારક તત્ત્વોને વાયુના રૂપમાં બનાવી તે વાયુને સેપ્ટીક ટૅંકને મથાળે મૂકવામાં આવતી ઊંચી વાયુનળી (વેંટ પાઇપ) મારફત આકાશમાં બહાર કાઢી નાખવાનું હોય છે. આ મુજબ જંતુક્રિયાથી મેલામાંના ઓર્ગેનીક એટલે કહેવાય તેવા હાનિકારક ઘન પદાર્થો પ્રમાણમાં 'સેપ્ટીક ટૅંક'માં પ્રવાહી તથા વાયુરૂપ થઇ પચી જાય છે અને ન પચી શકે તેવા બાકીના ઘન પદાર્થો જે મોટે ભાગે 'ઇનઓર્ગેનીક' હોઇ નિર્દોષ હોય છે તે સેપ્ટીક ટૅંકને તળીએ બેસી જાય છે. ઉપર પ્રમાણેની સેપ્ટીક ટૅંકમાં થતી ક્રિયાથી સેપ્ટીક ટૅંકમાંથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ એવી સ્થિતિનો બને છે કે સૂર્યના તાપ

વગેરેથી તેનાં હાનિકારક તત્ત્વો થોડા જ વખતમાં બીજા નિર્દોષ રૂપમાં ફેરવાઈ જાય છે, અને તેથી કોઈ પ્રકારની ખાસ ગંદકી માલમ પડતી નથી.

સેપ્ટીક ટેંકવાળાં જાજરૂ વાપરનારે નીચેની બાબતો ખાસ લક્ષમાં રાખવી જોઈએ:

૧. સેપ્ટીક ટેંક ઉપયોગમાં લેતા પહેલાં તેને પ્રથમ પાણીથી ભરી ત્યાર બાદ જાજરૂનું મેલું તેમાં દાખલ થવા દેવું.

૨. જાજરૂનો ચાલુ ઉપયોગ રાખવો અને પાણીનો છૂટથી ઉપયોગ કરવો. જાજરૂનો ઉપયોગ કરી હર વખતે જાજરૂની બેઠકમાં એક મોટી બાલદી પાણી નાખી મેલું બરાબર સાફ કરવું.

૩. બહારગામ જવા વગેરેને કારણે જાજરૂનો કદાચ ચાલુ ઉપયોગ ન થાય અને તે કારણે સેપ્ટીક ટેંકની અંદરનો પ્રવાહી પદાર્થ સુકાઈ જાય તો સેપ્ટીક ટેંકમાં ફરી પૂરેપૂરૂં પાણી ભરી ત્યાર બાદ જાજરૂનો ઉપયોગ કરવો.

૪. સેપ્ટીક ટેંકમાંથી બહાર નીકળતો પ્રવાહી પદાર્થ જ્યારે જ્યારે દુર્ગંધ વાળો જણાય ત્યારે ત્યારે સેપ્ટીક ટેંકમાં નીચે બેસી ગએલું કચરૂં સાફ કરી ફરી સેપ્ટીક ટેંકમાં પૂરેપૂરૂં પાણી ભરી ત્યાર પછી તેને કામમાં લેવું.

૫. સેપ્ટીક ટેંકમાંથી બહાર નીકળતું પ્રવાહી મેલું પાણી જેવું અને મોટે ભાગે દુર્ગંધહીન હોય છે; પણ તેમાં જંતુઓનું પ્રમાણ ઘણું હોઈ તે નુકસાનકારક હોય છે, જેથી તેને સૂર્યના તાપથી શુદ્ધ કરવું ખાસ જરૂરનું છે. આ માટે સેપ્ટીક ટેંકને બીજે છેડે એક પાકી નાની કુંડી બાંધી તેમાં થોડો કળીચૂનો અગર ચૂનાના પત્થરના ટુકડાઓ ભરી તેમાં થઈ તે પાણીને ખુલ્લામાં અને બને તો ફૂલઝાડ વગેરેમાં વાળીને જમીનમાં વહેવા દેવું.

સેપ્ટીક ટેંકની રચના નીચે ટૂંકામાં બતાવી છે તેમજ સાથે તેની અંદરના મેલામાં થતા ફેરફારો વગેરેની ક્રિયા જોકે સામાન્ય માણસોની સમજ માટે ગુંચવણભરેલી છે, છતાં બને તેટલી સરળ ભાષામાં ટૂંકી રીતે નીચે દર્શાવી છે:

સેપ્ટીક ટેંક એટલે એક લંબચોરસ પાકી ટાંકી, જેમાં વચ્ચે એક આડી દિવાલ મૂકી બે વિભાગ પાડવામાં આવે છે. વચલી દિવાલનું મથાળું જે સપાટીએ મેલું તથા ગંદુ પાણી ટાંકીમાં પ્રવેશે તથા ટાંકીમાંથી બહાર નીકળે તેજ સપાટીએ જોઈએ. ટાંકીના બન્ને વિભાગોનું તળિયું વચલી દિવાલ તરફ સહેજ ઢળતું રાખવામાં આવે છે, જેથી મેલાંની અંદર રહેલી ભારે અને ન ઓગળી શકે તેવી વસ્તુઓ વચલી દિવાલ પાસે બન્ને બાજુ સહેલાઈથી એકઠી થાય.

પ્રવેશદ્વારથી થોડે દૂર બીજી એક લટકતી દિવાલ રાખવામાં આવે છે. આ લટકતી અદ્ધર દિવાલ હોવાને કારણે પ્રવેશદ્વારમાંથી આવતું મેલું સીધેસીધું બીજા વિભાગમાં જઇ શકતું નથી, પરંતુ આ લટકતી દિવાલની નીચે થઇને ફરજિયાત જાય છે; અને તેમ થવાથી ભારે પદાર્થો વચલી દિવાલ આગળ સહેલાઇથી જમા થઇ જાય છે, અને મેલાને પચવામાં એટલે કે પ્રવાહી સ્થિતિમાં બનવામાં સરળતા થાય છે. વચલી દિવાલમાં પણ ઉપરના ભાગમાં એક વળેલી પાઇપ મૂકવામાં આવે છે, જે મારફત મેલાનો અમુક અંશે પચેલો પ્રવાહી ભાગ પહેલા વિભાગમાંથી બીજા વિભાગમાં જાય છે. ટાંકીનું પ્રવેશ-દ્વાર અને ગંદું પાણી બહાર નીકળવાનું બાહ્ય દ્વાર, એ બન્ને ટાંકીના એક તરફનાં છેડા ઉપર સામસામે અને એક જ લીટીમાં હોય છે; પરંતુ વચલી દિવાલમાંની વળેલી પાઇપ ટાંકીના બીજા છેડા તરફ હોય છે. આ પ્રમાણેની વ્યવસ્થાથી પ્રવેશદ્વારમાંથી જે મેલું ટાંકીમાં દાખલ થાય છે તે સહેલાઇથી બાહ્ય દ્વાર સુધી જઇ શકતું નથી. પરંતુ વચ્ચેની દિવાલની ઉપરના ભાગમાં વળેલી પાઇપ બીજી બાજુ હોઇ બે વળાંક લેઇ તથા ઉપર નીચે થઇ મેલું મુશ્કેલીથી બાહ્ય દ્વાર સુધી જઇ શકે છે અને તેમ થવાથી મેલાની અંદર રહેલા ઓગળી શકે તેવા હાનિકારક પદાર્થો પૂરતા પચી જઇ વધુ પ્રવાહી સ્થિતિમાં આવી જાય છે અને ફક્ત વજનમાં ભારે અને ન પચી શકે તેવા (ઇનઓર્ગેનીક) પદાર્થો ટાંકીને તળિયે બેસી જાય છે. જે પદાર્થ ટાંકીને તળિયે બેસી જાય છે તે ખાસ કરીને હાનિકારક હોતા નથી અને જરૂર પડયે ટાંકીના મથાળાનું ઢાંકણુ ખુલ્લું કરી તેને બહાર કાઢી ટાંકી સાફ કરી શકાય છે.

ટાંકીના પ્રવેશદ્વાર આગળ અંગ્રેજી અક્ષર 'T'ના જેવી પાઇપ મૂકી તેના ઉપરના છેડા સાથે વાયુનળી ગોઠવી જાજરૂના છાપરાથી પાંચથી વધુ ફુટની ઊંચાઇ સુધી લેઇ જવામાં આવે છે. અને ટાંકીના બીજા વિભાગમાં ચીનાઇ માટીની વળેલી પાઇપ ટાંકીના ઢાંકણમાં કાણું પાડી જડવામાં આવે છે. આ પ્રમાણે થવાથી ટાંકીની અંદર હવાની આવ-જા થાય છે અને દુર્ગંધ આપનારા નુકશાનકારક હલકા વાયુઓ ઊંચી વાયુનળી મારફત આકાશમાં જઇ શકે છે. ટાંકીનું બાહ્ય દ્વાર ટાંકીના પ્રવેશદ્વાર કરતાં આશરે બે ઇંચ જેટલું નીચું રહે છે, જેથી બીજા વિભાગનું ગંદું પાણી પહેલા વિભાગમાં પાછું ઠેલાય નહિ. વાયુનળીને મથાળે તારનું ઢાંકણુ રાખવામાં આવે છે, જેથી બહારની વસ્તુ તેમાં પેસી શકે નહિ. ટાંકીના અંદરના તમામ ભાગને સીમેન્ટ પ્લાસ્ટર કરવું ખાસ જરૂરી છે. ટાંકીની ગંદી હવા જાજરૂમાં દાખલ ન થાય તે માટે

ઇંટર સેપ્ટીક ટ્રેપ વાળો 'P' અથવા 'S' આકારનો ચીનાઇ માટીનો સોઇલ-પેન જાજરૂની બેઠકમાં વાપરવો સલાહકારક છે.

ઉપર પ્રમાણે સેપ્ટીક ટેંકની બનાવટ જોકે સહેલી છે, છતાં તેમાં કોઇ ખામી રહેવા ન પામે તે માટે આ બાબતના નિષ્ણાતની સલાહ લેઇ કામ કરવું ફાયદાકારક થઇ પડશે. આ તમામ બાબતો સંબંધે જરૂર જણાતી વધારાની દરેક માહિતી જિ. લો. બોર્ડ ઓફિસ, સુરત મુકામે રૂબરૂમાં આવી મળવાથી આપવામાં આવશે.

પાંચ માણસો વાળા એક કુટુંબ માટે સાદામાં સાદું આ જાજરૂ અને સેપ્ટીક ટેંક, બન્ને ગણીને ખર્ચ આશરે રૂા. ૨૫૦ થાય છે, જે પૈકી જાજરૂનો ખર્ચ આશરે રૂા. ૧૭૦ અને સેપ્ટીક ટેંકનો ખર્ચ આશરે રૂા. ૮૦ સામાન્ય સંજોગોમાં થશે. સેપ્ટીક ટેંકની લંબાઇ તેની પહોળાઇના કરતાં ત્રણથી ચાર ગણી ગણવી અને તેની ઊંચાઈ ચાર ફુટ અને તેથી વિશેષ, માણસોના પ્રમાણ પ્રમાણે, રાખવી. દાખલા તરીકે, ૨૦ માણસોનું કુટુંબ હોય તો તેને માટે દરેક માણસ દીઠ ઓછામાં ઓછા અઢી ઘનફુટને હિસાબે ૫૦ ઘનફુટ જગ્યાવાળું સેપ્ટીક ટેંક બાંધવું જોઇએ. અને તેની ઊંચાઈ જો અઢી ફુટ નક્કી કરવામાં આવે તો તેની પહોળાઇ અઢી ફુટ અને લંબાઇ ૮ ફુટ, ઉપરને હિસાબે, રાખવાં જોઇએ. દર માણસ દીઠ અઢી ઘનફુટને બદલે ચાર ઘનફુટ પ્રમાણે સેપ્ટીક ટેંક બાંધ્યું હોય તો તે લાંબે અંતરે સાફ કરવું પડે.

ઇંડિયન હ્યુમ પાઇપ કંપની પણ ગોળ પાઇપના તૈયાર સેપ્ટીક ટેંક બનાવી તેનું વેચાણ કરે છે અને તે સંબંધેની માહિતી તથા તેના ભાવ વગેરે કંપનીની મુંબઇ ઓફિસે પુછાવવાથી મળી શકે છે.

શાસ્ત્રીય પદ્ધતિનાં સુધડ જાજરૂ અને સેપ્ટીક ટેંક બાંધી વાપરવાની યોજનાને પ્રજા જેટલા વધુ પ્રમાણમાં આવકાર આપશે તેટલાજ પ્રમાણમાં લોકોની તંદુરસ્તી અને સગવડ વધશે એ ખાસ નોંધવા લાયક વસ્તુ હોઇ આ ટૂંકા લેખનો સમજણપૂર્વક સર્વકોઇ માણસ અમલ કરશે એવી આશા રાખવામાં આવે છે.

('સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય' જાન્યુઆરી, ૧૯૪૦)

જશભાઇ પટેલ,
એન્જીનિયર,
જિ. લો. બોર્ડ, સુરત

---

# ઘરડાં માબાપના જૂના રિવાજો

આ જે આપણા દશકોશીમાં આપણા સમાજની અંદર લગ્નપ્રસંગે સામા સામી–એટલે સાટા પાટી અગર તો ત્રેખડાં–કરવામાં બહુ જ આવે છે. આ જૂના રિવાજો હજુ સુધી ચાલ્યા આવે છે, એટલે આપણી બેન કે દીકરી સામાને ત્યાં અને બદલામાં સામાની બેન કે દીકરી આપણે ત્યાં દેવાય એવી પ્રથા ચાલે છે. આપણે ઘેર સામાની બેન કે દીકરીને તેડી લાવ્યા કે તરત જ આપણી બેન કે દીકરીને સામાને ઘેર મોકલવી પડે છે. કદાચ છોકરી નાની હોય કે ભણતી હોય તો તેને ભણવાનું બંધ કરીને પણ મોકલવી પડે છે, ત્યારે તેનું મન બીલકુલ નારાજ હોવાથી રડી પડે છે. પણ બળદને અને બેટીને ગમે ત્યાં આપો, પણ તેણે ત્યાં જવું જ પડે. તેવી રીતે જનાવરના જેવો ન્યાય આ દશકોશીમાં ઠોકી બેસાડેલો છે. આમ સાટાં કરવાથી સાળો કોને કહેવો ને બનેવી કોને કહેવો, તેની પણ સમજણ પડે નહિ. વળી એક જણની આર્થિક સ્થિતિ સારી હોય અને બીજો ગરીબીમાં કે સાદાઇમાં જીવન ગુજારતો હોય, ત્યારે તેને સામાવાળાઓ કહે કે 'અમારી છોકરી પાસે જેટલું હોય તેટલું તારી છોકરીને આપ, તો મારી છોકરીને મોકલું.' ત્યારે એ ભાઇને કરજ કરી તેમના પ્રમાણે કરવું જ પડે છે. જો કદાચ કરજ ન કરે તો અને તે પ્રમાણે ન દે તો જરૂર સામા સામી કજિયા થાય છે, જેથી છોકરાછોકરીનું મન નારાજ થઇ એક બીજા ઉપર પ્રેમ રહેતો નથી. પરિણામે આખી જિંદગી કજિયામાં જ જાય છે, તેમની પ્રજા પણ તેમના જેવી જ કજિયાળી હોય છે.

સાટા પાટીમાં કજોડાં તો બહુ જ થાય છે. સ્ત્રીઓ મોટી ઉમરની હોય છે અને પુરુષો નાની ઉમરના હોય છે, અથવા પુરુષો મોટા હોય તો છોકરીની ઉમર બહુ નાની હોય છે. પરિણામે બંનેની આખી જિંદગી પ્રેમ વગર ચાલી જાય છે, જેથી પ્રજા અભણ અને બુદ્ધિ વગરની રહે છે. વળી રિવાજ તો એવો છે કે એક મોકલે તો જ સામો મોકલે, નહિ તો ભલે ને છોકરી વીસ વરસની–ઉમર લાયક–થઇ હોય કે તેનું મન ગમે તેટલું સાસરે જવાનું હોય, પણ સામાના મોકલ્યા સિવાય તો તેનો બાપ મોકલે જ કેમ? આવી જ પ્રથા પડેલી હોય છે. આવી રીતોથી છોકરીઓ બહુ જ નિસાસા નાખી દુઃખી રહે છે. પણ આ વાત એ કરે કોને? ઘણેખરે ઠેકાણે છોકરી ભણેલી હોય અને પુરુષ અભણ હોય છે, એટલે પ્રેમ બંધાતો નથી. અથવા છોકરો ભણેલો હોય અને છોકરી અભણ હોય છે, ત્યારે પણ છોકરાને મનપસંદ ના હોય, છતાં વેઠવું પડે છે. આ બધું દુઃખ સહન કરવું પડે છે.

આ મારા અનુભવની વાત છે. માટે હું ઘરડાંઓને, માબાપોને અને યુવાન ભાઈબેનોને નમ્રતાથી કહું છું કે આપણને પૂજ્ય ગાંધીબાપુ કહે છે તેમ જ્યારે આપણને ત્રણ પૈસાની કોરી કુંભારને ત્યાંથી લાવવી હોય છે, ત્યારે ત્રણ વખત તેને ટકોરા મારી જોઈને લાવીએ છીએ. અને તે તો છ માસ કે બાર માસજ ચાલવાની હોય છે. તો આખી જિંદગી સુધી એક બીજાએ સંપીને પ્રેમથી રહેવાનું છે, તેવાં વરકન્યાને સામસામી છૂટથી પસંદ કર્યા સિવાય કેમ પરણાવી શકાય? માટે ભાઈબેનો, હવેથી આપણાં ઘરડાં માબાપના જૂના રિવાજો કાઢી નાખી છોકરાછોકરીઓને છૂટ આપી સ્વતંત્રતાથી પસંદગી કરવાને કહેવું, તેમાં આપણે માથું મારી દખલગીરી કરવી નહિ અને સાટાં, પાટી કે ત્રેખડાંના જૂનવાણી રિવાજોને નાબુદ કરવા.

ઘણાંખરાં ગામમાં તો વળી ચાંદ લેઇને છોકરાઓ જન્મ્યા હોય તેવી રીતે છોકરીના બાપ પાસેથી થોડુંઘણું પડાવે છે. વળી ઘણાખરા ભાઈઓ તો પશુની માફક છોકરી વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. પણ છોકરા-છોકરીની પૈસાથી લેવડદેવડ કરવી તેમાં મહાઘોર પાપ છે, માટે કરીને જૂના વિચારો કાઢી નાખવા સારૂ દરેકને મારી નમ્ર વિનંતિ છે. મારી દુઃખી સ્થિતિને લીધે મને પોતાને અનુભવ થયો છે.

બીજું આપણી રીતોમાં લગ્નપ્રસંગે જમણવાર કરવામાં આવે છે, ત્યારે હદ વગરના માણસોની જાન લાવવામાં આવે છે. મરણ પાછળ ક્રિયાકારજમાં પણ બહુ ખર્ચ કરવામાં આવે છે. હવે ઘણાંખરાં ગામડાં સુધરી બારમાં કાઢી નાખીને દસમું રાખે છે, છતાં મરનાર પાછળ બીજાંને ગમે તેમ કરી મારે તો છેજ. બારમે દિવસે જમણવાર થતો તેને બદલે દસમે દિવસે થાય છે. તે પ્રસંગે જેમને આપણા સમાજમાં વસવાયાં કહે છે, તે લોકોને પણ બહુજ આપવું પડે છે.

આવા જૂના રિવાજો કાઢી નાખવા યુવાન ભાઈબેનોએ સંગઠન કરી દરેક ગામડે ફરીને સમાજને શાન્તિપૂર્વક સમજાવી સાટાં, પાટાં, સામા સાભી, કે ત્રેખડાં, કન્યાવિક્રય, વરવિક્રય, અને લગ્ન પાછળ તથા મરણ પાછળ ક્રિયાઓ, જમણવાર, આ બધું નાબુદ કરવા તનતોડ મહેનત કરવી ઘટે. અપમાન સહન કરવું પડે તોપણ સમાજની સેવા કર્યાજ કરવી ઘટે. અને સ્વચ્છતા, સાદાઈથી રહેવા પ્રચાર કરવો, મોહમમતાને અને અભિમાનને દૂર કરી રેંટિયો કે તકલી લેઇને બેસવું, જેથી વિચારો સારા પ્રામાણિક થાય એવી યોજના કરવી ઘટે.

નારેલ (દ. દશક્રોઇ) ભલાભાઇ ફકીરભાઇ પટેલ

—*—

## ૮. હરિજનોના હક્કના સંરક્ષણ માટે

### જાહેર સંસ્થાઓના છૂટથી ઉપયોગ માટે મુંબઇ સરકારનો હુકમ.

બીજી નાતો તથા જાતોના લોકો જાહેર કૂવાઓનો, તળાવોનો અને તેવી જ સંસ્થાઓનો જે રીતે ઉપયોગ કરે છે તેજ રીતે એ કૂવાઓનો, તળાવોનો અને સંસ્થાઓનો છૂટથી ઉપયોગ હરિજનો પણ કરી શકે એ માટે સરકારી અમલદારોએ તકેદારી રાખવી જોઇએ એવો જે હુકમ પહેલાં સરકારે કાઢ્યો હતો, તે હુકમ તરફ ફરીથી મુંબઇ સરકાર વિભાગોના કમીશનરોનું, જિલ્લાના કલેક્ટરોનું અને બીજા અમલદારોનું ધ્યાન ખેંચે છે.

જાહેર સંસ્થાઓનો ઉપયોગ હરિજનો કરે એવા પ્રસંગો જ્યારે જ્યારે આવે ત્યારે ત્યારે, તેઓ એવો ઉપયોગ છૂટથી વિના હરકતે કરી શકે તે માટે, અમલદારોએ પોતાની સત્તાના કોઇ પણ અધિકારનો ઉપયોગ કરતાં પાછા પડવું નહિ.

બધા કલેક્ટરોને વિનંતિ કરવામાં આવે છે કે પોતાના જિલ્લામાં કેટલા કૂવા છે, 'સર્વે નાતોના તથા જાતોના લોકને વાપરવાનો અધિકાર છે,' એવાં પાટિયાં કેટલા કૂવા ઉપર લગાડયાં છે અને કેટલા કૂવા ઉપર એવાં પાટિયાં નથી, એ બાબતનો રિપોર્ટ કરવો. જ્યાં એવાં પાટિયાં નથી ત્યાં એવાં પાટિયાં મૂકવાની સ્થાનિક સત્તાધીશોને હુકમ કરવાની અને અમુક યોગ્ય સમયમાં એવાં પાટિયાં મુકાયાં છે કે નહિ તે જોવાની કલેક્ટરોને સૂચના કરવામાં આવે છે. જે સ્થળે એવા હુકમનો અનાદર થયો હોય તે સ્થળ વિષે અમલદારોએ સરકારને રિપોર્ટ કરવા

આશા રાખવામાં આવે છે કે સૌ મુલકી અમલદારો ડિસ્ટ્રિકટમાં ફરવા નીકળે ત્યારે કૂવાઓ ઉપર એવાં પાટિયાં બરાબર સારી સ્થિતિમાં છે કે નહિ અને તેને કોઇ બગાડતું તો નથી, તે બાબતની તેઓ ચોકસાઇ રાખે.

## ૯. ગોધનને બચાવો

રાષ્ટ્રનું સાચું ધન ગોધન છે. આજના ધાર્મિક વૃત્તિ વાળા હિંદુઓ ગાયને પૂજ્ય ગણે છે, અને તેની પૂજા કરી દર્શન કરી કૃતાર્થ થયા માને છે. દેશના હિતચિંતકો ગાયને ઉપયોગી પ્રાણી ગણે છે, તેને પાળવા દરેકને ઉપદેશ આપે છે, પરંતુ પોતાને આંગણે ગાય પાળતા નથી કે બીજા કોઇને પળાવી શકતા નથી. ગોસંસ્થાની અને પાંજરાપોળની પ્રથા સારી છે, પરંતુ તે ઘણી ખર્ચાળ છે. આટલાં નાણાં ગાયો રાખનાર વર્ગોના ઘડતર પાછળ ખર્ચાય તો લાખો ગાયોનો

બચાવ થઇ શકે. રબારી–ભરવાડો ગાયો રાખે છે, પણ ગોચરો ભાંગી જવાથી તે નિરાધાર સ્થિતિમાં છે. કાળદુષ્કાળે પરદેશ વેઠીને, અનેક કષ્ટો સહન કરીને આજ સુધી રબારી–ભરવાડોએ થોડીઘણી ગાયો સાચવી રાખી. હવે તેને પાળી શકવાની હિંમત તેનામાં રહી નથી, કારણ કે દિવસે દિવસે નવા નવા કાયદાઓથી તેમને હેરાન કરવામાં આવે છે. ગાય રાખવી એ તેમને માથે ગુનો આવી પડયો છે. જમીનકેસ, ચરાઈનો કાયદો અને 'ઢોરનિબંધ' જેવા કાયદાઓથી રબારી–ભરવાડો ભિખારી બનતા જાય છે. આ કાયદાઓથી જેટલી ગાયો હરરાજ થઇ કતલખાનાવાળાઓને મળે છે તેટલી ગાયો તેમને ખરીદવા જતાં પણ મળી શકે નહિ. તો આવે સમયે અને આવી પરિસ્થિતિમાં અમો દરેક પ્રજાકીય આગેવાનોને તથા સંસ્થાઓને વિનંતી કરીએ છીએ, કે જો હિંદના આ મહામા રાષ્ટ્રધનને બચાવવું હોય તો દરેક ખેડૂતને એકેક ગાય પાળવાને માટે દબાણ લાવવાની જરૂર છે. ખેડૂત પોતાને આંગણે બબ્બે ત્રણ ત્રણ ભેંસો પાળે છે, તો એકેક ગાય પાળવામાં મુશ્કેલી નથી.

ખેડૂતને ખાતર અને બળદ જોઇએ છે, પણ તેની ઉત્પાદક ગાયને તે ભૂલી ગયો છે. માટે દરેક ખેડૂતને ફરજીઆત ગાય પાળવાનું દબાણ કરવામાં નહિ આવે ત્યાં લગી તેઓ પાળી શકવાના નથી. ધારાસભામાં જે સભ્યો છે તેમને તથા સરકારને ખેડૂતના હિતને માટે વિનંતી કરવામાં આવે છે, કે દેશની તેમજ ખેડૂતની આબાદી માટે ગોધનની રક્ષા કરવાની જરૂર છે, અને દરેક ખેડૂત એકેક ગાય ફરજીઆત પાળે એવો કાયદો રાજ્યની ધારાપોથી ઉપર લાવવા વિનંતી છે.

લિ. સેવક

**માનસિંહ બાબરભાઇ**

મંત્રી, શ્રી ભારત ગાયકામંડળ,

અમદાવાદ

## ૧૦. પરદેશ ચડેલાં ઢોર

| વર્ષ | ઢોરની સંખ્યા | કિંમત રૂ. | સરેરાશ કિંમત |
|---|---|---|---|
| ૧૯૧૨–'૧૩ | ૩૦,૧૮૮ | ૧૫,૭૧,૧૬૦ | ૫૨ |
| '૧૩–'૧૪ | ૨૦,૯૦૯ | ૧૮,૫૮,૫૦૦ | ૬૨ |
| '૧૪–'૧૫ | ૧૭,૭૦૮ | ૯,૪૫,૦૬૦ | ૫૩ |
| '૧૫–'૧૬ | ૧૪,૨૪૧ | ૬,૫૦,૮૩૫ | ૪૬ |
| '૧૬–'૧૭ | ૧૪,૬૮૧ | ૮,૫૧,૪૦૦ | ૫૮ |
| '૧૭–'૧૮ | ૯,૯૭૭ | ૭,૨૨,૨૦૫ | ૭૨ |
| '૧૮–'૧૯ | ૯,૯૫૧ | ૯,૩૧,૪૫૫ | ૯૪ |
| '૧૯–'૨૦ | ૧૬,૬૫૦ | ૧૯,૧૯,૯૧૦ | ૧૧૫ |

| | | | |
|---|---|---|---|
| '૨૦–'૨૧ | ૧૯,૦૬૫ | ૨૦,૪૪,૬૮૦ | ૧૦૭ |
| '૨૧–'૨૨ | ૨૧,૧૭૯ | ૧૬,૭૪,૩૮૨ | ૭૯ |
| '૨૨–'૨૩ | ૧૩,૬૭૫ | ૮,૨૮,૯૧૨ | ૬૧ |
| '૨૩–'૨૪ | ૧૨,૫૯૭ | ૮,૭૮,૮૦૪ | ૭૦ |

(ભાઈ વાલજી ગોવિંદજી દેસાઇએ લખેલું 'ગોરક્ષાકલ્પતરુ,' પૃ. ૩૧)

## ૧૧. દર સો માણસે ઢોરનું પ્રમાણ

| | | | |
|---|---|---|---|
| ઉરુગ્વાયમાં દર સો માણસે ઢોર | ૫૦૦ | કેપ કોલોનીમાં દર સો માણસે ઢોર | ૧૨૦ |
| આર્જેન્ટાઇનમાં | ૩૨૩ | કેનેડામાં | ૮૦ |
| ઑસ્ટ્રેલિયામાં | ૨૫૯ | યુનાઇટેડ સ્ટેટ્સમાં | ૭૯ |
| ન્યુ ઝીલેણ્ડમાં | ૧૫૦ | ડેન્માર્કમાં | ૭૪ |

હિંદુસ્થાનમાં દર સો માણસે ઢોર ૫૯ છે. (પૃષ્ઠ ૩૩)

## ૧૨. ગોચર

ન્યુ ઝીલેણ્ડમાં દર ૩·૧ એકરે ૧ એકર અને ૧ ઢોરે ૮ એકર ગોચર છે.

| | | |
|---|---|---|
| ઈંગ્લેણ્ડમાં | ૩.૧ | ૩·૫ |
| જાપાનમાં | ૬ | ૬·૭ |
| યુ. સ્ટેટ્સમાં | ૧૬ | ૧૨ |
| હિંદુસ્થાનમાં | ૨૭·૧ | ·૭૮ |

(પૃ. ૬૩)

## ૧૩. ગાયનું દૂધ

અમેરિકામાં પ્રયત્નથી ગાય દીઠ દૂધની સરેરાશ વાર્ષિક પેદાશ આમ વધી:

| વર્ષ | શેર | વર્ષ | શેર | વર્ષ | શેર |
|---|---|---|---|---|---|
| ૧૮૫૦ | ૧,૪૩૬ | ૧૯૧૦ | ૩,૧૧૩ | ૧૯૨૨ | ૪,૦૨૧ |
| '૬૦ | ૧,૫૦૫ | '૧૭ | ૩,૭૧૬ | '૨૩ | ૪,૨૬૦ |
| '૭૦ | ૧,૭૭૨ | '૧૮ | ૩,૯૩૬ | '૨૪ | ૪,૩૬૮ |
| '૮૦ | ૨,૦૦૪ | '૧૯ | ૩,૬૦૦ | '૨૫ | ૪,૫૦૦ |
| '૯૦ | ૨,૭૦૯ | '૨૦ | ૩,૬૨૭ | | |
| ૧૯૦૦ | ૩,૬૪૬ | '૨૧ | ૩,૯૪૫ | | |

આમ ૭૫ વર્ષમાં દૂધની ઉપજ ત્રણ ગણી થઇ. ૧૯૨૩માં વધારેમાં વધારે ૧ ગાયનું વાર્ષિક દૂધ ૩૭,૩૮૧ શેર અને માખણ ૧,૨૧૮ શેર થયું હતું.

(પૃ. ૭૯)

## ૧૪. ગાયનું ખાણ

અમેરિકામાં એક પ્રયોગક્ષેત્રમાં ૮ ગાયો ઉપર ખાણનો પ્રયોગ કર્યો.

પરિણામે બીજે વર્ષે પ્રયોગક્ષેત્રમાં ખાણ સુધારવાથી દૂધ નીચે પ્રમાણે વધ્યું:

| ગાયનો આંક | પહેલે વર્ષે દૈનિક શેર | ધણીને ઘેર વાર્ષિક શેર | બીજે વર્ષે દૈનિક શેર | પ્રયોગક્ષેત્રમાં વાર્ષિક શેર |
|---|---|---|---|---|
| ૧ | ૨૭ | ૪,૦૦૪ | ૪૦ | ૬,૦૯૨ |
| ૨ | ૨૧ | ૪,૧૨૨ | ૩૩ | ૫,૦૫૧ |
| ૩ | ૨૭ | ૫,૧૯૨ | ૪૦ | ૬,૧૫૩ |
| ૪ | ૨૭ | ૪,૫૩૭ | ૪૮ | ૬,૧૩૪ |
| ૫ | ૩૧ | ૬,૦૯૭ | ૩૫ | ૬,૯૯૫ |
| ૬ | ૨૭ | ૪,૦૩૫ | ૫૭ | ૭,૯૯૫ |
| ૭ | ૨૮ | ૬,૨૫૭ | ૩૩ | ૬,૮૨૮ |
| ૮ | ૨૪ | ૪,૬૫૩ | ૩૭ | ૫,૪૬૫ |

(પૃ. ૮૩)

બીજા એક પ્રયોગક્ષેત્રમાં ૧૦ ગાયો ઉપર ખાણનો પ્રયોગ કરતાં દર અઠવાડિયે સરેરાશ દૂધની પેદાશ નીચે પ્રમાણે વધી:

| ગાયનો આંક | સરેરાશ અઠવાડિયાની દૂધની પેદાશ પહેલે વર્ષે | બીજે વર્ષે | ટકાનો વધારો |
|---|---|---|---|
| ૧ | ૮૯ | ૧૧૨ | ૨૫ |
| ૨ | ૮૪ | ૧૨૨ | ૪૫ |
| ૩ | ૮૩ | ૧૧૯ | ૪૪ |
| ૪ | ૮૮ | ૧૨૨ | ૩૭ |
| ૫ | ૧૦૬ | ૧૬૨ | ૫૨ |
| ૬ | ૮૪ | ૧૨૦ | ૪૧ |
| ૭ | ૧૨૪ | ૧૭૫ | ૪૧ |
| ૮ | ૧૧૩ | ૧૪૯ | ૩૧ |
| ૯ | ૮૫ | ૧૩૬ | ૬૦ |
| ૧૦ | ૧૦૨ | ૧૮૭ | ૮૦ |

(પૃ. ૮૩-૮૪)

---

## ગ્રંથપરિચય

૨૧. **ઓતરાતી દીવાલો:** લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૨૮, કિંમત ૭ આના. આ પુસ્તકની બીજી આવૃત્તિનો પરિચય સં. ૧૯૯૩ના માહ માસના 'પાટીદાર'માં

આમ આપ્યો છે: "લેખક ૧૯૨૩માં સાબરમતી જેલમાં હતા ત્યારે તેમણે ત્યાં પંખીઓ વગેરે તરફથી જે આનંદ અને અનુભવ પ્રાપ્ત કરેલો તેનું આમાં સુંદર કલામય વર્ણન છે. સાબરમતી આશ્રમથી જેલ ઉત્તર દિશાએ આવેલી છે તે ઉપરથી લેખકે પુસ્તકનું નામ આપ્યું છે. ભાષા સરળ ને સરસ છે. પુસ્તકમાં આવેલા કેટલાક વિષયનું ટિપ્પણ છેલ્લાં ૨૦ પૃષ્ઠમાં આપ્યું છે." એ પુસ્તકની ૨૦૦૦ નકલો ચાર વર્ષમાં ખપી ગઇ છે અને આ એની ત્રીજી આવૃત્તિ છે, તે એની લોકપ્રિયતાની સાબિતી છે.

૨૨. **પ્રેરક વ્યાખ્યાનમાળા:** પ્રકાશક–મણિભાઇ પટેલ, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, કરાડી; પૃ. ૭+૯૯, કિંમત રૂા. ૦–૭–૦. પુરાણી ભાઇઓના પ્રયાસથી ગુજરાતમાં વ્યાયામપ્રવૃત્તિનું જે મોજું જેલા ત્રણ દાયકાથી ફરી વળ્યું છે, તે પ્રવૃત્તિનું હાર્દ, તેની સર્વદેશીય અસરો, તેની ભાવના અને આદર્શોનું નિરૂપણ કરતાં, ગુજરાતના શ્રી. બ. ક. ઠાકોર અને સ્વ. દેસાઇ જેવા અગ્રગણ્ય લેખકોનાં, શ્રી. છોટુભાઇ પુરાણી જેવા વ્યાયામનિપુણોનાં અને શ્રી. બાપાલાલ વૈદ્ય જેવા અનુભવી વૈદ્યોનાં, શાસ્ત્રીય પૃથક્કરણ સહિત નૂતન ભાવના તથા આદર્શોથી ભરપૂર, વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે. એ વ્યાખ્યાનોમાં વ્યાયામની મન, વાણી, કર્મ ઉપર થતી અસર, તેનાથી નિપજતી શરીરસંપત્તિ, સમૂહમાં કામ કરવાની ટેવ, અને શિસ્ત, વગેરેનું સુંદર આલેખન, દાખલા દલીલો અને ઐતિહાસિક દાંચણો સહિત, થએલું છે. 'સંસ્કૃતિના સર્જન માટેના અનેક પ્રયાસોમાંનો વ્યાયામ એ અલ્પ પ્રયાસ છે. આ પ્રયાસ કેવળ તગડાઓ ઘડવા માટે નથી, પરંતુ શરીર, મન, બુદ્ધિ, આત્મા—આ બધાનો વિકાસ સાધી ઉચ્ચ જીવનની અભીપ્સા સિદ્ધ કરવાનો છે. શરીર ખાતર શરીર નહિ પણ સેવા ખાતર શરીર, એ વ્યાયામપ્રવૃત્તિનો મુદ્રાલેખ છે. એ પ્રવૃત્તિનો આદર્શ સુંદર શરીરવાળા, બળવાન, ચારિત્રવાન, સાહસિક નિડર, ખડતલ, દેશપ્રેમી નાગરિકો પેદા કરવાનો છે' આ અને આવા આદર્શો રજુ કરતી અને તેનું સ્પષ્ટીકરણ કરતી આ વ્યાખ્યાનમાળા વ્યાયામપ્રવૃત્તિનું રહસ્ય અને ઉપયોગિતા સમજાવવા માટે પૂરતી છે. શ્રી. છોટુભાઇ પુરાણીનાં 'વિદ્યાર્થીજીવનમાં શું કરવું જોઇએ?' અને 'શિક્ષકો શું કરી શકે?' એ બે વ્યાખ્યાનો વિદ્યાર્થીઆલમને તથા શિક્ષકસમાજને અતિશય ઉપયોગી તથા માર્ગદર્શક થઇ પડશે. દરેક વ્યાયામપ્રેમી વ્યક્તિ કે સંસ્થા, દરેક વિદ્યાર્થી અને શિક્ષક આ પુસ્તક વસાવે અને નામ પ્રમાણે ગુણવાળી એ 'પ્રેરક' વ્યાખ્યાનમાળામાંથી પ્રેરણા મેળવવા પ્રયાસ કરે.

ઈ.

—*—

## અંગ્રેજ સરકાર અને મહાસભા

ગયા અંકની પ્રસંગકથામાં જણાવ્યું હતું કે "હવે પાછું છાપાંમાં વંચાય છે કે વાઇસરાયે શ્રી. ભુલાભાઇ દેસાઇને બોલાવી વાતો કરી અને આવતા માસમાં મહાત્માજીને પણ બોલાવશે." એ પ્રમાણે મહાત્માજીને મળવા અને બને તો ફોસલાવવા વાઇસરાયે બોલાવ્યા. પણ એમાં તો વાઇસરાયનું કંઇ વળ્યું નથી. મેં તો ગયા અંકની પ્રસંગકથામાંજ જણાવી દીધું હતું કે "અંગ્રેજ સરકારે હવે જાણી લેવું ઘટે કે હિંદના લોક એવા ભોળા નથી રહ્યા કે એવાં વાતોનાં વડાં ખાવા રાજી થઇ જાય!" અને હિંદના લોક એટલે આજે તો મહાસભા અને વળી મહાસભા એટલે આજે તો મહાત્મા ગાંધીજી. દેશને માટે આજે તો જો કોઇ સાચો સોદો કરે એવુ હોય તો માત્ર ગાંધીજી જ છે. અને એ તો દેશની સ્વતંત્રતાને નામે માત્ર ઇંદ્રવણું નહિ, પણ સાચું દૈવત લીધા વિના જંપવાના નથીજ. વળી દેશે પણ એમની સૂચના પ્રમાણે તા. ૨૬ : ૧ : '૪૦ને રોજ સ્વાતંત્ર્યદિન ઊજવીને સ્વાતંત્ર્ય સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. સરકાર નહિજ માને તો અનુકૂળ દિવસ આવ્યે મહાત્માજી દેશસ્વાતંત્ર્ય માટે સત્યાગ્રહસંગ્રામ રચશે. અને વખતે એ સંગ્રામ છેલ્લો જ હશે. બેશક સમાધાનીનાં દ્વાર સરકાર માટે તો હજી યે એમણે ખુલ્લાં રાખ્યાંજ છે.

## રાજાની ઉત્પત્તિ

બેશક એ વાત સાચી છે અંગ્રેજ આજે દેશી રાજ્યોના અને મુસ્લીમોના ખભા ઉપર બેસીને ઉસ્તાદીથી રાચે છે ને દેશને રમાડવાનો પ્રયત્ન કરે છે. પણ રાજાઓએ પોતાની સાચી સ્થિતિ સમજી લેવી ઘટે. રાજાની ઉત્પત્તિજ પ્રજાજીવનમાંથી છે. "ત્યાર પછી ખેતી કરવાને માટે સૌએ જમીનના જુદા જુદા ભાગ કરી લીધા. ખેડવાને પ્રસંગે કોઇ કોઇ લોભીએ બીજાની જમીન લેઇ લીધી. તેને પકડીને બીજા લોકે કહ્યું: 'જો, તેં ભૂંડું કર્યું છે, હવેથી એવું કરતો ના.' એણે કહ્યું: 'નહિ કરું.' પણ લાગ ફાવ્યે એણે બીજી વાર ને ત્રીજી વાર પણ એમ કર્યું'. સૌએ કહ્યું: 'ચાલો આપણે એક જણના હાથમાં અપરાધનો ન્યાય કરવાનું સોંપીએ. એ અપરાધીને સજા કરશે, પ્રયોજન પડશે તો દેશનિકાલ કરશે. એને બદલે એ જણને આપણે આપણા અનાજમાંથી કંઇક અંશ આપીશું'.' (ભગવાન બુદ્ધ કહે છે) 'વશિષ્ઠ, જેને લોકે એમ એકમતે નક્કી કર્યો તે મહાસમ્મત (સૌની સમ્મતિએ નક્કી થએલો તે) કહેવાયો. એ પહેલો રાજા. એ સામ્ય ધર્મ પાળે અને સૌને

મુખ કરે"' (બૌદ્ધ અગણ્ણ સુત્તાન્ત). પણ એમ પ્રજાની સુવ્યવસ્થા રાખવા સૌની સમ્મતિએ નિમાએલા રાજાનો વંશજ આજે તો એ જ પ્રજાની છાતી ઉપર ચઢી બેઠો છે! પણ હવે એ બહુ દિવસ નથી ચાલવાનું, પ્રજા જાગીને બેઠી થઇ છે.

### દેશી રાજાઓ સંબંધે લૉર્ડ કર્ઝન

અંગ્રેજો દેશી રાજાઓની ગરજ હશે ત્યાં સુધી એમને પંપાળશે અને પછી? ચાળીમથી પણ વધારે વર્ષ ઉપર ગ્વાલિયરમાં આપેલા એક ચિરસ્મરણીય ભાષણમાં તે વખતના વાઇસરૉય લૉર્ડ કર્ઝને કહેલું: "હિંદનો દેશી રાજા સામ્રાજ્ય જોડેના સંબંધમાં ના. શહેનશાહની વફાદાર રૈયત, અને તેની પોતાની પ્રજા જોડેના સંબંધમાં અવિચારી ને બેજવાબદાર જાલિમ રહી ન શકે. તેના હાથમાં જે સત્તા સોંપવામાં આવી છે તેનો તેણે સદુપયોગ કરવો જોઇએ, દુરુપયોગ નહિ. તેણે તેની પ્રજાના સ્વામી તેમ જ સેવક બનવું જોઇએ. તેણે શીખવું જોઇએ કે તેનું મહેસૂલ તેના હાથમાં તેનાં પોતાનાં સુખચેનને ને ભોગવિલાસને માટે નહિ, પણ પ્રજાના હિતને અર્થે આપવામાં આવ્યું છે; તે જેટલે અંશે પ્રામાણિક હશે તેટલે જ અંશે તેનો આન્તરિક કારભાર અંકુશથી મુક્ત રાખવામાં આવશે. તેની ગાદી એ વિલાસની સેજ નથી, પણ કર્તવ્યની કઠણ બેઠક છે. એની મૂર્તિ કેવળ પોલોના કે ઘોડદોડના મેદાન ઉપર કે યુરોપિયન હોટેલમાં જાણીતી થાય એટલું બસ નથી. તેનું સાચું કામ, તેનો રાજધર્મ તેની પોતાની પ્રજા વચ્ચે રહેલાં છે. હું પોતે તો એની આ કસોટીએ પરીક્ષા કરીશ. આ જ કસોટીએ ચડીને તે લાંબે ગાળે રાજકીય સંસ્થા તરીકે કાં તો નાશ પામશે અથવા ટકી રહેશે" ('હરિજનબંધુ,' તા. ૧૪:૧:'૪૦).

### વડોદરા રાજ્યના સુધારા

અને હજીયે દેશી રાજાઓ તો એમ માની રહ્યા છે કે 'તેના હાથમાં જે સત્તા સોંપવામાં આવી છે,' તે અંગ્રેજ સરકારે કે પ્રજાએ નહિ, પણ તેણે પોતાની તલવારે લીધી છે અને ટકાવી રાખી છે. પણ અંગ્રેજ સરકાર કે પ્રજા હવે એ માનવા તૈયાર નથી. પ્રજા પણ જાગીને બેઠી થઇ ગઇ છે ને રાજસત્તાને હચમચાવી રહી છે. આથી કોઇ કોઇ ચતુર રાજાઓ ચેતીને પ્રજાને થોડીઘણી સત્તા આપવાનો દંભ કરીને તેને રાજી રાખવાના પ્રયત્ન કરી રહ્યા છે. બહુ દિવસની રસાકસી પછી હાલ વડોદરાના રાજા પ્રતાપસિંહે થોડાક સુધારા પ્રજાને દેખાડ્યા છે. ધારાસભાને વિસ્તારી છે—રબ્બરના બૉલ પેઠે ફુલાવી છે, પણ અંદર તો હતી તે માત્ર હવા જ છે; બધી સત્તા તો તેમણે પોતાના જ હાથમાં રાખી છે. એ રાજ્યના પ્રજામંડળનું મુખપત્ર 'પ્રજામંડળ'

જ પોતાના તા. ૧૩:૨:'૪૦ના એ સુધારાનું પોકળ આમ વર્ણવે છેઃ "સુધારા જે સ્વરૂપમાં બહાર પડ્યા છે, તે સ્વરૂપમાં જરાયે સંતોષકારક નથી. વડોદરા રાજ્યને બીજાં દેશી રાજ્યની સીધી લીટીમાંથી એક ડગલું આગળ જવાની ઇચ્છા નથી એવું આ કાયદા ઉપરથી સ્પષ્ટ જણાય છે. કાયદાની કલમોનો સખ્તાઇથી અમલ કરવાનો હોય તો આ કાયદાથી પ્રજાને સંગીન એવું કશુંય આપવામાં આવ્યું નથી એમજ કહી શકાય—સામાન્ય રીતે પ્રજા નારાજજ રહી છે. અને જો કાયદો અમલમાં મૂકતી વખતે રાજ્યનું પુરતું જૂનવાણી માનસ ફરેલું ન દેખાય, તો જૂની ધારાસભાને કેટલાક લોકો રાધાસભા કહેતા હતા તેઓ આ નવી ધારાસભાને માટે એવોજ કોઇ બીજો શબ્દ ખોળી કાઢશે." ત્યારે શું લોર્ડ કર્ઝનના શબ્દોમાં ચાળીશ વર્ષ પછી હજીયે પૂછવાનુંજ રહ્યું કે રાજાઓ 'લાંબે ગાળે રાજકીય સંસ્થાઓ તરીકે કાં તો નાશ પામશે અથવા ટકી રહેશે?' નાશ પામવું હોય તો તેમને કોઇ રોકે એમ નથી, બાકી ટકી રહેવું હોય તો તો રાજાઓ ચેતે.

## 'સાહુ ચોર!'

ઉનાળામાં એક સવારે હું ફરવા ગએલો, તે વારે એક ખેતરમાં લમણે હાથ દેઇને બેઠેલા એક ખેડૂતને મેં દીઠો. તેની પાસે જઇ આમ નિરાશ થઇ બેસવાનું કારણ મેં પૂછ્યું, ત્યારે તેણે રડતે શબ્દે મને કહ્યું: "ભાઇ, મારી શી દુઃખકથા કહું? એક વાર હું મારા જમીનદારનો દીકરો હતો, પણ સૌ જમીનદારો, તેમ મારા વડવા પણ, ખર્ચખૂટણ કરીને ઘસાઇ ગયા. ચાલ્યું ત્યાં સુધી ચલાવ્યું ને આ જમીન ખેડ્યા કરી. જુઓને આ ખેતરમાં કેવું સરસ આંબાવાડિયું મારા વડવાએ કર્યું છે. મારા પિતા ગુજરી ગયા ને મારે માથે દેવાનો ડુંગર અસહ્ય થઇ ગયો, મોટે ભાગે તો 'બાર ઊઠું બ્યાસી ને તેર મૂક્યા છૂટના, લાવ ચોરાસી,' એમ કરી કરીને શાહુકારે મને ચૂસી નાખ્યો. પછી થાકીને જેમ તેમ કરીને—ભાઇબાપા કરીને—મારી બધી જમીન એ શાહુકારને લખી આપી છૂટો થયો. રડતાં કકળતાં બૈરાં છોકરાંને લેઇ અમદાવાદ જઇ ત્યાંની મીલમાં ચામડી તૂટી જાય એવી કાળી મજૂરી કરીને પેટ ભરીએ છીએ. બાપુ, શું કરવું? આજે ડાકોરજી જતાં રસ્તામાં અહીં મારી જમીન ને આંબાવાડિયું જોઇ પાછલા દહાડા સાંભરી આવ્યા. મારા વડવાએ ઉછેરેલા ને મેં સાચવેલા પેલા આંબા ઉપર આવેલી કેરીઓ જોઇ દિલ દ્રવ્યું. મારી મજૂરીની એક મીઠી કેરી ખાવાનું મન થયું ને એક કેરી તોડી, એટલામાં પેલો શાહુકાર આવ્યો. મેં તેને રામરામ કરીને લીધેલી કેરી દેખાડી. ખરેજ મારા પેટમાં ચોરી નહોતી, પણ મેં તો ધારેલુંય નહિ ને

એ શાહુકારે 'સાલા ચોર!' કહીને મને એક લપડાક ચોઢી કાઢી! બાપુ, આ દશામાં અહીં મારૂં કોણ સાંભળે? હું ચોર ને એ શાહુકાર! મને એ ખેતરમાંથી કાંડું પકડી હાંકી મૂક્યો ને હસતો હસતો એ શાહુકાર ચાલતો થયો." આટલું બોલીને ખરેજ એ બિચારો એક વારનો આ જમીનનો માલેક અને આજે તો મજૂર રોઇ પડ્યો. હું એને શું આશ્વાસન આપું? પણ દેશમાં શાહુકારોએ ખેડૂતોની શી અવદશા કરી છે તેનો આથી સાચો ખ્યાલ આવ્યો.

## સસ્તા અનાજની દુકાનો

આવા સ્વાર્થી શાહુકારોએ—જેઓજ ખરી રીતે તો ચોર છે તેમણે—ખેડૂતોને ચૂસી નાખીને એવી દયામણી દશામાં આણી મૂક્યા છે કે તેઓને 'શું ખાઉં!' એજ આજે તો મહાપ્રશ્ન થઇ પડ્યો છે. અને આથીજ બળી ઊઠીને કેટલાક નવયુવકો એ શાહુકારોને તોડી નાખીને દેશમાં સામ્યવાદ પ્રવર્તાવવા માગે છે. એ તો થાય ત્યારે ખરૂં, પણ આજે ખેડૂતોને ને સમગ્ર ગરીબોને બચાવવા પગલાં ભરવાં જોઇએ. ગયાજ અંકની પ્રસંગકથામાં જણાવ્યું હતું કે "સરકારે મુંબઇમાં સસ્તા અનાજની દુકાનો કાઢી છે. સુરતમાં કાઢવાની વિચારણા થઇ રહી છે." હાલમાં ખબર પડી છે કે 'સુરત જિલ્લા સહકારી ખરીદી ને વેચાણ યુનિયન'ના આશ્રય નીચે પડતર ભાવે ખાદ્યખોરાકીનો માલ વેચવા માટે દુકાનો ઉઘાડવાની યોજના મુંબઇ સરકારે મંજૂર કરી છે. દરેક દુકાન માટે કલેક્ટરની મંજુરી લેવી પડશે. પહેલા છ માસમાં થનારી ખોટમાં અર્ધી ખોટ આપવાની સરકારે તૈયારી બતાવી છે, જોકે એવી ખોટ રૂા. ૨૦૦૦થી વધવી ન જોઇએ. આવી દુકાનો બીજે પણ કોઇ કોઇ સ્થળે નીકળ્યાનું સાંભળ્યું છે. દરેક જિલ્લા બોર્ડે આવી દુકાનો ઉઘાડવી જોઇએ, જો તેમને ખેડૂતના સુખદુઃખની પડી હોય તો અને તેમની પાસેથી વસુલ લેવાતા લોકલ સેસની કિંમત ભરી આપવાની પડી હોય તો. રાજાપ્રજા, સૌ સમજજો કે ખેડૂતે પોતાના પરસેવાથી પકવેલો રોટલો ખાઇને તમે જીવો છો.

## ગ્રામ્યસુધારણા સપ્તાહ

ગયા વૈશાખના અંકમાં પૃષ્ઠ ૩૨૨ ઉપર 'ગ્રામ્ય સુધારણા સપ્તાહ' સંબંધે ખેડા જિલ્લા કલેક્ટર ને ગ્રામ્ય સુધારણા મંડળના પ્રમુખ તરફની 'ગ્રામ્ય જનતા જોગ અપીલ' આ પ્રમાણે છપાઇ છેઃ "નામદાર મુંબઇ સરકારની ઇચ્છા અનુસાર ખેડા જિલ્લામાં ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને અંગે જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ સાહેબની સલાહ લેઇને નીચેના આઠ દિવસો જુદી જુદી પ્રવૃત્તિઓ માટે મુકરર કરવામાં આવ્યા છેઃ તા. ૨૦–૨૧ એપ્રિલ ૧૯૩૦–વૈશાખ સુદ ૧–૨, ગામનાં તળાવો ખોદવા, ઊંડાં કરવા, પાળો દુરસ્ત કરવા અને કુવાઓ સાફ

કરવા માટે. તા. ૨૭મી જુન ૧૯૩૯—અષાઢ સુદ ૧૫, વાડાઓમાં તુળશી રોપવા માટે. તા. ૧૮-૧૯ સપ્ટેમ્બર ૧૯૩૯—ભાદરવા સુદ ૫-૬, ગામના રસ્તાઓ દુરસ્ત કરવા તથા વાડા સાફ કરવા માટે. તા. ૭મી નવેમ્બર—આસો વદ ૧૧, ઘરો અને ચોક સાફ કરવા અને ગ્રામ્ય સફાઇ કરવા માટે. તા. ૧૨મી નવેમ્બર—કાર્તક સુદ ૧, રમતગમત, મેળાવડા, સંવાદો, ભજનમંડળી, રાસગરબા વગેરે. ઉપર પ્રમાણેના આઠ દિવસોનો કાર્યક્રમ નક્કી થયો છે. તો તે પ્રમાણે અમલ કરવા જાહેર પ્રજાને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે, પ્રજામાં જાગૃતિ લાવવા માટે અને તેમને ગ્રામોદ્ધારના કાર્યમાં રસ લેતા કરવા માટે મજકુર કાર્યક્રમ નક્કી થયો છે, તો દરેક ગામના આગેવાનો અને મદ્દગૃહસ્થો આવા જનસેવાના કાર્યક્રમની પોતાના બંધુજનોને સમજ આપી પોતે જાતે તથા તેમની પાસે કાર્યક્રમને સંપૂર્ણપણે અમલમાં લેવાય તેવાં પગલાં લેશે એવી આશા રાખવામાં આવે છે." જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ સાહેબે સલાહ આપી, ગ્રામ્ય સુધારણા સમિતિના પ્રમુખ સાહેબે કાર્યક્રમની જાહેરાત કરી, ગામના આગેવાનોએ અને મદ્દગૃહસ્થોએ અને આપણે સૌએ એ જાહેરાત જાણી, પણ તે પ્રમાણે એમાંના કોઇએ શું કર્યું એ જિલ્લાની પ્રજાએ જાણ્યું નથી. કાર્યક્રમની જાહેરાત જેમ પ્રકટ થઇ તેમ તે કાર્યક્રમ કેટલે અંશે અમલમાં મુકાયો એનું પણ વિગતવાર નિવેદન પ્રકટ થાય તો જાણી શકીએ. પણ એવું નિવેદન પ્રકટ થયાનું જાણ્યું નથી.

**કૉલેજિયનનું વિકૃત માનસ**

'પ્રજાબંધુ'ના કેટલાક અંકોથી કોલેજિયનના વિકૃત માનસ વિષે ચર્ચા ચાલ્યા કરે છે. તેમાં વિદ્યાર્થીઓએ વિદ્યાર્થિનીઓનો અને વિદ્યાર્થિનીઓએ વિદ્યાર્થીઓનો દોષ જોયો છે. પણ તેમનું માનસ ખરેજ વિકૃત હોય તો તેમનોજ નહિ, પણ સમસ્ત સમાજનોય દોષ છે. સમાજનું જ વાતાવરણ આજે વિકૃત છે. કન્યાવિક્રય કરનાર નાતોનાં માબાપ લગ્નના બજારમાં પોતાની દીકરીઓનાં ભારે મૂલે વેચાણ થાય એટલા માટે અને વરવિક્રય કરનાર નાતોનાં માબાપ પોતાની દીકરીઓ ઓછી પરણે ખપી જાય એટલા માટે તેમને ટકોરીમકોરીને ફેરવે છે ને નિશાળે મોકલે છે. અને દીકરાઓની તો પરવાજ ક્યાં માબાપ રાખે છે? વળી ઘરનું વાતાવરણ પણ આજે વિકૃત બની ગયું છે. શાળાપાઠશાળાના કોઇ કોઇ શિક્ષકો શિષ્યાઓને પણ પરણી બેસે છે! શાળાપાઠશાળામાં આજે સાહિત્યનાં જે પુસ્તકો શિખવાય છે અને વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ ઇતર વાચનમાં મોટે ભાગે જે નવલકથાઓ વાંચે છે તે પણ નરનારીના લગ્નપ્રપંચથી લદબદ હોય છે. બહાર પ્રાચીન ભાણભટ્ટની કથાઓને બદલે સિનેમા આવ્યાં, તે પણ 'મારફાડથી અને ધમાધમીથી ભરપૂર' હોય છે.

આમાં બાકી હોય તેમ આજે યુરોપ-અમેરિકાનું અનુકરણ કરીને સહશિક્ષણની પ્રથાને આવકારી લીધી છે. પછી પરિણામ શું આવે તે અમેરિકાના જજ લિંડ્સેને પૂછો. આથી ભડક લાગતી હોય તો પાછા વળો, ન લાગતી હોય તો એને વિકૃત માનસ ન કહો, સ્વાભાવિક પરિણામ કહો ને થાય તે થવા દો.

## હરિજન બાળકોનો શાળામાં સ્વીકાર

ગયા અંકની પ્રસંગકથામાં જણાવ્યું હતું કે નરસંડા ગામમાં પાટીદારોના બે પક્ષને ઝઘડા ચાલે છે અને તેને પરિણામે હરિજન બાળકોને ત્યાંની શાળામાં જતાં અટકી પડવું પડ્યું હતું, આથી તે ગામના લોકને નોટીસ આપીને જિલ્લા સ્કૂલ બોર્ડે તે શાળાને તા. ૧:૨:'૪૦થી બંધ કરવાનો ઠરાવ કર્યો હતો. પણ પોતાને ઉજળિયાટ ગાનનાર પાટીદારોતે પોતાનાં બાળકો ન ભણાવે તો પાલવે જ કેમ? આખરે થાકીને છેલ્લે જ દિવસે ચાર ભંગી બાળકોને શાળામાં દાખલ કરાવી દીધાં ને શાળા ચાલતી રખાવી. નડીઆદ તાલુકાના અલીણા ગામની પણ શાળામાં હરિજન બાળકો દાખલ થયા છે. પણસોરા અને સારસા શાળામાં તો એક એક હરિજન શિક્ષક પણ મૂકવામાં આવ્યો છે. માતર તાલુકાના ત્રાણજા ગામમાં સ્કૂલ બોર્ડ તરફથી ચાલતો અલગ હરિજન વર્ગ સામાન્ય શાળામાં ભેળવી દીધો છે અને ત્યાંના ૨૦ હરિજન વિદ્યાર્થી અને ૧ હરિજન શિક્ષક સામાન્ય શાળામાં દાખલ થયા છે. હરિજન બાળકોને શાળામાં દાખલ ન કરવા દીધા માટે હવે ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડે મહોળેલ, નાપા, દહેમી, કુંજરાવ અને ડભાણના ગામલોકને, ત્યાંની શાળાઓમાં તા. ૨૦ ફેબ્રુઆરી સુધીમાં હરિજન બાળકો દાખલ થયાં નહિ હોય તો તે બંધ કરવામાં આવશે, એવી નોટીસો આપી છે એમ સાંભળ્યું છે. શું પાટીદારો હજીયે નહિ સમજે? હજીયે કાયદાનાં ડફણાં એમને ખાવાં છે?

## તપેલામાં તપેલી—અસ્પૃશ્યોમાંય અસ્પૃશ્ય!

જેમને આજે હરિજન કહીએ છીએ તેઓ હિંદુઓના મનાતા સવર્ણોથી તો અસ્પૃશ્ય છે જ, પણ એ અસ્પૃશ્યોમાંય ઢેડ ચમાર પાછા ભંગીઓને અસ્પૃશ્ય ગણે છે! આણંદ તાલુકાના સીલી ગામમાં હરિજનો માટે લોકલ બોર્ડે કૂવો કરાવ્યો છે એટલે ભંગીઓને પણ તેમાં પાણી ભરવાનો હક છે. તે લોકો તે કૂવે છૂટથી પાણી ભરે એવી કબુલાત પણ ત્યાંના ઢેડ ચમાર પાસેથી મામલતદારે લીધી. પછી ભંગીઓએ તે કૂવેથી પાણી ભરવા માંડ્યું એટલે ઢેડ ચમારે ત્યાંથી પાણી ભરવું બંધ કર્યું અને કૂવો ભંગીઓનો આગવો થઇ ગયા જેવું થયું. પણ પછીથી એ કોમો વચ્ચે તકરાર થઇ ને તેમનો કેસ કચેરીએ ચઢ્યો છે. સવર્ણોનો બુરો ચેપ હરિજનોને ય કેવો લાગ્યો છે એનું આ પ્રમાણ!

## આફ્વાના એક ઉદારચરિત વીર ખેડૂત ગયા!

બારડોલી તાલુકાના આફ્વા ગામમાં ભાઇ રતનજી ભગાભાઇ નામે ઉદાતચરિત વીર ખેડૂત ચોસઠ વર્ષની ઉમરે તા. ૭:૨:'૪૦ને રોજ સદ્ગત થયા. હોમ રૂલના દિવસોથીજ એમને દેશસ્વાતંત્ર્યનો રંગ લાગ્યો હતો અને ગામના યુવકોને લગાડ્યો હતો. પોતાના ઘરને તો જાણે મહાસભાની છાવણી બનાવી મૂક્યું હતું. બારડોલીની લડતમાં એમણે અગ્ર ભાગ લીધો હતો. પછીના સત્યાગ્રહસંગ્રામમાં ઝુકાવીને એમણે પોતાની કીમતી જમીનો જપ્ત થવા દીધી હતી. પછીથી મદ્યનિષેધ, રાષ્ટ્રીય કેળવણી, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામસેવા અને સમાજસેવા વગેરે રાષ્ટ્રીય દૃષ્ટિએ જનસેવા કરવામાં જુવાનને શરમાવે તેવા ઉત્સાહથી ને દૃઢતાથી છેક છેવટ સુધી એ કામ કરતા. એમના ગયાથી એ ગામ આજે તો સૂનું થઇ ગયું છે. તેમની પાછળ ભરાએલી શોકસભામાં તેમના સુપુત્રોએ ખાદીપ્રવૃત્તિ, પુસ્તકાલય, હરિજનશિક્ષણ, વગેરે શુભ પ્રવૃત્તિઓમાં દાન આપવાનું જાહેર કર્યું છે એમ જાણ્યું છે. અમર તો આવા આત્માઓ, જેનું સ્મરણ લોક લાંબા કાળ સુધી કરે.

## ભાદરણના એક ઉદાર ભાઇ ગયા!

ભાદરણ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી ભાઇ રાવજીભાઇ છો. રાણા લખી જણાવે છે કે "અત્રેના ભાઇ મગનભાઇ કાશીભાઇ પટેલનું તા. ૧૦:૧:'૪૦ને રોજ બીલીમોરામાં હૃદય બંધ પડી ગયાથી અકાળ અવસાન થયું છે. તેમણે પોતાના વતન ગામ ભાદરણમાં સારી રકમનું દાન કરેલું હતું. તેઓએ અત્રેના સાર્વજનિક પુસ્તકાલયને રૂા. ૭૦૦૦નું દાન આપીને તે સાથે પોતાનું નામ કાયમનું જોડ્યું હતું. વળી અત્રેના કંકુબા મહિલા પુસ્તકાલયમાં પણ રૂા. ૫૦૦નું દાન કરેલું હતું. તેઓ ભાદરણ પ્રગતિમંડળના આજીવન સભ્ય હતા. તેમના આ અકાળ અવસાનથી ભાદરણની આ ત્રણેય જાહેર સંસ્થાને ભારે ખોટ લાગી છે, તે બદલ આ ત્રણેય સંસ્થાએ શોક પ્રદર્શિત કરતા ઠરાવો કર્યા છે, તેમજ તેમના આત્માને શાન્તિ આપે તેવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી છે અને તેમના કુટુંબીજનો પ્રત્યે દિલસોજી વ્યક્ત કરી છે."

## ઉમેરમાં પ્રેતભોજન

જંબુસર તાલુકાના ઉમેર ગામમાં ત્યાંના સમજુ પાટીદારોના પ્રયાસથી ચારેક વર્ષથી કાણમાકણ તથા પ્રેતભોજન બંધ થયાં છે. પણ ગવારમાં તરડિયા પણ હોય છે, એમ ત્યાં પણ એવા એક તરડિયા ભાઇ હાલ નીકળી પડ્યા છે. થોડા દિવસો ઉપર ત્યાંના ભાઇ શંકરભાઇ લલુભાઇ ગુજરી ગયા. તેમના ૩૨

વર્ષના જુવાન એક દીકરા ભાઇ અંબાલાલને પિતા પાછળ પ્રેતભોજન જમાડવાનો ઉમળકો જાગ્યો, અને ગમે તેવાનેય સાથ આપનારા તો નીકળી પડે ને? સંદેશા મોકલી સગાંવહાલાંને કાણે પણ તેડયાં ને મહા સુદિ પડવે પ્રેતભોજન પણ જમાડ્યું. ગામલોકોમાં બહુ તો જમવા ન ગયા, પણ જમાડનાર હોય તો જમનાર પણ નીકળે ને? વધારે ભયંકર હકીકત તો એ હતી કે જમાડનારને સામેજ ઘેર તેજ દિવસે તેમના એક પિત્રાઇ ૩૫ વર્ષના યુવક ભાઇ રણછોડભાઇ પોતાની પાછળ જુવાન વિધવા અને બે નાના પુત્રો મૂકી ગુજરી ગયા અને તેમનું મુડદું હજી તો ઘરમાંજ પડયું હતું, તે મુડદા ઉપર બેસી સામે ઘેર નિર્દય હૈયાસૂનાએ લાડવા જમાડયા અને તેમનાજ જેવા જમ્યા! પાટીદારની શી નિષ્ઠુરતા!

## અંગ્રેજના ગોરધાંયજા

મારો અનુભવ છે કે ચરોતરનાં કેટલાંક ગામોમાં, જ્યાં પાટીદારોનું પરિબળ વધારે હોય છે, ત્યાંના ગોર, વાળંદ, બારોટ, વગેરે કોમોના લોક પાટીદારિયા પાઘડી પહેરે છે, જાણે એ એમ માનતા હોય કે એથી પોતાનો મોભો વધી જાય છે અને પાટીદારની બરાબરીનો થઇ જાય છે. આજે અંગ્રેજી રાજ્યકાળમાં પણ કેટલાક એમજ કરે છે. વિલાયત જઇ આવ્યા હોય કે ન હોય, બે ફાકા અંગ્રેજી ભણ્યા ને ભાઇપિત્રાઇને દબાવાય એવી નોકરી મળી, એટલે અંગ્રેજની પેઠે હેટ, કોટ, પેન્ટ ચઢાવી દે ને જંગલાનો વેશ ભજવે, દેશમાં પણ પરદેશી જેવા બને! જાણે એ લોક એમ માનતા હોય કે એથી પોતાનો મોભો વધી જાય છે ને અંગ્રેજની બરાબરીનો થાય છે. પણ દેશપ્રેમી શુદ્ધ દેશીજન તો એવાને અંગ્રેજના ગોરધાંયજાજ કહે છે! વેશ બદલનારે સમજવું ઘટે કે યુરોપનાં હવાપાણીને અનુકૂળ વેશ આપણા દેશમાં અનુકૂળ નથીજ. વધારે દુઃખતી કથા તો એ છે કે આવા વિદેશી માનસના વિદ્યાર્થી પણ આ ગાંધીયુગમાં છે. હું ગુજરાતી છું, સારી રીતે ગુજરાતી લખી વાંચી શકું છું, એ જાણ્યા છતાં મુંબઇની એક કોલેજના એક પાટીદાર વિદ્યાર્થીએ, જે જરૂરજ ગુજરાતી છે અને ગુજરાતી લખીવાંચી શકે છે છતાં તેણે, મને ગયાજ ગામમાં અંગ્રેજી ભાષામાં કાગળ લખ્યો છે. અને એ ભાઇની અંગ્રેજી ભાષા? અંગ્રેજી ચોથાય ધોરણનો વિદ્યાર્થી એથી ઠીક લખે! ભાઇ, ગુજરાતી વિદ્યાર્થી, આમ દેશી મટી પરદેશી થઇને કયું સ્વર્ગ પ્રાપ્ત કરવાની કામના છે? ભાઇ, સમજજો કે સૌ પોતપોતાનેજ સ્થાને શોભે છે.

———*———

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** મંડળની વ્યવસ્થાપક સમિતિની પાંચમી બેઠક મળી હતી તેમાં (૧) શ્રીમતી ઇચ્છાબેન ખંડુભાઇ દેસાઇને કાયમ કરવામાં આવ્યાં છે તેમજ બઢતી આપવામાં આવી છે. શ્રીયુત સોમાભાઇ મ. પટેલને બઢતી આપી છે અને શ્રીમતી ઉર્વશીબેન મો. યાજ્ઞિકને કાયમ કરવામાં આવ્યાં છે.

(૨) શેઠ મનસુખલાલ છગનલાલ હિંદુ કન્યાછાત્રાલય માટે ટ્રસ્ટ કરવાનો અને ટ્રસ્ટી તરીકે શ્રી. રતિલાલ ના. ગાંધી તથા શ્રી. નારણભાઇ ન. દેસાઇનાં નામ પસંદ કરવામાં આવ્યાં છે. જેમનાં લવાજમ નથી આવતાં એવા સભાસદોનાં નામ બે વર્ષ સુધી રાખ્યા બાદ મંડળમાંથી કમી કરવાનો ઠરાવ કર્યો છે. શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને અંગે ગમે તે નામે આવતાં હુંડી, ચેક, વગેરે વટાવવાની આચાર્યને સત્તા આપતો ઠરાવ કર્યો છે.

મંડળ તરફથી ફંડ માટે ગએલાં ભાઇબેનો જે તે વિભાગમાંથી અત્રે આવી ગયાં છે. તે ફંડ પેટે હાલ મંડળ પાસે,

રંગુનના રૂ. ૪૨૬૫૯-૪-૦
સી. પી.ના ૪૨૧-૦-૦

---

ગણી કુલ રૂ. ૪૩૦૮૦-૪-૦ આવી ગયા છે. અને હજી બીજી લખાએલી રકમો આવવાની છે.

**વિદ્યાલય સમાચાર:** પાઠશાળાનું મકાન બરાબર તૈયાર થઇ ગયું છે. વિદ્યાલયની ઓફિસ તથા શાળાના તમામ વર્ગો એ મકાનમાં ગોઠવાઇ ગયા છે.

**અમૂલ્ય લાભ:** શ્રી. મોરારજી દેસાઇ, શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર, શ્રી. કાકાસાહેબ કાલેલકર, મહારાષ્ટ્રના સેવક શ્રી. આચાર્ય ભાગવત તથા શ્રી. પૃથ્વીસિંહ, વગેરે મહેમાનોની મુલાકાતનો અને સહવાસનો અણધાર્યો લાભ મળતાં વિદ્યાલયને કેળવણી અને જીવન વિષેની અવનવી પ્રેરણા, અદમ્ય ઉત્સાહ, અનેરો આનંદ અને વેગ મળ્યાં છે.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૨૦:૨:'૪૦

શરદબેન મજમુંદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ

---

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદબેન મજમુંદાર માટે છાપી, તા. ૨૦:૨:'૪૦

## ફંડ:

### ભેટ

| | | |
|---|---|---|
| એક સદ્‌ગૃહસ્થ, હા. શ્રી. વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ, મુંબઇ | | રૂ. ૧૦૦૦૦-૦-૦ |
| શ્રી. દેવજીભાઇ વિશ્રામ ચૌહાણ | બરોડી | ૨૫-૦-૦ |
| ,, ગોવર્ધનભાઇ વલ્લભભાઇ પટેલ, સૌ. શારદાબેનના પુણ્યાર્થે | નડિયાદ | ૨૦-૦-૦ |
| ,, ચુનીલાલ સાંકળેશ્વર મહેતા, પુસ્તકો માટે | વેડછી | ૨૦-૦-૦ |
| ,, પૂંજાભાઇ મનોરભાઇ પટેલ | સીકંદરાબાદ | ૧૦-૧૪-૦ |
| ,, અમૃતલાલ ગાંધી | મહુવા | ૧૦-૦-૦ |
| ,, વિઠ્ઠલભાઇ બાજીભાઇ પટેલ | ઉમરેઠ | ૧૦-૦-૦ |
| ,, દોલતરાય દેસાઇ, ચિ. મધુમતી બેનના હિસાબમાં વધેલા તે ભેટ | સુરત | ૫-૧૩-૬ |
| ,, પ્રહ્‌લાદભાઇ હરગોવિંદદાસ | બહુચરાજી | ૫-૦-૦ |
| ,, ફૂલચંદ લીલાધર વહોરા | એડન | ૫-૦-૦ |
| ,, ચુનીભાઇ વેણીભાઇ પટેલ | વસો | ૩-૦-૦ |
| ,, ચતુરભાઇ ભાઇલાલભાઇ પટેલ, ચિ. કમુબેનના હિસાબમાં વધેલા ભેટ | મોગરી | ૧-૬-૩ |
| | કુલ રૂ. | ૧૦૧૧૬-૧-૯ |

### સભાસદ લવાજમ

| | | |
|---|---|---|
| શ્રી. જીવાભાઇ રેવાભાઇ પટેલ | અમદાવાદ | રૂ. ૨૫-૦-૦ |
| ,, સોમાભાઇ વિઠ્ઠલભાઇ ,, શી. ૨૦ | જોહાનિસબર્ગ | ૧૩-૪-૦ |
| ,, ગોવર્ધનભાઇ બાપુજીભાઇ ,, | આણંદ | ૧૨-૦-૦ |
| ,, ચુનીલાલ રમણલાલ સરૈયા | નડિયાદ | ૧૨-૦-૦ |
| ,, છોટાભાઇ સોમાભાઇ પટેલ | ,, | ૧૨-૦-૦ |
| ,, સોમાભાઇ છગનભાઇ પટેલ | સુણાવ | ૧૨-૦-૦ |
| ,, સૌ. વિમળાબેન મગનભાઇ પટેલ | કમ્પાલા | ૬-૫-૦ |
| | | ૯૨-૯-૦ |
| | કુલ રૂ. | ૧૦૨૦૮-૧૦-૯ |
| ગયા વૈશાખ માસની પત્રિકા નં. ૧માં સ્વીકારાએલા | | ૩૧૭૧૬-૩-૯ |
| | | ૪૧૯૨૪-૧૪-૬ |

સાક્ષર શિરોમણિ શ્રી. ઠકકુર નારાયણ વસનજી નાં

# મહા મૂલ્યવાન પુસ્તકો

## હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# ★★★ અતિ મહત્વની નવલકથાઓ ★★★

**એકી સાથે રૂા. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઇપની ફાઉન્ટન પેન ભેટ અને પાંચ રૂપીઆનાં પુસ્તકોના ઓર્ડરવાળાને "માનું જીગર યા માતા કે રાક્ષસી" પુસ્તક ભેટ.**

**ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટઃ**—બાદશાહ ઔરંગઝેબના અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપીને, પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતાની પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષામાટે છોડી જનાર ગુરૂ ગોવિન્દસિંહનાં જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને મૃતપ્રાય હિન્દુઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનાર ઐતિહાસિક નવલકથા. સોનેરી પાકુ પુઠું. પૃષ્ઠ ૩૦૮, કીં. રૂ. બે.

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુરઃ**—ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહેલા કામને નિર્ભયતાથી અને વીરતાથી પુરૂ કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો પાઇએ પાઇનો, ચુકતે હિસાબ કરી નાખનાર અને હિન્દુ જાતીની રક્ષા માટે જીવનનું બલીદાન આપનાર વીર વૈરાગી બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રૂપે, રોમાંચક ઘટનાઓથી ભરપુર આત્મરક્ષાના વીરત્વપુર્ણ માર્ગો બતાવનાર અતિ ઉપયોગી પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવોથી લખાયેલી છે, અને એક પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઇચ્છા થતીજ નથી. પાકુ સોનેરી બાઈન્ડીંગ, ૪૦૦ પાના, કી. રૂા બે.

**હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક સંજીવનીઃ**—સ્વામી શ્રધ્ધાનંદજીનાં પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતા ભરી ભાષામાં કર્યો છે કે વાંચતા વાંચતા રૂવાડા ખડા થઈ જાય છે.

ચવાની ખાસ આવશ્યકતા છે. ઉત્તમ ચારિત્રનાં ગુણો, ત્યાગવૃતિ, સ્વમ
ાચવવાની ઉન્નત ભાવના વિગેરે અનેક શક્તિઓ મેળવવાની તાલીમ મળે
ાકુ સોનેરી પુઠું, પાના ૩૬૦, કી. રૂ. અઢી.

**વીસમી સદીની વસંતસેના:**–એ એક ચાલુ જમાનાની આ
ર્યં થઇ પડેલી સામાજીક નવલકથા છે, ચાલુ સમયનાં રાજા મહારાજાએ
ર્માચાર્યો, દેશ નેતાઓ અને દેશ સેવીકાઓની સત્ય ઘટનાને આધારે એક
ાબેહુબ રીતે બહુજ રસભરી વાણીમાં લખી છે. આ પુસ્તક બ્હાર પડતાં
ામાજમાં તીવ્ર ખળભળાટ થયો હતો, કારણ કે અનેક પાપલીલાઓ, ન
ાયેલી, નહી જાણેલી અને નહી સાંભળેલી બીનાઓ બ્હાર આવવા પામી હ
ાજા મહારાજાઓની પાપલીલાઓ, મહાધીશે। અને સાધુ સન્યાસીઓ
ાકર્મો, અગ્રગણ્ય ગૃહસ્થો, અને બની બેઠેલા નેતાનાં અત્યાચારો, સમાજ અ
ાતિનાં અનિષ્ટ રીવાજો એ બધું વાંચતા અનેક જાતની પોલો જાણવા મળે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| લો | ભાગ | ૫૫૦ | પાના | પાકુ પુઠું | કી. રૂા. | સાડાત્ર |
| જો | ,, | ,, | ,, | ,, | ,, | સાડાત્ર |

**બાલ વિધવા કલ્યાણિ અથવા રાજા કે રાક્ષસ:**–દેશી રાજ્યો
ેટલાક રાજાઓ એવા તો દુરાચારી હોય છે કે જે રાજા હોવા છતાં રાક્ષ
ામે ઓળખાય છે. તેમનાં રાજ્યમાં નિશસ્ત્ર, શાંત પ્રજા ઉપર થતાં અત્યાચા
અનેક જાતની પીશાચી ઘટનાઓ ઉભી કરી હેરાન હેરાન કરી મુકે છે. અ
જાતની ખટપટો ઉભી કરી ધન માલ લુંટી લે છે. પ્રજાની બ્હેન દીકરીઓ
છડે ચોક ઉપાડી જાય છે. એ બધી સત્ય હકીકતો શ્રી ઠકકુરે અજબ છટા
અત્યંત મનોવેધક, હૃદય ભેદક, રસ ઝરતી ભાષામાં લખી છે. સ્ત્રી જાતી એ
અબલા નથી, પરંતુ વખત આવે એક રણચંડીનું રૂદ્ર સ્વરૂપ ધરી રા
મહારાજાઓ અને તેનાં કર્મચંડાલ કારભારીઓની સાન ઠેકાણે લાવે છે અ
જીંદગીભરની ખોડ ભુલાવે છે. પૃષ્ટ ૪૧૦ પાકુ પુઠું, કીં. રૂા. ત્રણ.

**કચ્છની પદ્મની અથવા પુંઅરો અને રાજૈ:**—એક રોમાં
ઐતિહાસિક નવલકથા. વીરભુમિ કચ્છ ધરાની દંતકથાઓ અને લોક સાહિત્ય
આધારે, તેમજ કચ્છના ગામડે ગામડે અને નેહડે નેહડે રખડી રઝળીને મે
ળેલી સાચી હકીકતો અને ઐતિહાસિક પુરાવાથી મેળવેલી વીર કથા. જ
પુંઅરા દેવ અને સંધારવંસી મહા પરાક્રમશાલી રાણી રાજૈસુંદરીની પ્રભુ
શીલતા અને પરાક્રમ શીલતાની અત્યંત આકર્ષક કથા. જામ લાખા ફુલાણી
અજબ ઐતિહાસીક ઘટનાઓ, અને ઇરાની મુસ્લીમ દર્વેશોએ પણ કચ્છ
કેવી રીતે પગ પેસારો કર્યો એ બધી રસિક બીનાઓ વાંચતા અનેરો આ
મળે છે. પૃષ્ઠ ૪૫૦, પાકું પુંઠુ, કીં. રૂા. ત્રણ.

તારનું સરનામું : 'આગબોટ,' મુંબઈ ટે. નં. ૪૧૨૧૩

**પાસપોર્ટ અને**



**સ્ટીમરની ટીકીટો**

દુનિયાના કોઈ પણ બંદરે જવા માટે સહેલાઈથી અને ઓછે ખર્ચે મેળવી આપીએ છીએ. ઉપરાંત અમારી મારફત ટીકીટ લેનાર પેસેન્જરને રહેવા માટે તદ્દન મફત, સુંદર હવા ઉજાસવાળું મકાન રાખેલ છે. અને તે સ્ટેશન, લોજ, ટ્રામ, સીનેમા, નાટકની નજીકજ છે. ઠંડા ને ગરમ પાણીના નળ કાયમ ચાલુજ રહે છે.

**નવી બ્રાન્ચ ઓફિસ: મ્યુનિ. દવાખાના સામે, સ્ટેશન રોડ, આણંદ**

બ્રાન્ચ ઑફીસ:
હરિનિવાસ, ટાવર પાસે
નવસારી

**જીવાભાઈ બી. પટેલ એન્ડ સન**
પાસપોર્ટ પેસેંજર એજંટ્સ
ખેતવાડી, આઠમી ગલી, મુંબઈ નં. ૪

---

તારનું સરનામું : '**Sipisabros**' ટેલીફોન નંબર: ૨૨૧૦૫

## પાસપોર્ટ એન્ડ પેસેન્જર એજન્ટ્સ

આફ્રિકા, યુરોપ, અમેરિકા, ચીન, જાપાન, ન્યુઝીલેન્ડ, ફીઝી, પનામા, મનીલા, વગેરે દેશાવરોનો કોઈ પણ બંદરો માટે પાસપોર્ટ અને સ્ટીમરોની ટીકીટો મેળવી આપીએ છીએ.

અમારી પાસે કસ્ટમ્સ ખાતાનું **બેગેજ કલીઅરીંગ એજન્ટસ લાયસન્સ** હોવાથી પેસેન્જરોનો સામાન કસ્ટમમાંથી પાસ કરાવી, રહેવાને ઠેકાણે સહીસલામત પહોંચાડી આપીએ છીએ.

સ્ટીમરની તથા રેલ્વેના કોઈ પણ સ્ટેશનની પહેલા અને બીજા વર્ગની જગ્યા ઘેર બેઠાં રીઝર્વ કરાવી આપીએ છીએ. બોમ્બે સેન્ટ્રલ સ્ટેશન ઉપર દરેક ગાડી ઉપર અમારા માણસો હાજર રહે છે.

પાસપોર્ટ ફોર્મ, ટાઇમ ટેબલ તથા બીજી માહિતી માટે લખો યા મળો:—

**એમ. ચુનીભાઈ પટેલ એન્ડ કું.**
**૧૦–૧૨, ડૉકટર વિલ્સન સ્ટ્રીટ, મુંબઈ નં. ૪**

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 ચૈત્ર

卐 પાટીદાર 卐

વર્ષ ૧૭ 卐 અંક ૬

## જમણવાર

એ વાત તો ખરી કે દિન પર દિન નકામા ખર્ચો વધતા જાય છે. આપણે એક તરફથી બૂમ પાડીએ છીએ કે ધંધોરોજગાર નથી, ભૂખે મરીએ છીએ, અને બીજી તરફથી આપણા વરઘોડા અને જમણવારના ખર્ચમાં બેહદ વધારો કરતા જઇએ છીએ. આપણે મોંઢેથી કહેતા જઇએ છીએ કે એ ખરચ ખોટા છે; તે દૂર કરવાનો બીજાને બોધ કરતા જઇએ છીએ; અને જ્યારે આપણે ત્યાં કાંઇ પ્રકરણ આવે છે ત્યારે આપણે એથી એક એવો ઊલટો દાખલો આપીએ છીએ કે તેની નઠારી અસર શહેરમાંથી વીસ વરસ સુધી દૂર થતી નથી. આવા ફિતૂરમાં જે લાખો રૂપિયા દર વર્ષે ખર્ચાય છે, તેનો એક દશાંશ પણ જો કોઇ દેશોપયોગી કામમાં અપાતો હોય, તો કેટલો ફાયદો થાય? અરે, એક શતાંશ પણ નાતવરો કરનાર કે વરઘોડો કાઢનાર જો નાતના જ ફંડમાં આપતા હોય અને તે સારા કામમાં વપરાતો હોય, તો થોડા વર્ષમાં આપણી સઘળી નાતોની જુદી જ અવસ્થા થઇ જાય. પણ એવો બંદોબસ્ત કોણ કરી શકે? જૂના કે નવા બધા જ લોકમાં એ કરવાની ઇચ્છા કે શક્તિ જરા પણ જણાતી નથી.

('નવલગ્રંથાવલિ,' પૃ. ૪૪૨) નવલરામ

❧ ❧ ❧

તન્ત્રીઃ નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 ચૈત્ર

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૭ 卐 અંક ૬

## જમણવાર

એ વાત તો ખરી કે દિન પર દિન નકામા ખર્ચો વધતા જાય છે. આપણે એક તરફથી બૂમ પાડીએ છીએ કે ધંધોરોજગાર નથી, ભૂખે મરીએ છીએ, અને બીજી તરફથી આપણા વરઘોડા અને જમણવારના ખર્ચમાં બેહદ વધારો કરતા જઇએ છીએ. આપણે મોઢેથી કહેતા જઇએ છીએ કે એ ખરચ ખોટા છે; તે દૂર કરવાનો બીજાને બોધ કરતા જઇએ છીએ; અને જ્યારે આપણે ત્યાં કાંઇ પ્રકરણ આવે છે ત્યારે આપણે એથી એક એવો ઊલટો દાખલો આપીએ છીએ કે તેની નઠારી અસર શહેરમાંથી વીસ વરસ સુધી દૂર થતી નથી. આવા દિતૂરમાં જે લાખો રૂપિયા દર વર્ષે ખર્ચાય છે, તેનો એક દશાંશ પણ જો કોઇ દેશોપયોગી કામમાં અપાતો હોય, તો કેટલો ફાયદો થાય? અરે, એક શતાંશ પણ નાતવરો કરનાર કે વરઘોડા કાઢનાર જો નાતના જ ફંડમાં આપતા હોય અને તે સારા કામમાં વપરાતો હોય, તો થોડા વર્ષમાં આપણી સઘળી નાતોની જુદી જ અવસ્થા થઇ જાય. પણ એવો બંદોબસ્ત કોણ કરી શકે? જૂના કે નવા બધા જ લોકમાં એ કરવાની ઇચ્છા કે શક્તિ જરા પણ જણાતી નથી.

('નવલગ્રંથાવલિ,' પૃ. ૪૪૨) નવલરામ

તન્ત્રી: નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ,
'પાટીદાર' મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ



—*—

## સૂચના

૧. વિદ્યાર્થિનીઓ અને વિદ્યાર્થીઓ ઉનાળાની રજાઓનો કેવી રીતે સદુપયોગ કરી શકે તેના ઉપર સૌથી સારો નિબંધ જે કોઇ વિદ્યાર્થિની કે વિદ્યાર્થી લખી મોકલશે તેને પાટીદાર ભગિનીસમાજ તરફથી રૂા. ૫નું ઇનામ આપવામાં આવશે. વિદ્યાર્થિનીને પહેલી પસંદગી અપાશે.

૨. બેનોને ઓછે લવાજમે કે વિનાલવાજમે 'પાટીદાર' આપવાના ફંડમાં સુણાવના ભાઇ પૂજાભાઇ મનોરભાઇ પટેલે સિકંદરાબાદથી રૂા. ૪ અને પીજનાં બેન સવિતાબેન રાવજીભાઇ પટેલે સમસપુરા, તા. વડોદરાથી રૂા. ૧ મોકલ્યો છે, તે ઉપકાર સહિત સ્વીકારવામાં આવે છે. એ ફંડમાં બીજાં પણ ભાઇબેનો ઉદાર હાથે પૈસા મોકલશે એવી આશા છે.

૩. ચર્ચા કરવા યોગ્ય સામાજિક પ્રસંગો કે બનાવો વિગત સાથે ભાઇબેનો મોકલે તો તેના ઉપર ઠીક ઊહાપોહ થાય.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૩:'૪૦.

સાક્ષર શિરોમણિ શ્રી. ઠક્કુર નારાયણ વસનજી નાં

# મહા મૂલ્યવાન પુસ્તકો

## હિન્દુ ગૌરવ ગ્રંથમાળાની અને બીજી

# ★★★ અતિ મહત્વની નવલકથાઓ ★★★

રોકડી સાથે રૂા. દશના પુસ્તકોનો ઓર્ડર આપનારને પારકર પેન ટાઇપની ફાઉન્ટન પેન ભેટ અને પાંચ રૂપીઆનાં પુસ્તકોના ઓર્ડરવાળાને "માનું જીગર યા માતા કે રાક્ષસી" પુસ્તક ભેટ.

**ગુરૂ ગોવિંદસિંહ અથવા ધુરંધર ધર્મ સમ્રાટ:**—બાદશાહ ઔરંગજેબના અત્યાચારોથી, પોતાનાં પ્રાણાધિક પુત્રો તથા પોતાનું બલિદાન આપીને, પંજાબમાં હિન્દુધર્મ, હિન્દુજાતિ તથા હિન્દુગૌરવને રક્ષનાર અને પોતાની પાછળ વીરવૈરાગી જેવા બહાદુર બન્દાને હિન્દુત્વ રક્ષામાટે છોડી જનાર ગુરૂ ગોવિન્દસિંહના જીવનના રોમાંચક પ્રસંગોને વર્ણવનારી અને તમામ હિન્દુઓના હૃદયમાં ધર્મ તથા વીરતાની જ્યોતિને પ્રકટાવી દેનારી ઐતિહાસિક નવલકથા. સોનેરી પાકુ-પુઠું. પૃષ્ઠ ૩૦૮, કીં. રૂ. બે.

**વીર વૈરાગી અથવા બન્દા બહાદુર:**—ગુરૂ ગોવિંદસિંહના અધુરા રહેલા કામને નિર્ભયતાથી અને વીરતાથી પુરૂ કરનાર, વિધર્મીઓએ ગુજારેલા અત્યાચારોનો પાઈએ પાઈનો, ચુકતે હિસાબ કરી નાખનાર અને હિન્દુ જાતીની રક્ષા માટે જીવનનું બલીદાન આપનાર વીર વૈરાગી બન્દા બહાદુરનું ચરિત્ર એક આદર્શ નવલકથા રૂપે, રોમાંચક ઘટનાઓથી ભરપુર, આત્મરક્ષાના વીરત્વપુર્ણ માર્ગો બતાવનાર અતિ ઉપયોગી પુસ્તક છે. નવલકથા એટલી તો આકર્ષક બનાવોથી લખાયેલી છે, અને એક પછી એક એવા તો પ્રસંગો આવે છે કે પુસ્તક અપુર્ણ મુકવાની ઇચ્છા થતીજ નથી. પાકુ સોનેરી બાઇન્ડીંગ, ૪૦૦ પાના, કી. રૂા બે.

**હિન્દુ સંગઠન અથવા મરણોન્મુખ હિન્દુ જાતિની એક જીવની:**—સ્વામી શ્રધ્ધાનંદજીનાં પુસ્તકનો અનુવાદ એટલી તો શૌર્યતાભરી ભાષામાં કર્યો છે કે વાંચતા વાંચતા રૂવાડા ખડા થઈ જાય છે.

છેલ્લાં ૧૨૦૦ વર્ષ થયા હિન્દુ જાતી ઉપર અને સનાતન-વૈદિક હિ ર્મ ઉપર મુસલમાનોએ, ખ્રિસ્તીઓએ, વિધર્મીઓએ, અન્ય જ્ઞાતિઓ ને બીજા સંપ્રદાયોએ જે અત્યાચારો, બળાત્કારો તથા છળ પ્રપંચોથ ર્યથી હિન્દુ જાતીને બેહાલ, કંગાળ અને મુડદાલ જેવી સ્થીતિમાં મુકી દી તે હાલતમાંથી બચવા પ્રચંડ સંગઠનની શા માટે જરૂર છે એનું સંપુર્ણ પ ાન કરાવે છે અને હિન્દુ જાતીને તેનાં હિન્દુપણાનું અસલ સ્વરૂપ જણાવે ાવું એકાદ પુસ્તક તો દરેકે દરેક હિન્દુનાં ઘરમાં રહેવુંજ જોઇએ એવું દરે ેક હિન્દુએ માનવુંજ જોઇએ. ૩૦૦ પાના. કી. રૂા. દોઢ.

**દંપતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાન** **ાચારઃ**—દંપતીશાસ્ત્ર Sexual Science નાં અભ્યાસ તથા દાંપત્ય જ્ઞાન ભાવે અનેક પરણી ચુકેલા સ્ત્રી પુરૂષોના લગ્નની નિષ્ફળતા—Failure થાય ાને તેમનો સંસાર જે સ્વર્ગમય થવો જોઇએ તેનાં બદલે કંટાળા ભરેલ રક તુલ્ય અને ક્લેશ તથા કંકાશમય જીંદગી થવાનું કારણ માત્ર બી ાયકાત, બીન અનુભવ અને કોઈપણ જાતના આ વિષયના સંપૂર્ણ સમ ાપનારા પુસ્તકો પણ ન વાચ્યા હોય તેનુંજ મુખ્ય કારણ છે.

આ વિષયનાં સંસ્કૃત, અંગ્રેજી, ફ્રેન્ચ, મરાઠી, હિન્દી અને અનેક ભાષા ... વિવિધ પ્રકારના પુસ્તકો શ્રી ઠકકુરે ઘણાં સમય સુધી વાંચી, વીચા ાભ્યાસ કરી પ્રમાણ ભૂત પુસ્તક બહાર પાડયું છે. પાના ૨૭૫, કીં. રૂ. ...

**સૌભાગ્ય રાત્રી અથવા વહુરાણીને શીખામણઃ**—ભા ૧ તથા ખે પુસ્તકો) શ્રી. કૃષ્ણકાંત માલવીઆએ હીન્દીમા બ્હાર પાડયા અને એ ૂમિકા પંજાબનાં સિંહ લાલાજીએ લખી. તે બંને પુસ્તકોની હજારો નકલ પડી ગઈ. અને દરેક શાળાઓએ અને લાયબ્રેરીઓએ વસાવી લીધી. એ ુસ્તકોનાં અનુવાદો શ્રી ઠકકુરે કર્યા. ઉત્તમ ગૃહીણી જીવનની સફળતાની ચા ાતાવનાર બહુજ ઉચ્ચકોટીના પુસ્તકો છે. વિવાહીત જીવનના અધિકારો ામજવા લાયક વિષયોની, બહુજ ચીવટાઈથી અને ઝીણવટ ભરી ચર્ચા કરી ન્યાશાળામાં પાઠય પુસ્તકો તરીકે ચલાવી શકાય તેવા છે. વડોદરા વિદ્યામંડી ાગ્ય કદર કરી અને ઉત્તમ પુસ્તકો તરીકે વિદ્યાર્થીનીઓને વાંચી લે ાલામણ કરી છે. સ્ત્રી ઉપયોગી એકે એક બાબતો અને અનેક જાત ષયોને ઘણીજ સરળતાથી ચર્ચ્યા છે. ૨૦ ચીત્રો. દરેક પુસ્તકના ૨૭૫ પાન ી. દરેક ભાગની રૂા. બે.

**મુલ્તાનની હિન્દુ વીર મહિલા રમણી રત્ન. રત્નદેવીઃ**—મેક આદર્શ ત્યાગ મૂર્તિ મહિલાની જીવનકથા. તેમનાં સંસ્મરણો માટે ભારત

ıવાની ખાસ આવશ્યકતા છે. ઉત્તમ ચારિત્રનાં ગુણો, ત્યાગવૃતિ, સ્વમા·
પ્રવવાની ઉદ્દાત ભાવના વિગેરે અનેક શક્તિઓ મેળવવાની તાલીમ મળે છે
ક સોનેરી પુઠું, પાના ૩૬૦, કી. રૂ. અઢી.

**વીસમી સદીની વસંતસેનાઃ**–એ એક ચાલુ જમાનાની અતિ
ય થઈ પડેલી સામાજીક નવલકથા છે, ચાલુ સમયનાં રાજા મહારાજાઓ
ર્યાચાર્યો, દેશ નેતાઓ અને દેશ સેવીકાઓની સત્ય ઘટનાને આધારે એકદર
ભેહુબ રીતે બહુજ રસભરી વાણીમાં લખી છે. આ પુસ્તક બ્હાર પડતાંજ
માજમાં તીવ્ર ખળભળાટ થયો હતો, કારણ કે અનેક પાપલીલાઓ, નહિ
યેલી, નહી જાણેલી અને નહી સાંભળેલી બીનાઓ બ્હાર આવવા પામી હતી
જા મહારાજાઓની પાપલીલાઓ, મઠાધીશો અને સાધુ સન્યાસીઓન
ર્મો, અગ્રગણ્ય ગૃહસ્થો, અને બની બેઠેલા નેતાનાં અત્યાચારો, સમાજ અને
તિનાં અનિષ્ટ રીવાજો એ બધું વાંચતા અનેક જાતની પોલો જાણવા મળે છે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| શો | ભાગ | ૫૫૦ | પાના પાકુ પુઠું | કી. | રૂા. | સાડાત્રણ |
| જો | ,, | ,, | ,, | ,, | ,, | સાડાત્રણ |

**બાલ વિધવા કલ્યાણિ અથવા રાજા કે રાક્ષસઃ**–દેશી રાજ્યોન
ટલાક રાજાઓ એવા તો દુરાચારી હોય છે કે જે રાજા હોવા છતાં રાક્ષસ
ામે ઓળખાય છે. તેમનાં રાજ્યમાં નિશસ્ત્ર, શાંત પ્રજા ઉપર થતાં અત્યાચારે
નેક જાતની પીશાચી ઘટનાઓ ઉભી કરી હેરાન હેરાન કરી મુકે છે. અને
તની ખટપટો ઉભી કરી ધન માલ લુટી લે છે. પ્રજાની બ્હેન દીકરીઓ
ડે ચોક ઉપાડી જાય છે. એ બધી સત્ય હકીકતો શ્રી ઠકકુરે અજબ છટાથ
ત્યંત મનોવેધક, હૃદય ભેદક, રસ ઝરતી ભાષામાં લખી છે. સ્ત્રી જાતી એ
બળા નથી, પરંતુ વખત આવે એક રણચંડીનું રૂદ્ર સ્વરૂપ ધરી રાજ
મહારાજાઓ અને તેનાં કર્મચંડાલ કારભારીઓની સાન ઠેકાણે લાવે છે અ
જીંદગીભરની ખોડ ભુલાવે છે. પૃષ્ઠ ૪૧૦ પાકુ પુઠું, કીં. રૂા. ત્રણ.

**કચ્છની પદ્માની અથવા પુંઅરો અને રાજૈં:**—એક રોમાંચ
ઐતિહાસિક નવલકથા. વીરભુમિં કચ્છ ધરાની દંતકથાઓ અને લોક સાહિત્ય·
આધારે, તેમજ કચ્છના ગામડે ગામડે અને નેહડે નેહડે રખડી રઝળીને મેળ
વેલી સાચી હકીકતો અને ઐતિહાસિક પુરાવાથી મેળવેલી વીર કથા. જા
પુંઅરા દેવ અને સંઘારવંસી મહા પરાક્રમશાલી રાણી રાજૈંસુંદરીની પ્રણય
ીલતા અને પરાક્રમ શીલતાની અત્યંત આકર્ષક કથા. જામ લાખા પુલાણી·
અજબ ઐતિહાસીક ઘટનાઓ, અને ઇરાની મુસ્લીમ દર્વીશોએ પણ કચ્છર
કેવી રીતે પગ પેસારો કર્યો એ બધી રસિક બીનાઓ વાંચતા અનેરો આનં
મળે છે. પૃષ્ઠ ૪૫૦. પાકું પુંઠું કીં. રૂા. ત્રણ.

**હિરણ્ય ગર્ભ હિન્દુ અથવા યશસ્વની હિન્દુજાતિના હિ
ારત્વનો ઇતિહાસઃ**—જેવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ હિરણ્ય ગર્ભ એ
ક્ષાથી થયેલી છે તેવીજ રીતે સમસ્ત સંસાર, ધર્મ, સંસ્કૃતિ, જ્ઞાન, વિજ્ઞા
રતા, આચાર વિચાર, રહેણી કરણી વિગેરે તમામ પ્રકારનુ ભાન કરાવ
ન્દુ જાતી છે તેથી કરીને આ પુસ્તકમાં હિન્દુનો હિરણ્યગર્ભ નામથી પરિ
ાવ્યો છે. નવલકથા નહી હોવા છતાં ઐતિહાસીક વૃતાંતો એવી તો ઉત્ત
તે રસીક શૈલીથી લખાયા છે કે પુસ્તકને પુરૂ કરીજ લેવાની લાલચ છો
કાતી નથી. ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ અને અગ્રગણ્ય પુસ્તક થયું
ઇ ૬૦૦, પાકુ પુઠું, કીં. રૂા ચાર.

**જાગ્રતિ અથવા સંતાલ વિદ્રોહઃ**—હૃદય ભેદક ઐતિહાસિક નવલ
ા હિન્દુસ્તાનમાં ઇસ્ટ ઇન્ડીયા કુંપનીએ પગ દંડો મજબુત બનાવવા, જ
ાં અત્યાચારો અને અવિચારી પગલાઓ ભરવા માંડયા હતા તે વખતે વ
તાલ જાતીએ પોતાની સ્વતંત્રતાનાં રક્ષણુ માટે હથીઆરો ખખડાવ્યાં. સુદ્ધ
ાનેક સંતાલ વીરનરો અને વીર રમણીઓએ પોતાનાં પ્રાણોની આહુતી
ાગે સંતાલ જાતીને અમર કીધી એ રોમાંચકારીણી નવલકથા ખાસ વાંચ
વા યોગ્ય છે. પાના ૨૪૦, પાકુ પુંઠુ, કી. રૂા. અઢી.

**સંસાર પારિજાત અથવા આદર્શ આર્ય અબલાઃ**—આજકાલ
ભાગુ સુધારકોનાં અંતઃકરણો કેટલા ભયંકર કાળા હોય છે, લાખોનાં દ્ર
ડા કેવી સીફતથી હોઇયા કરી જાય છે. અને સુધારકમાં ગણાતી સ્ત્રીઓ
ાગળી પણ કેવી ચસ્કેલી રહે છે એ એક બાજુ જુઓ. જ્યારે એક આર
ાબલા અને આર્ય પુરૂષનું સ્વાર્થ ત્યાગીપણું અને બીજા અનેક ગુણો કેટલ
ાદર્શ અને અનુકરણીય હોય છે તે બીજી બાજુ જુઓ. એકંદરે આજન
નિયા કેટલી ભયંકર, છે તે નગ્ન સ્વરૂપમાં દેખાડી છે. પાકુ સોનેરી
ાઇન્ડીગ, કી. રૂા. સવાબે.

**કાવ્ય કુસુમાકરઃ**—ઠકકુર નારણજી વિસનજી જ્યારથી લખત
ીખ્યા ત્યારથી માસિકો, અઠવાડીકો અને પત્રોમાં આવેલા અને કેટલા
ાપ્રસીધ્ધ કાવ્યોનો અજબ સંગ્રહ, અનેક જાતનાં વિવિધ પ્રકારના નાન
ાટા કાવ્યો, ગીતો, છંદો, શૃંગારીક કાવ્યો. પૃષ્ઠ ૩૧૨, કી. રૂા. અઢી.

છુટક પુસ્તકનું વિ. પી પોસ્ટેજ અલગ, ઓછામાં ઓછા રૂા. ૨૦ થ
૫ નાં પુસ્તકો મંગાવનારને રેલ્વે નૂર, પોષ્ટેજ, વિ. પી. વિગેરે માફ.

**☞ વર્ધમાન એન્ડ સન્સ.** પાયધુની ટ્રામ જંકશન
મુંબઇ નં. ૩

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ } આણંદ { ચૈત્ર
વર્ષ ૨૭ } { અંક ૬


## સ્વ. મોતીભાઇ સાહેબ

એક કવિએ કહ્યું છે કે 'તું જગતમાં આવ્યો ત્યારે તું રડતો હતો, પણ જગત હસતું હતું; પરંતુ તું હવે એવું કરી જજે કે તું હસે અને જગત રડે.' અને ખરેખર એનું જ જન્મનું સફળ છે, જે માનવતાને ઉન્નત બનાવે. સ્વ. પૂ. મોતીભાઇ અમીને જીવન સફળ કર્યું. આખો જન્મ એમણે સરસ્વતીની આરાધના અને માનવતાની ખીલવણી પાછળ ખર્ચી દીધો અને તેઓ એક ઉત્તમ વ્યક્તિ પૂરવાર થયા.

જો કોઇને યાદ હોય તો સ્વદેશીની પૂરી માહિતી પણ ગુજરાતને નહોતી, ત્યારે લીલી જાતની લીટીવાળી ટોપીવાળા યુવકો પેટલાદમાં ફરતા. તેઓ શ્રી. મોતીભાઇ સાહેબના શિષ્યો કે અનુયાયીઓ હતા. એમનામાં ભાવના અને દેશપ્રેમ જોવામાં આવતો. એમનામાં વિવેક અને મર્યાદા તથા શિસ્તપાલન સાથે દૃઢ આગ્રહ જોવામાં આવતાં. તે વખતે કેટલીક બીનાઓ એવી બનતી, કે લોકો કહેતા કે એ તો મોતીભાઇ નરસિંહભાઇનો નિશાળીઓ છે, એ તો એમ કરવાનોજ. બારમાં નહિ જમવાની અને જાનમાં ત્રણ દિવસ નહિ રહેવાની ચળવળ એમના શિષ્યોમાંથીજ ઊભી થએલી. યુગપરિવર્તનને અંગે આજ સમાજ ઘણો આગળ વધ્યો છે; પણ સ્વ. મોતીભાઇએ વાવેલાં બીજમાંથી ઉત્પન્ન થએલાં કેટલાંક 'વટવૃક્ષ' આજે સમાજને શીતલતા આપે છે, એની કોનાથી ના કહેવાશે?

### એમનું સ્મારક

આજ એમના સ્મારક માટે શ્રી. આપાભાઇ અમીન આફ્રિકા સુધી પહોંચ્યા છે. એમનું સ્મારક એમના ઉપર ઉપકાર કરવા નથી થતું, પણ

જેમ અન્નકૂટમાં ભેગો કરેલો પ્રસાદ પ્રજાનેજ માટે છે, માત્ર નામ મંદિરનું છે; જેમ સ્વામી દયાનંદને નામે થતા યજ્ઞો કે વેદાધ્યયન પ્રજાનાંજ છે; તેમ શ્રી. મોતીભાઇ સાહેબને નામે થતું સ્મારક પ્રજાનુંજ છે. એમના સ્મારકમાં પરાણે માગવું પડે તો સરસ્વતી કકળી ઊઠે ને માનવતા લાજે. એમને નામે આપણાં ભાઇઓનોનું અને આપણી ભાવિ પ્રજાનુંજ હિત આપણે સાધીએ છીએ એ ભૂલવાનું નથી.

યુદ્ધકાલમાં સમુદ્રનાં જોખમ વિસારીને પૂ. મોતીભાઇના શિષ્ય ગુરુના નામથી થોડી લક્ષ્મી મેળવવા આફ્રિકા ગયા છે, એમને ગુરુના સ્મારક માટે નીમાએલી સમિતિએ મોકલ્યા છે. એ બધુંય ભૂલી જઇએ, તોપણ પૂ. મોતીભાઇની સાહિત્યસેવા, સરસ્વતીઉપાસનામાં એકાગ્રતા અને સમયોચિત કાર્યની યાદ સાચવવા માટે આપણે બજાવવાની નૈતિક ફરજ તો ભુલાય એમજ નથી. વડીલો બાળકને આશીર્વાદ આપે છેઃ 'ચિરંજીવ થજે.' બાળકો એવાં નીકળે કે એ આશીર્વાદના આપનારાને ચિરંજીવ બનાવે ત્યારેજ ખરી મહત્તા એ બાળકોની, એ આશીર્વાદની ને એ આશિષદાતાની.

પૂ. મોતીભાઇના નામને શોભે અને એમનાં આરંભેલાં અને ઇચ્છેલાં કાર્ય પૂર્ણ થાય એટલી રકમ, સમુદ્રપાર હોવા છતાં જેમનાં હૃદય હિંદમાંજ છે, એ ભાઇઓ આપશેજ એમાં શંકા નથી. જેમ હમેશ આપે છે, તેમ આ પ્રસંગે પણ પાછા નહિજ પડે. ઇશ્વર આફ્રિકાના દાતાઓને યશસ્વી બનાવે, અને પૂ. મોતીભાઇ સાહેબને નામે ભેગી થએલી રકમમાંથી અનેક હિંદીઓનાં જીવન ઉજ્જ્વલ બનાવે એજ અભ્યર્થના.

સાન્તા ક્રુઝ ગંગાબેન પટેલ

---

## જીવતાંની કબરો

લેખનું નામ વાંચી કોઇ આશ્ચર્ય પામશે કે જીવતાંને જીવતાંજ જમીનમાં દફનાવી તેની ઉપર તે કબરો ચણાતી હશે? જમીનમાં દફનાવી તેના ઉપર જીવતાંજ કબર ચણવા જેવુંજ કાર્ય, સમાજમાં આજે ચાલી રહેલા કુરિવાજો માનવીના આત્માને ગૂંગળાવીને કરી રહ્યા છે. માનવીનો આત્મા કુરિવાજોની કબરોમાં દફનાઇ ગયો છે. જે રીતિરિવાજો માનવીના આત્માના હિત માટે હતા, કલ્યાણ માટે હતા, તે રીતિરિવાજોનો યથાર્થ ભેદ નહિ સમજ્યાથી આજે માનવીના વિકાસના અવરોધક અને તેના આત્માને રૂંધનારા બન્યા છે.

માનવીનો આત્મા એ રિવાજોમાં રહેંસાઇ રહ્યો છે. દરરોજ હજારો જીવન રિવાજોની કબરોમાં દટાઇ રહ્યાં છે, દરરોજ હજારો જીવન હમેશ માટે રિવાજની ચક્કીમાં દળાઇ રહ્યાં છે, હજારો આશાભર્યાં ઊર્મિભર્યાં હૃદય રિવાજની જાલિમ ચક્કીમાં પિસાઇ રહ્યાં છે. હિંદુ સમાજની વૈધવ્યની ઘોરમાં હજારો ઊગતી નિર્દોષ કુમળી બાળાઓનું દફન થાય છે અને એમાં દફન થયા બાદ એમના અંતરનો દર્દભર્યો આર્તનાદ કોઇનાય સાંભળવામાં આવતો નથી, તેમના નયનનાં અણુખૂટયાં આંસુ કોઇનીયે નજરે પડતાં નથી, એમના દિલની આહ એકેય મનુષ્ય સાંભળતો નથી. વૈધવ્યની ઘોરમાં દટાઇ એમના આશાભર્યાં જીવનનો હમેશ માટે નાશ થાય છે અને ત્યાર પછી તેને માટે રહે છે અનર્ગળ આંસુ! સમાજ વિધવાને માટે તેની દયા ખાઇને તેને માટે આંસુજ બાકી રાખે છે.

આખુંયે જીવન કોઇએક અજાણ્યા અણદીઠયા પુરુષ પાછળ કુરબાન કરવું, આશાલતાઓથી નવપલ્લવિત હૃદયને છૂંદી નાખવું, રસશુષ્ક જીવનને છેક જ શુષ્ક બનાવી દેવું, એ અણઓળખ્યા પુરુષ પાછળ સર્વસ્વનો ત્યાગ કરી મૃત્યુ માટેજ જીવવું; આટઆટલું સહેતાં પણ કોઇ તેના તરફ સમ્માનની દૃષ્ટિએ ન જુએ, તે ડાકણ લેખાય; સાર્વજનિક બાગનો ગમે તે માણસ વગર રુકાવટે ઉપયોગ કરે તેમ વિધવા તરફ વિકારી આંખો વગર રુકાવટે ભમ્યા કરે તેમાંથી તેને રક્ષણ ન મળે—તેમાંથી બચવાની કોશિશ તેણે જાતેજ કરવી પડે અને તેમાંય પ્રતિકૂળ સંજોગોથી નિષ્ફળ નીવડતાં કોઇનો આશ્રય કે સહાયતા ન મળે કે ન મળે આશ્વાસન; તેને જીવનક્ષેત્રમાં એકલું અટુલું અસહાય ફરવાનું, તેને ખાવાનું અસ્પૃશ્યની માફક ઉચ્છિષ્ટ વધ્યુંઘટ્યું, સવારે ઊઠવાનું સર્વ પહેલું, રાતે સુવાનું સર્વ પછી અને તે પણ પત્થર ઉપર; એમાંય જાણે બાકી હોય તેમ તેણે હમેશાં ગાળ સહેવા તૈયાર રહેવું પડે, આળ ગાળ અને તિરસ્કાર તો તેનાં હમેશનાં જીવનસાથી, જાણે વૈધવ્યની સાથે તેને બક્ષિસજ મળ્યાં હોય; તેને રહેવાનું અવિશુદ્ધ પવિત્ર, સ્વાભાવિક વૃત્તિથી પણ તેનાથી કોઇના તરફ ન જોવાય, ન હસાય કે ન બોલાય—આંખો અને જીભનો પણ નાશ કરવાનું શક્ય હોત તો વાળના નાશની સાથે તેનો પણ નાશ કરાત; તેનાં આંસુ લૂંછનાર કોઇ નહિ, તેને માટે આશ્વાસનના શબ્દોનો પણ દુષ્કાળ, તેને માટે અનુકંપાનોય દુષ્કાળ; તેનું અસ્તિત્વ અપશુકનિયાળ મણાય, તેનું અસ્તિત્વ આટઆટલા ત્યાગ છતાં અપવિત્ર લેખાય, ભારરૂપ લેખાય; તેને માટે સૌજન્યભર્યું વર્તન ન હોય, આશ્વાસન ભર્યાં શબ્દો પણ ન મળે.

આ બધું થાય છે તે આ માનવસમાજમાં. જો માનવતાનું રૂપ આ હોય તો શયતાનિયતનું રૂપ કેવું હોવું જોઇએ તે તો કલ્પનામાંય આવતું નથી. જો ધર્મનું રૂપ આ હોય, સ્ત્રીને માથે આટલો અત્યાચાર જો ધર્મ કરી શકતો હોય, તો તો બહેતર છે કે એ ધર્મને જલાવી દેવામાં આવે. જો માનવતાને નામે આવા અત્યાચારો થઇ શકતા હોય તો તો એ માનવતાને હમેશનો દેશવટો દેવો એ અત્યુત્તમ છે. જો દેવને નામે, ભગવાનને નામે, આ બધું ચાલતું હોય તો તો એવા ભગવાનને હમેશને માટે ઊંડા સાગરમાં ડુબાડી દેવો એ યોગ્ય છે. માનવતાને, ભગવાનને કે ધર્મને નામે થતા એ અત્યાચારો પછી પણ જે આશા રાખવામાં આવે છે તે તો ફળતી નથી, કારણ કે એ અત્યાચારો ગર્ભહત્યાઓ અને એવાં બીજાં અનેક પાપોના રૂપમાં પરિણમે છે. એ સ્પષ્ટ છે કે એ અત્યાચારને પરિણામે ધર્મસ્થાનો આજે વ્યભિચારના અખાડા બન્યાં છે, પાપનાં પોષક ને નીતિનાં નાશક બન્યાં છે. ધર્માચાર્યો ધર્મના સ્વાંગ નીચે પાપાચાર્યો બન્યા છે.

સમાજનો અધઃપાત ઘણોજ નજીક ને નજીક આવે છે. એ અધઃપાતથી બચવું હોય તો જીવતાંઓને તેમની કબરોમાંથી બહાર કાઢો. વિધવાની કંઇયે કસૂર નથી. આપણે હિંદુ સમાજે વિધવાને અન્યાય કરવામાં કંઇ પણ કસર રાખી નથી. હિંદુ વિધવા ખરેખર ત્યાગની મૂર્તિ છે. આટલો ત્યાગ કરવા છતાં પણ એક રોટલા માટે અસ્પૃશ્યની માફક તેના પ્રત્યે તિરસ્કારની નજરે જોવાય છે. એની આવી દશા દયાપાત્ર નથી? તેને પણ બીજાં પેઠે ઉલ્લાસભર્યું જીવન જીવવાનો ઇશ્વિરદત્ત અધિકાર છે. કોઇનેય કોઇનું જીવન કચરવાનો જરા પણ અધિકાર નથી; ઇશ્વિરે કોઇનેય બીજાનું જીવન કચરવાનો અધિકાર આપ્યો નથી, કોઇ એવો અધિકાર હોવાનો દાવો કરતું હોય તો તે શયતાનજ છે, માનવી નથી. ધર્મનું કામ હૃદયને કચરવાનું નથી, તેને ઇશ્વિર તરફ લેઇ જવાનું છે. જીવન કચરવાનો અધિકાર ફક્ત તેનેજ છે જે જીવન આપે છે, માનવીને નથી કે ધર્મને પણ નથી. અને તેમ હોવા છતાં પણ આવો દાવો જો કોઇ કરે તો તે માનવસમાજનો મોટામાં મોટો દુશ્મન છે. એવા ધર્મનો કે કોઇ પણ એવી વ્યક્તિનો જલદી નાશ થાય એજ શ્રેયસ્ છે. મારા માનવબન્ધુઓ સમજી જાય કે આમ જીવતાંઓને કબરમાંથી એકદમ બહાર કાઢવાં જોઇએ અને તેમને પોતાનું જીવન યથેચ્છ યથાધર્મ જીવવા દેવું જોઇએ. વૈધવ્યનું પ્રાયશ્ચિત્ત પુનર્લગ્નજ હોઇ શકે; જે અધિકાર પુરુષને છે તે સ્ત્રીને પણ કેમ ન હોવો જોઇએ?

સાથે સાથે મારી વિધવા બેનોને પણ પ્રાર્થના છે કે તેઓ પણ બળવાન થઇ સમાજના કુરિવાજ સામે જેહાદ ઉઠાવે. વિધવાનાં દુઃખદર્દો અકથનીય છે, અસહ્ય પણ છે. વિધવાનાં આંસુથી અને અભિશાપોથી આજની ભ્રષ્ટ સમાજરચના કડડભૂસ કરતી પળમાં છિન્નભિન્ન થઇ જશે, તે કરતાં પ્રથમ તકેજ આ પ્રશ્ન હાથ ધરી તેનો સંતોષજનક અને વિધવાઓને વૈધવ્યની કબરમાંથી બચાવે એવો નિવેડો લાવવો એ વધુ હિતાવહ છે, એ સમાજનો ધર્મ છે.

મોટાકરાળા (હાલ ડભાસા) સોનાબેન શંકરભાઇ પટેલ

---

## સમાજમાં સ્ત્રીનું સ્થાન

'લગ્ન એટલે પ્રભુતામાં પગલાં માંડવાં,' એ કહેવતને હિન્દુ સમાજમાં અને ખાસ કરીને પાટીદાર સમાજમાં ઘણેજ થોડે અંશે સ્થાન મળે છે. બાકી ખરી રીતે તો લગ્ન એટલે સ્ત્રીપુરુષના આચાર, વિચાર અને સ્વભાવનું જોડાણ. લગ્નથી જોડાએલાં સ્ત્રીપુરુષો કદી છૂટાં પડી શકતાં નથી.

પરંતુ આપણા સમાજમાં સ્ત્રીનું સ્થાન છેજ ક્યાં? પુરુષોએ તેને તદ્દન નીચે મૂકી દીધી છે. પણ સ્ત્રી વિના સંસાર અસંભવિત છે, જેમ પાણી વિના જીવન અસંભવિત છે. પુત્રીના જન્મથીજ ઘરમાં હાય હાય વર્તી રહે છે, જ્યારે પુત્રના જન્મના સમાચારથીજ ઘેર ઘીનાં આધણ મુકાય છે. ગૃહજીવનમાં પણ પુરુષનું સ્થાન ઊંચું અને સ્ત્રીનું નીચું હોવાનું તાત્પર્ય શું હશે તે સમજાતુંજ નથી.

પ્રાચીન યુગમાં સ્ત્રીઓને માન મળતું. પરંતુ હમણાં હમણાંમાંજ સ્ત્રીને નીચી માનવાનો રિવાજ પ્રવર્તી રહ્યો જોવામાં આવે છે. સ્ત્રી અબળા મનાય છે અને તેથી સ્ત્રીઓ કેટલીએક વાર પોતાની મેળેજ પરતંત્રતા સ્વીકારી લે છે. તે પોતે પરતંત્ર હોઇ પતિની આબરૂ અને ધન ઉપરજ પોતાના જીવનનો આખો આધાર રાખે છે. આને લીધે તે પતિના ધન અને કીર્તિ ઉપર વધારે દૃષ્ટિ રાખે છે. અને એ રીતે પોતાની પરવશતા વધારતી જાય છે. આને બદલે જો તેને પૈસા સંબંધે ચિંતા ન હોય અને જો તે પોતે પોતાનીજ શક્તિ ઉપર જીવી શકતી હોય તો તે પોતાની આ પરવશ સ્થિતિમાંથી ઊગરી શકે. સ્ત્રી ગમે તેટલું ઓછું અથવા વધારે ભણેલી હોય, છતાં તે પતિમય જીવન ગાળવા હમેશ આતુર હોય છે. પરંતુ પુરુષો તેમના રસ્તામાં ઊભા રહી તેમના માર્ગમાં કાંટા વેરે છે અને આથી સ્ત્રીના મનોરથ મનમાં ને મનમાંજ સમાઇ

જાય છે. જો નવયુવાનો આ પ્રમાણે ન કરતાં તેમને સહાયરૂપ થાય તો સ્ત્રીઓ પણ પતિપરાયણ નીવડે અને પોતાના ઘરમાં સીતા, દમયંતી અથવા સાવિત્રીનું સ્થાન લે. પણ પુરુષો જ સ્ત્રીઓને આગળ પડતાં અટકાવે છે, કારણ તેઓ માને છે કે કદાચ સ્ત્રીઓ પુરુષોનું સ્થાન લે તો તેમની પોતાની સ્થિતિ કફોડી થાય! બાકી જેણે મૃત્યુને જીત્યું છે તેને કશાનો ડર નથી, પરંતુ જે જીવવાને વલખાં મારે છે તે જ ડગલે ને પગલે ગભરાતો ફરે છે. જો તેને મરણનો ભય ન હોય તો તે કશાથી ન ડરે, પણ આ જ લાલસા તેને ડરાવે છે. તેજ પ્રમાણે પોતાની સ્થિતિનો અહંકાર જ પુરુષોને આમ કરવા પ્રેરે છે. આથી તેમણે સ્ત્રીનું સ્થાન સમાજમાં ઘણું જ નીચું કર્યું છે.

ખરી રીતે જોતાં સ્ત્રી અને પુરુષ જીવનરૂપી નદીના બે કિનારા સમાન છે, એક મસ્તકની બે આંખો સમાન છે, એક પક્ષીની બે પાંખો સમાન છે, એક ગાડીનાં બે પૈડાં સમાન છે. કોને કોના વિના ચાલે? એકને બીજા વિના ન જ ચાલે, તેથી બંનેનું સ્થાન સરખું જ હોવું જોઇએ. ભરદરિયાનાં તોફાનો વચ્ચે પણ જેમ ચતુર નાવિક પોતાનું વહાણ વિના અડચણે હંકારી જાય છે, તેજ પ્રમાણે યોગ્ય વાતાવરણમાં ઉછરેલી સ્ત્રી ગમે તેટલી ગરીબાઇમાં અને બીજાં સંકટોમાં પણ પોતાનું સંસારરૂપી વહાણ વિના અડચણે હંકારી જાય છે.

ઘર સ્ત્રી અને પુરુષનું બંનેનું બનેલું છે. એકલી સ્ત્રીથી કે એકલા પુરુષથી ઘર નભી શકે જ નહિ. આમ જોતાં સ્ત્રીનું સ્થાન આપોઆપ જ સિદ્ધ થાય છે. કહ્યું છે કે 'પુરુષ એટલે જ્યોતિ, સ્ત્રી એટલે પ્રકાશ.' જ્યોતિ ગમે તેટલી હોય પણ તેમાં પ્રકાશ ન હોય તો તે કશાય કામની નથી. મોટા પુરુષો મોટા કેમ થયા? તેમની માતાઓ અને સ્ત્રીઓ સંસ્કારી હતી માટે જ. નેપોલિયને આખા યુરોપમાં હાકલ વગાડી તેનું કારણ તેની માતા હતી. તે પોતે જ કહી ગયો છે, કે 'કહે નેપોલિયન દેશને કરવા આબાદાન, સરસ રીત તો એજ છે દો માતાને જ્ઞાન.' બાયરનની જીવનસરિતા ઝેરવાળી થઇ તેનું કારણ પણ તેની માતા જ હતી.

સરળ ભાષામાં કહીએ તો પુરુષ એટલે કમાનાર અને સ્ત્રી એટલે વ્યવસ્થાપક. પુરુષ ગમે તેટલું કમાઇ લાવે, તોપણ તેની વ્યવસ્થા કરનાર ન હોય તો તે નકામું જ જાય. પુરુષ જ્યારે આવેશથી ભરપૂર હોય છે, ત્યારે સ્ત્રી સંયમી બને છે. આમ બંને એકબીજાનાં પૂરક છે, ત્યારે કોને કોના વિના ચાલે? આમ જોતાં સાબિત થાય છે કે સ્ત્રીનું સ્થાન જેટલું ઊંચું તેટલું જ ઊંચું પુરુષનું. સીતારામ, રાધાકૃષ્ણ, વગેરે સમાસ-નામોમાં સ્ત્રીનું નામ

પહેલું મુકાય છે, એ ઉપરથી પણ સ્ત્રીનું માહાત્મ્ય નક્કી થઈજ જાય છે. કહ્યું છે કે 'જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે.' પુરુષો વધારે ઊંચું સ્થાન પામી શકયા તેનું કારણ ફક્ત એટલુંજ છે કે કુદરતમાં તેઓ શરીરબળે સ્ત્રી કરતાં વધારે ચઢિયાતા છે અને તેથી તેમણે શાસ્ત્રોમાં પોતાને ઊંચે મૂકીને સ્ત્રીને નીચે મૂકી. અત્યારે પણ જો સ્ત્રીઓને અનુકૂળ સંજોગો આપવામાં આવે તો તેઓ પોતાની કાર્યશક્તિ પ્રકટ કરી શકે. કમલાદેવી નેહરુ, કસ્તુરબા, હંસાબેન મહેતા, વગેરે એનાં ઉદાહરણ છે. પરંતુ પુરુષો સ્વાર્થબુદ્ધિ રાખી તેમને તક આપતા નથી, તેમની પ્રગતિને રૂંધી નાખે છે. હવે જમાનો એવો આવશે કે કદાચ સ્ત્રીઓ પુરુષોની સમાન થશે, માટે નવયુવકોનો ધર્મ છે કે તેઓએ બેનોને કાર્યકુશળતાની તક આપવી અને દરેક કામમાં ઉત્તેજન આપવું.

આ બધું જોતાં જણાશે કે સ્ત્રીઓનું સ્થાન છે તે કરતાં ઘણુંજ ઊંચું હોવું જોઇએ. સ્ત્રી એટલે ભવિષ્યની માતા. કેટલો કોમળ શબ્દ! માતાની કિંમત બાળકજ સમજે છે. 'નહિ નહિ મળે મા ગઇ ફરી, જગતમાં નથી મા બને નહિ.' દરેક બાળકને પોતાની માતાના મહત્ત્વની ખબર હોય છેજ.

અને ત્યારે સમાજમાં સ્ત્રીનું સ્થાન પુરુષની સમાન હોવું જોઇએ, જો સમાજને સર્વાંગસુંદર અને કલ્યાણમય બનાવવો હોય તો.

અલકાપુરી, વડોદરા કુમારી ભાનુમતી છોટાભાઇ પટેલ

---

## સ્ત્રીનું કાર્યક્ષેત્ર

એક ઉચ્ચ શિક્ષણ પામેલી બેનનો કાગળ અમુક અંશ છોડીને હું અહીં આપું છું:

"અહિંસા તેમજ સત્યાગ્રહ વાટે આપે દુનિયાને આત્માનાં મહત્તા અને ગૌરવ બતાવી આપ્યાં છે. આ બે ચીજજ પુરુષે પોતાની હીન વૃત્તિ ઉપર કઇ રીતે કાબુ મેળવવો એ કોયડાનો ઉકેલ આપનારી છે.

"ઉદ્યોગો દ્વારા કેળવણી એ કેવળ એક મહાન ભાવના માત્ર નથી, પણ જો આપણે આપણાં બાળકોને સ્વાશ્રયી બનતાં શીખવવું હોય તો એમને કેળવવાનો એ એકજ સાચો રસ્તો છે. આપેજ આ વાત કહી અને શિક્ષણના વિરાટ અટપટા પ્રશ્નને એક વાક્યમાં ઉકેલી દીધો છે. વિગતો તો સંજોગો તેમજ અનુભવ પ્રમાણે એમાં સહેજે પૂરી લેવાય.

"હવે હું આપને અમારો—સ્ત્રીઓનો—પ્રશ્ન ઉકેલવા વિનવું છું. રાજાજી કહે છે કે સ્ત્રીઓનો એવો કશો પ્રશ્ન છેજ નહિ. કદાચ રાજકીય અર્થમાં નથી એમ ભલે કહી શકાય. કાયદાની દૃષ્ટિમાં ધંધાને અંગે તેનો કશો ભેદ ન ગણવાનું એટલે કે સ્ત્રીપુરુષ બેઉ હરકોઇ ધંધો સરખીજ સ્વતંત્રતાથી કરી શકે એવી છૂટ રાખવાનું શક્ય બને. પણ એટલાથી કંઇ અમે સ્ત્રીઓ છીએ અને એ રીતે પુરુષ કરતાં જુદી જાતની છીએ એ સ્થિતિમાં ફેર પડવાનો નથી. અમારી હીન વૃત્તિઓને કાબુમાં લેવા અહિંસા અને સત્યાગ્રહ ઉપરાંત બીજા પણ વિશેષ સિદ્ધાન્તો જોઇએ. પુરુષની પેઠેજ સ્ત્રીનો આત્મા પણ સુકૃત માટે—ઉચ્ચ વસ્તુઓ માટે ઝંખે છે. પણ જેમ માણસને તેની આક્રમણવૃત્તિ, વિષયવાસના, પરપીડન, ઇત્યાદિ વૃત્તિઓથી છુટકારો મેળવવા અહિંસા અને બ્રહ્મચર્ય જરૂરી છે, તેજ પ્રમાણે સ્ત્રીને પણ તેની હીન વૃત્તિઓ, જે પુરુષના કરતાં જુદી છે અને જે સામાન્ય રીતે તેના સ્વભાવ તરીકેજ ઓળખાય છે, તેનાથી છુટકારો પામવાને અમુક સિદ્ધાન્તો સેવવા જરૂરી છે. એનામાં વસતી સ્વાભાવિક વૃત્તિઓ, એ સ્ત્રીજાત છે એ કારણે એની પ્રત્યે ખાસ રીતે થતું વર્તન અને તેની પરિસ્થિતિ—ટૂંકમાં એનો સ્વભાવ, ઉછેર, અને પરિસ્થિતિ—એ બધું ય એની વિરુદ્ધનું હોય છે. અને એ બધું એના કામમાં વિઘ્નરૂપ થઇ પડે છે, અને એને હમેશાં આખરે સ્ત્રીજાત રહી એવા બિચારાપણાના ઉદ્‌ગારને પાત્ર બનાવે છે. સ્ત્રીને એનું સ્ત્રીજાતિપણું એના ગળા ફરતી હાંસડી સમાન થઇને દીનતામાં નાખે છે એમ જે હું કહું છું એનો અર્થ આ છે. મને લાગે છે કે આનો ઉકેલ જો અમો સ્ત્રીઓને મળે તો અમારા આત્મસુધારની કૂંચીજ અમને મળી ગઇ સમજો. પછી અમે અમારા હૃદયના માયા, મમતા, સહાનુભૂતિ ઇત્યાદિ સ્વાભાવિક ગુણોને વિઘ્નરૂપ થઇ પડવાને બદલે અમારા વિકાસમાં મદદરૂપ બનાવી દેઇ શકીએ. આ સુધાર પુરુષો તથા બાળકોના વિકાસને અંગે તમે શોધેલા ઉકેલની જેમજ અમારા પોતાના ભીતરથી ઉદ્‌ભવવો જોઇએ.

"મેં સ્વભાવ, ઉછેર અને પરિસ્થિતિની વાત કરી. એનો એક દાખલો આપીને હું મારું કહેવું સ્પષ્ટ કરું.

"સ્વભાવે કરીનેજ સ્ત્રીઓ પોચી અને નાજુક લાગણીઓવાળી, માયાળુ અને બાળકોને માનું સ્થાન પૂરવા અર્થે સરજાએલી હોય છે. આ વસ્તુઓ અજાણ્યે પણ એના પર બહુ અંશે અસર કરે છે. તેથી કામ કરવા બેસે છે ત્યારે તે વાતવાતમાં ભાવનાવશ થઇ જાય છે. પુરુષો જોડે કામ પડે છે ત્યારે

તે ભૂલો કરી બેસે છે. ન જોઇએ ત્યાં મુલાયમ લાગણીવાળી બની જાય છે. સહેજમાં રિસાય છે, સહેજમાં ફુલાય છે ને સામાન્યપણે મૂર્ખાઇભરી રીતે વર્તે છે.

"હું પોતે આપની મુલાકાતે આવી ત્યારે પણ, જોકે એ મુલાકાત માટે હું કેટલાયે સમયથી ઝંખતી આવી હતી અને તેના વિચારોમાં મેં આગલી રાત આખી જાગીને ગાળી હતી, છતાં આપની આગળ આવી ત્યારે મને બેસવાનું કહેતાં હું શ્રી. મહાદેવ દેસાઇની પાછળ લપાઇને બેઠી. આથી આપને ન પૂરું જોવા પામી, ન વાતચીતમાં બરાબર સાંભળવા પામી! આ કેવી બાઘાઇ ગણાય! વળી મેં એ પણ જોયું કે હું પૂરું બોલી પણ ન શકી. જીભ જ ઊપડે નહિ, વાચા જાણે સિવાઇ ગઇ. આને હું મારા ભાવનાવશ સ્વભાવનું પરિણામ કહું છું. એ સ્વભાવ કાબુ ખોઇ બેસે છે. બેશક ઘટતી તાલીમથી આવો સ્વભાવદોષ દૂર થઇ શકે. પણ એ નહિ તો સાટે કંઇક બીજી જ બાઘાઇ કરી બેસું.

"મારી એક બેનપણીએ સ્ત્રીઓના કાર્યપ્રદેશને અંગે રાષ્ટ્રીય પ્લેનિંગ પેટાસમિતિએ કાઢેલી એક પ્રશ્નપત્રિકાના પોતે લખી મોકલેલા જવાબો મને વંચાવ્યા. આપ જાણો છો તેમ આ પ્રશ્નપત્રિકામાં નંબરવાર પ્રશ્નો મૂકેલા છે, અને કંઇક આ પ્રમાણે છે: 'તમારી તરફ સ્ત્રીને મિલકત લેવા, વારસામાં મેળવવા, વેચવા કે આપમુખત્યારીએ તેની રુચે તે વ્યવસ્થા કરવાનો કેટલે સુધી હક છે? જુદી જુદી શક્તિઓવાળી સ્ત્રીઓને રોકવા જુદી જુદી જાતનાં કામો અને વ્યવસાયોની સ્ત્રીઓને તાલીમ આપવા અને તેને ઘટતી કેળવણી આપવા તમારે ત્યાં શી જોગવાઇ રાખવામાં આવી છે અથવા તો શી શી અનુકૂળતાઓ મોજુદ છે? વ૦ વ૦.' આ બેને આ પ્રશ્નપત્રિકાના જવાબ નથી લખ્યા, પણ લખ્યું છે કે 'પ્રાચીન કાળમાં સ્ત્રીઓને કશી કેળવણી નહોતી મળતી એમ કહેવું જરા પણ સાચું નથી.' અને 'વેદકાળમાં સ્ત્રીને લગ્ન થતાંની સાથે જ ઘરમાં માનભર્યો દરજ્જો મળતો અને તે પતિના ઘરની રાણી બનીને બેસતી, વ૦ વ૦.' આ પછી મનુસ્મૃતિના ઉતારા ટાંક્યા છે! મેં આ બેનને પૂછ્યું કે પ્રશ્નપત્રિકા તો આજની સ્થિતિને અંગે છે, તેના જવાબમાં પ્રાચીન કાળમાં કેવું હતું તે લખવાની શી જરુર? જવાબમાં એણે કાંઇક એવી જ મતલબનું કહ્યું કે આવા જવાબમાં મજેનો નિબંધ લખી મોકલવો એ જ સરસ. પછી વળી જરા મલકાઇને કહે, 'જુઓ ફલાણી ફલાણી બેને મોકલેલો જવાબ તો આની સરખામણીમાં તદ્દન દમ વગરનો છે?' મને લાગે છે કે મારી બેનપણીની આ ભૂલ તેને યોગ્ય કેળવણી ન મળવાને કારણે છે.

આવી યોગ્ય કેળવણી એને એ કેવળ સ્ત્રીજાત હોવાને કારણે ન મળી શકી. એક કારકુન પણ એટલું તો જાણેજ કે જ્યારે કોઇ કશો સવાલ પૂછે ત્યારે તેના જવાબમાં ભળતા જ વિષય પર એક નિબંધ ન લખાય.

"આવા દાખલા ટાંકીને મારા મુદ્દાનું વધુ સ્પષ્ટીકરણ કરવાની મને લાગે છે કે જરૂર નથી. બધી જાતની સ્ત્રીઓને લગતા આપના વિશાળ અનુભવથી આપ સહેજે સમજી શકશો કે સ્ત્રીઓના સ્વભાવમાં તેમનું યોગ્ય ઘડતર કરે એવી આવશ્યક સામગ્રીની ખામી રહી જાય છે એ મારું કથન કેટલે દરજ્જે સાચું છે.

"આપે મને 'હરિજન' વાંચવાની સલાહ આપી. હું ઉત્સુકતાપૂર્વક તેમ કરું છું, પણ હજુ સુધી મને તેમાંથી મારી ભીતરના અંતરાત્માને સારૂ જોઇતી સામગ્રી મળી નથી. કાંતવું અને રાષ્ટ્રીય મુક્તિને અર્થે લડવું એ જરૂરી તાલીમનાં અમુક અંગો જ છે. એમાંથી અમારા પ્રશ્નનો આખો ઉકેલ મળતો નથી. કારણ મેં કાંતનારી અને કોંગ્રેસના આદર્શને પૂરા કરવા પ્રયત્નશીલ એવી બેનોને પણ હું આરંભે કહી ગઇ તેમ સ્ત્રીજાતિને સ્વાભાવિક એવી ભૂલો કરતી જોઇ છે.

"હું સ્ત્રીને પુરુષના જેવી બનાવવા નથી માગતી. પણ પુરુષોને તેમની હીન વૃત્તિને વશ કરવા જેમ તમે અહિંસા શીખવી તેમ અમને પણ અમારી મૂર્ખાઇ અને બાલાઇ નીકળી જાય એવો કાંઇક નુસખો આપો. અમારી અંદરનું હીર અને તેજ સારામાં સારી રીતે ઝળકી ઊઠે અને અમારી નબળાઇઓ અમારા બળના રૂપમાં ફેરવાઇ જાય એવું અમને કાંઇક બતાવો.

"સ્ત્રીજાત હોવાનો આ બોજો મને હમેશ હરઘડી મૂંઝવે છે. જ્યારે જ્યારે કોઇને ઉપહાસપૂર્વક 'આખરે બિચારી સ્ત્રીજાત છે,' એમ કહેતાં હું સાંભળું છું, ત્યારે મારો આત્મા ઊકળી ઊઠે છે, એટલે કે જો આત્મા ઊકળી ઊઠી શકતો હોય તો. એક ભાઇ આગળ મેં મારા હૈયાની આ વરાળ કાઢી ત્યારે તેમણે મને હસી કાઢી ને કહે: 'આપણા મિત્રને ત્યાં તમે પેલો બાળક જોયેલો ને? આગગાડીની રમત રમતો હતો. છુક છુક કરતો એક થાંભલા આગળ આવીને થંભ્યો. અને ફેરો મારીને જવાને બદલે ખભો લગાવીને થાંભલાને કોરે ખસેડવા મંડ્યો, જાણે થાંભલો ખસી જાય એમ હોય! બાળકબુદ્ધિ નહિ તો બીજું શું? તમારી વાત મને એ બાળકનું સ્મરણ કરાવે છે. તમે કહો છો એ તો માનસશાસ્ત્રની બિના છે. તમે એને સમજવા ને ઉકેલવા મથો છો એનું જ મને હસવું આવે છે.'"

આજ લગી હું ફુલાતો કે સ્ત્રીજાતિને લગતા કાર્યક્ષેત્રમાં મારો ફાળો સત્યાગ્રહની શોધ મારે હાથે થઇ તે દિવસથીજ ચોક્કસપણે શરૂ થઇ ગયો હતો. પણ ઉપલો પત્ર લખનાર બેન માને છે કે સ્ત્રીજાતિનો પ્રશ્ન પુરુષોના કરતાં જુદી રીતે હાથ ધરાવો જોઇએ છે. જો એમજ હોય તો હું નથી ધારતો કે કોઇ પણ પુરુષને હાથે સાચો ઉકેલ આવી શકે. આવો પુરુષ ગમે તેટલી મથામણ કરે છતાં તે નિષ્ફળ થવાનોજ, કારણ કે કુદરતેજ એને સ્ત્રીથી નિરાળો ઘડ્યો છે. જોડો ક્યાં કઠે છે તે તો તેનો પહેરનારજ જાણી શકે. તેથી સ્ત્રીને સારૂ શું જરૂરી છે એનો નિર્ણય પ્રમાણભૂતપણે અંતે સ્ત્રીએજ કરવો પડશે. મારો પોતાનો અભિપ્રાય તો એવો છે કે મૂળ પાયે જેમ પુરુષ તેમજ સ્ત્રી એકજ માનવવંશ છે તેમ તેમનો કાયદો પણ અંતે મૂળ મુદ્દે એકજ હોવો જોઇએ. બંનેમાં એકજ આત્મા વસે છે. બેઉ એકજ જીવન જીવે છે, એકજ જાતની શબ્દસ્પર્શાદિ લાગણીઓ અનુભવે છે. એકબીજાનું પૂરક છે. એકબીજાની સક્રિય સહાયતા વિના જીવી શકે નહિ.

પણ કોઇ ને કોઇ કારણે પણ બન્યું છે એમ કે યુગયુગાન્તરથી પુરુષ સ્ત્રીના ઉપર સત્તા ભોગવતો આવ્યો છે અને તેને પરિણામે સ્ત્રીએ પણ પોતાને વિષે એક જાતની કનિષ્ઠ ભાવના કેળવી છે. પુરુષે આપમતલબીપણાથી તેનામાં સીંચેલી 'સ્ત્રી પુરુષના કરતાં નીચી છે,' એ ભાવનામાં તે માનતી આવી છે. પણ પુરુષોમાં જે સત્યદર્શી હતા તેમણે તો સ્ત્રીનો સમાન દરજ્જો કબૂલ રાખ્યો છે.

આમ છતાં એમાં શક નથી કે ક્યાંક ને ક્યાંક એક ચોક્કસ સ્થળેથી સ્ત્રી અને પુરુષ બેઉનાં કાર્યક્ષેત્ર નોખાં ફંટાય છે. મૂળ પાયે બેઉ એક છતાં એ વાત પણ તેટલીજ સાચી છે કે આકારમાં બેઉ વચ્ચે ભારે ફેર પડી જાય છે. માતૃત્વનો ધર્મ, જે મોટા ભાગની સ્ત્રીઓ સદાકાળ સ્વીકારશે, તે એવા ગુણો માગી લે છે જે પુરુષને સારૂ જરૂરી નથી. સ્ત્રી સ્વભાવે કરીનેજ નિવૃત્તિ પસંદ કરનારી છે, પુરુષ ક્રિયાપરાયણ છે. સ્ત્રી મૂળે ઘરની રાણી થઇને રહેનારી છે. પુરુષ રોટી કમાનારો છે, સ્ત્રી એની સાચવણી કરનારી અને રોટી વહેંચીને પીરસનારી છે. દરેક અર્થમાં એ પુરુષજાતનું સંગોપન કરનારી છે. માનવજાતિનાં બચ્ચાંઓનું સંગોપન અને ઉછેર કરવાની કળા એ એનો ખાસ અને સુવાંગ અધિકાર છે. એના હાથના સંગોપન વગર માનવજાત રવડીજ મરે અને નાશ પામે.

મને તો લાગે છે કે સ્ત્રીને ઘર અને કુટુંબપરિવાર વચ્ચેથી ભેઠીને બહાર આવવા અને એ ઘરબારની રક્ષાને સારૂ ખાંધે બંદૂક ઉપાડવા હાકલ કરવી

અગર લક્ષ્યાવતી એમાં સ્ત્રી તેમજ પુરુષ બેઉનું પતન રહેલું છે. એમાં પાછાં વળીને જંગલીપણાના જમાનામાં પગલાં ભરવાપણું અને વિનાશની શરૂઆત રહેલાં છે. પુરુષ જે ઘોડે ચડયો છે તે ઘોડે ચડવા જતાં સ્ત્રી પુરુષને અને પોતાને બેઉને નીચે પછાડશે. આમ થશે તો તેનું પાપ પુરુષને માથે રહેશે. કારણ કે પોતાની સાથીને તેને સારૂ કુદરતે કરી મૂકેલા ખાસ સ્વાભાવિક વ્યવસાયથી ચળાવીને પુરુષને ચાળે ચડાવ્યા સારૂ તે જવાબદાર લેખાશે. ઘરને સુવ્યવસ્થિત રાખવું, ચલાવવું, એમાં એટલીજ વીરતા રહેલી છે જેટલી એ ઘરબારની બહારના હુમલાથી રક્ષા કરવામાં રહેલી છે.

લાખો ખેડૂતોને તેમના કુદરતી વાતાવરણ વચ્ચે મેં નિહાળ્યા છે. અને આજે પણ નાનકડા સેગાંવમાં રોજ હું તેમને જોઉં છું. એમની વચ્ચે કામકાજની કુદરતી વહેંચણી સહેજે મારું ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓને લુહાર કે સુતારનાં કામો કરતી હું જોતો નથી. પણ ખેતરોમાં સ્ત્રીપુરુષો સાથે મળીને કામ કરે છે. તેમાંયે સૌથી કઠણ ને આકરું કામ પુરુષ કરે છે. સ્ત્રીઓ ઘર રાખે છે ને ચલાવે છે. ઘરની જૂજ આવકમાં પોતાની આછીપાતળી કમાણીનો ઉમેરો પણ કરે છે. પણ મુખ્ય રોજી મેળવનાર પુરુષજ રહે છે. કાર્યક્ષેત્રની આવી સ્વાભાવિક વહેંચણી સ્વીકાર્યા પછી બીજા સામાન્ય ગુણો તેમજ સંસ્કારની બાબતમાં બેઉની જરૂરિયાતો લગભગ એકસરખીજ ગણી શકાય.

આ મહાપ્રશ્નમાં મારો ફાળો તો, શું વ્યક્તિઓને માટે કે શું પ્રજાઓને માટે, જીવનના દરેક અંગઉપાંગમાં સત્ય અને અહિંસાને સ્વીકારને સારુ મેં રજૂ કર્યાં એટલોજ છે. મેં તો એવી આશા સેવી છે કે આ કામમાં સ્ત્રીજાતિ નક્કી પહેલ કરશે અને આગેવાન ઠરશે. વળી માનવીવિકાસની યાત્રામાં આમ એને એકવાર તેનું સ્થાન જડી આવતાંજ આજની એની, પોતે પુરુષને મુકાબલે નીચી છે, એ કનિષ્ઠ ભાવવાળી મનોદશા જતી રહેશે. આ સિદ્ધિ જો તેણે સફળતાપૂર્વક હાથ કરવી હોય તો માનવીવહેવારમાં જે કાંઇ થાય છે તે બધું વિષયવિકારને બળે નક્કી અને નિયંત્રિત થાય છે એ આધુનિક સિદ્ધાન્તને માનવાની તેણે દઢતાપૂર્વક ના પાડવી રહી છે. મને ધાસ્તી છે કે મેં મારી વાતને કઢંગી રીતે રજૂ કરી છે. પણ મને આશા છે કે મારો આશય સ્પષ્ટ છે. આજની લડાઇમાં સક્રિય ભાગ લેઇ રહેલા લાખો પુરુષો વિષયવિકારથી પ્રેરાયા છે કે કેમ એ હું નથી જાણતો. તેમ ખેતરોમાં રાતદિવસ જાતમહેનત કરતાં દેહાતીઓને વિકારથી ઘેરાએલાં કે બેબાકળાં હું નથી જોતો. આનો અર્થ એ નથી કે એમનામાં સ્ત્રીપુરુષ બેઉમાં કુદરતે મૂકેલા આ વિકારથી

તેઓ સાવ મુક્ત હોય છે. પણ મનોવિકારની ચર્ચા કરનારા આધુનિક સાહિત્યથી ઓતપ્રોત થએલાં નરનારીઓના જીવનમાં એ જેટલો સર્વોપરિ જોવામાં આવે છે તેવું કશું આ દેહાતીઓમાં નથી હોતું એટલું ચોક્કસ છે. એમનામાં સ્ત્રીને શું કે પુરુષને શું, જીવનસંગ્રામમાં ઝૂઝતાં ઝૂઝતાં આવી બાબતોને સારુ વખતજ નથી હોતો.

હું આ પત્રની કટારોમાં લખી ગયો છું કે સ્ત્રી એ અહિંસાની સાક્ષાત પ્રતિમા છે. અહિંસાનો અર્થ જ નિરવધિ પ્રેમ, અને એવો પ્રેમ એટલે વળી કષ્ટસહનની અસીમ શક્તિ. પુરુષની જન્મદાત્રી સ્ત્રીના કરતાં એવા અપરંપાર કષ્ટસહનની વધુમાં વધુ શકિત સંસારમાં બીજું કોણ બતાવે છે? નવ માસ કુખે ધારણ કરીને અને જીવનરસ નીચોવી નીચોવીને એને પોષીને, અને વળી એમાં રહેલા કષ્ટમાંજ અનેરું સુખ અને આનંદ માનીને, એ શક્તિનાં એ આપણને દર્શન કરાવે છે. પ્રસુતિની પીડાને સંસારની બીજી કઇ કષ્ટયાતના આંટી શકે? પણ એ પીડાને સ્ત્રી સર્જનના સુખ આગળ વિસરી જાય છે. જન્મ પછી પણ એ બાળક અહોરાત્ર પોષાય, રક્ષાય અને મોટું થાય એ સારુ રોજેરોજ એની ધાત્રી બનીને, લીલાંસૂકાં કરીને બીજું કોણ અનંત કષ્ટ સહન કરે છે? એ નિરવધિ પ્રેમનો સ્રોત એ આખી માનવજાતિ તરફ વાળે, પોતે કદી પણ પુરુષની ભોગ્ય વસ્તુ હતી અગર હોઇ શકે એ ભૂલી જાય — એટલીજ વાર છે. એમ થતાંવેંત પુરુષની જોડાજોડ એની માતાનો, એની સર્જકનો અને એના મૂગા માર્ગદર્શકનો ગૌરવવંતો દરજ્જો જે કુદરતે એને બક્ષ્યો છે તે એ લેશે. એકબીજાનાં પીછાં પીંખતી આ અંતરમાંથી શાન્તિને સારુ તરખતી આજની દુનિયાને શાન્તિની કલા શીખવીને એ સુધામૃત પાવું એ જ એનું કાર્યક્ષેત્ર છે. જેમાં પુસ્તકી જ્ઞાનસમૃદ્ધિની જરૂર નથી, માત્ર કષ્ટસહન અને શ્રદ્ધામાંથી નીપજતું દઢ હૈયું જ જરૂરી છે એવા સત્યાગ્રહમાં સ્ત્રી આગેવાની લેઇ શકે. પૂનાની સાસૂન ઇસ્પિતાલમાં જે ભલી દાઇએ મારી જીવલેણ દરદની પથારીએ પડેલાની માવજત કરેલી તેણે એક બાઇનો ચમત્કારી કિસ્સો મને સંભળાવેલો. એ બાઇએ, પોતાના ગર્ભમાં રહેલા બાળકને રખે ધક્કો પહોંચે એ આશંકાએ, વાઢકાપના ઓપરેશનની ઘડીએ ક્લોરોફોર્મ લેવા ના પાડી હતી. એને વસમું ઓપરેશન કરવાનું હતું. પણ પોતાના બાળક પ્રત્યેનો પ્રેમ એજ એને મન તમામ દુઃખ ભુલાવનારી સર્વોપરિ માત્રા હતી. એ બાળકના ક્ષેમકુશળને ખાતર ગમે તેવું વસમું શરીરકષ્ટ કે યંત્રણા એને મન અસહ્ય નહોતાં. જે સ્ત્રીજાતિમાં આવી વીરાંગનાઓ પાકે છે તેઓ શા સારુ પોતાની જાતને ધિક્કારે? અગર તો પોતે પુરુષજન્મ ન પામી એને

સારૂ બળાપો કરે? પેલી વીરાંગનાને યાદ કરીને કેટલી યે વેળા મને સ્ત્રીના દરજ્જાની અદેખાઇ આવી છે, જે દરજ્જાનું એને જ્ઞાન નથી. પુરુષનો અવતાર ન મળ્યાને સારૂ ગમગીન થવાનો સ્ત્રીને સારૂ જેટલો અવકાશ છે તેટલોજ પુરુષને સારૂ પણ સ્ત્રીનો અવતાર ન મળ્યાનો શોક કરવાનો અવકાશ છે. પણ એ અભિલાષ નિષ્ફળ છે. તેથી આપણે સૌ જેવાં જન્મ્યાં તેમાંજ સુખસંતોષ માનતાં શીખીએ અને કુદરતે જે કર્મધર્મ આપણે સારૂ નિર્મ્યાં તે બજાવી છૂટીએ.

('હરિજનબંધુ,' તા. ૨૫:૨:'૪૦) મોહનદાસ કરમચંદ ગાંધી



## બારમાંથી થતાં નુકસાન અને તે અટકાવવા બેનો શું શું કરી શકે?

['બારમાં'ની રૂઢિનું મહત્ત્વ ઘટયું છે, પણ તે સદંતર હજુ બંધ થયાં નથી. આપણી હાનિકારક નિરર્થક કેટલીક રૂઢિઓની માફક બારમાંની પ્રથા પણ નારીવર્ગના આગ્રહને કારણે હયાતી ટકાવી રહી છે. જો આપણો માતૃવર્ગ પોતાની, કુટુમ્બની, ગામની અને સમાજની સ્થિતિનો વિચાર કરી ગરીબ ભાઇભાંડુઓની કરુણાજનક સ્થિતિનું તાદશ્ય ચિત્ર પોતાના દૃષ્ટિપટ સમક્ષ ખડું કરે તો આવી રૂઢિઓને સમાજમાંથી તરતજ તિલાંજલિ મળે. પણ અજ્ઞાનતાને કારણે નારીવર્ગ ઘસાઇ જતી નિરર્થક રૂઢિઓને વળગી રહે છે અને પરિણામે કુટુમ્બમાં કલહ થતો અટકાવવા સમજુ પુરુષને પણ એ રૂઢિને વશ થઇ ખોટાં ખર્ચ કરી કુટુમ્બની પાયમાલી વહોરવી પડે છે. એટલાજ માટે સ્ત્રીવર્ગના હઠાગ્રહથી ટકી રહેલી બારમાંની પ્રથાનાં અનિષ્ટ બેનો પોતેજ સમજે અને તે બંધ કરાવવા પોતેજ વિચારો કરે એ જરૂરી છે એમ માની 'સ્વ. મણિભાઇ હરમાનભાઇ પટેલ સ્મારક ફંડ'માંથી 'બારમાંથી થતું નુકસાન અને તે અટકાવવા બેનો શું શું કરી શકે,' એ વિષે પાટીદાર બેનો પાસે ઇનામી નિબંધ લખાવવાની પ્રકટ કરેલી યોજનાને અંગે આવેલા નિબંધોમાંથી જરૂરી ભાગ સહુ કોઇની જાણ, વિચાર અને અમલ માટે 'શ્રી. હરિભા સ્મારક ફંડ'માંથી પ્રકટ કરવામાં આવે છે.—મંત્રી, ચ. એ. સોસાયટી]

(૧)

[હિંદ જેવા ગરીબ દેશને બારમાં જેવાં ખોટાં ખર્ચ કર્યે જરા પણ પરવડે એમ નથી. માટે તેવાં ખર્ચ નાબુદ કરવા દરેક વ્યક્તિએ બનતો પ્રયાસ કરવો જોઇએ. હાલ થોડેઘણે અંશે આ રિવાજ બંધ કરવા પ્રયાસ થાય છે, પણ

આ રિવાજ એવો તો ઘર કરીને બેઠો છે કે તેને જવું ગમતું જ નથી. તે ગરીબ અને તવંગર બધાને પોતાના પંજામાં સપડાવે છે. તેમાંથી બહુ થોડાજ છૂટવા પામે છે.

પૈસાદારો બારમાનું ખર્ચ કરે તો તેમને તો પરવડે એમ છે, પણ ગરીબોને તો તે ખરેખર શાપરૂપ છે. ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય છતાં પણ ઉધારે પૈસા લેઇને ન્યાતને તો સંતોષવીજ પડે છે; નહિ તો એ કુટુંબ જ્ઞાતિથી તરછોડાય છે, ધર્મભ્રષ્ટ ગણાય છે અને નાતમાં ટીકાને પાત્ર બને છે. લોકોમાં આ વાત ચર્ચાય છે. જે હોય તે એના કુટુંબીજનો તરફ આંગળી ચીંધીને કહે છે, "આ પેલા બારમું ન કર્યું તેમના સંબંધી." આમ તેઓને નાતમાં નીચું ઘાલવાનું થાય છે.

બારમાનો રિવાજ તો ગામડાની ગરીબ જનતાને શાપરૂપ છે. બેકારો દેવાના ખાડામાં ઊતરે છે, ને જિંદગી જોખમમાં નાખવી પડે છે. ઉધાર પૈસા લાવે છે, પણ આપવાની શક્તિ નહિ હોવાથી જેલનાં દર્શન કરવાં પડે છે. પૈસા મેળવવા ગમે તેવાં દુષ્કૃત્યો કરવા પ્રેરાય છે. આમ ન કરે તો ઘરની વસ્તુઓ વેચવી પડે છે. અથવા લેણદાર ઘરબાર, ઢોરઢાંખર વગેરે હરરાજ કરે છે. તેથી અંતે તેને ભિખારી બનવું પડે છે. ધીરધાર કરનાર વાણિયાઓ પણ બિચારા અભણ માણસોને છેતરી લે છે અને વ્યાજના બોજા નીચે તેમને કચડે છે. આ રીતે બારમું કરનાર માણસની આર્થિક સ્થિતિ બગડે છે. આથી તે માન-આબરૂ ગુમાવે છે, બીજાના ઉપર તેને આધાર રાખવો પડે છે, અને તેને લોકોનાં મહેણાંટોણાં સાંભળવાં પડે છે.

બારમામાં વપરાતા પૈસાનો જો બીજો સદુપયોગ થતો હોય તો તે કેમ ન કરવો જોઇએ! જેટલા પૈસા બારમા પાછળ ખર્ચાય છે તેટલાજ જો અપંગને મદદ કરવામાં વાપરવામાં આવે તો તે ચોક્કસ પ્રશંસાપાત્ર છે; અથવા તે પૈસાને લોકહિતના કાર્યમાં વાપરવા જોઇએ, જેથી પુનર્જન્મમાં સુખ મળે.

બારમું કરવામાં આવે છે ત્યારે લોકો જમે છે અને આનંદ કરે છે. ત્યારે બીજી બાજુ મહૂંમની પત્ની, બાળકો અને માતપિતા ઝુરે છે. જો આમ ઝૂરવાનુંજ હોય તો બારમું કરવાનું પ્રયોજન શું છે? આમ બારમાથી ઘણું નુકસાન થાય છે. માટે તેનો પ્રતિબંધ થવો જોઇએ.

અમદાવાદ સરલાબેન ઇશ્વિરભાઇ પટેલ

(૨)

**હિંદનાં** ગામડાં આજે કંગાલિયતની–દરિદ્રતાની પ્રતિમા સમાં દેખાય છે. ગામડાંના લોકો તદ્દન હતાશ, નિસ્તેજ અને દુર્બળ લાગે છે. કોઇના મોં ઉપર નૂર હોતું નથી. તેમનાં ઘર અસ્વચ્છ, નાનાં અને પૂરતા હવા-પ્રકાશ વિનાનાં હોય છે. તેમનાં વસ્ત્રો ફાટયાં-તૂટયાં હોય છે. ઘણી વાર તો તેમને ખાવાના પણ સાંસા પડે છે. આવી દશામાં તેઓ નિરાશ અને નિસ્તેજ હોય તેમાં નવાઇ નથી. આવી દરિદ્રતાનું શું કારણ? બારમાંજ. આ બારમાંજ ખેડૂતોને દેવામાં ડૂબાવી દે છે.

આપણા દેશનો ખેડૂત અજ્ઞાન છે, તેથી સામાજિક રીતરિવાજોને તે વધારે પડતું મહત્ત્વ આપે છે અને ગજા ઉપરાંત ખર્ચ કરી નાખે છે, ખેડૂતમાં અનેક વહેમો પણ હોય છે અને પરિણામે ખેડૂતનું જીવન અત્યંત કરુણ અને દયાપાત્ર બન્યું છે. પોતાની સ્થિતિ હોય કે નહિ, તોપણ બારમાં જેવા પ્રસંગોએ દરેક જણ ભારે ખર્ચ કરી નાખે છે અને તેથી તે ભારે દેવામાં ડૂબી જાય છે.

તેમાંય આપણા ચરોતરમાં તો ખાસ બારમાંનો રિવાજ છે. મરણની પાછળ બારમે દિવસે કરવામાં આવતા નાતવરાને આપણા ચરોતરમાં 'બારમું' નામ આપવામાં આવે છે. કોઇ અમુક માણસ મરણ પામે એટલે નાતના ભૂખ્યા વરૂઓ બારમાની રાહ જોવાના; પછી ભલે મરનાર માણસ આશાભર્યો યુવાન હોય કે મૃત્યુને આરે ઊભેલ વૃદ્ધ હોય! જો તેનાં સગાં બારમું ન કરે તો તેઓને નાતમાં હલકા પાડવાના પ્રયત્ન કરવા સુધીની તેઓ નીચતા બતાવે છે અને આખરે બારમું કરાવીનેજ તેનો કેડો મૂકે છે. પછી ભલે તે મરનાર માણસના પુત્રને અથવા વિધવાને કરજે નાણા લાવવાં પડે કે ઘર ગીરો મૂકવું પડે! ઘણી વખત તો મરનારની વિધવાને બારમા પાછળ ઘર પણ વેચવું પડે છે અને તેને બિચારીને ઊભા રહેવાને કોઇ પણ સ્થળ રહેતું નથી. આથી વધારે કરુણ બીજું શું હોઇ શકે? ઘણા લોકો પ્રશંસાની નાનીશી અંજલિ ખાતર ફુલાઇને પોતાના ગજા ઉપરાંત બારમાં પાછળ ખર્ચ કરે છે, પણ પરિણામ અનિષ્ટ આવે છે ત્યારે તેમની સામે કોઇ જોતું પણ નથી.

બારમાંથી અનેક નુકસાન થાય છે. એકાદ સંયુક્ત કુટુંબમાં બે કે ત્રણ માણસ મરણ પામે તો તેથી પાંચસો કે તેથી પણ વધુ રૂપિયા ખર્ચ થાય અને તેમ ગણતાં ગામદીઠ કેટલુંયે ધન નિરર્થક આવા હાનિકારક રિવાજોમાં હોમાઇ જાય છે!

હિંદ ગરીબ છે, કારણ કે તેના ૮૦ ટકા ઉપરાંત ભાગના માણસો ખેડૂતો છે, અને તેઓની ગરીબાઇનું અને દેવાનું કારણ બારમાં પણ છે. અનેક વિધવાઓ પોતાના મૃત પતિની પાછળ નાતવરા કરીને ખુવાર થઇ જાય છે. જમનાર માણસોને એક ટંકનું ખાવાનું મળે તો તેથી તેમને બહુ બચત થઇ જતી નથી; પરંતુ જમાડનાર માણસની જિંદગીભરની કમાણી આવાં વ્યર્થ બારમાં પાછળ ખર્ચાઇ જાય છે. પરિણામે તેને વૃદ્ધાવસ્થામાં દુઃખી થવું પડે છે, તેનાં બાળકોને યોગ્ય કેળવણી મળી શકતી નથી અને તેના કુટુંબને ખૂબ શોષવું પડે છે.

અમદાવાદ લતાબેન છો. પટેલ

(૩)

**બારમાંની** પ્રથા ઘણા સમયથી ચાલતી આવેલી છે. દરેક જ્ઞાતિમાં, તેમજ શહેર તથા ગામડામાં બારમાં પ્રચલિત છે. એ એક ધાર્મિક રૂઢિ તરીકે ગણાય છે, પણ ખરૂં જોતાં તે એક જડ ઘાલી બેઠેલી હાનિજનક રૂઢિ છે.

**સામાજિક નુકસાન:** સામજિક રીતે બારમું ઘણું નુકસાનકારક છે. ધાર્મિકતાના ખોટા દૃષ્ટિબિંદુને અંગે તે એક અનિવાર્ય વિધિ ગણાય છે. પણ એથી ગરીબ માણસોને તો ઘણું દુઃખ વેઠવું પડે છે. પોતાની આબરૂ જાય તે સારૂ ગરીબો પોતાનાં ઘરબાર, ખેતર, ઢોરઢાંખર કે પોતાની પાસે જે થોડી મિલકત હોય તે વેચીને પણ પોતે બારમું કરે છે. પોતાને બારમું ન કરવું હોય તોપણ આજુબાજુના પોતાના ભાઇપિત્રાઇઓના દબાણથી પણ પોતે બારમું કરવા તૈયાર થાય છે. આ રીતે ગરીબાઇમાં વધારો થાય છે. પૈસાને અભાવે અને દેવાં વાળવાને ખાતર છોકરાંઓને શિક્ષણ આપી શકાતું નથી, એટલે ઊછરતી પ્રજાને ભણતર અને કેળવણી નહિ મળવાથી અભણ સ્ત્રીપુરુષોમાં ઉમેરો થતો જાય છે. બીજું, ખોરાક પૂરતો ન મળે એટલે શરીરને પણ પોષણ ક્યાંથી મળે? આ રીતે ગરીબોને દુઃખમાં દુઃખ ઉમેરાય છે ને આંસુમાં આંસુનો ઉમેરો થાય છે. બારમું ન કરે તો તેને મહેણાં સાંભળવાં પડે છે. આથી બારમા જેવા રૂઢિથી ઊંચા જ આવવાનો વારો આવતો નથી.

**નૈતિક નુકસાન:** બારમાને અંગે ઘણી જગ્યાએ ઝઘડા ઉપસ્થિત થાય છે. તેને લીધે એક નાની વાતમાંથી મોટી તકરાર ઊભી થાય છે. તે એકબીજામાં કડવાશ તથા ઇર્ષા ઉત્પન્ન કરે છે અને જીવનની સુખશાન્તિમાં વિક્ષેપ નાખે છે. દાખલા તરીકે, કોઇને ત્યાં નોતરૂં આપવાનું ભૂલમાં રહી ગયું હોય તો પછી તેમને ખોટું લાગશે, રિસાઇ જશે અને આવી નજીવી થએલી ભૂલથી

બંને પક્ષ વચ્ચે એકાએક તડ પડશે. પછીથી બોલાવવા જશે પણ તેઓ આવશેજ નહિ, કારણ કે પછીથી કહેવા શા માટે આવ્યા? વળી બારમાંથી ઇર્ષ્યા અને દ્વેષભાવ પણ ઉદ્ભવે છે. કોઇ એક માણસ પોતાના ઘરના કોઇના મરણ પાછળ આખા ગામને જમાડે તો બીજા તેની સામે ઇર્ષ્યા કરશે અને મનમાં બળીને ખાખ થઇ જશે. આ બધું બારમાને આભારી ને? કૂવામાં હોય ત્યારે હવાડામાં આવે ને? ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય, છતાં બાહ્ય ડોળ દેખાડવા માટે ભારે દેવું કરીને પણ પોતાને બારમું તો કરવુંજ પડે.

બારમાને અંગે આ સુધારાના યુગમાં યુવાનો અને વૃદ્ધો વચ્ચે ઘર્ષણ થાય છે. યુવાનોનો મોટો ભાગ ઘણું કરીને બારમાથી વિરુદ્ધ હોય છે, જ્યારે વૃદ્ધો બારમાને ધાર્મિક વિધિ ગણતા હોવાથી અનિવાર્ય માને છે. એટલે એવા બારમાનો પ્રસંગ આવે ત્યારે ઘણી વાર તો એકજ ઘરમાં ઝગડા થાય છે અને તે ઝગડા જીવનપર્યંત હેરાન કરે છે. આથી ઘણી જગ્યાએ યુવાનો વૃદ્ધોનો સાથ અને તેમની પાસેથી મળતી સલાહ ગુમાવે છે અને દુઃખની વાત તો એ છે કે ઘણી વાર વૃદ્ધસ્નેહીઓનો પ્રેમ પણ હમેશને માટે ગુમાવવો પડે છે. તેથી વધારે દુઃખમય વાત તો એ છે કે વૃદ્ધ માતાપિતાઓ પોતાના મરણ બાદ પોતાના પુત્રો બારમું કરશે કે નહિ તે ચિંતામાં પડે છે અને તેને માટે મૂંઝવણ કર્યા કરે છે ને જીવ બાળે છે. મરણ તો આવવાનું હોય ત્યારે આવે, પરંતુ તે પહેલાં કેટલાંયે વર્ષો અગાઉથી એ બારમાની બાબત ઘરડાંઓના મનમાં ઘૂમ્યા કરે છે. તેઓ મનમાં ને મનમાં જીવ બાળ્યા કરે છે ને બીજાંને સતાવે છે, દુભવે છે. ઘરડાંઓ મરણ આવતા પહેલાં પોતાની પાછળ બારમું કરવાનું કહી જાય છે. કોઇ પાછળ કરે તો ઠીક, એવી તેમની ઇચ્છા હોય છે. પણ પોતાના પુત્રો પોતાના મરણ પછી તે વિધિ કરે તેવા નથી એવી શંકાથી પુત્ર પરનો તેમનો પ્રેમ ઓસરી જાય છે અને ઘણી વાર ધિક્કારનો વરસાદ પણ વરસાવે છે. બારમું પોતાના આગમન પહેલાં પણ કેટલાંનાય દિલમાં હોળી પ્રગટાવી મૂકે છે ને કેટલાંયે સ્નેહીઓના સ્નેહમાં વિક્ષેપ નાખે છે. બારમાના રિવાજ સામે વિચાર કરતાં ખરેજ આપણને કંપારી વછુટે છે ને ધિક્કાર ઉદ્ભવે છે. આમ નૈતિક રીતે બારમાંથી ઘણું નુકસાન થાય છે.

બીજું, નાનાં છોકરાંમાં બારમું એક પ્રકારની ખાવાની લાલચ અને ભૂખડાપણું ઉત્પન્ન કરે છે, અને જમવા જવા માટે ઘણી વાર તે ઘરમાં કજીઆ કંકાસ કરે છે. પાડોશીનાં છોકરાંને જમવા જવાનું હોય અને પોતાને

જમવા જવાનું નોતરૂં ન હોય, છતાંય જમવા જવાની લાલચ તેમને કજીઓ કરાવે ને કરાવેજ; પછી તેઓને જુઠું બોલી કે કાંઇ બીજું બહાનું કાઢી સમજાવીને છાનાં રાખવાં પડે છે. છતાંય તે વાતથી અર્થ સરે તો સરે, પણ કેટલીક વાર નથી પણ સરતો, કારણ કે તેવું તો તેઓને પહેલાં કેટલીયે વાર કહેવામાં આવ્યું હોય; એટલે તેઓને વડીલોમાં અવિશ્વાસ ઉત્પન્ન થાય છે. માબાપો આ રીતે છોકરાંનો વિશ્વાસ ગુમાવી બેસે છે. આ બધું બારમાના પ્રતાપને અંગે ને? નાનાં બાળકો બારમાના લાડુ તથા બીજો એવો ભારે ખોરાક ખાઇ માંદાં પડે અને તબિયત બગાડે એ તો વળી નફામાં!

**વ્યવહારૂ નુકસાન:** બારમાના પ્રસંગને અંગે સગાંવહાલાંને આવવા જવાની ઘણી તકલીફ પડે છે, અને મોટર બસ તથા રેલ્વેનાં ભાડાં ખર્ચવાં પડે છે. કોઇ પણ મહત્ત્વનું કાર્ય હોય તે મુલતવી રાખીને પણ બારમા પ્રસંગે હાજરી આપવી પડે છે, નહિ તો કુટુંબમાં પાછું ખોટું દેખાય. વ્યવહારની દૃષ્ટિએ સારૂં દેખાય એટલા માટે બારમાં કરવામાં ચડસાચડસી થાય છે. કોઇએ અમુક ખર્ચ કર્યો હોય તો પોતાનું બીજા કરતાં સારૂં દેખાય તે માટે તે દોઢો ખર્ચ કરશે. આ રીતે પૈસાનો વ્યય થાય છે. આવનાર સગાંવહાલાં પણ પૈસાનો દુરુપયોગ કરે છે.

**ઉપસંહાર:** માણસ સહેજ ખ્યાલ કરે તો સમજાય કે મૃત્યુ પાછળ તો આંસુ હોય કે ઉજાણી! આધ્યાત્મિક દૃષ્ટિએ કોઇના મરણ પાછળ આનંદથી મિષ્ટાન્નપાણી ઉડાવવાં એ કેટલું શરમજનક અને ધિક્કારને પાત્ર છે? આધ્યાત્મિક રીતે, વ્યવહારૂ રીતે, નૈતિક રીતે અને સામાજિક રીતે બારમાથી ઉપર મુજબનાં અને નુકસાન થતાં હોવાથી તે રૂઢિ બંધ કરવા માટે જેમ બને તેમ જલદીથી પ્રયાસ કરવો જોઇએ.

**બારમાં અટકાવવા બેનો શું શું કરી શકે?** આ તો ગાંધીયુગ છે, એટલે સ્ત્રીઓને માટે બધાંયે ક્ષેત્રો ખુલ્લાં થઇ ગયાં છે; એટલે પુરુષના જીવનનાં સર્વ ક્ષેત્રમાં તે મદદ કરનાર થઇ પડે છે. સામુદાયિક રીતે સ્ત્રીઓ સમાજમાં એક મહત્ત્વનું અંગ થઇ પડેલ છે. એટલે બારમાં અટકાવવા માટે પણ સ્ત્રીઓ ઘણું કરી શકે. વિરોધી પક્ષને જીતવા પણ ગાંધીજીએ ઘણાયે રસ્તા દુનિયાને જાહેર કરી દીધા છે, જેની મદદથી સ્ત્રીઓ બારમાં બંધ કરાવવામાં ઘણું સંગીન કામ કરી શકે.

**સમજુતી દ્વારા:** આગળ જણાવ્યા મુજબ બારમાને અંગે થતાં હૃદય-દ્રાવક નુકસાનો થવાથી બારમાં અટકાવવા જલદીથી પ્રયત્ન કરવા જોઇએ.

જે બારમું કરવા તૈયાર થયા હોય તેમને સમજાવીને બારમું કરતાં અટકાવવું જોઇએ.

**અસહકાર દ્વારા:** જો સમજુતી દ્વારા ન અટકી શકે તો બીજું શસ્ત્ર અસહકારનું અજમાવી શકાય. સ્ત્રીઓ બારમાના કામમાં સાથ ન આપે તો પછી એકલા પુરુષો શું કરવાના હતા? બે હાથ વિના તાળી ન પડે. સ્ત્રીઓ મદદગાર ન બને તો પુરુષોને ઘણી મુશીબત પડે. બીજું, સ્ત્રીઓ એક સંસ્થા સ્થાપે અને તેમાં સ્ત્રીઓ સભ્ય બને અને તે સ્ત્રીઓનું મંડળ ભેગું મળી તેને માટે ભાષણો કરે. ઠેકાણે ઠેકાણે, ગામે ગામ અને શહેર શહેર ફરી બારમાંથી થતાં નુકસાનો લોકોને સમજાવે આ રીતે તેઓનાં મગજમાં નુકસાનો ઠસાવે. બારમાનાં નુકસાનો તેમને સમજાય તો બારમાં થતાં અટકે. વળી પુસ્તક દ્વારા પણ તેનો પ્રચાર કરી શકાય. તેને માટે સંવાદો રચવામાં આવે, લેખો લખવામાં આવે અને વાર્તાઓ દ્વારા પણ તેનો ઉલ્લેખ કરાય અને તે માટે ખાસ ઇનામો રાખવામાં આવે તો એ રીતે સમાજમાં બારમાની વિરુદ્ધ માનસ કેળવી શકાય અને એવી વૃત્તિ કેળવ્યા પછી તો એ રૂઢિચુસ્ત બની ગએલ બારમાંથી મુક્ત થવું એ બહુ કઠિન નથી.

**સત્યાગ્રહ દ્વારા:** વળી સ્ત્રીઓ સ્વયંસેવિકાનું દળ ઊભું કરી શકે. જ્યાં બારમું થતું હોય ત્યાં તે પીકેટિંગ કરે અને જ્યાંથી અનાજ તથા બીજું સીધું લેવાતું હોય ત્યાં પણ એ સંસ્થા અનાજ વગેરે ન આપવાને માટે સૂચના કરે, અને જો તે સૂચનાનો ભંગ કરે તો તેને માટે રીતસર પગલાં લે. કદાચ આવા વર્તનથી બારમું કરનાર બહારગામથી મંગાવવાની વ્યવસ્થા કરી લે, પણ બીજી ઘણી નાની વસ્તુઓની એકાએક જરૂર પડે છે; અને તે મેળવી શકતાં ગૂંચવાડા અને મુશીબતો ઊભી થશે. આથી તેઓ બારમાં કરતા અટકશે. બીજું, ઘઉં વગેરે દળવાના સાંચાઓના માલિકોને પણ સૂચના કરી શકાય, તેને નહિ દળી આપવાનું કહેવાય. આ રીતે પણ તેમને મુશ્કેલીમાં ઉતારી શકાય. પછીથી તેઓને આર્થિક મુશીબતો વધી પડવાથી પણ બારમાં કરતા અટકી જાય. બારમું ધાર્મિક વિધિ ગણાતો હોવાથી તેને અટકાવતાં જરા વાર તો લાગશે; પરંતુ સાથે સાથે બારમાંના ખર્ચાતા પૈસા બીજે ઠેકાણે વાપરવાનો ઉપાય બારમાં કરનારાઓ આગળ રજૂ કરવામાં આવે તો ધાર્મિક દૃષ્ટિબિંદુને અંગે બારમું કરવાને બદલે તે રસ્તે પૈસા ખર્ચવાનું પસંદ કરશે. લોકોનું માનસ તો ગાડરિયા પ્રવાહ જેવું છે. એટલે એક જણ કોઇ બીજે રસ્તે પૈસા આપશે એટલે બધાય એ પ્રમાણે વર્તશે; એથી સમાજ એક મોટી

બદીમાંથી છૂટશે અને યોગ્ય ક્ષેત્રમાં તે પૈસા ખર્ચાવાનો માર્ગ મોકળો થશે.

**ઉપસંહાર:** સ્ત્રીઓ બારમું અટકાવવા પુરુષ કરતાં પણ વધારે સચોટ કામ કરી શકે અને અમહકારના સાધનરૂપ શસ્ત્રથી બારમાંને ટૂંક સમયમાં નાબુદ કરી શકે. વળી પુરુષ તો સ્ત્રીનો પૂજક છે, એટલે તે પણ સ્ત્રીના કાર્યમાં મદદ અવશ્ય કરશે. નિઃશંક રીતે બારમાં બંધ કરાવવાના કામમાં સ્ત્રીઓ સહેલાઇથી મદદ આપી બારમાં અટકાવી શકે.

અમદાવાદ સવિતાબેન રાવજીભાઇ અમીન

—*—

## યુવકો, શી મરજી છે?

### પારકાં મિષ્ટાન્ન વા ઘરનું સાદું ભોજન?

[મરણના સંબંધમાં, નાતો જમાડવામાં ધર્મશાસ્ત્રોનો આધાર નથી. મરનારની સદ્‌ગતિ થવા સારુ મરણ પાછળ પુણ્યદાન કરવાનું શાસ્ત્રમાં કહેલું છે. અને તેમાં અન્નદાન સમાન બીજું મોટું પુણ્ય નથી એમ ધારીને વા શબ લેઇ જનારા ડાઘુઓને જમાડવાની જરૂર વિચારીને નાત જમાડવાનો રિવાજ દાખલ થયો હશે. પાછળથી લોકોમાં ફેલાએલા અજ્ઞાનથી દેખાદેખી નકામી મોટાઇ મેળવવાના લોભના હેતુથી અને એકબીજાને મહેણાં મારી પાયમાલ કરવાના ઇરાદાથી આ રિવાજ આજ સુધી ચાલુ રહ્યો જણાય છે. મરણ જેવે શોકને પ્રસંગે જ્ઞાતિભોજન બિલકુલ રાખવા જેવું નથી, એ તદ્દન બંધ કરવા જેવું છે.

—પાટીદાર જ્ઞાતિના સાંસારિક રીતરિવાજનું એકીકરણ, ઇ. સ. ૧૯૧૦]

**મરણ પાછળ જમણવાર બંધ થાય અને તે પૈસા કેળવણીમાં ખર્ચાય તો શું થઇ શકે એ જરા તો વિચારો:**

૧. એક હજાર માણસની વસતિવાળા ગામમાં મરણ પાછળના જમણવાર બંધ થાય તો તે પૈસા વડે એક સરસ પુસ્તકાલય અને એક સરસ ગુજરાતી શાળા સારી રીતે ચલાવી શકાય.

૨. ત્રણ હજાર માણસની વસતિવાળા ગામમાં મરણ પાછળના જમણવાર બંધથાય તો તે પૈસા વડે એક સરસ પુસ્તકાલય, એક સરસ ગુજરાતી શાળા, એક સરસ રાત્રિશાળા અને ત્રણ ધોરણની એક અંગ્રેજી શાળા સારી રીતે ચલાવી શકાય.

૩. સાત હજાર માણસની વસતિવાળા ગામમાં મરણ પાછળના જમણવાર બંધ થાય તો તે પૈસા વડે એક સરસ પુસ્તકાલય, એક સરસ ગુજરાતી શાળા,

એક સરસ રાત્રિશાળા, એક સરસ વ્યાયામશાળા અને એક સરસ હાઇસ્કૂલ સારી રીતે ચલાવી શકાય.

૪. ચાર હજાર માણસની વસતિવાળા ગામમાં મરણ પાછળના જમણવાર બંધ થાય તો તે પૈસા વડે એક સરસ પુસ્તકાલય, એક સરસ ગુજરાતી શાળા, એક સરસ રાત્રિશાળા, એક સરસ વ્યાયામશાળા, એક સરસ હાઇસ્કૂલ અને એક સરસ કૉલેજ (મહાવિદ્યાલય) સારી રીતે ચલાવી શકાય.

૫. નાનાં મોટાં ૧૦૦ ગામમાં મરણ પાછળના જમણવાર બંધ થાય અને બચેલા પૈસાના ફક્ત પચીસ ટકા ચરોતર એજ્યુકેશન સોસાયટીને આપવામાં આવે તો તે પૈસા વડે આણંદ, નડિયાદ કે પેટલાદમાં એક સરસ ચરોતર યુનિવર્સિટી (ચરોતર વિદ્યાપીઠ) સ્થાપી શકાય.

**સુજ્ઞ બંધુઓ, આપણે વિચાર કરીએ, સંપીને ચાલીએ અને કેળવણીના એકલા ક્ષેત્રમાં પણ આપણે પરસ્પર સાચો સહકાર કરીએ તો સરકારની મદદ વા અંકુશ વિના પણ કેવાં સુંદર કામ અને તે પણ કેટલી સહેલાઇથી કરી શકીએ એ જરા તો લક્ષમાં લો.**

તમારા ગામનીજ કેળવણીની સંસ્થાઓનું હિત વિચારો, સારેમાઠે પ્રસંગે તે સંસ્થાઓને થોડી થોડી મદદ આપો, તોપણ મરવાની આળસેજ જીવતી, પડું પડું થઇ રહેલી તે સંસ્થાઓ પગભર થઇ જશે અને તમારા ગામની, તમે સ્વપ્ને પણ ખ્યાલ નહિ રાખ્યો હોય તેવી, ઉત્તમ સેવા બજાવી શકશે.

કર્તવ્યપરાયણ યુવકો, મરણ પાછળના જમણવાર જમાડનાર મિથ્યાભિમાન અને ખાલી મોટાઇને કારણે જમાડવાનું બંધ ન કરે, પરંતુ તમે તો તમારા હિતનો, તમારા ભાઇઓના હિતનો, તમારા ગામના હિતનો અને સમગ્ર દેશના હિતનો વિચાર કરો અને **મરણ પાછળના જમણવારો, પ્રેતભોજનો નહિ જમવાનો નિશ્ચય કરો અને તેવી પ્રતિજ્ઞાઓ લો.**

જમાડનાર જમણવાર કરે પણ જમનાર ન મળે તો? તો જરૂર જમણવાર આપોઆપ બંધ થાય; હાલ તુરત બંધ ન થાય તો થોડાં વર્ષ પછી બંધ થાય; પ્રેતભોજન નહિ જમનારની સંખ્યા જેમ જેમ મોટી થતી જાય તેમ તેમ તેવાં જમણવાર બંધ થતાં જાય. યુવકો, **કેમ, શી મરજી છે? પારકાં મિષ્ટાન્ન જમવાં છે કે ઘરનાં સાદાં ભોજન જમવાં છે?** તમે તમારો ઉત્તર તમારી જાતનેજ આપો.

**વડોદરા**, તા. ૨૫:૨:'૨૨ **સ્વ. મોતીભાઇ ન. અમીન**

---*---

# પુનર્લગ્નને પહેલે પ્રભાતે

**કૉલેજની** ત્રીજી ટર્મ શરૂ થઇ ગઇ હતી. વાંચવાનું પૂર ઝડપથી ચાલતું હતું. રાત્રે દશ વાગે વાંચવાનું બંધ કરી સવારમાં ચાર વાગ્યાની ઘંટડી મૂકી હું નિરાંતે સુતો. ચાર વાગ્યા અને ઘડિયાળે પોતાની ફરજ બજાવવાનું શરૂ કર્યું. એક બાજુ શિયાળાની કડકડતી ઠંડી પડી રહી હતી, ઊઠવાનું મન સ્વાભાવિક રીતેજ થતું નહોતું, છતાં ઘડિયાળે તો પોતાની ફરજ બજાવવી ચાલુજ રાખી.

આખરે તેની ફરજને વશ થઇ મેં મોં સહેજ બહાર કાઢ્યું. અંધારી રાત્રીનો શૂન્યકાર આખા શહેર ઉપર પથરાઇ રહ્યો હતો. શરીર વીંધી સોંસરી નીકળી જાય એવી સમસમતી ઠંડી વાતાવરણને ઘેરી રહી હતી. ગગનચુંબી ઇમારતોના પ્રકાશિત ભવ્ય શયનગૃહોમાં સુખી જીવો આરામની હૂંફમાં આનંદ માણતા હતા. થોડીવારમાં ચંદ્રમા ઊગવાની તૈયારી કરી રહેલો માલૂમ પડ્યો. ઊઠીને દાતણપાણી કરી હું પરવાર્યો. વાંચવાનું દિલ આજે થતું નહોતું. આખરે એક વિચાર સુઝ્યો અને હું રાત્રીના ગમગીન વાતાવરણમાં ફરવા નીકળી પડ્યો.

શહેરના ડામાડોળ વાતાવરણમાં જવું મને ન ગમ્યું, તેથી કુદરતને ખોળે ખેલવા હું નીકળી પડ્યો. હવે તો ચંદ્રમા પોતાની રૂપેરી જાળ પૃથ્વીના લાંબા પટ ઉપર વિસ્તારી રહ્યો હતો. થોડેક દૂર ગયો ત્યાં તો નદી ઓળંગવાની આવી.

હું પૂલ ઉપર થઇને ચાલવા લાગ્યો. હૃદયે આગળ વધવાની ના પાડી. તેને તો આજે સાચેજ કુદરતને ખોળે ખેલ ખેલવા હતા. આખરે હું ત્યાં ઊભો. કિનારા ઉપર વનરાજી પ્રસરી રહી હતી. એ વનરાજીને વીંધી ચંદ્રનો પ્રકાશ સોંસરવો પાણી ઉપર પડતો. એક તો નિર્મળ પાણી ઉપર પડતા વનરાજીના ઓળા અને તેમાં વળી ચંદ્રના પ્રકાશના પડતા પ્રતિબિંબથી ઉત્પન્ન થએલી સાચી કુદરતની મનોહર શોભા મેં ધરાઇ ધરાઇને નિહાળી. આખરે હું આગળ ચાલ્યો.

હવે તો શહેરની બહારજ ખરેખર હું નીકળી ગયો હતો. શહેરથી બેએક માઇલ દૂર, માઇલો સુધી લંબાએલાં હરિયાળાં ખેતરો વચ્ચે, સહેજ ઊંચાણમાં બેઠા ઘાટનું સાદું અને સુંદર એક મકાન આવ્યું. ઉત્તમમાં ઉત્તમ ઢબથી એ મકાન શણગારેલું છે. ચોમેર કળામય બનાવેલો બગીચો ખીલી રહ્યો છે. 'રાતની રાણી'નાં તેમજ બગીચાના બીજા છોડવાનાં રંગબેરંગી

ફૂલ વાતાવરણમાં સુવાસ પ્રસરાવી રહ્યાં છે. આ સુંદર મકાન બંધાવનાર, બગીચો કરનાર અને કુદરતના આ સૌંદર્યની મઝા માણનાર એક કુટુંબે આ મકાનમાં રહેવાની શરૂઆત જ કરવાની તૈયારી કરી રાખી હોય એમ એના બહારના શણગાર ઉપરથી સહેજે જણાઇ આવતું હતું.

મકાનના આગલા ભાગમાં પ્રચંડ પ્રકાશનો વીજળીનો દીવો ઝળહળતો હતો. એ દીવાની નીચે જ આકર્ષક રીતે લખેલું એ મકાનનું નામ 'સ્નેહકુંજ' શોભી રહ્યું હતું. તેની આજુબાજુ સ્નેહનું પ્રતિબિંબ બતાવતાં સુશોભિત ભાવનાવાહી ચિત્રો દોરેલાં હતાં. મકાન પોતાના નામને સાચું જ ઠેરવતું હોય એવું વાતાવરણ ત્યાં અત્યારે હતું. કુટુંબનાં માણસો અત્યારે 'સ્નેહકુંજ'માંથી જોઇએ તેટલો સ્નેહ લૂંટતાં હતાં

બગીચામાં એક સુંદર હીંચકો બાંધેલો હતો. તેને પણ કાચની તકતીઓ વગેરેથી શણગારેલો હતો. ચંદ્રનાં કિરણો એ કાચની તકતીઓ ઉપર પડી જ્યારે તેનું એક કિરણ પ્રતિબિંબિત થઇ મારી આંખમાં પડયું ત્યારે જ મને ખબર પડી કે અહીં હીંચકો છે. હીંચકો ચાલુ હતો. તેના અવાજનો સુમધુર રણકાર મારા કાનને અથડાવો જોઇતો હતો, પરંતુ ગ્રામોફોનની રેકર્ડ ચાલુ હતી એટલે તેમાંથી આવતા સંગીતથી તેમ જ સ્નેહના ગાનના અવાજથી મને તે સંભળાતો ન હતો.

બગીચાનાં રંગબેરંગી પુષ્પોમાંથી આવતી આહ્‌લાદક ફોરમ, સવારના પાંચેક વાગ્યાનો સમય અને તે પણ કુદરતના સાન્નિધ્યમાં જ, ચંદ્રનાં પડતાં તાજાં કિરણો અને અધૂરામાં પૂરૂં કુદરતની ખામી દૂર કરનાર ગ્રામોફોન રેકર્ડનો સુમધુર રણકાર જ્યાં આવતો હોય ત્યાં બેસી આનંદ માણવો કોને ન ગમે? આવા વાતાવરણનો લાભ મનુષ્યો ભાગ્યે જ જતો કરે છે. મહેન્દ્ર અને ચંદ્રિકા આ વાતાવરણનો લાભ અત્યારે લેઇ રહ્યાં હતાં. અહીં અત્યારે સ્નેહની છોળો ઊછળી રહી હતી.

ઇરાની ગાલીચો ચાર ખૂણા સુધી લંબાઇ હીંચકાને દિપાવી રહ્યો છે. સાદા રૂથી ભરેલી સફેદ ગાદી ઉપર લાંબો તકિયો પડયો છે. તકિયાને પીઠ અડાડીને ચંદ્રિકા બેઠી છે. મહેન્દ્ર તેની પાસે બેઠો છે.

મુખાકૃતિ તેમ જ શરીરના બંધારણ ઉપરથી ચંદ્રિકાનું વય વીસેક વર્ષનું લાગતું હતું. એનું એકવડિયું શરીર સારી રીતે કસાએલું હતું. મુખારવિંદ આકર્ષક અને તેજસ્વી હતું. સાદો પોશાક એના નમણા દેહને ઘણો જ સારો દિપતો હતો. થોડી વારે તેની આંખમાંથી આંસુ આવી ચાલી જતું હોય એમ

ગને લાગ્યું. મેં વિચાર્યું, એને દુઃખ તો નહિ હોય? પરંતુ આવા વાતાવરણમાં એ વસ્તુ મને અશક્ય લાગી અને મારી નજર મહેન્દ્ર ઉપર ઠેરવી. મહેન્દ્ર ચોવીશેક વર્ષની ઉમરનો હોય એમ મને લાગતું હતું. તેનું શરીર પણ ભરયુવાનીમાં હૃષ્ટપુષ્ટ બનેલું જણાતું હતું. તેનું ભરાવદાર મોં, અણીદાર નાક, ચકચકિત આંખો અને તેના મુખારવિંદ ઉપર તરવરતા સ્નેહભર્યા ભાવો જોઇ મને સહેજ ઇર્ષ્યા પણ આવી. આવી ઇર્ષ્યા કરવી એ મારે માટે તો શું, પણ કોઇ પણ મનુષ્યને માટે ઇષ્ટ નથી, એવી ઇર્ષ્યા કરવી એ મહાપાપ છે. એટલે એ ઇર્ષ્યાને મેં એકદમ ધકેલી કાઢી.

મારા હૃદયમાં આ વિચાર ગડમથલ કરી રહ્યા હતા. ત્યાં તો પવનનો સુસવાટ મારા તરફ ફર્યો. સ્નેહીઓની ઘેલછાનો પાર જ નથી. તેની સૃષ્ટિ જ જુદી રચાય છે, ચંદ્રિકા કાંઇ એવી જ સૃષ્ટિ હવે તો રચી રહેલી જણાતી હતી.

સ્નેહની છોળો તો ઊછળી જ રહી હતી, એટલામાં જ ભોં••ભોં કરતી એક મોટર ઝડપભેર ત્યાં થઇને પસાર થઇ ગઇ. બંગલામાંથી પણ તે જ વખતે કોઇ બાળકના રડવાનો અવાજ મને સંભળાયો. સ્નેહી યુગલ પણ એ રડવાનો અવાજ સાંભળી અસ્વસ્થ બન્યું. ચંદ્રિકા અને મહેન્દ્ર બંને ઊઠયાં અને અંદર ગયાં. હવે સવાર થવા આવ્યું હોવાથી આગળ જવાનું માંડી વાળી હું પણ મારી હોસ્ટેલ તરફ પાછો ફર્યો.

* * *

ખડલપુર એ મોટું શહેર હતું. હજારો માણસો ત્યાં વસતાં હતાં. રાજકીય ક્ષેત્રનું એ મધ્યબિંદુ હતું. તાર, ટપાલ, ટેલીફોન, ઇલેકટ્રીસીટી, મોટરો, બસો, વગેરે છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો ત્યાં આગળ સામાન્ય થઇ પડયાં હતાં. મોટા મોટા અધિકારીઓ ત્યાં રહેતા હતા, લશ્કરી વડાની, ન્યાય ખાતાના વડાની, રેવન્યુ ખાતાના વડાની, વગેરે બધી યે મોટી મોટી કચેરીઓ ત્યાં હતી. શહેર પણ જોવા જેવું જ હતું. ધંધોરાજગાર ધમધોકાર ત્યાં ચાલતો હતો. આખી દુનિયામાં ખ્યાતિ પામેલાં, જુદાં જુદાં રસાયનો અને વસ્ત્રો માટેનાં જબરદસ્ત કારખાનાં ચાલતાં હતાં. દુનિયાની મહાન સંસ્થાઓને પણ અહીંની સંસ્થાઓના અધ્યક્ષોની સલાહની જરૂર પડતી. એટલું બધું આ શહેર આગળ પડતું હતું. શહેરની આજુબાજુ નાનાં નાનાં કેટલાંયે પરાં આવી રહ્યાં હતાં. આ પરાંમાંનું મોટામાં મોટું પરું તે સંધારી. ચંદ્રશંકર આ પરામાં રહેતા હતા. ચંદ્રશંકર પૈસે ટકે સુખી હતા, સંધારીમાં એમનું કુટુંબ આબરૂદાર ગણાતું હતું. ચંદ્રશંકરે ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કર્યા પછી અંગ્-

ભાગ્યે અંગ્રેજી ત્રણ ધોરણનો પણ અભ્યાસ કર્યો હતો. નાનપણમાંજ તેમના પિતાએ પાસે આવેલા બીજા પરાના એક ગૃહસ્થની દીકરી સુભદ્રા સાથે તેમનાં લગ્ન કર્યાં હતાં. લગ્ન વખતે સુભદ્રા પાંચ વરસની અને ચંદ્રશંકર સાત વર્ષના હતા. તેમનાં લગ્ન તે વખતના સમાજને શોભે તેવી રીતે ધામધૂમથી ઉજવાયાં હતાં.

અંગ્રેજી ત્રણ ધોરણ ભણ્યા પછી પિતાના એક ઓળખીતાની લાગવગથી ચંદ્રશંકર એક સરકારી કચેરીમાં કારકુન તરીકે નિમાયા. સુભદ્રા તો કંઇયે ભણ્યાં ન હતાં, છતાં પણ એ કરકસર સારી રીતે જાણતાં હતાં. નોકરીમાંથી પૈસો પણ ઠીક ઠીક બચાવી જાણ્યો હતો.

સંતાનમાં એક દીકરો અને બે દીકરી હતી. પરંતુ થોડા સમય પછી દીકરો અને એક દીકરી ત્યાં ચાલી નીકળેલા કોલેરાના રોગમાં હોમાઇ ગયાં. ફક્ત રહી એકજ દીકરી. ચંદ્રશંકર સહેજ સુધરેલી વૃત્તિના ખરા. દીકરીનું નામ હતું ચંદ્રિકા. બાલપણમાંથીજ તેનું સૌન્દર્ય દીપી આવતું હતું. તેના ભરાવદાર ગાલ, લાલ લાલ હોઠ અને ચમકદાર આંખો જોઇનેજ એ છોકરી બધાંને નાનપણથીજ પ્રિય થઇ પડી હતી. સાધારણ રીતે સંતાનમાં મરણની ઘાંટીમાંથી એકજ બચી ગએલી એ દીકરી અને તે પણ પાછલા વયની, એટલે તેને નાનપણથી માતાપિતાએ નિર્દોષ લાડ લડાવવા માંડેલાં. છોકરાંથી કંટાળેલાં પણ તેને રમાડવા લોભાતાં. તેની નિર્દોષ રમત, રમુજી સ્વભાવ અને હસમુખું વદન જોઇને હરકોઇને થાક ઉતારવાનું એ સાધન થઇ પડી હતી.

પાસેના એક નાના પરામાં સુધેશ કરીને ખાનદાની વાળા એક ભાઇ રહેતા હતા. એ ભાઇ ચંદ્રશંકરની આફિસમાં એક સારી સત્તા ધરાવતા ઑફિસર હતા.

સુધેશ ઑફિસર હતા અને ચંદ્રશંકર તેમનાજ હાથ નીચે કારકુન હતા. ઑફિસર તરીકે એ ચંદ્રશંકર ઉપર રૂઆબ પાડી શકે એમ હતા, છતાં સુધેશ તો પોતાના હૃદયમાં પોતાના હાથ નીચે નોકરી કરતા કોઇ પણ માણસને પોતાના નોકર ગણતા નહિ, એ તો એમની સાથે મિત્રભાવેજ વર્તતા. સ્વભાવે ઘણાજ શાન્ત હતા. ચંદ્રશંકર પણ સ્વભાવે તો શાન્તજ હતા, એટલે આ બંનેને દોસ્તી ઠીક જામી. સુધેશ અમલદાર હતા, છતાં તેમનામાં અમલદારશાહીનો એક પણ અંશ નહોતો. તે ગાંધીવાદથી પૂરેપૂરા રંગાએલા હતા. શુદ્ધ ખાદીજ પહેરતા અને તે પણ પોતાનેજ હાથે કાંતેલી અને વણેલી. સુધેશની પત્ની સાધના ખરેખર સુશિક્ષિત અને શાન્તિની મૂર્તિજ હતી. સુધેશને શોભાવે તેવીજ તેમની સ્ત્રી સાધના હતી.

તેમને મહેન્દ્ર કરીને એકનો એક જ પુત્ર હતો. પુત્રનો પ્રસવ થતાંજ એક અમલદારને છાજે તેમ સુધેશે પોતાની ઓફિસમાં મિજબાની વગેરેમાં ઠીક ઠીક પૈસા વાપરી પોતાની ફરજ બજાવી હતી. પૈસાનો તો તેમને તોટોજ નહોતો. માતાપિતા બંને ગાંધીયુગથી રંગાએલાં, અને કેળવણી પામેલાં હોવાથી મહેન્દ્રની કેળવણી વગેરે બાબતો ઉપર ખૂબજ ચીવટ રાખતાં. આદર્શ માતાપિતાની દોરવણીથી વર્ગમાં હમેશાં તેનો પહેલો જ નંબર રહેતો. નાની શાળાને છાજે તેવી સંસ્થાઓનો તે આગેવાન હતો.

સુધેશ અને ચંદ્રશંકરનો આ દોસ્તીનો સંબંધ તેમનાં બાળકોમાં પણ ઊતર્યો. ઘણો ખરો ભાગ તેઓ ભેગાંજ રમતાં. ઢીંગલો ઢીંગલી પરણાવે, ઘરસંસાર મંડાવે; કજીઓ વઢવાડ પણ કરે, રિસામણાં મનામણાં પણ થાય, અને બીજે દિવસે પાછાં હતાં ત્યાં ને ત્યાંજ ભેગાં રમતાં થાય. આવી એમની નિર્દોષ રમત હતી. આજ રમતમાંથી ઉદ્ભવેલા પ્રેમને માટે ભવિષ્યમાં તેમને કેવાં દુઃખો સહન કરવાં પડશે તે તો ભાવિના ગર્ભમાંજ છુપાએલું હતું.

ચંદ્રિકાની ઉમર જ્યાં દશેક વર્ષની થઇ ત્યાં તો સુભદ્રાના મનમાં ચટપટી ઉત્પન્ન થઇ ચૂકી હતી. પરંતુ ચંદ્રશંકરના લાડવાની બીકે દીકરીને પરણાવવાનો વિચાર, કેમ જાણે કેટલાંયે મહાભારત દુઃખ સહન કરીને પણ, બેએક વર્ષ તેણે સંઘરી રાખ્યો. આખરે સુભદ્રાની ધીરજ ખૂટી. ચંદ્રિકા બહાર ગઇ છે એવો લાગ શોધીને તેણે ગભરાતે ગભરાતે ચંદ્રશંકરને પોતાનો વિચાર દર્શાવ્યો. ચંદ્રશંકર એમ કાંઇ ક્રોધી નહોતા. પહેલાં તો એમણે ચંદ્રિકાના લગ્ન સંબંધે વાતજ કરવાની ના પાડી દીધી. પરંતુ સુભદ્રા દરરોજ આ વિચાર રજુ કરતી અને છોકરી બહુ મોટી થઇ ગઇ છે માટે જલદીથી પરણાવવી જોઇએ, નહિ તો આપણી આબરૂના કાંકરા થઇ જશે, વગેરે શબ્દો કહી ચંદ્રશંકરના મનમાં પણ એ વાત ઠસાવી દીધી. ચંદ્રશંકર હવે ઓફિસનું કામ પૂરૂં થઇ રહ્યા પછી કોઇ લાયક વરની શોધ કરવા લાગ્યા.

એક બાજુ ચંદ્રિકા માટે લાયક વરની શોધ થાય છે, ત્યારે અહીં ચંદ્રિકા અને મહેન્દ્ર વચ્ચે પહેલાંનો નિર્દોષ પ્રેમ મટી જઇ બંનેને જિંદગીની સમજણ આવતાં એકીસાથે બંનેએ જીવન જીવવું એવો સ્નેહ ઉત્પન્ન થાય છે. હવે ચંદ્રિકા અને તેનો આ મિત્ર મેટ્રિક સુધી તો આવી પહોંચ્યાં છે. કલાકો સુધી બંને વચ્ચે એકાન્તમાં ફરવા જઇ બંનેએ લગ્નજીવન કેવી રીતે મહાલવું એની ચર્ચા કર્યા કરે છે.

માનસસરની હંસલી સમી સોળ વર્ષની ચંદ્રિકા સાચેજ ચંદ્રિકા જેવી

હતી. બગીચામાં બે સાથે ફરવા જતાં. એક દિવસે બગીચાના બાંકડા ઉપર એકાન્તમાં બંને બેઠાં હતાં, તેવે પ્રસંગે ચંદ્રિકાના મુખમાંથી એક પછી એક વાક્યો સરવા માંડયાં: "મહેન્દ્ર, તારા વિના તો મને ક્યાંયે ગમતું નથી. મને સતાવવામાં તને આનંદ થાય છે?"

જવાબમાં મહેન્દ્ર સહજ સ્મિત કરતાં તેને બનાવવા ખાતર બોલ્યો: "ચંદ્રિકા, અનંત આશાઓની વચ્ચે આ જીવન તો ઘણુંજ ટૂંકું છે. સાસરે જઈશ ત્યારે અત્યારનો તારો આ મહેન્દ્ર ક્યાં સતાવવા આવવાનો હતો?"

બીજાની સાથે પરણવાની વાત સાંભળતાં ચંદ્રિકા રિસાઈ ગઈ હોય તેવે અવાજે બોલી: "મહેન્દ્ર, જોજે તારી સાથે આજથી કોઈ દિવસ પણ બોલું નો!" આમ કહીને તેણે મોં અવળું ફેરવ્યું.

બંનેને લાગતું તો હતુંજ કે એ બેનાં એક બીજા સાથે લગ્ન થાય એવી સ્થિતિજ નથી, કારણ કે એ બે જુદી જ્ઞાતિનાં હતાં. મહેન્દ્રે ધીરે રહીને ચંદ્રિકાનાં મનામણાં કરાવ્યાં અને પાછો એમનો પ્રેમપ્રવાહ આગળ વધ્યો: "ચંદ્રિકા, હું તને ખરા દિલથી ચાહું છું. મારાં માતાપિતા તારી સાથે લગ્ન કરવાની ના પાડે એવાં છેજ નહિ અને મારે તો એ બાબતમાં પૂછવા જેટલી પણ જરૂર નથી. ફક્ત પંચાત તારાજ તરફથી છે. આપણે લગ્નગ્રંથીથી જોડાઈએ એમ કરવા માટે જેટલી તું ઉત્સાહી છે તેટલીજ મુશ્કેલીઓનો તારે સામનો કરવો પડશે, તેનો તેં વિચાર કર્યો છે ખરો?" ચંદ્રિકા અવાક્ રહી.

મહેન્દ્રનો પ્રવાહ આગળ ચાલ્યો: "ધાર કે તારાં માતાપિતા માની જાય, પરંતુ સમાજ તારાં માતાપિતાની કેવી સ્થિતિ કરી નાખે?" મહેન્દ્રને ચંદ્રિકા સાથે લગ્ન કરવામાં કોઇ પણ જાતનો વાંધો નહોતો, ઊલટો એ તો એવું ઇચ્છતોજ હતો. પણ ચંદ્રિકાનાં માબાપને કેવીક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે એ વિચારથી ચંદ્રિકાને તે અત્યારે સમજાવી રહ્યો હતો.

ચંદ્રિકાથી હવે તો ચૂપ ન રહેવાયું. મહેન્દ્રને લગ્નની વાતજ ઉડાવતો સાંભળ્યો ત્યાં તો તેની આંખમાંથી અશ્રુપ્રવાહ શરૂ થઈ ગયો. જરા સ્વસ્થ થઈ તે બોલી ઊઠી: "તમે મારો ભય સહેજ પણ રાખો નહિ; અને મારે લગ્ન કરવાં તેમાં સમાજને શું લાગેવળગે છે? સમાજને પરણવું હોય તે વખતે સમાજ માથું ફોડી લે. સમાજને મારી બાબતમાં માથું મારવાનો હક્કજ શો છે? અને સમાજ એટલેજ શું? એના આગેવાનો કોણ? કૂતરાં આટમાં કાંઇ પડેલું લડતાં લડતાં જેમ વીણી ખાય તેમ એ આગેવાનો પણ કૂતરાંની પેઠે લડાલડી કરી, બીજાઓનું હરામનું વીણી ખાનારા સ્વાર્થપંડિતો

છે. એ લોકોનું તો નામ લેતાંજ મારી જીભ ખંચકાય છે! રખેને એ જીભ અપવિત્ર થઇ જાય એવો મને ભય લાગે છે. આપણા સમાજના કહેવાતાં આગેવાનો એટલે કાવાદાવા કરનારાં પાપનાં સાક્ષાત્ પૂતળાં! એ લોકો ગમે તેમ બોલે તોયે મારે તેમની પડી નથી. તેમને જેલમાં ધસડી જવાની મારામાં શક્તિ છે. મહેન્દ્ર, એમાં તમે લેશ માત્ર પણ ગભરાઓ નહિ. ઈશ્વર હમેશાં ન્યાયની સાથેજ રહે છે. સત્ય હશે તે તો ગમે તેવી કસોટીમાંથી પસાર થઇને પાછું આવી બમણાજ પ્રકાશથી ઝળકવાનું."

મહેન્દ્ર તો આ વાણીપ્રવાહથી ચૂપજ થઇ ગયો. ચંદ્રિકા ગમે તે બોલતો હતો, છતાં પણ હૃદયના એક ખૂણામાં ચંદ્રિકાના બળની કસોટી પણ કરતો હતો. કસોટી કરવા જતાં તો એ ચકિતજ થઇ ગયો. ચંદ્રિકાને એણે સ્વપ્ને પણ નહિ ધારેલી એટલી હિંમતવાળી જોઇ ખુશ થઇ ગયો અને બોલી ઊઠયો: "હવે આપણો બેડો પાર છે, સત્યનોજ વિજય થશે. આપણે પરણીશું તેમાં કોઇ પણ જાતનો અન્યાય નથી. સત્યજ આખરે તરી આવશે."

આ શબ્દો સાંભળતાં ચંદ્રિકાનામાં કેટલાગે ગણી હિંમત આવી પડી અને તેણે પણ ઉમેર્યું કે "હવે તો બેડો જરૂર પાર છે, સત્યનોજ જય થશે."

અંધકાર થવાનો સમય થઇ ગયો હતો, એટલે પોતે આ પ્રમાણે ખુલ્લા હૃદયથી પોતપોતાના વિચારો દર્શાવી આનંદથી વેંત વેંત છાતી ફુલાવતાં ઘર ભણી ચાલી નીકળ્યાં.

બન્નેઓ છોડવા પછી બેમાંથી એકને પણ ખબર નહોતી કે ઘેર જતાં વારજ તેમને માટે ભાવિના ગર્ભમાં શું શું લખાઈ રહ્યું છે.

ચંદ્રિકા ઘેર ગઇ કે તરતજ તેને ફોસલાવી તેની માતાએ એક ઓરડામાં ઘાલી સાંકળ વાસી દીધી. આપઘાત કર્યા સિવાય હવે એકે ઉપાય તેને બાકી રહ્યો નહોતો. તેના મનમાં થયું કે આમાંનું મેં સહેજ પણ જાણ્યું હોત તો કંઇક ઉપાય થાત. પરંતુ હવે તો ખલાસ! એકજ ઉપાય બાકી રહ્યો છે અને તે ફક્ત આપઘાત કરવાનોજ. આપઘાતનો વિચાર માત્ર આવતાંજ તેને કમકમાટી છૂટી ગઇ, પસીનાથી રેબઝેબ થઇ ગઇ. આપઘાત જો કરે તો તે મહેન્દ્રને બેવફા થઇ ગણાય, કારણ કે બંનેએ એકબીજાને પરણવાનું વચન આપ્યું છે. આ વચનથી જો એ બંધાએલી ન હોત તો કોઇ પણ જાતની શંકા સિવાય તેણે આપઘાત કર્યોજ હોત.

ચંદ્રિકા અને મહેન્દ્ર વચ્ચે સ્નેહ જામતો જાય છે એની સહેજ ગંધ આવતાંજ તેની માતા સુભદ્રા ચંદ્રિકાના લગ્ન વિષે તનતોડ મહેનત કરી રહી.

હતી. કોણ જાણે તેના હૃદયમાં કેવું યે અનિષ્ટ તત્ત્વ પેસી ગયું કે એક પાડોશીની છોકરીને તેમના જાસુસ તરીકે રાખી. આજ સુધીની એકે એક વાતની બાતમી આ નિષ્ઠુર જાસુસ સુભદ્રાને પહોંચાડતી હતી. આ છોકરી સાધારણ રીતે ચંદ્રિકાને મન બેનપણી જેવી હતી, એટલે કોઇ કોઇ વખત તેને ખુલ્લે દિલે વાતો પણ કરતી. આ છોકરી ઉપર ચંદ્રિકાને સહેજ પણ વહેમ ગએલો નહિ.

રોજ બગીચામાં જઇ ઉકળા અઠવાડિયાથી મહેન્દ્ર અને ચંદ્રિકા લગ્ન વિષેના પોતાના નિશ્ચયો એકબીજાને સંભળાવતાં હતાં. એ વાતની બાતમી મળતાં સુભદ્રા ચોંકી ઊઠી. આમાંની કોઇ પણ જાતની વાત અત્યાર સુધી સુભદ્રાએ ચંદ્રશંકરને કરેલી જ નહિ. છેવટના દિવસોમાં ચંદ્રશંકરે જ્યારે આ વાત સાંભળી ત્યારે તે પણ ગભરાઇ ગયા. તેમના હોશકોશ ઊડી ગયા. પોતાની આબરૂ જશે એ ભયથી બે ચાર દિવસમાં તો તેમનું શરીર પીપળાના પીળા પાન જેવું થઇ ગયું. જેમ તેમ કરીને પણ એક વર, જેને માટે આજ સુધી તે તપાસ કરતા હતા, તેની સાથે એકદમ ચોકઠું બેસાડી દીધું અને લગ્નની તૈયારી એકદમ કરી દીધી, અને તે પણ એવી છૂપી રીતે કે મહેન્દ્રને અને ચંદ્રિકાને તેની સહેજ પણ ખબર પડી નહિ.

બસ, હવે તો કહેવું જ શું? જાન આવી ગઇ, વર માંયરામાં બેસી ગયો, કન્યાને પધરાવવાની વાત આવી. ચંદ્રિકાના બળનો પરચો ચંદ્રશંકરને પહેલે-થીજ હતો, એટલે એમણે બે ચાર અલમસ્ત જુવાનિયાઓ સાથે જઇને ચંદ્રિકાને બળાત્કારે માંયરામાં આણી અને ફેરા ફેરવાવ્યા. બસ, લગ્ન પૂરું થયું. કોલેરાનો રોગ ફરીથી શરૂ થઇ ચૂકેલો હતો, એટલે સમાજના બધા માણસો આવેલા નહિ. ફક્ત કોઇ રડ્યો ખડ્યો જ લગ્ન વખતે મંડપમાં આવેલો. આખો સમાજ આવ્યો હોત તો તમાસો જોવા જેવો થાત.

લગ્ન તો થઇ ગયાં. ધીરે ધીરે આખા સમાજમાં ચંદ્રિકા અને મહેન્દ્ર વચ્ચેના પ્રેમસંબંધની અને કેવી રીતે આ બીજા વર સાથે લગ્ન થયાં એ બધી વાતો હરરોજ ચર્ચાવા માંડી. આમ પણ ચંદ્રશંકરની આબરૂના કાંકરે કાંકરા થઇ જ ગયા. ઘણા તો મોંએ ચઢીને કહેવા લાગ્યા. પણ હવે ચંદ્રશંકર શું કરે? તેમના મનમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. દીકરીની મરજી વિરુદ્ધ તેનાં લગ્ન કર્યાથી પણ આબરૂ તો ગઇ, લગ્નને બદલે ભવાડા થયા. તેઓ ખુબ જ રોયા. ચંદ્રિકાનાં લગ્ન મહેન્દ્ર સાથે જો થવા જ દીધાં હોત તો ચંદ્રિકાનું મન તો ન કચવાત! સમાજ તો તે વખતે પણ સિદ્ધાન્તને કોરે મૂકી પોતપોતાને ફાવતું બોલત જ.

સમાજની કહેવાતી રૂઢિ પ્રમાણે ચંદ્રિકાનાં લગ્ન તો થઇ જ ગયાં, પરંતુ

તેને તરત સાસરે વળાવવાની હિંગત કોઇનામાં ન હતી, એટલે એ વાત પડતી મુકાઇ. કોલેરા પોતાની પાંખ પ્રસરાવીજ રહ્યો હતો. દશેક દિવસ પછી એકાએક ખબર આવ્યા કે ચંદ્રિકાનો વર કોલેરાના રોગમાં ઝડપાઇ ગયો. બસ, હવે તો ચંદ્રિકાનાં માતાપિતાના પશ્ચાત્તાપનો પારજ ન રહ્યો, અને જાણે પોતે બળજબરીથી આદરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને કલાકો સુધી મૂર્છાવશ રહ્યાં.

* * *

૩૪, ફર્ગ્યુસન કૉલેજ હૉસ્ટેલ્સ, મોહનભાઇ ઉમેદભાઇ પટેલ
પૂના ૪

---*---

## અસ્પૃશ્યતા

આપણે આપણા દેશી ભાઇને અડકતાં અભડાઇ જઇએ છીએ અને નાહવાની જરૂર માનીએ છીએ. વળી આ લોકો, જેને અંત્યજ કહેવામાં આવે છે તે, તો આપણા ધર્મનાજ છે. તેઓને સ્પર્શ કરતાં જો આપણે અભડાઇ જતાં હોઇએ તો પરધર્મીનો સ્પર્શ કરતાં કેમ અભડાતાં નથી, તે સમજવું મુશ્કેલ છે. વળી ઢેડનો સ્પર્શ થયો હોય તો મુસલમાન ભાઇનો સ્પર્શ કરવાથી પવિત્ર થઇ જવાય, એ તે કઇ જાતનો ધર્મ?

અસ્પૃશ્ય કોણ? આત્મા કે દેહ? ભંગી લોકો શૌચ ઉપાડે છે. શું આ પુણ્યકાર્ય માટે તેઓનો દેહ અસ્પૃશ્ય ગણાય? જો તે આ પુણ્યકાર્ય માટે અસ્પૃશ્ય ગણાતા હોય તો આપણી માતાઓ આપણા બાળપણમાં આપણું શૌચ ઉપાડે છે, માટે શું તેઓને અસ્પૃશ્ય ગણીએ છીએ? કદી નહિ. તો અંત્યજને અસ્પૃશ્ય શા માટે ગણવા? શા માટે તેઓ અસ્પૃશ્ય હોવા જોઇએ?

સૂર્યનારાયણને આપણે પૂજીએ છીએ, કારણ કે તે પોતાના તેજસ્વી પ્રકાશથી આખી દુનિયાને સ્વચ્છ બનાવે છે; પણ અંત્યજો ગામ સ્વચ્છ કરે છે, ત્યારે તેઓને અસ્પૃશ્ય ગણાવું અને ગામબહાર રહેવું પડે છે! જેઓ ગામ સાફ કરી તંદુરસ્તી–જિંદગી લંબાવવાનું સાધન–વધારે છે, તેઓનેજ ગામમાં રહેવાનો હક્ક નહિ! એ તે કેવો ન્યાય?

કદાચ કોઇ કહેશે કે હમેશાં આવાં ગંદાં કામ કરવાથી તેઓનો આત્મા પણ મલિન થઇ ગયો છે. આ શું સાચી વાત છે? આનો જવાબ જેઓના મનમાં આ પ્રશ્ન ઉદ્દભવે તેઓએ વિચારવાનો છે. આપણે જો વિચારીશું તો માલમ પડશે કે ઘણા હરિજનો ભક્ત છે. વળી હાલમાં ભક્તિભાવ બ્રાહ્મણો

કરતાં પણ અંત્યજોમાં વધારે દેખાય છે. વળી સમાજમાં કહેવાતા મોટા શેઠીઆઓ વેશ્યાઓને ત્યાં ભરાઇ રહી મદિરાની લહેજત ઉડાવતા કેવાં કુકર્મો કરે છે તેનો ખ્યાલ કરજો! શું તેઓનો આત્મા મલિન નથી બનતો? શું તેઓ પાપ નથી કરતા? આનો અર્થ એજ કે હિંદુ ધર્મ સગવડિયો ધર્મ થઇ ગયો છે. પૈસાદાર લોકોને અસ્પૃશ્ય ગણનાર લોકોની શી દશા થાય? પૈસાદાર શેઠીઆઓ અંત્યજો પાસે પોતાને મનપસંદ કામ કરાવે છે, અને જ્યારે તે અંત્યજ પૈસા માગવા જાય છે ત્યારે તેને ધુત્કારી કાઢે છે, તેને બે ચાર ચોપડી દે છે! આ બધું તેઓ પૈસાને જોરે કરે છે. પણ ગરીબ લોકો કાંઇ બોલતા ન હોવાથી-તેઓના ઉપર જુલમોનો વરસાદ વરસાવે છે. આવો વરસાદ વરસાવનાર લોકો મનમાં સાચા ધર્મનો વિચાર પણ નથી કરતા. આ શું ન્યાય કહેવાય? આ શું ધર્મ કહેવાય? ખરેખર નહિજ.

જ્યારે કોઇ ઢેડ કે ભંગી ગામમાં આવે છે, ત્યારે સમાજે માનેલા 'ધાર્મિક લોકો' અભડાઇ ન જાય, એટલા માટે 'છેટે રહેજો, માબાપ!' એવી તેણે બૂમો પાડવી પડે છે. ગામલોકો શું તેમનાં માબાપ છે? તો તો એ ગામલોકો પણ ઢેડ કે ભંગી થયા! સમાજે તેમની કેળવણી, અન્ન, રહેઠાણ, વગેરે માટે શી વ્યવસ્થા કરી છે? તેઓનાં એઠાં ધાન તેમણે ખાવાં પડે છે! કોઇ ધાર્મિક પુરુષ પોતાનું પવિત્ર (?) ભોજન લેતો હોય તે વખતે અંત્યજોનો અપવિત્ર (?) અવાજ પણ ન સંભળાવો જોઇએ!

બીજા સૌ લોકની પેઠે અસ્પૃશ્યોને પણ પાણીની તરસ લાગે છે અને તેઓ પણ કૂવામાંથી પાણી ખેંચી શકે છે, છતાં પાણી માટે તેમને કૂવા પાસે પણ જવા દેવામાં આવતા નથી! તેઓને કૂવા આગળ કલાકો સુધી ઊભા રહેવું પડે છે, છતાં તેમને કોઇ ઘડો પાણી જલદી આપતું નથી. તેમને કેટલાય પુણ્ય(?)પુરુષોનાં અપમાનો સહન કરવાં પડે છે! સ્વમાન જેવું તો તેમને હોયજ નહિ, કારણ કે તેઓ ગરીબ છે. 'ગરીબી સ્વમાન ભુલાવે છે,' એ કથન અહીં સત્ય છે. આવા કેટલાયે જુલમો તેમના ઉપર થાય છે! આવાં કેટલાંય પાપો આપણે કરીએ છીએ! પરિણામ? પરિણામ માત્ર એટલુંજ કે તેઓ ખ્રિસ્તી બની જાય છે! કોનો વાંક? હરિજનો ઉપર અત્યાર સુધીમાં એટલો જુલમ થયો છે, એટલો અન્યાય થયો છે કે તેનું પ્રાયશ્ચિત્ત કર્યાથી પણ તે પાપ ધોવાય તેમ નથી. ગાંધીજીનું પ્રાયશ્ચિત્ત! ગાંધીજીના ઉપવાસ! ઠક્કરબાપાની સેવા! આ બધું પણ આ પાપના પ્રાયશ્ચિત્ત માટે તો ઓછુંજ છે. તેઓને ગામમાં લાવી તેમનો ઉપકાર માની તેઓને પૂજવાથી

કાંઇક પ્રાયશ્ચિત્ત થાય એમ છે! ત્યારેજ ગાંધીજીનું સ્વપ્ન ફળશે, અને હિંદને જોઇતું સ્વરાજ્ય મળશે.

મહાત્માજી કહે છે કે હિંદુ સમાજમાં અસ્પૃશ્યતા જ્યાં સુધી ઇરાદાપૂર્વક ધર્મ મનાય છે, અસંખ્ય હિંદુઓ અંત્યજોને અડકવામાં પાપ માને છે, ત્યાં સુધી હિંદને સ્વરાજ્ય મળવું તદ્દન અશક્ય છે. યુધિષ્ઠિરે કૂતરા વિના સ્વર્ગમાં જવાની ના પાડેલી, એ યુધિષ્ઠિરનાજ વંશજો આપણે હિંદુઓ અંત્યજોને મૂકીને સ્વરાજ્ય કેમ મેળવી શકીશું? જે ગુના પ્રત્યે આપણે સલ્તનતને રાક્ષસી માનીએ છીએ એવો કયો ગુનો આપણે અંત્યજો પ્રત્યે નથી કર્યો? ખરેખર હિંદુ ધર્મમાં આ મહાપાપ છે અને તે મહાપાપનું નિવારણ કરવું એ ખરેખર ધાર્મિક મનુષ્યની ફરજ છે.

ગંગાધરા નટવરલાલ ગોરધનદાસ પટેલ



## સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

**કુલ ફાળાની લખણી રૂ. ૨૪૦૯૧-૭-૦ + શિ. ૫૪૬૧**
**રોકડ રકમ રૂ. ૧૫૭૩૫-૭-૦**

૨૩૯૮૪-૭-૦ ગયા પોષના અંકમાં જણાવેલા

*૨૫ શ્રી. ખોડાભાઇ સોમાભાઇ દેસાઇ (નડિયાદ), પાલણપુર
*૨૫ ,, ગોવર્ધનભાઇ કહાનદાસ અમીન, સિનોર
*૨૪ સ્વ. ચીમનલાલ કિરપાશંકર દવે, હા. પ્રભુપ્રસાદ નારણજી દવે (પહેલાં રૂા. ૧૦૧ લખાવેલ, તે ઉપરાન્ત આવ્યા તે) આણંદ
*૧૫ દિ. બ. અંબાશંકર ઉ. મલજી, ભરૂચ
*૧૦ ,, લલ્લુભાઇ લખાભાઇ પટેલ, (પહેલાં રૂા. ૧૫ લખાવેલા, તે ઉપરાન્તના) આણંદ
*૫ ,, ચીમનભાઇ હરિભાઇ અમીન, વરણાગા
*૨ શ્રી. લાલાજી રણછોડભાઇ પટેલ (ત્રાણજા), નડિયાદ
*૨ ,, છોટાભાઇ ઝીણાભાઇ પટેલ (પોરડા), નડિયાદ

**૫૪૬૧ શિલિંગ કમ્પાલા(આફ્રિકા)માંથી નીચે પ્રમાણે:**

૧૦૦૦ શ્રી. એસ. વી. પટેલ
૫૦૧ ,, આઇ. વી. પટેલ
૭૫૦ શ્રી. અમીન ડી. એચ. મનસ્વી (મનસ્વીની કંપની તરફથી)

| | |
|---|---|
| ૫૦૦ ડૉ. મૂળજીભાઇ એમ. પટેલ | ૨૦૦ શ્રી. જેઠાભાઇ મોતીભાઇ પટેલ |
| ૨૭૫ શ્રી. કાળીદાસ આઇ. ,, | ૧૭૫ ,, અંબાલાલ શંકરભાઇ ,, |
| ૨૫૧ ,, મગનભાઇ એમ. ,, | ૧૫૧ ,, હરિભાઈ વી. પટેલ, બાર-એટ-લૉ. |
| ૨૫૦ ,, ચુનીભાઇ બી. ,, એડવોકેટ | ૧૫૧ ,, મેંગો ટ્રેડીંગ કંપની |
| ૨૦૧ ,, છોટાભાઇ ભુલાભાઇ પટેલ | ૧૫૧ ,, સી. પી. દલાલ |
| ૨૦૧ ,, કે. કાલાપશી (ગોશો કંપનીવાળા) | ૧૦૧ ,, ચંદુલાલ આર. પટેલ |
| | ૧૦૧ ,, ડી. આર. પટેલ |
| ૨૦૧ શ્રી. રણછોડભાઇ ઉ. પટેલ | ૧૦૧ ,, નાથાભાઇ અંબાલાલ ,, |
| ૨૦૦ ,, સી. જે. અમીન | |

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૨:'૪૦ } આશાભાઇ નરસિંહભાઇ પટેલ, મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

---*---

## જાણવાજોગ

### ૧૫. બ્રિટિશ હિંદુસ્થાનમાં ખેતી માટેનાં ઢોર

ખેતી માટે લાયક ઢોર ૯,૪૯,૦૦,૦૦૦ છે. તેમાંથી ભાર ખેંચનાર વગેરે ૨૫ ટકા અને વૃદ્ધ, અશક્ત, બિમાર, વગેરે ૨૫ ટકા બાદ જતાં ૨,૨૪,૫૦,૦૦૦ ઢોર બાકી રહે. ખેડવાની જમીન ૨૨,૮૦,૦૦,૦૦૦ એકર છે, એટલે સરેરાશ ૧૯ એકરે બળદની ૧ જોડ પડી. આથી ખેતી બરાબર થાય નહિ અને તેથી પાક બહુ ઓછો આવે. નીચે આપેલું બીજા દેશોના પાકનું પ્રમાણ જોતાં હિંદુસ્થાનના પાકનું પ્રમાણ છેક નીચે છે:

### ૧૬. પાકનું પ્રમાણ

ઘઉં પાકે દર એકરે:

| દેશ | બુશલ ઘઉં | દેશ | બુશલ ઘઉં | દેશ | બુશલ ઘઉં |
|---|---|---|---|---|---|
| ડેન્માર્કમાં | ૩૩ | ગ્રેટ બ્રિટનમાં | ૨૯.૮ | સ્પેનમાં | ૧૪ |
| સ્વિટ્ઝર્લેંડમાં | ૩૨.૫ | મિસરમાં | ૨૯ | યુ. સ્ટેટ્સમાં | ૧૪ |
| જાપાનમાં | ૩૨ | સ્વીડનનોર્વેમાં | ૨૩ | ઇટાલિમાં | ૧૩.૭ |
| હોલેન્ડમાં | ૩૦ | કેનેડામાં | ૧૭ | ફ્રાન્સમાં | ૧૩.૫ |

ત્યારે હિંદુસ્થાનમા દર એકરે ઘઉં પાકે ૧૧.૫ બુશલ!

(ભાઇ વાલજી ગોવિંદજી દેસાઇએ લખેલું 'ગોરક્ષાકલ્પતરુ,' પૃ. ૨૩)

### ૧૭. મરણપ્રમાણ

ખોરાક પૂરતો નહિ મળવાથી અને બીજાં કારણોથી હિંદુસ્થાનમાં બાળ-મરણનું પ્રમાણ ભયંકર છે:

| | | | |
|---|---|---|---|
| દર હજારે ન્યુઝીલેણ્ડમાં | ૩૨ | આયર્લેણ્ડમાં | ૧૨૩ |
| હોલેણ્ડમાં | ૫૦ | ડેન્માર્કમાં | ૧૩૫ |
| યુ. સ્ટેટ્સમાં | ૫૯ | સ્કોટ્લેણ્ડમાં | ૧૪૫ |
| સ્વીડનનોર્વેમાં | ૧૦૨ | ગ્રેટબ્રિટનમાં | ૧૭૨ |

હિંદુસ્થાનમાં દર હજાર બાળકે ૨૬૧ મરે છે. કુલ વસતિમાં મરણપ્રમાણ દર હજારે ન્યુઝીલેણ્ડમાં ૧૦, ઇગ્લેણ્ડમાં ૧૪ અને હિંદુસ્થાનમાં ૩૮ છે. (પૃ. ૩૬)

ઈંગ્લેણ્ડમાં સરેરાશ આયુષ્ય ૪૫ અને હિંદુસ્થાનમાં ૨૪ વર્ષનું છે.

### ૧૮. ગુજરાતની અભણતાના ચોંકાવનારા આંકડા

ગુજરાતભરમાં કુલ અભણ અને ૧૫ વર્ષ ઉપરનાં અભણ સ્ત્રીપુરુષોની સંખ્યા જિલ્લાવાર નીચે મુજબ છે:

| જિલ્લો | કુલ વસતિ હજારમાં | કુલ અભણ | સેંકડે ટકા | ૧૫ વર્ષ ઉપરના અભણ હજારમાં | સેંકડે ટકા |
|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૯૨૪ | ૮૦૪ | ૮૮ | ૪૭૯ | ૫૨ |
| ભરૂચ | ૩૩૪ | ૨૭૨ | ૮૧ | ૧૫૪ | ૪૬ |
| ખેડા | ૭૪૨ | ૬૫૦ | ૮૭ | ૩૮૦ | ૫૧ |
| પંચમહાલ | ૪૫૪ | ૪૨૧ | ૯૨ | ૨૨૬ | ૫૦ |
| સૂરત | ૬૯૪ | ૫૭૮ | ૮૩ | ૩૨૫ | ૪૬ |
| કુલ | ૩૧૪૮ | ૨૭૨૫ | ૮૬ | ૧૫૬૪ | ૫૦ |

### ૧૯. હરિજન બાળકોની કેળવણી

| જિલ્લો | સ્કૂલ બોર્ડની શાળાઓની કુલ સંખ્યા | હરિજન બાળકોની હાજરીવાળી શાળાઓ | સેંકડે ટકા | હરિજન બાળકોની સંખ્યા |
|---|---|---|---|---|
| ભરૂચ | ૩૫૫ | ૩૪૦ | ૯૫ | ૧,૪૦૦ |
| અમદાવાદ | ૪૮૮ | ૩૭૫ | ૭૭ | ૧,૨૦૦ |
| પંચમહાલ | ૨૧૮ | ૧૨૦ | ૫૬ | ૬૫૧ |
| ખેડા | ૩૭૫ | ૧૦૦ | ૨૬ | ૭૦૦ |

ખેડા જિલ્લો સૌથી પાછળ છે. ગુજરાતમાં સૂરત અને નવસારી પ્રાન્તમાં હરિજન બાળકો વર્ષોથી શાળાઓમાં સ્થળ પામી ચૂક્યાં છે.

૨૩. **કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ**, તારાગૌરી સ્મારક માળા ગ્રંથ-૧: મૂળ લેખક-સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્; અંગ્રેજીમાંથી અનુવાદક-નગીનદાસ પારેખ; પ્રકાશક-ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, પ્રાપ્તિસ્થાન-નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ ૨; પૃષ્ઠ ૩૩+૧૨૭, કિંમત દસ આના. આ પુસ્તકના લેખક જગમશહૂર દર્શનશાસ્ત્રના પ્રખર પંડિત છે, એટલે તાત્ત્વિક દૃષ્ટિએ ધર્મ, જીવન અને સંસ્કૃતિનું સમર્થન તેમણે આ પુસ્તકમાં કર્યું છે. 'કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ' એ નામજ પુસ્તકનું વસ્તુ સૂચવે છે. પુસ્તકમાં આધુનિક જગતની ધાર્મિક, આધ્યાત્મિક, આર્થિક, સામાજિક, કૌટુંબિક અને રાજકારણીય પ્રવૃત્તિઓનું અવલોકન પ્રથમ કરેલું છે અને તેમાં રહેલી આપણને જ્ઞાત અને અજ્ઞાત એવી ઊણપો તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. આધુનિક જગતના સર્વદેશીય અજંપાનું-જે પરિવર્તનકાળનું લક્ષણ છે-, લગ્નજીવનનું તથા આર્થિક અને રાજકીય અસ્થિરતાનું કારણ એ આપણી તે તે જીવનની અધૂરી, અપૂર્ણ, સંકુચિત કલ્પનાને તથા સમજણને આભારી છે. અત્યારની રાષ્ટ્રત્વની સંકુચિત ભાવના, ધર્મ-, જીવન-, અને સંસ્કૃતિ-વિનાશક યુદ્ધોનું ઉત્પત્તિસ્થાન છે, નીતિની ટૂંકી ભાવના નૈતિક અધોગતિનું કારણ છે, યંત્રવાદનો અધૂરી સમજણવાળો ઉપયોગ આર્થિક મંદીનું કારણ છે, સંપત્તિનો લોભ જીવનશુષ્કતાનું કારણ છે. આ અને બીજી ઊણપો દૂર કરવી હોય તો સમગ્ર જીવનને ઊંચી આધ્યાત્મિક પાયરીએ લેઇ જવું જોઇએ. મનની વિશાળતા, રાષ્ટ્રત્વની ઊંચી અને બહોળી ભાવના તથા હરકોઇ દેશના વા જ્ઞાતિના માનવ પ્રત્યેનો અખૂટ પ્રેમ, એજ આ સર્વકલહ તથા અજંપાને મટાડી શકે એમ છે. આ રીતે પુસ્તક આ યુગ વિષે અતિમહત્ત્વના વિચારો રજુ કરે છે અને જડવાદને સ્થાને અધ્યાત્મવાદની અનિવાર્ય જરૂર સૂચવે છે. શ્રી. કાકાસાહેબ કાલેલકરનું ત્રિકાલસ્પર્શી વિહંગાવલોકન તથા લેખકનો ટૂંકો પરિચય પુસ્તકની સર્વાંગસુંદરતામાં વધારો કરે છે. આવા ઉચ્ચ વિચારો અનુવાદક ગુજરાતી ભાષામાં સારી રીતે ઉતારી શકયા છે. આવા અનુવાદો આવકારદાયક છે. તેજ ગુજરાતી ભાષાને વધુ સમૃદ્ધ બનાવવામાં મદદ કરશે. ઈ.

૨૪. **શ્રીમદ્‌ભાગવત** (ગુજરાતી છાયાનુવાદ), જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા ગ્રંથ-૨૧: સંપાદક-ગોપાલદાસ જીવાભાઇ પટેલ; પૃષ્ઠ ૫૯+૫૧૬, કિંમત દોઢ રૂપિયો.

આજે જ્યારે કલિયુગનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે, ત્યારે માનવીના

ઉદ્ધારને મદદ કરનાર, પોતાની સંસ્કૃતિથી વિચ્છેદ પામીને સંસ્કૃતિદુર્બળ બનેલી આપણી આધુનિક પ્રજાનામાં ભક્તિભાવના રેડી, આપણી અસલની સંસ્કૃતિનો પરિચય કરાવનાર શ્રીમદ્‌ભાગવતનું આ નવીન સંસ્કરણ ખરેખર આવકારને પાત્ર છે.

આર્ય પ્રજાનો પરમપુરુષાર્થ મોક્ષપ્રાપ્તિનો છે. સર્વત્ર પરમાત્મતત્ત્વ વિલસી રહ્યું છે. એ તત્ત્વનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાના મુખ્ય ચાર માર્ગો છેઃ જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ, કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ. આ ચારેમાં કલિયુગના માનવી માટે ભક્તિમાર્ગ સૌથી વધારે યોગ્ય અને સરળ મનાયો છે.

આપણા આ પૌરાણિક ગ્રંથનો સંપાદકે છાયાનુવાદ કર્યો છે. મૂળ ગ્રંથનો કદમાં ફક્ત પાંચમો ભાગ બન્યો છે, છતાં તેમાંથી કોઇ પણ અગત્યનો ભાગ બાકી રહેવા દીધો નથી. આધુનિક જમાનાને લક્ષમાં લેઇ નવીન સંસ્કરણ કરવાનો આ પ્રયત્ન ખરેખર પ્રશંસનીય છે. ભાષામાં ગ્રંથની પ્રૌઢતા અને ગાંભીર્ય પૂરેપૂરાં જળવાયાં છે.

ભક્તહૃદયનો વારસો મળેલો હોવાથી અને સત્સંગ સેવેલો હોવાથી અનુવાદકે વાંચતાં અને અનુવાદ કરતાં અનહદ આનંદ અનુભવ્યો છે. એમના એ સ્વાનુભવનો ઉલ્લેખ કરીને તેઓ જણાવે છે કે, "ઉત્તમ ગ્રંથોનું લક્ષણ માત્ર એ જ નથી કે, તે આપણને ફરી ફરીને વાંચવા ગમે. સુંદર નવલકથા પણ ફરી ફરી વાંચવી ગમે. એ ઉપરાંત એક લક્ષણ હોય તો જ ઉત્તમ કહી શકાય. અને તે લક્ષણ તેમની અર્થઘનતા. જેમ વાદે વાદે તત્ત્વ બોધ થાય છે, તેમજ પારાયણે પારાયણે જે ગ્રંથ તત્ત્વબોધ અને અર્થનું ઊંડાણ વધાર્યા જ કરે એવા અર્થઘન ગ્રંથનેજ ઉત્તમ કહી શકાય" (ઉપોદ્‌ઘાત પૃ. ૪).

ભાગવત ગ્રંથ એ પ્રકારનો ગ્રંથ હોવાથી અનુવાદકે આનંદ પ્રાપ્ત કર્યો છે અને આધુનિક યુગના કેળવાએલા વર્ગને એ આનંદમાં સમભાગી બનાવવાનો હેતુ રાખ્યો હોય એમ લાગે છે. આ ગ્રંથનું અધ્યયન કરી એમાંથી આનંદ મેળવનાર તથા સાર ગ્રહણ કરનાર એક પણ કેળવાએલો યુવક નીકળશે તો અનુવાદકની મહેનત સફળ થએલી લાગશે. આ સંબંધે એક મુશ્કેલી તો રહે એમ લાગે છે. પૂર્વ જન્મના સંસ્કારોનો તેમજ સત્સંગનો અભાવ હોવાથી અને હાલના ધાંધળીઆ વાતાવરણમાં જીવન વ્યતીત કરવાનું હોવાથી હાલનો યુવક આ ગ્રંથના તાત્ત્વિક વિભાગને સમજી, ભક્તિરસનો આનંદ લૂંટી શકશે કે કેમ એની સહેજે શંકા ઉત્પન્ન થાય છે. દરેક કેળવાએલા યુવકને કંઇ નહિ તો ધર્મના પ્રાથમિક સંસ્કાર તરીકે આ ગ્રંથ વાંચી જવાની ભલામણ કરવામાં આવે છે.

ઍકવેટ'માં કહેલું વાક્ય કે–વિચારનું સૌન્દર્ય આકૃતિના સૌન્દર્ય કરતાં વધારે જાદુઇ અસર ઉપજાવે છે–એ મને વધારે સ્પષ્ટપણે સમજાય છે.…આ પુસ્તકના એકે એક પાનામાંથી હું ઉતારા આપી શકું, અને એકે એક પાનેથી કોઇ સુંદર અને પ્રેરક વિચાર શોધી શકું" (પૃષ્ઠ ૧૧). આ અનુવાદ વાંચવાથી પણ એ વાત સાચી રીતે સમજી શકાય છે. અનુવાદ સરળ છે અને ભાઇ કિશોરલાલ તો શબ્દો પણ તોળી તોળીને મૂકે છે, એટલે સુગમ પણ થયો છે." પહેલી આવૃત્તિમાં લેખકનું નામ 'ખલિલ ગિબ્રાન્' આપ્યું હતું. પણ શુદ્ધ ઉચ્ચારની ખબર પડતાં આ આવૃત્તિમાં 'ખલિલ જિબ્રાન્' આપ્યું છે. એ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે, અને એ જ એની લોકપ્રિયતાનું પ્રમાણ છે.

ઉપરનાં ત્રણ પુસ્તકોના પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૨૭. **મોડર્ન ડીઝાઇન્સ:** કર્તા–ડી. એસ. પટેલ, ડ્રૉઇંગ માસ્તર, અલીદીના વિશ્રામ હાઇસ્કૂલ અને ગવર્નમેંટ ઇંડિયન ગર્લ્સ સ્કૂલ, મોમ્બાસા; પબ્લીશર્સ–મોડર્ન સ્ટુડિયો, પો. બો. ૬૨૬, મોમ્બાસા; હિંદુસ્થાનમાં મળવાનાં ઠેકાણાં–સેંટ્રલ કેમેરા કું., ૪૪૮, સેણ્ડહર્સ્ટ રોડ, મુંબઇ; રિયલ સ્ટુડિયો, ગાંધીરોડ, અમદાવાદ; મોડર્ન પબ્લીકેશન્સ, પિકચર હાઉસ, મહુધા, તા. નડિયાદ; કિંમત દેશમાં રૂા. ૧–૪–૦, પરદેશમાં શિ. ૨. ચિત્રશાળાના વિદ્યાર્થીઓને ચિત્રકળામાં ઉપયોગી થઇ પડે તેમ જ ભરતગૂંથણનું કામ કરનારને, ખાસ કરીને બેનોને ઉપયોગી થઇ પડે એવા બેવડા હેતુને લક્ષમાં રાખીને આખા પૃષ્ઠના ૨૪ સુંદર ડિઝાઇનો આપેલા છે અને તેને માટે જોઇતી યોગ્ય માહિતી અને સૂચનાઓ પણ આપેલી છે. એ બધા ડિઝાઇનોના બ્લૉક પાછળ પરદેશમાં થએલા ખર્ચ તરફ દૃષ્ટિ રાખીએ તો પુસ્તકની કિંમત બહુ ના ગણાય. આશા છે કે ચિત્રનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અને ભરતગૂંથણનું કામ કરતી બેનો આ પુસ્તકનો લાભ લેશે.

*

(૮) **શ્રી માંડવીની પોળ પંચાલ સેવા સમાજ,** અમદાવાદ, વાર્ષિક અહેવાલ તથા રિપોર્ટ, વિક્રમ સંવત ૧૯૯૫.

(૯) **ખાનકુવા સેવામંડળ** (પ્રથમ વર્ષનો અહેવાલ, ૧૯૩૯).

(૧૦) **ગૂજરાત વ્યાયામ પ્રચારક મંડળ,** ચોથા વર્ષનો હેવાલ, ઇ. સ. ૧૯૩૯; તથા પાંચમી પત્રિકા, ફેબ્રુઆરી ૧૯૪૦.

(૧૧) **ગુજરાત હરિજન સેવકસંઘ,** સાતમા વર્ષનો વાર્ષિક હેવાલ, ૧૯૩૮–૩૯.

———*———

## જાનમાં સ્ત્રીઓ

બાંધણીના ભાઇ ચુનીભાઇ જેઠાભાઇ પટેલ, બી. એ. એક વાર મામલતદાર હતા અને હવે રિટાયર થયા છે. એમના પુત્રનું લગ્ન ફાગણ સુદિ ૨જને રોજ બાકરોલમાં ત્યાંના ભાઇ મગનભાઇ મોતીભાઇ પટેલનાં પુત્રી બેન વિમળાબેન સાથે થયું. વરની ઉમર ઓગણીશેક વર્ષની છે અને તે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી ભણેલા છે; કન્યાની ઉમર સોળેક વર્ષની છે અને તે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી ભણેલાં છે. જાનમાં આશરે ૭૫ માણસ હતાં. અને વળી જાન બે દિવસ રહી હતી, એ આ નવયુગમાં વધારે જ ગણાય, એ ભાઇ ચુનીભાઇ ન જાણે? કન્યાપક્ષે ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે જમણવાર વગેરેનો ખર્ચ કર્યો હતો. આમ આ દૃષ્ટિએ તો આ લગ્નપ્રસંગમાં કંઇ ખાસ નોંધ લેવા જેવું છે જ નહિ. પણ નોંધ લેવા જેવી એક હકીકત એ બની કે જાનમાં બાંધણીથી દશેક બેનો ગઇ હતી. લગ્નક્રિયાને પ્રસંગે હાજર રહી રાત્રે જમણ જમી, બીજે દિવસે સવારે વરકન્યા સાથે એ બેનો બાંધણી પાછી ગઇ હતી. ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે વરકન્યા તથા એ બેનો વિદાય થયા પછી બીજા જાનૈયા શા માટે ત્યાં પડ્યા રહ્યા? અથવા તો જાનમાં આવેલી બેનોને શા માટે અગાઉથી વિદાય કરી દીધી? લગ્નપ્રસંગે કે બીજે કોઇ પણ પ્રસંગે સ્ત્રીઓને પુરુષોના જેટલો જ આનંદ મળવો જોઇએ, એ એમનો જન્મસિદ્ધ હક મનાવો જોઇએ. બેનો જાનમાં જતી થાય ત્યારે બે વસ્તુ ઉપર ધ્યાન આપવું જોઇશેઃ એક તો તેટલી જ સંખ્યા પુરુષ જાનૈયાની કમી થવી જોઇએ, એટલે કે જાનમાં માણસોની સંખ્યા ઘટવાને બદલે વધવી તો ન જ જોઇએ. અને બીજું, બીજી કેટલીક નાતોમાં થાય છે એમ જાનમાં સ્ત્રીઓ જાય ત્યારે બે પક્ષની સ્ત્રીઓ એકઠી મળી ફટાણાંના કુછંદમાં ન પડે. અને વળી તે પ્રસંગે કન્યાપક્ષની સ્ત્રીઓ એવો કોઇ પ્રસંગ ગોઠવે કે બંને પક્ષની સ્ત્રીઓ મળી આપણી ઉન્નતિના વિચારો વિષે ચર્ચા કરે, તો તો જાનમાં સ્ત્રીઓ જાય તે પ્રસંગ ખાસ સફળ થયો મનાય.

## વડોદરામાં લગ્નવિધિ

સોજીત્રાના ભાઇ મણિભાઇ રાવજીભાઇ પટેલ બી. એ., એલ. સી. ઇ. વડોદરામાં સુપરિટેંડિંગ એંજિનિયર છે. વદિ ૨:૪:૧૯૯૬, તા. ૨:૩:૧૯૪૦ને રોજ તેમનાં પુત્રી બેન નિર્મળાબેનનું લગ્ન સાવલીના ભાઇ ઇશ્વરભાઇ જીજીભાઇ દેસાઇ બી. એ., એમના પુત્ર ભાઇ જયરામદાસની સાથે થયું. વરની ઉમર

ઓગણીસેક વર્ષની અને કન્યાની ઉમર સત્તરેક વર્ષની છે. વરકન્યા બંનેનો અભ્યાસ મેટ્રીક્યુલેશન સુધીનો છે. એ લગ્નક્રિયા વડોદરા અલકાપુરીમાં, જ્યાં કન્યાના પિતા ભાઇ મણિભાઇ રહે છે ત્યાં થઇ. પરગામ કે પરદેશ રહેતા ભાઇઓ ઘેર આવી લગ્નક્રિયા કરે અને ભાઇભાંડુ સાથે તે પ્રસંગનો આનંદ માણે અને તેમની સાથેનો કુટુંબસંબંધ ચાલુ રાખે એ ઇષ્ટ તો છેજ, પણ કેટલીક વખત એમ કરવામાં શ્રમ અતિશય પડે છે અને ખર્ચ પણ વધારે થાય છે, એવે પ્રસંગે ભાઇભાંડુ સાથે મળીને એ ક્રિયાપ્રસંગનો આનંદ જતો કરવો અને જ્યાં રહેતા હોય ત્યાં લગ્નક્રિયા કરી લેવી એ પણ ઇષ્ટ લાગે છે. અને એમ પરગામ રહેતા અને ખાસ કરીને પરદેશ રહેતા ભાઇઓને, રહેતા હોય તે સ્થળેજ લગ્નક્રિયા કરી લેવા માટે હું તો વારંવાર અભિનંદન પણ આપું છું. એજ દષ્ટિએ આ લગ્નક્રિયા વડોદરામાં કર્યા માટે ભાઇ મણિભાઇને, અને એમાં સમ્મત થયા માટે ભાઇ ઇશ્વરભાઇને પણ ધન્યવાદ આપું છું.

## એ લગ્નમાં ખર્ચની દષ્ટિ

ભાઇ મણિભાઇએ શ્રમ બચાવવાની દષ્ટિએ એ લગ્નક્રિયા વડોદરામાં કરી હોય તો તો એ ઇષ્ટજ છે. પણ અતિશય થતો નિરર્થક ખર્ચ બચાવવાની દષ્ટિએ એ લગ્નક્રિયા વડોદરામાં કરી હોય તેવું તો છેજ નહિ. જમણવારનું ખર્ચ તો પુષ્કળ થયું છે. જાનમાં પોણોસોએક માણસો હતા, તે પણ આ નવયુગમાં વધારેજ લેખાય એ ભાઇ ઇશ્વરભાઇએ જાણવું ઘટે. અને કન્યાપક્ષનું જમણ તો! ભાઇ મણિભાઇ અલકાપુરીમાં રહે છે, એટલે ત્યાં રહેતાં સૌ કુટુંબોને તે પ્રસંગે જમણવારનું સહકુટુંબ નોતરૂં હતું. ભોજનસ્થાન અતિ-સુંદર રીતે શણગારાયું હતું. પહેલે દિવસે જમણવારમાં આશરે ૫૦૦ પુરુષો અને ૨૦૦ સ્ત્રીઓ, એમ મળી ૭૦૦ પાટલા પડ્યા હતા; બીજે દિવસે આશરે ૫૦૦ પાટલા હતા. તે પ્રસંગે સોજીત્રેથી ભાઇ મણિભાઇનાં કેટલાંક કુટુંબીજન આવ્યાં હતાં. એટલે ખર્ચ કરવામાં કંઇ મણા રાખી નહોતી. જાન પણ બે દિવસ રહી હતી; હવે ત્રણ દિવસની જાન તો ભાગ્યેજ હોય છે, હવે તો એક દિવસની જાનો થતી જાય છે. આમ આ બંને ભણેલા ભાઇઓ-માંથી કોઇએ સામાન્ય, ખાસ કરીને ગરીબ, ભાઇઓને સરળ માર્ગ દેખાડ્યો નથી, ઊલટું મિથ્યાભિમાનથી ખોટાં ખર્ચ કરી ખુવાર બનનાર ભાઇઓને એમ કરવા માટે ઉત્તેજન આપ્યું છે. આથી આ દષ્ટિએ આ બંનેમાંથી કોઇ ભાઇને અભિનંદન આપી શકાતું નથી. અરેરે, આવા ભણેલા ભાઇઓ પણ પોતાના ગરીબ ભાઇઓ તરફ દષ્ટિ ન રાખે, ત્યારે હવે આશા

ક્યાં રાખવી? ગરીબોએ કોની હૂંફમાં જીવવું? ભાઇ મણિભાઇ તો ધનવાન રહ્યા, પણ 'બીજા ગરીબજની શી ગત થશે?'

## ગામડાંનું અજ્ઞાન અને શોષણ

રામગઢ ખાતે ભરાએલા મહાસભાના વાર્ષિક અધિવેશનને પ્રસંગે તા. ૧૪:૨:૧૯૪૦ને દિવસે 'અખિલ હિંદ ખાદી અને ગ્રામ્યપ્રદર્શન'ની ઉદ્ઘાટન-ક્રિયા કરવાને પ્રસંગે મહાત્માજીએ કહ્યું કે "જગતમાં પ્રવર્તતી પરિસ્થિતિથી ગામડીઆઓને વાકેફ કરવા જોઇએ. અને તેમનું કેવી રીતે શોષણ કરવામાં આવે છે તે પણ જણાવવું જોઇએ. તવંગરોને શીરે ભારે જવાબદારીઓ રહેલી છે, કારણ કે તેઓ ગ્રામ્યઉદ્યોગોને ઉત્તેજન આપીને ગામડીઆઓનો ઉદ્ધાર સાધી શકે છે, અને તેમને સંપત્તિવાન બનાવી શકે છે. છેલ્લાં ૫૦ વર્ષ થયાં મહાસભા એવી મદદ કરવાના કાર્યમાં રોકાએલી છે. ગામડાં બેકાર રહે છે અથવા તો શોષાય છે, તેનું મુખ્ય કારણ અજ્ઞાન છે અને તે દૂર કરવાના પ્રયાસ કરવા જોઇએ. લોકોને સમજાવવું જોઇએ કે ભૂતકાળમાં રહેતા હતા તેજ રીતે હમેશાં રહેવાની જરૂર નથી. આવું શોષણ અટકાવવાનો સૌથી અસરકારક માર્ગ ચરખાનો—ગ્રામ્ય ઉદ્યોગો સજીવન કરવાનો—છે. એક મુંબઇ અથવા કલકત્તા સાચા હિંદનું પ્રતિનિધિત્વ રજુ કરતું નથી, પરંતુ આખા દેશ ઉપર પથરાએલાં સાત લાખ ગામડાંમાંજ સાચું હિંદ વસે છે. પોતાના બળનો અને તાકાતનો સાક્ષાત્કાર કરતાં ગામડીઆઓને શિખવવું જોઇએ. અને પોતાના જીવનનિર્વાહની વસ્તુઓમાં તેમને સ્વાશ્રયી બનાવવા જોઇએ. પોતાનો ખોરાક અને કપડાં જાતેજ બનાવી લેતાં તેમને શિખવવું જોઇએ" ('મુંબઇ સમાચાર,' તા. ૧૬:૩:૧૯૪૦). સાચેજ ગામડાનું અજ્ઞાન ટાળી તેમને 'ભૂતકાળમાં રહેતા હતા તેજ રીતે હમેશાં રહેવાની જરૂર નથી,' ભૂતકાળમાં લગ્નમરણને પ્રસંગે જે નાતવરા કરતા હતા તે હવે આ શોષણકાળમાં કરવા પાલવે એમ નથી, એવું શિખવનાર ગ્રામસેવકો ધન્યવાદને પાત્ર છે; નહિ કે ભૂતકાળની પેઠેજ આજે પણ એવે પ્રસંગે મોટા નાતવરા કરીને ગરીબોને આંજનાર અને તેમને તેવેજ માર્ગે ચઢવાના મોહને પ્રોત્સાહન આપનાર ધનવાનો!

## ગામડાંની અવદશા

આજે તો આસમાની સુલતાની આફતોને પરિણામે ગામડાં એવાં ખુવાર થઇ ગયાં છે કે એક નાનો સરખો પણ આચકો ખમી શકે એવી સ્થિતિમાં રહ્યાં નથી. ગયા પખવાડિયામાં માવઠું થયું ને ખેડૂત હાહાકાર પોકારી ઊઠયો. એ માવઠાથી આખા ગુજરાતમાં ઘઉં, કપાસ, તમાકુ વગેરે પાકને પુષ્કળ

નુકસાન થયું છે. આ નુકસાનને પ્રસંગે ખેડૂતને કંઇક રાહત તો સરકારે આપવીજ જોઇએ. અમદાવાદ જિલ્લા સમિતિ તે માટે વેળાસર ચેતી છે. કયે કયે ગામે કયા કયા પાકને કેટકેટલું નુકસાન થયું છે તેની વિગતો મોકલવા તાલુકા સમિતિઓને એ જિલ્લાના મંત્રી, ભાઇ અર્જુનલાલ લાલાએ લખ્યું છે અને વળી આ સંબંધે સરકારી અધિકારીઓનું પણ ધ્યાન ખેંચ્યું છે. જે જે જિલ્લા સમિતિઓને પોતાના જિલ્લાની પ્રજાની કંઇ પડી હોય, ગામડાની એ બેકાર પ્રજા પ્રત્યે કંઇ સહાનુભૂતિ હોય, તે તે સમિતિઓએ એ પ્રજાને આ સંકટસમયે કંઇક સહાયતા મળે એવા ઉપાય યોજવાજ જોઇએ, સરકાર તરફથી કંઇક રાહત મળે એવા પ્રયત્ન કરવાજ જોઇએ.

ગ્રામસેવા

પણ પ્રસંગે પ્રસંગે ખેડૂતોને એવી સહાયતા આપ્યા કરવી, સરકાર પાસેથી એવી રાહત અપાવ્યા કરવી, એથી તો ખેડૂતો અપંગ બન્યે જાય; તેમને આત્મસુધારણા કરવાની નહિ, પણ પારકી આશા ઉપર મીટ માંડી રાખવાની ટેવ પડે. અને એવી અપંગ પ્રજાનો તો અંતે નાશજ છે. એટલે આપણાં ગામડાંનો સાચો ઉદ્ધાર તો ત્યારેજ થાય, જ્યારે તેઓ પોતેજ પોતાની જાત ઉપર ટટાર થાય, સ્વાશ્રયી થાય. પણ અત્યારની સ્થિતિ એવી છે કે તેમને તે પ્રકારનો આત્મવિશ્વાસ આવે, એટલા માટે પ્રજાસેવકોની સહાયતાની જરૂર છે. મહાત્માજીની પ્રેરણાથી દેશમાં અનેક ગામડાંમાં ગ્રામસેવકો જઇ બેઠા છે અને કીર્તિની પરવા વિના ત્યાંના લોકની એ પ્રકારે સેવા કરી રહ્યા છે. ગુજરાતનાં પણ અનેક ગામડાંમાં એવા સેવકો જઇ બેઠા છે.

ખાનકુવા સેવામંડળ

આણુંદ તાલુકાના બોરીઆવી ગામના ભાઇ ભાઇલાલભાઇ ભીખાભાઇ પટેલને ૧૯૨૮ના રેલસંકટમાં લોકસેવા કર્યા માટે સરકારે રાવ સાહેબ બનાવ્યા હતા. ૧૯૩૦ના સત્યાગ્રહસંગ્રામને પ્રસંગે એમણે રાવ સાહેબનો ઇલકાબ સરકારને પાછો આપ્યો ને સંગ્રામમાં જોડાયા. ત્યાર પછી આજે તો એ મુંબઇ ધારાસભાના સભ્ય પણ ચૂંટાયા છે. સેવાભાવથી એમણે ગામડાં તરફ દૃષ્ટિ કરી અને એ ક્ષેત્ર માટે એમણે આણુંદ તાલુકાનું ખાનકુવા ગામ પસંદ કર્યું. એ ગામના ભાઇઓના સહકારથી એમણે ત્યાં સેવામંડળ સ્થાપ્યું છે. મંડળ ગામમાં રાત્રીશાળા, પુસ્તકાલય અને વાચનાલય, દવાખાનું, સહકારી દુકાન, વગેરે સંસ્થાઓ ચલાવે છે; ઉદ્યોગાલય ચલાવે છે, તેમાં કપાસ પીલવાથી શરૂ કરી કાપડ તથા પાટી વણવા સુધીનું, તે ઉપરાન્ત કપડાં શીવવાનું તથા બટન બનાવવાનું પણ કામ થાય છે; ભંગી હરિજનો સૂંપડાં તથા ટોપલા

બનાવવાનું કામ કરે છે. સામાજિક સુધારણાના પણ પ્રયત્નો એ મંડળ તરફથી થાય છે. ગામની સફાઈની યોજના તથા ગામના અને સીમના રસ્તાઓની મરામત કરવાની યોજના થઇ છે. સહકારી ધોરણે ગામલોકનાં કરજ ચુકવવાની પણ યોજના થઇ છે. અને આમ ગામને સ્વાશ્રયી ને સુખી કરવાની બીજી પણ કેટલીક યોજનાઓ થઇ છે. આ બધી યોજનાઓ માટે મંડળે સરકાર તથા બીજા ઉદાર ગૃહસ્થો પાસેથી ગયે વર્ષે રૂા. ૮૬૨-૧૪-૦ની મદદ મેળવી છે. ગામડે ગામડે આવાં સેવામંડળ સ્થપાય અને ગામડાં સ્વાશ્રયી થઇ જાય તો સ્વરાજ્ય મળી જ ગયું જાણવું. પછી તો અંગ્રેજને કે બીજા કોઇને હિંદમાં શોષણનીતિ અજમાવવાનું સ્થાન જ ન રહે અને ત્યારે એવા લૂખા દેશમાં તેઓ ફોકટ તે શું લેવા પડી રહે?

દારૂનિષેધ-ખેડા જિલ્લામાં

"ખેડા જિલ્લામાં નીચે જણાવેલી દેશી દારૂની તથા અફીણ અને ગાંજા-ભાંગની દુકાનો કાયમને માટે બંધ કરવામાં આવશે: દેશી દારૂની દુકાનો—દેથલી, વાંકતાળો, સુંઢાવણસોલ, વાસણામારગીઆ, રોહીસા, પરસાંતજ, દેગામ, ખંભોલજ, મોગર, સામરખા, લસુંદ્રા, અનારા, અંધાડી, કાનવાડો; અફીણની દુકાનો—ભલાડા, બીડજ, નડીઆદ નં. ૨, સણુણ, ઉત્તરસંડા, સારસા, મોગર, ચીખોદરા, અંધાડી, કાનવાડી, ખેચાસણ, કણભા; ગાંજાભાંગની દુકાનો—માંકવા અને નડીઆદ નં. ૨. તા. ૧:૪:૧૯૪૦ના રોજથી આણંદ વેર હાઉસમાં ૪૦૦ પ્રૂફનો એલચી મસાલા દારૂ આપવાનો બંધ કરવામાં આવશે" ('કર્મભૂમિ,' તા. ૫:૩:૧૯૪૦). નિષેધની કે ગમે તે દષ્ટિએ આ દુકાનો સરકારે બંધ કરી તે સારૂં જ કર્યું. પણ પીનારા છાનો દારૂ ગાળે નહિ તે વિષે વધારે સંભાળ રાખવી જોઇશે. એ લોક સમજીને જ આ વ્યસનો છોડે એ ઇષ્ટ છે. તેને માટે સૌથી સારો માર્ગ એ છે કે સિનેમા કંપનીઓએ નૈતિક પતન કરનારી ફીલ્મોને બદલે આવી નૈતિક ઉન્નતિ કરનારી ફીલ્મો તૈયાર કરવી અને આ વ્યસનીઓ એ ફીલ્મો જુએ એવી દેશસેવકોએ યોજના કરવી. વળી ગયા જમાનામાં હતા તેવા માણભટો તૈયાર કરીને આવી નૈતિક ઉન્નતિ કરનારી કથાઓ યોજી કાઢી ગામમાં ચૌટેચકલે કથાઓ કરાવવી. આપણે હવે નૈતિક પતનમાંથી બચવું તો જોઇશે જ.

વડોદરા રાજ્યના સુધારા

ગયા અંકની પ્રસંગકથામાં જણાવ્યું હતું કે "ઘણા દિવસની રસાકસી પછી હાલ વડોદરાના રાજા પ્રતાપસિંહે થોડાક સુધારા પ્રજાને દેખાડયા છે: ધારાસભાને વિસ્તારી છે—રબ્બરના બોલ પેઠે ફુલાવી છે. પણ અંદર તો હતી તે

માત્ર હવાજ છે; બધી સત્તા તો તેમણે પોતાના જ હાથમાં રાખી છે." આવાજ સુધારાથી પ્રજાનું તે કેટલુંક દળદર ફીટશે એ તો હવે જણાય ત્યારે જણાય. પણ એ તો જણાયું જ છે કે સદ્દગત મહારાજા શ્રી. સયાજીરાવના સ્મારક ફંડ માટે કોઈ કોઈ તાલુકાના અધિકારીઓએ ખેડૂતો ઉપર નવો સ્મારક કર નાખ્યો છે! જેવી રકમો મરજિયાત ભરાય કે ફરજિયાત ભરાવવાની હોય? ત્યારે અધિકારીઓની લાયકાત સ્મારકમાં આવાં ફંડો જે પ્રમાણે ઉઘરાવે તે પ્રમાણમાં શું હશે? વળી એમ પણ જણાયું છે વડોદરામાં ભણતી કન્યાઓ માટેના વસતિગૃહમાં સરકાર જે મદદ આપતી હતી તે પણ બંધ કરવામાં આવી છે. પ્રજાને સુખી કરવાનો હેતુ પ્રકટ કરનાર અને અભિમાન લેનાર રાજ્યમાં આમ કન્યાકેળવણી ઉપર પણ કાપ? ત્યારે ફુલાવેલી ધારાસભાથી પ્રજા તે કેટલીક સુખી થઈ જવાની?

**'આદ્ય અંત્યજોદ્ધારક રાજવી'ના રાજ્યમાં!**

"ગઈ તા. ૨૯:૨:'૪૦ને રોજ સાંજે એક મિત્ર જોડે મેં મહેસાણાના ભંગીનિવાસની મુલાકાત લીધી અને સામાન્ય વાત ઉપરથી શાળામાં જતાં બાળકોની સંખ્યા સંબંધે વાતચીત થઈ. તપાસ કરતાં માલુમ પડ્યું કે ૧૩ વર્ષ કે તેની ઉપરનો એક પણ ભંગી બાળક ગામની શાળામાં ભણવા જતો નથી. પણ કેટલાક રાત્રે 'પ્રૌઢ' શિક્ષણવર્ગમાં બીજા મોટેરાઓ જોડે ભણવા જાય છે. આવું શાથી બને છે એમ તપાસ કરતાં છોકરાઓએ પોતેજ જણાવ્યું કે 'અમને ૧૩ વર્ષ થયાં હોવાથી શાળાના શિક્ષકે નિશાળ છોડીને પ્રૌઢ શિક્ષણવર્ગમાં જવાનું કહ્યું છે!' એટલે કે સરકારે ફરજિયાતનો કાયદો કર્યો એટલે ૧૩ વર્ષના થાય ત્યાં સુધી ભંગી બાળકોને ન છૂટકે ભણાવવા, પણ કાયદામાંથી છટકવાની બારી મળે એટલે આભડછેટ માનનારા ખુદ શિક્ષકોજ છોકરાઓને વિદાય કરી દે. બીજો સવાલ ભંગી કન્યા સંબંધમાં પૂછતાં જણાયું કે ભંગીની એક પણ બાળા મહેસાણાની સાર્વજનિક શાળામાં જતી નથી. વડોદરા રાજ્યના ચાર પ્રાન્તો પૈકીનો એક પ્રાન્ત મહેસાણા, અને તેનાં મુખ્ય સ્થળોમાં 'ફરજિયાત શિક્ષણ'ના કાયદાનો આવો અમલ થતો હોય તો પ્રાન્તનાં બીજાં ગામડાંમાં કેવો અર્થ થતો હશે?—પ૦" (હરિજનબંધુ,તા. ૧૦:૩:'૪૦).

**મહાસભા અને મુસ્લીમ લીગ**

હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકારને બેસવા એક ખભો દેશી રાજ્યોએ આપ્યો છે, ત્યારે બીજો ખભો, હિંદના સમગ્ર મુસલમાનોએ તો નહિ જ પણ, મુસ્લીમ લીગે આપ્યો છે. અને મહાસભા તેની સાથે જેમ જેમ સમાધાનવૃત્તિથી કામ ઉકેલવા પ્રયત્ન કરે છે તેમ તેમ મુસ્લીમ લીગ—એટલે જ મિ. ઝીણા—તો છાપરે ચઢતા જાય છે! મહાસભાએ મુસ્લીમ લીગને કોરો ચેક આપવાની વાતો

કરી, ત્યારે મિ. ઝીણાના ૧૪ના ફાલીને ૧૪૦૦ મુદ્દા થયા! અને હવે તો હિંદુસ્થાનને ચીરીને વહેંચી લેવા એ તૈયાર થયા છે! આજની પરિસ્થિતિ જોઈને તો એમ જ લાગે છે, મનેજ નહિ પણ ઘણાને લાગે છે, કે મુસ્લીમ લીગને પંપાળવામાં મહાસભાએ હદ ઓળંગી છે. દેશ બહાર–તુર્કસ્થાનમાં–ખલીફાને મુશ્કેલી થઈ ત્યારે અહીં દેશમાં મહાસભાએ ખિલાફત માટે સંગ્રામ જગાવ્યો! અને એ સંગ્રામના એક નેતા, જેને મહાત્માજીએ જેલમાંથી છોડાવેલા અને ત્યાર પછી મહાત્માજીના જે જમણા હાથ જેવા થઈ રહેલા, તે અલીભાઈઓમાંના એક મિ. મહમદઅલીને મહાત્માજી પ્રત્યે એવી હીનવૃત્તિ હતી કે તે તો એમ જ કહેતા કે The worst of a Mohmadan is better than Gandhi (ભ્રષ્ટમાં ભ્રષ્ટ મુસલમાન પણ ગાંધી કરતાં તો સારો)! તુર્ક લોકોએ પોતેજ એ ખલીફાને પછીથી પદભ્રષ્ટ ને દેશનિકાલ કર્યો. અને છતાં હજીયે આ દેશમાં ખિલાફત સંસ્થા મોજુદ છે! હજી પણ મહાસભા–ગાંધીજી–મુસ્લીમ લીગને–મિ. ઝીણાને–પંપાળ્યા કરે છે: ગાંધીજીએ ઝીણાને 'મિસ્તર'માંથી 'શ્રી' બનાવ્યા, પણ તેથી મિ. ઝીણાને તો અપમાન લાગ્યું, ત્યારે પછી તેમને ખુશ કરવા 'કાયદે (આ શબ્દનો અર્થ શો થતો હશે? ભાઈ મગનભાઈ દેસાઈના "રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ'માં–કે હિંદી-હિંદુસ્તાની શબ્દકોશમાં–પણ આ શબ્દ નથી.) આઝમ ઝીણા સાહેબ' બનાવ્યા! તુર્કસ્થાનમાં ખલીફાને દર્દ થાય, પેલેસ્ટાઈનમાં આરબોને અન્યાય થાય, ત્યારે મહાસભાને દર્દ થાય અને એ લોક પ્રત્યે સહાનુભૂતિ જાગે; પણ ખુદ દેશમાં જ હૈદરાબાદ સંસ્થાનમાં અને સિંધ પ્રાન્તમાં હિંદુઓ ઉપર મુસલમાનો તરફથી જુલમની ઝડીઓ વરસે, પણ મહાસભાનું રૂંવું ન ફરકે! અને છતાંયે મિ. ઝીણા તો મહાસભાને દેશની રાજ્યસંસ્થા તરીકે નથી સ્વીકારતા, એને તો હિંદુ સભા જ કહે છે! અને હવેજ થાકીને મહાસભાએ મુસ્લીમ-લીગથી હાથ ધોઈ નાખ્યા છે, જેમ શરૂઆતથી જ કરવું જોઈતું હતું. ખરેખર આજ સુધી મહાસભાએ હિંદુઓને અન્યાય જ કર્યો છે. બૅરિસ્ટર સાવરકર, ભાઈ પરમાનંદ, ડૉ. મુંજે જેવા હિંદુ મહાસભાના નાયકો મહાસભાના ભલભલા નાયકો કરતાં સ્વદેશાભિમાનમાં કે સ્વદેશસેવામાં ઊતરે એમ નથી, પણ મહાસભાએ હિંદુઓને અન્યાય કરીને આવા મહારથીઓને મહાસભામાંથી નીકળી જવાની અને હિંદુ મહાસભામાં જવાની ફરજ પાડી છે. સાચી વાત તો એ હોવી ઘટે કે મહાસભાએ રાજકારણમાં કોઈ પણ ધાર્મિક સંપ્રદાયને સ્વીકારવો જ ન જોઈએ અને મુસ્લીમ લીગને હિંદુ મહાસભા સાથે પોતાના મતભેદોનો નિકાલ કરવા માટે જવાની સૂચના કરવી જોઈએ.

**સક્કરના હિંદુઓ**

મિ. ઝીણા કોંગ્રેસ પ્રધાનોના વહીવટમાં મુસલમાનો ઉપર જુલમો થયાની વાતો કર્યા કરે છે, પણ એક પણ જુલમનું ઉદાહરણ દેઈ શકતા નથી. જુલમ થયો હોય ત્યારે દે ને? છતાં વળી ગોળીઓ ઊડવાની વાતો કરે છે! પણ હૈદરાબાદમાં, ખાસ કરીને સિંધમાં સક્કરના મુસલમાનો તરફથી ત્યાંના હિંદુઓ ઉપર કાળો કેર વર્ત્યો છે તેનું તો એ નામ પણ દેતા નથી! એ હિંદુઓથી, મુસલમાનો સામે અહિંસાથી આત્મરક્ષણ થઈ શકશે કે કેમ એ તો પ્રશ્ન જ છે ત્યારે હિંસાથી પણ આત્મરક્ષણ કરવું જ ઘટે. મહાત્માજી એ હિંદુઓને હિજરત કરવાની એક સૂચના કરે છે. હિજરત શા માટે કરવી? હિજરત કરીને ક્યાં જવું? સમસ્ત હિંદની પ્રજા ઉપર કોઈ પરદેશી સત્તા કાળો કેર વર્તાવે તો શું સમસ્ત હિંદી પ્રજાએ હિજરત કરવી? પણ વળી મહાત્માજી બીજી ગોઝ સૂચના આત્મરક્ષા માટે પાછા આમ કરે છે: "આમ જો અહિંસક આત્મરક્ષાની શક્તિ પોતાની પાસે ન હોય તો હિંસક રીતે પણ આત્મરક્ષા કરતાં અચકાવાની જરૂર નથી" ('હરિજનબંધુ,' તા. ૩:૩:૧૯૪૦). અને આમ હિંદુઓએ આત્મરક્ષણ કરવા તૈયાર થઈ જવું જોઈએ. વૃદ્ધ અને પ્રાતઃસ્મરણીય પંડિત મદનમોહન માલવીયાજીએ અખિલ 'ભારત સનાતન ધર્મસભા'ની અલ્લાહાબાદની પરિષદમાં તા. ૧૨:૨:૧૯૪૦ને રોજ કહ્યું તેમ હિંદુઓએ સંગઠન કરીને આત્મરક્ષા માટે 'મહાવીર દળ' સ્થાપવાં જોઈએ.

**મહાત્માજી સામે ખાસડું!**

એક બાજુથી મુસ્લીમ લીગ દેશદ્રોહ કરી રહી છે, ત્યારે બીજી બાજુથી મહાસભાથી રિસાએલો ઉદ્દામવર્ગ એથીયે ભયંકર દેશદ્રોહ કરી રહ્યો છે. આજે દેશનું હિત મહાસભાના—અને એટલે જ મહાત્માજીના—હાથમાં સલામત છે. એ ભૂલો પણ કરે; મહાત્માજી પોતે જ સ્વીકારે છે એમ એ સર્વજ્ઞ નથી, સર્વશક્તિમાન નથી, છતાં આજે તો દેશમાં બીજા સૌ કરતાં મહાત્માજી વધારે જ્ઞાની છે, વધારે સમર્થ છે. મહાસભા સાથેના મતભેદનું તોડજોડથી સમાધાન કરવાને બદલે તેની સામે હરીફ દળ ઊભું કરવું એ સ્પષ્ટ દેશદ્રોહ છે. એ દળના કોઈ વિફરેલાએ બંગાળના પ્રવાસમાં એ જગદ્વંદ્ય પુરુષ સામે ખાસડું ફેંક્યું! એ તે કોઈ પણ સુજન દેશભક્તને છાજે? અને આ માસની તા. ૧૯, ૨૦, ૨૧ને રોજ રામગઢમાં મહાસભાનું અધિવેશન ભરાવાનું છે, તેની સામે જાણે મોરચો માંડવાનો હોય તેમ સુભાષ બાબુનું એ ઉદ્દામ દળ પણ ત્યાં જ પોતાનું અધિવેશન ભરવાનું છે. મહાસભા સામે એ લોક કંઈક હિંસાત્મક કર્મ ન કરી બેસે તો સારું. (આ પ્રસંગકથા હું તા. ૧૮મી માર્ચે લખું છું.)

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 વૈશાખ

# પાટીદાર

વર્ષ ૧૭ 卐 અંક ૭

## ગરીબોના સાચા મિત્ર

દીનબંધુ ચાર્લી ઍન્ડ્રુઝના અવસાનથી ઇંગ્લંડે જ નહિ, હિંદે જ નહિ, પણ આખી માનવજાતિએ એક સાચો સુપુત્ર અને સેવક ગુમાવ્યો છે. અને છતાં એમને પોતાને માટે તો મૃત્યુ એ દેહદંડની યાતનાઓમાંથી છુટકારારૂપ અને આ દુનિયા ઉપરના એમનો કાર્યની પૂર્ણાહુતિરૂપ હતું. જે હજારો લોકોએ અંગત પરિચયથી કે એમનાં લખાણોના પરિચયથી પોતાનાં જીવન સમૃદ્ધ કર્યાં તેમના દ્વારા એઓ હમેશાં જીવશે. મારી નજરે ચાર્લી ઍન્ડ્રુઝ મોટામાં મોટા અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અગ્રેજ હતા. અને તેઓ ઇંગ્લંડના સુપુત્ર હતા તેથી જ હિંદના પણ સુપુત્ર બન્યા. અને એ બધું એમણે માનવજાતિને ખાતર અને એમના પ્રભુ અને માલિક ઇસુ ખ્રિસ્તને ખાતર કર્યું. ચાર્લી ઍન્ડ્રુઝના કરતાં ચડિયાતો માણસ કે ચડિયાતો ખ્રિસ્તી મેં જાણ્યો નથી. હિંદે એમને દીનબંધુનો ઇલ્કાબ આપ્યો હતો. તેને તે લાયક હતા. કારણ કે તેઓ તમામ દેશોનાં દીનદુઃખી દરિદ્રનારાયણોના અને પીડિતોના સાચા મિત્ર હતા. સેવાગ્રામ, ૫-૪-'૪૦

('હરિજનબંધુ,' તા. ૧૪:૪:'૪૦) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૪:'૪૦.

# સમાવેશ





૧. **કલકત્તાના ગ્રાહકભાઇઓ, સાવધાન!** કલકત્તાથી એક ભાઇ લખી જણાવે છે કે બાવાજીભાઇ કરીને કોઇ માણસ 'પાટીદાર'ના કલકત્તાના ગ્રાહકો પાસેથી લવાજમ ઉઘરાવતો ફરે છે. આથી ત્યાંના સૌ ગ્રાહકભાઇઓને સૂચના આપવાની કે ત્યાં તો ફાઇન આર્ટ પ્રિંટિંગ વકર્સ તરફથીજ વસુલ થાય છે, માટે એવા કોઇ રખડતાને લવાજમ આપવું નહિ અને એવો કોઇ લેવા આવે તો તેની સામે પગલાં લેવાં.

૨. બેનોને 'પાટીદાર' વિનાલવાજમ આપવાના ફંડમાં પસોલનાં બેન શાન્તાબેન છોટાભાઇ પટેલે કંપાલાથી રૂ. ૧૧–૧૪–૦ અને બોરસદથી ભાઇ કાન્તિલાલ ભા. પટેલે રૂ. ૨ મોકલ્યા છે, તે ઉપકાર સહિત સ્વીકારૂં છું.

૩. કોઇ ભાઇએ પ્રેતભોજન ન જમાડ્યાની હકીકત મલાવથી વગર નામે લખી મોકલી છે. સૌ ભાઇઓએ જાણવું ઘટે કે નનામા કે ઉપનામથી લખેલા કાગળો કે લેખો ઉપર ધ્યાન આપી શકાય નહિ.

૪. 'ભાઇ મણિભાઇ પુરુષોત્તમદાસ અમીન, એડવોકેટ, સોરાબ મેન્શન, ત્રીજે માળ, ચર્ચગેટ રેકલેમેશન, મુંબઇ ૧,' એ સરનામે ગએલા 'પાટીદાર'ના ચૈત્રના અંક ઉપર ટપાલખાતાનો 'Left' એવો શેરો થઇ તે અંક પાછો આવ્યો છે. જે ભાઇ એ ભાઇનું હાલનું સરનામું જાણતા હોય તે અહીં લખી જણાવશે એવી આશા છે.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૯૬<br>વર્ષ ૧૭ | આણંદ | વૈશાખ<br>અંક ૭ |


## સત્ય પ્રેમ

કુદરતે સર્જન કરેલી પ્રત્યેક વસ્તુ નિહાળો તો તે ઘણી સુંદર અને અજબ માલુમ પડશે. કાતિલ વિષધર નાગ પણ સુંદર છે. બારીકાઈથી નિરીક્ષણ કરતાં માલુમ પડશે કે કોઈ વસ્તુ સુંદરતાવિહોણી નથીજ. સુંદર વસ્તુ જોતાંજ મનુષ્યને, અરે આત્મા ધારણ કરનાર કોઈ પણ પ્રાણીને, તેના પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. ત્યારે આ પ્રમાણ ઉપરથી સાબિત થાય છે કે સુંદરતા એ પ્રેમ વિકસાવનાર પ્રેમવૃક્ષને જલસિંચન સમાન છે. પ્રેમ સુંદરતામાંથી ઉત્પન્ન થતો નથી, પણ પ્રેમમાંથી સુંદરતા ઉત્પન્ન થાય છે. પ્રેમ પોતેજ સૌન્દર્યથી ભરપૂર છે અને તે સૌન્દર્ય દ્વારા વિકસે છે. એક પુષ્પ છે, તેનો પ્રેમ મિત્ર અને દુશ્મન પ્રત્યે સરખો છે, એટલે કે તે આખાય વિશ્વને સમાન પ્રેમથી ચાહે છે. તેનો પ્રેમ શુદ્ધ છે, કારણ કે તેને મસળી નાખનાર ક્રૂર માનવીને પણ તે સુવાસ આપે છે, તેમજ તેને મસ્તક ઉપર ધારણ કરનારને પણ પોતાનો મીઠો પરિમલ આપે છે. પોતાના પરિમલના બદલામાં તે એમ નથી માગતું કે મને મસ્તક ઉપરજ ધારણ કરો. આમ કાંઇ પણ બદલો માગ્યા વિના પુષ્પ પોતાનું પ્રેમાળ કાર્ય કર્યા કરે છે. તેના કાર્યના બદલામાં માનવી કાં તો તેને શિર ઉપર ધારણ કરે અગર પગ તળે કચરી તેને છિન્નભિન્ન કરે. આવો સુંદર દાખલો બીજો મળવો મુશ્કેલ છે. આ દાખલા ઉપરથી સાબિત થાય છે કે સાચો પ્રેમ બદલો માગતો નથી. પ્રેમને બદલે પ્રેમ યા તિરસ્કાર મળે, છતાં તે પોતાનું કાર્ય કદી ચૂકતો નથી.

હવે જે પુષ્પ બદલાની આશા વિના કામ કરી રહ્યું છે, તેને આપણે ઘણોજ સુંદર બદલો આપીએ છીએ, કારણ કે આપણે તેનાથી જીતાએલાં

છીએ. તેનો પ્રેમ એવો સર્વવ્યાપક છે કે ભૂલથી પણ આપણે તેને પગ તળે કચરી નાખ્યા પછી જાણીએ કે પુષ્પ ચગદાયું, તો જાણે આપણું હૃદય ચગદાયું હોય એટલો આઘાત આપણને થાય છે. તેનું કારણ? ફક્ત એકજ: તેનો સર્વવ્યાપક, બદલાની આશા વિનાનો, દુશ્મન તેમજ મિત્ર પ્રત્યે સમાન સુવાસ ફેલાવતો પ્રેમજ. વહાલા આત્મન્, જો તું કોઇને ચાહે તો કંઇ પણ બદલો ઇચ્છીશ નહિ. ધાર કે તારા પ્રેમના બદલામાં તને તિરસ્કાર મળ્યો, પણ જો તારો પ્રેમ શુદ્ધ હશે, પુષ્પની માફક સર્વવ્યાપક હશે, તેમાં બદલાની કાંઇ પણ આશા હશે નહિ, તો જરૂર માનજે કે તું આખા વિશ્વનો પૂજ્ય બનીશ, આખું વિશ્વ તને નમન કરશે, તારા પ્રેમના સૌન્દર્યથી બીજી વસ્તુઓ સુંદર બનશે. જેને તું ચહાય તે ભલે તને તિરસ્કારે, પણ તેથી ચહાવું બંધ કરીશ નહિ. તિરસ્કારથી ચહાવું બંધ થાય તો સમજ કે તે સાચો શુદ્ધ પ્રેમ નથી, પણ બદલો ઇચ્છનાર સ્વાર્થવૃત્તિભર્યો વેપાર છે અને એ વેપારના બદલામાં આખરે તો દુઃખજ મળશે. તો શુદ્ધ પ્રેમથી હૃદયને પ્રેમમય બનાવી તેને પ્રેમજળમાં નવડાવી શુદ્ધ કરજે, પછી જોજે કે આખુંય જગત તને વંદન કરતું માલમ પડશે. જ્યાં જ્યાં તું જોઇશ ત્યાં ત્યાં તારો પ્રેમ સુંદર પ્રેમમાં પરિણમશે. માટે વહાલા આત્મન્, પ્રેમસ્વરૂપ શુદ્ધ આત્મન્! વેપારી પ્રેમને દૂર કરી નિર્વિકાર શુદ્ધ સાત્ત્વિક સૌન્દર્યથી ભરપૂર એવા પ્રેમથી આખુંય હૃદય પૂરેપૂરી રીતે ભરી દે અને પછી નજર કર કે તું જ્યાં દેખીશ ત્યાં બસ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ દૃષ્ટિગોચર થશે, કોઇ પણ સ્થળ તું પ્રેમવિહોણું દેખીશજ નહિ. વહાલા આત્મન્, એક વાત ખૂબ યાદ રાખ: પ્રેમ સૌન્દર્યથી ભરપૂર છે, તો પ્રેમને એટલો અવિચળ અને શુદ્ધ બનાવ કે સૌન્દર્ય દેખી પ્રેમજ ઉત્પન્ન થાય, નહિ કે મોહ. વહાલા આત્મન્, સૌન્દર્યમાં મોહ પામી તેનાથી વિહ્વળ થઇ તેને ભ્રષ્ટ ન કરીશ. યાદ રાખ કે સૌન્દર્ય એ પ્રેમને વિકસાવનારું કુદરતી તત્ત્વ છે; તે પ્રેમવૃક્ષને જે જળ સિંચે છે, તે જળ ગંગાજળ સમું પવિત્ર છે; તેનો ઉપયોગ હૃદયને ધોવા માટે, હૃદયને પવિત્ર કરવા માટેજ કરવાનો છે, નહિ કે ગંદકી કરવા માટે. તેજ પ્રમાણે સૌન્દર્યનો ઉપયોગ પ્રેમને વિકસાવવા માટેજ કરવાનો છે. તેનો દુરુપયોગ કરવાથી તેનો નાશ થાય છે અને પ્રેમનો પણ અસ્ત થાય છે. પ્રેમને વિકસાવનાર સૌન્દર્યનો દુરુપયોગ ન કરીશ, તેને ન અભડાવીશ. યાદ રાખ એક દૃષ્ટાન્ત કે એક સ્ત્રી ઘણીજ સુંદર છે, તેના સૌન્દર્ય માટે વિધિએજ પક્ષપાત કર્યો ન હોય એટલી બધી તે સુંદર છે. અલબત્ત એ સૌન્દર્ય જોવા માટે દરેક જણ આકર્ષાયજ. એ સૌન્દર્યદર્શને

પ્રેમ ઉદ્ભવવોજ જોઇએ, પણ એ પ્રેમ શુદ્ધ નિર્વિકાર હોવો જોઇએ. જે પ્રેમમાંથી વિકાર ઉત્પન્ન થાય છે, તે શુદ્ધ પ્રેમ નથી. કુદરતે મણિથી પણ અધિક મૂલ્યવાન આંખો આપી છે. તેનો ઉપયોગ એ સૌન્દર્ય જોવા માટે કરવો જોઇએ. પણ એક વાત ભૂલવાની નથીઃ એ સૌન્દર્યનો ઉપયોગ જેમ બને તેમ પ્રેમવિકાસના સાધન અર્થેજ કરવાનો છે. તેનો દુરુપયોગ નજ કરાય.

સ્ત્રી એ મનુષ્યજાતિમાં સુંદર છે. અત્યારે તેનો ઉપયોગ પુરુષની પશુવૃત્તિ પોષવામાં થાય છે અને આમ પ્રેમવિકાસનું કુદરતી સાધન રાક્ષસવૃત્તિઓ પોષવાની પાછળ વેડફાઇ જાય છે. વહાલા આત્મન્, યાદ રાખજે કે સૌન્દર્ય એ રીતે વેડફાઇ જવા માટે સર્જાયું નથી; તેને સાચવવા, તેની રક્ષા માટે કુરબાન થવાને સર્જાયું છે. 'જ્યાં કુરબાની નથી ત્યાં પ્રેમ નથી અને જ્યાં પ્રેમ નથી ત્યાં સૌન્દર્ય પણ નથી,' ત્યારે તેનો દુર્વ્યય કરવાનો નથી. જો તારૂં મન દુર્વ્યય કરવા લલચાય તો જરૂર માનજે કે તારો પ્રેમ શુદ્ધ નથી. એ વિકારી ભાગટો પ્રેમ તરતજ નાબુદ થવો જોઇએ, નહિ તો બે નુકસાન થશેઃ એક તને અવનતિને પંથે દોરશે અને બીજું પ્રેમને વિકસાવનાર સૌન્દર્યનો લય થશે. માટે તારે શુદ્ધ અને સાત્વિક પ્રેમને ઘણોજ સાચવવાનો છે. પ્રેમના પંથમાં મુશીબત પણ હોય છેજ. ગુલાબનું સુંદર પુષ્પ મેળવતાં કેટલીક વખત કાંટા પણ વાગે છે. પણ મનથી જો ગુલાબના સુંદર કુસુમને મેળવવાનો દૃઢ નિશ્ચય છે, તો એ કાંટાની વેદના સહન કર્યા વિના છૂટકોજ નથી. એજ પ્રમાણે જો તું શુદ્ધ પ્રેમનો પૂજારી હોય, પ્રેમમંત્રજ બસ તારો જીવનમંત્ર હોય, તારા જીવનનું પ્રથમ અને અંતિમ એ એકજ ધ્યેય હોય તો સરખી રીતે તિરસ્કાર કે માન, એમાંથી ગમે તે મળે તેની બિલકુલ પરવા વિના પુષ્પ માફક તારા પ્રેમને સર્વવ્યાપક બનાવ. યાદ રાખ કે જે માર્ગે તું વિચરી રહ્યો છું, તે માર્ગ પ્રેમ જેવી મહાન સૌન્દર્યવતી કુદરતનો માર્ગ છે, અને તેમાં તિરસ્કારના કેટલાય કંટકો અવરોધક છે. તેને વટાવી તું પેલી પાર જા અને પછી નજર કર કે તારે માટે ગુલાબના સુંદર પુષ્પસમ આખાય વિશ્વનો જયનાદ પ્રેમનાદ તને વધાવવા માટે તત્પર થઇ રહેલો માલમ પડશે, એજ તારા સાચા પ્રેમનો—તારા સર્વવ્યાપક પ્રેમનો—સૂચક છે. અસ્તુ!

મોટા કરાળા (હાલ ડભાસા) સોનાબેન શંકરભાઇ પટેલ

—*—

# જીવતાંની પોકો

**મારી** પાટીદાર બેનો તથા ભાઇઓ, આ લેખ વાંચીને વિચારશો તો જણાશે કે આપણી પાટીદારની નાતમાં વિધવાઓને ઘણું દુઃખ છે. કુટુંબીઓ તેમને ઘણો ત્રાસ આપે છે. શું બિચારી વિધવા થઇ એટલે જાણે તેણે પરમેશ્વરનો મોટો ગુનો કર્યો હોય એવું તેઓ જાણે છે? શું પુરુષ બહાર જઇને કમાઇ પોતાનું પોષણ કરે છે અને બૈરી ના કરી શકે? પુરુષનો અને બૈરાંનો આત્મા તો એક છે, હિંમત પણ સરખી છે; પણ બિચારી વિધવા તો બહાર જતાં અથવા ધંધો કરીને કે નોકરી કરીને પોષણ કરવા જતાં કુટુંબીઓ ઘણો ત્રાસ આપે છે અને ખાલી ખોટો આરોપ મૂકી તેને પાછી પાડે છે. પણ આપણે વિધવાઓએ પાછાં નહિ પડતાં પોતાના પગ ઉપર ઊભાં રહી પોતાનું પોષણ કરીને પુરુષોને અને પોતાના સમાજને ભાર રૂપ થતાં અટકવું. કામ કરવાની હિંમત રાખી પાછાં શા માટે પડવું? કુટુંબીજનોથી શા માટે ડરવું?

બીજું, માથાના કેશ તો જન્મીએ ત્યારથી ઇશ્વરને ત્યાંથી લેઇને આવીએ છીએ, તો વિધવા થયા બાદ શા માટે આપણા કેશ મૂર્ખ લોકો બળાત્કારે લૂંટી લે છે? તે કેશ નહિ ઉતારવાથી ઇશ્વરની યોજનામાં કશું ખરાબ થતું નથી. હું તો માનું છું કે આપણે પોતાના પગ ઉપર ઊભા રહીને પોષણ કરવું એ ઘણું સારૂં છે અને પોતાનું ભરણપોષણ કરવું જોઇએ જ. બિચારી વિધવાને સમાજના કેદખાનામાંથી બહાર નહિ નીકળવા દેવાથી તે ખૂબ દુઃખી થાય છે, એટલે નિરાધાર દશામાં ખરાબ કામ કરતા શીખે અને ચોરી પણ કરે એમાં નવાઇ નથી. માટે બિચારી વિધવા દુઃખથી છૂટે એવા ઉપાય કરવા ભાઇઓને અને બેનોને વિનંતિ છે. આ લેખ વાંચીને ભાઇઓ તેમને આગળ ધપાવશે એવી મને આશા છે. તમે પૈસા ખરચીને અને ધર્માદા વાપરીને સારી સંસ્થાઓ ખોલો છો, ખોડાં ઢોર માટે પાંજળાપોળો કાઢો છો તો સમાજની ખોડાં ઢોર જેવી વિધવાઓને એનાં પિયેરિયાંના અથવા એનાં સાસરિયાંના જુલમથી બચાવવા કેમ વિચારતા નથી? તમે બારમાં પાછળ ઘણો ખર્ચ કરો છો, તેના કરતાં બારમું ન કરો અને બિચારી વિધવાને ઉદ્યોગને માર્ગે ચઢાવો તો ઘણું સારૂં. મારી સમજમાં તો એવું જ આવે છે કે બારમું નહિ કરતાં દુઃખી વિધવાઓને ઉદ્યોગને માર્ગે ચઢાવી પુરુષની માફક બહાર કમાવાની તક આપવી જોઇએ. એનાં પિયેરિયાં તથા સાસરિયાં બિચારી વિધવાને તે તક નથી આપતાં, એટલે ઘરમાં ઘણી મૂંઝાય છે અને

રાતદિવસ એજ વિચાર લાગ્યા કરે છે કે શું કરવું, મારાં છોકરાંને શું ખવરાવવું, કયાં જવું. એને કોઇ રસ્તો સૂઝતો નથી અને તેના ઘરનાં માણસ સૂઝવા દેતાં પણ નથી. માટે આ અનાથ વિધવાબેનો માટે કોઇ પુણ્યમાર્ગ શોધશો?

કાશીબેન પટેલ



## બારમાંથી થતાં નુકસાન અને તે અટકાવવા બેનો શું શું કરી શકે?

[૪]

**પ્રેતભોજનથી** થતી અનેક મુશ્કેલીઓનો વિચાર કરતાં કંપારી છૂટે છે. આ મુશ્કેલીઓ મુખ્યત્વે આર્થિક અને સામાજિક પ્રકારની હોઇ એમાં ધાર્મિક લાગણીઓને વધુ સ્થાન નથી. અત્યાર સુધીનું હિંદુ કુટુંબ એટલે જર્જરિત હોવા છતાંયે, અવિભાજ્ય-અવિભક્ત કુટુંબ છે, એમ કહેવામાં જરાય અતિશયોક્તિને અવકાશ નથી. એવું એકાદ અવિભક્ત કુટુંબ આપણે કલ્પી લેઇએ તો આપણા વિચારો માટે ઠીક ઠીક હકીકત એમાંથી મળી રહે. ધારો કે સાત માણસનું એક સંયુક્ત કુટુંબ છે. કુટુંબની વાર્ષિક આવક લગભગ રૂા. ૮૦૦ છે. સાધારણ વાર્ષિક ખર્ચ રૂા. ૭૦૦ છે. બાકીના સો રૂપિયાની બચતમાંથી આકસ્મિક કે અસાધારણ કે માંદગીના ખર્ચને પહોંચી વળવાની સગવડ છે. દરેક વર્ષ દરમ્યાન ચોકખી બચત, બધુંયે બાદ કરતાં રૂા. ૪૦૦ રહી. એવામાં જેના ઉપર કુટુંબનો આર્થિક આધાર ઘણે મોટે અંશે રહેલો છે, એવી એક વયોવૃદ્ધ વ્યક્તિ મૃત્યુશય્યાએ પડી.

મૃતદેહની આસપાસ ભયપ્રેરિત નિઃશબ્દ વાતાવરણ જામે છે. અને એ જર્જરિત દેહ માટી સાથે મળી જાય છે. આ વયોવૃદ્ધ વ્યક્તિની પ્રતિભા, એના કુળની પ્રતિષ્ઠા, એના જીવનકાળ દરમિયાન કાર્યદક્ષતાથી પાર પડેલા સામાજિક વ્યવહારના પ્રસંગો—આ સઘળું જોતાં સૌને એમ થાય કે સહેજે ગામ કે બ્રાહ્મણોની ચોર્યાસી તો જમાડવી જ જોઇએ, એ પણ સાહજિક છે; પરંતુ એ પ્રેતભોજનમાં લગભગ રૂા. ૨૦૦૦ જોઇએ. નમદ નાણું રૂા. ૪૦૦ છે, હજારેક રૂપિયાના કુટુંબની સ્ત્રીઓના શણગાર-આભૂષણો અને રૂા. ૪૦૦૦ની કિંમતનું ઘર છે. આસપાસના સગાસંબંધીઓ આવીને કુળની પ્રતિષ્ઠાનાં સંભારણાં દેઇ જાય. ગામનું નારીવૃંદ દુઃખી કુટુંબના સ્ત્રીગણને આશ્વાસન

આપતાં આપતાં કુટુંબની અને સદ્ગત વ્યક્તિની જાહોજલાલી અને એમના પૂર્વજોના સમયમાં થએલા અનેક કારવહેવારનું વર્ણન કરે. અને આવાં અનેક વર્ણનોની પુનરાવૃત્તિને પરિણામે એ કુટુંબની બધીયે વ્યક્તિઓ – સ્ત્રીઓ અને પુરુષો – કુટુંબની શાખ સાચવવાના મોહમાં ફસાઇ જઇ 'દા'ડાપાણી' કરવાના નિર્ણય ઉપર આવે એ સાહજિક છે. પણ એ પ્રસંગને પહોંચી વળવા માટેની આર્થિક વ્યવસ્થાનો વિચાર આવતાં જ પુરુષવર્ગ સહેજે અચકાય. 'ઘર ગીરો મૂકવું, ઘર વેચી દેવું, કે ઘરેણાંગાંઠાં વેચી કાઢવાં?' આ ત્રણ પ્રશ્નો એમની આગળ ખડા થાય છે. દરેક પ્રશ્નની પાછળ ભાવિ જીવનમાં આવી પડનારી મુશ્કેલીઓનો વિચાર પુરુષવર્ગને બહુ જ મૂંઝવે. નવ નવ દિવસ સુધી જટિલ મંથન થાય, અને કોઇક વડીલની સલાહસૂચન અનુસાર ઉપરનામાંથી એકાદ માર્ગ ગ્રાહ્ય થાય. ક્રિયાપાણી પૂરાં થયે વર્ષ બે વર્ષ વીત્યાં અને એ બધું ભુલાઇ ગયું. પરંતુ લેણદારે પનોતાં પગલાંનો પ્રતિઘોષ બારણા આગળ કરવા માંડ્યો, પુરુષવર્ગ વધુ મૂંઝાતો ગયો. ગીરે મૂકેલું ઘર લેણદારને સોંપ્યા સિવાય બીજો રાહ ન રહ્યો. અંતે વિષાદભર્યે હૈયે જીવનયાત્રાના સંભારણા સમા ઘરને તિલાંજલિ આપી કુટુંબને ઘરબહાર નીકળવું પડ્યું! કૌટુંબિક સુખનો અંત આવ્યો! આ તો આપણા સમાજના રૂઢિના ખપ્પરમાં બલિ અપાએલા અનેક કુટુંબોનું રેખાચિત્ર છે. એને પરિણામે નીપજતાં કૌટુંબિક કલહ અને અન્ન-રોધો, વેરઝેર અને સ્ત્રીવર્ગમાં વધતી જતી ઇર્ષ્યાઃ આ બધું એ રૂઢિની વિશિષ્ટતાઓ નહિ તો બીજું શું?'

સમાજસુધારણા જેટલી સરળ લાગે છે તેટલી તે સહેલી નથી. એટલું જ નહિ, પણ એ સુધારણાને સમાજમાં અપનાવવી ઘણી જ મુશ્કેલ છે, એ સમાજશાસ્ત્રના અભ્યાસીના ખ્યાલ બહાર તો નહિ જ હોય. અત્યાર સુધીમાં જે જે દેશમાં ત્યાંની પરિસ્થિતિને પલટાવી સુધારવાના આછા પાતળા યત્નો થયા છે તે તે દેશના ઇતિહાસનું અવલોકન કરતાં માલમ પડે છે કે યત્નોના પ્રમાણમાં સફળતા અલ્પ છે. આપણે ત્યાં પણ સમાજસુધારણા માટે છેલ્લાં વીશેક વર્ષ દરમિયાન ખૂબ ઊહાપોહ થયો છે. કેટલાંયે ભાષણો, ચર્ચાઓ, પ્રતિજ્ઞાઓ અને નિયમો પ્રેતભોજન અટકાવવા માટે થઇ ચૂક્યાં છે. એ બધાંનો સરવાળો જોતાં એમ લાગે છે કે એ પ્રથા ક્યારનીયે નાબુદ થવી જોઇતી હતી; પરંતુ તેમ બન્યું નથી.

આ નિષ્ફળતાનાં સાચાં કારણો જાણ્યા વિના એ જ દિશામાં કાર્ય કર્યે જવું એ અયોગ્ય છે. ઊંડા ઉતરી એ કારણોનું પૃથક્કરણ કરીએ.

પુનરાવૃત્તિ ભલે લાગે, પણ એ રૂઢિના સંચાલકો અને રક્ષકો સ્ત્રીઓ જ છે. આજનું સ્ત્રીમાનસ પેલા યત્નોથી અલિપ્ત રહ્યું છે. એકાદ શ્રીમતી સરોજિની કે વિજયાલક્ષ્મી પંડિત આજના સ્ત્રીજીવનનું કે માનસનું પ્રતિબિંબ નથી. એકાદ ગાંધીજી કે રામમોહનરાય સ્ત્રીજીવનનો પલટો કરાવે તેમ નથી. આજનું સ્ત્રીમાનસ કોઇ પણ રીતે ભૂતકાળમાં થએલા પ્રયત્નો પહેલાંના સ્ત્રીમાનસ કરતાં વધુ રૂપાન્તર પામેલું નથી. આથી જ આપણી પાસે આવી પડેલા નિરાકરણના પ્રશ્નમાં સ્ત્રી-માનસનું રૂપાન્તર આવશ્યક છે. એ કઇ રીતે સાધ્ય બને તેનો સહેજ વિચાર કરીએ.

પુરુષો સ્ત્રીના શરીરના માલિક બનશે, એના માનસના નહિ. આ વસ્તુનો—સ્ત્રીમાનસની જર્જરિત અવસ્થાનો—ઉદ્ધાર જો કોઇથી સફળ બને તો તે સ્ત્રીથી જ. અને તેથી જ જીવનને જર્જરિત રૂઢિમાંથી મુક્ત કરવા, આપણા સમાજને સેવાભાવી મહિલાઓની જરૂર છે. પોતાના જીવનનો અર્ધભાગ સમાજને સુવ્યવસ્થિત કરવા આપે એવી મહિલાઓની આજે જરૂર છે અને એ માટે વિશિષ્ટ ગુણતત્ત્વની જરૂર છે. જીવન પ્રત્યેનું વિશાળ દૃષ્ટિબિંદુ—સાદાઇ, સરળતા, નિરાડંબર—વગેરેની આવશ્યકતા છે. આ વસ્તુની સફળતા માત્ર ચર્ચાથી જ ન આવી શકે. મહાત્મા ગાંધીજીએ વારંવાર કહ્યું છે કે કર્તવ્ય-પરાયણ સ્ત્રી-પુરુષોનું કર્તવ્ય તો એ છે કે એમણે ગ્રામ્ય જનતાના હાર્દમાં ઊતરવું જોઇએ, એમનાં માનસ સમજવાં જોઇએ. આ વસ્તુ સાધ્ય બનાવવા એમના દૈનિક જીવનમાં ઓતપ્રોત થવું જોઇએ. એમનો વિકાસ કેવો, કેટલો અને કેવા પ્રકારનો છે તે પણ સમજવું જોઇએ. એ સાધ્ય કરવા સેવાપરાયણ સ્ત્રી-પુરુષે અતિ ભવ્ય વિશાળ આત્મત્યાગ, આત્મમંથન અને સંયમ કેળવવાં જોઇશે, ગામડાંઓમાં ફરી એમનાં કુટુંબનો ઇતિહાસ મેળવી રૂઢિથી થએલાં આર્થિક અને સામાજિક દુષ્પરિણામોની તારવણી કરવી જોઇશે, કુટુંબની કીર્તિ અને આબરૂ અને ખાનદાનીનાં મૂલ્યાંકન નવી દૃષ્ટિએ સમજી ગ્રામ્ય જનતાને સમજાવવાં પડશે.

આ બધું બહુ કઠણ છે. સમાજસુધારાના પાયા ચણવાના કાર્યમાં અનેક પ્રસંગોએ એમને સાગર સમાન વિશાળ નિષ્ફળતાનો ભેટો કરવો પડશે. છતાંયે દૃષ્ટિબિંદુ એક જ અને તે ભગીરથ પ્રયત્ન, નહિ કે સફળ પરિણામ. ગીતાના શ્લોકનો આ ભાવાર્થ એમનો મંત્ર હોવો જોઇએ: પરિણામ પ્રતિ સમાજસેવક વધુ ભાર આપશે તો કદાચ ટૂંક સમયમાં જ તેને સમાજસેવા છોડવી પડશે. પ્રેતભોજનને બંધ કરી ખાનદાનીને ટકાવી રાખવામાં મદદ કરતા ને કુળપ્રતિષ્ઠાને ઝાંખી નહિ પડવા દેવામાં સહાયતા કરતા બીજા કેટલાક માર્ગનું

–કાર્યનું સૂચન સેવાભાવી મહિલાઓએ જનતા સમક્ષ રજૂ કરવું પડશે. બાળઉછેર અને બાળશિક્ષણની સંસ્થા, આરોગ્યમંદિરની સ્થાપના, ઋગ્ણાલયોનું નિયમિત સંચાલન, વિશાળ વાચન, પ્રેરણામૂર્તિ સમું પુસ્તકાલય, આવાં અને બીજાં અનેક કાર્યો પાછળ, પ્રેતભોજન પાછળ ખર્ચાવા સર્જાએલી સંપત્તિ ખર્ચી શકાય છે, અને એમાંથી જનતાને ફાયદા જ છે. એ દૃષ્ટિબિન્દુ ગ્રામજનતાને હૃદયે સોંસરી ઉતારવાની ફરજ આકરાં અને રૂઢિનાં અનિષ્ટ તત્ત્વોથી પરિચિત મહિલાઓની છે.

પિકેટિંગની નિષ્ફળતાએ તો આપણને એક સાચી દિશા સુઝાડી છે; અને તે એજ કે જૂનવાણી માનસનો એકલો વિરોધ કરીશું તો કદીયે આપણે એ જૂનવાણી માનસને આપણા દૃષ્ટિબિંદુ પ્રતિ આકર્ષી શકીશું નહિ; પરંતુ એમનું દૃષ્ટિબિન્દુ સમજ્યા પછી એમની સમક્ષ આપણું ધ્યેય રજૂ કરીને, સાથે સાથે આપણા દૃષ્ટિબિન્દુને આપણાજ જીવનમાં ઓતપ્રોત કરીને, એમની પાસે આપણે (સેવકો) ધ્યેયની પ્રતિમારૂપે ઊભા રહીશું ત્યારેજ આપણે કંઈક સમય પછી એ અને એવી બીજી અનિષ્ટ રૂઢિઓને સમાજના જીવનમાંથી હાંકી કાઢવા શક્તિમાન થઈશું. આ સઘળું કાર્ય સરળતાથી અને સહૃદયતાથી થાય તોજ સમાજના ટૂંકી બુદ્ધિના થરનો હૃદયપલટો થાય અને ત્યારે રૂઢિઓનાં મૂળ ઉખેડવા એ લોકો આપણી સાથે સહકાર સાધે.

આ માટે સેવાભાવી મહિલાઓનો એક સ્ત્રીસંઘ રચાય, એમાં ઉપરનાં વિશિષ્ટ તત્ત્વોવાળી નારીઓ વધુ સંખ્યામાં સમાજના કલ્યાણાર્થે વારંવાર મળે, પોતાની કાર્યદિશા નક્કી કરે અને કેન્દ્રસ્થાનેથી આસપાસનાં ગામોમાં જઈ ગ્રામજનતાની સાથે ગાઢ પરિચય સાધે, એમની પાસે એમના સ્વજનરૂપ બની એમનાં સુખદુઃખ સાંભળે, અને એમનામાંનાં એક બની જઈ એમનો વિશ્વાસ મેળવે–છીછરા કે અર્ધદગ્ધ સુધારક તરીકે નહિ પણ સહૃદય માનવી તરીકે–તોજ આ સુધારણાના ગણેશ માંડવાનું શક્ય બને. આટલી વસ્તુ સાધ્ય કર્યા બાદ એ ગ્રામજનતાને ધીમે ધીમે નવાં દૃષ્ટિબિન્દુ સમજાવવાના પ્રયત્નો એ સંઘે આદરવા જોઈએ. સાથે સાથે પ્રાથમિક શિક્ષણ અને પ્રૌઢ શિક્ષણની ચળવળ શરૂ કરી એમની આગળ વર્તમાનપત્રો કે પુસ્તકો વાંચી વંચાવી, એ નિર્બુદ્ધ જનસમુદાયની સારાસાર પારખવાની શક્તિને ખીલવવી જોઈએ. ત્યાર બાદ યોગ્ય પ્રસંગે યોગ્ય વસ્તુઓ ઉપર એમની પાસે ચર્ચા શરૂ કરાવી એમનાં જૂનાં દૃષ્ટિબિન્દુ અને આપણે આપવા માગતાં નવાં દૃષ્ટિબિન્દુનો તફાવત ને લાભાલાભ સમજાવવા. એમ કરીએ તો જનસમાજને

આપણા લક્ષ્ય તરફ આકર્ષી શકીએ. સત્ત્વહીન થઇ ગએલી આપણા સમાજની ઘણીયે રૂઢિઓથી ઉદ્ભવતાં પરિણામોના પ્રતીક રૂપે મોટાં ચિત્રો કરાવી વા મૅજીક લેણ્ટર્નની સહાયતા વડે એ ચિત્રો જડ સમાજ આગળ વારંવાર રજૂ કરવામાં આવે તો એમની બુદ્ધિને સારાસાર પારખવામાં જરૂર સુગમતા પડે અને આપણે દૂર કરવા માગતાં અનેક રૂઢિબંધનોનાં સાચાં સ્વરૂપો દેખ્યા બાદ વિશ્વાસ છે કે જરૂર આપણને એજ સમાજ ગાડરીઆ પ્રવાહ જેવો સહકાર આપશે. આટલું જે સેવાપરાયણ સ્ત્રીઓ સાધ્ય કરી શકે તો પછી ભલે પોતે સરોજિની કે નાઇટિંગેલની માફક જગવિખ્યાત નહિ બને, પણ પોતે માનવસમૂહમાં સાચું વ્યક્તિત્વ સર્જાવી એને વિકસાવી, પ્રગતિને પંથે વાળવાના સાધનરૂપ થઇ પડશે; અને એટલું ગૌરવ એમને આ કાર્ય કરવામાં અતિ પ્રબળ પ્રોત્સાહન અને આશા આપશે.

વડોદરા શારદાબેન કાળિદાસ પરેલ



## હશીશીન — ASSASSIN

પૂ. ગાંધીજીએ 'હરિજનબંધુ'ના તા. ૨૪:૩:૧૯૪૦ના અંકમાં પૃષ્ઠ ૧૬ ઉપરની 'લંડનવાળી હત્યા' વિષેની નોંધમાં લખ્યું છે, કે "અંગ્રેજીમાં 'હત્યારો' (એસેસીન) શબ્દ મૂળ 'હેશીશ' શબ્દમાંથી આવેલો છે. આ હેશીશ ચરસ કે ધતૂરાને મળતી એક ઝેરી વનસ્પતિ છે, જે હત્યા કરવા જનારને તેના અંતઃકરણની વૃત્તિઓને મૂઢ બનાવી દેવા સારૂ પાવામાં આવતી." આટલી ટૂંકી હકીકતથી વાચકને તેનો પૂરો ખ્યાલ નથી આવી શકતો અને તેથી તે વિષે કંઇ વિસ્તૃત હકીકત જણાવવાનું મન થવાથી તે નીચે આપું છું:

ખોરાસાનના તુસ નામે નગરમાં ઇસી સનના અગિયારમા સૈકામાં હસન બિન સબ્બાહ નામે એક પુરુષનો જન્મ થયો. જે કુટુંબમાં તેનો જન્મ થયો, તે મુસલમાન ધર્મ પાળતું હતું. તે કંઇક ઉમરમાં આવ્યો ત્યારે એજ પ્રદેશમાં આવેલી નેશાપુરી નામે નગરીમાં મોફ્કુદીન નામે ગુરુની શાળામાં તે ભણવા બેઠો. એ ગુરુ તે વારે બહુ નામાંકિત ગણાતા. ગુરુએ પોતાના અમુક ત્રણ વિદ્યાર્થીઓ વિષે કહેલું કે એ ત્રણ જગતમાં નામ કાઢશે. એ ત્રણમાંનો એક તે ઉમર ખૈયામ જ્યોતિષી, તત્ત્વજ્ઞાની અને કવિ તરીકે આખા જગતમાં આજે પણ નામાંકિત ગણાય છે. બીજો તે આ આપણો હસન બિન સબ્બાહ. તે પણ તત્ત્વજ્ઞાની હતો. શાળામાંથી ભણી ઊઠયા પછી તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ કરતો

રખડવા લાગ્યો ને છેવટે ઇસ્માઇલી પંથનો એણે સ્વીકાર કર્યો. તેણે પછી તે પંથનો ઉપદેશ કરવા માંડ્યો. વળી પોતાના શિષ્યોને પણ તેણે એ પંથનો ઉપદેશ કરવા ચારે બાજુ મોકલ્યા. એમ ઉપદેશ કરતે કરતે હસન રૂદબાર પ્રાન્તના અલમુત નામે ડુંગરી કિલ્લામાં જઇ પહોંચ્યો. તેણે નગરના લોકને પોતાના સુંદર ઉપદેશથી પોતાના શિષ્ય બનાવી દીધા અને અંતે તે કિલ્લાનો કોટવાળ પણ તેનો શિષ્ય બની ગયો.

હસન એક દિવસ શિષ્યોને ઉપદેશ આપતો બેઠો હતો. એ કોટવાળ પણ ત્યાં એનો ઉપદેશ સાંભળતો હતો. ઉપદેશને અંતે હસને કોટવાળને કહ્યું: "આ કિલ્લો અતિશય એકાન્તમાં છે, જગતના કોલાહલથી દૂર છે; અને તેથી ચિંતન અને ભક્તિ કરવા બહુ અનુકૂળ છે. જો એક બળદનું ચામડું પાથરવા જેટલી જમીન મને આપો તો બહુ ઉપકાર થાય." એનું દિલ તો કોણ જાણતું હતું ? કોટવાળે ભક્તિભાવે ગુરુની એ માગણી સ્વીકારી. પણ હસને તો બળદના ચામડાની પાતળામાં પાતળી વાધરી કઢાવી કિલ્લાની આસપાસ ફેરવી દીધી અને તે રીતે સમસ્ત કિલ્લાની માગણી કરી! કોટવાળ તો દિઙ્મૂઢ બની ગયો, પણ કિલ્લાના સૌ લોક અને આજુબાજુના પ્રદેશના પણ અનેક લોક હસનના શિષ્યો હતા, એટલે કોટવાળ હવે ના પાડીને રહે ક્યાં? એને બિચારાને કિલ્લો છોડી ચાલ્યા જવું પડ્યું અને હસન કિલ્લાનો માલેક બની બેઠો!

હવે તેણે પોતાના ઇસ્માઇલી પંથનો પ્રચાર કરવા માટે ઇ. સ. ૧૦૯૦માં એક ગુપ્ત પણ ભયંકર યોજના કરી: "કિલ્લાની બાજુના રમણીય અને સપાટ મેદાનમાં એક સ્વર્ગ બનાવવામાં આવ્યું. આ સ્વર્ગમાં મનોહર બાગ, રમણીય ફુવારા, સુંદર મહેલો, ઊંચા મિનારા, ખુશનુમા દિવાનખાનાં અને વિચિત્ર ઝરૂખાઓ લાખો કરોડો રૂપિયા ખર્ચી બનાવવામાં આવ્યાં. મહેલોની ભવ્યતા, વેલીના માંડવાની મધુરતા તથા ખુશબો અને ભિન્ન ભિન્ન પ્રકારનાં ભોજનો તથા વસ્ત્રો મનુષ્યના અંતઃકરણને જાદુની પેઠે હરી લે તેવાં હતાં. ખુબસુરતમાં ખુબસુરત અને નાજુકમાં નાજુક છોકરીઓ જન્નતની (સ્વર્ગની) હુરો (અપ્સરાઓ) જાહેર કરવા માટે મોટી સંખ્યામાં રાખવામાં આવી હતી. આ અપ્સરાઓની લાવણ્યતા, કોમળતા અને તેમના આકર્ષક અવયવો જોનારને ખાત્રી અપાવી શકતા હતા કે આ દુનિયા સિવાય અહીં કોઇ બીજી જ દુનિયા છે તથા આ પરીઓ જન્નતની હુરાઓ છે. મુસલમાનોમાં જન્નતનું (સ્વર્ગનું) જે વર્ણન અને તેમાં જે જે આનંદમય વસ્તુઓની વાતો છે તેનું ભાન કરાવવા માટે તેની આબેહુબ નકલ કરવાની કોશીશ કરવામાં આવી હતી તથા

જોનારને તેજ ખુદાઇ સ્વર્ગ હોવાનું ભાન કરાવવા હસને પોતાની બુદ્ધિ વાપરી હતી" ('હસન બિન સબ્બાહ,' પૃષ્ઠ ૩૧).

હવે એણે એ આખા પ્રદેશમાંથી ઉત્સાહી અને સાહસી નવયુવકોને કોઇ ને કોઇ પ્રકારે લલચાવી પોતાના મુરીદો (શિષ્યો) બનાવવા માંડ્યા. તેમને એણે પોતાના મહેલમાં રાખી એવી મરસ રીતે પાળવા માંડ્યા કે તેઓ ગુરુ હસન જે કંઇ કહે તે કરવા માટે જીવને પણ જોખમમાં નાખે. જેને આપણે ભાંગ કહીએ છીએ તેને અરબી ભાષામાં હશીશ કહે છે. અમુક કોઇ રાત્રે એમાંના એક શિષ્યને પોતાની પાસે બોલાવી તેને પાણીના રંગનો હશીશનો પ્યાલો પાઇ બેભાન કરી દે અને ગુપ્ત રીતે ઊંટ ઉપર ચઢાવી તેને પેલા સ્વર્ગમાં મોકલી દે. સવારે પેલો શિષ્ય ભાનમાં આવે ત્યારે તો તે પોતાને સુંદર સ્વર્ગમાં પરીઓની વચ્ચે સૂતેલો જુએ! હસનની યોજના પ્રમાણે એ પરીઓ એને એવાં અમનચમન કરાવે કે તે જાણે સાચા જ સ્વર્ગમાં હોય, આ દુનિયાને તો એ ભૂલીજ જાય! એમ એ વિલાસમાં એ ગરચ્યોપચ્યો આનંદ કરતો હોય, તેવામાં વળી એક દિવસ હસનની યોજના પ્રમાણે તેને ફરી ભાંગનો પ્યાલો પાઇ દેવાય. એથી એ બેભાન થાય, એટલે એને પાછો હસનના મહેલમાં લાવી મુકાય.

આમ એકાએક એનું સ્વર્ગ નષ્ટ (Paradise Lost) થાય ત્યારે એને કેવો પ્રચંડ આઘાત લાગે તેની તો આપણાથી કલ્પનાય ન થઇ શકે. એ તો હસનના મહેલમાં આખો દિવસ સ્વર્ગ સંભારી સંભારીને માથું કૂટ્યા કરે અને હસનને પગે પડી પડીને પોતાને પાછો સ્વર્ગમાં મોકલી દેવાની એને પ્રાથના કર્યા કરે. વખત આવ્યે જરૂર સ્વર્ગમાં મોકલીશ એમ હસન એને આશ્વાસન આપ્યા કરે. પછી એક દિવસ હસન પોતાના ઇસ્માઇલી પંથના કોઇ ભયંકર શત્રુનું નામઠામ આપી તેનું ખૂન કરી આવવાની એ શિષ્યને સૂચના કરે અને તેને વચન આપે કે [1]"જો તું આબાદ ખૂન કરીને પાછો અહીં

---

૧. લગભગ આજ ભાવાર્થનો શ્લોક ગીતામાં મળી આવે છે. કુરુક્ષેત્રમાં યુદ્ધ કરવા અર્જુન હાથમાં ધનુષ્બાણ લેઇ રથે ચઢ્યો છે, પણ સામે ઊભેલા સ્વજનોને હણવા પડશે એ વિચારે તે ગળગળો થઇ જાય છે ત્યારે કૃષ્ણ પણ એને એજ પ્રકારે ઉત્સાહ આપતાં બોલે છે:

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः॥२:३७॥

અર્થ : તું મરશે તો સ્વર્ગ પામશે, જીતશે તો પૃથ્વીનું રાજ્ય ભોગવશે. માટે હે અર્જુન, યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને ઊભો થઇ જા.

જીવતો આવશે તો હું તને સ્વર્ગમાં મોકલી દેઇશ, પણ જો ત્યાં તારું જ ખૂન થઇ ગયું તો ત્યાંથી બારોબાર તું સ્વર્ગમાં જઇશ. ત્યારે એ શત્રુનો નાશ કરવા તત્પર થઇ જા." કોઇ પણ રીતે સ્વર્ગમાં જવાના ઉત્સાહમાં એ નવયુવક સાહસ કરીને પોતાના ગુરુએ બતાવેલા મનુષ્યનું તે આબાદ ખૂન કરી આવતો. ભાગ્યેજ કોઇ યુવક શત્રુને હાથે હણાતો. આમ હસને પોતાના અનેક શિષ્યો દ્વારા અનેક શત્રુઓનાં ગુપ્ત રીતે ખૂન કરાવી દીધાં. આ રીતે હસને પોતાના ધર્મનો અને રાજ્યનો વિસ્તાર કર્યો.

આથી આજુબાજુના પ્રદેશમાં ખૂબ ત્રાસ વર્તી રહ્યો. એક પ્રાન્તના સુલતાન મલેકશાહને આ ત્રાસનો નાશ કરવાની ઇચ્છા થઇ. તેણે પોતાના એલચીને મોકલી હસન ઉપર સંદેશો મોકલ્યો કે આ હત્યાકાણ્ડ બંધ કરી દેવો અથવા યુદ્ધને માટે તૈયાર થવું. હસને પોતાના મહેલની સામેના બગીચામાં તેનો યોગ્ય આદરસત્કાર કર્યો. વાતચીતના પ્રસંગમાં હસને પોતાના એક શિષ્યને મહેલની અગાશી ઉપર જવા કહ્યું. એ ત્યાં ગયો એટલે આંગળીને ઇસારે ત્યાંથી પડતું મૂકવાનું કહ્યું. શિષ્યે ત્યાંથી પડતું મૂકી પોતાનો નાશ કર્યો! એલચી તો આ જોઇ આશ્ચર્યચકિત થઇ ગયો! હસને તેને કહી દીધું કે મારી પાસે આવા આજ્ઞાંકિત અને મારે માટે ફના થઇ જાય એવા હજારો યોદ્ધા છે, મલેકશાહને યુદ્ધ કરવા આવવું હોય તો ભલે પોતાના લાખો ભાડૂની લશ્કરીઓ લેઇને આવે. એલચીએ પણ જઇ મલેકશાહને બધી વસ્તુસ્થિતિ કહી. પણ મલેકશાહે તો લશ્કર લેઇ હસન ઉપર ચડાઇ કરી. હસન તો લશ્કર સામે લશ્કરથી લડતો જ હતો ક્યારે? એ તો હશીશીન મોકલીને ગુપ્ત હત્યા જ કરાવતો હતો. એ જ રીતે એણે મલેકશાહનું ખૂન કરાવ્યું. તેનું લશ્કર પાછું ભાગી ગયું.

એક વખત અમુક માણસનું ખૂન કરવા ગએલા "આઠ ફીદાઇઓ પૈકી સાત પકડાઇ માર્યા ગયા, પરંતુ એક નાશી છટકી જવા પામ્યો. છટકી જનારની માતાને પ્રથમ ખબર મળી હતી કે તેનો પુત્ર પણ માર્યો ગયો હતો, તેથી તે ઘણીજ ખુશી થઇ, નવાં કપડાં પહેર્યાં, તેલફુલેલ લગાડ્યું અને ઇદના જેવો મહોત્સવ પાળ્યો. પરંતુ થોડા કલાકમાં તેને માલમ પડ્યું કે તે તો જીવતો છે, તેથી તે ઘણી દિલગીર થઇ, પોતાના હોળેલા વાળ પીંખી નાખ્યા, કપડાં ફાડી નાખ્યાં અને રોઇને કહેવા લાગી કે મારો પુત્ર શહાદતના ઉત્તમ ધાર્મિક માનથી દૂર રહેવા પામ્યો" ('હસન બિન સબ્બાહ,' પૃષ્ઠ ૫૦). પુરુષ તો પુરુષ પણ સ્ત્રી ઉપર પણ હસનના જાદુની કેટલી ભારે અસર થઇ હતી, તેનું આ સ્પષ્ટ ઉદાહરણ છે.

આવાં તો એણે સેંકડો ખૂન કરાવ્યાં ને પોતાના ધર્મનો ને રાજ્યનો પુષ્કળ વિસ્તાર વધાર્યો. આ હશીશીન દ્વારા થતાં ગુપ્ત ખૂનોથી પશ્ચિમ એશિયા અને પૂર્વ યુરોપ એટલો ત્રાસી ગયો કે જ્યાં ત્યાં હશીશીનનીજ વાતો થાય. હશીશીનનું નામ સાંભળતાં લોકો ત્રાસી ઊઠે. અને એજ હશીશીન શબ્દ ઉપરથી અંગ્રેજીમાં Assassin (ગુપ્ત હત્યા કરનાર) શબ્દ બન્યો છે. અને યુરોપની અનેક ભાષાઓમાં એ શબ્દ ઉપરથી એ અર્થનો શબ્દ બન્યો છે.

હસન ઇ. સ. ૧૧૪૦ના અરસામાં મરણ પામ્યો. એ વેળાએ એનું રાજ્ય ઇરાનના અને એશિયાઇ તુર્કસ્તાનના મોટા ભાગ ઉપર વિસ્તરી ચૂકયું હતું.

હસન પોતાને ઇમામ કહેવરાવતો. એના મરણ પછી એની ધર્મગાદી ઉપર આવનાર ઇમામો ધીરે ધીરે નબળા પડતા થયા. જોકે તેમણે પણ પોતાનો ધર્મપ્રચાર ગુપ્ત મંડળો દ્વારા ચાલુ રાખ્યો. કેટલેક કાળે તેમને ઇરાન છોડવું પડ્યું, પછી તેઓ અફઘાનિસ્તાન તરફ ખસવા લાગ્યા. તેમના પ્રચારકોએ ત્યાંથી પંજાબ, સિંધ, કચ્છ, કાઠિયાવાડ, વગેરે પ્રદેશમાં પગપેસારો કર્યો. સદરૂદ્દીન નામે એક પ્રચારકે હિંદુ ધર્મનાં ભજનોને મળતાં ઇસ્માઇલી ભજનો ગુજરાતી ભાષામાં બનાવ્યાં. કાઠિયાવાડમાં આજની પેઠે તે દિવસોમાં ચોળીમાર્ગ વગેરે અનેક વામમાર્ગની ગુપ્ત મંડળીઓ હતી, તેમાં ભાટિયા, લુહાણા વગેરે હિંદુઓ ભળ્યા હતા. આ માર્ગીઓમાં ઇસ્માઇલી પ્રચારકોએ પ્રવેશી એ માર્ગીઓની ધર્મક્રિયામાં પોતાના ધર્મની અમુક ક્રિયાઓ દાખલ કરી, હિંદુઓના વિષ્ણુના પહેલા નવ અવતારોને સ્વીકારી દશમો અવતાર નકલંકી – અલી છે એમ શીખવ્યું. તેમણે ધીરે ધીરે પગ પહોળા કરી ઘણાં ગુપ્ત મંડળોનો કબજો કર્યો અને છેવટે એ બધાઓને ઇસ્માઇલી બનાવી દીધા. આ બધા લોક આજે ખોજા, મોમના, સાઇ સવાઇ, ગુપ્તી, માર્ગી, પીરાણા, વગેરે નામે ઓળખાય છે. અને તેઓ અલીને એટલે આગાખાનને વિષ્ણુનો દશમો અવતાર માને છે.

એમનાં ભજનના કેટલાક નમુના:

"ત્યારે દશમો અવતાર ધર્યો હે મોરાર, નકલંકી રૂપ લીધો રે અવતાર,
અલી વૈષ્ણવ અલી રૂપે જીઆ, ગુરુબ્રહ્માનું રૂપ તે નબી મહમદ થીઆ."

* * *

"ઉદ્ર ઇમામશાહ સુણો મારા જોગી, અમને મળે તો સંશા ટળે."

* * *

"ઊંચ મુલકથી પ્રબોધિયા, રાખ્યો સાંઇસુ વહેવાર,
તે વેળા શ્રી ઇસ્લામશાહ, ગુરુબ્રહ્મા વીર હસન કબીરૂદ્દીન જાણુ."

આજે હિંદુસ્થાનમાં ઇસ્માઇલી શિયાઓની વસતિ ઘણી મોટી છે. તેમની પૂર્વપ્રથાને પરિણામે, કાઠિયાવાડના ખોજાઓને માથે ખૂન કરાવવાનો આરોપ તો હજી ઘણી વાર ખરી ખોટી રીતે પણ આવે છે.

એમના ધર્મગુરુઓ જે ઇમામ કહેવાય છે. આજે ૪૮મા ઇમામ આગાખાન મહમદશાહ છે. તેમના મુરીદો હિંદુસ્થાનથી માંડીને ઇજિપ્ત સુધી છે. તેમની સ્થાવર મિલકત પણ હિંદુસ્થાનથી માંડીને ઇજિપ્ત સુધી છે. જંગમ મિલકત તો કરોડો રૂપિયાની છે. હસન બિન અલ્લાહના વંશાનુગત ઇમામ હોવાથી તે His Highness લખાય છે કે બીજે કોઇ કારણે, તે હું જાણતો નથી.

શિયા ઇસ્માઇલીઓમાંથી કેટલાકને આગાખાનના એ સંપ્રદાયમાં દોષ દેખાયો એટલે, ખ્રિસ્તી ધર્મના રોમન કેથોલિક સંપ્રદાયમાં દોષ દેખીને જેમ કેટલાક પ્રોટેસ્ટંટ થઇ તેમનાથી છૂટા પડ્યા તેમ, ઇસ્માઇલીઓમાંથી કેટલાક છૂટા પડ્યા ને તેઓ પોતાને ઇસ્નાસરી કહેવડાવવા લાગ્યા. કાઠિયાવાડની ભાટિયા કોમમાંથી પૂર્વે જે ઇસ્માઇલી ખોજા થએલા, તેમાંથી પણ કેટલાક પછીથી ઇસ્નાસરી ખોજા થઇ ગએલા; તેમાંના એકના વંશજ તે મિ. મહમદઅલી ઝીણા છે, જેઓ આજે હિંદુસ્તાનને ચીરીને બે ભાગ કરીને તેમાંથી ઉત્તરનો ભાગ મુસલમાનોને આપી દક્ષિણનો ભાગ હિંદુઓ માટે રહેવા દેવા તૈયાર થઇ ગયા છે![1]

'પાટીદાર'મંદિર, આણંદ નરસિંહભાઇ પટેલ

—*—

## પુનર્લગ્નને પહેલે પ્રભાતે

### ( ૨ )

હવે આપણે જોઇએ કે મહેન્દ્રની બાજુ શું થઇ ગયું હતું. મહેન્દ્ર ઘરમાં પેસતો હતો તેવામાંજ તેણે તેના પિતાને ઊલટી વગેરે થતાં જોઇ. અર્ધાએક કલાકમાં તો પિતા ખલાસ થઇ ગયા. એકાદ કલાક પછી મહેન્દ્રની માતા સાધના પણ પતિને સાથ દેવા પરલોક પરવરી. મહેન્દ્રનાં આંસુનો પાર નથી. એ પણ માતાપિતાના મૃત્યુથી થોડી વાર મૂર્છાવશ થયો. બીજે દિવસે ચંદ્રિકાના લગ્નના સમાચાર મળ્યા. આ સમાચાર સાંભળીને બળતામાં ઘી હોમાયું. ચંદ્રિકા

*———

૧. અમરેલીના ભાઇ એદલજી ધનજી કાંબાએ લખેલા 'હસન બિન સબ્બા તથા ઇસમાઇલી મીશન પ્રયોગ' નામે સ. ૧૯૦૭માં છપાએલા પુસ્તકનો આધાર આ લેખમાંની કેટલીક હકીકતો લખવામાં લીધો છે, તે માટે એ ભાઇનો ઋણી છું.

ણી ચૂકી એટલે તે પારકી થઇ એમ મહેન્દ્ર માનવા લાગ્યો. તેને વિષે ચાર સરખો પણ ન કરવો જોઇએ, એવા નિશ્ચય ઉપર તે આવી ગયો.

મહેન્દ્ર ચંદ્રિકાનો વિચાર સરખો પણ નહિ કરવાના નિશ્ચય ઉપર આવી ગો હતો, પણ તેવી રીતે ચંદ્રિકાએ વિચાર કર્યોજ નહોતો. મહેન્દ્ર અત્યારે લો પડયો હતો. તેને ભાન ન હતું કે પ્રેમ ઠેલ્યો ઠેલી શકાતો નથી, એ પ્રેમીનેજ ઠેલીને અંદર આવે છે. બે હૃદયો વચ્ચે જ્યારે ખરેખર સાચો મ બંધાય છે, ત્યાર પછી એ તૂટી શકતોજ નથી. પ્રેમના ભાગલા કોઇ વસ થઇ શકેજ નહિ. આ દુનિયામાં એક પણ એવી શક્તિ નથી, જે મનો વાંકો વાળ પણ કરી શકે. મહેન્દ્રનો નિશ્ચય પ્રેમની વિમાતમાંજ ન તો. કયાં એનો નિશ્ચય અને કયાં એનો ચંદ્રિકા પ્રત્યેનો પ્રેમ. કેટલો સાચો મ એ હતો. એકાદ કલાકમાં તો નિશ્ચયના કુરચેકુરચા ઊડી ગયા. હૃદયમંથનમાં દયને ઊંડે ખૂણે બેસાડી રાખેલી પ્રેમની મૂર્તિરૂપ ચંદ્રિકાએ તેના હૃદયનો બજો લીધો. પછી તો પૂછવુંજ શું? ચંદ્રિકા સિવાય મહેન્દ્ર ગાંડા જેવો ઇ ગયો. આખો વખત તેના હૃદયમાં એકજ ઝંખના અને તે ચંદ્રિકાનીજ. સ્તે જતાને, ઘાસને, વનગાઇને, ઝાડોને પણ તે પૂછતો: 'મારી ચંદ્રિકા ાઇએ જોઇ છે?' એ પ્રમાણે એ તો પૂછતોજ આખા શહેરમાં રખડવા ાંડ્યો. કોઇ તીખા તમતમા ભાઇઓનો માર પણ ખાધો, લાતો પણ ખાધી. આ પ્રમાણે ભમતાં ભમતાં મહેન્દ્ર અચાનક ચંદ્રિકાના મહોલ્લામાં જઇ ચઢ્યો. અને 'મારી ચંદ્રિકા કોઇ બતાવશો?' એમ રટણ કરતોજ રહ્યો.

આમ કોઇ મવાલી જેવો માનવી પોતાનાજ મહોલ્લામાં આવી પોતાના મહોલ્લાની એક છોકરી વિષે આમ બોલતો જોઇ સ્વાભાવિક રીતે દરેક માનવીનો પિત્તો ઊછળે. થયું પણ એમજ. પાંચેક મિનિટ મહોલ્લામાં આવ્યે થઇ હશે, ત્યાં તો ધરાઇ ધરાઇને ગડદાંપાટુનો માર તે ખાવા લાગ્યો. મહેન્દ્રથી હવે માર સહેવાનો ન હતો. તેણે બૂમાબૂમ કરવા માંડી. ચંદ્રિકા આ વખતે રસોડામાં જાગતી હતી. બૂમાબૂમનો અવાજ તેને કાને પડયો ન પડયો ને તે ઝબકી. તેને કોઇ નિકટનો પરિચિત અવાજ લાગ્યો. ખાવાનું ત્યાં ને ત્યાં મૂકી દેઇ તે એકદમ ઊઠી દોડી. બહાર જઇને નિહાળીને જુએ છે તો 'મારી ચંદ્રિકા કયાં ગઇ?' એવો અવાજ કરતો મહેન્દ્ર જોયો. હરિણીની પેઠે તે ત્યાં દોડી ગઇ. જઇને મહેન્દ્રને ભેટી પડી. આનંદનો પાર ન રહ્યો. પરંતુ મહેન્દ્રને ગાંડો થઇ ગએલો જોઇને તેને ઘણું ઓછું આવ્યું અને મોતી જેવાં બે આંસુ જમીન ઉપર સરી પડી અલોપ થયાં. 'પ્રિયતમ, મહેન્દ્ર, આ રહી હું તારી

ચંદ્રિકા.' ચંદ્રિકા આટલું બોલી પણ નહિ રહી હોય ત્યાં તો મહેન્દ્રે આંખ ઉઘાડી. તેના આનંદનો પાર ન રહ્યો. તેનું ગાંડપણ કોણ જાણે ક્યાંયે અલોપ થઇ ગયું. એમને આ સ્થિતિમાં જોનાર સૌ આશ્ચર્યચકિત થઇ ગયાં! પરંતુ વિચિત્રતા સિવાય કાંઇ તેમને લાગ્યું નહિ. ખરેખર પ્રેમ એ શું છે એ તો પ્રેમી હૃદયોનેજ ખબર, બીજાને મન તો એ વિચિત્રતા અથવા વધારે પડતું ગાંડપણજ લાગે. તેઓ કોઇ દિવસ પ્રેમનું મુલ્ય આંકી શકેજ નહિ.

ચંદ્રિકાને બળાત્કારે જે પુરુષ સાથે તેનાં માતપિતાએ પરણાવી દીધી હતી, તેના મૃત્યુ પછી ચંદ્રિકા અને મહેન્દ્ર પહેલાં જે પ્રમાણે હળતાં મળતાં હતાં તેજ પ્રમાણે હવે હળવા મળવા લાગ્યાં. આ વખતે તેઓ પતિપત્ની તરીકેજ વર્તતાં હતાં. ચંદ્રશંકરથી હવે કાંઇ બોલી શકાતુંજ ન હતું. તે તો તેણે કરેલા પાપનું પાયશ્ચિત્તજ કરી રહ્યો હતો. સમાજ તેને તોડી ખાતો હતો, પરંતુ તેણે પોતાના કાન બંધજ કરી રાખ્યા હતા, કોઇની વાત તે સાંભળતોજ નહિ. વાત કહેવા આવતાં સાથેજ તેને કાઢી મૂકતો.

આમ ને આમ દોઢેક વર્ષ વીતી ગયું. ચંદ્રિકાને ગર્ભ રહ્યો અને તેણે સુંદર બાળકને જન્મ આપ્યો. ચંદ્રિકાને ગર્ભ રહ્યો છે એવી વાત સાંભળતાંજ લોકો ધૂંવાંપૂંવાં થઇ ગયા, પણ હવે શું કરવું? સુભદ્રાએ તો આ વાત સાંભળી જીભ કરડીનેજ અંત આણ્યો. સમાજે ઘણી રીતે આંટીઘૂંટીઓ લાવીને ચંદ્રશંકરને સપડાવ્યો અને મહેન્દ્ર ઉપર, તેની ઇચ્છા ન હતી છતાં, કેસ મંડાવ્યો. કેસ માંડયા પછી થોડા દિવસમાં ચંદ્રશંકરે પણ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરી રહીને પરલોક સીધાવવા તૈયારી કરી. મરતાં મરતાં તેણે સમાજથી છાનેમાને પણ મહેન્દ્ર અને ચંદ્રિકાને બોલાવ્યાં. ચંદ્રશંકર અત્યારે ગળગળો થઇ ગયો હતો. દર્દભરી આંખે મહેન્દ્રની અને ચંદ્રિકાની ક્ષમા યાચવા લાગ્યો. તે બોલ્યો: "હું અત્યારે તમારી સમક્ષ કહું છું કે મેં તમને તમારી ઇચ્છાએ સમાજથી ડરીને તમને ન પરણવા દીધાં અને ચંદ્રિકાને બીજા યુવક સાથે બળાત્કારે મેં પરણાવી, તેમાં મેં તમને અન્યાય કર્યો છે. કેમે કરીને એ પાપમાંથી હું મુક્ત થઇ શકું તેમ નથી. હું ત્યારેજ એ પાપમાંથી મુક્ત થાઉં કે જ્યારે તમે મને માફી આપો." ચંદ્રશંકરને સાચી બુદ્ધિ હવે સૂઝી એમ માની એક બાજુ હર્ષ થયો ત્યારે બીજી બાજુ બન્નેના પિતા તુલ્ય ચંદ્રશંકર પોતાનાં બાળકો પાસે માફી માગે એ અજુગતું લાગ્યું. આ લાગણીની અસર બન્ને ઉપર બહુ થઇ. બન્નેની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. ચંદ્રશંકરે માફી આપવાની વિનંતી

ઉપર વિનંતી કરવા માંડી. 'તમારાથી અમારી પાસે માફી ન મંગાય,' એમ મહેન્દ્રે કહ્યા છતાં ચંદ્રશંકરે હઠ પકડી. તેઓ હવે ઘણીજ ઉતાવળ કરવા લાગ્યા: "તું મને માફી આપીશ તોજ હું આ નિષ્ઠુર પાપમાંથી બચીશ, નહિ તો મારે નરકની ખાણમાં સડ્યા કરવું પડશે." મહેન્દ્રે અને ચંદ્રિકાએ પોતાને અજુગતું કહેવાય છતાં માફી આપી. ચંદ્રશંકરના છેવટના શબ્દોમાં એક આશિષ મળી, જતાં જતાં ચંદ્રશંકર બોલ્યો: "બેટા, તમારૂં કલ્યાણ થાઓ, દીર્ઘાયુ થાઓ, પ્રભુ તમને અન્યાયમાંથી ન્યાય મેળવી આપે." આમ કહેતાંની સાથેજ ચંદ્રશંકર સ્વર્ગે સીધાવ્યા.

સુભદ્રા ગઇ, ચંદ્રશંકર ગયા, એટલે આવ્યું હવે સમાજનું રાજ્ય. તેમણે કેસ વધાર્યો. તેમાં તેમના ઉપર નીચેના આરોપ મુકયા હતા: (૧) ચંદ્રશંકરની બેઆબરૂ, (૨) સમાજની બેઆબરૂ, (૩) સુભદ્રાનું મૃત્યુ, અને (૪) ચંદ્રશંકરનું મૃત્યુ, એ માટે મહેન્દ્ર જવાબદાર છે એમ સમાજનો દાવો હતો.

સમાજના પક્ષમાં ન્યાય ઊતરે તે માટે સમાજમાંથી એક મોટું ફંડ જમા કર્યું. જ્ઞાતિલાઓ એકઠા મળ્યા. લાગતાવળગતાઓને લાગવગ કરી જોઇ. પરંતુ સર્વ કાવાદાવા નિષ્ફળ ગયા. ન્યાયાધીશ ખરેખર ન્યાયની મૂર્તિજ હતા. પોતાનું ચાલે ત્યાં સુધી પોતાના ખાતામાં લાંચરુશવતની જો સહેજ પણ ગંધ આવે તો ગમે તેવા અમલદારને પણ કાઢી મૂકવામાં પાછી પાની કરે એવા નહોતા. બેચાર નોકરોને એમણે આવા ગુના માટે કાઢી મૂકેલા પણ ખરા.

સમાજ તરફથી હજારો રૂપિયા ખર્ચી વકીલો રોકવામાં આવ્યા. જ્યારે આ બાજુ મહેન્દ્રે એક પણ વકીલ રોકયો નહિ. તેને માત્ર એકજ વકીલ હતો અને તે પ્રભુ. તેણે તો ઇશ્વર ઉપરજ આધાર રાખ્યો હતો.

વહેલી સવારથી ખદલપુરમાંથી તેમજ આજુબાજુનાં ગામોમાંથી કીડીઓ ઊભરાય તેમ ન્યાયખાતાની કચેરીમાં આજે મનુષ્યો ઊભરાવા લાગ્યા. આજે મહેન્દ્ર ઉપર મંડાએલા કેસનો ફેંસલો અપાવાનો હતો. હજારો માણસોથી ન્યાયમંદિરની અટારીઓ ચિકાર થઇ ગઇ હતી. એક એક જગા ઉપર અત્યારે બબ્બે ત્રણત્રણ જણા આવી ગોઠવાઇ ગયા હતા. કેસનો ચુકાદો અપાવાનો હતો. તે એ લોકોને માટે આનંદનો વિષય હતો. સમાજના આગેવાનોએ પહેલેથી ઘણા અમલદારોને પૈસા ખવડાવ્યા હતા, એટલે એમને તો સંપૂર્ણ શ્રદ્ધા હતી કે મહેન્દ્ર જરૂર હારવાનો અને ભારેમાં ભારે સજા ખાવાનો.

બાર વાગે મહેન્દ્રનો કેસ નીકળ્યો. ન્યાયાધીશે આંખે ચશ્માં ચઢાવ્યાં. એક કાગળના વીંટામાં તેઓએ આખો કેસ અને ફેંસલો પણ લખી આણ્યો હતો. બધાના હર્ષનાદ વચ્ચે ન્યાયાધીશ ધીરે રહીને આવીને બેઠા. અનેક

આંખ અને કાન અત્યારે અધીરાઇથી ફેંસલો સાંભળવાને ન્યાયાધીશ તરફ મીટ માંડી રહ્યાં હતાં. ન્યાયાધીશે આખરે ખોંખારો ખાઇને ફેંસલો હાથમાં લીધો અને વાંચવા માંડ્યો.

"આજે ખદલપુરની જનતાને ફેંસલા માટે જેટલો ઉત્સાહ છે તેના કરતાં મને વધારે ઉત્સાહ છે. આજે મને પૂરેપૂરી ખાત્રી છે કે કોઇ દિવસ મેં નહિ આપ્યો હોય એવો સાચો ન્યાય હું તમારી સમક્ષ મૂકી શકીશ. બે સ્ત્રીપુરુષને એક બીજાની સંમતિથી લગ્ન કરવું હોય તો તેમને તેમ કરવાને સંપૂર્ણ છૂટ છે. સમાજને અથવા તેમનાં માતાપિતાને પણ તેમાં દખલ કરવાનો કોઇ પણ હક્ક નથી. સમાજને અથવા માબાપને લગ્ન કરવાનાં નથી, અને તેથી તે વિષે એક શબ્દ પણ ઉચ્ચારવાનો તેમને હક્ક નથી. આ પ્રમાણે મહેન્દ્રથી ચંદ્રિકાના માબાપની તેમજ સમાજની આબરૂને સહેજ પણ ધોકો પહોંચ્યો હોય એમ મનાય નહિ. ચંદ્રશંકર અને સુભદ્રાએ આ બાબતમાં દખલ કરીને કરેલા કરેલા પાપનું પરિણામ ભોગવ્યું છે. એમાં પણ મહેન્દ્રનો દોષ નથી. શશિકાન્ત એ મહેન્દ્રથી ચંદ્રિકાને થએલો પુત્ર છે, એટલે એ પુત્ર પણ તેમનો જ. મહેન્દ્રે ચંદ્રિકા ઉપર કોઇ પણ જાતનો બળાત્કાર કર્યો નથી અને તેથી મહેન્દ્ર કોઇ પણ અપરાધને પાત્ર નથી. છેલ્લે હું જણાવીશ કે જો મહેન્દ્રને સમાજ વિષે ન્યાય જોઇતો હોય તો એ પોતે કેસ માંડે. કારણ કે મહેન્દ્ર અને ચંદ્રિકાના લગ્નની બાબતમાં સમાજને એક શબ્દ પણ ઉચ્ચારવાનો હક્ક નથી, છતાં સમાજે ઘણી દખલ કરી છે અને મહેન્દ્ર અને ચંદ્રિકાની આબરૂને હાનિ પહોંચાડી છે."

ન્યાયાધીશનો ફેંસલો પૂરો થયો. સર્વે વિખરાઇ ગયા.

મહેન્દ્ર અને ચંદ્રિકાનાં પુનર્લગ્નને કાયદાએ આજે મંજુરી આપી. આ સાલજ મહેન્દ્રે 'સ્નેહકુંજ' આવાસ બંધાવી રાખ્યો હતો. વળી તેણે પોતાના ઉપર મંડાએલા કેસ ઉપરથી નિર્ણય કર્યો હતો કે કાયદેસર ચંદ્રિકાના પુનર્લગ્નનો સ્વીકાર થાય ત્યાર પછીજ ત્યાં રહેઠાણ કરવું. ફેંસલો મહેન્દ્ર તરફ મળતાં તરતજ 'સ્નેહકુંજ' આવાસમાં સરસામાન આવી ગયો. આસોપાલવના તોરણથી તેમજ રંગબેરંગી ધજાપતાકાઓથી 'સ્નેહકુંજ' આજે શણગારાયો હતો. આ પ્રમાણે ફેંસલો આવ્યા પછીની રાત્રીએ ચંદ્રિકા, મહેન્દ્ર અને શશિકાન્ત ત્યાં રહેવા ગયાં. અને હું ત્યાં ફરવા ગયો ત્યારે પુનર્લગ્નના પહેલા પ્રભાતનાં મંડાણ એ સ્નેહની છોળો ઉછાળતા 'સ્નેહકુંજ' આવાસમાં મંડાયાં હતાં.

૩૪, એફ. સી. હોસ્ટેલ્સ, પુના ૪ મોહનભાઇ ઉમેદભાઇ પટેલ

# પાટીદાર કેળવણી મંડળ શા માટે?

**પાટીદાર** કોમને હેરાન કરનાર કેટલાક સર્વસામાન્ય પ્રશ્નોનો વિચાર કરી તેના ઉપાય શોધવા પ્રયત્ન કરનાર કોઇ મધ્યસ્થ સંસ્થા નથી. પરિણામે એક યા બીજે પ્રસંગે આ કોમના લગભગ તમામ માણસો સામાજિક તથા બીજા પ્રસંગોએ આર્થિક તેમજ બીજી રીતે ઘણી મુશ્કેલીઓ જુવે છે. સામાજિક બાબતોમાં દરેક પોતપોતાને ફાવે તેવાં ખર્ચ કરે છે. કોઇ પણ જાતના બંધારણ કે મર્યાદા વિના જીવનવ્યવહાર ચલાવવાની આ રીત અટકાવવા નાતના વિચારશીલ અને પ્રતિષ્ઠિત માણસો કોઇ પણ પ્રયત્ન નહિ કરે તો વખત જતાં બધાને સહન કરવું પડે એવો વખત આવવાનો છેજ.

સામાજિક બાબતોમાં અમુક નક્કી થએલાં ધોરણોએ બધા વર્તે તે માટે જરૂરી પ્રયત્નો કરે એવી સંસ્થા તો થાય ત્યારે ખરી. પરંતુ કેળવણીની બાબતમાં વ્યવસ્થિત મંડળને અભાવે નાતને થતા નુકશાનનો ખ્યાલ રાખી અહીં વડોદરામાં 'શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' કાઢવામાં આવ્યું છે. તેને બનતી મદદ કરી સારી રીતે ખિલવવામાં બધા ભાઇઓ સહાયતા કરશે તો એ દ્વારા આ કોમનું ઘણું હિત થશે એમ લાગે છે.

કેળવણીની આ બાબતમાં આ જાતનું કોમી ધોરણવાળું મંડળ કાઢવાની જરૂરીઆત બાબત કેટલાક વિચારશીલ ભાઇઓ પણ શંકા બતાવે છે. આ મંડળે વડોદરા શહેરમાં શરૂ કરેલા છાત્રાલયની જરૂરિયાત બાબત પણ ઘણા જણે શંકાઓ ઉઠાવી છે. એટલે આ ક્ષેત્રમાં કેટલું કામ થવાની જરૂર છે તે બતાવવાનો આ પ્રયત્ન છે.

**કેળવણી મંડળ:** ઘણા ભાઇઓ કેળવણીને માટે આવું મંડળ કાઢવાનું બીનજરૂરી માને છે, કારણ કે તેમના મત મુજબ આપણી નાતમાં કેળવણી વધારવાના પ્રયત્ન કરવાની જરૂર નથી. આ માન્યતા પાછળ આધુનિક કેળવણી પ્રત્યે કેટલેક સ્થળે ઊભો થએલો અણગમો રહેલો છે. ચાલુ પ્રથામાં ફેરફાર કરવાનું જરૂરી છે એ બધા કેળવણીકારો સ્વીકારે છે. પરંતુ ફેરફાર કરવાને કામે તેમજ કરેલા ફેરફાર મુજબ નક્કી થએલી કેળવણીના પ્રચાર માટે પણ આવા મંડળનું અસ્તિત્વ ઘણું મદદરૂપ નીવડે એમ છે એ તે ભૂલી જાય છે. કેળવણીની પ્રથામાં તો ફેરફાર થવાનો હશે ત્યારે થશે, પરંતુ જે પ્રથા હોય તે પ્રથા મુજબ કેળવણી આપવામાં કોઇ મધ્યસ્થ સંસ્થાને અભાવે નાતને થતું નુકસાન અટકાવવા આવા મંડળની બહુ આવશ્યકતા છે તે

આપણી કોમના પ્રખર કેળવણીકાર સ્વર્ગસ્થ મોતીભાઇ અમીન જેવાએ પણ સ્વીકારી હતી. કારણ કે તેમની પાસે એવા કેટલાય પાટીદાર કોમના વિદ્યાર્થીઓ મદદ માટે આવતા કે જેમને પૂરતી આર્થિક મદદ મળે તો આગળ આવી શકે એવી શક્તિઓ ધરાવતા હોય. આવા વિદ્યાર્થીઓમાંથી જૈન, ભાટીઆ કે વાણીઆ કોમના હોય તો તેમને મદદ કરે એવી સંસ્થાઓમાં જવાની તે ભલામણ કરી દેતા, પરંતુ તે પાટીદાર હોય તો તેને મદદ કરવામાં તેમને બહુ અડચણ પડતી હતી. હવે તો થોડી ઘણી મદદ કરી શકે તેવા તે પણ ગયા છે, એટલે આ કોમના લાયક પણ ગરીબ વિદ્યાર્થીઓને થોડી ઘણી મદદ મળવાનું સ્થળ હતું તે ગયું છે. આ સંજોગોમાં પાટીદાર કોમના ભાઇઓ સારા પ્રમાણમાં આ મંડળને ખિલવવા મદદ કરશે તો ઘણા ગરીબ વિદ્યાર્થીઓને તેમની શક્તિઓનો ઉપયોગ કરી અભ્યાસમાં આગળ વધવાની તક મળશે.

**પાટીદાર છાત્રાલય:** આ મંડળે પોતાની પહેલી પ્રવૃત્તિ તરીકે વડોદરા શહેરમાં 'પાટીદાર છાત્રાલય' કાઢયું છે. કારણ કે આ શહેરમાં કેળવણીની અનેક પ્રકારની સંસ્થાઓ હોવાથી કદાચ સૌથી મોટા પ્રમાણમાં આપણી નાતના છોકરાઓ અભ્યાસ કરવા આવે છે. મોટી ઉમરના કોલેજના વિદ્યાર્થીઓ (જે પોતાની વ્યવસ્થા કરી શકે એવા હોય છે તેમને) માટે આ શહેરમાં છાત્રાલયની વ્યવસ્થા છે, પરંતુ નાની ઉમરના હાઇસ્કૂલના તેમજ કલાભવન જેવી સંસ્થાના વિદ્યાર્થીઓ માટે આવી કોઇ વ્યવસ્થા નથી. એને લીધે આ કોમના લગભગ બસો ત્રણસો વિદ્યાર્થીઓ અહીં રહેવા જમવાની ખાનગી વ્યવસ્થા કરી જેમ તેમ રહે છે. નાની ઉમરના વિદ્યાર્થીઓ આ રીતે રહેતા હોવાથી કેટલાય જણ કંઇ પણ માર્ગદર્શન વિના અને પૂરતી દેખરેખ વગર અયોગ્ય સોબતમાં પડી પોતાનાં માબાપના પૈસા બગાડે છે, ઘણા વિદ્યાર્થીઓ પોતાની તંદુરસ્તી અને કારકિર્દી પણ બગાડે છે. વડોદરામાં કાઢેલા આ છાત્રાલયનો ચાલુ સાલે લગભગ પચાસ વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. આપણા વિદ્યાર્થીઓ સંકુચિત મનોદશાવાળા ન થઇ જાય તે માટે આ છાત્રાલયમાં પચીસ ટકા સુધી બીજી કોમના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે.

આવી રીતની વ્યવસ્થિત સંસ્થામાં દાખલ થતા વિદ્યાર્થીઓમાંથી પણ લગભગ પચીસ ટકા જેટલા વિદ્યાર્થીઓ દેખરેખ હોવા છતાં પણ ઘેરથી આણેલાં નાણાં સિનેમા, સાઇકલ અને હોટેલોમાં બગાડતા માલુમ પડ્યા છે. નાણાંની ભીડને લીધે હાલ આ સંસ્થામાં બહુ કડક શિસ્ત રાખવા જતાં

કેટલાક વિદ્યાર્થીઓ તેમનાં માબાપને ખરૂંખોટું સમજાવી છૂટા થાય છે. યોગ્ય મકાનની સગવડને અભાવે પણ છાત્રાલયમાં જરૂરી નિયમન રાખવામાં અડચણ પડે છે. ટૂંકમાં, નાણાંને અભાવે આ સંસ્થા આપણા વિદ્યાર્થીઓને હાથે થતો નાણાંનો તેમ જ તેમની શક્તિઓનો દુરુપયોગ અટકાવવા સમર્થ થશે નહિ એમ એક વર્ષના અનુભવથી સમજાયું છે.

અત્યાર સુધીમાં આ મંડળમાં લગભગ સિત્તેર સભાસદો થયા છે. તેમના તરફથી લગભગ રૂ. ૪૫૦૦ની મદદ મળી છે; પરંતુ છાત્રાલયને માટે યોગ્ય સગવડવાળાં મકાન થવાં ખાસ આવશ્યક છે અને તે માટે ઘણાં નાણાંની જરૂર છે. છાત્રાલય સિવાય ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને આર્થિક મદદ કરવા ઘણાં નાણાંની જરૂર છે.

અહીં વડોદરામાં ખડાયતા, લુહાણા, વગેરે ઘણી કોમો તરફથી છાત્રાલયો ચાલે છે. તેમાં સો સો વિદ્યાર્થીઓ રહે છે. આ રીતે તે કોમો પોતાનાં બાળકોને યોગ્ય દેખરેખ નીચે કેળવણી આપી સારી પ્રગતિ કરી રહી છે અને સારા શહેરીઓ તૈયાર કરવા પ્રયત્ન કરે છે. પાટીદાર કોમ પોતાના વિદ્યાર્થીઓને યોગ્ય રીતે ઘડવા પ્રયત્ન નહિ કરે તો તે પોતાનેજ નુકસાન કરે છે, એટલુંજ નહિ પણ પોતાની કોમ તરફથી તૈયાર થતા ભવિષ્યના નાગરિકોને (આજના વિદ્યાર્થીઓને:) યોગ્ય રીતે ઘડવામાં બેદરકાર રહી આખા દેશને પણ નુકસાન કરે છે, એ અટકાવવા આ સંસ્થા બનતો પ્રયત્ન કરવા ધારે છે. એને મદદ કરવામાં સૌનું હિત છે.

કેટલાક ભાઈઓ કહે છે: "અમારા ગામમાં હાઈસ્કૂલ છે, એટલે અમારા ત્યાંનો કોઈ વિદ્યાર્થી તમારી સંસ્થાનો લાભ લેવાનો નથી." આ ભાઈઓ જાણે છે કે હાઈસ્કૂલોવાળાં મોટાં ગામના પણ ઘણા વિદ્યાર્થીઓ આ શહેરની હાઈસ્કૂલોમાં ભણવા આવે છે. વળી 'છાત્રાલય' એ એકજ આ સંસ્થાની પ્રવૃત્તિ નથી. બીજી ઘણી પ્રવૃત્તિઓ શરૂ કરવાના ઉદ્દેશથી આ મંડળ સ્થપાયું છે. તે ઉપરાંત આજે જેમને પોતાના દીકરાને કેળવણી આપવા માટે બીજી વ્યવસ્થા કરવાનું શક્ય છે તે પોતાની તરફજ ન જુએ તે ઇષ્ટ છે. શરીરનું એક અંગ કહોવાતું હોય તો બીજાં અંગ તે અંગનો સડો પોતાને લાગતા સુધી બેપરવાઈથી બેસી ન રહી શકે. એજ રીતે આપણી કોમના લગભગ બસો ત્રણસો વિદ્યાર્થીઓ યોગ્ય વ્યવસ્થાને અભાવે નાણાં, તેમજ શારીરિક અને માનસિક તંદુરસ્તી બગાડતા હોય ત્યારે બીજા બેસી નજ રહી શકે એ દેખીતું છે; અને છતાં બેસીજ રહેશે તો સામાજિક રીતે બધા ય સંકળાએલા

હોવાથી મોડા વહેલા આ બેદરકારીથી ઊભો થએલો સડો બધાને લાગુ પડશે જ એ ચોક્કસ છે.

સામાજિક રીતરિવાજોમાં સુધારાવધારા કરવા માટે આવું કોઇ મંડળ કાઢવા માટેની જરૂરી આવડત હજુ આપણામાં આવી નથી, એટલે સામાજિક બાબતોમાં અનેક રીતે આપણે બધા હેરાન થઇએ છીએ જ. પણ કેળવણીની પ્રગતિ કરવાના સહેલા અને જે બાબતમાં બહુ ઓછો મતભેદ થવા સંભવ છે તેવા કામને માટે પણ આપણે એક વ્યવસ્થિત મંડળ ઊભું કરી ચલાવી ન શકીએ તે બહુ શોભાસ્પદ નથી. ઘણા જ ઓછા મતભેદ ઊભા થાય એવા ઉદ્દેશની આવી કોઇ મધ્યસ્થ સંસ્થા સફળ રીતે ચલાવવા આપણે ભેગા થઇ શકીશું તો ભેગા થતાં ટેવાયા પછી આપણને બધાને પજવતા અનેક સામાજિક પ્રશ્નોના વિચાર અને ફેંસલ કરવાનું આપણને આવડશે. આજે તો ફક્ત આપણી સામાન્ય મુશ્કેલીઓનો વિચાર કરવા પણ ભેગા મળવાની આપણી અશક્તિ દૂર કરવાની વાત છે. 'કેળવણીની પ્રગતિ કરવી' એવો સર્વમાન્ય ઉદ્દેશ છે. અને છતાં આપણે આવા સર્વમાન્ય ઉદ્દેશને કારણે પણ આવી સંસ્થાને નામે એકઠા મળી વિચાર કરવાની ના પાડીશું તો આ નાતનું ભાવિ સારૂં નથી એમ જ લાગે છે.

આપણી નાતમાં પૈસા અને પ્રતિષ્ઠા કમાઇ આજીવિકા મેળવવાની ગડમથલમાંથી પરવારી બેઠેલા એવા ઘણા સુખી સજ્જનો છે. આવા ભાઈઓમાંથી થોડાક જ જણ પોતાનાં જ્ઞાન, અનુભવ અને સંપત્તિનો થોડો ઉપયોગ જ્ઞાતિહિતની આ પ્રવૃત્તિને મદદમાં કરે તો ઘણું કામ થઇ શકે એમ છે. હાલ સાઠ સિત્તેર કરતાં વધુ વયે પહોંચેલા શ્રી. તુળશીભાઇ અમીન તથા શ્રી. ભાઇલાલભાઇ અમીન આ સંસ્થાને માટે ઘણા ખંતથી બનતી મદદ કરી રહ્યા છે અને શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ જેવા લોકસેવક બહુ કામ હોવા છતાં આ સંસ્થાને પગભર કરવા બનતો પ્રયત્ન કરે છે. એમનો દાખલો લેઇ બધાય સાધનસંપન્ન અને શક્તિશાળી ભાઇઓને ઘણી શક્યતાઓ વાળી આ સંસ્થાને બનતી મદદ કરવા તત્પર રહેવા વિનંતિ કરી વિરમીશ.

વડોદરા,
તા. ૩૦:૩:'૪૦ } ચિમનભાઇ મૂ. અમી

—*—

# સડતો સમાજ

આજ સમાજનાં તમામ અંગો અને ઉપાંગો સડી ગયાં છે. આજે સમાજના પાયા અસ્થિર થઇ હાલી ઊઠયા છે. જે હિન્દુ સમાજ પ્રાચીન કાળમાં કીર્તિને શિખરે વિરાજતો હતો તેજ હિન્દુ સમાજ આજે કીર્તિ, લક્ષ્મી, સ્વાતંત્ર્ય, વગેરેથી પદભ્રષ્ટ બની અધઃપાતના મહાગર્તમાં જાણે અજાણ્યે પણ ઘણાજ વેગથી ઘસડાઇ રહ્યો છે. સમસ્ત દુનિયાને જે હિંદુસ્થાને સંસ્કૃતિનું ભાન કરાવ્યું હતું, તેજ હિંદુસ્થાનને—તેજ હિન્દુ સમાજને આજે સંસ્કૃતિની, સ્વાધીનતાની બીજા પાસે ભીખ માગવી પડે છે! જ્યાં સંસ્કૃતિનો સૂર્ય સોળે કળાએ પ્રકાશી રહ્યો હતો ત્યાં આજે કંગાલિયત, દુઃખ, અસંસ્કારિતાનું ઘોર સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે. એ પણ સમય હતો, જ્યારે દુનિયાના તમામ દેશો હિન્દ પાસેથી પ્રકાશની, સંસ્કૃતિની આશા રાખતા હતા. આજે આ પણ સમય છે, જ્યારે આર્યસંતાનોને નસીબે કંગાલિયતની ને ગુલામીની અસહ્ય યાતનાઓ લખાણી છે. આજે ભારતમાતાનાં કરોડો સંતાનો ખોરાક માટે ટળવળી રહ્યાં છે. આજે ભારતમાતા પાસે પોતાના શરીરને ઢાંકવા પૂરતું વસ્ત્ર પણ નથી. તેની કંગાલિયતનો લાભ ઉઠાવી બીજાઓ આજે તેનું શરીર ચૂંથી રહ્યા છે. કોણ ચૂંથી રહ્યા છે તે તો સુવિદિતજ છે. કોઇ જાગશો? માતાના રક્ષણ માટે કોઇ કુરબાની આપશો? આજે ધર્મ પ્રમાણે વર્તન કરનારા મારા આ દેશમાં ત્રણ કરોડ માણસ અન્ન અને વસ્ત્ર વિના મરી રહ્યાં છે. લાખો બેકારો બેકારીની ભીષણ ચક્કીમાં પિસાઇ રહ્યાં છે. આજે મારા ભારતવર્ષમાં કંગાલિયતનું ઘોર તાંડવનૃત્ય ચાલી રહ્યું છે. દેશબંધુઓને ચૂસતી કંગાલિયતની ભયંકર રાક્ષસી અટ્ટહાસ્યનો પડઘો ચારે કોર સારાયે દેશમાં પડી રહ્યો છે. આંખ ઉઘાડશો? આ દૃશ્ય જોવાનું કદાચ તમને નહિ ગમે. છતાં આ દૃશ્યનું જ્યાં ઘોર સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે ત્યાં વસી આ દૃશ્યને ટાળી નહિ શકાય. ઇચ્છા ન હોવા છતાં પણ એ દૃશ્ય નજરે પડવાનું જ. સમાજ, ધર્મ અને અર્થ એ સમાજરચનાનાં ત્રણે મુખ્ય અંગો આજે વિષમ થઇ ગયાં છે. સામાજિક બાબતોમાં અસ્પૃશ્યતા અને વૈધવ્ય (તેમજ વૈધવ્યને અંગે પોષણ મેળવતું વેશ્યા સમાજનું એક કલંકરૂપ અંગ) એ પ્રશ્નો સમાજમાં આજે ઘણા અગત્યના થઇ પડયા છે. અસ્પૃશ્યતા એ ધર્મ નથી. એ તો ધર્મના નામ ઉપર મોટામાં મોટું કલંક છે. અસ્પૃશ્યતાને ધર્મ મનાવનાર એ કોઇ દાનવ હશે. ધર્મને નામે મનાતા એ સ્પષ્ટ અધર્મનો નાશ કરવામાંજ શ્રેય છે, અને એ નાશ અનિવાર્ય છે. અસ્પૃશ્યતાને ધર્મ તરીકે એક પણ ધર્મશાસ્ત્ર નજ

સ્વીકારી શકે. એક એવું ધર્મશાસ્ત્ર નથી, જેણે અસ્પૃશ્યતાનો ધર્મ તરીકે સ્વીકાર કર્યો હોય. છતાં આજે ધર્મને નામે અસ્પૃશ્યતાનું કલંક સમાજને શિરે લગાડી સારી દુનિયામાં હિન્દુ સમાજના સ્થાનને નીચું કરનાર કોણ? એ કામ કોઇ પાષાણહૃદય શયતાનનુંજ હશે.

ભલે વિચાર કરો, ઇશ્વરે સર્જેલાં તમામ મનુષ્યો સરખાં છે. પણ આજે ધર્મને નામે સમાજમાં જે જ્ઞાતિભેદો ઊભા થયા છે, જેનાથી મનુષ્ય પ્રતિ તિરસ્કાર, દ્વેષ અને વૈરની લાગણીઓ ચારે તરફ વિસ્તૃત બની છે, તેને ધર્મ કોણ કહી શકે? જ્ઞાતિભેદો ઇશ્વરે ઉત્પન્ન કર્યાજ નથી. ઇશ્વરને જ્ઞાતિભેદો ઉત્પન્ન કરવા હોત તો બ્રાહ્મણને કલગીતું, ક્ષત્રિયને શિંગડાતું, વૈશ્યને મોટા કાનનું અને શૂદ્રને પૂછડીતું કે એવાં બીજાં સૂચક નિશાન તે અવશ્ય આપતજ. કારણ કે તેને ભેદ દેખાડવો હોય છે એવાં માણસ, પશુ, વનસ્પતિ, વગેરે તમામ સર્જનના આકાર જુદા સર્જ્યા છે. મનુષ્ય કરતાં તેના સર્જનહારમાં બુદ્ધિ વિશેષ છે. ત્યારે જ્ઞાતિભેદો એ ઇશ્વરદત્ત નથી, પણ સ્વાર્થબાજી ઉપર રચાએલ ધર્મને અધોગતિ તરફ લઇ જનાર અને ખુદ પરમેશ્વરનો પણ તિરસ્કાર કરનાર એક સડો છે. જો હિંદુ સમાજમાં આટલા અસંખ્ય જ્ઞાતિભેદો ન હોત તો આજે હિંદુ સમાજનું સ્થાન ઇતિહાસમાં જુદાજ પ્રકારનું હોત. એક મનુષ્યનો તિરસ્કાર કરવાનો બીજા મનુષ્યને અધિકારજ નથી. તેમ છતાં તેવો હક આપમેળે લેઇ જે મનુષ્ય તેનો ઉપભોગ કરે છે તે ઇશ્વરનો વિરોધ કરી રહ્યો છે, ઇશ્વરના પવિત્ર ફરમાનનો ભંગ કરી રહ્યો છે અને એ ભંગ કરતાં તે પોતેજ કાળની ભીષણ ચક્કીમાં પિસાઇ જવાનો છે. ધર્મ એટલે એકબીજા પ્રત્યે હૃદયનો પ્રેમ અને એકતા, નહિ કે તિરસ્કાર.

અસ્પૃશ્યોને માટે કેટલાક મૂર્ખતાભરી દલીલો રજુ કરે છે: તેઓ ગંદાં કામ કરે છે, તેઓ વ્યસની છે, તેઓ અભક્ષ્યભક્ષી છે, વગેરે. તો હું પૂછું છું કે બાળકોનાં મળમૂત્ર તેમની માતાઓ સાફ નથી કરતી? દર્દીની સારવાર વખતે તેનું મેલું સાફ નથી કરવું પડતું? અહીં તો તેથીયે બુરી અપંગાવસ્થા છે: એક માણસ પોતે ગંદકી કરી તેને સાફ કરવાનું બીજાને માથે નાખે, તેના જેવી અપંગાવસ્થા બીજી કઇ હોઇ શકે? અને પાછું તે ગંદકીને બીજો માણસ ગંદકી કરનારની અપંગાવસ્થાની દયા ખાઇ સાફ કરે ત્યારે તે અસ્પૃશ્ય થઇ જાય! આના જેવી વિશેષ અધમતા બીજી કઇ હોઇ શકે? ધર્મમાં કહ્યું છે કે ઉપકારનો તો શું, અપકારનોય બદલો ઉપકારથી વાળવો, પણ તેને બદલે આ તો ઉપકાર કરનારને અસ્પૃશ્ય ગણવામાં આવે છે. આના જેવી હલકટતા બીજી કઇ હોઇ

શકે? કૂતરાં, બિલાડાં, વગેરે ગંદાં પશુપ્રાણીઓને અડકતાં અભડાઇ જવાતું નથી, પણ સેવા કરનારને અડકતાં અભડાઇ જવાય છે!

આ અસ્પૃશ્યો વ્યસની છે એવી દલીલ કેટલાક કરે છે. વડોદરા શહેરનાં દારૂનાં પીઠાંમાં હજારો ઊંચ વર્ણના લોકોને દારૂ પીને પોતાના મનુષ્યત્વને દફનાવતાં મેં મારી સગી આંખે જોયા છે. વડોદરાની મટનની દુકાનોમાં હજારો ઊંચ વર્ણના લોકોને મટન અને મચ્છીનો ઉપયોગ કરતાં જોયા છે. આનો ઉપયોગ કરનાર અસ્પૃશ્ય ન ગણાય અને પેલા બિચારા અસ્પૃશ્ય ગણાય! જો વ્યસન અને અભક્ષ્યભક્ષણનું કારણ સમાજ અસ્પૃશ્યો સામે રજુ કરી શકે, તો ફક્ત ધર્મ અને ન્યાય ખાતર પણ ઉપરના લોકો સામે પણ તે કારણને આધારે તેમને અસ્પૃશ્ય ગણવાની તજવીજ થવી જ જોઇએ. પણ ઊંચ ગણાતા વર્ણોએ તો ભગવાન પણ ઇજારે લીધો છે. કારણ કે તેમને પ્રપંચ કરવાના ઘણા હોય એટલે ક્ષમા માગવા માટે ભગવાનની જરૂર પડે ને?

હિન્દુ સમાજમાં ધર્મના આજે એટલા પ્રકાર ચાલી ગયા છે કે કદાચ હિંદુસ્થાનમાં માણસોની તેટલી સંખ્યા પણ નહિ હોય! અને જાણે ધર્મનો રોગચાળો ફાટી નીકળ્યો હોય એમ દિવસ ઊગે ને કોઇ ધર્મસ્થાપક મહાત્મા ઊગી જ નીકળે! ધર્મ અને માનવજીવનનો સંબંધ આજે કેવો થઇ ગયો છે તેનો સ્પષ્ટ ખ્યાલ નીચેની ટૂંકી વાર્તા ઉપરથી આવશે:

કોઇ એક ઘણા જ દયાળુ અને પવિત્ર મહાત્મા હતા. તેઓ કોઇની પાસેથી કંઇ પણ લેતા નહિ. છતાં પૈસાદાર લોકો તેમને પૈસા આપી ધર્મ વેચાતો લેવાના નિરર્થક પ્રયત્નો કરતા. આથી તે મહાત્માની ઇચ્છા ન હોવા છતાં તેમની પાસે પૈસા એકઠા થયા. એ મહાત્માએ એક બિલાડી પાળી હતી. દ્રવ્ય નિરુપયોગી લાગ્યાથી મહાત્માએ તેનો યજ્ઞકાર્યમાં વ્યય કરવાનો વિચાર કર્યો. આ વાત શિષ્યો પાસે રજુ કરી. શિષ્યો ખુશ થયા. યજ્ઞકાર્યની તૈયારી થઇ ચૂકી. હવે પેલી બિલાડી મહાત્મા સાથે એટલી હળી ગએલી કે મહાત્માના ખોળામાં જ બેસે. મહાત્માએ વિચાર કર્યો કે યજ્ઞકાર્ય વખતે આ બિલાડી જો અડશે તો તે કાર્ય અપવિત્ર થશે. તેથી તેમણે શિષ્યો પાસે એક સાંકળ મંગાવી, બિલાડીને સાંકળ વડે ખાટલા સાથે બાંધી અને યજ્ઞકાર્ય શરૂ કર્યું. આમ દર વર્ષે યજ્ઞકાર્ય વખતે પ્રથમ બિલાડીને સાંકળ વડે ખાટલા સાથે બાંધવામાં આવતી અને યજ્ઞકાર્ય શરૂ થતું. આમ કેટલાંયે વર્ષ ચાલ્યા પછી તે મહાત્મા અને બિલાડી બંને ગુજરી ગયાં. તેમની ગાદીએ નવા મહાત્મા આવ્યા. તેમણે પણ યજ્ઞનો વિચાર કર્યો અને શિષ્યોને વાત કરી. શિષ્યોએ કહ્યું:

'આપણે યજ્ઞ કરીએ તે પહેલાં એક બિલાડી, એક સાંકળ અને એક ખાટલો જોઇએ. તે વિના યજ્ઞ થાય નહિ. પ્રથમ બિલાડીને સાંકળે બાંધી ખાટલા સાથે બાંધીએ નહિ, તો યજ્ઞકાર્ય સફળ થયું ન કહેવાય.' આવી સ્થિતિ આજે ધર્મની થઇ રહી છે. મતલબ કે ધર્મ આજે ધર્મને સ્થાને નથી, પણ ધર્મનું સ્થાન અંધ પરંપરાએ લેઇને આજે સમાજનો આત્મા ગૂંગળાવી નાખ્યો છે. ધર્મમંદિરોમાં ધર્મને નામે આજે કરોડો રૂપીઆ ખર્ચાય છે, છતાં પરમેશ્વર હજી જેટલો ને તેટલો જ દૂર રહ્યો છે. ધર્મઘેલા લાખો મનુષ્યોમાં આટઆટલી ધાર્મિકતા હોવા છતાં પણ તેમનો પરમેશ્વર દૂરથી પાસે આવવાની હિંમત કરી શકતો નથી. તેનું કારણ? આજે ઉપવાસવ્રતોને દિવસે કંદોઇઓને ત્યાં ધાડ પડે છે. દશ દશ દિવસની તૈયારી છતાં કંદોઇનો માલ અર્ધા દિવસમાં સફાચટ થઇ જાય છે! આજે ધર્મમંદિરોમાં કીડીની માફક માણસો ઉભરાય છે, પણ મને ભય રહે છે કે તેઓ પરમેશ્વરને બદલે બીજા જ કશાનાં દર્શન કરવા આવતા હોય છે. આજે ધર્મને નામે સાઠ લાખ નિષ્ક્રિયતાના અવતાર સમા ખાઉધરા બાવાને બિચારા ખેડૂતોએ અને મજુરોએ પોષવા પડે છે. આવી સડતી દશા આપણા ધર્મની છે. 'ભિક્ષાન્ન દેહિ' કહીને ઊભો રહેનાર માણસ ભિક્ષાન્ન આપનાર માણસ કરતાં વધુ શક્ત અને લઠ્ઠા જેવો હોય છે અને એવા માણસને આપવામાં આપણે ધર્મ સમજીએ છીએ! એ ધર્મ નથી પણ નિષ્ક્રયતા પોષવાનું મહાપાપ છે. આળસને વધારી પતનને વધુ ને વધુ નજદીક ખેંચી લાવવાનું એ એક દુઃખદ કાર્ય છે. આજે પ્રવર્તી રહેલો ધર્મ સાચો ધર્મ કહેવાને કેટલો યોગ્ય છે તે વિચારવાનું વાચકો ઉપર છોડું છું. છતાં ધર્મ એ કાંઇ સંપૂર્ણ નથી, ધર્મ એ માણસનું સર્જન છે. તેમાં ક્ષતિઓ હોવાની જ, કારણ કે મનુષ્ય અપૂર્ણ છે અને અપૂર્ણતામાંથી અપૂર્ણતા જ જન્મી શકે.

હવે આર્થિક પરિસ્થિતિની વાત. આપણા સમાજની આર્થિક પરિસ્થિતિ આજે દુનિયા પ્રગતિમય હોવા છતાં પણ આટલી બધી વિષમ કેમ છે? નવી નવી શોધખોળો અને વધુ ઉત્પાદન હોવા છતાં સમાજમાં કાળજાં કોરતી ભયંકર કંગાલિયત અને બેકારી કેમ રહી છે? એનું ખરું કારણ ફક્ત અર્થની અન્યાયી વહેંચણીમાં જ સમાએલું છે. એક ખેડૂત કે મજૂર આખો દિવસ ટાઢ, તડકો, વરસાદ, વગેરે સહીને મજૂરી કરે છે. આખા દિવસના કાળા, હાડકાંતોડ પરિશ્રમ પછી તેને શું મળે છે? ફક્ત ચાર આના. અને આટલી કમાણીમાં તેનું અને તેનાં બાળબચ્ચાંનું પોષણ થઈ શકે? દિવસના સખ્ત પરિશ્રમને

અંતે પણ એક ટંક માંડ માંડ પૂરું થાય એટલી કમાણી મળે છે. મજૂરીનું આ ધોરણ વ્યાજબી કહી શકાય? શા માટે એક અમલદાર, એક શિક્ષક અને એક મજૂર, દરેકને સરખુંજ વેતન ન આપવું? જેટલે અંશે અમલદાર કે શિક્ષક સમાજને ઉપયોગી છે તેટલે કે તેથી વધુ અંશે મજૂર ઉપયોગી છે. હવે એક મૂડીવાદી ટાઢ, તડકો કે વરસાદની કાંઇ પણ આપત્તિ સહ્યા વિના, શરીરને કાંઇ પણ શ્રમ આપ્યા વિના, એક મજૂરની આખા વર્ષની મહેનત જેટલું ફક્ત એકજ કલાકમાં પ્રાપ્ત કરે છે! આ શું ન્યાયયુક્ત છે? એક માણસ કાળી મજૂરીને અંતે જેટલું મેળવી શકે તેના કરતાં હજાર ગણી અર્થપ્રાપ્તિ મજૂરી કર્યા વિના થાય, એને ન્યાયયુક્ત કેવી રીતે કહી શકાય? એ ધોળા દિવસની લૂંટ નહિ તો બીજું શું?

અને આ વિનાશ્રમની મૂડીનો વ્યય વિલાસવૃત્તિ પોષવાનાં સાધનોમાં થાય છે. આનો છંદ, આ મૂડીવાદની ભયંકર શયતાનિયતનો છંદ બિચારા ગરીબ ખેડૂત અને મજૂરોને પણ લાગે છે. અને તેને પ્રતાપે તેમની સ્થિતિ વધુ ને વધુ વિષમ બને છે. હોટેલો, મદ્યગૃહો, નાટ્યગૃહો, સિનેમાગૃહો અને વેશ્યાના અડ્ડાઓ જેવાં વિલાસવૃત્તિને પોષવાનાં સાધનો હિંદમાં આજે એટલાં વધ્યાં છે અને વધે છે કે કદાચ તેમાં દેશની રહીસહી લક્ષ્મી પણ વેડફાઇ જાય! આ નાટ્યગૃહો અને સિનેમાગૃહો પ્રજાનું દ્રવ્ય લૂંટી પ્રજાને શું આપે છે? ફક્ત પ્રેમલાપ્રેમલીની વાર્તાના ચેનચાળા અને અવનતિ તરફ સરળતાથી લપસણા રસ્તા. હોટેલો પણ એજ કાર્ય કરે છે. પ્રજામાં ચેપી રોગ ફેલાવનારાં સાધનોમાં હોટેલો એ એક મુખ્ય સાધન છે. હિંદની અત્યારની પરિસ્થિતિ જોતાં આ સર્વનો પ્રથમ તકેજ જેમ બને તેમ નાશ થવો જોઇએ છે.

આપણી શિક્ષણપ્રણાલી પણ આપણને અપંગ બનાવે છે. લાખો શિક્ષિતો યુનિવર્સિટીના બીબાંમાંથી, છાપખાનામાંથી જેમ છાપાં બહાર પડે છે તેમ, બહાર પડે છે. અને તેમાંથી બહાર પડ્યા પછી દરેકને એ પ્રશ્ન ઊઠે છે: 'હવે શું કરવું?' અને તે પ્રશ્નનું યોગ્ય નિરાકરણ થતું નહિ હોવાથી તે બેકારીના ભયંકર ચક્રીમાં પિસાઇને પોતાનું અર્ધું આયુષ્ય ગુમાવી દે છે. એ સડો આજે પ્રજાજીવનનો આત્મા ગૂંગળાવી રહ્યો છે. આને પ્રથમ તકેજ દૂર કરી પ્રજાજીવનને આમાંથી ઉગારવાની જરૂર છે.

આ સડાઓ દૂર કરવા સમાજરચનાના નિયમોમાં પરિવર્તન કરવાની જરૂર છે. આજે પરિવર્તન સિવાયની એક વસ્તુનું અસ્તિત્વ દુનિયામાં નથી. પરિવર્તન સિવાયનો એકય સમાજ આજે જગતના ઇતિહાસમાં અસ્તિત્વ

ભોગવતો નથી. દિવસનું રાતમાં ને રાતનું દિવસમાં પરિવર્તન થાય છે. યુગોનું પણ પરિવર્તન થાય છે. દુનિયા ક્ષણે ક્ષણે પરિવર્તન પામે છે. જીવનનું મૃત્યુમાં પરિવર્તન થાય છે. દરેક ક્ષણે પરિવર્તનનો જન્મ થાય છે. એવું એક બળ દુનિયામાં અસ્તિત્વ ધરાવતું નથી, જેણે પરિવર્તનના મહાનિયમોનો સામનો કરી પોતાનું અસ્તિત્વ જેવું ને તેવું ટકાવી રાખ્યું હોય. એકે સમાજ પરિવર્તન સિવાયનો જગતમાં કયાંય જડશે નહિ. પરિવર્તનના મહાનિયમોનો સામનો કરી કોઇ ટકી શકયું નથી, કોઇ ટકી શકશે નહિ. જેણે પરિવર્તનના મહાનિયમનો મૂર્ખતાથી સામનો કર્યો છે, તેનું અસ્તિત્વ આકડાના તૂરની જેમ કયાંય છિન્નભિન્ન થઇ ગયું છે, જેના અવશેષ પણ કયાંય જડતા નથી. આજે દેશના માડીજાયા એકે એક યુવકની ફરજ છે, કે સમાજમાંનો આ સડો દૂર કરી સમાજના પુનર્જીવન માટે તૈયાર કરવા કટિબદ્ધ થાય. સમાજમાંનો સડો દૂર કરી તેની નવરચના કરવામાં તેમજ તેનું સ્થાન હતું તેવું ગૌરવવંતું કરવા એકે એક યુવક પોતાની કુરબાની આપીને પણ તેની નવરચના કરવાની પ્રતિજ્ઞા લે અને ભારતમાતાની એ રીતે સેવા કરવા હમેશ કટિબદ્ધ રહે. ભારતમાતાના સ્થાનને સારાયે જગતમાં ગૌરવવંતું કરવા તેને ચરણે આજે પોતાના સર્વસ્વનું બલિદાન આપે એવા, નૈતિક અને શારીરિક બળ ધરાવતા, નવઊર્મિભર્યા નવયુવકોની જરૂર છે. ભારતમાતાનો આદેશ સુણી એકે એક યુવક ઊઠે તોજ આ અધઃપાત તરફ ઘસડાઇ રહેલો હિંદુ સમાજ બચી શકે. અસ્તુ!

મેલ ટ્રેનિંગ કોલેજ, વડોદરા — બદ્રિનારાયણ એમ. પંડ્યા

---

## ગામડામાં ગોળના જથા

દસક્રોઇ તાલુકાનાં ગામોમાં આજે બાર અઢાર કે પચીસ ગામના જથા બાંધેલા હોય છે તે ગોળ કહેવાય છે. આ ગોળના જથામાં કજોડાં બહુ થવા પામે છે, કારણ કે મોટી ઉંમરના છોકરા જ્યારે મળતા નથી ત્યારે છોકરીને નાની ઉંમરના છોકરા સાથે પરણાવી કજોડું કરવું પડે છે, કેમ કે સમાજના રિવાજ મુજબ ના વર્તે તો દંડ ભરવો પડે અગર નાત બહાર રહેવું પડે. સમાજની માન્યતા મુજબ ગોળ બહાર દીકરી અપાય નહિજ. આવા ખોટા રિવાજથી દીકરીઓ હેરાન થાય છે, કારણ કે વરકન્યાને બંધબેસતું આવતું નથી. જેની આર્થિક સ્થિતિ સારી હોય તે ભાઇ તો દંડ ભરી દીકરીને ગોળ

બહાર આપે છે, પણ ગરીબ ભાઇની કોઇ પરવા કરતું જ નથી એટલે તેમને બહુ વેઠવું પડે છે. દીકરાઓ માટે કન્યા બહારથી લાવવાની છૂટ હોય છે, તો દીકરીને બહાર આપવાની છૂટ કેમ હોવી ના જોઇએ? ઘણાખરા ચાંદ વાળા કે સિક્કા વાળા ભાઇ તો અંદરોઅંદર સમજી જાય છે; તેમને જ્યારે દીકરા વધારે પડતા હોય ત્યારે ગરીબ ભાઇનો ભાવ પૂછતા જઇને તેમની દીકરી લેઇ આવે, પણ ગરીબને ત્યાં કોઇ આપવા તો આવજ નહિ; લેઇ જવા તૈયાર હોય, પણ આપવા કોઇ તૈયાર હોતા નથી; કારણકે એથી તેમની આબરૂ જાય! એટલે અંદરોઅંદર સમજીને આર્થિક સ્થિતિવાળા એ ભાઇને બંને બાજુથી રોવરાવી નાખે ત્યારે કંટાળીને ભાઇ એકલા રહી જાય. આવું હાલમાં બહુ બને છે. કદાચ પરાણે પૂરું કરી દંડ ભરીને બહાર કન્યા આપે ત્યારે ગોળના પંચવાળા દંડ લેઇ લાડુ ખાઇને ચાલ્યા જાય છે! આર્થિક સ્થિતિ સારી ના હોય તો કજોડું કરવું પડે છે. આ બધું દુઃખ દીકરીઓને માથે પડે છે.

ત્યારે આપણા યુવકોએ સમાજમાંના આ જૂના રિવાજો કે ગોળ જથા તોડી નાખવા તનતોડ મહેનત ઉઠાવી બેનોને બંધનની બેડીમાંથી મુક્ત કરવી જોઇએ. આ ગોળની બેડી તોડવાનું કામ ગામડાંમાં જે સંઘ ચાલે છે, તેમાંના ભાઇઓએ પણ ભેગા મળીને પ્રયાસ કરવો જોઇએ, જેથી આપણી બેનદીકરી બચી જાય અને સુખી થાય.

આજે નાનાં ગામડાંમાં અભણ અને અજ્ઞાન ભાઇઓને તથા બેનોને સમજાવીને છેતરનાર બ્રાહ્મણો, સાધુઓ કે ભગતો ધર્મગુરુ બની જઇને છેતરે છે. પોતે ટાઢતડકો વેઠવો પડે નહિ, મહેનત કરવી પડે નહિ, તે માટે મહેનતુ છતાં અજ્ઞાન ખેડૂતોને અવળે રસ્તે ચઢાવીને એ લોકો પોતાનું ગુજરાન ચલાવવા પ્રયાસ કરે છે. ભજન કરવાનું, યાત્રા કરવાનું, ગંગાપૂજન કરવાનું, કથા કહેવડાવવાનું વગેરે કરવાનું કહી સમજાવી છેતરીને પૈસાનું પાણી કરાવે છે. ઘણાખરા ભાઇ તો કરજ કરીને એવું કરે છે, એટલે જમીન ઘર પણ વેચવું પડે છે. માટે આપણે ઊંડો વિચાર કરી સમજી લેવું જોઇએ કે આપણો ખરો ધર્મ શો છે. આપણો ખરો ધર્મ તો એજ છે કે 'સત્કર્મ' કરવું. ગાંધીજી બાપુએ કહ્યું છે કે નિયમિત રેંટિયો કાંતવો અને સાદાઇ, સ્વચ્છતા, નમ્રતા, સત્ય અને અહિંસાથી રહેવું તે આપણો ધર્મ છે, નહિ કે બીજા ભાઇઓ પાસેથી વ્યાજ ખાઇ જમીન ઘર પડાવી, જૂઠું બોલી તેમને છેતરી ભિખારી બનાવી દેવા. આમેજ તેમાં ધર્મ નથી. જો કદાચ આપણી આર્થિક

સ્થિતિ સારી હોય તો ગ્રામઉદ્યોગ સ્થાપીએ, નિશાળ બનાવી કેળવણી આપીએ, જ્યાં પાણીની તંગી હોય ત્યાં કૂવો કરી આપીએ તથા પુસ્તકાલય સ્થાપીએ, જેથી શુદ્ધ વિચારો આવે. જ્યાં પૈસા વાપરવાના છે ત્યાં વપરાતા નથી, પણ તેજીમંદીના નંબરોમાં ને સટ્ટાજુગારમાં અને તેવી રીતે એવે બીજે અવળે રસ્તે વાપરીએ છીએ. તેથી કંઇ ધર્મ સચવાતો નથી. ધર્મ તો સત્કર્મ કરવાથીજ સચવાય છે. માટે સારૂં કાર્ય તો નિયમિત કરતા રહેવું, જુઠું બોલવું નહિ, ઊંઘઆળસ રાખવાં નહિ, સાદો ખોરાક લેઇને સ્વચ્છતા જાળવવી, કોઇ પણ જાતનું વ્યસન રાખવું નહિ, નાટક—સીનેમા જોવાં નહિ. આજે તો આપણે ખોટી રીતે દાન કરીએ છીએ. પણ ખરૂં દાન સમજી જાણીને કરવું તો એજ છે કે આપણા કુટુંબની અંદર કોઇ ભાઇબેનની આર્થિક સ્થિતિ નબળી હોય તો તેમને મદદ કરી આપણી સાથે રાખવાં. હિંસા થતી હોય ત્યાં દાન ન આપવું. ભોળા ભાઇઓ, વખત બારીક આવતો જતો હોવાથી કોઇનાથી છેતરાઓ નહિ.

કર્મ કર્યા વગર ફળ મળતું નથી, માટે દેશભક્ત બની ભાઇબેનોની સેવા કરો. ભગત બની ભિખારી ના થાઓ, કોમીવાદ કે અસ્પૃશ્યતા ના રાખો, રેંટિયાપ્રવૃત્તિ ચાલુ કરો, અહિંસા જાળવો, કજિયા કરો નહિ, અનીતિથી કમાવા પ્રયાસ કરો નહિ, જેથી પાછળથી પસ્તાવું પડે નહિ. જ્યારે આપણે કર્મ કરતા થઇ જઇશું ત્યારે સાચું જ્ઞાન થઇ આવશે. માટે ભાઇઓ અને બેનો, કોઇ રીતે ખોટું દાન કરશો નહિ. તેમાં કંઇ જીવની મુક્તિ મળતી નથી. મુક્તિ તો સત્કર્મથીજ મળવાની છે. માટે ધર્મ સાચવવો હોય તો સત્કર્મ કરવું.

નારોલ (દ. દશક્રોઇ) ભલાભાઇ ફકીરભાઇ પટેલ

—*—

## સહશિક્ષણ

**સાચી** કેળવણી સિવાય શારીરિક, માનસિક અને નૈતિક સુયોગ્ય વિકાસ સાધ્ય નથીજ નથી, એમ પરાપૂર્વથી પુરવાર થએલું છે અને તેથીજ એવી કેળવણીની આવશ્યકતા માલમ પડે છે. સ્ત્રીકેળવણીનો ગૂઢ પ્રશ્ન પણ હવે ઠીક ઠીક ઉકેલાવા માંડ્યો છે અને સંસ્કારી કુટુંબોમાં સ્ત્રીકેળવણીનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જતું માલમ પડે છે. સ્ત્રી અને પુરુષના હક્કની સમાનતાની સમજણ હવે કયાં નથી પડી?

પ્રશ્ન સહશિક્ષણનો છે. હજારો વર્ષો પૂર્વે આપણા ઋષિમુનિઓના આશ્રમોમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ અભ્યાસ સાથે કરતાં. તે વખતે કેળવણી આપવા માટે આજની જેમ જુદી જુદી સંસ્થાઓ ન હતી. સાચી કેળવણી મળવાથી તેઓનો શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ થઇ શકતો, એમ તો આપણો ઇતિહાસ પણ સાક્ષી પૂરે છે. વિદ્યાર્થી અને વિદ્યાર્થિની એકજ આશ્રમમાં રહેતાં, સાથેજ અધ્યયન કરતાં અને ભાઇબેનના જેવોજ તેમનો મીઠો સંબંધ જળવાઇ રહેતો. પ્રાચીન શિક્ષણપ્રણાલિકા આ હતી.

એ બાબત ધ્યાનમાં લેતાં તો આપણે કહી શકીએજ કે સહશિક્ષણની પ્રથા તદ્દન વખોડી કાઢવા જેવી નથી. અત્યારે પણ સહશિક્ષણની પ્રથા દિવસે દિવસે વિશેષ પ્રચારમાં આવતી માલમ પડે છે. કેટલીક શાળાઓમાં તેમજ કોલેજોમાં સહશિક્ષણ અપાય છે.

સહશિક્ષણ દ્વારા કેળવણી આપવાનો ખાસ હેતુ હોય તો તે યુવક અને યુવતીને વધુ સંસર્ગમાં લાવવાં. પરસ્પર બંને શંકાની દૃષ્ટિએ જુએ છે, સંકુચિતપણું અનુભવે છે, તેને બદલે નિઃસંકુચિતપણું આવે, પરસ્પર માનભરી લાગણીથી જુએ અને ભાઇબેનના જેવોજ પવિત્ર સ્નેહ સધાય.

પણ આવી જાતનો સંબંધ સાધવા અને તેને વધુ વિસ્તૃત બનાવવા સ્વતંત્રતા જોઇશેજ. સ્વતંત્રતા વગર એ સાધ્ય નહિ થઇ શકે. પણ એટલું તો અવશ્ય ધ્યાનમાં લેવું કે એમને આપવામાં આવતી સ્વતંત્રતામાંથી સ્વચ્છંદતા ન જન્મે, નહિ તો આપણેજ હાથે આપણી ઘોર ખોદવા બરાબર નીવડશે, એમ સહજ પણ અચકાયા વિના કહેવું જોઇએ. એને માટે સબળ પુરાવા તો વાચક ભાઇબેનો વર્તમાનપત્રોના વાચનમાંથી મેળવી શકશે. શાળાઓ સંવનન કરવાના અખાડા ન બને એ જોવું. ભાઇબેનના જેવો પવિત્ર સ્નેહસંબંધ સાચવવા શુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરવું જરૂરી છે અને તે ફરજ શિક્ષકોની છે. શુદ્ધ વાતાવરણ સિવાય શુદ્ધ સહશિક્ષણ શકયજ નથી.

સાહિત્ય પણ માનવજીવનમાં અજબ જેવું પરિવર્તન કરે છે. અને તેથીજ કહેવું પડશે કે પ્રેમલા-પ્રેમલીનું સાહિત્ય આપણને અવળે માર્ગે લેઇ જશે. કેવળ ઇંદ્રિયલોલુપતા, કામલોલુપતા અને કૃત્રિમ પ્રેમને ઉત્તેજિત કરનારા સાહિત્યને બદલે ઉચ્ચ અને શુદ્ધ ચારિત્ર્ય ઘડનારૂં અને નવજીવન પ્રેરનારૂં સાહિત્ય પ્રચારમાં લાવવું જોઇએ. સાહિત્ય તેજ કહી શકાય જે માનવજીવનની ઉચ્ચ લાગણીઓ અને ભાવો વ્યક્ત કરે. માટે સંસ્કારી સાહિત્યને અપનાવીએ અને ભાવિ પ્રજાને સુસંસ્કારથી સુસજ્જ કરીએ.

સહશિક્ષણનો સ્વીકાર કરતા શિક્ષકોએ પણ પોતાની જવાબદારી સમજવી ઘટે. તેમણે જ ભાવિપ્રજામાં સદ્‌ગુણનાં સિંચન સીંચવાનાં છે. શિક્ષણ આપતી કોઇ પણ સંસ્થાના સંચાલકોએ ચારિત્ર્યશીલ જ શિક્ષકોની નીમણૂંક કરવી રહી. ચારિત્ર્યહીન શિક્ષક શિક્ષક નહિ પણ સેતાન છે એમ નક્કી સમજવું. તેના કુસંસ્કારની છાપ ઊગતી પ્રજા ઉપર ન પડે એ લક્ષમાં લેવું. તેઓ અશુદ્ધ વાતાવરણ ઉત્પન્ન કરે છે, શાળાના ભાવિને ઝાંખપ લગાડે છે અને દેશને દેખીતી રીતે અવનત કરે છે. આવા શિક્ષકની નિમણૂંકથી આદર્શ શિક્ષણ પાછળ છુપાએલ શુભ આશય અને સહશિક્ષણનો ઉમદા હેતુ પાર નહિ જ આવે એમ નક્કી સમજવું. અસ્તુ.

અવિધા સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ

---*---

## વિકૃત માનસ

'પ્રજાબંધુ'માં આવતા કોલેજીઅનોના વિકૃત માનસ વિષેના લેખોએ વિદ્યાર્થી-આલમમાં તેમજ સમાજમાં સારા પ્રમાણમાં ખળભળાટ મચાવ્યો હોય તેમ જણાય છે. પરંતુ કોલેજજીવનને અનુલક્ષીને આ બધી દલીલો શા માટે થવી જોઇએ? શું કોલેજના ભવ્ય મકાનમાં દાખલ થતાંજ યુવકયુવતીનું માનસ વિકૃત બની જાય છે? વાસ્તવિક રીતે તેમ નથી. જરાક ઊંડે ઊતરતાં જણાઇ આવશે કે આધુનિક સમાજમાં ઓછાવત્તા પ્રમાણમાં સર્વત્ર બદ્દીઓ પ્રસરી રહેલી છે, એટલે ડાળીઓ પકડવા કરતાં મૂળમાં રહેલા સડા પ્રત્યે ધ્યાન દેવું ઘટે.

વિદ્યાર્થીના માનસનું ઘડતર તેના ગૃહમાંથી જ શરૂ થાય છે. માનવતામાં પગલાં માંડતાં આપણાં બાળકોના તથા આશ્રિતોના ચારિત્ર્યના ઘડતર ઉપર તો ખાસ લક્ષ અપાવું જોઇએ. તે તરફ સમાજનો મોટો ભાગ દુર્લક્ષ કરી રહ્યો છે. લગભગ દરેક કુટુંબ પશ્ચિમના મલિન વાતાવરણની અસર નીચે હોવાથી જ્યાં ત્યાં મોજવિલાસ અને બાળકો પ્રત્યેની બેજવાબદારી જ જોવામાં આવે છે. આવા સંજોગોમાં બાળક આધ્યાત્મિક અને નૈતિક સંસ્કારો શી રીતે પામી શકે? પરિણામે વયમાં આવેલ યુવકયુવતીનાં માનસની વિકૃતિની જવાબદારીમાંથી વડિલો પણ છટકી શકે તેમ નથી. કોલેજજીવન ઉપર જે વેધક પ્રકાશ ફેંકાયો છે તે જોતાં આપણે એમ સ્વીકારી લેવું જ રહ્યું કે શહેરોનાં ગલીચ વાતાવરણથી દૂર દૂર ડુંગરોમાં અને જંગલોમાં દટાએલાં ગામડાંમાં વસતાં અભણ, અબુધ અને જંગલી કહેવાતાં માનવીઓ, જેમને હજુ પણ

પશ્ચિમની ઝેરી હવા અસર કરી શકી નથી, તેઓ રહેણીકરણીમાં તેમજ સંસ્કારમાં આપણાથી કોઇ રીતે ઊતરતાં નથી, બલ્કે વધુ ચઢિયાતાં છે.

'પ્રજાબંધુ'માં જે વિગતો બહાર આવી છે તે સત્યથી વેગળી તો નહિજ હોય, એટલે યુવકયુવતીમાં વધારે દોષિત કોણ, એ પ્રશ્ન જ વિચારવા જેવો નથી. કોમીવાદની જેમ સ્ત્રીપુરુષ વચ્ચેના જાતિભેદને પણ વધારે તીવ્ર સ્વરૂપ અપાયું છે, તે પણ આ અનિષ્ટનું એકાદું કારણ હોઇ શકે. જો આ સ્થિતિ ન ટાળી શકાય તો સહશિક્ષણ સમાજને વિઘાતક નિવડશે. પશ્ચિમનાં આંધળાં અનુકરણ કરવા જતાં આ દાખલામાં આપણે જરૂર વિચારી ચાલવું જોઇએ.

મોટાં શહેરો ઉપરાંત બીજે બધે માધ્યમિક શાળામાં સહશિક્ષણ શરૂ થાય છે. વિકૃત માનસના જે પ્રસંગો કોલેજોમાં જોવામાં આવે છે તેવાજ બલ્કે તેથી પણ વધુ હીણા પ્રસંગો શાળામાં નથી બનતા એવું કોઇ કહી શકે તેમ નથી. શાળાજીવનમાં પોષાઇ રહેલી વિકૃતિઓ કોલેજની અમર્યાદ સ્વતંત્ર હવામાં વધુ ઉગ્ર રૂપે જણાઇ આવે છે. સહશિક્ષણને અંગે માધ્યમિક શાળાના શિક્ષકો ઉપર અતિ ગંભીર જવાબદારી રહેલી છે. યુવકયુવતીનાં કુમળાં માનસને, જાતિભેદ પોષ્યા સિવાય, યોગ્ય દોરવણી અપાતી હોય તો પછી તેમનું કોલેજજીવન અતિશય નિર્મળ ચારિત્ર્યથી દીપી ઊઠે. જન્મથીજ વારસામાં મળેલા સંસ્કારોને ઇષ્ટ દિશામાં વાળી લેવા જોઇએ. પરંતુ આજે ગુરુશિષ્યનો સંબંધ કેવો છે તે તો સર્વ કોઇ જાણે છે. અને આપણા દેશમાં જાણવા છતાં ચારિત્રહીન શિક્ષકોને ઉદારતાથી નિભાવી લેવામાં આવે છે. આવા ચારિત્રહીન ઘડવૈયાઓ આવતી કાલના સમાજના ઘડતરમાં કેવો અને કેટલો ફાળો આપી શકે તેનું અનુમાન કરતા પણ ધ્રુજારી છૂટે. સર સર્વપલ્લીએ કલકત્તાના પોતાના એક ભાષણમાં સચોટ રીતે જણાવેલું કે "વધુ શાળાઓ ખોલવા કરતાં આદર્શ શિક્ષકો રાખીને ઓછી શાળાઓ ચલાવવી તે ઉત્તમ છે. પરંતુ ઓછાં વેતનમાં આદર્શ શિક્ષકો મળવા પણ મુશ્કેલ છે."

શાળાપાઠશાળામાં અપાતી કેળવણીનો પણ અત્યારની વિકૃતિમાં મોટો હિસ્સો છે. આધુનિક કેળવણીની કાયાપલટ થતા સુધી દેશનું યુવકધન વેડફાતું અટકવાનું નથી. આ ભયંકર વિષમતા જાણતા હોવા છતાં કેળવણીનું સુકાન જેમના હાથમાં છે તેવા બડેખાંઓ જે કેળવણી વિદ્યાર્થીની માનવતાને ચૂસી રહી છે તેની ભયાનકતા તરફ ઠંડે કલેજે જોઇ રહ્યા છે. રાજકીય આગેવાનોએ, વિચારકોએ તેમજ પ્રખર શિક્ષણશાસ્ત્રીઓએ આ દિશામાં ધ્યાન આપી પરિસ્થિતિ વધુ બગડતા પહેલાં કાબુમાં લેવી જોઇએ. નહિ તો આવતી કાલે દેશનું ભાવી વધુ અંધકારમય બનશે.

આપણી સામાજિક રહેણીકરણી પણ આ વિકૃતિ માટે કેટલેક અંશે જવાબદાર છે. સમાજશાસ્ત્રીઓએ તથા સમાજની સાક્ષરીમાં માનનાર સર્વ-કોઇએ બાલજગતની સંભાળ રાખવી જોઇએ. દેશનો મોટો ભાગ અભણ અને અજ્ઞાન છે. તેવા વર્ગના યુવાનોના સતત સંસર્ગને લીધે તેમનામાં રહેલા કુસંસ્કારો તથા વ્યસનો વગેરે કોમળ મનના વિદ્યાર્થીઓમાં ફેલાય છે. આ રીતના ઝેરી ચેપથી, આશા આપતા ઘણાય તેજસ્વી વિદ્યાર્થીનાં જીવન માટીમાં મળી ગયાં છે.

શાળાજીવન અથવા કૉલેજજીવન બદીઓથી ભરેલું હોય તો તે પહેલાં તો વિદ્યાર્થીસમાજને ને પછી જનસમાજને માટે શરમજનક છે. જગતમાં સારા-સાર વિચારવાની શક્તિ વાપરીને જીવન જીવવા માટે માનવીને ચારિત્રની ખાસ જરૂર છે. જેનું ચારિત્ર જેટલું ઉચ્ચ કક્ષાનું એટલા પ્રમાણમાં તે માનવતાને વધારે પામે છે, જેનું ચારિત્ર જેટલું હીન કોટીનું તેટલા પ્રમાણમાં તે પાશવતા તરફ સરકતો જાય છે. ત્યારે માનવી તરીકે આપણે જીવન જીવવું હોય તો આપણા ચારિત્ર ઉપર આપણે સતત ચોકીપહેરો રાખવો જોઇએ.

સીરમ્બાન (મલાયા) કુલાભાઇ પુરુષોત્તમ પટેલ

---

## એકલા ચાલો

**યુવકો,** જગતના દ્વાર ઉપર ક્રાન્તિ ટકોરા મારી રહી છે, માત્ર આપણીજ આળસે એને બહાર થોભવું પડયું છે, અને તોય આપણે હજી સૂઇ રહ્યા છીએ? મહાકાળનાં ગેબી ગર્જન અને તવારીખનાં પાનાં પોકારે છે કે આ જમાનો તો યુવકોનો છે, આ સદી નવલોહિયાઓની છે, આ કાળ ક્રાન્તિનો છે.

સમાજને ચોતરફથી ભીંસી નાખતાં, સમાજના હીર નીચોવતાં રૂઢિનાં બંધનો હાલ શિથિલ બન્યાં છે, તોય એ બંધનો આપમેળે તૂટશે નહિ; એને તોડવા આપણે કટિબંધ થવું પડશે, એના ઉપર છીણી મૂકવા આપણે હાથ ઉઠાવવો જ પડશે.

શોષાઇ જતી માનવતાને ઉદ્ધારવા ક્રાન્તિ હાક મારી રહી છે. યુગોથી થતા અન્યાયને ભૂંસી નાખવા યુવકોને એ પોકારી રહી છે. તો ક્યાં સુધી, ઓ યુવકો, હવે ક્યાં સુધી ઊંઘીશું?

પરિસ્થિતિની પારાશીશી આજે પણ ઉગ્ર છે. વર્ષોની જેહાદ પછી પણ સમાજમાં હજી કુરૂઢિઓ શ્વાસોચ્છ્વાસ લેઇ રહી છે, બાળલગ્નના ને વૃદ્ધલગ્નના

વરઘોડા ચઢે છે, કન્યાઓ અને અબળાઓ હજીય કમાણીનું સાધન બની રહી છે, શિક્ષણના પ્રકાશથી ભડકનારા કેટલાય ઘુવડ ઘુરકી રહ્યા છે, પરતંત્રતાના પાશ વીંટળાએલા જ છે. બીજી તરફ જીવનપોષણનો આર્થિક સંગ્રામ ઉગ્ર થતો જાય છે. આ બધા સામે યુવક એકલાજ ખડો છે, એક હાથ અને હજાર મુશીબત વાળો ઘાટ રચાયો છે.

જીવનની એરણ ઉપર સદા ટીપાતો સંજોગનો હથોડો એકજ અવાજ સંભળાવી રહ્યો છે: 'પ્રગતિના આશક, આગે કદમ! મિત્રોનો સાથ ન હોય તો ચિંતા નહિ, મુરબ્બીઓનો વિરોધ હોય તો પરવા નહિ, માર્ગમાં મુશ્કેલીઓના કાંટા બિછાવેલા હોય તો દરકાર નહિ, પીઠ પાછળ કોઇ નથી—ભલે ન હો, વિચાર પાછળ કોઇનો સાથ નથી—ભલે ન હો, અંતરાત્મા કબૂલ કરતો હોય કે આ સત્યનો માર્ગ છે, સુખનો માર્ગ છે, તો એકલો પણ આગળ વધ્યે જા!'

લક્ષ્યસિદ્ધિના માર્ગમાં ગુલાબ નથી, લક્ષ્યપ્રાપ્તિના યજ્ઞમાં યશોગાન નથી. તિરસ્કાર, તોછડાઇ ને એકલવાયાપણું એજ સદાના સાથી છે. જગતના મહાવીરોનો ઇતિહાસ તપાસો. સત્યાગ્રહની વાતો લેઇને આવેલ એક પોરબંદરનો વણિક લોકોને મન ગાંડો હતો, એ ગાંડપણમાંથી જગદ્વંદનીય મહાત્મા પ્રકટ્યા!

આજ યુવકોનો કાર્યમાર્ગ જોકે કપરો છે, જોઇએ તેટલો સ્પષ્ટ નથી, છતાં આ બધી મૂંઝવણોમાંથી માર્ગ કાઢવાનો યુવકોનો નિરધાર છે. માટે આજે એકજ વાત કહેવાની, હિંમતવાન યુવકને એકજ સંદેશો પહોંચાડવાનો, કે સામે ઊભેલા પહાડ જેટલી સામાજિક કુરૂઢિઓમાંથી, આકાશ જેટલા વિસ્તરેલા પારતંત્ર્યમાંથી, શ્વાસોચ્છ્વાસ જેટલી ભરેલી નિરાશાઓમાંથી માર્ગ મેળવી આગળ વધીએ! આપણી પાછળ કોઇનું પીઠબળ છે કે નહિ તેની પરવા વગર આગળ વધીએ. ભલે કોઇ ન હોય, એકલા ચાલો, એકલા આગળ વધીએ.

વડતાલ — મણિલાલ તુલસીદાસ પરેલ

---

## જાણવાજોગ

### ૨૦. ભાદરણના ને ભાદરણ તાલુકાના પાટીદાર વિદ્યાર્થીઓને

ભાદરણના વતની શ્રી. ચિમનભાઇ મોતીભાઇ પરેલ તરફથી ચ. એ. સોસાયટીને રૂા. ૧૫૦૦નું ટ્રસ્ટ ફંડ પોતાના સ્વ. ભાઇ ડૉ. વલ્લભભાઇના સ્મરણાર્થે નીચેની શરતે મળેલું છે:

ચ. એ. સોસાયટીના સ્વયંપાકી આશ્રમમાં વા ચરોતર પ્રદેશની તે

ધોરણે ચાલતી બીજી કોઇ સ્વયંપાકી આશ્રમની સંસ્થામાં રહી ધો. ૪ થા તે ઉપરાન્તના વર્ગમાં સારી રીતે વિદ્યાભ્યાસ કરનાર ઓછા સાધનવાળા પાટીદાર વિદ્યાર્થીને શિષ્યવૃત્તિ આપવામાં આ રકમના વ્યાજનો ઉપયોગ કરવો. આ શિષ્યવૃત્તિ એ વિદ્યાર્થી હાઇસ્કૂલમાં જ્યાં સુધી સંતોષકારક રીતે વિદ્યાભ્યાસ કરે અને સારું વર્તન રાખે ત્યાં સુધી તેજ વિદ્યાર્થીને આગળનાં વર્ષોમાં પણ ચાલુ રાખવી. આ શિષ્યવૃત્તિ આપવામાં ભાદરણના પાટીદાર રહીશને પહેલી, તેને અભાવે ભાદરણ તાલુકાના પાટીદારને બીજી અને તેને અભાવે ચરોતરના કોઇ પણ પાટીદાર વિદ્યાર્થીને ત્રીજી પસંદગી આપવી.

આ શિષ્યવૃત્તિનો લાભ લેવા ભાદરણ ગામના વા ભાદરણ તાલુકાના જે કોઇ ઓછા સાધનવાળા પાટીદાર વિદ્યાર્થીની ઇચ્છા સોસાયટી અંગે ચાલતા સ્વયંપાકી વિદ્યાર્થીઆશ્રમમાં હાથે રસોઇ કરી ભણવાની હોય તેણે પોતાનો હાલનો અભ્યાસ, ક્યાં રહી પોતે હાલ અભ્યાસ કરે છે, છેલ્લી વાર્ષિક પરીક્ષાના ગુણ વગેરે હકીકત જણાવી ૧૯૪૦ના જુન માસની ૧૦મી તારીખ સુધીમાં અરજી કરવી. સ્વયંપાકી આશ્રમમાં રસોઇ ને બીજું કામ જાતે કરવાનું હોવાથી વાર્ષિક રૂા. ૫૨ાની આ શિષ્યવૃત્તિ મેળવનારને ખાધા ખોરાક પેટે કંઇ પણ ખર્ચ થશે નહિ.

## ૨૧. ચરોતરના પાટીદાર વિદ્યાર્થીઓ માટે રૂા. ૧૨૦ની શિષ્યવૃત્તિ

મુંબઇ યુનિવર્સિટીની ચાલુ વર્ષની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉપલે નંબરે આવનાર ચરોતરના કોઇ પણ પાટીદાર વિદ્યાર્થીને કોઇ પણ ધંધાદારી શાળા વા તેને અભાવે કોઇ પણ આર્ટ્સ કોલેજમાં અભ્યાસ કરવા વાર્ષિક રૂા. ૧૨૦ની શિષ્યવૃત્તિ મળે એ હેતુથી પાંચ ટકાવાળી રૂ. ૨૪૦૦ની ગવર્નમેંટ પ્રોમિસરી નોટ્સ નડિયાદના શ્રીયુત હરિભાઇ મથુરભાઇ દેસાઇએ પોતાના સ્વર્ગસ્થ પિતાની યાદગીરી માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીને સોંપેલી છે.

આ શિષ્યવૃત્તિ એક વિદ્યાર્થીને એકથી વધારે વર્ષ મળશે નહિ. દરેક સત્રને અન્તે શિષ્યવૃત્તિ મેળવનાર વિદ્યાર્થીએ પોતાના અભ્યાસ ને ચારિત્ર સંબંધે પોતાના પ્રિન્સિપાલનું પ્રમાણપત્ર મોકલી આપવું જોઇશે. અને તે પછી શિષ્યવૃત્તિનો હપ્તો તેને મળશે. બીજી કોઇ શિષ્યવૃત્તિ જે વિદ્યાર્થીને મળતી હશે તેને આ શિષ્યવૃત્તિ મળશે નહિ.

આ શિષ્યવૃત્તિ મેળવવા ઇચ્છનાર ઉમેદવારે તા. ૩૦:૬:૧૯૪૦ પહેલાં અમને મળે તે પ્રમાણે નીચેની માહિતી સાથે અરજી કરવી: ઉમેદવારનો

મેટ્રિકની પરીક્ષાનો બેઠક નંબર, મેળવેલા ગુણ, પોતે અભ્યાસ કરવા માગતા હોય તે સંસ્થાનું નામ, અને પોતે ચરોતરનો વતની છે તેવું પોતાની શાળાના હેડ માસ્તરનું પ્રમાણપત્ર. મોડી અરજી કરનારનો આ શિષ્યવૃત્તિ ઉપર હક રહેશે નહિ.

[૧. ચરોતરમાં ખેડા જિલ્લાનો, વડોદરા રાજ્યના ભાદરણ અને પેટલાદ તાલુકાનો અને ખંભાત રાજ્યનો સમાવેશ થાય છે.

૨. ધંધાદારી કોલેજ એટલે પાટણ આયુર્વેદિક પાઠશાળા, વડોદરા કલાભવન, અમદાવાદ મેડિકલ સ્કૂલ, વિક્ટોરિયા ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ અને કોલેજ ઓફ કોમર્સ, વગેરે જેવી સંસ્થાઓ.]

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૫-૪-'૪૦ } આશાભાઇ નરસિંહભાઇ પટેલ
મંત્રી, ચ. એ. સોસાયટી

## ૨૨. મેટ્રિકની પરીક્ષામાં બેઠેલા પાંચ ગામના વિદ્યાર્થીઓને

નિયમ પ્રમાણે ચાલુ વર્ષે સ્વર્ગસ્થ મોતીભાઇ જેઠાભાઇ મેમોરિયલ ટ્રસ્ટની સ્કોલર્શિપ માટે મામ ઓડના પાટીદાર વિદ્યાર્થીઓ હરિફાઇ કરી શકશે, અને સામાન્ય હરિફાઇમાં પાંચેય ગામના પાટીદાર વિદ્યાર્થીઓ ભાગ લેઇ શકશે. તો હરિફાઇમાં ભાગ લેનાર વિદ્યાર્થીઓએ તા. ૩૧મી મે ૧૯૪૦ પહેલાં સેક્રેટરીને નીચેને સરનામે અરજીઓ મોકલી આપવી. સામાન્ય હરિફાઇમાં સૌથી વધારે ગુણ મેળવનારને ચાંદીનો કપ આપવામાં આવે છે.

મુ. ઓડ, આણંદ થઇને — આપાભાઇ મોતીભાઇ પટેલ
સેક્રેટરી, એમ. જે. મેમોરિયલ ટ્રસ્ટ

## ૨૩. ડાંગેરના પાકનું પ્રમાણ

દર એકરે પાકતી ડાંગેર રતલ

| | ઇ. સ. ૧૯૦૯-૧૩ | ૧૯૨૧-૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ |
|---|---|---|---|---|
| જાપાન | ૨૧૬૩ | ૨૩૫૦ | ૨૨૫૬ | ૨૫૧૦ |
| યુ. સ્ટેટ્સ | ૯૨૨ | ૧૦૭૬ | ૧૧૨૧ | ૧૧૩૦ |
| જાવા | ૯૩૨ | ૮૮૧ | ૯૮૧ | ૯૭૦ |
| હિંદુસ્થાન | ૯૫૭ | ૮૬૪ | ૮૩૪ | ૮૦૫ |

બીજા દેશોમાં વર્ષપ્રતિદિન ડાંગેરનો પાક વધ્યે જાય છે, ત્યારે હિંદુસ્તાનમાં ઘટ્યેજ જાય છે!

## ૨૪. ૧૯૧૯-૨૦, ૧૯૨૦-૨૧માં સરાશરી દર એકરે પાકેલો પાક રતલમાં

| દેશ | ઘઉં | જવ | મકાઇ | ડાંગર | ચા | સરસવ | Rape-seed | શણ | તમાકુ | કપાસ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રુશિયા | ૧૮૬૧ | ૧૫૫૦ | ... | ... | ... | ... | ... | ... | ... | ... |
| ફ્રાન્સ | ૧૧૮૫ | ૧૦૧૫ | ૮૮૨ | ૫૩૪ | ... | ૪૨૯ | ૧૨૭૪ | ... | ૧૩૯૦ | ... |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૭૭૫ | ૧૦૭૭ | ૧૩૮૪ | ૧૭૫૫ | ... | ૩૩૦ | ... | ... | ૭૮૪ | ૧૫૧ |
| ઇટાલી | ૯૦૦ | ૭૭૫ | ૧૩૫૪ | ૩૫૦૦ | ... | ૪૬૩ | ... | ... | ૮૩૭ | ... |
| કૅનેડા | ૭૪૮ | ૧૦૭૭ | ૩૦૪૬ | ... | ... | ૩૨૧ | ... | ... | ૯૮૦ | ... |
| ઑસ્ટ્રેલિયા | ૭૭૫ | ૮૦૨ | ૧૪૨૫ | ... | ... | ૩૪૭ | ... | ... | ૧૦૦૭ | ... |
| જાપાન | ૧૩૧૮ | ૧૪૯૬ | ૧૪૮૭ | ૩૨૩૨ | ૬૪૦ | ૪૦૧ | ૮૮૨ | ૧૭૧૯ | ૧૪૭૯ | ૩૪૭ |
| ઇજિપ્ત | ૧૪૯૬ | ૧૪૨૫ | ૨૦૧૩ | ૨૬૧૦ | ... | ૧૦૩૩ | ... | ... | ... | ૨૯૬ |
| બ્રિ. હિંદુસ્થાન | ૬૭૭ | ૯૯૪ | ૧૧૬૩ | ૧૩૩૬ | ૫૧૮ | ૨૫૫ | ૩૯૨ | ૧૦૭૭ | ... | ૮૯ |

'The Wealth of India' by Wadia & Joshi એ પુસ્તકમાંથી.

૨૮. જાતે મજૂરી કરનારાઓને, જમનાદાસ ભગવાનદાસ સ્મારક માળા ગ્રંથ–૧: મૂળ લેખક–લિયો ટોલ્સ્ટોય; અનુવાદક–નરહરિ દ્વારકાદાસ પરીખ; પૃ. ૬૩, કિંમત ૦–૩–૦. મહાત્મા ટોલ્સ્ટોય આ નાના નિબંધમાં મજૂરોને ગુલામીની જંજીરોમાંથી છૂટવા માટે સમાજવાદી રાહ એટલે કે મંડળી સ્થાપવા, હડતાલ પાડવી, સરઘસ વગેરે દેખાવ કરવા, પાર્લામેણ્ટ માટે પ્રતિનિધિઓ ચૂંટવા, મારામારી વા બંડ કરવું, વગેરે સાધનો ત્યજી સત્યાગ્રહનું શસ્ત્ર અજમાવવાની સલાહ આપે છે. એટલે કે મજૂરે જમીન તરફ પાછા વળવું એ જ ઇષ્ટ છે. જ્યાં સુધી મજૂરીનાં તમામ સાહિત્યોને સામુદાયિક બનાવવાનું અશક્ય ગણાતું કાર્ય શક્ય ન બને ત્યાં સુધી કારખાનાં કબજે કરવાની રીત વ્યર્થ છે. અને ત્યાં પણ જમીનની ખાનગી માલિકીની પ્રથાના ભાગીદાર ન થવું. કારણ કે આપણે જેને પાપ માનીએ તેની સાથે કોઇ રીતે સહકાર ન કરી શકાય. આવો અસહકાર શક્ય બને એટલે આપોઆપ જમીનદારી નિર્મૂળ થશે. આવા અસહકારની સામુદાયિક સફળતાની શક્યતાના ખુલાસામાં તે જણાવે છે કે પરમાત્માની અથવા અંતરાત્માની ઇચ્છા અનુસાર સાચા દિલથી ચલેલો મનુષ્યનો પ્રયત્ન કદી નિષ્ફળ નહિ જાય અને આવા સારા કામ માટે એક પણ માણસ પૂરતો છે. આ નવી લડતનો પાયો નીતિ અને સમભાવ હોઇ શકે. આવી કલ્યાણની પ્રવૃત્તિ માટે બાહ્ય પરિસ્થિતિને સુધારવાનો પ્રયત્ન કરવા કરતાં આન્તર દૃષ્ટિ વાળો આત્મસુધારો જ ઇષ્ટ અને સલાહભર્યો છે. પુસ્તક સાદી, સરળ ભાષામાં લખાયું છે. મજૂરપ્રવૃત્તિને અથવા કોઇ પણ જુલ્મ-વિનાશક પ્રવૃત્તિને તે માર્ગદર્શક થઇ પડશે. પુસ્તકની આ બીજી આવૃત્તિ છે, તે તેની લોકપ્રિયતાનું પ્રમાણ છે. ઈ.

૨૯. ભારતસેવક ગોખલે: લેખક–જુગતરામ દવે; પૃ. ૨૪+૨૨૮, એક છબિ, કિંમત રૂ. ૧-૮-૦. ન્યાયમૂર્તિ રાનડેના શિષ્ય અને જગદ્વંદનીય મહાત્મા ગાંધીજીના ગુરુ ભારતસેવક ગોખલેનું જીવનચરિત્ર ગુજરાતી ભાષામાં જરૂર આવકારદાયક લેખાય. તેમાંયે જ્યારે તે જુગતરામ જેવા પીઢ સેવક અને સિદ્ધ લેખકને હસ્તે કંઇક અંશે બાળકોને અનલક્ષીને લખાય, ત્યારે તે વધુ રસપ્રદ બને જ. સ્વ. ગોખલેજીનું જીવન ધર્મના અને સત્યના થાંભલા ઉપર રચાએલું છે. તેમના બાળપણના પ્રસંગોથી માંડીને રાજકરણના ડહોળાએલા સમુદ્રમાં પણ તે સત્યને વળગી

સરકારને મારા જેવો શિક્ષક ન રુચતો હોય તો કૉલેજમાંથી રાજીનામું આપવા પણ તૈયાર છું.' એમ જણાવી એમણે ખુલાસો ને રાજીનામું એક જ પરબીડિયામાં બીડી દીધું! અને ત્યારથી એમણે ગુરુદેવ રવીન્દ્રનાથ અને મહાત્મા ગાંધીજીના સંપર્કમાં રહી દરિદ્રનારાયણની સેવાનું વ્રત લીધું. ત્યારથી મોટે ભાગે એ શાન્તિનિકેતનમાંજ રહેવા લાગ્યા. રવીન્દ્રનાથને એમણે ગુરુપદે સ્થાપ્યા, પણ ગાંધીજીને તો મિત્રપદે સ્થાપ્યા અને તેથી એ ગાંધીજીને 'મોહન' અને ગાંધીજી એમને 'ચાર્લી' કહીનેજ બોલાવતા.

## દીનબંધુની દીનદયા

હું શાન્તિનિકેતનમાં હતો તે વારે એક વાર્ષિક ઉત્સવને પ્રસંગે ત્યાંના મોતી મહેતરને વધેલું મિષ્ટાન્ન ખૂબ મળ્યું ને તેણે ખૂબ ખાધું. પરિણામે તેને ઝાડા થઇ ગયા, કંઇક તાવ પણ આવ્યો. મને તે વાતની ખબર મળી, એટલે હું તેની છાપરીમાં ગયો. મારાથી થઇ શક્યું તે કરીને પાછો આવતો હતો ત્યારે દીનબંધુ મને સામા મળ્યા. હું કયાં ગયો હતો તે મને એમણે પૂછ્યું, એટલે મેં એમને મોતીની વાત કહી. મારો હાથ પકડી મને પાછો લીધો અને એ મોતીની છાપરીમાં પેઠા. તેની ખબરઅંતર પૂછી. મોતી તો ત્યારે તાવથી ધ્રૂજતો હતો. હાથ ઝાલી મને પાછો એ પોતાને ઘેર લેઇ ગયા. સંધ્યાકાળ થએલો હોવાથી તેમની પથારી તૈયાર થઇ ગઇ હતી. આઘું પાછું જોઇ પોતાના ચાકર જાવરીને ના દીઠો, એટલે પથારીમાંથી કીમતી કામળી ઉપાડી. પાછો મને સાથે લેઇ મોતી મહેતરને પોતાની કામળી ઓઢાડી. પછી અમે પાછા એમને ઘેર ગયા. ચાની વેળા થઇ ગઇ હતી, જાવરીએ ચાના બે પ્યાલા ટેબલ ઉપર આણી મૂકયા. પછી જાવરીની નજર પથારી ઉપર પડી, કામળી ના દીઠી એટલે બૂમ મારી ઊઠયો: 'કામળી કયાં ગઇ?' ભલા ચાકર જાવરીની સેવાથી દીનબંધુ એને એવા વશ થઇ ગયા હતા કે એની એમને બીક લાગતી. એટલે અમે બંને કંઇ પણ ઉત્તર દીધા વિના નીચું ઘાલી ચા પીવા જ લાગ્યા. પણ હવે સાહેબ રાત્રે શું ઓઢશે એ ચિંતાએ જાવરીને પકડ્યો. ગમે ત્યાંથી પણ બીજી કામળી લેઇ આવી પથારીમાં મૂકી, ત્યારે જ એને નિરાંત વળી. મોતી સાજો થયો ત્યાં સુધી દીનબંધુએ એની સંભાળ લીધી. દીનબંધુની સેવાનું આ તો એક નાનું સરખું ઉદાહરણ છે.

## દીનબંધુની નમ્રતા

શાન્તિનિકેતનમાં મદ્યમાંસનું કોઇ સેવન ન કરે. એક વાર દીનબંધુની તબિયત નબળી હતી. એમના ભક્ત ચાકર જાવરીએ એમના આહારમાં બે

ઈડાં રાંધી તૈયાર કરેલાં. દીનબંધુ અને હું એમના ટેબલ આગળ બેઠા. તે વેળા હું કુટુંબ સાથે ત્યાં રહેતો, એટલે એમને ત્યાં હું ચા લેતો નહિ. ટેબલ ઉપર એમના આહારની થાળી આવી. આહારમાં શું છે એની ભાળ રાખ્યા વિના દીનબંધુએ મારી સાથેની વાતોમાં એકાગ્ર થઇ ખાવા માંડ્યું. તેજ પ્રસંગે ત્યાં અતિથિ તરીકે આવેલો કાંગડી ગુરુકુલનો એક આર્યસમાજિસ્ટ સ્નાતક આવી બેઠો. તેણે દીનબંધુની થાળીમાં રંધાએલાં ઈંડાં જોયાં. ત્યાંથી ગયા બાદ તેણે આખા આશ્રમમાં દીનબંધુએ ઈંડાં ખાધાની ઉગ્ર ચર્ચા કરી. બીજે દિવસે દીનબંધુને કાને એ વાત આવી. સંધ્યાકાળે વાળુ વખતે હું તેમની પાસે બેઠો હતો. તેમણે એ ચર્ચાની વાત મને અતિ ખિન્નભાવે કરી. બાઇબલ ઉઘાડી પ્રેરિત પૉલે લખેલા એક કાગળમાંથી મને એક ભાગ દેખાડ્યો, જ્યાં પૉલે પોતાને શિષ્યોને લખેલું કે જેની સેવા કરવા જાઓ, તેમના ભેગા તેમના જેવા થઇને રહો. અને પછી દીનબંધુ બોલ્યા: "નરસિંહભાઇ, મારે અહીંના જેવા થઇને રહેવું જોઇએ. હવે અજાણે પણ આવી ભૂલ નહિ થવા દઉં." બોલતાં બોલતાંમાં એમની આંખમાં આંસુ આવી ગયાં! ટીકા કરનાર ઉપર ખોટું લગાડવાને બદલે પોતાનીજ ભૂલ જોઇ. કેટલી એ નમ્રતા!

## દીનબંધુની સત્યપૂજા

(૧) ગુરુદેવે ૧૯૨૦માં અમેરિકાથી આવ્યા પછી ત્યાં એમણે આપેલાં ભાષણોનો સંગ્રહ કરી પુસ્તકરૂપે પ્રકટ કરવાનો વિચાર કર્યો. તે દિવસોમાં ગાંધીજીએ સરકાર સામે અસહકારની ઘોષણા કરી—કચેરીઓનો, ધારાસભાઓનો ને પાઠશાળાઓનો ત્યાગ કરવા કલકત્તામાં પ્રજાજનોને હાકલ કરી. ગુરુદેવને એ વાત ન ગમી અને કલકત્તામાં એમણે પણ તે સંબંધે ભાષણ કર્યું. અમેરિકાનાં ભાષણો સાથે તે ભાષણ પણ ગોઠવીને ટાઇપરીટન કૉપી તૈયાર કરાવવા એ બધાં ભાષણ ગુરુદેવે દીનબંધુને આપ્યાં. એમણે એ ટાઇપ કરવા મને આપ્યાં. મેં એ બધાં ટાઇપ કર્યાં. પણ મને લાગ્યું કે અમેરિકાનાં અગર ભાષણો સાથે કલકત્તાનું ક્ષણજીવી ભાષણ ન શોભે. દીનબંધુને મેં એ વાત કરી. એમણે મારી વાત તરત સ્વીકારી લીધી ને ગુરુદેવને એ વાત કરી. ગુરુદેવે એ સાંભળી પોતાને હાથે કલકત્તાનું ભાષણ ઉડાવી લીધું, એ પુસ્તક એ ભાષણ વિના જ છપાયું. (૨) દીનબંધુ ફીજી દ્વીપોમાં હિંદીઓને જે અન્યાય થઇ રહેલો તે જોઇ આવ્યા પછી તે વિષે લેખો લખી છાપાંમાં મોકલવા માટે મને ટાઇપ કરવા આપતા. ત્યાંની સરકાર એ દ્વીપોમાં હિંદીઓની અમુકજ ટકા સ્ત્રીઓને દાખલ થવા દેતી. પરિણામે ત્યાં હિંદીઓમાં ખુબ અનાચાર પ્રવર્તતો

અને સ્ત્રીઓ ગમે ને પુરુષને ગમે ત્યારે છોડી બીજા ગમે તે પુરુષ સાથે જઇ રહેતી. આમ તે અતિશય ઉચ્છૃંખલ બની ગએલી. અને હિંદીઓ પોતાના પ્રત્યેના સરકાર તરફના અન્યાય માટે તેની સામે લડતા, તેમાં સ્ત્રીઓ પોતાની ઉચ્છૃંખલતાને બળે અગ્ર ભાગ લેતી. આ જોઇને દીનબંધુએ એ સ્ત્રીઓને પૂર્વેની રાજપુતાણી સાથે એક લેખમાં સરખાવેલી. મેં એમને બતાવ્યું કે વીરાંગના રાજપુતાણી સાથે ફીજીની ઉચ્છૃંખલ હિંદવાણીને સરખાવો તો એ વીરાંગના રાજપુતાણી લાજે! દીનબંધુએ એ સત્ય તરત સ્વીકારી લીધું અને એ લખાણ ઉપર એમણે પોતે પોતાની કલમ વડે છેકો મૂક્યો! એમની સત્યપૂજાનાં તો આવાં કેટલાંય ઉદાહરણ આપી શકાય.

## દીનબંધુની અહિંસાપૂજા

એ દિવસોમાં પાછા એ ફેન્યા ગએલા. અંગ્રેજોના હિંદીઓ પ્રત્યેના અન્યાય વિરુદ્ધ એમણે પ્રચંડ પોકાર ત્યાં ઉઠાવેલો, એ સાંભળી ત્યાંના અંગ્રેજો એમના ઉપર રાતાપીળા થઇ ગએલા. એક વાર દીનબંધુ નકુરૂને સ્ટેશને થઇને જતા હતા. ત્યાંના હિંદીઓ એમને માન આપવા સ્ટેશન ઉપર એકઠા થએલા, ત્યારે ત્યાંના કેટલાક અંગ્રેજો બીજેજ હેતુએ ત્યાં ગએલા. લાગ જોઇને એ અંગ્રેજોએ દીનબંધુને દાઢીથી પકડ્યા, બળ કરીને તેમને બારી બહાર ખેંચી કાઢવા પ્રયત્ન કરવા લાગ્યા. દીનબંધુ બારી પકડી રાખી રહ્યા. આ દેખાવ હિંદીઓ કેમ જોઇ રહે? પેલા અંગ્રેજો ઉપર એ ધસ્યા. દીનબંધુએ પરાણે બારીથી હાથ છોડી હિંદીઓને વાર્યા. અહિંસાપૂજક એ દીનબંધુએ હિંદીઓને વાર્યા ના હોત તો એ અંગ્રેજોના ત્યાંજ ભૂકા ઊડી જાત ને પરિણામ શું આવત તે કહેવાય નહિ. પણ એમના વાર્યાથી તે વેળાએ તો એ અંગ્રેજો બચી ગયા. પણ એ વાત ત્યાંની સરકારને પહોંચી અને સરકારે એ અંગ્રેજોને દીનબંધુની માફી માગવા ફરજ પાડી. દીનબંધુએ આશ્રમમાં આવ્યા પછી મને એ વાત કરી અને 'મારા દેશબંધુઓના કૃત્યથી મને ખુબ લાજ આવી,' એમ કહેતા એમની આંખમાં આંસુ આવી ગયાં! શી અહિંસાની મૂર્તિ! પણ અરેરે, આજે એ દીનબંધુ આપણામાં નથી!

## ભાઇ મૂળજીભાઇ ગયા!

નડિયાદના વતની, રાજકોટ ટ્રેનિંગ કોલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ અને સદ્‌ગત બેરિસ્ટર મગનભાઇ ચતુરભાઇ પટેલના ભાઇ શ્રી. મૂળજીભાઇ ચતુરભાઇ પટેલ તા. ૨૫:૩:'૪૦ને રોજ મુંબઇમાં અવસાન પામ્યા છે. એ ભાઇ

શાન્ત સ્વભાવના, ગંભીર વિચારક, વિદ્વાન અને ભાવનાશીલ હતા. આપણ સૌને એ દષ્ટાન્તસ્વરૂપ હતા.

### એક પાટીદાર બેનનું પુનર્લગ્ન

'પાટીદાર'ના ગયા કાર્તકના અંકથી પોષના અંક સુધી 'ચરોતરના એક કુલીન ગામની, કુલીન ઘરની, પચીસેક વર્ષની, સંસ્કારી વિધવાને' પુનર્લગ્ન માટે 'જોઇએ છે એક કુમાર-અથવા વિધુર' વિષે જાહેરાત આવતી હતી તે તો વાચકવર્ગે વાંચી હશે. તે વિધવા બેન તે ધર્મજના ભાઇ ચુનીભાઇ વલ્લભભાઇ પટેલનાં પુત્રી બેન-કમુબેન. તેમને નાનપણમાં ભાદરણના ભાઇ અંબાલાલ તુળસીભાઇના પુત્ર ભાઇ ગોરધનભાઇ સાથે પરણાવેલાં. લગ્ન પછી એકાદ જ વર્ષમાં એ બેન વિધવા થએલાં. હાલ તેમનાં માતાપિતા તથા સાસુસસરા પણ અવસાન પામેલાં છે. ઓરમાન ભાઇ સાથે રહેતાં અને ધર્મજ મહિલા પુસ્તકાલયની સેવા કરતાં. તેમને પુનર્લગ્ન કરવાની ઇચ્છા થઇ અને તેમના એક હિતૈષી દ્વારા 'પાટીદાર'માં તે વિષે જાહેરાત પ્રકટ થઇ. પંદરેક ઉમેદવારોમાંથી તેમને કોઇ સંસ્કારી ન દેખાયો. છેવટે અમદાવાદ 'જ્યોતિર્ધર' પત્રના તંત્રી અને સુધારક સજ્જન ભાઇ ગટુલાલ ધ્રુની વ્યવસ્થાથી દશ-ક્રોશીમાં આવેલા કુહાના ભાઇ ગોવિંદભાઇ રામભાઇ પટેલ (ઉમર વર્ષ ૩૨) સાથે તેમના લગ્નની યોજના થઇ. એ ભાઇ મહેમદાવાદ તાલુકાના હળધરવાસ ગામમાં ખાનગી દવાખાનું ચલાવે છે. સીવીલ મેરેજ એકટ પ્રમાણે લગ્ન કરવાની યોજનાએ અમદાવાદ રજિસ્ટ્રારની ઓફીસમાં બંનેએ ગઇ તારીખ પહેલીએ અરજી આપી. કોઇને વાંધો હોય તો પંદરમી તારીખ પહેલાં હાજર થાય એવી નોટિસ ઓફીસ તરફથી મૂકવામાં આવી. એવો વાંધો કોઇ તરફથી આવ્યો નહિ એટલે ગઇ તા. ૧૫મીએ રજિસ્ટ્રારની ઓફીસમાં એ બે જણનાં લગ્ન નોંધાયાં. પછી બીજે દિવસે રામનવમી—તા. ૧૬ : ૪ : '૪૦ને દિવસે પાંચ વાગે લેડી વિદ્યાગૌરીને બંગલે હિંદુ વિધિથી બંને પક્ષના અનેક મિત્રોની હાજરીમાં લગ્ન થયાં. તે જ દિવસે એ બેને ધર્મજ પોતાના ભાઇને અને ભાદરણ પોતાનાં સાસરિયાંને પત્ર લખી આ પુનર્લગ્નના સમાચાર આપ્યા. વર ભાઇ ગોવિંદભાઇ કુમાર છે. એમના આ લગ્નમાં તેમના પિતા ભાઇ રામભાઇ રણછોડભાઇ પટેલ પૂરી રીતે સંમત હતા અને તેથી તે પણ આ લગ્નક્રિયાને પ્રસંગે હાજર હતા. ભાઇ ગટુલાલની યોજનાથી એ બેન કમુબેનને—હવે તો બેન શ્રીમતીબેનને—નામે ભાઇ ગોવિંદભાઇએ પોતાનો રૂ. ૫૦૦૦નો વીમો ઉતરાવ્યો છે અને રૂ. ૬૦૦ સ્ત્રીધન રૂપે અલગ મૂકયા છે. વળી બેન શ્રીમતીબેનની વધારે આર્થિક સલામતી માટે તેમના સસરા ભાઇ

રામભાઈએ પોતાની મિલકત પોતાના બે પુત્રોને આજથી જ વહેંચી આપી છે. પુનર્લગ્ન કરવા ઇચ્છતી, પણ નહિ કરી શકતી, કુલીન ગામોની વિધવા-બેનોને માટે માર્ગ કરી આપવાનો આ પ્રથમ પ્રયાસ છે. અને તેથી બેન કમુબેનને જરૂર ધન્યવાદ ઘટે છે. પણ આ પ્રસંગે તેવો જ માર્ગ કુલીન ગામોના કોઇ યુવકે પોતાના યુવકબંધુઓને કરી આપ્યો હોત તો તેમની યુવાની અને ભણતર બંને વધારે ધન્યવાદને પાત્ર થાત.

### "ભાવમંદીને કારણે મહેસૂલમાફી

"ઉત્તર વિભાગના નીચેના વિસ્તારોમાં મુંબઇની સરકારે ભાવમંદીને કારણે ૧૯૩૯–૪૦ની સાલને માટે રૂપિયે બે આનીનું જમીનમહેસૂલમાં વળતર (રીબેટ) આપ્યું છે: ખેડા જિલ્લાના માતર અને અહેમદાવાદ તાલુકા; ભરૂચ અને પંચમહાલ જિલ્લાના દાહોદ, ઝાલોદ, કાલોલ અને હાલોલ તાલુકા; સુરત જિલ્લાના બારડોલી, વાલોડ અને ચોર્યાસી તાલુકા; થાણા જિલ્લાના થાણા મહાલ અને વસાઇ તાલુકા, અને મુંબઇ ઉપનગર જિલ્લાનો શાષ્ટિ તાલુકો. મધ્ય વિભાગના પૂના જિલ્લાના મુલશી મહાલનાં કેટલાંક ગામોમાં રૂપિયે બે આની અને સોલાપુર જિલ્લાના સંગોલા તાલુકામાં રૂપિયે એક આની મહેસૂલ માફ કરવામાં આવી છે. દક્ષિણ વિભાગમાં બેલગામ જિલ્લાના ચંદગઢ તાલુકામાં રૂપિયે બે આની, કનારા જિલ્લાના અંકોલા, કુમ્ટા અને હોનાવર તાલુકામાં, કોલાબા જિલ્લાના અલિબાગ અને રોહા તાલુકામાં અને રત્નાગિરિ જિલ્લાના ખેડ, દેવગઢ અને રાજાપુર, તાલુકામાં રૂપિયે એક આની મહેસૂલ માફ કરવામાં આવી છે" ('મુંબઇ સમાચાર પત્રિકા,' તા. ૩૦:૩:'૪૦).

### આપણી ખેતીના પાક

ખેડૂતની આજે એવી તો અવદશા બેઠી છે કે જરાક આસમાની આફત આવતાં 'શું ખાવું?' એવો પ્રશ્ન સહેજે એના મોંમાંથી નીકળી પડે છે અને તેવે વર્ષે સરકારને આમ મહેસૂલમાફી આપવાની જરૂર પડે છે અને વળી સસ્તા અનાજની દુકાનો કાઢવાની સૂચનાઓ કરવી પડે છે. ખેડૂતની એકંદરે સ્થિતિ સમૃદ્ધ નહિ થાય ત્યાં સુધી એને ખાવાના વીલા પડવાના છે. અને ત્યાં સુધી એને માટે જેવા તેવા પણ કંઇ કંઇ ઉપાય યોજવા પડવાના છે. જરાક તાણ થતાં જે તે પ્રદેશમાંથી સ્વાર્થી વેપારીઓ ત્યાંનું અનાજ અને ઘાસ ખરીદી લેઇ તે તે પ્રદેશમાં તેની મોંઘવારી કરી મૂકે છે. સરકારે તેના ઉપર અંકુશ મૂકવો જોઇએ. વળી તે તે પ્રદેશમાંથી બહાર ઘસડાઇ જતા અનાજને અને ઘાસને તેવે પ્રસંગે અટકાવી દેવું જોઇએ. વળી બીજે પણ

એક પ્રશ્ન વિચારવા જેવો છે: તમાકુ જેવા વ્યસનજનક પાકના અને તેથી બીજ જેવા પરદેશ ઘસડાઇ જતા પાકના ઉત્પન્ન ઉપર અંકુશ મૂકવો ઘટે એમ મને લાગે છે, તુરતમાં તેના વેચાણથી લાભ થતો હોય તોપણ.

"ગુજરાતમાં વૃક્ષો ઉછેરો

"અમદાવાદ, સોમવાર. ગુજરાતમાં વરસાદના અભાવ માટે સક્કર બૅરેજ જવાબદાર છે કે નહિ તે મુદ્દાએ સ્થાનિક ઇજનેરોમાં ભારે રસ જાગ્રત કર્યો છે. તેમાંના કેટલાક જ્યારે એમ કહે છે કે સક્કર બૅરેજને કારણે ઉત્પન્ન થએલી વધુ વનસ્પતિ વરસાદને સિંધમાં આકર્ષી રહી છે, ત્યારે બીજાઓ એ વાતનો ઇન્કાર કરે છે અને કહે છે કે સક્કર બૅરેજ બંધાયા પહેલાં પણ ગુજરાતમાં દુષ્કાળ તો પડ્યા જ હતા. તેઓ પોતાની વાતના સમર્થનમાં ગયે વર્ષે સિંધમાં પડેલા દુષ્કાળની વાત પણ નોંધે છે. પરંતુ તેઓ બધા વનસ્પતિ-સમૃદ્ધિ વધુ વરસાદ આકર્ષી શકે છે એ વાત ઉપર તો એકમત છેજ. અને તેથી તેઓ ગુજરાતમાં વધુ વરસાદ આકર્ષવા વૃક્ષો ઉછેરવાની ભલામણ કરે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૯:૩:૧૯૪૦).

ખરેજ ખેડૂત દુઃખી છે?

પણ દુઃખની વાત તો એ છે કે આવા સમયમાંય ખેડૂત પોતે હળવે હૃદયે આંધળાં ખર્ચ કર્યે જ જાય છે. એને ત્યાં લગ્નપ્રસંગે કે મરણપ્રસંગે નાતો જમવા બેઠી હોય તે જોઇને કોણ કહે કે ખેડૂત દુઃખી છે? રૂઢિનો એ ગુલામ હોવાથી નામરજીએ પણ એને એવી નાતો કરવી પડે છે એવી દલીલ કોઇ કરે તો એયે ચાલી શકે એવી નથી, કારણ કે જ્યાં એવી રૂઢિથી ખર્ચ કરવાં જ પડે એવું ના હોય ત્યાંયે એ તો હાથમાં આવેલા પૈસા વેડફી નાંખતાં પાછું વાળી જોતો નથી. વ્યસનોનાં બંધનોની વાત જવા દઇએ, તોપણ નાટક સિનેમાનાં તો એને બંધન નથી જ ને? આજે એ વાત હું પ્રત્યક્ષ જોઇ રહ્યો છું. આણંદમાં હાલ બે સિનેમા હાઉસ પાકાં બંધાયાં છે અને વળી એક નાટકમંડળી આવી પડી છે, તે કોની કેડો ઉપર? મોટે ભાગે ખેડૂતોની જ. આજુબાજુનાં ગામડાંમાંથી રોજ રાતે ગાડાં, ડમણિયાં અને મોટરબસોમાં ભરાઇને ખેડૂતો તે જોવા આવે છે અને ત્યારે ઘડીભર એમ જ થાય છે કે જરૂર આ લોક ધનવાન હશે. કોઇ સરકારી અમલદાર આવે ને જુએ તો જરૂર પૂછે કે 'આમને તે ગરીબ અને દુઃખી કોણ કહે? આમને તે સરકારે શા માટે રાહત આપવી?' અને ખેડૂતના હિતૈષી એમને રાહત આપવાની સરકારને તે કયે મોંએ સૂચના કરે? ખેડૂતભાઇ, તમે જરા સમજો, નહિ તો ધરતીના પડ ઉપરથી ઉખડી જશો, જરૂર!

**રામગઢમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન**

માર્ચ માસની તા. ૧૯, ૨૦, ૨૧ને રોજ રામગઢમાં આપણી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન સંપૂર્ણ સફળતાએ ભરાયું. તેજ પ્રસંગે ત્યાં ખૂબ વર્ષાદ પડ્યો, ઘણી મુશ્કેલી ઊભી થઇ, છતાં અધિવેશનને સંપૂર્ણ સફળતા મળી. દેશના નેતાઓએ ત્યાં એકત્ર થઇ રણહાક વગાડી. દેશને ગુલામગીરીમાં બાંધી રાખવાની અંગ્રેજ સરકારની નીતિ નથીજ ફરતી, એ જોઇને મહાસભાએ તેની સામે અહિંસાત્મક સત્યાગ્રહસંગ્રામ માંડવાનો નિર્ણય કર્યો અને તે સંગ્રામ માંડવાના સર્વાધિકાર આપણા એકમાત્ર સેનાપતિ પૂ. મહાત્માજીના હાથમાં સોંપ્યા. પણ એ સેનાપતિ આકરા છે, એમ સંગ્રામમાં ઝુકાવી પડે એવા નથી. એ તો સૈનિકોની શુદ્ધિનું પ્રમાણ માગે છે, અને ખરેજ, એ માગે છે એવું પ્રમાણ દેશે આપી શકે એવી સ્થિતિમાં નથી, એ ઇચ્છે છે એવું રચનાત્મક કાર્ય હજી સૈનિકો કરી શક્યા નથી. સમિતિઓમાં સડો પણ ઓછા નથી. તે ઉપરાંત બહારની બાજુ સુભાષ બાબુ જેવા રિસાએલા ઉદ્દામવાદીઓ સંગ્રામની ઉતાવળને નામે વિરોધ કરી રહ્યા છે અને એમ દેશદ્રોહ કરી રહ્યા છે. અને એથીયે મોટો દેશદ્રોહ તો મહાસભાએ ખોટી આશાએ પંપાળીને ચઢાવી મુકેલી મુસ્લીમ લીગ કરી રહી છે.

**કોમી ચુકાદો**

કોમી ચુકાદો રાષ્ટ્રીય મહાસભાએ ઇન્કારવો જોઇએ, એ એની સ્પષ્ટ ફરજ હતી અને છે. પણ મુસ્લીમ લીગને રાજી રાખવા એણે એ દલીલ કરેલી કે આપણે તો ૧૯૩૫નો આખો કાયદો કાઢવો છે, એ જશે એટલે કોમી ચુકાદો તો આપોઆપ જશે. આજે મહાત્માજી કહે છે કે કોમી ચુકાદા વિષેનો "કારોબારીનો નિર્ણય એનાં દફતરોમાં લેખી પડ્યો છે અને પ્રગટ પર્ણ-ચર્ચો છે. એણે એ નિર્ણયને સ્વીકાર્યો યે નથી ને ઇન્કાર્યો યે નથી. ગાંથે ઠોકી બેસાડવામાં આવેલી વસ્તુને સ્વીકારવા કે ઇન્કારવાપણું ન હોય. કેદીને સુણાવવામાં આવેલી સજા એને સ્વીકારવાપણું હોતું નથી. એ એનો ઇન્કાર પણ ગમે તેટલું ગળું તાણીને કરે તો એનો કશો અર્થ નથી" ('હરિજનબંધુ,' તા. ૨૫:૨:૧૯૪૦). અને છતાંયે આપણે ૧૯૩૫ના (Government of India Act) હિંદી કાયદો ગળું તાણીને ઇન્કારીએ છીએ એનો શો અર્થ? મિ. ઝીણાને અને એમની મુસ્લીમ લીગને ઘણું ઘણું પંપાળ્યા છતાં એ લોક તો અક્કડ જ રહ્યા, ત્યારે હવે મહાસભાએ તેમને વહેતા મુકવાનો નિર્ણય કર્યો છે. એમ બહુ વહેલું કર્યું હોત તો આજનાં જેવી અનિષ્ટ સ્થિતિ તો ન જ થાત.

---

૧૯૮૫ 卐 ૭૦

# 卐 પાટીદાર 卐

વર્ષ ૧૬ 卐 અંક ૮

જે પ્રોફેસર બાળલગ્ન કરી લાવે એ તો વિદ્યાર્થીનું અને પોતાના સમાજનું અપમાન કરે છે. પણ આ અપમાનને પ્રજા, વિદ્યાર્થી વગેરે બધા સાંખે છે. જે પાપને સમાજ સાંખવા તૈયાર નથી તે પાપ કરવું લગભગ અશક્ય થઈ પડે છે. એટલે બાળલગ્નાદિ દુષ્ટ રિવાજોની સામે ધીરજપૂર્વક લોકમત કેળવવો ને જ્યાં શાંત બહિષ્કાર સંભવે ત્યાં તે શસ્ત્રનો ઉપયોગ કરી પ્રજામતની જાગૃતિ કરવી ઘટે છે. અને આ કાર્યો કરવામાં યુવકવર્ગ જો પોતે શુદ્ધ અને સંયમી હોય કે થાય તો મોટો ફાળો આપી શકે.

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃ. ૧૨૪) ગાંધીજી

તન્ત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છા.
છાપ્યા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૨૫

# સમાવેશ



—*—

ઓછે લવાજમે 'પાટીદાર' આપવા માટે નૈરોબીથી કરમસદના ભાઇ પુરુષોત્તમ કરમસદકરે (શિ. ૧૬=) રૂા. ૧૦–૧૦–૦ અને મોમ્બાસામાં રહેતા ઓડના ભાઇ મગનભાઇ વલ્લભભાઇ પટેલે રૂા. ૨–૮–૦ મોકલ્યા છે તે ઉપકાર સહિત સ્વીકારું છું.

**બેનો માટે ઇનામી નિબંધ:** (૧) લગ્નવિચ્છેદ, (૨) સ્ત્રીઓને વારસા-હક અને (૩) અનેકપત્ની લગ્નની અટકાયત, એ ત્રણ વિષય સંબંધે કાયદા થવા માટે હાલ ધારાસભાઓમાં ચર્ચા ચાલે છે. તેને પ્રસંગે ઉપરના ત્રણ નિબંધોમાંથી ગમે તે એક કે વધારે નિબંધ સૌથી ઉત્તમ રીતે લખી મોકલનાર બેનને, નાત જાત કે ધર્મના ભેદ વિના, નિબંધ દીઠ રૂા. ૫નું ઇનામ ભગિની-સમાજ તરફથી આપવામાં આવશે. નિબંધ આ પત્રના ચાર પાંચ પૃષ્ઠ જેવડો હશે તો ઠીક પડશે. તે નિબંધ જેઠ આખર સુધીમાં અહીં મળવો જોઇએ.

**જે બેનોને** વિનાલવાજમ 'પાટીદાર' જોઇતું હોય તે પોતાને હાથે કાગળ લખી અહીં મોકલે.

નનામા, ઉપનામના, પેન્સીલથી કે કાગળની બે બાજુ લખેલા લેખ સ્વીકારવામાં આવત'' - સ્વીકારાએલા લેખ પાછા મંગાવી લેવા હોય
ટપાલખર્ચ ... લેવા.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૫ વર્ષ ૧૬ | આણંદ | જેઠ અંક ૮


## સુધારામાં સાસુનું સ્થાન!

"લો, ઝાલો આ દોરી."

"આવું, ઊભાં રહો."

"તે કેટલી વાર?"

"કમળા, આજે મારૂં માથું જરા વધારે દુઃખે છે."

"કેમ ના દુઃખે! બેઠાં બેઠાં ખાવું, એટલે બધાય ચાળા!"

* * *

"બા, મને ગોળીઓ! બા…, ઊં. ઊં. મને મમરા."

નાના કનુએ બા પાસે ગોળીઓ ને મમરા માટે હઠ લીધી. બિચારી બા! બાની આંખમાંથી ટપ ટપ બે આંસુ સરી પડયાં.

સાત સાત વર્ષથી રંડાપાનાં કરુણ આક્રંદો, વિલાપો કરતી બા એકાન્તવાસ વેઠતી હતી. એ એકાન્તવાસમાં પોતાનું સારૂંયે વિશ્વસુખ ને શાન્તિ તેણે 'ઘંટી'માં શોધ્યાં હતાં.

'ઘંટી' એ આજે તો ગરીબનું પ્રતીક બની છે. એને ફરી ફેરવવા ઘંટીનાં માનવી ઘડવાં પડશે. આજે તો ઘંટીની મશ્કરી કરનારાં દિનપ્રતિદિન વધતાં જાય છે.

ઘંટીમાંથી બાએ કનુની ગોળીઓ, મમરા ને એ બે જણના નિર્વાહની આવશ્યક વસ્તુઓ મેળવવાની હતી. અને ઘંટીમાંથી બા એ બધુંયે મેળવતી.

પરોઢીએ બા ઊઠતી અને સવાર થતાં તો પંદર શેર દળણું પૂરૂં કરતી. બપોરે બા ડાંગર ખાંડતી. વળી સાંજે ઘંટીએ બેસે તે રાત્રે નવ સુધી ઘંટી! દળવું ને ખાંડવું એ બે જિંદગીનાં મહત્ત્વનાં કાર્યો જ જાણે ન હોય.

બાને એ બે ઉપર અત્યંત પ્રેમ ને મમતા હતાં. ધંટીને જોતાં બાને તેના ઉપર વાત્સલ્યપ્રેમ શો અનુભવ થતો. અને સાંબેલું એ બાનો સંસારસ્તંભ હતો!

'વિધવા' ને હિંદુ સંસાર વચ્ચેનો સંબંધ, ઊચી ગએલી ભેંસ ને તેના માલીક વચ્ચેના સંબંધ જેવો ગણી શકાય. એટલે, બિચારી બા આ સંસારનાં ગાબણિયાં માનવી સાથે હળીમળીને ચાલતી. આંધળાને દેખતો કહેવામાંજ ડહાપણ છે એમ આજનો સંસાર શીખવે છે, એટલે બા કોઇની ચાડી, ચૂગલી, નિંદા કે લાળીટૂકી કરતી નહિ.

'બા' સાક્ષાત્ દેવી હતી. બાને જોનારાં બાની તેજસ્વી પ્રતિભાથી ને પ્રભાવથી અંજાતાં, વણમાગ્યું કાંઇ ને કાંઇ આપતાં.

આઠ વર્ષનો કનુ નિશાળે જતો. બાને કનુ આંખની કીકી સમ હતો. સંસારમાં બધી અભિલાષાઓ, કલ્પનાઓ બાએ કનુમાં નિહાળી હતી. કનુથી પ્રભુ ભિન્ન હશે તેવી કલ્પના સુદ્ધાં બાએ કરી નહોતી! નાના કનુનાં સૌ લાડ પૂર્ણ કરવા બા અશક્ત હતી. પણ તેમાંયે ખાસ કરી ખાદ્ય વસ્તુઓ બને તેટલી મેળવી આપવા બા અથાગ મહેનત ઉઠાવતી. કનુને જો નજીવોયે તાવ આવે તો બા ઉપવાસ આદરતી. કનુને જો પાડોશનાં છોકરાં હાથ અડાડે તો બા, બીજું તો કરવા અશક્ત હોઇ, રડી પડતી! એકંદરે બાનો નિખાલસ સ્વભાવ એ કનુનું દૈવી રક્ષણ હતું.

મહોલ્લામાં કનુ રમતો હોય તો પાડોશીઓ તેને બોલાવી દરેક ચીજ આપતાં. બદલામાં બા તે દરેકનું કામ કરી ઋણ વાળતી.

* * *

"મોટા, કનુને આગળ જવું છે, હાથ ઝાલશો?" જ્ઞાતિના જ્ઞાનીમાં ગણાતા એક આગેવાનને બાએ કાકલૂદીભરી વિનંતિ કરી.

"છોકરો હોશિયાર છે. આગળ જાય એવો તો છે. શું ભણે છે?"

કનુ મેટ્રીક્યુલેશનની અગ્નિપરીક્ષામાં ઉત્તીર્ણ થઇ ચૂક્યો હતો. એ ધંટીનાજ પ્રતાપ હતા, અને સાથેજ બાની પ્રતિભાના. કનુને હજી આગળ લેઇ જવા બાનો જીવ ઊંચો રહેતો. 'કનુ કલેક્ટર નહિ તો વકીલ બને તો?' એ બાની અંતરની અભિલાષા હતી. પણ તે અભિલાષા પાછળ ગરીબી તેવા વિચાર ન લાવવા બાને મૂંઝવતી. બાએ આગળ પડતા દંડાધારીઓની પાસે કાકલૂદીઓ, અરજો ને વિનંતિઓ શરૂ કરી. કેટલાકે તો તે નમ્રતાનો અટ્ટહાસ્ય કરી પ્રતિકાર કરી બાને વધુ મૂઝવી! ધંટી દળી દળી બાએ હૃદયને ય દળી નાખ્યું હતું. અને તોય તે વજ્રહૃદય ધંટી જેવુંજ નિર્લેપ રહ્યું હતું!

બા એમ હિંમત હારે તેવી નહોતી. બાજીનો દાવ જીતવા બાએ છેલ્લો પાસો નાખવા વિચાર કર્યો. જ્ઞાતિના જ્ઞાનીમાં ગણાતા એક આગેવાન પાસે બાએ બીજી આડાઅવળી કેટલીયે વાતો કરી કહ્યું: "મોટા, કનુને આગળ જવું છે, હાથ ઝાલશો?"

દોકડો વ્યાજ લેનારને દાતાર માનનારની ને ધોળાકાળાને અજ્ઞાની કહેનારની દૃષ્ટિ વાસ્તવિક નથી. આ અસમાન સમાજવ્યવસ્થાના કેટલાક દોષો અનિવાર્યતાને નામે આમ જ પોષાય છે! એ બધું ધરમૂળનો સુધારો માગે છે.

બાએ વડીલોપાર્જિત મિલકતમાં આવેલું એકનું એક ઘર ગીરો મૂકી રૂ. ૩૫૦૦ મેળવ્યા!

'કનુ ભણશે તો કો'ક દહાડો એ છોડાવશે,' એ આત્મધ્વનિ બાને સાન્ત્વન આપતો. બા અગાઉ જેમ જ આનંદમાં ચિંતાને ડુબાવી રહેવા લાગી.

* * *

"આવું નહિ મળે, માની જાઓ."

"ના, કનુની મરજી વિરુદ્ધ એનું લગ્ન મારાથી કેમ થાય?"

"જો જો હોં, તમે ફસાઓ નહિ. 'કનુની મરજી!' એ શું બોલ્યાં? અરે કનુ તો છોકરમત! એની તો ગદ્ધાપચીશી! અને તમે જ્યાં વિચાર કરો છો તે કેવું છે તે જાણો છો?"

"મેં એક વખત તો કહ્યું: એણે જે પસંદ કર્યું તે ખરૂં. એના સુખમાં મારાથી આડે કેમ અવાય? એનો હમણાં જ કાગળ છે કે 'તમે મારા વિવાહ વિષે વાતચીત કરશો નહિ, મેં અત્રે એક ખાનદાન કુટુમ્બ સાથે નક્કી કર્યું છે.' કહો હવે મારાથી તેની વાતમાં કેમ પડાય?"

"પણ, જુઓ મારી ભત્રીજી ફાઇનલ પાસ છે, વ્યવહારકુશળ છે. તેનામાં કોઇ પણ જાતની ખોડ નથી. તમારી સેવા કરશે ને તેનું વ્યાવહારિક જ્ઞાન જોઇ તમે ખુશ જ થશો. ઘરનું કામ, રસોઇ, એ બધી વાતે તમારૂં ઘર શોભે અને અમારી છોડી સુખમાં પડે."

"એ મારા હાથની વાત નથી, કનુને મળો."

બાના આવા દૃઢ નિશ્ચયથી એવા તો કેટલાયે પાછા ગયા. બાનો નિશ્ચય માત્ર કનુને ખુશ રાખવા પૂરતો જ હતો. વિચારે તો બા જૂનવાણી ગણી શકાય, તોપણ પુત્ર ઉપરને વાત્સલ્યપ્રેમે બા તેને જરા પણ ખોટું લાગે એમ કરવા તૈયાર ન હતી.

* * *

"માતાના ખોળા વીરે વિસારે મેલ્યા,
સાસુના ખોળા લાગ્યા વ્હાલા, કનુભાઇ વીરા,
દેખંતા ડુંગર તમને વ્હાલેરા લાગ્યા."

એ ગીતના પડઘા બાને કાને આવ્યા. વર ઊપડી ચાલ્યો. અને એ કેવું ભવ્ય ચિત્ર! કનુ બાનો પ્રેમ ભૂલી જાય એવી કલ્પનાયે બા કર્યા કરે તેમ હતી! પણ વર્તમાનમાં ભાવિ વિષે ભાવનાઓ ઘડનાર માનવી તેમાં ફળીભૂત થતાં હશે? કદીક તે સત્ય બને પણ ખરું, પણ તે સત્ય આદર્શને જ આધારે હતું એમ કહેવું એ તો મૂર્ખાઇ છે.

* * *

બાએ ભૂતકાળમાં આજનું સત્ય ચિત્ર કલ્પનારૂપે તો ઘડયું હતું: 'મારી વહુ આવશે. હું તેને ઘરેણાં ઘડાવીશ!' અને એ ઘરેણાંના વિચાર સાથે જ બાની નજર સમીપ હાર, નેકલેસ, રાણગાળા અને એવાં અનેક અવનવાં ચિત્રો તે અનુભવતી. ઘણી વાર જાહેરમાં બા આ વાત સ્નેહીઓને કહેતી ત્યારે એક પળ તે આહ્‌લાદથી ભાન ભૂલતી! બાની એ એક અભિલાષા સર્વાંગસુંદર બની હતી.

કનુ હવે કનુ મટી 'વકીલ કનુભાઇ બી. એ., એલએલ. બી.' થયા છે. થોડા જ વખતમાં કનુભાઇની ગણત્રી આગળ પડતા વકીલોમાં થવા લાગી. દિનપ્રતિદિન આવકમાં થતો વધારો તેમની જરૂરિયાતોમાં પણ વધારો માગવા લાગ્યો. હવે કનુભાઇને ત્યાં કોઇ મહેમાન આવે ને 'બા' બારણા આગળ આવે કે તેમનો કાળા રંગનો અપશુકનિયાળ સાલ્લો ('શેલુ') જરા પણ દેખાય તેની ચિંતા કનુભાઇને થવા લાગી. ઘણી વાર તે બાને ઊંચે સ્વરે કહેતા: "હું તમને કેટલી વાર કહું? અંદર બેસો!"

અને બા? બિચારી બા કનુભાઇના આવા બોલો પણ પ્રેમથી વધાવી લેતી: 'જઉં બા,' કહી અંદર જતાં.

"વહુ!"

"પણ મારે કેટલી વખત સમજાવવું પડશે કે મને વહુ કહેશો નહિ!"

"ત્યારે શું કહું?"

"કમળાબેન."

"વહુ! તમે કંઇ મારાં બેન થાઓ છો?"

"તે? શું વહુ કહેવી? કેવી અસભ્યતા!"

'શું છે આ બધું?' સાસુ-વહુ વચ્ચેનો વિસંવાદ સાંભળી વકીલ નીચે આવી ગુસ્સાથી બોલ્યા.

' જો તે ભાઇ, આ તે કયા ઘરની રીત કે તે મને બેન-કહેવા શીખવે છે!"

"Nonsense! તમે બા, આવી રીતે એને કેમ હેરાન કરો છો?"

*　　*　　*

"કમળા, લે આ નરેન્દ્રને, ક્યારનોય રડે છે? સવારનો ભૂખ્યો છે. ધવરાવ જરા. બિચારો રડ રડ કરે છે."

"લે ને બે! આવું કોણે શીખવાડયું? મને એવું એકવચન નથી ગમતું! બોલતાંય ક્યાં આવડે છે? ક્યારે શીખશો?"

"કોણ છે એ? કમળાબેન."

"એ તો એમનાં સાસુ છે."

કમળાને આજે બે સહીપણીઓ મળવા આવી છે. કમળાને 'લે' કહેનારું આ કયું પ્રાણી છે, તે જાણવાની જિજ્ઞાસાથી એક અજાણી સખીએ પૂછ્યું: "કોણ છે એ?" તેનો બીજીએ ખુલાસો કર્યો.

*

'બા'નું પરિવર્તન 'સાસુ' શબ્દમાં જે કાળે થયું તે કાળથીજ 'બા' મટી ગઇ હતી. એ સુખનાં સ્વપ્ન બાએ જોયાં, પણ તેમાં છુપાએલી ભયંકરતા બા હવે પ્રત્યક્ષ અનુભવવા લાગી હતી. સુધારો સાસુ માત્ર ઉપર તિરસ્કાર ઉપજાવે છે! આને સુધારો કહેનારા ભીંત ભૂલે છે. 'સાસુ'ના રૂપાન્તર માટે કે તેને લગતા સ્વભાવપરિવર્તન માટે 'બા'ને ગોગ્ય ઠરાવવી એટલે પવિત્રતાનું ખૂન કરી આદર્શનુંજ ખૂન કરવા બરાબર હતું.

આજે સવારથી બાનું માથું દુઃખે છે. તાવનું પ્રમાણ પણ જરા વધુ છે. ઉમરે બા 'વન' ઓળંગી ચૂકી હતી, એટલે સ્વાભાવિક રીતેજ અશક્ત રહે. પણ બાની આ અશક્તિને ઢોંગ માનવામાં કમળા ગૌરવ લેતી. કમળા ભણતી ત્યારથીજ તેણે સાસુ સાથે બરાબર જંગ ખેલવા પ્રતિજ્ઞા કરી હતી. અને આજે તે પ્રતિજ્ઞા પાળવા તત્પર બની હતી. સાસુઓને ઠેકાણે લાવવા આજની નવાઢાઓ લગભગ આવુંજ કરે છે. કેટલેક ઠેકાણે તે પ્રામાણિક પણ હોય છે, પણ ઘણે ભાગે નિર્દોષ સાસુઓ પણ ટિપાઇ જાય છે! એમજ આ બાનું પણ બન્યું. બા તાવની વેદનાથી એક ખૂણામાં આડાં થયાં છે, એટલામાંજ કમળા તડુકી:

"લો, ઝાલો આ દોરી!"

"આવું, ઊભાં રહો!"

"તે કેટલી વાર!"

"કમળા, આજે મારૂં માથું જરા વધારે દુઃખે છે."

"કેમ ના દુઃખે! બેઠાં બેઠાં ખાવું, એટલે અથાય ચાળા!"

કંપતે ગાત્રે બા ધીમે ધીમે ઘોડિયા નજીક આવ્યાં ને દોરી ઝાલી ધ્રૂજતે હાથે ઘોડિયું હિલોળવા લાગ્યાં.

ધ્રૂજતી બાની અભાન સ્થિતિમાં, જોરથી લીધેલે હિલોળે ઘોડિયામાંનું બાળક સામેની તિજોરીમાં જોરથી પછડાયું. પછડાતાં જ તેણે એક કરુણ ચીસ નાખી!

કમળા બળબળતી બળબળતી રસોઈ કરે છે. ત્યાંજ તેણે છોકરાની ભયંકર ચીસ સાંભળી. સાંભળતાંજ તે એકદમ ઓરડામાં આવી. અંદર આવી તેણે જે દશ્ય જોયું તે તેને ગુસ્સો ઉપજાવવા પૂરતું હતું.

કોઈ પણ ગંભીર વિચાર કર્યા સિવાય કમળાએ સામે બેઠેલી સાસુની પીઠ ઉપર એવી તો જોરથી એક લાત મારી કે તેને લીધે બા પછડાએલા ઘોડિયા ઉપર જોરથી પટકાઈ. અને એ પટકાવું બાને માટે આ સંસારમાં છેલ્લું જ નિર્માયું હતું.

મરતી બાને એ છેલ્લી પળોમાં શું યાદ આવ્યું હશે? 'પ્રભુભક્તિ?' કે 'ઘંટી ને સાંબેલું?'

ઉત્તરસંડા રાવજીભાઈ સોમાભાઈ પટેલ

---*---

## દોઢેક હજાર વર્ષ ઉપરનો આપણો સમાજ

જગતના સર્વે ધર્મોમાં તેમ હિંદુ અને જૈન ધર્મમાં પણ લોકસમાજને ધર્મના માત્ર ઉપદેશો લૂખા લાગે છે, માટે ધર્મભાવનામાં તેમને રસ પડે અને તેમાં તે સ્થિર થાય એ હેતુથી ધર્મગુરુઓએ વિવિધ કથાઓ યોજી કાઢી હોય છે. આશરે બે હજાર વર્ષ ઉપર પાદલિપ્ત નામે પ્રખ્યાત જૈન આચાર્ય થઈ ગયા. તેમના નામ ઉપરથી આજના 'પાલિતાણા'નું નામ પડ્યું છે એમ કહેવાય છે. તેમણે શ્રાવકશ્રાવિકાઓને ધર્મસ્થિત કરવા સારૂ 'તરંગવતી'ની કથા તે સમયની પ્રાકૃત ભાષામાં લખી. તે સમયે અને ત્યાર પછી પણ બહુ કાળ સુધી એ કથા અતિશય લોકપ્રિય થઈ પડી. પણ કાળક્રમે એ પ્રાકૃત ભાષાનું રૂપાન્તર થતું આવ્યું અને પછી તો એવી સ્થિતિ થઈ ગઈ કે લોકો એ ભાષા બિલકુલ ભૂલી ગયા. પરિણામે 'તરંગવતી'ની કથા વંચાતી છેકજ બંધ થઈ ગઈ ને વીસરી જવાઈ. પણ આ ઉત્તમ કથા આમ છેકજ વીસરી જવાય એ વાત આશરે એક હજાર વર્ષ પછી થએલા નેમિચંદ

ગણિ નામે એક સાધુને સાલી. તેથી એમણે પોતાના સમયની પ્રાકૃત ભાષામાં મૂળ કથાનો પુનરુદ્ધાર કર્યો ને એનું નામ 'તરંગલોલા' રાખ્યું. એ કથાની એક નકલ જર્મનીમાં ગઇ, ત્યાં એનો જર્મન ભાષામાં અનુવાદ થયો અને પછી તો એ જર્મન અનુવાદ ઉપરથી એનો ગુજરાતી અનુવાદ પણ છપાયો છે.

મૂળ એ 'તરંગવતી'ની કથા આજથી બે હજાર વર્ષ ઉપર લખાઇ, તેનો પુનરુદ્ધાર આજથી એક હજાર વર્ષ ઉપર થયો. એટલે એમાંનું સમાજવર્ણન એ બે સમય વચ્ચેનું માની એ સમાજને આપણે 'દોઢેક હજાર વર્ષ ઉપરનો' કહીએ તો તેમાં કંઇ અનુચિત નહિ કહેવાય.

વળી ધાર્મિક ક્રિયાકાણ્ડ બાદ કરીને સંસારવ્યવહાર તરફ દૃષ્ટિ કરીએ તો જેમ આજે તેમ ત્યારે પણ હિંદુઓના ને જૈનોના સંસારવ્યવહારમાં કંઈ બહુ ફેર દેખાતો નથી, એટલે એ કથામાં વર્ણવેલો સમાજ જૈન હોવા છતાં તેને 'આપણો સમાજ' કહીએ તો તેમાં પણ કંઇ અનુચિત નહિ કહેવાય.

હવે ત્યારે એ 'તરંગવતી'ની કથામાં વર્ણવેલો તે સમયનો આપણો સમાજ કેવો હતો તે જોઇએ.

સમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ વર્ણો ઉપરાંત ચંડાળ, ભીલ, અંત્યજ, પારધી વગેરે હતા; અને વળી શક, બર્બર, યવન વગેરે પરદેશી જાતિઓ આવી વસી હતી (૧૩૫૭).[1] જૈન પુરુષોનાં ઋષભદેવ (આજના 'રિખવદાસ') (૯૫), પદ્મદેવ (૬૧૦), વગેરે અને સ્ત્રીઓનાં તરંગવતી, સારસિકા વગેરે નામ પડતાં. તે વારે ખાસ સમૃદ્ધ ધનપતિઓ હતા. નગરશેઠ ન્યાય તોળતા (૯૫). ધનવાનો સાત સાત માળની હવેલીઓ અને સૌથી ઊંચે અગાશીઓ પણ બંધાવતા (૧૨૫). ઘરમાં દાસદાસીઓ (૨૯), ઉપરાંત અંતરાવાસમાં બ્યંઢો પણ રખાતા (૪૧૫, ૧૨૦૩). ઘરમાં બાજઠ (૪૨૩), સાંગામાંચી (૧૨૨૬), વગેરે આસનો રખાતાં. હિંડોળા-ખાટો પણ બંધાતી (૧૨૯૮). ઉત્તમ ખાણામાં ખીર અને તાજા માખણનો બનાવેલો પાક પણ ગણાતો (૧૮૨). વાહનમાં રથ હતો, તેને બળદ જોડાતા; રથમાં મૂલ્યવાન ગાલીચા પાથરવામાં આવતા અને તેનાં પૈડાંમાં ઘુઘરીઓ જડાતી, જેથી રથ ચાલે ત્યારે તે ખખડે (૨૧૦). ગૃહસ્થના ઘરમાં અતિથિસત્કાર સારી રીતે થતો (૧૧૪૮). અતિથિઓના આગમનની રાહ જોવાતી (૨૯). અને અતિથિ જાય ત્યારે તેને વળાવવા જવાનો રિવાજ પણ હતો (૪૩૮).

૧. કથામાંનાં વર્ણન જે જે ગાથામાં છે તેનો અંક કૌંસમાં ટાંક્યો છે.

ગામની ભાગોળે સીતાજીનાં મંદિર પણ બંધાયાં હતાં (૧૧૧૮).

કાર્તિકી પૂર્ણિમા ઉપર લોક મહાનંદે કૌમુદીપર્વ ઊજવતા. તે દિવસે હિંસક ધંધા કરનારા, શ્રમજીવીઓ ને સૌ વેપારીઓ પાખી પાળતા (૪૬૪). અજવાળી રાતે લોક આનંદ કરવા નગરમાં ફરવા નીકળતા (૫૩૯). અમુક પ્રસંગે નટીઓ નાટક ભજવતી (૧૨૯૨). પણ વળી જંગલના લૂંટારા નવરાત્રિમાં નરનારીનો શરદ્બલિ પણ આપતા (૯૯૩).

જૈનો આજની પેઠેજ ધાર્મિક ક્રિયાઓ કરતા: ઉપવાસ કરતા, પરિક્રમણ કરતા, ક્ષમાપ્રાર્થના કરતા; સાધુસંતોને વસ્ત્ર, પાત્ર, ભોજન, શયન, આસન આદિ વસ્તુઓનું દાન કરતા. મહાવીરસ્વામીએ તો સર્વસ્વનો ત્યાગ કર્યો ને પોતે દિગંબર રહેતા; છતાં મંદિરોમાંની જિનેશ્વરદેવની મૂર્તિઓ આગળ સોનાનાં અને રત્નનાં ભેટણાં મૂકવાની ધર્મવિરુદ્ધ ક્રિયા આ કથાના સમય પૂર્વે જ શરૂ થઇ ગઇ હતી (૪૩૭). અને તે હજીયે ચાલુ જ છે. જૈન સાધુઓને જ નહિ, પણ બ્રાહ્મણો, ભિક્ષુકો વગેરેને પણ જૈનો દાન દેતા. લોક રાજાના શત્રુને, જુઠ્ઠાને અને વ્યભિચારીને દાન આપતા નહિ (૪૭૮). ધનાઢ્યો ધર્મશાળાઓ અને આનંદશાળાઓ બંધાવતા (૬૩૦). વિસામાના ચોતરા બંધાવતા અને પરબો મંડાવતા (૧૧૭૮), તથા પક્ષીઓને દાણા નાખતા (૬૪૦). જૈનો પણ યમુનાનદીની અને તેમાંના કાલીય નાગની પણ, નમસ્કાર કરીને, સ્તુતિ કરતા (૮૫૯), પ્રાર્થના પણ કરતા (૧૦૨). સીતાજીના મંદિરમાં સીતાજીનું સ્મરણ કરતા (૧૧૧૮). ગાયો ગૃહજીવનની માતા ગનાતી (૧૦૮૭). જતાં જમણે હાથે નરપંખીનો શબ્દ સંભળાય તો શુભશુકન (૧૨૦૮), અને જમણે હાથે શિયાળનો શબ્દ સંભળાય તો અપશુકન મનાતો (૮૬૪). લોક પગના ને ગળાના સમ ખાતા (૨૮૭).

મૂર્ખ બ્રાહ્મણનો તિરસ્કાર થતો (૬૯૧), યોગ્ય બ્રાહ્મણને દાન દેવાતું (૪૮૧). ગૃહસ્થ બ્રાહ્મણકુટુંબ વેદધર્મીઓનું તેમજ જૈનોનું પણ સુંદર રીતે આતિથ્ય કરતું (૧૧૪૮). સાસરે જતી બેનદીકરીને લૂંટવી નહિ, વગેરે કુલધર્મ, આજે જેમ બહારવટિયા પાળે છે તેમ તે સમયે, પણ પાળતા. ક્યા ક્યા સંજોગોમાં અમુક અમુક પશુપંખીને હણવાં નહિ એવો કુલધર્મ પારધીઓ પણ પાળતા (૧૩૮૫).

તે સમયના લોક અનેક વિદ્યાકળા પણ જાણતા: વેપારીઓ અર્થશાસ્ત્રના સિદ્ધાન્ત સારી રીતે જાણતા (૯૫), વૈદ્યો નાડીપરીક્ષામાં નિપુણ હતા અને વળી તે સમયે પણ શસ્ત્રક્રિયામાંયે ચતુર હતા (૪૨૩). સ્વપ્નશાસ્ત્રનો પણ

અભ્યાસ થતો (૫૧૩). પત્રો અને પુસ્તકો ભોજપત્ર ઉપર લખાતાં (૫૫૯). નાટકો લખાતાં અને કુટુંબના આનંદ માટે પણ તે ભજવી બતાવાતાં. તે સમયે નટીઓ પણ નાટક ભજવવામાં ભાગ લેતી (૧૨૯૨). પ્રાચીન કાળે યુરોપના કેટલાક દેશમાં રાત કેટલી વીતી તે જાણવાને માટે મીણબત્તી કેટલી બળી તે જોતા, તેમ આપણી કથાને સમયે પણ રાત કેટલી વીતી તે જાણવાને માટે દીવાની બત્તી કેટલી બળી તે જોતા. રાતે બહાર જતાં સાથે ફાનસ લેતા, એ ઉપરથી જણાય છે કે ત્યારે ફાનસનો ઉપયોગ પણ થતો (૫૩૯).

હવે જરી તે સમયના નારીસમાજ તરફ દૃષ્ટિ કરીએ.

ધનવાન લોક કન્યાજન્મને વધાવી લેતા, નાડીછેદનને પ્રસંગે સગાંસ્નેહીઓને જમાડતા. તરંગવતી યમુનાની કૃપાથી ઘેર કન્યા જન્મી, માટે પિતાએ કન્યાનું નામ તરંગવતી પાડ્યું હતું (૧૦૨). જૈનો પણ કન્યાઓને ચૂડાકર્મનો સંસ્કારવિધિ કરતા (૧૦૭). બાળકો માટે ધાવ અને દાસીઓ રાખતા, તેમને રમવા માટે સોનાનાં રમકડાં વસાવતા. ધનવાનની કન્યા જરા મોટી થતાં સખીઓ સાથે સોનાની પૂતળીએ રમતી અને માટીનાં ઘર ઘર પણ રમતી (૧૦૭).

પ્રાચીન ભારતમાં પણ કુમારોની જેટલી કન્યાઓની કેળવણી માટે આવશ્યકતા મનાતી નહોતી. કુમારો માટેનાં ગુરુકુલોની હકીકતો અનેક ગ્રંથોમાં મળી આવે છે, કન્યાઓ માટેના ગુરુકુલનો ક્યાંય ઉલ્લેખ જણાતો નથી; છતાં ધનવાનો પોતાની કન્યાઓને શિક્ષકો રાખી ઘેર ભણાવતા. તેમને વાચન, લેખન, ગણિત, ગાન, વાદન, નૃત્ય, રસાયણશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પુષ્પછેદની કળા, વગેરે શિખવાતું (૧૧૬). ફૂલના રંગ તેઓ ફેરવી પણ શકતી (૧૬૦, ૧૬૪). કેટલીક કન્યાઓ ચિત્રમાં એવી નિપુણ થતી કે તે અમુક કથા કે ઇતિહાસ વસ્ત્ર ઉપર હારબંધ ચિત્રો ચીતરીને પ્રકટ કરતી (૪૯૨). તીર્થંકરના ને બુદ્ધના અમુક જીવનપ્રસંગો એવી રીતે ચિત્રપટો ઉપર ચીતરેલા પ્રાચીન સાહિત્યમાં મળી આવે છે, પત્થર ઉપર કોતરેલા પણ મળી આવે છે. જૈન લોકમાં આજે પણ અમુક સ્થળે અમુક પર્વ ઉપર એવા પટનાં દર્શન કરવા જવાનો રિવાજ છે. આજના સિનેમાના ચિત્રપટ જેવી એ કળા છે. કન્યાઓ ગાનશાસ્ત્રનો પણ અભ્યાસ કરતી (૪૯૨) અને ધર્માનુરાગી પિતાઓ પોતાની કન્યાઓને, ધર્મપંડિતો રાખી, ધર્મશાસ્ત્રનો પણ અભ્યાસ કરાવતા (૧૧૬).

કન્યા ભણી કરીને તરુણ ઉંમરની થતી ત્યારે એનાં માબાપ એના

લગ્નની તજવીજ કરતાં (૧૭૦). વરના પિતા પોતાના પુત્ર માટે કન્યાના પિતા પાસે તેની કન્યાનું માગું કરતા અને તેને માટે મોટી રકમો આપતા. ધનવાનો પણ આમ પોતાની કન્યાનો વિક્રય કરતા (૪૪૨, ૬૪૩). આમ કન્યાવિક્રય કરવા છતાં કન્યાનો પિતા પોતાની કન્યાને સાસરે સુખ મળશે કે કેમ તે જોતો (૬૪૮) અને વરપક્ષ આબરૂદાર અને પૈસાદાર હોવા છતાં તેનામાં નૈતિક કે ધાર્મિક યોગ્યતા ન હોય તો તેવાં માગાં પાછાં ઠેલતો (૪૪૨). કોઇ કોઇ વાર વરકન્યા સ્નેહબંધનથી બંધાઇને લગ્નનો સંકલ્પ કરતાં (૬૬૨). પણ તેમનાં માબાપ એ લગ્નમા સમ્મતિ ન આપે તો તે બંને છાનાંમાનાં નાશી જતાં (૭૯૮) અને કોઇક સ્થળે ગુપ્ત રીતે ગાન્ધર્વ-લગ્ન કરી લેઇ લગ્નસુખ ભોગવતાં (૮૯૩). કન્યાપિતાને જ્યારે પોતાની કન્યા અમુક કુમાર સાથે નાશી ગયાની ખબર પડે છે ત્યારે તે પોતાના અનમ્ર કુળાભિમાનને કારણે 'નદી જેમ પોતાનાજ કિનારાને ડુબાડે તેમ ભ્રષ્ટ નારીઓ પોતાના કુળની આબરૂને ડુબાડે છે. અશુદ્ધ પુત્રી ઊંચા અને ધનવાન કુળને હાનિ કરે છે અને પોતાના ભ્રષ્ટાચારથી આખા કુળને કલંક આણે છે. કલ્પનાનાં સ્વપ્ન અને સુંદર મૃગજલ ઉપર જેટલો વિશ્વાસ રખાય એટલોજ વિશ્વાસ ચતુર અને ચંચળ નારી ઉપર રખાય,' એમ કહી ખેદ કરે છે અને નારીજાતિ પ્રત્યે તિરસ્કાર દર્શાવે છે (૧૨૫૫). પણ જરા શાન્તિ થતાં વરકન્યાનાં માબાપ એ નાશી ગએલાંની શોધ કરાવવા માણસો દોડાવે છે (૧૧૩૧) વરકન્યા પાછાં ઘેર આવતાં બંને પક્ષ તેમને વધાવી લે છે (૧૨૨૬) અને મહાઆનંદે તેમનાં લગ્ન કરાવી આપે છે. અને ત્યારે નગરમાં અસાધારણ ઉત્સાહ મંડાય છે (૧૨૪૯). કોઇ કોઇ માણસ કન્યા-હરણને ઉત્તેજતા, પણ કુળવાન માણસો એને નિષિદ્ધ માનતા (૬૧૭. ૬૨૧).

તે સમયે ધનવાન સ્ત્રીઓ પણ સફેદ વસ્ત્ર પહેરતી, કોઇ કોઇ સુતરાઉ કે રેશમી વસ્ત્ર પણ પહેરતી. શરીર ઉપર આછા પણ મોતીના કે સોનાના રત્નજડિત અલંકાર સજતી (૩૬, ૧૯૪). ઝાંઝર અને કટિમેખળા પણ પહેરતી (૧૯૯). શરીર ઉપર તૈલમર્દન કરતી (૧૮૨). માથામાં ફૂલ ગૂંથતી અને મોં ઉપર ચૂર્ણ (પાઉડર) પણ લગાવતી (૧૩૦૯). ત્યારે પાઉડર આ યુગનોજ વિલાસ નથી! પ્રોષિતભર્તૃકાને અમુક પ્રકારે વાળ રાખવા પડતા, પણ કેવે પ્રકારે, તેનું વર્ણન કથામાં આવતું નથી.

તે સમયે સ્ત્રીઓમાં ઘૂમટાનો રિવાજ હોય એમ કથામાં ક્યાંય આવતું નથી, સ્ત્રીઓ ખુલ્લી રીતે બાગમાં ઉજાણીએ જતી (૧૯૪). જુવાન સ્ત્રીઓ

પોતાના પતિ સાથે ખુલ્લી રીતે બાગમાં ફરવા જતી અને ત્યાંના પ્રકૃતિ-સૌન્દર્યનો આનંદ અનુભવતી (૧૨૯૮). સ્ત્રીઓ ઘોડે પણ બેસતી (૧૧૫૬, ૧૨૦૨).

પોતાની મનઃકામના સિદ્ધ કરવા સ્ત્રીઓ વિવિધ યુક્તિ કરતી, જેને સ્ત્રીચરિત્ર કહેવાય (૬૭૮). ધાર્મિક સ્ત્રીઓ એની સિદ્ધિ માટે વિવિધ વ્રત ને તપસ્યા કરતી (૪૫૨). અને પતિ પાછળ સતી પણ થતી (૩૭૯).

આજથી દોઢેક હજાર વર્ષ ઉપરનો આપણો સમાજ આવો હતો. તેમાં આજે કેવો ને કેટલો ફેરફાર થયો છે, આપણે કઇ કઇ બાબતમાં આગળ ચાલ્યા છીએ કે પાછા પડ્યા છીએ તે વિચારી લેવાનું કામ વાચકનેજ સોંપું છું.

('પ્રસ્થાન,' માહ ૧૯૯૫) નરસિંહભાઇ પટેલ

'પાટીદાર'મંદિર, આણંદ



## યુગવન્દના

**યુગયુગની** આદિથી તે અત્યાર સુધી जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसीनो અલૌકિક, પ્રભાવશાળી, જ્ઞાનયુક્ત અને આદર્શમય મંત્ર જગતની મહાન પ્રજાઓ ગોખે છે. ભારતવર્ષનો જુગજુનો ઇતિહાસ, હિન્દુધર્મની સ્મૃતિઓ, ભારતનાં કલામય શાસ્ત્રો, પુરાણો અને વિશ્વના અનેક બુદ્ધિગમ્ય ગ્રંથો જનનીનું અને જન્મભૂમિનું માહાત્મ્ય ગાય છે, માતૃને અને માતૃભૂમિને પૂજે છે, વન્દે છે, તેને માટે પ્રાણાર્પણ કરે છે. એની ભક્તિ માટે, એની સેવા માટે, એના સુખ માટે સમસ્ત જીવનના મોજશોખોને ત્યજે છે. માતૃપૂજનના ગૌરવને, એના અઢળક ગુણભંડારને, એની અલૌકિક શક્તિને, એના માધુર્યભર્યા ઓજસને નમસ્કાર કરવા હૃદયવીણાના તારને ઝણઝણાવે છે અને કૃતકૃત્ય બને છે, છતાં યે એની સેવાનાં મૂલ્ય અધૂરાં રહે છે. એના સમૃદ્ધિભર્યા આત્મભંડાર જરાયે છલકાતા નથી, અપકાર સામે પણ ઉપકારનો એનો દિવ્ય ગુણ ઓછો થતો નથી. અનેકવિધ સંકટગ્રસ્ત વાયુના ઝપાટા તેના જ્ઞાનદીપકને હોલવી શકતા નથી, તેનું ઝોલે ચઢેલું વહાણ ડુબાવી શકતા નથી. એ તો સાગરના પૂર અને પવનના ઝપાટા સામે પણ અડગ અને અવ્યય બની દીવાદાંડીની માફક ઊભી રહે છે અને અકાળે અથડાઇ ભાગી ભુક્કો થઇ જતાં અનેક વહાણોને—જીવનને બચાવે છે, અનેક દુઃખી જીવનને માત્ર અમીદષ્ટિથીજ સુખી કરે છે, અનેક માર્ગભૂલેલાંને સાચા રાહ ઉપર લાવી મૂકે છે, અનેક દુઃખગ્રસ્તોની અમૃતી-

પધિ બની રહે છે. અને છતાંયે દબાતી, ચંપાતી, લાતો ખાતી, અપમાન સહન કરતી, ગુણપૂજાના ગૌરવનાં મૂલ્યાંકનની આશા વિનાં જ સેવા ઉઠાવે છે. ધન્ય હજો એ માતાઓને, જગજ્જનનીઓને, જંગતની યુગવન્દનાઓને, જેનું જીવન न द्वेष्टि न कांक्षति જેવું સદાય સેવામય, દયામય અને પરોપકારયુક્ત જ વીતે છે:

અંધારાને જ ઓળખનારાં ઘુવડ, વાગોળ કે ચામાચીડિયાં સૂર્યપ્રકાશને સાચો માની શકતાં નથી. રતાંધળાં ચંદ્રની નિર્મળતા, તારાગણની અલૌકિકતા જાણી શકતાં નથી. આજે એવાં અનેક બુદ્ધિમાન ગનાતા એકપક્ષી, સ્વાર્થી અને અંધકારમાં જ રાચી રહેલા મનુષ્યો માતૃપૂજાનું–સ્ત્રીપૂજાનું ગૌરવ સમજી શકતા નથી. સ્ત્રીઓની સાચી શક્તિને, સાચા ગુણોને, તેમનામાં કુદરતે સ્થાપન કરેલા દિવ્ય પ્રભાવને જાણવા–જોવા–ઓળખવાને નાલાયક ઠર્યા છે. તેઓ ઘુવડ જેવું જીવન જીવી રહ્યા છે અને તેથી જ નારીજીવનને અપનાવી શકયા નથી, તેની વૃત્તિઓને સંતોષી શકયા નથી. પરિણામે અર્ધદગ્ધ, અમાનુષી અને હિંસક વિચારોને જ પોષનાર બન્યા છે. પુરુષની આવી અજ્ઞાન સ્થિતિને જ પરિણામે આજે નારી ઉપર સત્તા, સરસાઇ, સ્વામીત્વની પશુવૃત્તિઓ ભોગવાઇ રહી છે. તેના કીમતી અણમૂલા ભંડારોની ભયંકર લૂંટ ચાલી રહી છે. અને પરિણામે 'ढोल, गंवार, पशु अरु नारी, ये सब ताडन के अधिकारी' જેવાં વાકયો તુલસીદાસ જેવા માતૃભકતના ગ્રંથમાં ઉમેરાયાં છે. 'બુધે નાર પાધરી' જેવી કહેવતો ઊતરી આવી છે. પુરુષને એ વાકયો દમનના શસ્ત્ર તરીકે અતિઉપયોગી થઇ પડયાથી તેનો ઝડપી પ્રચાર થયો છે. દેવીના મંદિરમાં જઇ રોજ પગે લાગનાર અને ઘંટ, ઘડીઆળ ખખડાવી આરતી ઉતારનાર દેવીભક્તો પણ જીવતીજાગતી નારીને–દેવીને મનુષ્ય તરીકે જીવન જીવવા દેવા જેટલીયે છૂટ આપી શકયા નથી.

સ્મૃતિકારનાં यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता અને 'તે ઘરમાં હરિ રમણ કરે જ્યાં હસતી સુંદરીઓ' જેવાં વાકયો માત્ર મૌખિક ઉદારતાનો દંભ બતાવવા જ રહ્યાં છે. શાસ્ત્રને આચારમાં ઉતારનાર પુરુષવર્ગે સ્ત્રીની આર્થિક પરતંત્રતા, સહનશીલતા અને ઉદારતાનો લાભ લેઇ એ વચનોને પોથીમાંનાં રીંગણાં જેવાં બનાવી દીધાં છે. શક્તિરૂપ મનાતી દેવી બકરાંનો જ ભોગ માગે છે, વાઘસિંહનો ભોગ માગતી નથી! કારણ કે ભોગને નામે બકરૂં લાવવાની અનુકૂળતા છે, વાઘસિંહ લાવવામાં સોએ સો ટકાનું જોખમ છે. એ ન્યાયે નારીના જીવનને પોતાના આચાર અને વિચાર પ્રમાણે અનુકૂળ બનાવવાની

અનેક તર્કો સાધી પુરુષે પાશવી વૃત્તિ આદરી છે અને સ્ત્રીજીવનને બકરાની માફકજ બુદ્ધિહીન, મુંગું અને કમઅક્કલ પ્રાણી મનાવવાના અનેક યત્નો આદર્યા છે.

બેશક સિંહણ જેવી સ્ત્રીઓની આંખ આગળ તો તે પાંદડાની માફકજ કંપે છે. ત્યાં તેનું તેજ ઓસરી જાય છે, શુરાતન સરકી પડે છે, બુદ્ધિ બુઠ્ઠી બની જાય છે; અને એ ભય દૂર થઇ જતાં પાછો મૂછ ઉપર તાલ દેઇ ગૌરવ લે છે! નૂતન યુગમાં અનેક સ્ત્રીઓએ સિંહણ જેવું શૌર્યયુક્ત, નિર્ભય જીવન જીવવાની કૂંચી શોધી છે, અમાનુષી અત્યાચારી રૂઢિરિવાજો સામે જેહાદ જગાવી છે. અનેક વર્ષોથી રૂંધાઇ રહેલી શક્તિને ફૂંક મારી ચેતનમય બનાવી છે. પરિણામે પરિવર્તનશીલ જગતના રાહમાં તે કૂચકદમ કરી રહી છે.

આજનો નવયુગ આઝાદી માગે છે. જગતમાં સત્તા અને સ્વાતંત્ર્ય માટે ઘમસાણ મચ્યું છે. ઇટાલીએ એબીસીનિયાની પ્રજાને સંસ્કૃત બનાવવાને બહાને તેને માથે ગુલામીની છાપ મારી છે. જર્મનીએ ઓસ્ટ્રિયાને અને ચેકોસ્લોવેકિયાને પોતાની હકુમત નીચે આણ્યાં છે. જાપાન ચીનની સંસ્કૃતિને રફેદફે કરવાના યત્નો આદરે છે. આ સૌ પરિસ્થિતિમાં 'સત્તા અને ગુલામી'જ વચ્ચે ઘમસાણ મચી રહ્યું છે, અનેક રાજરમતો ચાલી રહી છે. હિન્દુ નારીની આજની આ દુઃખદ સ્થિતિ માટે ક્યાથી યે ભયંકર કાવત્રાં રચાયાં છે. અને 'દુઃખનું ઓસડ દહાડા' એ ન્યાયે દુઃખી દહાડા કાઢતાં સ્ત્રીને ગુલામી પચી ગઇ છે, રગેરગમાં વ્યાપી ગઇ છે. પુરુષની લોખંડી એડી નીચે દબાતી, ચંપાતી, સોળે શણગાર સજીને રોટલાના ટુકડાની અને ચીંથરાની ગુલામીમાંજ એ પોતાનું ગૌરવ સમજતી થઇ ગઇ છે. અ. સૌ., ગં. સ્વ. કે કુમારીનાં વિવિધ બિરુદો એનાં બીજાં રૂપકો છે!

વર્ષોથી ઊતરી આવતી હિન્દુ લગ્નપ્રથાએ પુરુષને નિરંકુશ વર્તનની છૂટ આપી છે. અને તેનેજ પરિણામે વૃદ્ધલગ્ન, નન્દીલગ્ન અને બીજાં અયોગ્ય લગ્ન થયાંજ કરે છે. સુધારાને નામે થતાં સ્નેહલગ્નોમાં પણ અનેક ગભરૂ, ભોળી યુવતીઓ પુરુષના મીઠા શબ્દોની મોહજાળમાં ફસાઇ જાય છે. અને તેનું પણ પરિણામ સ્ત્રીની અસહાયતા, કરુણ કંગાલિયત અને વિષમ સ્થિતિ જ લાવી મૂકે છે. નજીવા કારણસર ઝગડો થતાં પુરુષ પસંદગીથી પરણેલી સ્ત્રીને પણ છોડી ચાલ્યો જાય છે અને બીજીનો ભવ સુધારવાનાં સ્વપ્નો સેવતો આનંદમાં મસ્ત બને છે! પુરુષના આવા અત્યાચારમાંથી હિન્દુ નારીને ઉગારી લેવા, પુરુષની અમર્યાદિત સત્તા ઉપર અંકુશ મૂકવા આજે રાજકીય ધારા-

સભામાં એકપત્ની લગ્નનો ફરજિયાત કાયદો કરવાના ચોક્કસ યત્નો ચાલે છે. સ્ત્રીજાતિની ઉન્નતિની ઉષાનું આ પહેલું કિરણ. એ કાયદો અનેકપત્ની લગ્નની–નન્દીલગ્નની પ્રથાના મૂળમાંજ ઊંડો ઘા કરે છે અને પુરુષ એક સ્ત્રી હયાત હોવા છતાં બીજી કરી બન્નેનો ભવ ન બગાડે એવું ઠરાવે છે. એની સાથે સાથેજ નારીને લગ્નજીવનમાં સ્વતંત્રતા અર્પતું બીજું બિલ 'છૂટા છેડા' માટેનું પણ રજુ થયું છે, અને પુરુષની પાશવી શક્તિમાંથી પોતાનું પડયુંપાનું છોડાવવા યત્ન કરતી સ્ત્રીને એ મદદ કરે છે. લગ્નજીવન અસહ્ય થઇ જતાં એ બિલ સ્ત્રીજાતિને અમીનાં છાંટણાં છાંટે છે, અનેક દુઃખી બેનોની એ અમૃતૌષધિ બની રહે છે. નારીજગતની ગુલામીને ફેડવાનો આજે અણુમૂલ સમય આવી પહોંચ્યો છે, તે સમયે સૌ કોઇ બેન એને વધાવી લે એવી અભિલાષા છે.

પુરુષસમાજ તો આ કાયદાની વાત જાણીને ચોંકી ઊઠયો છે, તેની વિરુદ્ધ અનેક જાતની દલીલો અને તર્કવિતર્ક કરી રહ્યો છે. પણ બુદ્ધિપૂર્વક વિચાર કરતાં જણાય આવે છે કે પુરુષની માત્ર સ્વાર્થવૃત્તિને અવગણતા એ કાયદામાં નરી નિર્મળતા અને સમાજનો સાચો સેવાભાવ જ છે. એ સમાજસેવાના રાહમાં પુરુષસમાજ પોતે પોતાથી બનતું કરી માતૃપુજામાં પોતાનો ફાળો યથાશક્તિ નોંધાવી, પાપનું પ્રાયશ્ચિત્ત કરવાની અમૂલ્ય તકને વધાવી લે અને સ્ત્રીઓની સાચી લડતને–ન્યાયી લડતને લડવામાં મદદગાર થાય, પોતાની બુદ્ધિશક્તિનો અને દલીલોનો સત્યનિષ્ઠ ઉપયોગ સ્ત્રીજાતિનાં હિત અને ઉદ્ધાર અર્થે જ કરે, એમાંથી સત્યાસત્ય મુદ્દા, અપવાદ કે છટકબારીઓ કાઢવાનું પડતું મૂકે, રાતોની રાત સુધી દિવેલ બાળી આંખો સુજી જતા સુધીના યત્નો પોતાના બચાવ અર્થે ન કરતાં જેના લાભાર્થે એ કાયદાઓ થઇ રહ્યા છે તેમનાજ લાભ માટે કરે, એજ ઇષ્ટ છે; અને કોઇ પરિણીત પુરુષ બીજી કોઇ પણ સ્ત્રીને લગ્ન કરવાની લાલચ આપી, કાયદાથી અજ્ઞાત રાખી–તેના અજ્ઞાનનો લાભ ન લે–કાયદાથીજ દગો ન દે તેની તકેદારી રાખે.

આ તો સમસ્ત હિંદુ સમાજની અને હિંદુ નારીની વાત થઇ. હવે પાટીદાર જ્ઞાતિની અત્યારની સ્થિતિ ઉપર આવીએ.

પાટીદાર સમાજ વર્ષોથી ઊતરી આવેલી આડંબરી આબરૂનો ભોગ બન્યો છે, મિથ્યાભિમાનના મહાસાગરમાં ડૂબકાં ખાધા છતાંયે કાગળની હોડીએ મહાસાગર તરી પાર ઊતરવાની નાહક સાહસિક વૃત્તિ ધરાવે છે, લાકડાનો ઘોડો કરી 'ખસો ખસો, ઘોડો મારશે,' કહી દમદમાટી અને મિથ્યા બકવાદ

કરે છે. મોરનાં પીંછા પહેરી, કાગડો નખરાળી કળાથી નાચે કૂદે અને આનંદ માને તેવી સ્થિતિમાં તે મુકાયો છે. પરિણામે આર્થિક સંકડામણ ઊભી થતાં એ ગૂંચાયો છે અને પૃથ્વીના પેટાળમાં પેસીને પૈસો લાવવા છતાંયે આડંબરી રૂઢિરિવાજોને અંગે દિનપ્રતિદિન ઘસાતો ગયો છે, અનેક રીતે આર્થિક સંકડામણ ઊભી થયા છતાંયે બાપના કૂવામાં બૂડી, મરવા પગભર બન્યો છે—આત્મઘાત કરવા તૈયાર થયો છે.

'પાપડી ભેગી ઇયળ બફાય' તેમ એ આડંબરી કુલીનતામાં પાટીદાર સમાજની સ્ત્રીઓ બફાઇ રહી છે, બળી રહી છે, પટલાઇના પાવકમાં—મોટાઇના મહાનલમાં એ શેકાઇ રહી છે. એ અગ્નિ ઉપર પાણી છાંટવાના યત્નો આજે ચાલી રહ્યા છે અને તેની પ્રથમ અંજલિ રૂપે ગોળ વિકસિત કરવાની પ્રવૃત્તિઓ આદરવામાં આવી છે. આત્મવિશુદ્ધિની ભઠ્ઠીમાં ચઢી, સુવર્ણશી કસોટીમાંથી પસાર થતાં તેનું જીવન ભસ્મ ન બને અને નક્કર, વિશુદ્ધ સુવર્ણરૂપે પરિવર્તન પામી સમાજના સદુપયોગ માટે સચવાઇ રહે એટલું આપણે ઇચ્છીશું.

પોતાને માથે અત્યાર સુધી પડેલાં દુઃખો દૃષ્ટિ સમક્ષ રાખી, સંક્રાતિકાળ સમા પરિવર્તનમાં પોતાને અન્યાય ન થાય તે માટે તકેદારી રાખવાની આજની પ્રત્યેક સ્ત્રીની પવિત્ર ફરજ છે.

નૂતન યુગની યુગવન્દનાઓ જાગતી રહે અને પોતાના ભાવિ જીવનને સમૃદ્ધ બનાવવાના દરેક કાર્યમાં ખડે પગે ચોકી કરે; નૂતન યુગને એ જ રીતે વધાવી લે. प्रज्ञेषु किं बहुना!

વડોદરા — વજુભાઇ ભાઇલાલભાઈ પટેલ

---

## બાળલગ્નનો બૂરો રિવાજ

[ અખિલ હિંદ મહિલા પરિષદે લખાવેલી અને પરિષદની ગુજરાત શાખાએ અનુવાદ કરેલી પત્રિકા ]

**પચાસ** સાઠ વરસથી આપણા દેશના હિતેચ્છુઓ બાળલગ્ન સામે પોકાર ઉઠાવે છે, પણ હજી આપણે કાન બહેરા કરીને બેઠાં છીએ. દુનિયાના બીજા કોઇ પણ જંગલી કે સુધરેલા દેશમાં આ શરમભરેલો રિવાજ નથી. શહેરોમાં રહેનારા ભણેલા લોકોને જરા પણ ખબર નથી કે ગામડાંમાં હજી પણ નાનાં છોકરાં પરણાવી દેવાનો રિવાજ કેટલી હદ સુધી ચાલુ છે. તે ઉપરાંત એ

રિવાજથી દેશને કેટલું નુકસાન થાય છે તેનો ભણેલા કે અભણ કોઇ વિચાર કરતા નથી.

આપણા દેશમાં નાની ઉમરની વિધવાઓ જેટલી સંખ્યામાં છે તેટલી દુનિયાના બીજા કોઇ ભાગમાં નથી. ૧૯૩૧ની સાલમાં વસતિપત્રક કરવામાં આવ્યું ત્યારે એક વરસની અંદરની ઉમરની પંદરસો વિધવાઓ હતી, પાંચ વરસની અંદરની ત્રીસ હજાર વિધવાઓ, દશ વરસની અંદરની એક લાખ પાંત્રીસ હજાર અને પંદર વરસની અંદરની ત્રણ લાખ વીસ હજાર વિધવાઓ હતી. જે દેશમાં આટલી કમનસીબ કુમળી કન્યાઓ દુઃખી જિંદગી ગાળી આંસુ સારતી હોય તેને સુધરેલો દેશ કેવી રીતે કહી શકાય?

બાળલગ્નનો રિવાજ પકડી રાખવાનું એક કારણ એ છે કે આપણે એમ માની બેઠાં છીએ કે રિવાજ બહુ જૂનો છે અને તે માટે તે સારો હોવો જ જોઇએ. જો આપણે જૂનાં પુસ્તકો જોઇશું તો જણાશે કે છેક અસલમાં વેદના વારામાં એ રિવાજ હતો જ નહિ. વેદોમાં ઠેકાણે ઠેકાણે મોટી કન્યાઓનાં લગ્ન વિષે લખેલું છે. તેમજ ઋગ્વેદમાંનો વિવાહમંત્ર છે તેમાં પણ મોટી ઉમરની કન્યાના લગ્નનું જ વર્ણન છે—ઢીંગલી જેવડી છોકરીના લગ્નનું નહિ. આ રિવાજ જતો રહી ધીમે ધીમે બાળલગ્નનો રિવાજ પેશી ગયો. એનાં કારણ ઘણાં હશે. પણ ઘણા વિદ્વાનો માને છે કે દેશમાં રહેતી જંગલી જાતિઓની સોબતથી એ રિવાજ પેઠો. એટલે જેને આપણે સારો, અસલી, ઊંચો રિવાજ માનીએ છીએ તે ખરું જોતાં જંગલી લોકોનો રિવાજ છે!

ગમે તે કારણસર બાળલગ્નનો રિવાજ શરૂ થયો હોય, પણ હાલ તો એણે દેશનું સત્યાનાશ વાળ્યું છે તે કોઇ પણ સમજણવાળું માણસ જોઇ શકે તેમ છે. એ રિવાજથી દેશનાં સ્ત્રીપુરુષોનાં શરીર ઘસાઇ જઇ નકામાં થઇ ગયાં છે, અને બુદ્ધિ પણ આગળ વધી શકતી નથી.

બાળલગ્નના રિવાજથી અસંખ્ય વિધવાઓને જે દુઃખ ભોગવવાં પડે છે તે તો તેમનાં મનજ જાણે છે. પણ તે ઉપરાંત એ રિવાજથી બીજાં અનેક નુકસાન થાય છે. આમાંનું મોટામાં મોટું તે સુવાવડમાં નાની ઉમરની સ્ત્રીઓનાં થતાં મરણ છે. દર વર્ષે બે લાખ સ્ત્રીઓ સુવાવડમાં મરણ પામે છે, એટલે દર કલાકે વીસ બેનો એ રીતે મરણને શરણ થાય છે! આમાંની ઘણીખરી સ્ત્રીઓ વીસ વરસની અંદરની જ હોય છે. જે રિવાજ દર કલાકે વીસ બેનોના પ્રાણ લે છે તેને આપણે સારો, ઊંચો ગણી પકડી રાખીએ છીએ તે કેટલી દુષ્ટતા કહેવાય?

'બાળલગ્નના રિવાજથી માત્ર માતાઓનું નહિ, પણ બાળકોનું પણ સત્યાનાશ વળે છે. હજાર છોકરાં જન્મે તેમાંના પોણીબસો કે બસો તો જનમ લેતાંજ મરી જાય છે. કેટલેક ઠેકાણે હજારમાંથી ચારસો પણ મરણ પામે છે. જે જીવે છે તે પણ રોગી ને મુડદાલ જેવાં હોય છે. આપણા દેશમાં માણસનું સરેરાસ આયુષ્ય ચોવીસ વરસનું ગણાય છે, ત્યારે જે દેશોમાં બાળલગ્નો રિવાજ નથી ત્યાં લોકો સરેરાસ પચાસ પંચાવન વરસ સુધી સાધારણ રીતે જીવે છે. બીજા દેશો કેળવણી, વેપાર, શોધખોળો, એ બધાંમાં આગળ વધે ને આપણો દેશ બિચારો પાછળ રહી જાય એમાં શી નવાઇ? ચોવીસ વરસની ઉંમરમાં માણસ કરી કરીને કેટલું કરી શકે? જો માત્ર બાળલગ્નનો એકજ રિવાજ નીકળી જાય તો દેશના લોકોનાં શરીર, મન, બુદ્ધિ અને છેવટે પૈસાની સ્થિતિ સુધરે.

શાસ્ત્રોમાં નાનાં બાળકોને પરણાવવાની આજ્ઞા છે એમ માની આપણે એ રિવાજ પકડી રાખીએ છીએ. સ્વાર્થી બ્રાહ્મણો જે કાળા અક્ષરને કૂટી મારે એવા હોય છે તે પણ લોકોને બીવડાવ્યા કરે છે કે શાસ્ત્રની આજ્ઞા માની નાની કન્યાને નહિ પરણાવો તો રૌરવ નરકમાં પડશો. એમણે કેટલાં શાસ્ત્ર વાંચ્યાં ને કેટલું સમજ્યા તે કોઇ પૂછવાની હિંમત કરતું નથી. જે ગુજરાતી પણ પૂરું ભણ્યા નથી હોતા તે સંસ્કૃત ભાષામાં લખેલાં શાસ્ત્રો વાંચી એનો અર્થ કયાંથી કરે? શાસ્ત્રો કાંઇ એક માણસનાં એક જમાનામાં લખેલાં પુસ્તક નથી. જુદા જુદા માણસોને જુદે જુદે વખતે જે ઠીક લાગ્યું તે લખ્યું. હજારો વરસ દરમિયાન એ બધું લખાયું હતું, એટલે એમાંથી કયું ખરું ને કયું ખોટું તે નક્કી કરવું બહુ કઠણ છે. પણ બ્રાહ્મણો તો વાંચ્યા કે સમજ્યા સિવાય પોતાનું તરભાણું ભરવાજ લોકોને શાસ્ત્રના નામથી ભડકાવે છે.

નાતનાં તડ અને ગોળના રિવાજથી પણ માબાપને છોકરાં પરણાવવામાં ઉતાવળ કરવી પડે છે. નાનપણમાં લગ્ન કરી ન દે તો પછી નાની નાતમાંથી સારાં વર કે કન્યા મળે નહિ ને છોકરો તો કદાચ કુંવારો રહી જાય અને છોકરીને ઘરડો, અપંગ, રોગી એવો વર મળે કે શોકના ઉપર પરણાવવી પડે. આ બધાંમાંથી બચવા માબાપ છોકરાંને વહેલાં પરણાવી દે છે. તડ કે ગોળ બહાર જવાની માબાપની હિંમત હોતી નથી એટલે બિચારાં છોકરાં બાળલગ્નની વેદી ઉપર હોમાય છે! છોકરી મોટી થાય તો નાતના પટેલો ને શેઠીઆ પણ માબાપને નાત બહાર મૂકવાની ધમકી આપ્યા કરે છે. ડરી જઇને માબાપ છોકરીને પરણાવી દે છે અને પછી દુઃખી તો છોકરીજ થાય છે!

શહેરોમાં હવે ઘણાં લગ્ન મોટી ઉમરે થાય છે, તે ઉપરથી ઘણા લોકો માની લે છે કે બાળલગ્નનો રિવાજ હવે લગભગ જતો રહ્યો છે, અને થોડાં વરસમાં તે નાબુદ થઈ જશે. આવા લોકોની જાણ માટે કહેવું જોઇએ કે ૧૯૩૧ના વરસમાં એક વરસની અંદરની ઉમરની ૪૪૦૦૦ છોકરીઓ પરણેલી હતી. આગલા દશકા કરતાં આ સંખ્યા પાંચ ગણી વધારે છે.

ભાષણો, ઉપદેશો ને સમજાટ છતાં બાળલગ્નનો ભૂરો રિવાજ આપણામાંથી ગયો નથી. એનાં માઠાં પરિણામ નજરે જોયા છતાં આપણે સુધરતાં નથી એટલે હવે એ રિવાજને જડથી ઉખેડવા માટે સખત કાયદાની જરૂર છે. સરડા કાયદા જેવા નરમ કાનુનો કરવાથી કશો ફાયદો નથી. જો સરકાર આ બાબતમાં સખત વલણ લે તો જરૂર એકદમ મોટો સુધારો થઇ શકે. આપણાં મન એવાં થઇ ગયાં છે કે કોઇ પણ રિવાજ નાબુદ કરવા આપણાં હિતેચ્છુ ભાઇબેનોનાં શિખામણનાં વચન આપણે ધ્યાનમાં લેતાં નથી. પણ જ્યારે સરકાર કાયદો કરી એ બંધ કરે ત્યારે આપણે તરત નમતું આપી દેઇએ છીએ. ગવર્નર જનરલની એકજ કલમથી સતી થવાનો રિવાજ બંધ પડ્યો તે આપણે જાણીએ છીએ.

ઘણા લોકો એવું કહે છે કે બાળલગ્નના રિવાજ સામે નકામા પોકાર પાડીએ છીએ; એનાથી કાંઇ એટલું બધું નુકશાન થતું નથી; દેશની ખરાબ દશા માટે તો બીજાં ઘણાં કારણ છે. પણ એવું કહેનારા ભૂલી જાય છે કે બીજા દેશોમાં પણ રાજકીય પરતંત્રતા પણ હોય છે ને ગરિબાઇ પણ હોય છે, છતાં કોઇ દેશમાં આપણાં જેવાં નબળાં શરીર કે આપણા જેટલી પછાત કેળવણી હોતી નથી.

બાળલગ્નનો રિવાજ નાબુદ કરવા માટે અભણ લોકો તો પગલાં ન જ લે, પણ ભણેલા લોકો પણ તદ્દન બેદરકારી બતાવે છે. જેમ ચાલે છે તેમ ચાલવા દો, લોકો એની મેળે સુધરશે નહિ તો મરશે, એમ સૌ કોઇ કહે છે. આ ખરેખર બહુ અફસોસની વાત છે. પુરુષો કરતાં પણ સ્ત્રીજાતિની મોટામાં મોટી ફરજ એજ છે કે એ રિવાજ ઉખાડી નાખવા કમર કસવી જોઇએ, કારણ કે આ બાબતમાં સ્ત્રીઓજ વધારે હઠ કરે છે અને દુઃખ પણ છેવટે એમનેજ પડે છે. દરેક ભણેલી સ્ત્રીની ફરજ છે કે એ રિવાજ સામે જોરમાં પ્રચારકામ કરવું. વગર ભણેલી બેનો જો આટલીજ પ્રતિજ્ઞા લે કે મારો પ્રાણ જશે તોપણ સોળ વરસ પહેલાં મારી દીકરીને નહિ પરણાવું તો એ રિવાજનો સહેલાઇથી અંત આવશે. આપણી બેનો પરલોકમાં

સ્વર્ગ મેળવવા જાતજાતનાં કઠણ વ્રત અપવાસ કરે છે, તો પોતાની જ દીકરીને આ લોકમાં સુખ આપવા આટલું વ્રત લેશે તો દેશનું ભવિષ્ય એકદમ સુધરી જશે. સોળ વરસ એ પણ ખરૂં જોતાં મોટી ઉંમર નજ કહેવાય, પણ હાલ તરત એટલાથી સંતોષ માનીશું. આશા છે કે દરેક બેન આવી પ્રતિજ્ઞા લેઇ હિંદુસ્તાનનું મોટું કલંક ધોઇ નાખશે.

સરોજિની મહેતા



## આજનો ગાંધીવાદી યુવક અને પ્રેતભોજન

યુવક અને તે પણ આજના ગાંધીવાદનો યુવક એટલે ક્રાન્તિની જીવંત પ્રતિમા. તેના હૃદયમાં અસંતોષ અને ક્રાન્તિની જ્વાળાઓ ભભુકતી હોયજ. બેડો બળવો એ આજના નવયુગનું—ગાંધીયુગનું અમોઘ શસ્ત્ર મનાયું છે. આજે યુવક રાજદ્વારી તેમજ સામાજિક ક્રાન્તિની વિકટ પળોમાંથી પસાર થઇ રહ્યો છે. આ પ્રસંગે નવયુવકની અગ્નિપરીક્ષા થઇ રહી છે. કેટલાક આ તાવણીમાંથી અસહ્ય બંધનોને ફગાવી દેઇ અનેક કપરા સંજોગોમાં પણ અડગ રીતે યુવાનીનું તનમનાટ કરતું ખમીર બતાવી શુદ્ધ સ્વરૂપે બહાર આવે છે, જ્યારે ઘણાખરા આ કસોટીમાં પસાર થઇ શકતાજ નથી.

યુવકને માટે લખવું એટલે સમગ્ર યુવકવર્ગને અનુલક્ષીને લખવાનું હોય. છતાં અત્યારે તો પાટીદાર યુવકનોજ વિચાર કરીએ. જ્ઞાતિના એકના એક માસિક તરીકે 'પાટીદાર' આજે વરસોથી યુવકને સમાજના જડસુઓ સામે થવા પોકાર કરે છે, ચાબકા લગાવે છે. વારંવાર સમાજના અનિષ્ટ સડા પ્રત્યે નિર્દેશ કરીને એ સડેલાં મૂળને જડમાંથીજ ઉખેડી ફેંકી દેવા માટે યુવકોને બંડખોર બનવા હાકલ કરે છે.

બીજા કોઇ પણ સમાજ કરતાં આપણા સમાજમાં નાના મોટા એવા ઘણા ભયંકર રિવાજો પ્રચલિત છે, જેમાં સાધારણ માણસ ફસાયા બાદ બિચારો આર્થિક તેમજ નૈતિક રીતે ઊભો થઇ શકતો નથી. ખાસ કરીને પ્રેતભોજન સમાજનું મહાભયંકર દૂષણ સાબિત થયું છે, છતાં ચલાવી લેઇએ છીએ એ કેટલું ધૃણાસ્પદ ગણાય! જગતના કોઇ પણ દેશમાં કોઇ સંસ્કારી પ્રજા, હું માનું છું કે, મૃત આત્માની પાછળ આટલા બધા આનંદથી મિષ્ટાન્ન નહિ ઉડાવતી હોય. આ રાક્ષસી રૂઢિએ સમાજમાં એટલી વ્યવસ્થિત રીતે પોતાનું સ્થાન જમાવ્યું છે કે વરસોની જેહાદ વિના તેની નાગચૂડ નરમ પડવાની નથી.

પાટીદાર કોમ બીજી કોઇ કોમ કરતાં વધારે ઘમંડી અને તરંગી ગણાય છે. તેને આજના ગાંધીયુગમાં પણ જૂની જાહોજલાલી અને બાપ્પાશાહી ગમે તે ભોગે ટકાવી રાખવી છે. જગતમાં દેશી રાજાઓની ઠેકડી થાય છે છતાં તેઓ જેમ પોતાના પાસવાનો અને ખવાસો પાસે પોતાને મહાન મનાવે છે, બરાબર તેમજ સમાજના જડસુઓ આવા જલસાઓ કરીને પોતે જેને વસવાયાં માને છે તેઓની ઉપર બાપ્પાશાહી કાયમ રાખવા મથે છે. ગામેતર, ભાગ, ચોરાશી, વગેરે શબ્દો આપણને સ્પષ્ટ સૂચવે છે કે કુળવાનશાહી, મિથ્યાભિમાનનાં અને પ્રતિષ્ઠાનાં ભૂતરૂપી અનિષ્ટ તત્ત્વો હજી પણ આપણી સામે ઘુરકિયાં કરતાં ઊભાંજ છે.

એટલે સમાજસુધારણા માટે યુવકોએ સાવજની માફક દૃઢનિશ્ચય બનીને વ્યવસ્થિત લડત ચલાવ્યેજ છુટકો. પાટીદાર ખેડૂત છે એ ભૂલવું જોઇતું નથી. કુદરતી આફતોની સામે તે સાચા વીરની માફક ઝઝૂમે છે, છતાં કયા મહાબળથી તે દુષ્ટ રિવાજોને તાબે થતો હશે! અરે, મહાન સલ્તનત સામે પણ આદેશ મળતાં સાચા સિપાહી તરીકે જે વીર મેદાને પડે છે, તેજ વીર સમાજની સામે આટલો દુર્બળ કેમ? કદાચ સંગઠનનો અભાવ તેનું મૂળ હશે! આર્થિક મંદીનું મોજું સારાયે જગત ઉપર ફરી વળ્યું છે. તેમાંથી પાટીદાર કોમ–ખાસ કરીને ખેડૂત–જે કુદરત, શાહુકાર, સરકાર અને સમાજ એમ ચોતરફના ભયંકર નાગપાશમાં જકડાએલો છે તે શી રીતે મુક્ત હોઇ શકે? જીવનનિર્વાહનો મહાન જટિલ કોયડો ઉકેલવા જે સાવ અશક્ત છે, તે આવા બેહુદા ખર્ચ ક્યાં સુધી ઉઠાવશે? કુટુંબને નિરાધાર બનાવી માથે દેવાના બોજ ખડકીને પણ કુળની અથવા મરનારની આબરૂ સાચવવા લખલૂંટ ખર્ચ અને મોટા સમારંભો કરવા, એ પોતાનાજ નાશને નોતરવા બરાબર છે.

નડિયાદ કાકરખાડના એક ભાઇના પિતા હમણાં સદ્ગત થયા. તે ભાઇ સારા સંસ્કારી અને કેળવાએલા છે, પરદેશ પણ જઇ આવેલા છે. હું જાણું છું ત્યાં સુધી શહેરની તેમજ કોમની અને રાજકીય તથા સામાજિક પ્રવૃત્તિઓમાં સારા પ્રમાણમાં તે પોતાનો ફાળો નોંધાવે છે. પણ તેજ ભાઇએ સહેજ પણ સંકોચ વિના પિતાનું પ્રેતભોજન સારી રીતે ઊજવ્યું. કેટલી અધોગતિ! આવા કહેવાતા ઉદ્દામવાદી નવયુવક, જેમને માથે વડીલ નથી અને હોય તોપણ જે સ્વતંત્ર છે અને સમાજ તરફની ફરજો જેને પોતાની જવાબદારીએ બજાવવાની હોય છે, તેમને જ્યારે બંડ ઉઠાવવાનો સુયોગ સાંપડે છે ત્યારે સારાસારનો વિચાર અને યોગ્ય નિર્ણય કર્યા સિવાયજ સિદ્ધાન્તને બાજુએ

મૂકીને, પ્રેતભોજન જેવા ક્રૂર અને રાક્ષસી પ્રસંગ પોતાને હાથે ઊજવતાં જરાયે શરમાતા નથી! આવી પીછે હઠ કરનારા યુવકોએ જાણવું જોઇએ કે પોતે જેની ઘોર ખોદવા માગે છે તેનાજ પાયામાં તે સીમેન્ટ પૂરી રહ્યા છે.

રાજકીય ક્ષેત્રમાં જે કોમે અણમોલ બલિદાન દીધાં છે, પોતાનાં પનોતાં ફરજંદો હસતે મોઢે દેશને ચરણે ધરીને અખંડ ગૌરવથી જે કોમ મોખરે ઊભી છે, તેનાંજ ગરીબ અને મધ્યમ કુટુંબો દુષ્ટ રિવાજોમાં રહેંસાઇ રહ્યાં છે, તે બીના કારમા કલંકરૂપ છે, એથી આત્મગૌરવનું તેજ પણ ઝાંખું પડે છે.

શ્રી. ફૂલસિંહજી ડાભી જેવાને પ્રેતભોજન અંગે સરકારી તંત્રની મદદ લેવી પડે છે, એ વાત સરદારની કોમને અને તેમના ગુજરાતને શરમજનક છે. દેશ જાણશે કે આપણામાં સત્ય, પ્રામાણિકતા અને નૈતિક હિંમત નથી. આપણી પાસે સાચો સમાજસેવક નથી, અડગ સિદ્ધાન્તવાદી નવયુવક નથી. પરંતુ ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું એ ન્યાયે પણ હવે પાટીદાર મંડળે શ્રી. દાદુભાઇ જેવા પીઢ આગેવાનની રાહબરી નીચે વ્યવસ્થિત પ્રયાસો આદરવા જોઇએ. મહાસભાના તંત્રની માફક ગામે ગામ સામાજિક સમિતિ સ્થાપીને, યોગ્ય દોરવણી સિવાય યુવકોની વેડફાઇ જતી શક્તિને રચનાત્મક કાર્યમાં કેન્દ્રિત કરવી જોઇએ. પરિષદો ભરીને લાંબા લાંબા ઠરાવો કરીને ફરજ પૂરી થઇ એમ સમજીને બેસી રહીશું તો વિનાશ નજીકજ છે.

જગત આખુંયે પરિવર્તનશીલ છે, કાળચક્ર હમેશાં ગતિમાન છે. યુગબળને સમજવા હોવા છતાંયે ચાલતું હોય તેમ ચાલવા દઇશું તો પતન થતાં કેટલી વાર? આજનો યુવક આવતી કાલનો નાગરિક છે, પિતા છે. તે જો મિથ્યાભિમાન અને ખોટા માનમરતબાના આવરણમાં લપટાઇને સાચા ક્રાન્તિમાર્ગને છાજતી, સમાજના ઝંડાધારી તરીકેની પોતાની ફરજોમાંથી ચ્યુત થશે તો ભાવિ કેટલું અંધકારમય બનશે?

યુવક, સાવધાન, કાળખંજરી વાગી રહી છે!

૪૬, સિરમ્બાન (મલાયા) ફુલાભાઇ પુરુષોત્તમ પટેલ



દેશબંધુ કહે છે કે, ગામડાંઓને સુસંગઠિત કર્યા વિના સ્વરાજ નથી. બીજાઓ પણ એજ કહે છે. બંગાળનો અનુભવ મને તો એજ શીખવે છે, કે આપણે જ્યાં લગી ગામડાંઓમાં પ્રવેશ નથી કર્યો ત્યાં લગી હિંદુસ્તાનને જાણ્યું જ નથી. —ગાંધીજી

('વ્યાપક ધર્મભાવના,' પૃ. ૪૫૨)

## શ્રમજીવીઓની લોકશાળા

આધુનિક કેળવણી તરફ લક્ષ આપતાં આજે જે જાતની કેળવણી શાળાઓમાં અપાતી જોઈએ છીએ, તેનાથી આપણને ઘણો અસંતોષ રહે છે. સરકારી ધોરણે નક્કી થએલી કેળવણી બાળકોને કશું વિશિષ્ટ આપવા અસમર્થ જણાય છે એવું બહુ જગ્યાએ સંભળાય છે.

ત્યારે આપણે અહીં એક એવી શ્રમજીવી શાળાનો પરિચય વાંચીશું, જે શાળાનો અભ્યાસ સંપૂર્ણતઃ સરકારી ધોરણે ચાલતો હોવા છતાં, ત્યાં લગભગ સ. ૧૯૨૫થી વિદ્યાર્થીઓને ઉત્તમ સંસ્કાર સાથે ખેતીઉપયોગી અને ઔદ્યોગિક કેળવણી અપાતી આવી છે.

પ્રાથમિક શાળામાં ખેતીવાડીનું શિક્ષણ આખા યે ઇલાકામાં દરેક જિલ્લામાં બે ત્રણ જગ્યાએ અપાય છે, તેવી એક શાળા ભરૂચ જિલ્લાના સરભાણ નામે સાધારણ ગામડામાં પણ છે. ત્યાંની ખેતીવાડી શાળામાં અપાતા શિક્ષણમાં શી વિશેષતા છે, તેનો પરિચય લખવામાં મારો ઉદ્દેશ એ છે, કે માબાપો પોતાનાં પ્રિય બાળકો માટે યોગ્ય શાળાની પસંદગી કરવાની દૃષ્ટિ મેળવે અને શિક્ષકસમાજ પણ આવી શાળાઓનું જાતે જઈ નિરીક્ષણ કરી લાભ ઉઠાવે. આ શાળામાં ખેતીવાડી વર્ગનું શિક્ષણ પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમાં સને ૧૯૨૫થી દાખલ કરવામાં આવ્યું છે. શાળામાં વિદ્યાર્થીઓને નીચેના વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે:

૧. ખેતીનો અને કુદરતનો અભ્યાસ: તેમાં ખેતીનું વ્યાવહારિક જ્ઞાન અપાય છે અને ખેતીના દરેક તૂલમાં પહેલેથી છેવટ સુધી થતા કુદરતી પરિવર્તનના, ચિત્રો સહિત, દૈનિક અવલોકનની નોંધ લેવાય છે.

૨. ભૂમિવિદ્યા: તેમાં જુદી જુદી જમીનોનું પૃથક્કરણ, તેના પ્રકાર અને સુધારવાના ઉપાયોનું સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે છે.

૩. વનસ્પતિશાસ્ત્ર: ખેતીની દૃષ્ટિએ ઝાડઉછેર અને તેની ઉપયોગિતાનું શિક્ષણ આપવામાં આવે છે.

૪. જંતુશાસ્ત્ર: ખેતીના પાકોને નુકસાન કરનાર જંતુઓના જીવનક્રમ અને તેમનો નાશ કરવાના ઉપાયો બાબતનું શિક્ષણ આપવામાં આવે છે.

૫. સહકાર: સહકારી ધોરણે ચાલતી વીલેજ બેંકોના ધારાધોરણનું અને વેચાણખરીદના સહકારી ભંડારો સંબંધે જ્ઞાન અપાય છે.

૬. શાસન: પ્રાચીન સમયથી આધુનિક રાજ્યતંત્ર, સ્થાનિક સ્વરાજ્ય (મ્યુનિસિપાલિટી, જિલ્લા બોર્ડ, વિલેજ પંચાયત), વગેરે સંસ્થાઓનું, જમીન-

મહેસૂલની જુદી જુદી પદ્ધતિઓનું, જાહેર બાંધકામનું અને અદાલતોનું જરૂરી જ્ઞાન અપાય છે.

૭. લુહારી અને સુથારી કામ: ખેતી ઉપયોગી દરેક ઓજાર બનાવવાનું વ્યાવહારિક શિક્ષણ અપાય છે.

૮. વણાટકામ: કપાસથી માંડીને વણવા સુધીની થતી બધી ક્રિયાનું તથા દોરડાં ભાગવાનું તેમજ ગૂંથવાનું સંપૂર્ણ જ્ઞાન અપાય છે.

૯. ગણિત: સામાન્ય ગણિત ઉપરાંત ખેડૂતોને ઉપયોગી થઇ પડે તેવા માપકરણનું, વેચાણખરીદનું અને ઘનમાપનું જ્ઞાન અપાય છે.

૧૦. ભૂગોળ: સામાન્ય ભૂગોળ ઉપરાંત, ખેડૂતને ઉપયોગી પ્રાકૃતિક ભૂગોળનું અને ખગોળશાસ્ત્રનું શિક્ષણ અપાય છે.

વળી બાગકામ, કસરત, ચિત્રકામ અને સ્વચ્છતાના સંપૂર્ણ આદર્શોની તાલીમ આપવામાં આવે છે. હુન્નરઉદ્યોગના વણાટકામમાં, સુથારીલુહારીમાં અને ચિત્રકામમાં તો ત્યાંના ખેતીશિક્ષક શ્રી. જેસંગભાઇએ બાળકોમાં અજબ પ્રેમ સંપાદાન કરી એટલો બધો રસ વધારી દીધો છે, કે બાળકો શાળાના વખત ઉપરાંત રજાના દિવસોમાં પણ પોતાના કાર્યમાં મશગુલ રહે છે.

આ શાળાની બીજી વિશેષતા એ છે, કે ત્યાં વિદ્યાર્થીઓનો સહકારી ધોરણે ચાલતો વસ્તુભંડાર ને બાળપુસ્તકાલય છે. ગ્રામોપયોગી નમુનાઓ: પાટી, નેપકીન, ટુવાલ, આરામખુરસી માટે કાપડ, શેતરંજીના પાટ, વગેરે વણાટકામના; આંકણી, ફૂટપટીઓ, પુસ્તકો મૂકવાની ઘોડી, નાની ખુરસી, ખાંટીઓ, કરજ, કરબડીનાં ખીલિયાં, ચૌવડી, સમોલ, કુહાડીકોદાળીના હાથા, વગેરે સુથારી કામના; ચપ્પુ, ખાણીઆં, ખરપડી, સાણસી, તબેથા, કુકરી, પાણીનાં માટલાં મૂકવાની ઘોડી, સીંકાં, વગેરે લુહારી કામના; કાચી સતરના હાથીઆ, જોતરાં, રાશ, ગોફણ, અછોડા, મોયડા, કોટિયાં, નાથ, વગેરે ગૂંથણકામના નમુનાઓ બાળકો જાતે બનાવે છે. તે નમુનાઓની જોનાર નિરીક્ષકોએ મુક્ત કંઠે પ્રશંસા કરી છે. તે ઉપરાંત દરેક વિદ્યાર્થી પોતાના નમુના શાળામાં સુંદર રીતે વ્યવસ્થાપૂર્વક ગોઠવે છે. આથી જોનાર અભ્યાસી વર્ગને આદર્શ પ્રદર્શનના જેવો ખ્યાલ આપોઆપ આવી જાય છે. તે નમુનાઓ વર્ષ આખરે બાળકોના વાલીઓને મૂળ કિંમતે વેચી દેવામાં આવે છે. આથી ઔદ્યોગિક શિક્ષણની શી જરૂર છે તે સમજનાર વર્ગ કંઇક વિચારતો થયો છે.

આજ સુધીમાં આ શાળાના શિક્ષણનો લાભ પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણના કુલ ૨૦૨ વિદ્યાર્થીઓએ લીધો છે. તેમાંથી એગ્રી. વ. ફાઇનલની

પરીક્ષા ૩૪ વિદ્યાર્થીઓએ પાસ કરી છે. તેમાંના હાલ ૧૬ વિદ્યાર્થી ખેતીના ધંધામાં, ૩ વિદ્યાર્થીઓ કેળવણી ખાતામાં શિક્ષક તરીકે, ૧ ખેતીવાડી ખાતામાં, ૧ તોલમાપ ખાતામાં, ૨ વેપાર તથા નોકરી અર્થે પરદેશ (આફ્રીકા), ૩ સ્થાનિક હુન્નરઉદ્યોગમાં પડ્યા છે ને ૭ વધુ અભ્યાસ કરે છે. પરિણામ તપાસતાં ફક્ત ૫ જ ટકા નોકરીના ધંધામાં છે અને ૯૫ ટકા વિદ્યાર્થીઓ રાજપીપળા સ્ટેટ, ચરોતરનો માળ પ્રદેશ, અમદાવાદ જિલ્લો, ઇડર સ્ટેટ, વગેરે પોતાના વતનમાં તથા ગુજરાતના જુદા જુદા ભાગોમાં પોતાના ખેતીના ધંધામાં સ્વાશ્રયી જીવન ગુજારે છે. આ શાળામાં કેળવણી પામેલા વિદ્યાર્થીઓ બહાર જ્યાં જ્યાં ખેતી કરે છે ત્યાં ત્યાં ખંત અને સ્વાશ્રયથી પોતાની ખેતી કરવાની પદ્ધતિમાં તથા હુન્નરકળામાં અનોખી ભાત પાડી આદર્શ રૂપ નિવડ્યા છે. મતલબ કે આ શાળામાં શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓમાં, આ બેકારીનો જમાનો હોવા છતાં, નોકરી પ્રત્યે ઓછું વલણ રહે છે અને શ્રમ-જીવન ગમે છે, તે ઉપરના આંકડા સાબિત કરે છે.

આ શાળાની ઉત્ક્રાન્તિ કાંઇ એકાએક થઇ નથી, પરંતુ ક્રમે ક્રમે સાચા શિક્ષણની ભૂખ જાગ્રત કરવાની શિક્ષકોની કાર્યનિપુણતા, સહકાર, સાચી ધગશ છે અને અખૂટ શ્રદ્ધાથી બાળકોના ચારિત્ર્યઘડતરમાં સેવાભાવ, સ્વાશ્રય-પણું, શિસ્તપાલન અને સ્વચ્છતાના ઉત્તમ સંસ્કારો રેડી આ શાળાને તેઓ આદર્શ બનાવી શક્યા છે.

ગ્રામજીવનને ઉપયોગી અને ખેતીમાં તથા ગૃહઉદ્યોગમાં બાળકોને લાભદાયક નીવડે તેવી કેળવણી ગામડાંમાં દાખલ થાય, એવું કરવા આજે કેળવણીના ક્ષેત્રમાં ભગીરથ પ્રયત્નો થઇ રહ્યા છે. તે સંજોગોમાં કેળવણીકારોને તથા ગ્રામજીવનના પુનરુદ્ધારમાં રસ લેનારાં તમામને સરભાણની આ લોકશાળામાં અપાતી કેળવણીનો સાચો ખ્યાલ આપવા અને તે સંસ્થાને યોગ્ય સલાહ અને દોરવણી મળે તે ઉદ્દેશથી આ લેખ લખેલો છે. મને ઉમેદ છે કે આ સંસ્થાને કેળવણીકારોનો અને ગ્રામસુધારણામાં રસ લેતા અન્ય નાગરિકોનો પૂરતો સહકાર મળી રહેશે.

આમોદ — પુરુષોત્તમ એસ. પટેલ

---

ભયંકર લૂંટની રેલ ચાલી રહેલી હોવા છતાં હિંદુસ્તાન હજુ સુધી જીવતું રહ્યું છે, તેનું કારણ એ ખોરાકની બાબતમાં હજુ પરાવલંબી બન્યું નથી એ છે. પણ એ સ્વાવલંબન પણ જોખમમાં નથી એમ કહી શકાય નહિ.

('ગાંધીવિચારદોહન,' પૃ. ૧૨૯) —ગાંધીજી

# લેણદેણના બગડેલા સંબંધ

ભાવમંદી જ્યારથી આવી ત્યારથી ખેડૂતની સ્થિતિ વધારે ને વધારે તંગ થતી ચાલી અને ખેડૂત અત્યારે પાયમાલીને છેલે છેડે આવીને ઊભો રહ્યો છે. એનાં મુખ્ય કારણો મારા અનુભવને આધારે આપું છું.

સંવત ૧૯૮૨ પહેલાંના ઊંચા કપાસના ભાવોમાં ખેડૂતને હમેશાં દર વર્ષે લાભ થતો, તેથી એને મોટાં ખર્ચની અને વૈભવની ટેવો પડી ગઇ અને કપાસનું વાવેતર એ ઉત્તરોત્તર વધારતો ગયો.

સં. ૧૯૮૨ પછીનાં વર્ષોમાં ઉત્તરોત્તર કપાસના ભાવ નીચા જતા ગયા, ઘરખર્ચમાં ખાડો પડતો ગયો. ખેડૂત શાહુકારો પાસેથી લાવી હમેશાં ખાડો પૂરતો અને 'આવતું વર્ષ પાકમાં અને ભાવમાં સારું આવશે તો જવાબ દેઇશ અને મોટા પ્રમાણમાં ખેતી કરું તો ખોટ ન આવે,' એ હિસાબે શાહુકારો પાસેથી પૈસા લેઇને નવી જમીનો રાખી. કેટલાકે તો પરદેશ ખાતે જમીનો રાખીને તેને કેળવવામાં અને આબાદ કરવામાં શાહુકારો પાસેથી રકમો લેઇને વાપરી. છતાં બંધ બેસે એટલું ઉત્પન્ન ના આવ્યું અને ખર્ચમાં પહેલાંની ટેવો ન છોડી. 'હું આટલી જમીનવાળો છું, ભાવ પાસું બદલે તો બે વર્ષમાં દેવું વાળી દેઉં,' એવી આશામાં લગ્નો, બારમાં, વગેરેમાં ગજા ઉપરવટનાં ખર્ચ કર્યાં, માથે આટલું દેવું છે એ ધ્યાનમાં ન રાખ્યું. પણ આવો વર્ગ થોડો છે. નાના ખેડૂતોએ ખર્ચ ઘટાડ્યો, પણ કુટુંબમાં માણસો વધારે અને ઘરગથ્થુ ઉપધંધાઓ હાથમાં નહિ, જેથી મંદીને કારણે મહેસૂલમાં ખૂટતાં નાણાં શાહુકારો પાસેથી લેઇ પૂરું કરવા માંડયું. શાહુકારોનું ભારણ વધતું ચાલ્યું. કેટલાકોએ તો ઘર ને જમીન પણ ખોયાં અને ખેડૂત મટી મજૂર બન્યા.

સં. ૧૯૯૦–૯૧ની સાલો આવી ને દેણદાર-લેણદારમાં અવિશ્વાસ ઊભો થતો ગયો. શાહુકાર અવેજ સિવાય ધીરતો બંધ પડ્યો; અને ખેડૂતને ખોટ એ રોગે કાયમનું ઘર ઘાલ્યું. શાહુકારે પાછલું તાજું કરવાની ખાતર, ખેડૂત લેવા આવે એટલે થોડા રોકડા અને પાછલી બાકી મળીને જમીનો લખી લેવા માંડી. કેટલાકે અવેજમાં ઘરેણાંગાંઠાં લીધાં. કેટલાક ખેડૂતોએ ઘરેણાં વેચીને ખોટ પૂરી કરવાનું ચાલુ રાખ્યું. સં. ૧૯૯૩–૯૪ સુધી આમ ચાલ્યું. ઘરેણાં, જમીનો, વગેરેનું સંધાણુ થતાં થતાં જે બાકી રહ્યા તે રહ્યા! અને શ્રીમંત સરકાર તરફથી નાના ખેડૂતોને રાહત આપવા 'કરજનિયમન નિબંધ' અને સમાધાન મંડળો અસ્તિત્વમાં આવ્યાં.

શાહુકારી વર્ગમાં સનસનાટી ફેલાઇ અને બોલાવા લાગ્યું કે શ્રીમંત સરકારે

પોતે પૈસો છોડવો નથી અને परोपदेशे पाण्डित्यम् એ સૂત્ર પ્રમાણે અમારા ઉપર તરાપ મારી. શાહુકારોએ એ તરાપને પહોંચી વળવા દબડાવી ફફડાવીને ચાલ્યું ત્યાં સુધી લીધું, બાકીને બદલે રોકડાનાં ખાતાં પડાવી લીધાં. તેની સામે ખેડૂતોએ પણ દાવપેચ ખેલવા માંડ્યા. જે મોટા ખેડૂતો 'કરજનિયમન નિબંધ'માં નહોતા આવતા તે આવવા માટે ભાઈઓ ભાઈનું એકઠું ચાલતું તે જુદા થયા અને મારી મચરડીને નાના ખેડૂતો થયા. એવા ઉપાયો જેનાથી ના લેઈ શકાયા, તેવાઓએ અંદરોઅંદરના લેણદારોને થોડી જમીન વેચાણ આપીને નાના ખેડૂત બન્યા અને આ રીતે દેવાદારીમાંથી મુક્ત થવા માટે ધમપછાડાની રીતો અખત્યાર કરવા માંડી. પરિણામે 'શું આપવું છે?' એવી દાંડાઈ પણ વધવા લાગી. સાથે સાથે શાહુકારોએ પણ 'એક પૈસો પણ છોડવો નથી, છોડીશું તો દેવાદારોને સામા થવાની ટેવો પડી જશે,' એ બીકે મમત્વ ધારણ કર્યું અને લેણદેણના કજિયા કોર્ટમાં વધ્યા.

હવે ચાલુ વરસમાં રૂા. ૭૨ના ભાવમાં ખેડૂતોને જે રકમ ખૂટશે તે મહેસૂલમાં અને નામાદામામાં ભરવા શાહુકાર આપવાનો નથી, સાથે સાથે શાહુકારને ખેડૂત આપવા ધારે, તોપણ ક્યાંથી આપવાનો?

સમગ્ર શાહુકારોને વિનંતિ કરું છું, કે ખેડૂતોની કમાણીથી તમો માતબાર બન્યા, ભોગવ્યું અને પુષ્કળ ધીરાણ કર્યું; મુદ્દલ જેટલું આવે તોય પ્રભુનો પાડ માની લેઈ લેજો, કોર્ટે પૈસાની બરબાદી કરવા ન જતાં સમજી જજો. 'મને પૂરું આપી દે, બીજાને આપવામાં દાંડાઈ કર,' એવી ખરાબ ટેવ ખેડૂતને નહિ પાડતાં પક્ષપાત રહિત ભાગ આવે તે પ્રમાણે તેનો નિર્વાહ રાખી વહેંચી લેજો.

સમગ્ર ખેડૂત ભાઈઓને વિનંતિ કરું છું, કે શાહુકારોએ અડધી રાત્રે તમને આપેલું કોઈએ નહોતું જાણ્યું અને આજે ન જણાવશો. તમારી પાસે જે હોય તેમાં દિલચોરી ન કરતાં, આઘાપાછી ન કરતાં, ભેગા કરીને દેખાડી દેજો અને નમ્રતાથી કહેજો કે 'જો તમને ઠીક લાગે તો બે પાંચ ડાહ્યા માણસોને બોલાવી મારા નિર્વાહ સારુ રાખીને તમે વરાડે વહેંચી લો. પ્રભુનો પાડ છે કે મને હાથપગ આપ્યા છે, મજૂરી કરીને જીવી ખાઈશ અને પેટનો ખાડો ભરીશ.'

પ્રભુ શાહુકાર અને ખેડૂતને મોટા હૃદયથી સમજવાની શક્તિ અર્પે અને કજિયા ઓછા થાય એવું ઇચ્છતો,

આનંદી (તા. સિહોર)

પ્રયાગજી પ્રભુદાસ ટીંબરવાવાળા
મંત્રી, સિહોર તાલુકા પ્રજામંડળ

# ક્ષયરોગ

**હિન્દુસ્થાનમાં** ક્ષયરોગના દરદીઓ શહેરોમાં તેમજ ગામડાંમાં–સર્વત્ર થોડી ઘણી સંખ્યામાં માલુમ પડે છે. હિન્દુસ્થાન એકલામાંજ નહિ, પરંતુ યુરોપમાં ઇંગ્લેણ્ડ, ફ્રાન્સ તથા જર્મનીમાં અને અમેરિકા, આફ્રિકા તથા એશિઆના કેટલાક દેશોમાં તેનો ફેલાવો છે. મુંબઇ ઇલાકામાં પૂના, સતારા, નાશક, પશ્ચિમ ખાનદેશ અને સુરત જિલ્લાઓ કરતાં ઉત્તર ગુજરાતમાં ક્ષયરોગના દરદીઓ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે, કારણ કે ત્યાના લોકોની સામાજિક તથા આર્થિક સ્થિતિ એટલી ગંભીર છે કે ગમે તે વયમાં પણ સ્ત્રીપુરુષોને ક્ષય થવાનો પૂરનો સંભવ રહે છે.

**ક્ષયરોગ:** કોઇ પણ કારણે ચાલુ માંદગીથી અથવા ફેફસાંના રોગથી દરદીની તબિયત બગડે ત્યારે ક્ષયના જંતુ તેના શરીરમાં પ્રવેશ કરે છે. પરિણામે દરદીના શરીરની અંદરના સર્વ અવયવ આસ્તે આસ્તે ઘસાઇને કામ કરતા બંધ થવાથી ક્ષય રોગ લાગુ પડીને મૃત્યુ થાય છે.

**ક્ષયના પ્રકાર:** (૧) ફેફસાંનો ક્ષય, (૨) ગળા પાસે ગ્રન્થીનો ક્ષય, (૩) ચામડીનો ક્ષય તથા (૪) આંતરડાનો ક્ષય.

**ક્ષય થવાનાં કારણ:** શહેરોમાં વસતિ ઘીચ પ્રમાણમાં હોવાથી તથા લોકોની આર્થિક સ્થિતિ સારી નહિં હોવાથી સારાં હવાપાણી અને ખોરાકને અભાવે ક્ષયરોગનો પગપેસારો થાય છે. [1]હાલના સમયમાં અયોગ્ય વૈવાહિક પદ્ધતિથી–બાળલગ્નથી યુવાન સ્ત્રીપુરુષો તદ્દન અશક્ત બની જવાથી કોઇ પણ ચેપી રોગનાં તેઓ સહેલાઇથી ભોગ થઇ પડે છે. શહેરનાં અશક્ત સ્ત્રીપુરુષો તથા આમજીવન ગાળનાર પણ અસ્વચ્છ રહેનાર માણસો પોતાનાં ફેફસાંમાં રહેવાને ક્ષયરોગ જેવા ચેપી રોગના જંતુઓને આમંત્રણ આપે છે. કેટલીક વાર મેલેરીઆ, ન્યુમોનિયા. ટાયફોઇડ, બ્રોંકાઇટિસ, ડાયાબીટીસ, એનીમીઆ વગેરે વ્યાધિથી લાંબા સમય સુધી પીડાનાર દરદીઓનાં નબળાં પડી ગએલાં ફેફસાંમાં ક્ષયના જંતુઓ કાયમનો વસવાટ કરે છે તથા ફેફસાંનું લોહીશુદ્ધિનું કાર્ય મંદ પાડીને તે જંતુઓ લાખોની સંખ્યામાં વધ્યાજ કરે છે.

*――――

1. લગ્ન સંબંધે સારી માહિતી માટે 'નીતિનાશને માર્ગે'–(મ. ગાંધીજી), 'લગ્ન પ્રપંચ'–(નરસિંહભાઇ પટેલ) તથા મિ. હેવલૉક એલિસનાં તે જ વિષય ઉપર લખાએલાં [illegible]

**ક્ષયનાં ચિહ્ન:** કંઈ પણ કારણ સિવાય દરદીનું વજન ઘટતું જાય તથા દિવસ કરતાં રાત્રે શરીર વધારે ગરમ રહે, કફ સાથે ગળફામાં લોહી પડે, કોઈ વાર ઉધરસ પણ ચાલુ રહે, તથા સામાન્ય અશક્તિ રહે.

**સારવાર:** કોઈ પણ રોગ થયા પછી તે મટાડવા ઉપાય કરવા પડે તે કરતાં રોગ ન થાય તે માટે પ્રતિબંધક પગલાં લેવાં એ સલાહભરેલું છે. તેમ છતાં ક્ષયરોગમાં દરદીની લાગણીપૂર્વક સારવાર કરવી, એ દરદીનાં સગાંઓની પ્રાથમિક ફરજ છે. ક્ષયને છેલ્લી સ્થિતિએ પહોંચતો અટકાવવા માટે આરામ તથા હવાની ખાસ જરૂર છે. ઉનાળામાં દરદીને રાત્રિદિવસ ઘરબહાર રાખવાની વ્યવસ્થા કરવી જોઇએ. નીચે લખેલાં સેનેટોરીઆમાંના કોઇ પણ સેનેટોરીઅમમાં દરદીને રાખવાનો પ્રબંધ કરવામાં આવે તો હિતકારક થાય: મુંબઇ ઇલાકામાં નરોડા (અમદાવાદ), હજીરા (સુરત), પંચગની, માથેરાન, નાશક, દેવલાલી, વગેરે. એ સેનેટોરીઅમમાં ક્ષયના દરદીને એકલી હવાથીજ અર્ધો આરામ થાય છે.

ખોરાક, દવા તથા ઇંજેકશન વગેરે બાબત કોઇ સારા ડૉકટરની સલાહ હાલના વખતમાં ગમે તે દરદીને મળી શકે છે. ખોરાક સારો પુષ્ટિકારક તેમ જ સહેલાઇથી પચે તેવો હોવો જોઇએ. દૂધ, માખણ, રોટલી, શાકભાજી, ફળ, વગેરે ખાસ આપવાં જોઇએ. ઘી કરતાં માખણ જલદી પચે છે. તાજાં તથા લીલાં શાકભાજીમાં જીવનસત્ત્વ વધારે હોય છે. પપૈયા જેવા ફળમાં પેપેઇન નામનો રસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરીને ક્ષયરોગીની ભૂખ વધારે છે. ગાયનું દૂધ ઉકાળીનેજ દરદીને આપવું તેમજ ગાયના છાણથી ઘરમાં લીંપવું નહિ જોઇએ. કેટલાકનું માનવું છે કે ક્ષયરોગમાં લસણનો છૂટથી ઉપયોગ કરવાથી તેની અંદરનું તેલ જંતુનાશક તરીકે ક્ષયના દરદીનાં ફેફસાં માટે લાભદાયક છે.

હાલના વાઇસરોયનાં પત્નીએ ક્ષયરોગ અટકાવવા સારૂ ફંડ ઊભું કર્યું છે તેમાં આવેલાં નાણાં, તથા હિન્દુસ્તાનમાં સાઠ લાખ ક્ષયરોગના દરદીઓનું અસ્તિત્વ છે, તે બતાવે છે કે ક્ષયરોગ જનતાનું અસાધારણ દુઃખ છે.

આ જિલ્લામાં તથા અન્યત્ર મેં જોયું કે પારસી, ખ્રિસ્તી તથા મુસ્લીમ જેવી કોમમાં ભાગ્યેજ કોઇ ક્ષયના દરદી હશે. પારસી કોમમાં મોટી ઉમરે છોકરાછોકરીનાં લગ્ન થાય છે, એટલે પારસી લોકો ૩૦–૩૫ વર્ષે લગ્ન કરે તેજ ઉમરનાં હિન્દુ – ખાસ કરીને પાટીદાર – સ્ત્રીપુરુષો લગભગ અર્ધા ડઝનથીયે વધારે બાળકોનાં માતપિતા થવા ભાગ્યશાળી બને છે! જે કોમમાં 'લાજ'ની પ્રથા નથી તે કોમની સ્ત્રીઓ આરોગ્યની દૃષ્ટિએ શુદ્ધ હવા મેળવી શકે.

પૈસાદાર કેમનાં કુટુંબોને ખોરાક પણ પૂરતા પ્રમાણમાં જીવનસત્વ, ક્ષાર, તથા સ્નેહદ્રવ્યોનો બનેલો હોવાથી તે લોકોની તંદુરસ્તી સારી રહે તેમાં નવાઇ નથી.

આધુનિક પ્રજાની સામાજિક, આર્થિક અને નૈતિક સ્થિતિ એટલી ઊતરતી કોટીની છે કે પરિષદોમાં તથા કોંગ્રેસમાં સ્ત્રીપુરુષો મોટી સંખ્યામાં ભાગ લેવા છતાં પણ શારીરિક અને માનસિક અશક્તિને લીધે તેમાંની બીલકુલ અલ્પ સંખ્યા જ સ્વરાજ્યપ્રાપ્તિના કાર્યમાં મદદરૂપ બની શકે. સમય બદલાતાં સામાજિક રીતરિવાજ બદલાવા અનિવાર્ય છે, કારણ કે ક્ષય જેવા રોગથી બચવા માટે આરોગ્યતી દૃષ્ટિએ પણ અનિષ્ટ રિવાજ સમાજમાંથી સદંતર બંધ થવા જોઇએ.

સુવાલી (સુરત) શાન્તિલાલ નરસિંહભાઇ અમીન

---

## જાણવાજોગ

**૧૭. શ્રી. ફૂલસિંહજીનાં બીલને ટેકો આપો**

ગયા નવેંબર માસમાં મેં મુંબાઇ ધારાસભામાં બે બીલ રજૂ કર્યાં છે. પહેલું બીલ ગરણુ પાછળના નાતવરા બંધ કરવા વિષેનું છે, અને બીજું વરવિક્રયના તેમજ કન્યાવિક્રયના રિવાજ ઉપર પ્રતિબંધ મૂકવા વિષેનું છે. અત્યાર સુધીમાં બંને બીલોને આવકાર અને ટેકો આપતા અનેક પત્રો તેમજ ઠરાવો મને મળ્યા છે. આ ઉપરાંત ગુજરાતનાં લગભગ બધાંય દૈનિક, સાપ્તાહિક તેમજ માસિક પત્રોમાં સદર બે બીલો છપાઇ ગયાં છે, અને તંત્રીઓ તેમજ વાચકો તરફથી બંને બીલોને હાર્દિક આવકાર મળ્યો છે. છતાં હજી ઘણાં જ્ઞાતિમંડળો તેમજ સામાજિક સંસ્થાઓ છે, જેમના તરફથી સત્તાવાર અભિપ્રાયો મને મળ્યા નથી; તો આ બધાં મંડળો તેમજ આ બાબતમાં રસ લેનાં ભાઇબેનોને વિનંતી કરવાની કે તેઓ પોતાના અભિપ્રાયો અને વહેલામાં વહેલી તકે—મોડામાં મોડા જૂનની આખર સુધીમાં—મોકલી આપે. દરેકને વ્યક્તિગત પત્ર લખવાનું બની શકે તેમ ન હોવાથી તેમજ ઘણાં મંડળોનાં નામ અને સરનામાંની માહિતી ન હોવાથી જાહેર પત્ર દ્વારા વિનંતી કરૂં છું. જે ભાઇઓનાએ આ બંને બીલો વાંચ્યાં ન હોય તેમને જણાવવાનું કે સદર બીલો તા. ૧૯મી ડીસેમ્બર સને ૧૯૩૮ના ગવર્નમેંટ ગેઝેટમાં અને તેમનાં ગૂજરાતી ભાષાન્તર તા. ૧૦મી જાન્યુઆરી સને ૧૯૩૯ના ગવર્નમેંટ ગેઝેટમાં

છપાયાં છે. આશા છે કે આ બાબતમાં સમાજસુધારક ભાઈઓ મને પૂરતો સાથ આપી આભારી કરશે.

| | |
|---|---|
| ઘોડાસર,<br>મહેમદાવાદ થઈને<br>તા. ૭:૫:'૩૯ | લિ. આપનો વિશ્વાસુ<br>ફૂલસિંહજી ભા. ડાભી,<br>એમ. એલ. એ. |

## ૧૮. ગ્રેજ્યુએટ કે તેવી પદવી પ્રાપ્ત કરનાર ચરોતર પ્રદેશની બેનોને

ચરોતર પ્રદેશની કોઈ પણ બેન મુંબઈ યુનિવર્સિટીની, પૂના નાથીબાઈ મહિલા વિદ્યાલયની કે તેવીજ કોઈ કેળવણીની સંસ્થાની ગ્રેજ્યુએટ, સ્નાતક કે તેવી પદવી પ્રાપ્ત કરે તો તેનું નામ અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં આજીવન સભ્ય તરીકે દાખલ કરાવવા માટે રૂ. ૫૦ વા જે તે વખતે જે લવાજમ હોય તે આપવા માટે નડિયાદના સુપ્રસિદ્ધ શહેરી સ્વ૦ શેઠ મણિલાલ સાંકળચંદના મિત્રો ને શુભેચ્છકો તરફથી રૂા. ૫૫૦૦નું ટ્રસ્ટ ફંડ સોસાયટીને મળેલું છે. તો એ માટે ચાલુ વર્ષે એ ડીગ્રી મેળવનાર બેનોએ તા. ૩૦:૬:'૩૯ સુધીમાં અમને નીચેની માહિતી સાથે અરજી કરવી: પોતાની જ્ઞાતિ, ડીગ્રીનું નામ, ડીગ્રી માટેના વિષયો, પરીક્ષાનો નંબર, છેલ્લી કોલેજનું નામ, પોતાના ગામનું નામ, પોતે હાલ વા હવે અભ્યાસ, ધંધો કે ઘરકામ કરતાં હોય વા કરવા માગતાં હોય તો તે.

## ૧૯. મેટ્રિકની પરીક્ષા પાસ કરનાર ચરોતર પ્રદેશની બેનોને

મુંબાઈ યુનિવર્સિટીની કે પૂના નાથીબાઈ મહિલા વિદ્યાપીઠની મેટ્રિકની પરીક્ષા પાસ કરનાર દરેક બેનને, સ્વ૦ ખુશાલદાસ ગોકળદાસ પટેલના સ્મરણાર્થે તેમના પુત્રો તરફથી સોસાયટીને મળેલા રૂા.૧૦,૦૦૦માંથી તેમજ બીજાઓ તરફથી મળેલાં સ્ત્રીકેળવણી વિષયક ટ્રસ્ટ ફંડોમાંથી, રૂા. ૧૫નાં પુસ્તકોનું ઇનામ આપવામાં આપવામાં આવશે. માટે એ બેનોએ પોતાની જ્ઞાતિ, પોતાનો પરીક્ષાનો નંબર, મેળવેલા ગુણ, પોતાની હાઈ સ્કૂલનું નામ, આગળ અભ્યાસ કરવા ઇચ્છા હોય તો શાનો ને ક્યાં, ચરોતરના વતની હોવાનું પોતાની શાળાના હેડ માસ્તરનું પ્રમાણપત્ર વગેરે માહિતી તા. ૩૦:૬:૧૯૩૯ સુધીમાં અમને મોકલી આપવી અને પોતાને ક્યાં પુસ્તકો જોઈએ છે તે જણાવવું. સારાં પુસ્તકોની યાદી મંગાવ્યેથી અત્રેથી મોકલી આપવામાં આવશે.

## ૨૦. ચરોતરના પાટીદાર વિદ્યાર્થીઓ માટે રૂા. ૧૨૦ની શિષ્યવૃત્તિ

મુંબાઈ યુનિવર્સિટીની ચાલુ વર્ષની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉપલે નંબરે આવનાર ચરોતરના કોઈ પણ પાટીદાર વિદ્યાર્થીને કોઈ પણ ધંધાદારી શાળા

વા તેને અભાવે કોઇ પણ આર્ટ્સ કોલેજમાં અભ્યાસ કરવા વાર્ષિક રૂ. ૧૨૦ની શિષ્યવૃત્તિ મળે એ હેતુથી પાંચ ટકાવાળી રૂ. ૨૪૦૦ની ગવર્નમેણ્ટ પ્રોમિસરી નોટ્સ નડિયાદના શ્રીયુત હરિભાઇ ગરધાભાઇ દેસાઇએ પોતાના સ્વર્ગસ્થ પિતાની યાદગીરી માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીને સોંપેલી છે.

આ શિષ્યવૃત્તિ એક વિદ્યાર્થીને એકથી વધારે વર્ષ મળશે નહિ. દરેક સત્રને અન્તે શિષ્યવૃત્તિ મેળવનાર વિદ્યાર્થીએ પોતાના અભ્યાસ ને ચારિત્ર સંબંધે પોતાના પ્રિન્સિપાલનું પ્રમાણપત્ર મોકલી આપવું જોઇશે ને તે પછી શિષ્યવૃત્તિનો હપ્તો તેને મળશે. બીજી કોઇ શિષ્યવૃત્તિ જે વિદ્યાર્થીને મળતી હશે તેને આ શિષ્યવૃત્તિ મળશે નહિ.

આ શિષ્યવૃત્તિ મેળવવા ઇચ્છનાર ઉમેદવારે તા. ૩૦:૬:૧૯૩૯ પહેલાં અમને મળે તે પ્રમાણે નીચેની માહિતી સાથે અરજી કરવી: ઉમેદવારનો મેટ્રિકની પરીક્ષાનો બેઠક નંબર, મેળવેલા ગુણ, પોતે અભ્યાસ કરવા માગતા હોય તે સંસ્થાનું નામ, અને પોતે ચરોતરનો વતની છે તેવું પોતાની શાળાના હેડ માસ્તરનું પ્રમાણપત્ર. મોડી અરજી કરનારનો આ શિષ્યવૃત્તિ ઉપર હક્ક રહેશે નહિ.

[૧. ચરોતરમાં ખેડા જિલ્લાનો, વડોદરા રાજ્યના ભાદરણ અને પેટલાદ તાલુકાનો અને ખંભાત રાજ્યનો સમાવેશ થાય છે.

૨. ધંધાદારી કોલેજ એટલે પાટણ આયુર્વેદિક પાઠશાળા, વડોદરા કલાભવન, અમદાવાદ મેડિકલ સ્કૂલ, વિક્ટોરિયા ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટ, અને કોલેજ ઓફ કૉમર્સ વગેરે જેવી સંસ્થાઓ.]

## ૨૧. ભાદરણ ને ભાદરણ તાલુકાના પાટીદાર વિદ્યાર્થીને

ભાદરણના વતની શ્રી. ચિમનભાઇ મોતીભાઇ પટેલ તરફથી ચ. એ. સોસાયટીને રૂ. ૧૫૦૦નું ટ્રસ્ટ ફંડ તેમના સ્વ. ભાઇ ડૉ. વલ્લભભાઇના સ્મરણાર્થે નીચેની શરતે મળેલું છે:

ચ. એ. સોસાયટીના સ્વયંપાકી આશ્રમમાં વા ચરોતર પ્રદેશની તે ધોરણે ચાલતી બીજી કોઇ સ્વયંપાકી આશ્રમની સંસ્થામાં રહી ધો. ૪ વા તે ઉપરાન્તના વર્ગમાં સારી રીતે વિદ્યાભ્યાસ કરનાર પાટીદાર વિદ્યાર્થીને શિષ્યવૃત્તિ આપવામાં આ રકમના વ્યાજનો ઉપયોગ કરવો. આ શિષ્યવૃત્તિ એ વિદ્યાર્થી હાઇ સ્કૂલમાં જ્યાં સુધી સંતોષકારક રીતે વિદ્યાભ્યાસ કરે અને સારું વર્તન રાખે ત્યાં સુધી તેજ વિદ્યાર્થીને આગળનાં વર્ષોમાં પણ ચાલુ રાખવી. આ શિષ્યવૃત્તિ આપવામાં ભાદરણના પાટીદાર રહીશને પહેલી, તેને

અભાવે ભાદરણ તાલુકાના પાટીદારને બીજી અને તેને અભાવે ચરોતરના કોઇ પણ પાટીદાર વિદ્યાર્થીને ત્રીજી પસંદગી આપવી.

આ શિષ્યવૃત્તિનો લાભ લેવા ભાદરણ ગામના વા ભાદરણ તાલુકાના જે કોઇ પાટીદાર વિદ્યાર્થીની ઇચ્છા હોય તેણે પોતાનો હાલનો અભ્યાસ, ક્યાં રહી પોતે હાલ અભ્યાસ કરે છે, છેલ્લી વાર્ષિક પરીક્ષાના માર્ક, વગેરે હકીકત જણાવી ૧૯૩૯ના જુન માસની ૧૦મી તારીખ સુધીમાં અરજી કરવી. સ્વયંપાકી આશ્રમમાં રસોઇ ને બીજું કામ જાતે કરવાનું હોવાથી વાર્ષિક રૂા. ૫૨ાાની આ શિષ્યવૃત્તિ મેળવનારને ખાધા ખોરાક પેટે કંઇ પણ ખર્ચ થશે નહિ.

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા: ૧૧–૫–'૩૯ } આશાભાઇ નરસિંહભાઈ પટેલ મંત્રી, ચ. એ. સોસાયટી

## ૨૨. સ્વ. મોતીભાઇ અમીનના જીવનચરિત્ર માટે માહિતી મોકલો

સ્વ. મોતીભાઇ ન. અમીનનું જીવનચરિત્ર તૈયાર કરી પ્રકટ કરવાનું સ્મારક સમિતિએ ઠરાવ્યું છે અને તેનું સંપાદન કરવા નીચે જણાવેલી ચાર સભ્યોની એક સમિતિ નીમી છે.

એ સમિતિએ સંપાદનનું કાર્ય શરૂ કર્યું છે. તેમાં મદદ કરવા નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખી આ કાર્યને ઉપયોગી હોય તેવી માહિતી સમિતિના સભ્યોમાંથી ગમે તેને મોકલી આપવા સ્વ. મોતીભાઇના સૌ કોઇ સંબંધીઓને આથી જાહેર વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

(૧) સ્વ. મોતીભાઇની પ્રવૃત્તિઓ, તેમના જીવનની જુદી જુદી બાજુઓ, અને તેમના ચારિત્ર ઉપર પ્રકાશ પાડે અને જે જાણવાથી જાહેર જનતાને લાભ થાય તેવી સર્વ સાચી હકીકતો મોકલવી.

(૨) નીચેનામાંથી જે પ્રકારની સામગ્રી મળી શકે તે મોકલવી.

અ. સ્વ. મોતીભાઇના જીવનમાં જુદે જુદે સમયે બનેલા જાણવા જેવા બનાવો.

આ. તેમના પ્રયત્નથી વા તેમની પ્રેરણાથી જન્મેલી પ્રવૃત્તિઓ.

ઇ. તેમણે કરેલાં વિવિધ કાર્યો ઉપર પ્રકાશ પાડતા પ્રસંગો.

ઈ. તેમના સંસર્ગથી પોતાના કે બીજાના જીવનમાં થએલી જાણવા જેવી અસર.

ઉ. તેમણે લખેલા પત્રો, લેખો અને તેમનાં ભાષણો.

ઊ. તેમની છબીઓ.

(૩) ઉપરની યાદીમાં ન આવતી હોય તેની જીવનચરિત્રમાં ઉપયોગી કોઇ પણ માહિતી મોકલી શકાય.

જે કાંઇ માહિતી મોકલવામાં આવે તેમાં બનાવ બન્યાની તારીખ, સ્થળ અને સંજોગો, બને ત્યાં સુધી ચોકસાઇથી, જણાવવાની કાળજી લેવી. અને સર્વ લખાણ કાગળની એક બાજુએ સારે અક્ષરે હાંસીઓ રાખીને લખવું.

**પુરુષોત્તમ છગનલાલ શાહ,** ચ. એ. સોસાયટી, આણંદ
**આશાભાઇ ન. પટેલ,** ચ. એ. સોસાયટી, આણંદ
**રામભાઇ કાશીભાઇ પટેલ,** એ. જે. હાઇસ્કૂલ, વસો
**નાજુકલાલ નંદલાલ ચોકસી,** પુસ્ત. સ. સ. મં. લિ., વડોદરા

---

## સ્વ. મોતીભાઇ અમીન સ્મારક ફંડ

**સૂચના:—** જેમની રકમો સમિતિના કાર્યાલય ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

**૧૧૨૨૩ ગયા અંકમાં પ્રકટ કરેલા**

૨૫૦૦ મેસર્સ નારણદાસ મનોરદાસ, શ્રી. હીરાભાઇ આશાભાઇ પટેલ મારફત, મુંબાઇ
*૫૦૧ શ્રી. હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ, પેટલાદ
૩૦૧ ,, પુરુષોત્તમ છોટાભાઇ પટેલ (ભાદરણ), પેટલાદ
૨૫૧ ,, અંબાલાલ જીવાભાઇ પટેલ (ડભોઉ), પેટલાદ
*૧૦૦ ,, એક મિત્ર, અમદાવાદ
૫૧ ,, માધવલાલ મગનલાલ પંડ્યા (કડલાલ), મુંબાઇ
*૫૧ ,, ખીમજી આસર વીરજી, મુંબાઇ
*૫૧ ,, ડાહ્યાભાઇ એસ. પટેલ, મુંબાઇ
*૫૦ ,, ડૉ. નાથુભાઇ ડી. પટેલ (સીકેર), મુંબાઇ
૨૫ ,, મોતીભાઇ આશાભાઇ પટેલ (ભાદરણ), મુંબાઇ
*૨૫ ,, જશભાઇ છોટાભાઇ પટેલ (કરમસદ), મુંબાઇ
૨૫ ,, મતિલાલ તુલસીદાસ પટેલ (ધર્મજ), મુંબાઇ
૨૫ ,, સોમાભાઇ મોતીભાઇ પટેલ (ભાયલી), મુંબાઇ
*૨૫ ,, શાન્તિલાલ ઇશ્વરભાઇ પટેલ (સોજીત્રા), મુંબાઇ

*૨૫ ,, અંબાલાલ ઝવેરભાઇ પટેલ, મુંબાઇ
૧૫ ,, ગોવર્ધનદાસ વાઘજીભાઇ પટેલ (ધર્મજ), શાન્તાક્રુઝ
૧૧ સૌ. ગંગાબેન ગોવર્ધનદાસ પટેલ, શાન્તાક્રુઝ
૧૧ શ્રી. ચતુરભાઇ કુબેરભાઇ પટેલ (પલાણા), મુંબાઇ
*૧૧ ,, શિવાભાઇ આશાભાઇ પટેલ (ભાદરણ), મુંબાઇ
*૧૧ ,, રામભાઇ છોટાભાઇ પટેલ (સોજીત્રા), મુંબાઇ
*૧૧ ,, મણિભાઇ વાઘજીભાઇ દેસાઇ, મુંબાઇ
*૫-૨-૮ શ્રી. રસિકલાલ રતનલાલ મહેતા (મહુધા), કલકત્તા
ચ. વિ. સ. મંડળનું ડીવીડન્ડ (બીજી રકમ આપવી હજી બાકી)
૫ શ્રી. બાલાશંકર જયશંકર જોષી (પેટલાદ), મુંબાઇ
૫ ,, નાથાલાલ ચુનીલાલ દલાલ, મુંબાઇ
૫ ,, શાન્તિલાલ મગનભાઇ પટેલ, મુંબાઇ
*૨ ,, આદિત્યભાઇ હીમાભાઇ પટેલ (થામણા), મુંબાઇ
*૨૦ ,, ઉમતા ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)
*૧૮ ,, વાલમ ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)
*૧૦ ,, દેણપ ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)

કુલ રૂા. ૧૫૩૬૯-૨-૦

વડોદરા રાજ્યના એકે એક ગામને તેમજ ખેડા જીલ્લાનાં ઘણાંખરાં ગામને સ્વ. મોતીભાઇની સેવાઓનો સીધો કે આડકતરો લાભ મળ્યો છે અને એ રીતે વડોદરા રાજ્યને ગામે ગામ સ્વર્ગસ્થના પ્રશંસકો અને ઓળખીતાઓ છે, એ સ્વર્ગસ્થના અવસાન પછી પસાર થએલા શોકઠરાવોથી સાબીત થાય છે. આ સ્મારક માટે આ બધાં ભાઈબેનો ભાવપૂર્વક પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપે એ એમની ફરજ છે.

સમિતિ દરેકને રૂબરૂ મળી શકે નહિ. માટે જે ભાઇઓને આ પત્ર મળે તેઓ સમિતિને પોતાની મેળેજ પોતાનો ફાળો મોકલી આપે. એટલું જ નહિ પણ પોતાના ગામમાંથી, મિત્રમંડળમાંથી તેમજ આજુબાજુનાં ગામડાંમાંથી અને પોતાની લાગવગ પહોંચતી હોય ત્યાંથી આ ફાળા માટે યોગ્ય રકમો ઉઘરાવી અમને મોકલી આપે અને તેમ કરવા બીજાઓને પણ પ્રેરે એવી તેમને આગ્રહપૂર્વક વિનંતિ છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ, તા. ૧૦-૫-'૩૯

આશાભાઇ નરસિંહભાઇ પટેલ
મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

**૪૭. નવી બાળપોથી, ભાગ પહેલો:** પૃષ્ઠ ૨૦, અનેક ચિત્રો, (૪૮) **ભાગ બીજો:** પૃષ્ઠ ૨૦, અનેક ચિત્રો, દરેકની કિંમત રૂા. ૦-૧-૯; બંનેના લેખકો અને પ્રકાશકો—જીવણલાલ લ. પટેલ, મોણ્ટીસોરી ટ્રેણ્ડ ટીચર અને જગજીવન ન. ઓઝા, થર્ડ ઇયર ટ્રેણ્ડ ટીચર, શિક્ષકો, ધી ગુ. એ. વ. હાઇ સ્કૂલ, રંગુન. બાળપોથીઓ એટલી બધી પ્રગટ થયે જાય છે કે એથી શિક્ષણ-પદ્ધતિઓથી અજ્ઞાત એવાં માબાપો એમાંથી કઇ સારી અને કઇ નહિ, એવી એવી મૂંઝવણમાં પડી જાય તો નવાઇ નહિ. અને આને પરિણામે કોઇ સારી બાળપોથીને અન્યાય પણ થઇ બેસે. વાત એમ છે કે આપણે ત્યાં એકજ પદ્ધતિથી બધે શિખવવામાં આવતું નથી. દરેક શાળાના સંચાલકો પોતાની રીતે અને પોતાને અનુકૂળ આવે એ પદ્ધતિએ શિખવાડે છે. એટલે તે તે શાળાઓએ પોતાને અનુકૂળ આવે એવાં પાઠ્યપુસ્તકો રચવાં પડે છે. આ 'નવી બાળપોથી'ની રચના આ રીતે થઇ છે. એના લેખકોએ બાળકોની સાથે કામ કર્યું છે અને બાળકોને શિખવતાં એમને જે અનુભવ થયો એ ઉપરથી આ 'નવી બાળપોથી' ભાગ ૧-૨ રચી પ્રગટ કર્યા છે. એની સફળતા રચના તેમજ શિખવનાર ઉપર આધાર રાખે છે. પ્રસ્તાવનામાં જાહેર કર્યા મુજબની પદ્ધતિએ જે જે શાળાઓમાં શિખવવામાં આવતું હશે તેમને આ નવીન બાળપોથી મદદકર્તા થઇ પડશે એમાં શંકા નથી. સો.

**૪૯. The Enstern Africa Indian national Congress** Presidential address by the Hon. A. B. Patel, B. A., LL.B., Barrister-at-Law; 31st December 1938, Nairobi: શ્રીયુત એ. બી. પટેલ ચાંગાના રહીશ છે, મોમ્બાસામાં વકીલાત કરે છે, કેન્યાની ધારાસભાના સભ્ય છે, પૂર્વ આફ્રિકાના હિંદી સમાજના અગ્રેસર કાર્યકર્તા છે. નૈરોબીમાં ભરાએલી 'ધી ઇસ્ટર્ન આફ્રિકા ઇંડિયન નેશનલ કોંગ્રેસ'ની ૧૫મી બેઠકમાં તેમણે પ્રમુખસ્થાનેથી આપેલું આ ભાષણ છે. શરૂઆતમાં તેમણે હિંદીઓના પૂર્વ આફ્રિકાના વસવાટનો આખો ઇતિહાસ આપ્યો છે. સાચું છે કે યુરોપિયનોને આફ્રિકા વિષે પૂરા ખ્યાલ પણ નહોતા, ત્યારના હિંદીઓ ત્યાં જઇ વસેલા છે. ત્યાંના કિલિમાંજારો પર્વતની પશ્ચિમના એક નાના પર્વતનું નામ 'મેરુ' છે. વાસ્કો ડી ગામા જ્યારે ભારતની શોધમાં પૂર્વ આફ્રિકાને કિનારે પહોંચ્યો ત્યારે કાનો નામે એક ખલાસી તેને ભારતનો કિનારો

બતાવવા તેની સાથે આવ્યો હતો. વિક્ટોરિયા ન્યાંઝા સરોવરને શોધી કાઢનાર કર્નલ સ્પેક (Speke) પોતાના The Sources of the Nile નામે પુસ્તકમાં જણાવે છે તે પ્રમાણે લે. વિલ્ફર્ડ તરફથી પ્રાચીન હિંદુ પુરાણોને આધારે નીલ નદી અને ચંદ્રગિરિ વિષે લખેલો લેખ અને 'અમર' સરોવરનો દોરેલો નકશો તેને જંગબારમાં મળ્યો હતો. એ 'અમર' સરોવરનો આકાર ને મધ્ય આફ્રિકામાં તેનું સ્થાન વિક્ટોરિયા ન્યાંઝાને લગભગ મળતું આવે છે. આમ હિંદીઓનો વસવાટ ત્યાં પ્રાચીન કાળથી છે. ૧૮૭૫ પછી યુરોપનાં ગીધડાં આફ્રિકા ઉપર તૂટી પડ્યાં. તેના ટુકડા કરી તેમણે વહેંચી લીધો અને આર્થિક લૂંટ ચલાવી. હિન્દીઓ જીવને જોખમે વનમાં જઈ વસવાટ કરે, સીદીઓને કંઈક સંસ્કૃત બનાવે એટલે યુરોપિયનો એ પ્રદેશનો કબજો લે! ઘણું કરીને ૧૯૦૪માં જર્મન સરકારે એક કમીશન મોકલીને તપાસ કરાવી કે પોતાના પૂર્વ આફ્રિકામાં (આજના ટાંગાનૈકામાં) હિન્દીઓને રહેવા દેવા ઇષ્ટ છે કે નહિ. કમીશને તપાસ કરી નિર્ણય આપ્યો કે હિંદીઓ વિના એ પ્રદેશને કેળવી શકાશે નહિ. ત્યારથી ત્યાં હિંદીઓને સારું સ્થાન મળ્યું. આજે અંગ્રેજોનું ત્યાંના હિન્દીઓ પ્રત્યે જે વર્તન છે, તેના કરતાં જર્મનોના હાથમાં તે પ્રદેશ હતો ત્યારે તેઓનું વર્તન સારું હતું એ મારો જાતઅનુભવ છે. વળી તે પ્રદેશ જર્મનો પાછો માગે છે ને તેમના હાથમાં જાય તો હિટલરના વહીવટમાં કેવું થાય એ કહી શકાય નહિ. પણ આજે અંગ્રેજોને હાથે તો કેન્યા, યુગાણ્ડા અને ટાંગાનૈકા એ ત્રણે પ્રદેશોના હિંદીઓને અન્યાયો ગળ્યે જ જાય છે અને એ અન્યાયોનું સચોટ વર્ણન પ્રમુખે પોતાના ભાષણમાં કર્યું છે. ત્યારે એ ત્રણે પ્રદેશોના હિંદીઓનો એ સ્પષ્ટ ધર્મ છે કે તેમણે એકસંપ થઇ, સેવાભાવે ત્યાંના મૂળ વતની સીદીઓને મેળવી લેઇ, અંગ્રેજ સત્તા સામે અહિંસક સંગ્રામ મચાવી પોતાના અને સીદીઓના હક લેવા. અને આજની યુરોપની સ્થિતિએ સાબિત કર્યું છે કે બળવાન શત્રુને દેખતાં, દાંતિયા કર્યા છતાંય બે પગ વચ્ચે પૂંછડી દબાવી પાછા હઠવું એ તો અંગ્રેજનો જન્મસિદ્ધ સ્વભાવ છે.

**૫૦. સુવાસચંદ્ર**, 'સ્ત્રીબોધ'નું ભેટપુસ્તક, ઇ. સ. ૧૯૩૯: સ્વ. શરત્ચંદ્રની બંગાળી નવલકથા ઉપરથી અનુવાદક–શ્રીમતી ઉષાદેવી દલાલ; પ્રકાશક–ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, 'સ્ત્રીબોધ' કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૩૧૬, બે છબિ, કિંમત રૂ. ૨–૮–૦. બેન ઉષાદેવી બંગાળી છે, પણ એ કેટલાંક વર્ષોથી ગુજરાતમાં વસે છે એટલે એમને ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ છે. બંગાળીમાંથી ગુજરાતીનો અનુવાદ આ એમનો પહેલો છે. પહેલો

પ્રયાસ છતાંયે અનુવાદ સારો છે, ગુજરાતી ભાષાનો અભ્યાસ સારો દેખાય છે. પુસ્તકનું મૂળ નામ 'વિપ્રદાસ' છે, પણ બેન ઉષાદેવીને એમ લાગ્યું કે એ નામ ગુજરાતમાં બ્રાહ્મણિયા જેવું લાગે છે, વિપ્રદાસ જેવા સાધુપુરુષનો સુવાસ આખાય પુસ્તકમાં મઘમઘે છે, એટલે પુસ્તકનું નામ 'સુવાસચંદ્ર' રાખ્યું છે. શરદ્‌બાબુની નવલકથાઓ ઉત્તમ કોટીની હોય છે. એમની બધી નવલકથાઓમાં નરી સંસ્કારિતા તરી આવે છે. સુવાસચંદ્ર તેમજ તેની માતા ધર્મપ્રિય સનાતની છે. એનો ભાઇ દ્વિજદાસ ધર્મને માનનો નથી, છતાં મોટાભાઇની આજ્ઞા એણે કોઇ દિવસ ઉથાપી નથી. સુવાસચંદ્રની પત્ની સતી આદર્શ ગૃહિણી છે, અને દ્વિજદાસ ઉપર પુત્ર જેટલું વહાલ રાખે છે, દ્વિજદાસ પણ એની ઉપર માતા જેટલો પ્રેમ રાખે છે; પોતાના સિદ્ધાન્ત વિરુદ્ધ કાંઇ કરવાનું હોય છતાં સતી એને કહે તો એ તુરત કરે, એટલું એ ભાભીનું કહ્યું માને છે. સુવાસચંદ્રની સાળી વંદના બ્રાહ્મસમાજી છે, પણ સુવાસચંદ્રને ત્યાં થોડો વખત રહ્યા પછી એને સુવાસચંદ્ર ઉપર ભક્તિભાવ ઉપજે છે. સુવાસચંદ્રનું હૃદય નિર્મળ છે, એ સાધુપુરુષ છે, એટલે બધાંને એની ઉપર ભક્તિભાવ ઊપજે છે. વંદના ઘણોખરો વખત ત્યાં રહે છે, અને સુવાસચંદ્રની સેવા કરે છે. પછી સતી ગુજરી જાય છે, એટલે સુવાસચંદ્ર એક નાના પુત્રને મૂકી સદાને માટે જાત્રાએ જવાનો વિચાર કરે છે, અને ઘરનો બોજો દ્વિજદાસને સોંપે છે. દ્વિજદાસને જીવન અટુલું લાગે છે, અને એમ લાગે છે કે જીવનનાવ હડસેલતાં કોઇની જરૂર પડશે; તેથી વંદનાની સહાયતા માગે છે, એટલે વંદના તુરત દોડી આવે છે અને ઘરના કારભારને તેમજ સતીના પુત્રને પોતાનો કરી લે છે, બધી જવાબદારી પોતાને માથે લે છે. સુવાસચંદ્ર તેમજ તેની માતા કાયમને માટે જાત્રાએ જતાં વંદનાને આશીર્વાદ આપે છે અને કહે છે કે ઘરનો કારભાર, નાનો બાળક તેમજ દેવસેવા તને સોંપીને જઇએ છીએ, તે તું સાચવીશ એવી અમને ખાત્રી છે. વંદના બ્રાહ્મસમાજી પિતાની પુત્રી હતી એટલે તુરત સનાતની કુટુંબમાં ન આવી શકે, પણ આ કુટુંબ પ્રત્યેના તેના ભક્તિભાવથી તે આવી રહે છે અને દ્વિજદાસ સાથે લગ્ન કરે છે, બાકી શરૂઆતમાં તો કોઇ એને અડકતું પણ નહિ. બ્રાહ્મસમાજી નાતજાતને માનતા નથી, એટલે સનાતની લોકો એમનાથી દૂર રહે છે, પણ વંદના આ કુટુંબમાં ભળી ગઇ અને એ કુટુંબે એને રાજીખુશીથી સ્વીકારી. પુસ્તકમાં સુવાસચંદ્ર અને વંદનાનાં પાત્રો મુખ્ય છે. પુસ્તક સારું છે, વાંચવા જેવું છે.

શાન્તા

**૫૧. ખાપરા-કોડિયાનાં સાહસિક પરાક્રમો**, 'ખેડા વર્તમાન'ની અને ૧૯૩૮ની ભેટ: લેખક-કેશવલાલ રણછોડદાસ સાયલાકર; પ્રકાશક-સોમચંદ પાનાચંદ શેઠ, તંત્રી 'ખેડાવર્તમાન,' ખેડા; પૃષ્ઠ ૩૨૮, બે છબિઓ, કિંમત રૂ. ૨-૦-૦. ખાપરો અને કોડિયો એ બંને સોરઠ પ્રદેશના બહાદુર માણસો છે, પોતાની ધાકથી કેટલાયે બહારવટિયા, દરબારો અને સોરઠ પ્રદેશમાં ચોરી કરનારાઓને નમાવ્યા છે. વેશપલટો કરીને કેટલાય દરબારને હાથતાળી દેઈને એમની ચીજો ઉપાડી જઈ એમને નમાવ્યા છે. કોઈ અભિમાન કરે કે તુરતજ ખાપરો અને કોડિયો વેશપલટો કરીને એનું અભિમાન ઉતારવા હાજરજ હોય. અને ખૂબી એ કે કોઈ પણ પ્રકારે હાથમાં આવેજ નહિ. ગમે એટલા માણસો પકડવા પાછળ પડે, પણ પકડાય નહિ. છેવટે નમતું આપે એટલે પોતાની મેળેજ દરબારમાં હાજર થાય. એવા એ ભડવીરો હતા. એ રીતે એમણે કેટલાંય ઇનામો મેળવ્યાં હતાં. પણ આ પુસ્તકમાં દેવદેવીઓનાં નામ એટલાં બધાં આવે છે કે વાચકને યાદ રાખવાં મુશ્કેલ પડે. ખાપરો-કોડિયો પોતાને બળે કામ કરતા નથી, દેવદેવીઓ એમની સાથમાં રહે છે, એમને કાંઈ મંત્ર આપે છે, એને લીધે સાહસનું કામ કરી શકે છે; બાવા એમને ચપટી ભરી મંત્રીને રાખ આપે, અને એને લીધેજ ગમે ત્યાં વેશપલટો કરીને ફરી શકે. એવું એવું આ જમાનામાં મનાવું મુશ્કેલ છે. પોતાને કાંડાબળે સાહસ કરે તો તો માનવામાં આવે, પણ દેવીઓને બળે કામ કરે એ માનવું આજે મુશ્કેલ છે. પુસ્તકના છેવટના ભાગમાં ખાપરો કોડિયો પાવાગઢ વગેરે જગાએ ફરીને કામરૂદેશમાં જાય છે. એ ઉપરથી જણાય છે કે પાવાગઢ ઉપર ખાપરા ઝવેરીનો મહેલ છે તે કદાચ આ ખાપરાનો પણ હોય. એકંદરે આ પુસ્તક સૌને વાંચવું ગમે એવું છે.

શાન્તા

**૫૨. દશ લાખનો દસ્તાવેજ**: કર્તા-ડી. આર. મહેતા; પ્રકાશક-વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઈ નં. ૩; પૃષ્ઠ ૧૭૭, કિંમત ૬ આના. સામાન્ય ડિટેકિટવ વાર્તા છે. દશ લાખના દસ્તાવેજની ચોરી પછી તેની શોધ, એ તેનું વસ્તુ છે. કલામય રીતે વાર્તાના ભેદભ્રમોનો નિવેડો નથી આવતો. ડિટેકિટવ વાર્તાઓ સ્વચ્છ ભાષાની અપેક્ષા તો જરૂર રાખે છે, તેની આ પુસ્તકમાં ખામી છે. ડિટેકિટવ સાહિત્યની જરૂરિયાત પશ્ચિમના સંસર્ગમાં આવ્યા પછી આપણે ઊભી કરેલી છે. તેના આગમનથી આપણી સ્થિતિ સુધરવાને બદલે ઊલટી કફળી છે. જગતના ભારમાં વૃદ્ધિ કરતા આવા સાહિત્યનો પ્રચાર કરવાની કુસેવા કરતાં પ્રકાશકો અટકે તો જગત ઉપર ભારે ઉપકાર થાય.

કાન્તા

૫૩. **ખેતીવાડી**, ગ્રામસુધારણા સાહિત્યમાળા, મણકો ૧લોઃ લેખકો અને પ્રકાશકો—રૂપનારાયણ સુખનંદન કાનુનગો, એમ. એ., એલએલ. બી., બાર-એટ-લૉ., અને વકીલ ભાઇલાલભાઇ જેસીંગભાઇ પટેલ, બી. એ., એલએલ. બી., મંત્રી, શ્રી. સયાજી સહકાર સેવક સંઘ, વડોદરા; પૃષ્ઠ ૭૨, કિંમત ૦-૪-૦. આ પુસ્તકમાં ખેતીવાડીને અંગે ઉપસ્થિત થતા અનેક પ્રશ્નો લેખકોએ રજુ કર્યા છે. પુસ્તકના વાચન ઉપરથી લેખકો ખેડૂતોની સાથે ઠીક ઠીક અને ખેતીવાડી ખાતા સાથે નહિ જેવાજ પરિચયમાં આવ્યાનો ભાસ થાય છે. પૃષ્ઠ ૩ ઉપર લેખકોએ, જવાબદાર વ્યક્તિઓએ કપાસની જમીનમાં અનાજનું વાવેતર કરવાની સલાહ આપ્યા બદલ, દુઃખ વ્યકત કર્યું છે. એમની એવી માન્યતા છે કે જે જમીનને કપાસ માફક આવતો હોય તેને અનાજની ખેતી માફક ના પણ આવે. આ માન્યતા ભૂલભરેલી હોવાનું કહેવું બસ થશે. પૃષ્ઠ ૧૦ ઉપર કહેવામાં આવ્યું છે કે ઢોરના મૂતરમાં ફોસ્ફરસનું તત્ત્વ પ્રધાનપણે છે. રાસાયણિક પૃથક્કરણ (chemical analysis) પ્રમાણે ઢોરના મૂતરમાં ફોસફરસનું જૂજ, પણ નાઇટ્રોજનનું તત્ત્વ પ્રધાનપણે છે. પૃષ્ઠ ૧૯ ઉપર કપાસીઆને વાવતા પહેલાં કાળી માટી અને ચૂલાની રાખોડીથી રખેળવાનું કારણ ખેડૂતને ખબર નહિ હોવાનું જણાવ્યું છે. કપાસીઆને વળગી રહેલા રૂના તાર ઓરણી વખતે કપાસીઆને છૂટા પડવા નહિ દેતા હોવાથીજ આ ક્રિયા કરવી પડે છે. સારા ખેડૂતોની ધ્યાન બહાર આ કારણ નથી એટલું કહેવું બસ થશે. પૃષ્ઠ ૨૧ ઉપર ઓરણીની અનેક રીતોમાંથી સર્વોત્તમ રીતની પસંદગી કરી તેમાં સુધારાવધારા કરવાનું શક્ય હોય તો તેમ કરવાનું સૂચન છે. દરેક રીત પ્રસંગને અનુકૂળ હોય છે, જેમ કે ભેજ ઊંડો ગયો હોય ત્યારે હળથી વાવવું અને નજીક હોય ત્યારે તરફેણથી. આથી ઘણીખરી પ્રચલિત રીતો રહેવાનીજ. બી પ્રમાણસર પડે, તે સાથે જુદા જુદા પ્રસંગોએ જુદી જુદી રીતે ઉપયોગમાં લેઇ શકાય તેવા સંપૂર્ણ અને સોંઘા વાવણીઆના સંશોધન માટે લેખકોએ ભાર મૂક્યો હોત તો તે આવકારદાયક થઇ પડત. પૃષ્ઠ ૪૨ ઉપર ઓજારોની સુધારણા માટે સૂક્ષ્મ ભેદ ઉપર લક્ષ નહિ ખેંચાયાનું લેખકો જે કહે છે, તે બાબતમાં સંપૂર્ણપણે સંમત થઇ શકાય તેમ નથી. ગાંધી-એલન કરબ, ઘઉં મસળવાનું ચક્ર (ગુજરાત નં. ૧), બોલ બેરીંગવાળાં પૈડાં અને દાણા ઊપણવાનો પંખો, એ આ સૂક્ષ્મ ભેદ તરફ લક્ષ ગયાનુંજ પરિણામ છે. પૃષ્ઠ ૪૬ ઉપર કપાસની વેણનાં મૂળ ખેતરમાં રહી જાય તો સુકારો લાગુ પડે છે તેમ જણાવ્યું છે. આ માન્યતામાં

બહુ મૌજુદ નથી. સાણસો કપાસનાં જિંડવામાં પડતી પંચરંગી ઇયળનો નાશ માટે શોધાયો છે. સાણસાના બીજા કેટલાક લાભ છે, પણ સુકારાની સાથે તેનો સંબંધ જોડવો એ અસ્થાને છે. ઉપરની બાબતો જેવી બાદ કરતાં પુસ્તકનું વાચન રસ આપે છે. ખેતીના અનેક પ્રશ્નો દર્શાવતું આ પુસ્તક હોવાથી ગ્રામસુધારણાના યોજકોએ વાંચવા જેવું છે. ખેતીના પ્રશ્નોને અંગે પુસ્તકમાં કોઇ કોઇ સ્થળે ઓછુંવત્તું મહત્ત્વ અપાયું છે, પણ જ્યાં લેખકો પોતે જ ખેતીકારો ના હોય ત્યાં આમ બનવું સ્વાભાવિક છે. પુસ્તકમાં ઉત્તમ ખાતરો, સારાં બી, પશુઓની ઓલાદ-સુધારણા, પશુધનનો વિકાસ, ખેતીનાં ઓજારો, નાનાં ખેતરોનું એકત્ર જોડાણ, પ્રકૃષ્ટ ખેતી અને ખેતીને લગતી પેદાશો, એમ આઠ પ્રશ્નો ઉપર ચર્ચા કરવામાં આવી છે. ખેતીના પાકોને રોગો, કાતરા, તીડ, ભુંડ, શિયાળવાં, શાહુડીઓ, વાંદરા વગેરેથી થતા ઉપદ્રવો માટેના ઉપાયો ખોળવાનું સૂચન કરવાનું લેખકોના ધ્યાન બહાર રહ્યું જણાય છે.

M. Ag.

**૫૪. રાજકોટનો રણસંગ્રામ:** પ્રકાશક—ગોલ્ડ-મ્હોર એજંસી, ધંધુકા; પૃષ્ઠ ૧૬, કિંમત એક આનો. રાજકોટ રાજ્ય સામે પ્રજાએ જે સ્વાતંત્ર્યયુદ્ધ માંડ્યાં છે, તેનો આ નાનકડી ચોપડીમાં ચિતાર આપ્યો છે. આજ કાલ જોઇએ છીએ કે ત્યાંના ઠાકોરે પ્રજા સાથે કરેલો કોલ તોડ્યો છે ને વળી ગાંધીજીને રાજકોટમાં જઇ બેસવું પડ્યું છે. સંગ્રામના એ પ્રથમના ભાગનું આમાં ટૂંકું ચિત્ર આપ્યું છે. ભાષાની ભૂલોનો પાર નથી. ચોપડી સાથેના પત્રમાં પ્રકાશક જણાવે છે: "તા. ક:– 'રાજકોટનો રણસંગ્રામ' હવે જ્યારે રાજકોટનો જ્વલંત વિજય થયો છે, ત્યારે અમારા આ પ્રકાશનની વધેલી નકલો આપના વાંચનારાઓને તદ્દન મફત આપવાનો નીરધાર કર્યો છે. આપના પેપરનું નામ જણાવી અમને ૧ પોસ્ટ કાર્ડ ફક્ત લખશે તેમને અમારા ખર્ચે આ પુસ્તીકા તદ્દન મફત મોકલવામાં આવશે. તેની આપના પેપરમાં જ્યાં રીવ્યુ લ્યો ત્યાં નોંધ મુકી કૃતાર્થ કરશોજી." પણ હવે તો જણાય છે કે વિજય હજી વેગળો છે.

*

**શ્રી કચ્છી ગુજરાતી હિંદુ યુનિયન, નાઇરોબી**—સને ૧૯૦૬થી સને ૧૯૩૭ સુધીનો ટૂંક હેવાલ

—•○•—

### બુર્હાનપુરમાં આન્તરપ્રાન્તીય પાટીદાર લગ્ન

ઉત્તર તરફથી ખસતા ખસતા પાટીદારો ગુજરાતમાં આવી વસ્યા. પછી અહીંથી કેટલાક વળી પૂર્વ તરફ બુર્હાનપુર તરફ અને કેટલાક દક્ષિણ તરફ નિઝામ રાજ્ય સુધી પહોંચ્યા. ગુજરાતના પાટીદારો સાથેનો એમનો સંબંધ તૂટી ગયો છે. બુર્હાનપુરના અને દક્ષિણના પાટીદારો વચ્ચે પણ સંબંધ રહ્યો નથી. જેમ ગુજરાતમાં તેમ તે પ્રાન્તોમાં પણ કેટલાક સુધારક પાટીદારો ઇચ્છતા થયા છે કે હવે લગ્નની પ્રાન્તિક સંકુચિતતા દૂર થાય તો ઇષ્ટ હેતુઓ સધાય. બુર્હાનપુરમાં મહાસભાના કાર્યકર્તા ભાઇ રંગલાલ બાવાજી અને દક્ષિણમાં આવેલા યેવલાના પ્રતિષ્ઠિત નાગરિક ભાઇ બાલમુકુંદદાસ જગજીવનદાસ એ બે ભાઇઓએ એવો લગ્નસંબંધ જોડવા નિર્ણય કર્યો. ભાઇ રંગલાલને બેન સેવંતીબેન નામે કન્યા અને બાલમુકુંદદાસને મોતીચંદ નામે પુત્ર છે. એ વરકન્યા બંને યુવાન ઉમરનાં છે ને કેળવણી પામેલાં સંસ્કારી પણ છે. એ બેનાં લગ્ન બુર્હાનપુરમાં ગઇ વદિ ૪થને રોજ થયાં. આમ પ્રાન્તિક લગ્નસંબંધ જોડાયો એ ઇષ્ટજ થયું છે. અને વળી તેમાં કોઇ પણ જાતની પૈસાની લેવડદેવડ થઇ નથી. આ આન્તરપ્રાન્તીય લગ્નવ્યવહારની પહેલ કરનાર એ બંને ભાઇઓને ધન્યવાદ ઘટે છે.

### વીરસદ–નારનો લગ્નસંબંધ

બેન ભક્તિબાના ભાઇ તે વીરસદના સદ્ગત હરિભાઇ ઝવેરભાઇ અમીનનાં પુત્રી બેન ઉષાબેનનાં લગ્ન નારના ભાઇ મણિભાઇ છોટાભાઇ પટેલ સાથે ગઇ તા. ૫:૫:'૩૯ને રોજ નડિયાદ જિલ્લા સમિતિમાં થયાં. વર ભાઇ મણિભાઇ બેરિસ્ટર છે, તેમના પિતા ભાઇ છોટાભાઇ ઝાંઝીબાર પાસેના પેમ્બા નામે ટાપુમાં રહી લવંગનો વેપાર કરે છે. ભાઇ મણિભાઇની ઉમર આશરે ૨૫ વર્ષની છે. કન્યા બેન ઉષાબેનની ઉમર ૧૯ વર્ષની છે. એમણે અંગ્રેજી ચાર ધોરણનો અભ્યાસ કરેલો છે. લગ્નદિવસે બપોરે દોઢ વાગ્યાની ગાડીમાં જાન સાથે વર નડિયાદ આવેલા, સાંજે જમ્યા પછી રાત્રે ૧૦ વાગ્યે લગ્નક્રિયા થએલી. અને બીજે દિવસે સવારે ફાસ્ટમાં જાન પાછી ફરેલી. લગ્નસંબંધે કંઇ પણ લેવડદેવડ થએલી નહિ. આ સંબંધ આ રીતે ધન્યવાદને પાત્ર ગણાય. એક નજરે જોનાર ભાઇ કહે છે કે: "વરની જાનમાં આઠ સ્ત્રીઓ અને ફાલતુ માણસો સહિત ૪૦ માણસો હતાં. કન્યાપક્ષમાં લગભગ ૬૦ માણસો હશે. . . . દુઃખની વાત એ છે કે લગ્નક્રિયા અને બીજો વિધિ તેમજ લગ્નનું વાતાવરણ

સેવામંદિરને તેમજ દરબારશ્રી અને ભક્તિલક્ષ્મી દેસાઇની દેખરેખ નીચે થાય તેને યોગ્ય નહોતું. સાદાઇ અને સરળતા નહોતી. તેમના જેવા સમાજના સેવકોને શોભે તેવું વાતાવરણ નહોતું!" પરગામ લગ્નક્રિયા થાય તોય આમ?

**ધર્મજમાં વૈદિક લગ્ન!**

ચરોતર પ્રદેશ આર્યસમાજના ઉપપ્રમુખ ધર્મજના ભાઇ ડાહ્યાભાઇ જેઠાભાઇનાં પુત્રી બેન કુસુમબેનનાં લગ્ન તા. ૨૨:૪:'૩૯ને રોજ થયાં. તા. ૩૦:૪:'૩૯નું 'આર્યપ્રકાશ' જણાવે છે તેમ કન્યા તથા વર બંને યોગ્ય ઉમરનાં છે, એટલે કે વરની ઉમર ૨૦–૨૧ વર્ષની અને કન્યાની ઉમર ૧૬ વર્ષની છે. એક ભાઇ જણાવે છે કે "ધામધૂમ તથા એકંદર ખર્ચ સારો કરેલ છે. ખાસ સાદાઇ જેવું કંઇ નહોતું. અલબત આર્યસમાજના પંડિતે આ લગ્નવિધિ કરાવ્યો હતો, તે સિવાયની બધી રીતો છેક સામાન્ય હતી. જાન બે દિવસ રહી હતી." બીજી ગમે એવી કુરૂઢિઓ ચાલ્યા કરે, ગમે તેટલી લેવડદેવડ થાય, ગમે એટલો આંધળો ખર્ચ થાય, પણ લગ્નવિધિ વૈદિક થાય એટલે ગંગા નાહ્યા એમ આર્યસમાજ માનતો જણાય છે!

**નરસંડામાં વૈદિક લગ્ન**

'આર્યપ્રકાશ'ના એ જ અંકમાં જણાવ્યું છે કે: "તા. ૨૫:૪:'૩૯ને રોજ નરસંડા ગામમાં શ્રીયુત પટેલ સોમાભાઇ વ્રજભાઇને ત્યાં તેમની પુત્રીનાં વૈદિક વિધિથી લગ્ન કરવામાં આવ્યાં હતાં. વર તથા કન્યાની ઉમર કાયદા પ્રમાણે યોગ્ય હતી." વરની ઉમર ૧૮ વર્ષની અને કન્યાની ઉમર ૧૫ વર્ષની, એટલે કાયદા પ્રમાણે તો યોગ્ય જ; પછી આર્યસમાજની ભાવનાની દૃષ્ટિએ નાની હોય તોય દાન ગળતું હોય તો એ લગ્નક્રિયા કરાવવામાં આર્યસમાજને વાંધો શો? આર્યસમાજના નેતાઓ, તમારા ઉપર સમાજે બહુ બહુ સમાજ-સુધારાની–અરે ક્રાન્તિની પણ–, અને એ પ્રકારે લોકમાં પ્રચંડ ભાવનાઓ રેડવાની આશાઓ રાખેલી, તેને બદલે તમેજ લોકસમાજના જેવા, હિંદુઓના અનેક સંપ્રદાયોના લોક જેવા બની જાઓ છો એ બહુ દુઃખની કથા છે! સ્વામી દયાનંદ આજે આવે તો તમને જોઇને શું કહે એ વિચારશો? તમારે તો અગ્નિ જેવા પ્રચંડ થવું જોઇએ તેને બદલે કોયલા કરતાંયે ઠંડા થાઓ છો!

**"લગ્નગાળો"**

તા. ૧૪:૫:'૩૯ના 'આર્યપ્રકાશ'માં જ 'લગ્નગાળો' વિષે એક સુંદર લેખ આવ્યો છે, તેમાં જણાવ્યું છે કે "કેટલેક ઠેકાણે આર્યસમાજી ભાઇઓ વિદ્વાનોને બોલાવી વૈદિક વિધિ કરાવે છે. પણ કેવળ વિધિ કરાવવી એ લગ્ન

નથી એ સમજ ઘણાજ થોડા ભાઇઓને હોય છે. સાચા લગ્નમાં તો વર અને કન્યાની પસંદગીનીજ જરૂર હોય છે, કારણ કે એ બંને જીવન પર્યંતના મિત્રો બને છે.…કન્યાવિક્રય અથવા વરવિક્રયને આ ઠેકાણે જરા પણ સ્થાન ન હોવું જોઇએ. જ્યાં કન્યાનો અથવા વરનો વિક્રય થનો હોય ત્યાં લગ્નનો વિધિ પૌરાણિક હોય તોપણુ ખોટો છે અને વૈદિક હોય તોપણુ ખોટોજ છે. વર અને વધૂ જો લગ્નનો મર્મ ન સમજી શકતાં હોય તો ત્યાં પણુ ગમે તે વિધિ હોય છતાં પણુ અસત્ય છે એમ કહેવામાં જરા પણુ અતિશયોક્તિ નથી.…મંત્ર પંડિત માત્ર બોલી જાય અથવા તેના ઉપર વ્યાખ્યાન કરી જાય, પણુ જો વરવધૂને એનો મર્મ અને જવાબદારી ન સમજાય હોય તો લગ્નવિધિ મિથ્યાત્વ ઉપર રચાયો છે એમ સમજવું જોઇએ. …કેટલેક ઠેકાણે તો કન્યા બિચારી…એક અક્ષર પણુ લગ્નવિધિ થાય ત્યાં સુધી ઉચ્ચારી શકતી નથી, આમ છતાં કેટલાક પંડિતો ત્યાં વૈદિક વિધિ કરાવતા જોવામાં આવે છે. આવી વિધિ એ તો કેવળ મશ્કરી જ છે. જ્યાં રૂઢિનાં આવાં જોહુકમી બંધનો હોય ત્યાં વૈદિક વિધિ નજ હોવો જોઇએ." આર્યસમાજનાજ મુખપત્ર 'આર્યપ્રકાશ'માં છપાએલા લેખનાં ઉપરનાં વાક્યો—એકંદરે એ આખા લેખ—ઉપર આર્યસમાજના નેતાઓ અને એવો મશ્કરીરૂપ લગ્નવિધિ કરાવનાર પંડિતો કૃપા કરીને ધ્યાન આપશે?

**આખરે વૃદ્ધ શિક્ષક ઉઘલ્યા!**

"આણંદ, તા. ૨૪, આણંદ તાલુકાના બોડના વતની અને હાલમાં ચકલાસી ગુજરાતી સ્કૂલના હેડ માસ્તર અને ખેડા જિલ્લા શિક્ષકસમાજના પ્રમુખ સોમાભાઇ પ્રભુદાસ જેઓની ઉમર ૫૦ વર્ષની કહેવાય છે તેઓ ગઇ સાલ ખંભોળજ ગુજરાતી સ્કૂલના હેડ માસ્તર હતા. તે વખતે સારસાના પા. ઇશ્વરભાઇની ૧૫ વરસની દીકરી સાથે પરણુવા તૈયાર થયા હતા અને લગ્ન પણુ તા. ૭:૫:૩૮ના રોજનું હતું. તે વખતે ખંભોળજના કેટલાક સુજ્ઞાનોના પ્રયત્નથી ગુજરાત પાટીદાર મંડળના મંત્રી શ્રી. વેણીભાઇએ લગ્ન અટકાવવા ગે. ડી. સેસન જજ શ્રી. ભીસે સાહેબની કોર્ટમાં અરજી કર્યાથી તેઓ સાહેબે મનાઇ હુકમ આપેલો અને લગ્ન બંધ રહેલું ને તે બાળાને એક યુવક સાથે પરણાવવામાં આવી હતી. પણુ સોમાભાઇના લગ્નકોડ અધૂરા રહેલા અને તેથી તે પોતાના પ્રયત્નો કરવા લાગ્યા અને ખંભોળજના એક ભાઇ સોમાભાઇ છબાભાઇની ૧૪ વર્ષની દીકરી સાથે તા. ૨૨મી ને અખાત્રીજે લગ્ન કરી નાખ્યું છે" ('કર્મભૂમિ,' તા. ૨:૫:'૩૯). શાળાના હેડ માસ્તર પોતાના વિદ્યાર્થીને અને શિક્ષકસમાજના પ્રમુખ શિક્ષકમિત્રોને આવું અધમ દૃષ્ટાન્ત ન આપે તો બીજું આપે કોણુ! સાંભળ્યું છે કે તેમને કન્યા દેનાર

ખંભોળજના ભાઈ સોમાભાઈનો તેમને ગોળે બહિષ્કાર કર્યો છે, ત્યારે શિક્ષક-સમાજ આવું વૃદ્ધ લગ્ન કરનાર પોતાના પ્રમુખનો બહિષ્કાર કરે એ તો એ કેળવણીકારોનો શુદ્ધ ધર્મ રહ્યો.

### આણંદમાં નંદીલગ્ન–૧

આણંદ ભાઈ ત્રિકમભાઈ છીતાભાઈ પટેલના પુત્ર ભાઈ અંબાલાલ આશરે ૨૮ વર્ષના છે. તેમનાં લગ્ન થામણા થએલાં, પણ તે બેન ક્ષયરોગને કારણે મંદવાડને ખાટલે પડ્યાં છે. ભાઈ અંબાલાલના નાના ભાઈનાં પત્ની પણ માંદાં સાજાં રહે છે. આથી પોતાને ખાવાપીવાની અડચણ રહે છે એમ જણાવી ભાઈ ત્રિકમભાઈએ પુત્ર અંબાલાલને, મહુધાના ભાઈ અંબાલાલ મોતીભાઈનાં પુત્રી સાથે વૈશાખ સુ. ૪થને રોજ પરણાવ્યા. આમ શોક ઉપર કન્યા દેનારા મળે છે એ જ સ્ત્રીજાતિનું ભયંકર દુઃખ છે!

### આણંદમાં નંદીલગ્ન–૨

આણંદના ભાઈ હરિભાઈ ઈશ્વરભાઈ પટેલ આશરે ૩૧ વર્ષના છે. તે ભાઈ પ્રથમ ચાંગા ગામે પરણેલા. તે બેન હયાત છે. તેમને પ્રજા પણ થાય છે, પણ તે પ્રજા જીવતી ન હોવાથી એ ભાઈ હરિભાઈ ગઈ વદિ ૧૧શને રોજ અલિંદ્રા (વસો) ગામે ફરી પરણ્યા છે. અને ત્યારે આવા લોકને સરકાર કાયદાને ડફણે સીધા ન કરે તો બીજું કરે પણ શું?

### આણંદમાં બાળલગ્ન અટક્યું:

આણંદના સદ્ગત ભાઈ નાથાભાઈ બોધાભાઈનાં વિધવા પત્ની બેન સૂરજબેને પોતાના ૧૨ વર્ષની ઉમરના પુત્ર ભાઈ નારણભાઈનું લગ્ન વડોદરા તાલુકાના આસોજ ગામે કરવા નક્કી કરેલું. લગ્નસંબંધની માટલી પણ આવી ગએલી અને લગ્નતિથિ ઘણું કરીને વૈશાખ સુદી ૧૧શની ઠરેલી. પણ એ બાળલગ્ન થતું હોવાથી એ વિધવા બેનના એક સંબંધી ભાઈ ધનજીભાઈ મંગળભાઈ પટેલે આણંદ તાલુકાના ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કચેરીમાં તે બાળલગ્ન અટકાવવા અરજી આપી. મેજિસ્ટ્રેટે બેન સૂરજબેન તથા તેમના બે સાથીઓ ઉપર નોટીસો કાઢી. અને પછી એ બાળલગ્ન નહિ કરવા મનાઈ હુકમ આપ્યો.

### મિત્રાલમાં બે બાળલગ્ન અટક્યાં

"નડિયાદ તાલુકાના મિત્રાલ ગામના પા. હરિભાઈ મીઠાભાઈની દીકરી બેન શાન્તા(ઉમર વર્ષ ૫)નો, માતર તાલુકાના ઊંઢેળા ગામે પા. બેચરભાઈ સોમાભાઈના આઠ વર્ષની ઉમરના દીકરા સાથે, વિવાહ નક્કી કરેલો. વળી મિત્રાલના ધુળાભાઈ સોમાભાઈની સાત વર્ષની દીકરી બેન કમળાનો

[ક]ઠિળાના પા. ઉમેદભાઇ ફકીરભાઇના ચૌદ વર્ષની ઉંમરના ભાઇ પુરુષોત્તમની [સા]થે વિવાહ નક્કી કરેલો. આ બંને લગ્નો સં. ૧૯૯૫નાં વૈશાખ સુદિ ૭ને [શ]નિવારને રોજ કરેલાં. પણ તે લગ્ન બાળલગ્ન થતાં હોવાથી તે અટકાવવા [અ]રજ થયાથી તે બંને વિવાહના પક્ષકારોને તા. ૧૪:૪:'૩૯ના, બાળલગ્ન [ન] કરવું તેવો મેજિસ્ટ્રેટે હુકમ આપ્યો છે. આવી રીતે બાળલગ્ન અટકાવ્યાથી [બ]ીજાં બાળલગ્નો થવાનો સંભવ હતો તે બંધ રહ્યાં છે." ('શ્રીશક્તિ,' તા. [૧]૩:૪:'૩૯). આ હકીકતો સ્પષ્ટ કરે છે કે બાળલગ્નનિષેધક કાયદો હજી [વ]ધારે કડક કરવો જોઇએ છે. એ વિના બીજો ઉપાય નથી, ના નથી જ.

### [બ]ળાત્કારે લગ્ન કરાવતાં આવેલું પરિણામ

"આણંદ, તા. ૧૨. પેટલાદ તાલુકાના બાંધણી ગામના પટેલ માધાભાઇએ [પ]ોતાના કેળવાએલા ભત્રિજાનો વિવાહ મલાતજ ગામે ત્યાંના પાટીદારની યુવાન [ક]ન્યા સાથે તેમના ભત્રિજાની ગરજી વિરુદ્ધ કરેલો અને લગ્નનો દિવસ વૈશાખ [સુ]દિ ૭ ને વાર બુધનો નક્કી કરેલો. લગ્નના દિવસ અગાઉ વરરાજાનો વરઘોડો [ન]ીકળ્યો ને જાન વરરાજાની સાથે મલાતજ ગામે બુધવારને રોજ સાંજના પહોંચી. જાનનું સ્વાગત વગેરે પણ થયું. જાન જમવા ગઇ. જમીને પાછી આવ્યા બાદ વરરાજા પરણવા કન્યાને માંડવે ગયા ને ચોરીમાં બેઠા. પણ એ બાદ વરરાજા એકાએક શૂન્યમૂઢ થઇ ગયા ને જમીન ઉપર ઢળી પડ્યા. સ્થિતિ ગંભીર બન્યાથી બંને પક્ષના માણસો ગભરાયા. તુરતજ વરરાજાને આણંદ હૉસ્પિટલમાં રાતોરાત લેઇ જવામાં આવ્યા. ડૉક્ટરે તપાસ્યા, પણ દર્દ કંઇ ના જણાયું ને વરરાજા ગંભીર વદને બોલ્યા: 'મારે નહોતું પરણવું અને શા માટે પરણાવો છો?' તુરતજ સીધા બાંધણી ગામે વરરાજાને લેઇ જવામાં આવ્યા ને જાન પણ બાંધણી ગામે પાછી આવી. પીઠી ચઢેલાં વરકન્યાનાં લગ્ન અધૂરાં રહ્યાં. હવે બંને પક્ષકારો લગ્ન કરવા ના પાડે છે. આ બનાવથી આસપાસના વિસ્તારમાં ભારે સનસનાટી ફેલાઇ છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૪:૫:'૩૯). સંતાનનાં લગ્નમાં વડીલો ક્યાં સુધી ઘાલમેલ કર્યા કરશે? અને કેળવાએલા યુવકો પણ છેવટની ઘડી સુધી શા માટે મૂગા રહ્યા કરતા હશે?

### વડોદરાનો રાજ્યાભિષેક

પોતાની પ્રજાને કંઇ પણ નક્કર વસ્તુ આપ્યા વિના દેશપરદેશમાં મફતની આબરૂ ખાટી ગએલા વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ગયા અને તેમને સ્થાને તેમના પૌત્ર શ્રીમંત પ્રતાપરાવ આવ્યા. તેમનો વિધિપુર:સર રાજ્યાભિષેક ગયા માસમાં થયો. રોશની વગેરેમાં લાખોના ધુમાડા કરીને

એમણે પોતાની પ્રજાને આંજવા ઠીક પ્રયત્ન કર્યા, થોડાકને કબજે રાખવા રૂપાળા દેખાતા ઇલકાબો પણ આપ્યા. બાકી તો પિતામહની પેઠે એમણે પણ મીઠા શબ્દો વિના બીજી કશી નક્કર વસ્તુ એ પ્રસંગે પ્રજાને નથી જ આપી. ઊલટાં બે પ્રજાનાયકોનાં અપમાન થયાં: પ્રજામંડળના અગ્રેસર અને વડોદરા પ્રાન્તપંચાયતના અધ્યક્ષ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ તથા મહેસાણા પ્રાન્ત પ્રજામંડળના પ્રમુખ અને એ પ્રાન્તપંચાયતના અધ્યક્ષ શ્રી. છોટાભાઇ પુરુષોત્તમદાસ પટેલ ન્યાયમંદિરમાં ભરાએલા રાજ્યદરબારમાં ગએલા, તેમણે હમેશના પોતાના રિવાજ પ્રમાણે ખાદીની સફેદ ટોપીઓ પહેરેલી, તેટલે જ કારણે તેમને ત્યાંથી પાછા ફરવા પડેલું, જોકે એ ટોપીઓ ન પહેરવી એવું અગાઉથી જાહેર કરવામાં આવેલું નહોતું. બિચારાં દેશી રાજ્યો!

## આ તોફાનો શા માટે?

દેશને સ્વતંત્રતા અપાવવા ગાંધીજી ઝંડો લેઇને નીકળ્યા છે, ત્યારે પરતંત્રતાની પૂજા કરવા દેશી રાજ્યોની કેટલીક ગુલામ પ્રજા તેમની ઉપર ધૂળ ઉડાડે છે ને દેશની સ્વતંત્રતાને પાછી ઠેલ્યે જાય છે. વડોદરામાં પ્રજામંડળની પરિષદ સરદારશ્રી વલ્લભભાઇ પટેલને પ્રમુખપદે ભરાઇ હતી, ત્યારે ત્યાંના મરાઠાઓએ તોફાન કર્યું. ત્યાર પછી રાજકોટમાં પ્રજાસ્વાતંત્ર્ય માટે જઇ બેઠેલા ગાંધીજી વિરુદ્ધ ત્યાંના ભાયાતોએ અને મુસલમાનોએ તોફાન કર્યું અને એ સંતપુરુષ ઉપર ધૂળ ઉડાડી તેમને ગૂંગળાવી નાખ્યા. છેક અહુણાં જ ભાવનગર પ્રજા-પરિષદ સરદારશ્રી વલ્લભભાઇ પટેલને પ્રમુખપદે ભરાઇ, તે પ્રસંગે ત્યાંની એક મસ્જિદમાં સંતાઇ રહેલા અનેક મુસલમાનો હથિયાર સાથે નીકળી આવી સ્વાગત સરઘસ ઉપર તૂટી પડ્યા અને અનેકને ઘાયલ કર્યા. કેટલાક ભાઇઓ તો એ હુમલાને પરિણામે અવસાન પામ્યા. પ્રખર કેળવણીકાર શ્રી. નાનાભાઇને પણ ઘાયલ કર્યા. સરદાર સહજમાં બચી ગયા. આ સૌ તોફાનો તો જાણીએ જે અજ્ઞાન પ્રજાજનોએ કર્યાં, પણ કલકત્તામાં ભરાએલી મહાસભા મહાસમિતિમાં, શ્રી. સુભાષબાબુનું ધાર્યું ના થયું, તેમને મહાસભાને પ્રમુખપદેથી રાજીનામું આપવું પડ્યું, ત્યારે બંગાળી મહાસભાવાદીઓએ તોફાન કર્યું અને નવા વરાએલા પ્રમુખ શ્રી. રાજેન્દ્રબાબુનાં કપડાં પણ ફાડી નાખ્યાં! ત્યારે સ્વાતંત્ર્ય લેવા નીકળેલા મહાસભાવાદીઓનાં આ તોફાન શા માટે? હજી સ્વાતંત્ર્ય આવ્યું તો છે નહિ તે પહેલાં સત્તા માટે આટલાં તોફાન! મહાત્માજી સાચું જ કહે છે કે મહાસભામાં સડો સર્વવ્યાપક બની ગયો છે, તે ન નીકળે ત્યાં સુધી સ્વાતંત્ર્ય દૂર, અતિ દૂર!

### મહાસભા અને કેન્યા

આ અંકમાં પૃષ્ઠ ૩૭૧ ઉપર પૂર્વ આફ્રિકાની કોંગ્રેસના પ્રમુખના ભાષણનો પરિચય આપ્યો છે. એ સંસ્થાનમાં હિંદીઓને થતા અન્યાય હવે જગજાહેર થઇ ગયા છે. એ વિષે આપણી મહાસભા સમક્ષ પોતાની પૂરી સ્થિતિ જાહેર કરવા મોમ્બાસાના શ્રી. જે. બી. પંડયા અહીં આવ્યા છે. તેમના પ્રયાસથી કલકત્તામાં ભરાએલી મહાસભાની મહાસમિતિએ આ પ્રમાણે ઠરાવ કર્યો છે: "કેન્યાની ઊંચાણમાં આવેલી જમીનો ગોરાઓને માટે અલગ રાખવા વિષેનો જે બાદશાહી હુકમ નીકળેલો છે તેની આ મહાસમિતિ ભારે ચિંતાપૂર્વક નોંધ લે છે. એ હુકમ બ્રિટિશ સરકારના વસાહત ખાતાના મંત્રીએ અને હિંદુસ્તાન સરકારે કરેલી સર્વ જાહેરાતોના ને બંનેએ આપેલાં સર્વ આશ્વાસનોના ભંગરૂપ છે, અને હિંદુસ્થાનને અપમાનરૂપ છે. મહાસમિતિ પોતાનો એવો અભિપ્રાય પણ વ્યક્ત કરે છે કે હિંદુસ્થાન સરકાર કેનિયામાં વસતા હિંદીઓ પ્રત્યેનું તેનું કર્તવ્ય ચૂકી છે. મહાસમિતિનો એવો પણ અભિપ્રાય છે કે કેન્યાની પરિસ્થિતિનો ઉકેલ હિંદુસ્થાન સરકારના કશા પ્રયત્નથી આવવાનો નથી, અને તેથી મહાસમિતિ આ બાબતમાં આવશ્યક પગલાં લેવા કાર્યવાહક સમિતિને વિનંતિ કરે છે" ('હરિજનબંધુ,' તા. ૭:૫:'૩૯).

### દક્ષિણ આફ્રિકાની સ્થિતિ

મહાસમિતિએ દક્ષિણ આફ્રિકા સંબંધે પણ આવો ઠરાવ કરવો જોઇતો હતો. ત્યાંની સરકાર હિંદીઓને ગોરાઓથી જુદા અંતેવાસમાં ધકેલી દેવા ઇચ્છે છે. આર્કટના ઘેરાને પ્રસંગે હિંદી સિપાહીઓએ ઓસામણ પીને ગોરાઓને ભાત ખવરાવ્યો તેનું પરિણામ હિંદની પરાધીનતાની શરૂઆત! મહાવિગ્રહમાં હિંદે અંગ્રેજ સરકારને સહાયતા આપી તેનું પરિણામ રૌલેટ એકટ! પણ એજ મહાવિગ્રહમાં દક્ષિણ આફ્રિકાએ શી સહાયતા આપેલી? એ વિગ્રહમાં દક્ષિણ આફ્રિકાના ૭૨૭૧ સૈનિકો મરાયા અને ૧૧૬૩૯ ઘવાયા, ત્યારે ૩૬૦૦૦ હિંદી સૈનિકો મરાયા અને ૬૨૦૦૦ ઘવાયા (The Waverly Encyclopædia, પુસ્તક ૩, પૃષ્ઠ ૧૮)! અને તેનું પરિણામ આજે હિંદીઓને અન્તેવાસ! ખરેજ દેશ એકે વારે સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી આ ભ્રષ્ટ અવદશાનો નિકાલ નથી આવવાનો.

### હિંદમાં જ હિંદીઓને અન્યાય

એ અન્તેવાસની ચર્ચા ચાલતી હતી ત્યારે ત્યાંની ધારાસભાના એક ગોરા સભ્યે કહેલું કે આ અન્તેવાસ અને અસ્પૃશ્યતા તો હિંદીઓ હિંદમાંથીજ

## વિદ્યાલય સમાચાર

વિદ્યાલયમાં રજાઓ પડી ગઇ છે. બે વિદ્યાર્થિનીઓ સિવાય બાકીની બધી વિદ્યાર્થિનીઓ પોતપોતાને ઘેર ચાલી ગઇ છે. વિદ્યાલય તા. ૧૨મી જુને ઊઘડશે.

છાત્રાલયના લવાજમ તરીકે દર સત્રે રૂા. ૫૦ લેવાતા હતા, તેમાં શાળાની ફીનો સમાવેશ આજ સુધી થતો હતો. હવે પછી નવા વર્ષથી લવાજમના સત્ર દીઠ રૂા. ૫૦, ઉપરાન્ત શાળાની જુદી ફી છાત્રાઓ પાસેથી લેવાનું ઠરાવાયું છે. રજાઓમાં જે છાત્રાઓ ઘેર ન જતાં છાત્રાલયમાં રહેવા ઇચ્છતી હોય, તેમની પાસેથી તે બદલ માસિક રૂા. ૧૦ લેવાનું નક્કી કર્યું છે.

**છાત્રાલયમાં પોતાની કન્યાને દાખલ** કરવા ઇચ્છનારે પ્રાર્થનાપત્ર મંગાવી લેઇને તા. ૩૧મી મે સુધીમાં અહીં મળી જાય તે રીતે ભરીને મોકલી આપવું.

વિદ્યાલયમાં સંગીત, ચિત્ર, ગણિત અને સામાન્ય વિજ્ઞાન મેટ્રિક સુધીનું, ગુજરાતી ભાષા દ્વારા, શિખવી શકે એવી શિક્ષિકાઓની જરૂર છે. ઉમેદવારે પોતાની લાયકાત ને પોતે કયા વિષયો શિખવી શકશે તે જણાવતી અરજી વિદ્યાલયના આચાર્યને વેળાસર કરવી.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૦:૫:'૩૯

શરદ્બેન મજમુંદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ

—*—

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. શરદ્બેન મજમુંદાર માટે છાપી, તા. ૧૦:૫:'૩૯

Reg. No. B. 1785

૧૯૯૬  અષાઢ

 

# પાટીદાર



વર્ષ ૧૭  અંક ૯

## જમણવાર

એ વાત તો ખરી કે દિન પર દિન નકામા ખર્ચો વધતા જાય છે. આપણે એક તરફથી બૂમ પાડીએ છીએ કે ધંધોરોજગાર નથી, ભૂખે મરીએ છીએ, અને બીજી તરફથી આપણા વરઘોડા અને જમણવારના ખર્ચમાં બેહદ વધારો કરતા જઇએ છીએ. આપણે મોઢેથી કહેતા જઇએ છીએ કે એ ખરચ ખોટા છે; તે દૂર કરવાનો બીજાને બોધ કરતા જઇએ છીએ; અને જ્યારે આપણે ત્યાં કાંઇ પ્રકરણ આવે છે ત્યારે આપણે એથી એક એવો ઊલટો દાખલો આપીએ છીએ કે તેની નઠારી અસર શહેરમાંથી વીસ વરસ સુધી દૂર થતી નથી. આવા ફિતૂરમાં જે લાખો રૂપિયા દર વર્ષે ખર્ચાય છે, તેનો એક દશાંશ પણ જો કોઇ દેશોપયોગી કામમાં અપાતો હોય, તો કેટલો ફાયદો થાય? અરે, એક શતાંશ પણ નાતવરો કરનાર કે વરઘોડો કાઢનાર જો નાતના જ ફંડમાં આપતા હોય અને તે સારા કામમાં વપરાતો હોય, તો થોડા વર્ષમાં આપણી સઘળી નાતોની જુદી જ અવસ્થા થઇ જાય. પણ એવો બંદોબસ્ત કોણ કરી શકે? જૂના કે નવા બધાય લોકમાં એ કરવાની ઇચ્છા કે શક્તિ જરા પણ જણાતી નથી.

('નવલગ્રંથાવલિ,' પૃ. ૪૪૨) નવલરામ

તંત્રી: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

# સમાવેશ





કોઈકને ટીકા પાડવાની વૃત્તિએ બાકરોલથી કોઈ ભાઈએ 'એક અનુભવી'ને મેં પોતાનું નામઠામ મારી જાણને માટે પણ આપ્યા વિના 'મહેમાનગીરી' નામે લેખ લખી મોકલ્યો છે. એવાએ જાણવું જોઈએ કે સમાજની ભ્રષ્ટતા સામે જેણે લડવું હોય તેણે પોતાને નામે લેખો છપાવવાની મર્દાનગી કેળવવી જોઈએ. નનામા લેખ 'પાટીદાર'માં નથી જ છપાતા.

'બાળલગ્ન' નામે અપૂર્ણ લેખ લખી મોકલનાર ભાદરણના ભાઈ મણિભાઈએ અને એમના જેવાએ સમજવું ઘટે કે 'પાટીદાર'માં અપૂર્ણ લેખ લેવા અનુકૂળ નથી થતા.

**લેખકોને:** કોઈ કોઈ નવા લેખકો પોતાના લેખમાં ભાષાની વરણાગી કરવા સંસ્કૃત શબ્દનો આવડે એટલો ઉપયોગ કરે છે. એમણે સમજવું ઘટે કે 'પાટીદાર' મોટે ભાગે ગામડાંમાં વંચાય છે, અને તેથી ભાષા બને તેટલી સરળ અને શુદ્ધ વાપરવી ઘટે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઈ મથુરભાઈ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઈ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫ઃ૬ઃ'૪૦.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ } આણંદ { અષાઢ
વર્ષ ૧૭ } { અંક ૯


## પાટીદાર કોમ

પાટીદાર કોમ હવે જાગશે કે? જ્યારે બીજી જ્ઞાતિઓ પ્રગતિપંથે ઝડપભેર કુચ કરી રહી છે, ત્યારે આપણી જ્ઞાતિ હજુ અનેક કુરિવાજોની ખાઇમાં પડી રહી છે. આ વીસમી સદી છે; તે પણ ચારેક વર્ષમાં ખલાસ થશે, અને હવે વિક્રમની એકવીસમી સદી શરૂ થશે. આપણે છેલ્લાં ચાળીસ વર્ષમાં કેટલી પ્રગતિ કરી છે, તે વિષે દરેકે વિચાર કરવો જરૂરી છે. અલબત, આપણી જ્ઞાતિએ પોતાના સામાજિક રિવાજોમાં અમુક અંશે પ્રગતિ સાધી છે, પણ મારું તો માનવું છે કે બીજી જ્ઞાતિઓની થએલી પ્રગતિના પ્રમાણમાં આપણી સામાજિક પ્રગતિ અલ્પ ગણાય.

આપણી જ્ઞાતિ ભણવામાં આગળ વધી છે, અને તે માટે કેટલાક ભાઇઓ વિલાયત સુધી પણ જઇ આવ્યા છે. તે ઉપરાંત વેપારવણજમાં પણ ગુજરાતીઓ અને તેમાંય પાટીદારો આગળ પડ્યા છે. રાજદ્વારી ક્ષેત્રમાં વીર વિઠ્ઠલભાઇ તથા સરદાર વલ્લભભાઇ જેવી વ્યક્તિઓએ પાટીદાર કોમને ઉજાળી છે અને સારાય ભારતવર્ષમાં આપણી કોમનો ડંકો વગાડ્યો છે. આમ જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં આપણી કોમ બીજી કોમોની સરખામણીમાં કાંઇ ઊતરે એમ નથી.

પણ અન્ય ક્ષેત્રોમાં આપણે આટલી કક્ષાએ પહોંચ્યા છીએ, ત્યારે સામાજિક ક્ષેત્રમાં હજુ પણ જોઇતી પ્રગતિ કેમ સાધી શક્યા નથી? આપણે સર્વે જાણીએ છીએ કે સમાજ એક વ્યક્તિથી નહિ, પરંતુ અનેક વ્યક્તિઓથી બંધાયો છે. માટે સમાજમાં બધાં માણસોની સામાજિક રીત જો એકસરખી ન હોય તો તે સમાજની અવનતિ થાય છે. જે સમાજમાં

દરેક જણ પોતાની ઇચ્છા મુજબનું વર્તન ચલાવે છે, તે સમાજનું અસ્તિત્વ ભયમાં આવી પડે છે.

આપણી કોમનું સામાજિક બંધારણ આપણા બાપદાદાઓએ અમુક હેતુથી બાંધેલું હશે. તેમનું જીવન આપણા કરતાં કંઇક જુદાજ પ્રકારનું હતું, એ આપણે સર્વેએ એકમતે કબૂલ કરવું પડશે. તો પછી આપણા બાપદાદાઓનું સામાજિક બંધારણ આજે પણ અક્ષરશઃ સત્ય છે, એમ ધારીને તેને પૂરેપૂરી રીતે પકડી રાખવાનું કંઇ કારણ ખરૂં કે? ખરી રીતે જોતાં આપણા પૂર્વજોએ બાંધેલા સામાજિક બંધારણનો મૂળ અર્થ તો આપણે ક્યારનાય વીસરી ગયા છીએ, આપણે તો ફક્ત "સાપ ગયા અને લીસોટા રહ્યા" તે મુજબનું સામાજિક રિવાજોનું અક્ષરશઃ પાલન કરીએ છીએ. આટલી સરળ વસ્તુ દરેક માણસે સમજ્યા છતાં સડી ગએલી ચીજને ફેંકી દેતાં કેમ વાર લાગે છે? તેનું ફક્ત એકજ કારણ હું તો જોઇ શકું છું અને તે એજ કે આપણા સમાજમાં હજી પ્રાચીન મતના જે ઘરડાઓ છે, તેઓ ખરેજ ઉમરમાં મોટા થયાથી હવે જૂના થઇ ગયા છે. ખરી રીતે મોટી ઉમરના માણસો નાની ઉમરના માણસો કરતાં વધારે ધીર, ગંભીર અને ડાહ્યા હોવા જોઇએ. તેઓએ આજુબાજુની પરિસ્થિતિનો વિચાર કરીને નાનાઓને માર્ગદર્શક બનવું જોઇએ. પણ ખરી વાત એ છે કે પાટીદાર કોમના ઘરડાઓ હવે ખરેજ જૂના થઇ ગયા છે, તેથી તેઓને પોતાના જૂના રિવાજોને છોડવાનું અને નવા વિચારો ગ્રહણ કરવાનું મન થતું નથી. તેમને એકજ ઘરેડમાં ઘસડાવાનું ગમે છે. તેઓ ફક્ત એમજ માને છે કે જૂનું એટલું સોનું, અને નવું એટલું નવ દિવસનું ચાંદરણું. આ સિવાય બીજી કોઈ દલીલ આપણા ઘરડાઓ પાસે નથી. માટેજ અમો નવા જુવાનિયાઓ જૂના ઘરડાઓને હાકલ કરીએ છીએ, કે તમારા સામાજિક રિવાજો અત્યારના વાતાવરણને બધીજ રીતે બંધ બેસતા અને ઉત્તમ છે, એ બાબત તમારે પુરવાર કરી આપવી જોઇએ. જો તમો તેમ ન કરી શકો તો પછી તમારે અમોને અમારે માર્ગે ચાલતાં દખલ ન કરવી જોઇએ.

આપણી જ્ઞાતિમાં જૂના તથા નવાનો સુમેળ સાધવા માટે બંને પક્ષોએ એકમેકની સાથે ભળી જવું જોઇએ અને બંને પક્ષનાં માણસો સાથે વાર્તાલાપ કરી વિચારોની સ્વતંત્રપણે આપ લે કરવી જોઇએ. બંને પક્ષોએ પોતાની દલીલો રજુ કરવી જોઇએ અને બુદ્ધિપૂર્વક તેના ઉપર વિચાર કરવો જોઇએ. જો આમ કરવું હોય તો આજના સુધારક માનસ ધરાવતા દરેક માણસે પોતાનાજ ગામમાં વસતાં જૂના વિચાર ધરાવતાં માણસો સાથે સમાગમ

સાધવો જોઇએ. કોઇ કહેશે કે આ વસ્તુ લગભગ અશકય છે. એમ પણ કહેનારા કોઇ નીકળી આવે ખરા કે વળી, મિયાં ને મહાદેવનો મેળ કયાંથી ખાશે? પણ જ્યાં સુધી આ બાબતમાં આપણે કાંઇજ કર્યું નથી ત્યાં સુધી એવી બીક રાખવી નકામી છે. હું તો માનું છું કે દરેકે પોતાના કુટુંબથીજ આ બાબતની શરૂઆત કરવી જોઇએ. જો આવા પ્રયત્નો થાય અને બંને પક્ષો એકમેકની દલીલો સમજે, તો આપણે તેમાંથી નવા સામાજિક વિચારોને જન્મ આપી શકીએ અને તે મુજબ આપણું નવું સામાજિક બંધારણ ઘડી શકીએ. આ નવા સામાજિક બંધારણમાં જૂના તથા નવા વચ્ચેનું ઘર્ષણ રહેશે નહિ અને પરિણામે આપણે સર્વે નવી દુનિયામાં નવો સંસાર વસાવીને સુખશાંતિથી રહી શકીશું.

(કરમસદ) હાલ કંપાલા વિઠ્ઠલભાઈ ઈશ્વરભાઈ પટેલ

---

## શારદા કાયદાની ઊણપો

**પહેલી** એપ્રિલે શારદા એકટ દશ વર્ષની કારકિર્દી સમાપ્ત કરે છે.

સમાજના શ્રેય માટે આવા કાયદાની આવશ્યકતા વિષે હવે ચર્ચાને સ્થાન નથી. બાળલગ્નની પ્રથા ફકત વ્યક્તિઓનેજ નહિ, પરંતુ સમગ્ર જનસમાજને પણ ખૂબ હાનિકારક નીવડેલ છે. શ્રી. રાજકુમારી અમૃતકુંવરે એક જગ્યાએ ઠીક કહ્યું છે કે બાળલગ્ન આપણા રાષ્ટ્રજીવનને ભરખી રહ્યું છે. કુમળી વયની માતાઓના અને બાળકોના મરણપ્રમાણના ગજબનાક આંકડાઓ જોતાં કમકમાટી ઉપજે તેમ છે. બાળલગ્નની મૂર્તિમંત યાદગીરી સમી હજારો બાળવિધવાઓ આપણી સમક્ષ આંસુ સારતી ઊભી છે. સમાજની ગંભીર દુર્દશા જોતાં બાળલગ્નપ્રતિબંધક કાયદો ઘણો મોડો ઘડાયો છે તેમ કહ્યા વગર ચાલે તેમ નથી.

**કાયદાની શરૂઆતમાં:** સને ૧૯૩૦માં જ્યારે આ કાયદો બહાર પડવાનો હતો, ત્યારે તેની શરૂઆત પહેલાંના ૭ માસમાં તો લોકોએ કાયદાના ભયથી ચેતી જઇ અસંખ્ય બાળલગ્નો કરી નાખેલાં. અગ્નિની ભભૂકતી જવાળાના વેગથી લગ્નનો વાયુ દેશમાં ચોમેર ફૂંકાઇ રહ્યો હતો. બંગાળાના 'લીબર્ટી' પત્રે તા. ૧:૪:'૩૦ના અંકમાં આ હકીકતનું ધ્યાન આપતાં જણાવેલ કે "ઘોડિયામાં હીંચતા વરરાજા પૂરી ન જન્મેલી કન્યાને વરી જતા હતા; ધાવણ ચૂસતાં પણ ન આવડયું હોય તેવી કન્યાને લગ્નમંડપમાં પતિદેવની

અર્ધાંગના બનાવવામાં આવતી હતી અને અમને ખાત્રી છે કે પહેલી એપ્રિલે, જ્યારે શારદા ઍક્ટનો અમલ થવાનો હતો ત્યારે, હિંદભરમાં કોઇકજ બાળક અપરિણીત રહી ગયું હશે."

આ મંગળ પર્વમાં તવંગર અને ગરીબ, નિરક્ષર અને સંસ્કારી સૌએ યથાશક્તિ ભાગ ભજવ્યો હતો.

બાળલગ્નનો પ્રશ્ન આજે ઘણાને કદાચ ગૌણ જણાતો હશે. ઘણાને એમ થતું હશે કે હવે આવાં લગ્નો ઘટતાં ગયાં છે; પરંતુ વસ્તુતઃ તેમ નથી. સમાજના અમુક ભાગને બાદ કરતાં ચાલુ સ્થિતિમાં ખાસ ફેરફાર થયાનું જણાતું નથી. ગામડાંઓમાં તો હજુ ઉઘાડે છોગ બાળલગ્નો થયાં કરે છે અને મોટાં શહેરોમાં પણ ખાનગી ચૂપકીથી અસંખ્ય બાળલગ્નો થયાં કરે છે. કાયદાનું પાલન થવાને બદલે ઉલ્લંઘન વધારે થાય છે.

**કાયદાની અસર:** બાળલગ્નની જડમૂળ ઘાલી બેઠેલી અમાનુષી પ્રથા સામે સૌથી પ્રથમ વ્યવસ્થિત સામનો કરવાનો યશ શ્રી. હરવિલાસ સારડાને ઘટે છે. બાળલગ્ન પ્રતિબંધક કાયદો જ્યારે બીલરૂપે મુકાયો હતો, ત્યારે ઘણો કડક અને અસરકારક હતો; પરંતુ રૂઢિચુસ્ત વર્ગે તેનાં વિરોધમાં સખત પ્રચાર કર્યાથી કાયદાને નરમ બનાવવામાં આવ્યો. આથી બીલનો મુખ્ય હેતુ માર્યો ગયો, સારાં તત્ત્વો ઊડી ગયાં અને પરિણામમાં નિરંકુશ ધારો રચાયો. આ વસ્તુ દશ વર્ષને અનુભવે સિદ્ધ કરી આપી છે. કાયદામાં ઘણી મૂળભૂત ખામીઓ જણાઇ આવી છે અને છટકબારીમાંથી પસાર થઇ જવાનું કાર્ય તદ્દન સહેલું બની ગયું છે. આ ઉપરાન્ત કાયદાનો અમલ કરનાર મેજિસ્ટ્રેટોનું ઢીલાપણું પણ કાયદાને નિરર્થક બનવા દેવાને માટે કંઇક અંશે જવાબદાર છે.

આ ધારો બાળલગ્નનિષેધક કાયદાના નામથી ઓળખાય છે; પરંતુ વ્યવહારમાં તેણે એક પ્રચારરૂપ પત્રિકાથી વિશેષ ભાગ ભજવ્યો નથી. પ્રચારથી જેટલી અસર થાય છે તેટલી અસર આ કાયદાથી થઇ છે.

**મંગળાચરણથી મુશ્કેલી:** નાટક મંગળાચરણથી જ મુશ્કેલીભર્યું છે. બાળલગ્ન કરનાર સામે કોઇએ મેજિસ્ટ્રેટને ત્યાં ફરિયાદ નોંધાવવાની હોય છે એટલું જ નહિ, પરંતુ સામા પક્ષવાળાઓ ઉપર કોર્ટના સમન્સ નીકળી શકે તે પહેલાં તેણે કોર્ટમાં પ્રાથમિક કેસ સાબિત કરવાનો હોય છે. વળી ફરિયાદી પાસે સમન્સ કાઢતા પહેલાં યોગ્ય રકમની જામીનગીરી માગવામાં આવે છે. જોકે ૧૯૩૮ પછી કાયદામાં એટલો સુધારો થયો છે કે મેજિસ્ટ્રેટને યોગ્ય લાગે તો લેખિત કારણો દર્શાવીને જ જામીનગીરી લેઇ શકાય. ધર્મ કરવા જતાં, ધાડ

પડે તેમ બાળલગ્નનો વિરોધ કરનારને ફરિયાદ કરવા જતાં સમસ્ત નાતજાતનો ઉમ સામનો સાંખવો પડે તે તો ઠીક, પરંતુ કાયદામાં પણ તેનો માર્ગ કાંટાળો જોઇ ઘણાખરા હતાશ થઇ જાય તે સ્વાભાવિક છે.

**સૌથી પહેલી મુશ્કેલી:** સૌથી પ્રથમ મુશ્કેલી સગીરની જન્મતારીખ સાબિત કરવામાં પડે છે. હજુ ઘણાંખરાં ગામડાંમાં તથા દેશી રાજ્યોમાં જન્મની બરાબર નોંધ રહેતી નથી. તેમાંય સગીર બહારગામથી લગ્ન કરવા આવે ત્યારે તો તેની જન્મતિથિ મેળવવી એ મહાભારત કાર્ય થઇ પડે છે.

બાળલગ્ન થઇ ગયાં હોય છતાં તે પુરવાર કરવાનું કાર્ય પણ બહુ કઠિન છે. વળી લગ્ન પુરવાર થયે કોણ શિક્ષાપાત્ર બને તે પણ સમસ્યા રૂપ છે. કાયદાની પાંચમી કલમમાં બાળલગ્નમાં અગ્રભાગ લેનાર, ગોર-બ્રાહ્મણ વગેરે માટે સજાનો પ્રબંધ કરવામાં આવેલ છે અને છઠ્ઠી કલમમાં સગીરનાં માબાપ અગર વાલીને માટે સજા દર્શાવેલી છે. આ બે જુદી જુદી કલમોને કારણે જે તહોમતદારો સામે એક કલમને બદલે બીજી કલમનો ઉપયોગ થઇ જાય છે તો કાયદાની સૂક્ષ્મ બારીકાઇમાં ગુનેગારો છૂટી જાય છે. હવે તો ઘણાં માબાપ એવાં હોશિયાર થઇ ગયાં છે કે બાળલગ્નના વિધિ વખતે ડોળદેખાવ કરવા પૂરતાં ગેરહાજર રહી કોર્ટમાં પોતાની અજ્ઞાનતા અને ગેરહાજરીનો બચાવ મૂકી સહેલાઇથી છૂટી જાય છે.

**લગ્ન થયા પછી સજા:** હમણાં સુધી બાળલગ્ન થતાં હોય તો તેને અગાઉથી અટકાવવાની સત્તા મેજિસ્ટ્રેટને ન હતી. મેજિસ્ટ્રેટ લગ્ન થયા બાદ સજા કરી શકતા, પરંતુ તેથી થએલ લગ્નના કાયદેસરપણાને કાંઇ હરકત નડતી નહિ. આથી સગીરનાં માતાપિતાઓએ અને વાલીઓએ ખચકાયા વગર લગ્ન કર્યે રાખ્યાં છે. જો ફરિયાદી મહામુશીબતે ફરિયાદ સાબિત કરી શકે તો ગુનેગારોને થોડો દંડ કરવામાં આવે છે. ઘણા કિસ્સાઓમાં સગીરનાં સગાં બાળલગ્ન કરતી વખતે ભવિષ્યમાં કેસ કે દંડ થવાની વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી સામા પક્ષવાળા પાસેથી દંડના પૈસા અનામત લેવાની વ્યવસ્થા કરી રાખે છે. કલમમાં એક માસની કેદની સજા વિષે પ્રબંધ છે, પરંતુ હજુ સુધી કોઇ કેસમાં ગુનેગારોને જેલમાં મોકલ્યાનું સાંભળ્યું નથી.

**લગ્ન અટકાવવાની સત્તા:** સને ૧૯૩૯થી બાળલગ્ન અટકાવવાની સત્તા મેજિસ્ટ્રેટોને અપાઇ છે, પરંતુ આ વસ્તુ ધ્યાનપૂર્વક જોવામાં આવે તો આ સત્તા નહિ જેવીજ છે તેમ સ્પષ્ટ જણાઇ આવશે. કાયદામાં એવો નિર્દેશ કરવામાં આવ્યો છે કે બાળલગ્નની અટકાયત કરવા મેજિસ્ટ્રેટ મનાઇ હુકમ

કાઢી શકશે, પરંતુ મનાઇ હુકમ કાઢતા પહેલાં સામા પક્ષવાળાને યોગ્ય નોટીસ આપી શા માટે મનાઇ હુકમ ન કાઢવો તેનો ખુલાસો કોર્ટે સાંભળવો આવશ્યક છે. આમ કરવાથી મનાઇ હુકમનો નવો સુધારો નિરર્થક બની જાય છે. જ્યારે ધારાસભામાં આ સુધારો સીલેક્ટ કમિટીમાં મોકલેલો, તે વખતે ડો. દેશમુખ, શ્રી. શ્રીપ્રકાશ, શ્રી. દાસ અને શ્રી. ગાડગીલ જેવા નેતાઓએ મૌન સેવેલું એ આશ્ચર્યજનક છે. શ્રી. અસફઅલીએ પ્રચંડ વિરોધ કરી જુદી મિનિટ ઑફ ડીસેન્ટ લખી જણાવેલું કે "મારા અભિપ્રાયમાં કોર્ટને એકતરફી મનાઇ હુકમ કાઢવાની સત્તા આપવા સિવાય છૂટકો નથી."

**એક દૃષ્ટાન્ત:** આ સુધારાને શો અનુભવ પ્રાપ્ત થયો છે તે આપણે જોઇએ: પહેલાં મેજિસ્ટ્રેટ એવી નોટીસ કાઢે છે કે તમે બાળલગ્ન કરનાર છો અને તે અટકાવવા શા માટે કોર્ટે મનાઇ હુકમ ન આપવો તેનાં કારણો દર્શાવવા કોર્ટમાં અમુક મુદ્દતે હાજર થવું. એવો કયો મૂર્ખ હોય કે તેને આવી સરસ અગમચેતી મળે, છતાં તે ગુમાવે. નિયત મુદ્દતે હાજર થવાને બદલે તે પહેલાં, ઝડપથી લગ્ન કરી નાખવામાં આવે છે અને આથી મનાઇ હુકમ આપવાનો અવકાશજ રહેતો નથી. લગ્ન કર્યા બદલ જે દંડ થવાનો છે તે થશે. વળી ઘણાં માબાપોને અને વાલીઓને આવો મનાઇ હુકમ મળે છે ત્યારે તેઓ સગીરોને બીજી અનુકૂળ જગ્યાએ મોકલી આપે છે અગર તો બીજાઓ પાસે લગ્ન કરાવરાવી પોતે અજ્ઞાનતાનો અને ગેરહાજરીનો સફળ બચાવ આગળ ધરે છે અને કાયદાના શુભ હેતુનો ચરેચોક ભંગ કરી છૂટથી મહાલતા ફરતા રહે છે. એક કેસમાં તાજેતરમાંજ આવો બનાવ બન્યો હતો. બાર વર્ષની એક સગીર બાળાનાં લગ્ન અટકાવવા અરજી થએલી. મેજિસ્ટ્રેટ રૂબરૂ બંને પક્ષના વકીલો સાથે હાજર થએલા અને વકીલોની તકરારી દલીલો સાંભળી મેજિસ્ટ્રેટ મનાઇનો હુકમ લખતા હતા, તે પળે સગીર છોકરીની વાલી માતા કોર્ટમાંથી ચુપકીથી છુમંતર કરી ગઇ અને મનાઇ હુકમ બજે તે પહેલાં તો લગ્ન લેવાઇ ગયાનું જાહેર થયું.

**નિરર્થક ચીંથરું:** ઉપરની બીનાઓથી આપણે સ્પષ્ટ સમજી શકીએ કે હાલનો કાયદો નિરર્થક અને એક ચીંથરા સમાન છે. દશ વર્ષના અમલ દરમિયાન આપણને ખાત્રી થઇ છે કે રૂઢિગત બાળલગ્નની પ્રથાનો અંત લાવવા માટે હાલનો કાયદો તદ્દન નિર્બળ હોઇ વધારે કડક, અસરકારક અને વ્યાપક ધારો જેમ બને તેમ જલદી બનાવવાની ખાસ આવશ્યકતા છે.

ફરિયાદી જ્યારે સગીરના હિત માટે અથવા તો સમાજસુધારણાને કારણે

કોર્ટમાં કેસ કરે તે વખતે તેની પાસેથી જામીન માગવા એ વસ્તુ ઘૃણાજનક છે. ખરી રીતે ફરિયાદી કેસ બરાબર રીતે સાબિત કરે તો સામા પક્ષ પાસેથી ફરિયાદીને કોર્ટે યોગ્ય ખર્ચ આપવાનો હુકમ કરવો જોઇએ.

**પહેલો સુધારો:** જન્મ તારીખ લાવવાનું કાર્ય બહુ મુશ્કેલીભર્યું છે. સરકાર તરફથી જન્મનોંધ બરાબર રખાવવા માટે સરસ પ્રબંધ થવો જોઇએ અને તેનું કડક પાલન કરાવવાની નીતિ અખત્યાર કરવી જોઇએ. લગ્ન કરતા પહેલાં પંદર દિવસની નોટીસ આપવાનું અને લગ્ન થતાં વેંત લગનના સ્થળ, સમય અને પક્ષકારો વગેરે અંગે પૂરી માહિતી આપતું રજીસ્ટ્રેશન કરાવવા પ્રબંધ થવો જોઇએ. આ વસ્તુ ઘણાં અનિષ્ટ લગ્નોના માર્ગમાં અંતરાયરૂપ નીવડશે તે ચોક્કસ છે.

**જેલની સજાઓ થવી જોઇએ:** ઉપર જણાવ્યા પ્રમાણે હાલના બાળલગ્નનિષેધક કાયદામાં બે જુદી જુદી પમી અને ૧૨ી કલમો છે તે કાઢી નાખી, તેની જગ્યાએ એક વ્યાપક કલમ ગોઠવી બાળલગ્નમાં સીધી રીતે યા આડકતરી રીતે હરકોઇ ભાગ ભજવનારને યોગ્ય નશિયત મળે તેવું કરવાની ખાસ આવશ્યકતા છે. મેજિસ્ટ્રેટોએ પણ બાળલગ્ન માટે દંડથી સંતોષ ન માનતાં યોગ્ય કિસ્સાઓમાં જેલની પણ સજા કરવી જોઇએ. એમ થવાથી સમાજમાં તેની ઘણી સારી અસર પડવાનો સંભવ છે. સરકારે પણ તાબાના મેજિસ્ટ્રેટોને સૂચના પાઠવવી જોઇએ કે તેમણે આ કાયદાનો ભંગ કરનારાઓ સામે સખત હાથે કામ લેવું.

**પોલીસ અમલદારને સત્તા:** મનાઇ હુકમ આપવા માટે મેજિસ્ટ્રેટોને સ્પષ્ટ સત્તા આપવી જોઇએ એટલું જ નહિ, પરંતુ ખાસ સંજોગોમાં પોલીસ અમલદારને પણ સત્તા આપવામાં આવે એ ઇષ્ટ છે. ઘણી વાર રવિવારે કે રજાને દિવસે અચાનક બાળલગ્નો ગોઠવવામાં આવે છે, તે વખતે મેજિસ્ટ્રેટ પાસેથી હુકમ મેળવવાનું કામ લગભગ અશક્ય બની જાય છે. આવે પ્રસંગે પોલીસ અમલદારને કોર્ટ ખુલતાં સુધી લગ્ન અટકાવવાની વાજબી સત્તા આપવી જોઇએ. આના જવાબમાં કદાચ એવી દલીલ આવવાનો સંભવ છે કે પોલિસને આવી સત્તાઓ આપવાથી સમાજના આંતરિક વ્યવહારની અને વ્યવસ્થાની સુલેહશાન્તિમાં ખલેલ પડશે. સમાજના સમગ્ર હિતની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે તો આ દલીલ વજૂદ વગરની જણાઇ આવશે. બાળલગ્નના જૂના અનિષ્ટને દૂર કરવા અને કુમળી વયની બાળાને કે બાળકને લગ્નની વેદીમાં હોમાતાં અટકાવવા માટે પોલીસને સહેજ સત્તા મળે તેથી સુલેહ-

શાન્તિનો શો ભંગ થાય તે સમજી શકાય તેમ નથી.

**સૌથી ગંભીર પ્રશ્ન:** બાળલગ્નમાં સૌથી ગંભીર પ્રશ્ન તો લગ્નના પરિણામ અંગેનો છે. હિંદુ કાયદામાં લગ્ન પવિત્ર અને ધાર્મિક સંસ્કાર હોઇ પરણનારાઓની ઉમરને કે સંમતિને જરા પણ અવકાશ નથી. લગ્ન થવાથી થોડો દંડ થાય, પરંતુ લગ્ન કાયદેસરનાંજ ગણાય છે એટલુંજ નહિ, પરંતુ લગ્ન કરનાર વરરાજા સગીર બાળાને તેના પિતા પાસેથી પણ કાયદેસર રીતે કબજે લેઇ જવા હકદાર બને છે. બાળલગ્નોમાં સહન કરવાનું મુખ્યત્વે સ્ત્રીનેજ ફાળે રહેલું છે; કારણ કે તેને પરણાવી એટલે તેણે તો ગમે તે ભોગે આખું જીવન પરિણીતા તરીકે રહેવાનુંજ. પતિદેવને ફાવે તેટલી પત્નીઓ લાવવાની છૂટ છે.

**લગ્ન ફોક કરવાની જોગવાઇ:** હવેનો સમય આ વસ્તુ નિભાવી શકે તેમ નથી. એક પોસો મત એવો છે કે બાળલગ્નપ્રતિબંધક કાયદાની વિરુદ્ધમાં જે લગ્ન કરવામાં આવે તેને કાયદાએ રદ બાતલ ગણવાં. પરંતુ હાલના સંજોગોને વ્યાવહારિક દૃષ્ટિએ જોઇએ તો આ ઉકેલ યોગ્ય નથી. ઊલટું તેમાં સ્ત્રીનીજ સ્થિતિ કફોડી થવાનો સંભવ રહે છે. પુરુષ સ્ત્રીને પોતાને ફાવે ત્યાં સુધી રાખે અને ન ફાવે તે દિવસે રોફ મારી તગડી મૂકે. જો લગ્ન ગેરકાયદેસર હોય તો સ્ત્રી ન માગી શકે ભરણપોષણ કે ન માગી શકે મિલકત કે સંતાનો ઉપર કાંઇ હક્ક. આ કઠિન સમસ્યાનો યોગ્ય ઉકેલ લાવી શકાય તે પહેલાં હાલના મુસ્લિમ કાયદામાં આ બાબત જે વ્યવસ્થા કરવામાં આવી છે તે કામચલાઉ સમય માટે અનુસરવા જેવી છે. સગીર બાળાનું લગ્ન જો તેની સંમતિ વિના કરવામાં આવ્યું હોય તો તે સગીર પુખ્ત વયે પહોંચે અને તેને પોતાના હક્ક વિષે ખ્યાલ આવે ત્યારે તે સમયે તે સગીર સદરહુ લગ્ન ફોક કરી શકે છે. અનુકૂળ ફેરફાર સાથે આની કંઇક વ્યવસ્થા આપણા કાયદામાં થવાની ખાસ આવશ્યકતા છે.

શારદા ઍક્ટની આ ખામીઓ તાત્કાળિક સુધારણા માગે છે. તેમ કર્યા વિના બાળલગ્નો અટકાવવાનું ભગીરથ કાર્ય પાર પડે તેમ નથી. બાળલગ્નથી પરિણમતાં અનિષ્ટોનો અને ઘોર અન્યાયોનો અંત લાવ્યા વગર સમાજ હવે લાંબું ટકી શકવાનો નથી અને પ્રજાના શારીરિક અને માનસિક વિકાસને માટે બાળલગ્નોનો તાત્કાળિક અંત લાવ્યા વગર હવે છૂટકો નથી.

શારદા ઍક્ટની ઊણપો અને તેમાં કરવા જોઇતા યોગ્ય સુધારાઓ વિષે આપણે જોયું. પરંતુ આ ઊણપોનો અંત ન આવે ત્યાં સુધી જ્યાં જ્યાં

બાળલગ્નો થતાં હોય ત્યાં ત્યાં તે અટકાવવા એક રસ્તો છે. જ્યારે સગીર છોકરીનું કે છોકરાનું લગ્ન થતું હોય ત્યારે તે અટકાવવા હાઇ કોર્ટમાં અગર જિલ્લાની મુખ્ય અદાલતમાં વાલીપણાના કાયદા હેઠળ ગમે તે વ્યક્તિ સગીરના હિતમાં મનાઇ હુકમ મેળવી શકે. વળી તે કાયદાના આશ્રય હેઠળ સગીરને કોર્ટમાં રજૂ કરાવી શકાય અને જ્યાં સગીરનું હિત જોખમમાં હોય ત્યાં તેના અયોગ્ય વાલી પાસેથી સગીરનો કબજો લેઇ બીજી યોગ્ય વ્યક્તિને અગર સંસ્થાને સુપ્રત કરવામાં આવે. આ પદ્ધતિ ખર્ચાળ છે, પરંતુ અસરકારક છે. જોકે ગામડાંમાંથી જિલ્લાની મુખ્ય અદાલતમાં જઇ આવો કેસ દાખલ કરવો તે નાનીસુની વાત નથી, પરંતુ જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં આ કાયદાનો આશ્રય લેવાવો જોઇએ.

('ગુજરાત સમાચાર,' તા. ૧:૬:'૪૦) પ્રભુદાસ બાલુભાઇ પટવારી
બી. એ., એલએલ. બી.

—*—

## ત્યાગમૂર્તિ કે કંગાલમૂર્તિ?

**સમાજસુધારણાનો** સળગતો પ્રશ્ન યુવાનોના હૃદયને હચમચાવી મૂકે છે. સુધારણાની દિશામાં જગત કૂદકે ને ભૂસકે આગેકદમ કરી રહ્યું છે. સામાજિક, રાજકીય અને નૈતિક સુધારણા અસ્તિત્વમાં આવતી માલમ પડે છે. કુંભકર્ણની નિદ્રાને ખંખેરી એક વાર યુવાન સફાળો જાગ્રત થાય છે. અસ્થિર મગજમાં એક વાર સ્થિરતા ધારણ કરે છે. 'હું સુધારક થાઉં તો?' એ પ્રશ્ન યુવાનના હૃદયને હચમચાવી મૂકે છે. ભાવિના ભણકારા એના કાનમાં અથડાય છે, તેને નહિ ગણકારતાં એ એ દિશામાં આગેકદમ ભરે છે. પાછી નજર ફેરવી પોતે શું કર્યું એ નિહાળે છે અને આત્મસંતોષ અનુભવતો-આગે ને આગે કૂચ કર્યે જાય છે. છતાં વિધવાઓનો પ્રશ્ન જોઇએ તે પ્રમાણમાં ઉકેલાએલો નથી. વિધવાઓનો પ્રશ્ન ઉકેલ માગે છે.

ગાંધીજીએ ભલે વિધવા બેનોને 'ત્યાગમૂર્તિ' કહી, પરંતુ હું તો વિધવા બેનોને 'કંગાલમૂર્તિ'જ કહી શકું. આ શબ્દ વાપરી હું વિધવા બેનોનું અપમાન નથી કરતો એમ નક્કી સમજજો. હિંદુ વિધવાઓની અવદશા એટલી હદે પહોંચી છે કે એને માટે 'કંગાલમૂર્તિ' શબ્દનોજ સ્વીકાર કરવો રહ્યો. જનસમાજ એ શબ્દ સ્વીકારે યા ન સ્વીકારે છતાં હું તો એનો સ્વીકાર કરી લેઉં છું.

લાહવો લેવાને ખાતરજ માબાપો પોતાનાં વહાલસોયાં બાળકોને નાની ઉમરમાં અજ્ઞાત દશામાં ઢીંગલા ઢીંગલી પેઠે જોડી દે છે અને એ તો સર્વને વિદિત છે કે આમાંથીજ બાળવિધવા અને બાળવિધુરોની ઉત્પત્તિ થાય છે. બાળવિધુરો ફરી લગ્ન કરી શકે છે એટલે તેમને માટેનો તો પ્રશ્ન રહેતોજ નથી. પણ બાળવિધવાઓના લગ્નનો વિચાર આવતાં કુળવાનોને કુલીનતા ડંખે છે. બાળવિધુરો લગ્ન કરે તો તો બાળવિધવાઓ પણ લગ્ન કરી શકે, એવો કોઇ ઉકેલ આવ્યો હોત તો ઠીક; પણ કહેવાતા કુલીનો બાળવિધવાઓને પુનર્લગ્ન કરતાં પાછી વાળે છે અને તેથી ખાનદાનીના ખપ્પરમાં હજારો બાળવિધવાઓને હોમાવું પડે છે. આવી બાળવિધવાઓની સંખ્યા કાંઇ નાની સૂની નથી.

ત્યાગ શું છે, તેની નાનાં બાળકોને ખબર હોય ખરી? હિંદુ સમાજમાં કેટલીય બાળવિધવાઓને પરાણે વૈધવ્ય પાળવું પડે છે! તેમને કાળાં વસ્ત્રો સજાવી, તેમનો ચુડો, ચાંલ્લો અને ચોટલો નષ્ટ કરી, સાચી તો નજ કહેવાય તેવી નકલી સાધુડીનો સ્વાંગ સજાવી તેમને ફરજીઆત વિધવાજીવન જીવવાની ફરજ પાડવામાં આવે છે. હું નથી ધારતો કે આ નવયુગનાં કોઇ નરનારી આ બાબતોથી અજાણ હોય, તો આવાં આંખમીંચામણાં કર્યે કેમ ચાલશે ભલા!

અને આપણે આવીજ બાળવિધવાઓને ત્યાગમૂર્તિ કહેવી? શું ત્યાગ ફરજીઆત હોઇ શકે ખરો? ત્યાગ તો સ્વેચ્છાએજ સ્વીકારાએલ હોઇ શકે. તે ફરજીઆત લાદી ન શકાય. તેને 'ત્યાગમૂર્તિ'નું જીવન જીવવાની ફરજ પાડવી એ પાપ છે. સાચો ત્યાગ તો અંતરના ઊંડાણમાંથીજ ઉદ્ભવે. અંતરાત્માએ પ્રેરાઇને ત્યાગ કરતી વિધવાઓ સિવાય અન્યને "ત્યાગમૂર્તિ" કેમ કહેવાય?

વનિતા વિધવા થાય એટલે વિપત્તિનાં વાદળ તેના ઉપર ઘેરાવા માંડે છે. તે શું કરે છે? ક્યાં ફરે છે? શું ખાય છે? એ સર્વ બાબતો તરફ સમાજ જાસુસી કરે છે. એક વર્ષ સુધી તો એને ઘરના ઓરડાની ચાર દિવાલોમાં ગોંધાઇ રહેવાનું હોય છે. કોઇની સાથે વાત કરવાની પણ તેને સખ્ત મનાઇ કરવામાં આવે છે. વિધવાથી ન હરાય, ન ફરાય, ન તો હાસ્ય વેરાય, ન તો સારું સાત્વિક ભોજન લેવાય. જાણે વિધવાને જીવન જીવવાનો હક્ક નથી. ગાંધીજીએ ઠીક કહ્યું છે કે 'બ્રહ્માએ એને ઘડીને હાથ ધોઇ નાખ્યા છે!' શ્રી. પઢીઆરે વિધવા બેનને કહ્યું છે: 'બેન, તું તો જગતની દાસી છે!'

સાચેજ જો વિધવા બેનોને જગતની દાસી બનાવી હોત તો તો એને શુભ

હસ્તે જગતનો ઉદ્ધાર થયો હોત, એ નિઃશંક છે. દુર્ભાગ્યની વાત તો એ છે કે આપણે તેને ઘરની દાસી–નોકરડીથી પણ હલકી બનાવી છે. સૂર્યદેવ પહેલાંથી તે સૂર્યાસ્ત પછી મોડી રાત્રી સુધી ઘરકામનું સખ્ત વૈતરું તેણે કરવાનું હોય છે. આ બોજો એટલો બધો અસહ્ય હોય છે કે આમાંથી તે બહાર આવી શકતી નથી. બદલામાં ઉપકાર પર અપકાર, જશને બદલે મહેણાંનાં જુતિયાં તેના માથા ઉપર હોય છેજ. આપણે બેનોને એટલી સરસ સ્વાવલંબી કેળવણી નથી આપી કે આજીવિકા માટે તે ધનોપાર્જન કરી શકે. પોતાના પગ ઉપર ઊભા રહેવાનો એનો માર્ગ બંધ પડ્યો, એટલે ભાઈભોજાઈને પનારે બિચારી વિધવાને પડવું પડે છે, અગર તો અનાચાર આચરવો પડે છે.

'ભલે પુરુષો ફરતા કદી અહીં સ્વચ્છંદથી,
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ.' (ગોવર્ધનરામ)

સાચેજ આપણા હિંદુ સમાજમાં ઉપર મૂકેલા શબ્દો અક્ષરે અક્ષર સત્ય છે. પુરુષો પાંચ પાંચ વાર લગ્ન કરી શકે, એક ઉપર બીજી લાવે, તેમાં કોઇને એમ નથી લાગતું કે એ વ્યભિચારવૃત્તિ છે! સાઠ વર્ષના ડોસાએ સાત વર્ષની કન્યા સાથે લગ્ન કરવું એ શું પાપ નથી? પુરુષો ગમે તેટલી વાર ગમે તેટલી નાની ઉમરની કન્યા સાથે લગ્ન કરે, છતાં જે બાળવિધવાનું જીવન નીરસ, શુષ્ક છે, તેનાથી ફક્ત એક વાર પણ પુનર્લગ્ન ન થઇ શકે એ કયાંનો ન્યાય? છૂપા અત્યાચારો, અનાચારો, બાળહત્યાઓ સમાજ આંખ આડા કાન કરી સહન કરી લે; છતાં જાહેરમાં પુનર્લગ્ન કરી સાચું પવિત્ર લગ્ન જીવન વિધવા બેનો નઃજીવી શકે, એમ કહેનારા ઓ કુળવાનો, કુલીનશાહીનો તમારો ફાંકો રાખવો હવે છોડી દો. ..

ઓ હિંદુ સમાજ, ચેત ચેત; ભડભડતી ચિતામાં ભસ્મીભૂત થતાં થતાંય, હિંદુ સમાજ, હવે રહ્યું સહ્યું બચાવી લે.

અવિધા (રાજપીપળા સ્ટેટ) સોમાભાઇ લક્ષ્મીદાસ દેસાઇ



બાળાઓના મનાતા 'વૈધવ્ય'નો બચાવ કરવો એજ અનર્થ છે. પણ જ્યારે પુરુષે સુદ્ધાં વિધુર રહેવાની આવશ્યકતા છે એવા કથનમાત્રથી આવી બાળાઓને વિધવા રાખવાનું જ પ્રતિપાદન કરવામાં આવે છે ત્યારે તો તેમ કરનાર અનર્થમાં ઉદ્ધતાઇ અથવા ઘોર અજ્ઞાન ઉમેરે છે.

('ત્યાગમૂર્તિ અને બીજા લેખો,' પૃષ્ઠ ૯) ગાંધીજી

# અધુરૂં જીવનગાન

પૂર્ણિમાનો ચંદ્ર પ્રેમીઓને પાગલ બનાવે છે. અમૃતસમાં શીતળ ચંદ્રકિરણો થાકયાં તપ્યાં માનવઉરોના તાપ હરી લેઇ તેમને શીતળ બનાવે છે, છતાં તે શીતળ કિરણો વિરહી ઉરોમાં આગ સળગાવે છે, ચંદ્રનો શીતળતાનો ગુણ અહીં ઊલટો જ બને છે.

પ્રભા અને પ્રભાકરના લગનની આજે પ્રથમ પ્રણયરાત્રિ હતી. બંને સંસ્કારી, સુશિક્ષિત અને એકબીજાને ઘણુંજ ચાહતાં હતાં. તેમની મૈત્રી ઉચ્ચ શિક્ષણની સંસ્થામાં ઉદ્‌ભવી. મૈત્રીને સ્નેહજળનું સિંચન થતાં ચિરસ્થાયી બની. લગ્ન આન્તરજાતીય હતાં. પ્રેમ નાતજાતના ભેદભાવ ઓળખાતો નથી, માટે જ પ્રેમ પરમેશ્વર મનાતો હશે. પ્રેમીઓની દુનિયામાં નાતજાતનાં કે એવાં બીજાં બંધનો હોતાં નથી. પ્રેમીઓ એવાં બંધનોને ટકાવવા જીવતાં નથી, તેઓ તો તેને તોડવા અને પ્રેમને નિભાવવા જીવે છે. પ્રેમ માટે અને ઉદાત્ત ભાવનાને લીધે જ પ્રભાકર બ્રાહ્મણ અને પ્રભા વણિક હોવા છતાં તેમનાં ઉરનું અનુસંધાન થયું હતું.

રૂઢિપૂજકોને આ કેમ ગમે? 'બ્રાહ્મણે બ્રાહ્મણ સાથે જ લગન કરવાં જોઇએ અને તે પણ ઠગવેલા જથામાં જ,' એ કાયદાનો ભંગ કરનાર સામે રૂઢિચુસ્તો ઘણાંજ કડક પગલાં લે છે. પણ પ્રેમને કાંઇ તેની પરવા ઓછીજ હોય છે? પ્રેમીઓની દુનિયા નિરાળી હોય છે, તેઓને જ્ઞાતિની કે જ્ઞાતિબંધનોની પરવા હોતી નથી, એટલા માટે જ પ્રેમીઓ કદાચ પાગલ કહેવાતાં હશે.

પ્રણયની પ્રથમ રાત્રિ, ખીલેલો ચંદ્ર, મંદ પવનલહરી, એ બધું પ્રેમીઓને ઊંચે ગગનમાં લેઇ જાય છે. તેમની દુનિયા અપાર્થિવ બને છે. તેઓને પોતાના સિવાય બીજું કંઇ પણ નજરે પડતું નથી, માટેજ કહ્યું હશે કે પ્રેમ આંધળો છે.

નિદ્રાદેવીના સંપૂર્ણ આશ્રયમાં પોઢી રહેલાં એ પ્રેમીઓની જીવનમહેચ્છા શી હશે તે કોણ જાણે? તેમણે પોતાનું જીવનગાન કેવું રચ્યું હશે તે કોણ જાણે? પણ કોઇનાં જીવનગાન જેવાં રચાયાં છે તેવાં પૂરાં થયાં છે? આશાની અમર ડાળે ઝૂલતાં પ્રેમીઓમાંથી કેટલાંની આશા ફળી છે? જેઓની આશા ફળી છે તેઓ સામાન્ય બની ગયાં છે, જેઓની આશા અફળ થઇ છે તેઓ ફરહાદ અને મજનુની જેમ અમર થઇ ગયાં છે.

નિદ્રાની મીઠી ગોદમાં સુખસ્વપ્ન રચતાં એ પ્રેમીઓને ખબર નહોતી કે તેમનાં સુખસ્વપ્ન અધુરાં રહેશે. તેઓને શી ખબર કે અમારૂં જીવનગાન 'અધુરૂં

રહેશે. માનવીના ધાર્યા મુજબ થતું હોત તો દુનિયાનો કદાચ નાશ થયો હોત, અગર તો દુનિયા સ્વર્ગ બની હોત. પણ ધાર્યા મુજબ કોઇનું ક્યારે થાય છે?

પ્રભા અને પ્રભાકરના કેટલાય સુખમય દિવસો વીતી ગયા. 'દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ,' કાળના એ મહાનિયમને અત્યાર સુધી કોઇ જીતી શક્યું નથી. પ્રભા અને પ્રભાકરના સુખમય જીવનને પણ એ મહાનિયમે ભરખી લીધું. સુખના દિન વીતી ગયા અને દુઃખના દિન બેઠા. અને તેમ થવામાં એક બનાવે મહત્ત્વનો ભાગ ભજવ્યો.

પ્રભાકર આગળ અભ્યાસ કરવા એક વર્ષ માટે વિદેશગમન કરી રહ્યો હતો. સ્થિતિએ સધન હોવાથી તેમ કરવામાં કોઇ પણ પ્રકારની અડચણ ન હતી. પણ પ્રભાને પૈસાની કે મિલકતની જરૂર નહોતી, તેને તો પ્રભાકરની જરૂર હતી. તેના જીવનમાં પૈસાને સ્થાન ન હતું, તેના જીવનને કાયમ માટે પ્રભાકરના તેજની જરૂર હતી. પણ પ્રભાકરનો અસ્ત હોય છે એવું બિચારી પ્રભા ક્યાં જાણતી હતી? પ્રભાકરના તેજમાં અંજાઇ ગએલી એ પ્રભાને નિગમની ગમ નહોતી. પ્રભાકરના વિદેશગમનના દિવસો જેમ જેમ પાસે આવતા ગયા તેમ તેમ પ્રભાનું અંતઃકરણ વધુ ને વધુ વ્યાકુળ થવા લાગ્યું. આખરે એ દિવસ પણ આવી પહોંચ્યો. પ્રભાકરે પ્રભા પાસેથી વિદાય માગી. મુખેથી પ્રભાએ વિદાય આપી, પણ મન ફાટફાટ થવા લાગ્યું. મનમાં થવા લાગ્યું કે પ્રભા પ્રભાકરનાં તેજ ગુમાવી રાત્રિના ઘોર અંધકારમાં ડુબી જાય છે. અને એ ઘોર અંધારાં તેના કિસ્મતમાં, હમેશ માટે ઉલેચવાનાં હતાં. મનમાં કુશંકાઓ ઊઠવા લાગી. પ્રભાનું ભાવિ અંધકારમાં ડુબવા લાગ્યું. પ્રભાકર ગયો અને પ્રભાએ આંસુ પાડવાનો ધંધો આદર્યો. પ્રભાને લાગ્યું કે પ્રભાકર હમેશ માટે અસ્ત પામ્યો. એવી કુશંકા માટે મનને તેણે ઠપકો આપ્યો, પણ બિચારૂં મન શું કરે? અને સ્ત્રીઓનાં મન તો એવાં કોમળ અને શંકાશીલજ હોય છે ને? -

દિવસો વીતવા લાગ્યા. પ્રભાકરની યાદમાં પ્રભા ઝૂરવા લાગી. ચાતક પક્ષી પાણી હોવા છતાં તરસ્યું રહે છે, તેને મેઘનાં પાણી સિવાય બીજાં પાણી ભાવતાં નથી, તેમ પ્રભા પણ પ્રભાકરનું તેજ હોય ત્યારેજ સુંદર દેખાય. તેના વિના ભલા પ્રભા ક્યાંથી સુંદર હોય? પ્રભાનું ગૌર વદન સુકાવા લાગ્યું અને મલિન પડવા લાગ્યું. શૃંગાર, ખાનપાન, સ્નાન અને એવી બીજી નિત્યક્રિયાઓમાં પણ પ્રભા બેદરકાર બનવા લાગી. કૃષ્ણને વિયોગે ઝૂરતી રાધાના જેવી પ્રભાની દશા હતી. પણ ક્રૂર કૃષ્ણ રાધાને ઝૂરતી રાખવામાંજ મઝા માનતો,

પ્રભાકરે તો પ્રભાને નિરુપાયે ઝૂરતી રાખી.

કેટલાક દિવસો પછી એક પત્ર આવ્યો. તેમાં 'પ્રભાકર છ મહિના પછી આવશે' એમ લખ્યું હતું. પ્રભાનું ઝૂરતું હૈયું થોડું શાન્ત બન્યું. પ્રભાનું મ્લાન વદન થોડું ખીલ્યું, પણ એ વિકસિત મુખ વિકસેલું રહેવા સર્જાયુંજ નહોતું. વિકસિત પુષ્પો વિકસેલાંજ રહેવા કદી સર્જાયાં હોય છે? એ વિકાસ પછી એમને કિસ્મતે કરમાવાનું લખાયું છે, એવું જો એ જાણતાં હોત તો બિચારાં વિકસતજ નહિ. પ્રભાને ખબર નહોતી કે 'આવશે'ની ઝાંખી 'આવશે'માંજ રહેશે. કમનસીબની છેતરપિંડીને તે જાણતી નહોતી, તેની દુનિયામાં પ્રભાકરનો વિરહ અને અશ્રુઓ સિવાય કંઇયે નહોતું.

આજે બીજો પત્ર હતો. તેમાં પ્રભાકરે લખ્યું હતું કે અહીં લડાઇ શરૂ થયાથી અભ્યાસ બંધ કરી હું પાછો આવું છું અને પંદર દિવસમાં ત્યાં આવી પહોંચીશ. પ્રભા ખુશ થઇ, પણ તેને ખબર નહોતી કે એજ લડાઇ તેનો સર્વનાશ કરશે. યુરોપનાં રક્તશોષક, સામ્રાજ્ય અને સત્તાનાં ભૂખ્યાં રીંછડાંએ માનવજાતની કાપાકાપી આદરી. લડાઇનો વિકરાળ રાક્ષસ માનવકુટુંબનાં કાળજાં કોરતો કોઇના પતિને તો કોઇના ભાઇને, કોઇના પિતાને તો કોઇના પુત્રને ભરખી સઘળાંને રડાવવા લાગ્યો. માનવજાતનાં રક્તપિપાસુ, સત્તાનાં ભૂખ્યાં એ રીંછો ગુસ્સે થયાં અને માનવજાતનો કચ્ચરઘાણ કાઢવા લાગ્યાં. સત્તાને અને સામ્રાજ્યને લોભે માનવીને પશુ બનાવ્યો. માનવતાએ પાશવતામાં પલટો ખાધો અને પશુતામાંથી ઉત્પન્ન થઇ એ મહાન હિંસાવૃત્તિ. પરિણામે સારીયે દુનિયાની માનવજાતનાં નિદ્રા, સુખ, આરામ, વગેરેનો નાશ થયો. પ્રગતિની દુનિયામાં આટલી પાશવતા હશે એ કોણ જાણતું હતું? વિજ્ઞાનની પ્રગતિ સારી દુનિયાની માનવજાતના આત્માને આટલો કકળાવશે એવી કોને ખબર હતી? વિજ્ઞાનની શોધખોળનો માનવજાતના વિનાશમાં ઉપયોગ થશે એમ કોણ જાણતું હતું? સામ્રાજ્યવાદ અને સત્તા માનવજાતનાં સુખ અને શાન્તિ હરી લેશે એવી કોને ખબર હતી? આજે સુધરેલી કહેવાતી દુનિયામાં આત્માના કકળાટ, ઘવાએલાંના દર્દભર્યા અવાજો અને ગરીબોના આર્તનાદો સિવાય બીજું શું સંભળાય છે?

હિંદ આવતી એક આગબોટમાં પ્રભાકર દેશમાં આવવા નીકળ્યો. રસ્તામાંજ તેનો નાશ થયો. કેટલાંનાંય કુટુંબોમાં તે દિને કકળાટ થયો હશે? લડાઇએ કેટલાંને નિરાધાર કર્યાં હશે? દુનિયા લડાઇઓની આવી ખૂનામરકીમાંથી કેમ કરી ઊગરી શકે? જ્યારે સત્તાનો અને સામ્રાજ્યોનો દુનિયા ઉપરથી સમૂળો

નાશ થાય ત્યારે. પ્રભા ઉપર તાર આવ્યો અને એ તારે પ્રભાકરને તેનાથી હમેશ માટે દૂર કર્યો! પ્રભાને છોડી પ્રભાકર પાર્થિવ દુનિયામાંથી ચાલ્યો ગયો. પ્રભાની કુશંકાઓ સાચી ઠરી. પ્રભા પ્રભાકર વિના કેવી રીતે જીવી શકે?

પ્રભાકરનું પ્રચંડ તેજ જતાં પ્રભાના જીવન પાછળ આગિયાઓ ફરી વળ્યા. હિંદુ સમાજમાં એવા આગિયાની ક્યાં ખોટ હોય છે? હિંદુ સમાજે તેવાને માટે સગવડ પણ ક્યાં ઓછી રાખી છે? પ્રભા ફિક્કી બની હતી, પણ કુદરતે બક્ષેલી ફિક્કાશ પણ જોનારના દિલમાં આગ સળગાવતી. આગ સળગાવવી એ તો પ્રભાનું કામ હોય જ ને? પ્રભાના તેજમાં પુરુષો મોહાન્ધ બનવા લાગ્યા. માણસ જ્યારે મોહાન્ધ બને છે, ત્યારે તેનામાં રહેલી માનવતા દૂર જઇ તેનું સ્થાન પાશવતા લે છે અને એ જ પાશવતા તેને પડતીના મહાગર્તમાં નાખી દે છે, જેમાંથી તે ફરીને બહાર નીકળી શકતો નથી.

હિંદુ સમાજમાં બે પ્રશ્ન ઘણા જ સળગતા પડેલા છે: વિધવાનો અને અસ્પૃશ્યતાનો. વિધવાનું રક્ષણ થાય એને માટે હિંદુ સમાજે કોઇ પણ જાતની દરકાર રાખી નથી. હિંદુ સમાજરચનામાં સ્ત્રીઓને અન્યાય થએલો છે અને તેમાં વળી મહાઅન્યાય વિધવાઓને થએલો છે. વિધવા પ્રત્યે તેની કઠણ દશા માટે હમદર્દી તો ક્યાંથી હોય? તેને માટે સાન્ત્વનભર્યા મીઠા બે બોલ તો ક્યાંથી હોય? પણ તેની નિરાધાર સ્થિતિનો લાભ ઉઠાવી તેના સ્ત્રીત્વને કચડવા પાશવતાની વિકારભરી આંખો તેની પાછળ લાગેલી જ હોય છે. વિધવા માટે નથી ધર્મમાં સ્થાન હોતું, નથી ધર્મમંદિરોમાં સ્થાન હોતું, નથી સમાજમાં સ્થાન હોતું, નથી પવિત્ર કાર્યોમાં સ્થાન હોતું, નથી આનંદમાં સ્થાન હોતું; અને આમ તો હિંદુ સમાજે દુનિયામાં ત્રાસના જેટલા પ્રયોગો અને ઉપાયો જડ્યા હશે તે બધાય વિધવા માટે યોજી રાખેલા છે. વિધવાનું જીવન એટલે અંધારી અમાવાસ્યાની રાત્રિ. વિધવા એટલે હૃદય વિનાની, રસશુષ્ક અને બધુંય અણગમતું અશિષ્ટ સહન કરનારી અસહાય અને મરવાને માટે જીવતી નિરાધાર નારી!

વૈધવ્યના કપરા અનુભવો પ્રભાને થયા. તેને વિચાર આવ્યો કે આમ મારા જેવી કેટલીયે વિધવા બેનો આંસુ સારતી હશે! તેણે પ્રભાકરના નામને અમર કરવા અને વિધવાબેનોની સેવા કરવા એક સેવાશ્રમ શરૂ કર્યો. નિરાધાર, ફસાઇ પડેલી ત્યક્તા અને પતિતા બેનોની સેવા કરી તેમને થએલા અન્યાયનો સમાજ પાસે બદલો લેવા તેમને તૈયાર કરવા લાગી. તેને સમજાયું કે સ્ત્રીઓ ત્યારે જ સુખી થાય, જ્યારે તેઓને પોતાના હકનું ભાન થાય તેમજ આર્થિક

સ્વાતંત્ર્ય મળે. સ્ત્રીઓ પોતાના પગ ઉપર ઊભી રહેતાં શીખે તોજ તેમની આ ગુલામી દશા ટળે. તે વિના સ્ત્રીઓની હાલની દશામાં ફેરફાર ન કરી શકાય. પ્રભાને અધૂરા જીવનગાનમાંથી સ્ત્રીઓની ગુલામી ટાળવાનું સૂત્ર લાધ્યું. પોતાનું જીવન એ સૂત્રને અનુસરી કામ કરવામાં ગાળી તેણે પણ પ્રભાકરનો રાહ લીધો. ઘણાં વર્ષોનાં વિરહી હૃદયોને મૃત્યુએ મિલન અપાવ્યું. આત્માએ આત્માને ઓળખ્યો, દેહ જતાં દ્વૈતભાવ ટળી ગયો અને પ્રેમાળ આત્માઓ એકત્વને પામ્યા. અધૂરા જીવનગાનમાંથી પ્રભાએ જગતને સેવાશ્રમ આપ્યો અને એ દ્વારા પોતાની પ્રભાને કાયમને માટે ઝગઝગતી મૂકી ગઈ. બંને આત્મા લડાઇના અને ગુલામીના નાશની ભગવાન પાસે માગણી કરતા અનંતમાં મળી અનંતતાને પામ્યા.

મેલ ટ્રેનિંગ કોલેજ, વડોદરા બદ્રિનારાયણ એમ. પંડ્યા.

---

## ઢાલની બે બાજુ

### ( ૧ )

**જોગીદાસને** લીધે એમનું પચાસ ઘરની વસતિવાળું ગામ ફરતાં પાંચદશ ગામોમાં જાણીતું હતું. એમનાં દરિયાસમ વિશાળ ઉદારતાનાં જળ ચોમેર ફેલાયાં હતાં. એ નહોતા વિદ્વાન, ધનવાન કે સત્તાધારી; છતાં ગામડીઆ લોકો એમનું નામ સાંભળી ઘેલા થઇ જતા. ગામડીઆ લોકો પાસે એમનાં વખાણ કરવાની ભાષા ન હતી. એટલે દરેક જણ એક જ વાકય ઉચ્ચારતો: 'જોગીદા તે જોગીદા.' એમને આંગણેથી કોઇ ભૂખ્યે પેટે ગયું નથી. એમના દિલમાં નાના મોટા, ગરીબ તવંગર, હિંદુ મુસલમાન, એવા ભેદભાવની કલ્પનાય જન્મી ન હતી.

ચોરા ધર્મશાળા વિનાના એ ગામમાં એમનું ઘર એટલે દરદીનું દવાખાનું, ભૂખ્યાની અન્નશાળા, મુસાફરની ધર્મશાળા, અમલદારોનો ઉતારો, ગામલોકનો ચોરો ને સંસારથી અંતરના દાઝયાનો વિસામો.

શાક વેચનારા રાત ગાળવાને સમયે એક ગાઉ દૂર હોય ત્યાં સુધી વિસાપર આવતા. જોગીદાસને ઓટલે ટોપલા ઉતારતાં પોતાને ઘેર આવ્યા જેટલો એમને આનંદ થતો.

"આવ્યા ભાઇ!" એમને સ્વાગત કરતો જોગીદાસનો સૂર અમીની રેલ રેલાવતો.

"હા કાકા." અને થાકેલા શ્રમજીવીઓ એમની સાથે સુખદુઃખની વાતે વળગતા.

"લો, વાળો બીડી!" પોતાના મોં આગળનું તમાકુના પાનનું કકડું ખસેડતાં ખસેડતાં એ ઘર તરફ મોં ફેરવી બૂમ પાડતા: "એ....ઘરમાં કોણ છે?" અને એ બૂમ સમું કોઇ હાજર થયું કે નહિ તેની દરકાર કર્યા વિના બીજો હુકમ છૂટતો: "આમને ખાવા કરવા વાસણ જોઇએ તે આપજો."

"કાકા, થાય છે. એની શી ઉતાવળ છે?"

"સવારના ઘેરથી નીકળ્યા હશો. ભૂખ તો લાગે જ ને?" આ વાત્સલ્યભર્યા શબ્દોથી બિચારા એ લોકોની અર્ધી ભૂખ શમી જતી.

અને સાંજે મેમાન સાથે વાતે વળગે તેમ એ લોકોના સંસારનાં સુખદુઃખ જોગીદાસ સાંભળતા. પોતાના દુઃખનીય વાતો કરતા. કોઇ કહેતો કે મારા ઘરમાંથી મહિનો થયે તાવે પડી છે, તો કોઇ કહેતો કે મારા બબલાના કાનની નાળ પાકે છે તે કેમેય કરી મટતી નથી. બીજો વળી જમાઇ છોકરીને નથી તેડતો, એ દુઃખ આગળ ધરતો.

"માવા, કયે ગામ છોડી પરણાવી છે?" જોગીદાસે પૂછ્યું.

"કાકા! પરણાવી'તી તો આમ છેટે જવાનપર, છોકરો સ્ટેશન ઉપર નોકરી કરતો હતો. પણ કોણ જાણે કૈં ચૂક આવી તે સાહેબે કાઢી મેલ્યો. વળતી કોણ જાણે ક્યાં ગયો તેનો પત્તો નથી. બે વરસ એમ ને એમ વાટ જોઇ. પછી કાકા, એવી જવાનજોધ છોકરીને ક્યાં સુધી ઘાલી મેલાય?"

માવો સહેજ અટકીને આગળ બોલ્યો: "તે કાકા, પહોર ઇંટાદરા વળાવી. છોડી એક વાર પંદર દિ ગઇ તે ગઇ. પછી કેટલાય સંદેશા મોકલ્યા, પણ તેડતો જ નથી. દઇ જાણે શું રાંધું પડ્યું છે. મારી શકરી બચારી એવી ઉભેડ હાડકાંની નથી કે કોઇને ભારે પડે. ખેતરમાં વાઢવાની ઓળ લે તે કોના ભાર છે કે એની મોર જાય. કોક કોક એને મોઢે સાંભળેલું કહે છે, સાચું જૂઠું તો પરભુ જાણે કે કાળી પડે છે. મજૂરીઆ લોકને વળી કાળી ઘોળી શી? ઊજળી બારતા જેવી હોય પણ હાડકું નગતું ના હોય તો માતાએ આપવાની? ને એવા હવાદ કરમમાં હોત તો ઊંચ વરણમાં ભગવાન જનમ ન આપત?" માવાએ પોતાનો બધો ઉભરો ઠાલવી નાખ્યો.

"એનું નામ શું?"

"એનું નામ તો કાળીઓ. એના બાપનું નામ વીરો. પહેલાં તમારા વેવાઇનામાં હારી રહેતો હતો." માવે ખુલાસો કર્યો.

જોગીદાસે કહ્યું: "હું જઈશ ત્યારે જરૂર તપાસ કરીશ."

"કાકા, એટલું કેરી આપો તો ગંગા નાહ્યા. તમારા વેવાઈને કહેજો ને તે જરી ધમકાવે. તેડે એટલે બસ. ના ગમતી હોય ને બીજી લાવે તોય મારી ના નથી. બે પાળવી પડશે તોય એને. આપણે શીદ ના કહીએ?"

સવારમાં વિદાય થતી વેળાએ તાવવાળાને તાવનું કડું કરી આપતા, કાન પાકનારને પોતાની શીશીમાં થોડી દવા આપતા ને માવાની વાતોનો ખ્યાલ છે તે જણાવવા કહેતા: "માવા! જઈશ ત્યારે જરૂર કહીશ."

અને છતાંય નવાઈની વાત તો એ છે કે વૃદ્ધાવસ્થાને આરે ઊભેલા જોગીદાસને વિશ્રાન્તિ આપનાર કોઈ ન હતું. ત્રણ પુત્રો હતા. મોટા પુત્રને ઘેર ત્રણ દીકરા ને ત્રણ દીકરીઓ હતી. મોટી દીકરીને બે ભાણીઆ હતા. જુદા તો નાના સિવાય બેય રહેતા હતા. પરંતુ આ મોટો પુત્ર તો જુદો છે એટલું જ, બાકી મીઠાથી માંડી ગ્યાસતેલ સુધીનું એનું પૂરું કરવું પડતું. એને ખેડવા આપેલી પંદર વીઘાં જમીનનું મહેસૂલ પણ ડોસા આપે ત્યારે. તેમાંય સાંજની કઢી ને બપોરનું શાક તો તૈયાર જ લેઈ જતાં. કોઈ કોઈ વાર એ અકળાઈ જતા ત્યારે બોલી ઊઠતા: "હું તો સાંખીશ, પણ ભગવાન ભલું નહિ કરે."

હજુ આ વાક્ય એમના મુખમાં શમ્યું ય ના હોય ને જો કંઈ લેવા આવેલો છોકરો (છોકરાનો છોકરો) ખાલી વાસણે પાછો જતો હોય, તો "શું લેવા આવ્યો હતો, બેટા?" એ પ્રશ્નમાં એટલો જ મીઠો સૂર સંભળાતો.

દાદાના સ્વભાવથી ટેવાએલો છોકરો ઊભો રહી કહેતો: "કઢી."

કોઈનેય સંબોધ્યા વિના એ પૂછતા: "કઢી નથી કરી?"

ઘરમાંથી જવાબ આવતો: "કરી છે, પણ ઉભરાઈ ગઈ."

એ વિશાળ હૃદયમાંથી શબ્દો સરતા: "થોડી આપો ત્યારે." અને છોકરો ફરી ઘરમાં જાય ત્યાં તો "લે ભીમલા! મારી બીડી જરા સળગાવી લાવ." સળગતી બીડીમાંથી ધુમાડાનાં ગૂંચળાં ઊંચે ચઢતાં. એ એમનો હમેશનો વ્યવસાય બની ગયો હતો. બીડીનું ઠૂંઠું હજુ એ નાખી દે તે પહેલાં તો એટલે કોઈ હાજર પણ થાય ખરૂં.

"કેમ આવ્યાં, વહુ?" આવનાર કહે તે પહેલાં એ પૂછતા. સ્ત્રીપુરુષના સમાન હક્કની લપ્પનછપ્પનમાં એ સમજતા ન હતા. છતાં કોઈ સ્ત્રીએ એમના મુખમાંથી તોછડું સંબોધન સાંભળ્યું નથી.

મેલીઆ ભંગીઆની વહુએ સાલ્લાથી ઢાંકેલે મુખે કહ્યું: "જાર જોઈએ

છે, દાદા."

"ક્યાં ગયો છે એ?"

"આજ તો બે દન થયાં ચોરીઓ લેઇને ગયા છે."

"હરામી છે જાતનો. સાંજે તો જઇને આવવું રહેવાય. ઘરમાં શું ખાશે એનીય ચિંતા છે?"

ઘાસનો ભારો લેઇ આવેલો નોકર બોલ્યો: "પંદર શેર જાર લેઇ ગયો છે, પણ એકેય દહાડો કામે નથી આવ્યો."

જોગીદાસે કહ્યું: "એ આવે ત્યારે ના આપશો. પણ વહુને જોખી આપ પાંચ શેર."

નોકર છાનોમાનો ઘરમાં ચાલ્યો ગયો. એને ખબર હતી કે જો મેલીઓ જાતે માગવા આવ્યો હોત ને તે વખતે કહેત તો બીજોજ જવાબ મળત.

"આવશે હવે. અત્યારે તો આપો. નહિ તો ખાશે શું?" ખુદ ખુદાયે એમની પાસેથી ન અપાવવામાં નિષ્ફળ જાય.

ઘરમાં તાજવાંનો ખખડાટ સાંભળ્યો એટલે એ બોલ્યા: "ભીખલા, ખૂણાંવાળી હોય તો શેર વધારે આપજે." ને ભીખલે છ શેર જુવાર જોખી આપી.

જીવનની ઢાલની ફૂલથીયે કોમળ આ એક બાજુ.

( ૨ )

ધનતેરસ હતી. સાસરૂં હજી જેનું કાયમનું ઘર નથી થયું એવી પિયેરમાં રહેતી વહુઓને સાસેરે જવાનો એ દિવસ હતો. જોગીદાસના વચેટ દીકરાની વહુને તેડવા ઘુઘરાના ઘમકારા કરતી વેલ ગઇ. પણ ગઇ એવીજ ખાલીખમ એ પાછી આવી.

બળદનાં જોતર હજુ હાળી છોડીયે નહિ રહ્યો હોય ને અંદરથી રેવાબાનો અવાજ આવ્યો: "શું થયું?"

જૂંસરી ઊંચકી બળદને બહાર કાઢતાં હાળીએ જવાબ આપ્યો: "ના કહ્યું." ભાગોળેથી વહુ વેલમાંથી નીચે ઊતર્યાં હશે એમ માનતા જોગીદાસનું એ અનુમાન ખોટું પડ્યું. તેમણે પૂછ્યું: "કેમ ના કહી?"

"મનોર પટલને તાવ આવે છે; એટલે મટશે ત્યારે કહ્યું છે." નોકરે ખુલાસો કર્યો.

"એનો બાપ તો સદાય માંદોજ રહે છે ને! ચાકરી કરનાર એની મા નથી? દિવાળીને ટાંકણે વહુ મારે ઘેર ના આવે તો પછી મારે એને પૂજવી'તી? ને વેલ પાછી કાઢતાં એને લાજેય ના આવી? મા તો કહે પણ ઘર વહાલું

હોય તો એનાથી ન બોલાય કે ના, મારે જવું પડશે? પણ એ તો આવી ત્યારથીજ મેં એને વરતી લીધી છે કે પિયરરખુ છે." વહુને માટે કામકાજ કાઢી તૈયાર કરી બેઠેલી સાસુ એને ન દેખતાં બબડવા લાગી.

અને આ નજીવો બનાવ જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ વધુ ગંભીર સ્વરૂપ ધારણ કરવા લાગ્યો. રેવા તો એવા મક્કમ વિચાર ઉપર આવી કે છોકરાને ફરી પરણાવવો. પણ જોગીદાસ રોકી રાખતા: "ના, ના. એવું ના થાય. માબાપે ન મોકલી તેમાં વહુનો શો દોષ?"

"આ મોટા દયાવાળા ના જોયા હોય તો. તમારી છોડીની તો કોઈ કાંઈ દયા ખાતું નથી. મારી છોડી મણિએ બિચારીએ કયારે અમદાવાદ જોયું હતું? હું તો નાજ કહેતી હતી કે મારે છોડીને શહેરમાં નથી પરણાવવી. પણ તમે ના માન્યું. શહેરનાં મોટાં મકાન ને પત્થર નાખેલા રસ્તા આપણે શું ફોડવા હતા? નહિ તો એ કે'દહાડાની શહેરી થઈ ગઈ તે મારી છોડીને કહે કે એવા ગામડાની વહુ મારે ના જોઈએ. શહેરમાં રહ્યાં તે કંઈ પાટીદાર મટી બ્રાહ્મણ તો નથી થઈ ગયાં ને? છોડીએ બિચારીએ શહેર જોએલું નહિ ને સાસુ પગ ઉપર પગ ચઢાવી કહે: "વહુ, ચકલામાંથી જરા દૂધ લેઈ આવ તો?' મારી મણિ બિચારીએ શું ખોટું કહ્યું કે 'બા, મને એ નહિ ધાતે'? ને એટલામાં તો એને ગંઠું પડ્યું ને કહે 'એવી ગામડાની વહુ મારે ના જોઈએ.' અને મારી આંદાના ચોથિયા જેવી છોડી ઉપર બીજી આણી!"

આમ પોતાની દીકરી ઉપર શોક આવી તેનું વેર વહુ ઉપર લેવા ધાર્યું હોય તેમ રેવા આગળ બોલી: "અને આ એણે ઓછું કર્યું એમ માનો છો? દિવાળીને સપરમે દહાડે વેલ ખાલી પાછી કાઢી! શું આપણને બીજી નથી ગળતી? હું તો મુઈ ગમે તેમ થશે તોય મારો છોકરો એને સોંપવાની નથી."

અને એક ઉપર બીજી કરવાનો રિવાજ એવો જૂનો પુરાણો છે કે એમાં કોઈને સહેજેય આચકો આવતો નથી. કોઈ પણ રિવાજ જ્યારે લાંબા વખતથી ચાલતો આવેલો હોય છે, ત્યારે એ રિવાજ ગમે તેટલો ખરાબ હોય, તોપણ એ લાંબે કાળે, અફીણમાંથી જેમ ઝેર મરી જઈ અફીણીને માફક આવી જાય છે, તેમ રિવાજની દુષ્ટતા ને નીચતા સમાજને માફક આવી જાય છે. એટલુંજ નહિ, પણ પ્રાચીનતાનું ખોટું માન એ દુષ્ટ રિવાજ મેળવે છે.

નહિ તો કોઈના મરણ પછી થોડા દિવસ સુધી સગાંસંબંધીને ઘરને ખુણે પણ વડીપાપડ કે મિષ્ટાન્ન નહિ ખાવા દેનાર રિવાજ—તેરમે દિવસે મરેલાની છાતી ઉપર, જીવતાં રહેલાંને આર્થિક રીતે મારીને, લાડુ જમે? અને એનો

કોઇ વિરોધ કરે તો પેલી દુષ્ટ રૂઢિ પોતાની સત્યતા સાબિત કરવા પ્રશ્ન કરાવે છે: "શું ઘઇડિયા ગાંડા હતા તે કરતા આવ્યા છે?"

સંતાનના સુખની હમેશ કાળજી રાખનાર માતા અને માકણનેય મારવામાં પાપ ગાનતો વૈષ્ણવ પિતા પોતાની એકની એક પુત્રીને બાળવૈધવ્ય આવ્યે પોતાનું કાળજું સહેજેય કંપાવ્યા વિના એ ફરજિયાત પળાવવામાં પોતાનો ધર્મ માને છે એટલુંજ નહિ, પણ કોઇ વખત પુત્રી અનીતિ આચરી બેઠી હોય તો ગર્ભપાત કરાવવા સુધીયે આગળ વધે છે, ત્યારે ગાનો પ્રેમ ને વૈષ્ણવનો દયાભાવ ક્યાં જાય છે? પેલી દુષ્ટ રૂઢિ, જે લાંબા સમયથી એમ કહેતી ને કરતી આવી છે કે તમારાથી પુનર્લગ્ન ન થાય, તે એ પ્રેમને અને દયાને ગળી જાય છે!

અને જોગીદાસના બીજા ઉપરના દયાભાવને, ઉદારતાને પેલી દુષ્ટ રૂઢિ, જે કહેતી કરતી આવી છે કે એક ઉપર બીજી કરવી એ તો અનાદિકાળનો રિવાજ છે, એ ગળી ગઇ. તેમણે પુત્રને, એક સ્ત્રી જીવતી હોવા છતાં, તેની નાગરજી છતાં ફરી પરણાવ્યો. પુત્રે પરણવું ન પરણવું, એ બાબત હજુ માબાપોએ પોતાના સ્થાપિત હકમાં અગાનત રાખી છે.

અને જોગીદાસે એ છોકરાની જૂની વહુને તેડી ત્યારે રૈવાનું કંઇ ન ચાલ્યું, એટલે એણે છોકરાને અને નવી વહુને જુદું ઘર માંડી આપ્યું.

જૂની વહુ આવી એટલે સાસુએ આખા ઘરનો બોજો તેના માથા ઉપર નાખ્યો. આ ભર્યાભાદર્યા ઘરના ચૂલાની ભઠ્ઠીમાંથી એને બહાર નીકળવાનો વખતજ આવતો નહિ. એજ સાસુ, જેણે તેનું સત્યાનાશ વાળ્યું તેનો બધોય બોજો જૂની વહુ ઉઠાવતી. છતાં એ ત્યજાએલીને પેટ ભર્યા વિના બીજો કયો સ્વાર્થ હતો? સહરા સમાન શુષ્ક જીવનમાં એને માતૃત્વપદ ગળ્યું એ એને મન ઓછું સૌભાગ્ય નહોતું. પોતાની પુત્રીને ચૂમતી એ જીવનભાર વહેતી અને એનો ધણી પુત્રી સામે જોઇ મોં મલકાવતો ત્યારે, કોડભરી યુવતી પિયુને ભેટવાની કલ્પનાઓ રંગતી સ્વગૃહે પગ માંડચે તેના હૈયામાં જે હેલી ચઢે, તે હેલી એના હૃદયમાં ચઢતી.

દિવસે જોએલું એ ગલપતું મુખ એને સ્વપ્નમાં દેખાતું. પણ જાગીને જુએ ત્યારે એની સોડમાં લપાએલું પુત્રીનું નાનકડું શરીર દેખાતું. એના હૃદયમાં અકળામણ ઊઠતી. એનું યૌવન પિયુનો સહવાસ શોધતું. પણ એ દુઃખ એને વધુ પીડે તે પહેલાં ઊંઘતી પુત્રીના વહાલભર્યા મુખ ઉપર ચુંબનનો વરસાદ વરસાવતી. કાચી ઊંઘમાંથી જાગેલી બાળકી રડે તે પહેલાં માનું હસતું મોં જોઇ એના ગોળ ગાલ ઉપર હાસ્યના ખાડા પડતા. હૃદયનો ખાડો

પૂરવા જાણે એ વ્યર્થ બાથોડિયાં મારતી હોય તેમ પુત્રીને છાતી સરસી ચાંપતી. પણ પિયુ ખોળતો એ ખાડો કયાંથી પૂરાય? અને જાણે આંસુઓથી પૂરવાનો હોય તેમ તેની આંખમાંથી આંસુ સરતાં. અને એ જોવા એકલો દીવો જાગતો રહેતો, કોઈક કોઈક વાર એ ય ઝોકાં ખાતો હોય તેમ બુઝાવાની તૈયારી કરતો.

એના રડતા આત્માની ચીસો કોણ નહોતું સાંભળવા દેતું? એનો પતિ ત્રિકમ તો આજેય કહે છે કે મારે તો પરણવું નહોતું. પણ કરે શું? આજના વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ—પદવીધરો પણ—માબાપની સંમતિને તાબે થઈ અનિચ્છાએ વરઘોડે ચઢે છે, તો જેણે ગુજરાતીમાં સહી કરવાથી વધુ જ્ઞાનસંપાદન કર્યું નથી એને માબાપ સામે બંડ ઉઠાવાનું કહેવું એ એની મશ્કરી કે બીજું કંઈ? ત્રિકમ તો આજેય એને રાખે, પણ એની મા માથે માંડ મૂકી બીજી લાવેલી તે કેમ હા પાડે? એક વખત નવી પિયેર ગઈ, ત્યારે એણે એને એક માસ સાથે રાખી હતી. નવીને આ વાતની ખબર પડી કે તરત પોતાનો કબજો જવાની ધાસ્તીએ એ આવી પહોંચી. અને એ ટૂંક સહવાસમાંય એની શોક માતા થવાની થઈ એ એનાથી ન સહેવાયું. પણ પછી પુત્રી જન્મી એટલે એને સંતોષ થયો!

ચાર વર્ષેય નવીને માતૃત્વપદ ન મળ્યું. ત્યારે તે ઝેરીલી ને વહેમી બની ગઈ. એની એ બળતરાથી એનું શરીર સુકાઈને લાકડા જેવું થઈ ગયું. જો પોતે પિયેર જાય ને જૂની અહીં ભેગી રહેવા આવે તો કદાચ પુત્રની મા બની બેસે એ બીકે નવી કોઈ દિવસ પિયેર જતી નહિ. દિવસ જતા ગયા તેમ તેમ એનું હૃદય એને ફોલી ખાવા લાગ્યું. વાત વાતમાં કંકાસ કરી બેસતી. જો કામ પ્રસંગે ત્રિકમ બાપને ઘેર ગયો હોય તો તે ટાણો મારતી: "માનીતાંને મળવા ગયા હશો!"

કંકાસથી થાકેલો ત્રિકમ એનું બોલવું સાંભળતો નહિ. દિવસે ખેતરમાં જતો ને બપોરે ભાથું પણ ત્યાંજ મંગાવીને ખાતો. રાત્રે મૂગો મૂગો જમી પોતાના દોસ્તદારો સાથે હાર્મોનિયમની પેટી ઉપર ગાતો એ મોડી રાત સુધી બેસી રહેતો. ઘરનો દાઝયો સુખ માટે બહાર વલખાં મારતો.

આમ ધણીને કબજે કરવા મથતી નવી પોતાના સ્વભાવથી એને દૂર ને દૂર ખસેડતી જતી. રાત્રે ઊંઘવા વ્યર્થ ફાંફાં મારતી એ પથારીમાં પાસાં ઘસતી ત્યારે જોડેના ઘરમાં ગાતા પોતાના પતિનો સૂર સંભળાતો:

"એ હકિમો જાઓ, દુનિયામાં દવા મારી નથી."

રાત્રે બારેક વાગ્યે ત્રિકમ આવી નવી ઊંઘે છે કે જાગે છે તેની દરકાર

કર્યા વિના પથારીની એક બાજુ સંકોચાઇ સૂઇ જતો. ઊંઘમાં એનાં નસકોરાં બોલતાં ત્યારે નવીની આંખમાંથી આંસુના રેલા ચાલતા. એનાં ડુસકાંના અવાજથી ત્રિકમ કોઇ કોઇ વખત જાગી જતો, પણ આશ્વાસન આપવા એની પાસે શબ્દો કે હૃદય નહોતું, એટલે ઊંઘનો ડોળ કરી પડ્યો રહેતો.

"મૂઆં મારાં ગાબાપ દિસતાં રહ્યાં તે મને બળતા ઘરમાં નાખી." નવીને આગ બોલતી ત્રિકમે કેટલીય વાર સાંભળી હશે. જગતમાં કઇ સ્ત્રી પોતાના પતિને બીજી સ્ત્રીના હાથમાં જતો સાંખે છે?

નવીનું રુદન સમાજને સંભળાય તેમાં કોણ આડપડદો નાખતું હતું? પેલી દુષ્ટ રૂઢિ જોગીદાસને—સમાજના એ પ્રતિનિધિને—જૂનીના આત્માની ચીસો, નવીનું રુદન ને ત્રિકમની મૂક હાય સાંભળવા નહોતી દેતી. નહિ તો શાક વેચનારની દયા જાણનાર, ભૂખ્યાનું દુઃખ સમજનાર જોગીદાસ પોતાના પુત્રનું અને પુત્રવધૂઓનાં જલતાં જીગર દેખી દાઝયા વિના રહે?

જીવનઢાલની પત્થરથીયે કઠણ દુષ્ટ રૂઢિની આ બીજી બાજુ! એ દુષ્ટ રૂઢિને ચીરી તેની પાછળનો આર્તનાદ ખુલ્લો પાડવાનો ધર્મ યુવકોનો—સમાજસુધારકોનો છે એ પરિપૂર્ણ થાય તો?

નેદ્રા, તા. પાદરા ઇશ્વિર પેટલીકર

---

# પાટીદાર પ્રથમ ગ્રેજ્યુએટ વરકન્યાનો લગ્નવિધિ

**પાટીદાર** જ્ઞાતિમાં ઘર કરી બેઠેલી સામાજિક રૂઢિઓએ પોતાની સત્તા એટલી બધી જમાવી છે કે એ રૂઢિઓ તોડવા માટે આજે કેટલાંય વર્ષથી પ્રયત્ન કરવામાં આવે છે, છતાં તેનું પરિણામ સ્પષ્ટ જણાતું નથી. એક સમય એવો હતો, જ્યારે સમાજસુધારકો એમ માનતા હતા કે પાટીદાર જ્ઞાતિમાં ભણેલાંની સંખ્યા વધતાં નકામી ખર્ચાળ રૂઢિઓ આપોઆપ નાશ પામશે અને જ્ઞાતિનું આર્થિક શોષણ ઓછું થશે. પણ વસ્તુસ્થિતિ આજે એથી વિરૂદ્ધ જ છે. ભણેલા ને તેમાંયે કૉલેજની કેળવણી લેનાર યુવકોએ આર્થિક શોષણ અટકાવવાને બદલે કાં તો ભારણું વધાર્યું છે કે ઉદાસીનતા સેવી વડીલોને તેમનું ધાર્યું કરવા દીધું છે. એટલે વર્ષો પહેલાં જે આશા સમાજ-સુધારા માટે સેવાતી હતી તે આશા નિષ્ફળ ગઇ છે. જાનના દિવસ ત્રણ મટીને બે થયા છે, છતાં મંગલનું ખર્ચ તેમજ બીજાં ખર્ચ પ્રમાણમાં વધ્યાં છે.

આ સ્થિતિમાં જ્યારે ખર્ચ કમી થાય, લગ્નપ્રસંગે આનંદ મળે અને લગ્નની ધમાલને બદલે શાન્તિ અનુભવાય એવો લગ્નવિધિ થાય ત્યારે જરૂર

આનંદ ને સંતોષ થાય. એવો એક લગ્નવિધિ ચાલુ સાલે શુકલતીર્થ મુકામે તા. ૨૩ઃ૫ઃ'૪૦ને રોજ સાંજના થયો.

કરમસદના વતની અને ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરનાર-માંના એક તથા તેની ૨૨ વર્ષ સેવા કરનાર ભાઇ ભીખાભાઇ કુબેરભાઇ પટેલને સૌ કોઇ ઓળખે છે. હાલ તે શુકલતીર્થમાં નર્મદા કેળવણી મંડળ સ્થાપી કાનમમાં કેળવણીનો પ્રચાર કરવા પ્રયત્ન કરી રહ્યા છે. તેમનાં પુત્રી બેન મૃદુલાબેન ગઇ સાલે મુંબઇ યુનિવર્સિટીનાં બી. એ. થયાં છે.

બેન મૃદુલાબેનનું લગ્ન ધર્મજના ભાઇ અંબાલાલ ખોડાભાઇ પટેલ સાથે ઉપરની તારીખે થયું. ભાઇ અંબાલાલ બી. એસસી., એલએલ. બી. હોઇ વડોદરામાં ત્રણેક વર્ષથી વકીલાત કરે છે. તેમના પિતા વડોદરા વરિષ્ટ કોર્ટમાં શિરસ્તેદાર છે. ભાઇ અંબાલાલની ઉંમર ૨૭ ને બેન મૃદુલાબેનની ઉંમર ૨૨ વર્ષની છે. બંને ગ્રેજ્યુએટ છે, એટલે પાટીદાર જ્ઞાતિમાં વરકન્યા ગ્રેજ્યુએટ હોય તેવો પ્રસંગ આ પહેલોજ છે. આવાં ગ્રેજ્યુએટ વરકન્યાનો લગ્નવિધિ સમાજ સમક્ષ આદર્શ રજૂ કરે તેવો થવો જોઇએ અને તે પ્રમાણે ભાઇ ભીખાભાઇના આગ્રહને લીધે થએલો એ વિધિ ખરેખર પ્રશંસનીય કહી શકાય.

આપણી જ્ઞાતિમાં કન્યાકેળવણી વધી છે. કન્યાઓ મેટ્રિક ને ગ્રેજ્યુએટ થવા લાગી છે. કેટલીયે કન્યાઓ પોતપોતાનાં ગામની હાઇ સ્કૂલોમાં માધ્યમિક કેળવણી લેઇ રહી છે અને કેટલીયે નડિયાદના વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં કે વડોદરાના કારેલીબાગમાં કન્યાછાત્રાલયમાં રહી અભ્યાસ કરી રહી છે. આમ એક બાજુ કન્યાકેળવણી વધી છે તો તેમને માટે યોગ્ય વર મેળવવાની મુશ્કેલી પણ વધી છે, એ સૌ કોઇ અનુભવે છે. આપણા સમાજમાં સામાન્ય રીતે વરના પિતા કન્યાના પિતાને હલકો ગણે છે ને તેની પાસેથી જેમ બને તેમ વધારે પૈસા કઢાવવા પ્રયત્ન કરે છે. કન્યા સંસ્કારી કે ભણેલી હોય તેની પરવા વરના પિતાને નથી હોતી. વરનો ને કન્યાનો પિતા સમાન ભાવે ભેગા મળી લગ્નવિધિ પતાવે તો કેટલાય કલહો ઓછા થાય. આ મુશ્કેલીને લીધે આ લગ્નવિધિમાં એક વસ્તુ જરા ખૂંચે તેવી છે ને તે એ કે ભાઇ અંબાલાલ વિધુર છે ને તેમને પહેલાં પત્નીથી સાત વર્ષની એક પુત્રી ને પાંચ વર્ષનો એક પુત્ર છે. આ વસ્તુ જાણવા છતાં આ લગ્ન થયું છે અને તેમાં બેન મૃદુલાબેનની પૂરેપૂરી સંમતિ છે. આ એકજ વસ્તુ—જેને માટે આજનો સમાજ જવાબદાર છે—બાદ કરીએ તો નીચેની બાબતો પળાઇ છે અને એકંદરે બધી રીતે આ લગ્નવિધિ આદર્શ કહી શકાય.

૧. વર ને કન્યા ગ્રેજ્યુએટ છે, યોગ્ય ઉંમરનાં છે ને બંનેની સંમતિ લગ્ન

માટે મળેલી છે. વર પક્ષ પણ ભણેલો છે એટલે બંને કુટુંબ સંસ્કારી છે.

૨. પોતાના વતન કરમસદમાં લગ્નવિધિ ન કરતાં પોતાને રહેવાને સ્થળે નર્મદાને પવિત્ર કાંઠે આવેલા શુકલતીર્થમાં બંને પક્ષનાં સ્ત્રી-પુરુષોની હાજરીમાં લગ્નવિધિ કર્યો છે. વિધિ નર્મદા કેળવણી મંડળના ચોગાનમાં રાખ્યો હતો. ત્યાંથી નર્મદાનો વિશાળ જલપટ ને તેની પેલી પાર દૂર વિંધ્યપર્વતની ટેકરીઓ દેખાઇ આનંદ આપતાં હતાં.

૩. લગ્નવિધિ વૈદિક પદ્ધતિએ આર્યસમાજી પંડિતે કરાવ્યો હતો. આ વિધિ પોણા બે કલાક ચાલ્યો હતો. વિધિ કરાવતાં અવારનવાર પંડિતજી વિધિનું રહસ્ય સરળ ભાષામાં સમજાવતા હતા. વિધિ વખતે વર તથા કન્યા —એ બંને પક્ષના બધા મહેમાનો હાજર હતા અને વિધિને અંતે તેમણે અક્ષત પુષ્પોથી વરકન્યાને વધાવી આશીર્વાદ આપ્યા હતા.

૪. વરપક્ષનો ઉતારો ગામના પ્રતિષ્ઠિત સજ્જન શ્રી. દેવજી પટેલને ત્યાં રાખ્યો હતો ને કન્યાપક્ષનો ઉતારો નર્મદા કેળવણી મંડળના મકાનમાં રાખ્યો હતો.

૫. સામૈયાનો કે કસુંબાનો વિધિ રાખ્યો નહોતો. પણ લગ્નવિધિ વખતે જાન મંડપમાં આવી ત્યારે કન્યાપક્ષે હારમાં ઊભા રહી વરપક્ષને આવકાર આપ્યો હતો. લગ્નવિધિ પૂરો થતાં પાનસોપારી થયાં હતાં.

૬. જાનમાં બધાં મળી ૩૨ માણસ હતાં, તેમાં ત્રણ બેનો પણ હતી. કન્યાપક્ષનાં પણ તેટલાંજ માણસ હશે.

૭. જાન બપોરે એક વાગ્યે આવી ને રાત્રે ત્રણ વાગ્યે પાછી ફરી હતી, એટલે ૧૪ કલાક જાન રહી ગણાય.

૮. જમણમાં બપોરે સામાન્ય રિવાજ પ્રમાણે હાજરી આપી નહોતી; પણ કંસાર, દાળ, ભાત, શાક ને કંડી છાશ આપવામાં આવ્યાં હતાં. લૂખી હાજરી કરતાં આ વ્યવસ્થા જમનારને ને જમાડનારને અનુકૂળ પડી હતી. સાંજના બરફી ચૂરમું, ભાત, દાળ, છાશ ને વિવિધ શાક હતાં. સાંજના જમણમાં ગામના થોડાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આમંત્રણ આપ્યાં હતાં અને વરપક્ષ, કન્યાપક્ષ તેમજ આમંત્રિત ગૃહસ્થો મળીને ૧૦૨ પાટલા પડ્યા હતા. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી વ્યાયામવર્ગ ત્યાંજ ચાલતો હોવાથી તેમજ રસોડું એક હોવાથી એ વર્ગના ૧૫૦ વિદ્યાર્થીઓને પણ બપોર ને સાંજના ભાઇ ભીખાભાઇએ જમવાનું આમંત્રણ આપી વ્યાયામવર્ગને એક રીતે મદદ કરી હતી.

૯. આ વિધિમાં લેવડદેવડને કંઇ સ્થાન નહોતું. પોસ્ટ ખાતું ઉઘડ્યા છતાં જૂના વખતથી ચાલ્યો આવતો લગનિયો મોકલવાનો રિવાજ હજુ ચાલે

છે. પણ અહીં લગનિયા ગોરનું કામ પોસ્ટથી થયું હતું. પરઠણને સ્થાન નહોતું. માટલાં, વડીઓ, પાપડ, વગેરે કર્યાં નહોતાં. દાપાં કે માંડવો ચુકવવાની જરૂર માની નહોતી. દરેક પક્ષે પોતપોતાનું ખર્ચ ઉપાડી લીધું હતું. એક વખતનું ગાડીભાડું વરપક્ષે ને બીજી વખતનું ગાડીભાડું કન્યાપક્ષે આપ્યું હતું.

૧૦. વાજાં કે ઢોલતાસાંને બદલે બે દિવસે ચોઘડિયાં બેસાડવામાં આવ્યાં હતાં. એના મીઠા સરોદો આનંદ આપતા હતા.

૧૧. વર માટે ખાસ ટેક્સી કે વિક્ટોરિયા રાખી નહોતી. બધાંની સાથે તે પણ બસમાં આવ્યા હતા ને પાછા ફરતાં કન્યા વળાવી તે પણ બધા સાથે બસમાં. ઉતારેથી વર પગે ચાલતા મંડપમાં આવ્યા હતા ને પાછા ફર્યા હતા.

૧૨. માંગલિક પ્રસંગે કેળવણીની સંસ્થાઓને યથાશક્તિ દાન બન્ને પક્ષે સ્વેચ્છાથી આપ્યું હતું.

૧૩. લગ્નનો વિધિ સાંજના ૫થી ૬ાા સુધી બરાબર વખતે કરવામાં આવ્યો હતો.

૧૪. મંડપ નાનો પણ સુન્દર કલામય હતો. આસોપાલવનાં પાનથી સ્તંભો શણગાર્યા હતા. વિવિધ છોડનાં કુંડાં પણ ગોઠવ્યાં હતાં. મંડપનાં કંતાનને પણ લાલ-લીલા રંગથી રંગ્યાં હતાં.

૧૫. મંડપમાં માટલાંના ચાર છોડના જેવું રાખ્યું નહોતું. ગુજરડાં લેવા જવું, પરધ ભરવી, ઉકરડી ઉડાડવી કે એવા કોઇ વિધિ કરવામાં આવ્યા નહોતા.

૧૬. લગ્નમાં કહેવાતા કુળના વિચારને ભાઇ ભીખાભાઇએ માન આપ્યું નહોતું, તેથી કરમસદમાં રહેતા તેમના નજીકના સગાઓએ ભાગ લીધો નહોતો. પણ પરદેશમાં રહેતા કેળવાએલા અને સુધારક વિચારના ભાઇઓનો તેમાં સંપૂર્ણ ટેકો હતો.

૧૭. લગ્ન વખતે બીજે નજરે પડે છે તેવો ઘોંઘાટ કે દોડાદોડ નહોતાં, અતિશય શાન્તિ હતી.

આમ લગ્નવિધિમાં વ્યક્તિગત સુધારા થાય છે, પણ ચાલતી આવતી રૂઢિમાં આ નવયુગને શોભે તેવા ઓછામાં ઓછા સુધારા કરી લગ્નની પ્રથા વર્ણવતી એકાદ પત્રિકા પાટીદાર મંડળ પ્રકટ કરે તો ઊછરતા વર્ગને લગ્નવિધિ કરવામાં ઘણી અનુકૂળતા મળે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,<br>આણંદ, તા. :૧૧ ૬ :'૪૦ } આશાભાઇ નરસિંહભાઇ પટેલ

# દ્વેષીલી

ઇન્દિરા ઘણીજ સુંદર છોકરી હતી. તેનાં માતાપિતા તેને સાત વર્ષની મૂકી સ્વર્ગમાં સિધાવ્યાં હતાં. અત્યારે તેને લગભગ સત્તરેક વર્ષ થયાં હતાં. માતાપિતા ભણેલ ગણેલ ને પૈસેટકે સુખી હતાં, એટલે ઇન્દિરાને પણ નાનપણથીજ કેળવણી ગળવી શરૂ થઇ હતી. હજી પણ તે શાળામાં અભ્યાસ કરી રહી હતી. તે ઘણી હોશિયાર અને ચાલાક છોકરી હતી. તેના ધોરણમાં તે હમેશ પ્રથમ નંબરેજ પાસ થતી. શિક્ષકોને પણ તેને માટે અનહદ માન હતું.

તેને એક બેનપણી હતી. તે ભણેલ ગણેલ, પણ સ્વચ્છંદી હતી. તેને માતાપિતા તરફથી પૂર્ણ સુખ પ્રાપ્ત થયું હતું. તેનાં માતાપિતા તેના ઉપર બહુજ હેત રાખતાં હતાં. માતાપિતાની તે બહુ લાડીલી દીકરી હતી અને લાડમાં ઊછરેલી હોવાને લીધે તે અત્યારે સ્વચ્છંદી ને અવિવેકી બની ગઇ હતી. માતાપિતાએ નાનપણથીજ રાખેલું લીલા નામ અત્યારે પણ તે ધરાવતી હતી.

હમણાં તે અઢારેક વર્ષની હોવાને લીધે માતપિતાને તેની ખૂબ ચિંતા થતી હતી. લીલા એ ચિંતાને દૂર કરવા તેમને સમજાવતી હતી, પણ માતાપિતાનું હૃદય તે કેમ જાણી શકે? માતાપિતાનો શોધી કાઢેલો મૂરતિયો લીલાને પસંદ ન હતો.

અત્યારે લીલા ને ઇન્દિરા અપરિણીત જીવન ગાળી રહ્યાં હતાં.

લીલાને એક રશ્મિ નામે મિત્ર હતો. તે ઘણુંખરું તેના કહ્યા પ્રમાણેજ માનતી. રશ્મિ ભણ્યેગણ્યે સારો અને વિવેકી છોકરો હતો. તે શરીરે પણ સુદૃઢ ને કસાએલો હતો. લીલાએ આ મિત્રની ઓળખ ઇન્દિરાને પણ કરાવી. રશ્મિ આથી બંનેનો મિત્ર બની રહ્યો હતો.

રશ્મિ અત્યારે ઓગણીસેક વર્ષનો કોલેજમાં ભણતો યુવક હતો. કોલેજમાં તેની હિમ્મતની અને બુદ્ધિની પ્રશંસા થતી. સર્વે તેનું વાક્ચાતુર્ય જોઇ મુગ્ધ બનતા. રમતોમાં પણ તે આગળ પડતો હતો. તેની રમતોનો શોખ કોલેજમાં તેના ફોટાઓજ બનાવતા હતા.

અત્યારે તેને રજાઓ હતી, એટલે તે વખતોવખત ઇન્દિરાને તેમજ લીલાને ત્યાં જતો હતો, અને કલાકોના કલાકો સુધી બેસી વાતો કરતો હતો.

એક વખતે તેણે ઇન્દિરાને ત્યાં જવાનો નિર્ણય કરી સાંજના તે તેને ત્યાં ગયો. ઇન્દિરાએ તેની આગળ પોતાનું સઘળું હૃદય ખુલ્લું કરી દીધું. તે છોકરીની વાણી સાંભળવામાંજ બે કલાક પસાર થઇ ગયા, પણ તેને હજી

તો જાણે શરૂઆતથીજ સાંભળતો હોય એમ લાગતું હતું. રશ્મિએ પણ પછી પોતાની વાત ઇન્દિરાને કહી. ઇન્દિરાને તેના પ્રત્યે હવે માન ઉત્પન્ન થયું. છેક સાંજે તે ઘેર જઇ પ્રસન્ન ચિત્તે સૂઇ ગયો.

અને તે કોઇ દિવસ ઇન્દિરાને ત્યાં, તો કોઇ દિવસ લીલાને ત્યાં જતો હતો. રજાઓના દિવસો તે આ રીતે ગાળતો હતો. પણ હોશિયાર હોવાને લીધે તે કોઇ પણ વર્ષ નાપાસ થયો ન હતો.

એક દિવસે તેના કોઇ દુશ્મને લીલા આગળ ખોટી ચાડી કરી. લીલાને કાંઇક લાગી આવ્યું. તે દિવસે રશ્મિ જ્યારે તેને ઘેર આવ્યો, ત્યારે તે તેની સાથે બોલી પણ નહિ. રશ્મિએ તેને પ્રશ્નો પૂછ્યા, પણ પ્રશ્નોના ઉત્તર તેને સીધા મળી શક્યા નહિ. આજથીજ લીલાના દિલમાં 'રશ્મિ ઇન્દિરાનો થશે તો? શું મારો નહિ થાય?' એ બાબતની ચિંતા થવા લાગી. રશ્મિએ તેને સર્વ પરિસ્થિતિથી વાકેફ કરી. લીલા આ બધું માનવાને અત્યારે તૈયાર નહોતી. તેના દિલમાં હવે ઇન્દિરા પ્રત્યે દ્વેષ ઉત્પન્ન થયો. આ દ્વેષને લીધે તેણે રશ્મિને ઇન્દિરાની મિત્રાચારી છોડી દેવાને સૂચવ્યું. તેણે રશ્મિને ઇન્દિરા વિષે કેટલાંય કઠોર વચનો કહ્યાં; રશ્મિ બધું સાંભળી રહ્યો. છેવટે તે ખિન્ન ચિત્તે ઘેર ગયો. આજે તેને ખાવાપીવા પ્રત્યે અભાવ ઉત્પન્ન થયો. તે રાત્રે તેને નિરાંતે ઊંઘ આવી નહિ.

રશ્મિએ ઇન્દિરાને આ સઘળી વાત બીજી દિવસે જણાવી. ઇન્દિરાની એક એનપણીએ રશ્મિને લીલાના સ્વભાવની ઝાંખી કરાવી. લીલા ઉદ્ધત અને મોજશોખી બની ગઇ હતી. અત્યારે તેને ઇન્દિરા ઉપર પૂરેપૂરો અણવિશ્વાસ ને દ્વેષ આવ્યો હતો. તેણે રશ્મિને ગમે તે હિસાબે પોતાનો કરી લેવાની પેરવી કરવા માંડી. રશ્મિ વગર વિચાર્યે એક પણ પગલું ભરે તેવો ન હતો. રશ્મિએ પણ આ દિવસો ચિંતામાં ને દુઃખમાં પસાર કરવા માંડ્યા. તેને માટે આ ગૂંચ ઉકેલવી બહુજ કઠણ હતી.

લીલા ઇન્દિરાને ત્યાં હમેશ આવતી જતી હતી. એક દિવસે તે ન આવી. ઇન્દિરાનું હૃદય દુઃખવા લાગ્યું, પોતેજ લીલાને ત્યાં ગઇ. લીલાએ તેને કેટલાંક કઠોર અને ઉગ્ર વચનો કહ્યાં. ઇન્દિરા એક પણ શબ્દ બોલી શકી નહિ. તે તેનો સ્વભાવ જાણતીજ હતી. આજે તેને લીલાનો પિત્તો ઉકળેલો લાગ્યો. સામો જવાબ ન આપવાને લીધે લીલા છેવટે બોલતી બંધ થઇ. ઇન્દિરા ઘેર જઇ રડી ગઇ.

એટલામાં રશ્મિની કૅાલેજ ઉઘડી. રશ્મિ આ વરસે કૅાલેજમાં બી. એ.ના

ઉઠ્ઠા વર્ષમાં હતો. તે તો આ બધી બાબતોથી છૂટવાનો યત્ન કરતો હતો. તેને જો પોતે નપાસ થાય, તો પોતાનાં માતાપિતા તરફથી પુષ્કળ ઠપકો સાંભળવો પડે એ બહુજ સાલતું હતું. અત્યારે રશ્મિ પોતાનો ઐચ્છિક વિષય 'ગુજરાતી' વાંચી રહ્યો હતો, એટલામાંજ ટપાલીએ એક કાગળ તેની રૂમમાં સરકાવ્યો. તે કાગળ ઇન્દિરાનો હતો. ઉઘાડતાંજ તેને કાંઇ અનિષ્ટનો વહેમ ગયો. અક્ષર બરાબર લખાયા ન હતા. તેમાં લીલાએ ઇન્દિરા ઉપર મૂકેલા આક્ષેપો ઠેક ખોટા હોવા છતાં પણ રોજ તે જ્યારે મળતી ત્યારે આ આક્ષેપોથી તેને નવાજતી, એમ લખ્યું હતું. રશ્મિને ઘણુંજ માઠું લાગ્યું, પણ તે કાંઇ કરી શકે એમ ન હતો. ને દિવસે તેને કૉલેજમાં પણ ગમ્યું નહિ.

બીજે દિવસે લીલાનો પત્ર આવ્યો. તે પત્ર વાંચીને તે લીલા ઉપર ખૂબ ગુસ્સે ભરાયો. તેને લીલાએ ઇન્દિરા ઉપર મૂકેલાં ખોટાં આળ, જુઠાણાં વગેરે સાંભરી આવ્યાં. આ સાંભરતાંજ તેને ઇન્દિરા માટે અનહદ લાગણી થઇ આવી.

રશ્મિએ બંનેના પત્રોના ઉત્તરમાં તે બંનેને પત્રો લખ્યા. રશ્મિએ લીલાને ખૂબ ઠપકાનો તેમજ ઇન્દિરાને ખૂબ આશ્વાસનનો પત્ર લખ્યો. તેણે ઇન્દિરાને લીલા સાથે વાતચીત નહિ કરવાની સલાહ આપી. રશ્મિને આ વર્ષ પોતાને માટે ઘાતક નિવડશે એમ તો લાગતુંજ હતું. પત્રો લખ્યા પછી રશ્મિનું દિલ શાન્ત પડયું.

લીલાને તથા ઇન્દિરાને જ્યારે પત્રો મળ્યા, ત્યારે બંને શોક કરવા લાગ્યાં. લીલાને તો પોતે રશ્મિને ખોયો, એ દુઃખે દિલ બળવા માંડયું. ઇન્દિરાને પોતે વગર વાંકે દોષિત દેખાઇ, એ સાલવા લાગ્યું. તેઓ અત્યારે એકબીજા સાથે બોલતાં પણ નથી. એક દિવસ લીલાથી ઇન્દિરાને કહેવાઇ જવાયું: 'ઇન્દિરા, માફ કરજે, મેં ગંભીર ભૂલ કરી છે.' લીલાને તે વખતે તેની પહેલાંની મિત્રાચારી યાદ આવી. અને હવે તે બંને તે યુવકમિત્રની સાથે બોલવાને હિંમત ચલાવતાં ન હતાં. અત્યારે લીલાને સર્વ લોકો લીલા દૂપીલી તરીકે ઓળખે છે, અને જતાં આવતાં માણસો લીલાને બોલાવતાં અચકાય છે.

બોરસદ. દિનકર સોમાભાઇ પટેલ

---*---

# અસ્પૃશ્યતાના તાણાવાણા

**અસ્પૃશ્યતાને** ચર્ચાવા જેટલું પણ જો માન મળતું હોય તો તે ફક્ત હિંદમાંજ. હિંદમાં અસ્પૃશ્યતાનું અસ્તિત્વ એ તો સાપના કણાને દૂધ પાઇને ઉછેર્યા જેવુંજ થયું છે. ઉચ્ચ તત્ત્વો ધરાવતું દૂધ જેમ એક ઝેરી સાપને ઉછેરવામાં વેડફાય છે અને પાછળથી જેમ એ જાનવર એનું પાલનપોષણ કરનારનેજ ડંખ દેવામાં પોતાનું ઝેર વાપરે છે, તેમ દુનિયાની સાચી માણસાઇ દર્શાવતા ધર્મના બહાના નીચે હિંદે અસ્પૃશ્યતાનું પાલનપોષણ કર્યું છે અને તેથીજ હિંદને અત્યારે અસ્પૃશ્યતાના ઝેરથી વેદના થઇ રહી છે.

હજારો વર્ષોથી હિંદમાં અનેક જાતના ધર્મો પ્રવર્તી રહ્યા છે. સાધારણ રીતે ધર્મને હિંદમાં દુનિયાના અન્ય દેશો કરતાં વધારે મહત્ત્વ અપાયું છે, અપાઇ રહ્યું છે. પણ ભવિષ્યમાં તેનું મહત્ત્વ સહેજ પણ રહેશે કે કેમ તેની મને શંકા છે. અત્યારે જે રીતે જુદા જુદા ધર્મોનું સંચાલન હિંદમાં થઇ રહ્યું છે, એજ રીતે જો ધર્મો આગળ ચાલુજ રહેવાના હશે તો હું વગર શંકાએ કહું છું કે આવતા નવા હિંદમાં આ ધર્મોને સ્થાનજ નહિ હોય.

અનેક મહાન પુરુષોએ આજ સુધી ધાર્મિક ક્ષેત્રમાં ઝંપલાવેલું છે. જરૂર તેઓએ માનવતાની સેવા ખાતર તેમ કર્યું હશે, માનવહીનતાને ભગાડવાને તેમણે ભગીરથ પ્રયત્નો કર્યા હશે. છતાં તેમની મહેનતના ફળમાં તેમણે દેશને શું સોંપ્યું છે તે આપણી અસ્પૃશ્યતા જતાવી આપે છે. બકરી કાઢતાં જેમ ઊંટ પેસી જાય તેમ માનવહીનતા કાઢવા જતાં તે લોકોએ હાથે કરીનેજ અસ્પૃશ્યતા રૂપી ઊંટને હિંદને મન ફાવે ત્યાં ચરવાને દોરી આણેલું છે. આવા સંચાલકોએ પોતાની સેવા ભલે આપી હોય, છતાં તેનું પરિણામ તો હિંદની કુસેવામાંજ આવેલું છે. તે લોકોએ માણસની માણસાઇને ઊંચી કક્ષાએ પહોંચાડવા જતાં અસ્પૃશ્યતારૂપી માનવહીનતા પણ આણી દીધેલી છે. થોડાજ લોકોને તેઓએ ઊંચી કક્ષાએ મૂક્યા હશે, તો ઘણા લોકોને નીચી કક્ષામાં ઉતારી મૂકવામાં તેમણે સહાયતા કરેલી છે. અને તેનેજ પરિણામે હિંદમાં લાખોની સંખ્યામાં અસ્પૃશ્યો બની ગયા છે.

આપણા ધર્મો કેવા હોવા જોઇએ? તેમાં સંપૂર્ણ માણસાઇ રહેલી હોવી જોઇએ, સંપૂર્ણ રીતે સાત્વિકતા પ્રવર્તી રહેલી હોવી જોઇએ. અત્યારના ધર્મો તેવા નથી. તેમાં રાક્ષસીપણાને સ્થાન મળેલું છે. આ રાક્ષસીપણાનું દર્શન આપણને આજની અસ્પૃશ્યતા કરાવી આપે છે.

આ અસ્પૃશ્યતાને લીધેજ હિંદના આખા દેહમાં નાનાં નાનાં છિદ્રો પડ્યાં

છે. હિંદનું શરીર ચાળણીની જેમ જર્જરિત થઇ ગયું છે. ચાળણીનાથી પણ ભૂંડી દશા હિંદના શરીરની અત્યારે થઇ પડી છે. એક એક અસ્પૃશ્ય એ હિંદના શરીરમાં વાગેલું એક એક બાણ છે. જ્યાં ઘણાં બાણ વાગેલાં છે ત્યાં મોટી બખોલો પડી ગઇ છે. એ બખોલોમાંથી અનેક દુષ્કર્મોને સ્વચ્છંદપણે વિચરવાને તક મળી ગઇ છે. હિંદની એકતામાં આ છિદ્રોને લીધે પણ ભંગાણ પડ્યું છે, એમ આપણે કહી શકીએ. હિંદના શરીર ઉપર બાણો ભોંકાવનાર આપણામાંથી પાકયા છે, બહારનાં બળોની પણ તેમને મદદ છેજ. બાણ ભોંકાવાથી હિંદદેવીના શરીરમાં છિદ્રો પડ્યાં છે તે તો ઠીક, પણ તેમાંથી જે રુધિર વહી જાય છે, તેની સાથે આપણને વધારે લાગેવળગે છે. હિંદના શરીરમાંથી બાણો ખેંચી કાઢવાને ઇશ્વરકૃપાથી ધારો કે કોઇ ઉદાર વ્યક્તિ બહારથી નીકળી આવે, પરંતુ તેમાંથી નીકળતું રુધિર કોણ અટકાવશે?

મજૂરના માથા ઉપર બોજો મૂકયો હોય તો તેને તે દુઃખમાંથી કોઇક મુક્તિ આપી શકે; પરંતુ ભૂખનું કે રોગનું દુઃખ બીજું કોઇ પણ ટાળી શકતું નથી, ભૂખ લાગે ત્યારે પોતેજ ખાવાથી ભૂખ ટળે છે. કોઇ સહૃદય માનવી તો તેને અનાજ લાવી આપીનેજ તેની ભૂખ ટાળવાના પ્રયત્નમાં મદદ કરે, તે કાંઇ ખાઇને તેની ભૂખ ટાળી શકે નહિ. તે બાહ્ય મદદ કરી શકે, આંતરિક મદદ કોઇ કરી શકેજ નહિ અને આવી બાહ્ય મદદ કરનારા પણ થોડાજ મળી આવે. તેજ રીતે વૈદ્ય કે ડોકટર રોગીને ઔષધજ આપી જાણે, સલાહ આપી જાણે, એથી વધુ મદદ કરવાને એ શક્તિમાન છેજ નહિ. રોગી પોતેજ ઔષધ ખાય અને પથ્ય પાળે તોજ તે રોગમાંથી મુક્ત થાય. આજ પ્રમાણે હિંદના શરીરમાંથી રુધિર અટકાવવાની શક્તિ હિંદીઓ પાસેથીજ મળી આવે. હિંદીઓએજ એ શક્તિનો ઉપયોગ કરવો રહ્યો. અસ્પૃશ્યતાને હિંદમાં સ્વાર્થી પંડિતોએજ આંખો મીંચી દેઇને દાખલ થવા થવા દીધી છે, એમ હું કહીશ તો સહેજ પણ ખોટું તો નહિજ ગણાય. રુધિર વહેતું બંધ કરવાને પહેલાં સર્વ શક્તિ પ્રાપ્ત કરી એ કાણાં ઉપર માનવતાનો લેપ લગાવવો જોઇએ.

પરંતુ આ શક્તિ ક્યાંથી લાવવી? માનવતાની કક્ષામાં ઊંચું સ્થાન કેવી રીતે લેવું? હિંદમાં આ શક્તિનો મોટો ભંડાર તૈયાર થઇ ગયો છે ખરો. હિંદી મહાસભામાં મહાત્માજીએ પ્રકટાવેલી આ શક્તિ અખૂટ છે. હવે તો તે ફૂલીફાલી છે, પુષ્પો તો શું પણ ફળો પણ તૈયાર થઇ ગએલાં છે. હોંસથી લોકો તે ફળોનો સ્વાદ લે છે. મહાસભામાંથી શકિત લેઇએ તો ખરા, પણ મહાસભાનું પાલનપોષણ પણ આપણેજ એટલે કે હિંદીઓએજ કરવાનું છે.

છેવટે ઉપર જણાવ્યા પ્રમાણે અસ્પૃશ્યતા ટાળવાને આપણે જાતેજ મહેનત કરવાની છે. એકે એક હિંદીએ અસ્પૃશ્યતા ટાળવામાં મદદ કરવી જોઇએ.

અસ્પૃશ્યતાનાં મૂળ ઘણે ઊંડે પહોંચેલાં છે. અનેક ચીજો સાથે તે સંકળાએલી છે. માનવતા, ધર્મ, રાજકીય વાતાવરણ, સામાજિક રચના, વગેરે સાથે તે વણાઇ ગઇ છે. આ તાણાવાણાઓમાંથી એક એક તાર, એમ બધા તાર ઉકેલી નાખી તેને જુદી કાઢી નાખવાની જરૂર છે. અસ્પૃશ્યતાને માટે આ દુનિયામાં ક્યાંય પણ સ્થાન હોવું જોઇએજ નહિ. હમેશને માટે તેનો નાશ કર્યે જ છૂટકો.

જેમ અત્યારે પ્રવર્તતા ધર્મોમાં રાક્ષસીપણાનો અંશ આપણે જોઇએ છીએ તેમ અત્યારના મનુષ્યોમાં માનવતાની સાથે અસ્પૃશ્યતારૂપે જે પશુતા રહી ગઇ છે તે કાઢી નાખ્યેજ છૂટકો. જ્યાં સુધી હિંદમાં આ અસ્પૃશ્યતા પ્રવર્તી રહી છે ત્યાં સુધી અહીં વસતાં મનુષ્યોમાં માનવતા જ નથી એમ કહીશું તોપણ અસ્થાને નહિ જ ગણાય. અસ્પૃશ્યતા આપણે સાચવી રહેલા છીએ, તેથી આપણને અતિશય નુકસાન થયું છે. અસ્પૃશ્યતા સાચવી રાખીને આપણે માણસાઇ ગુમાવી બેઠા છીએ. આપણે તો આ દુનિયામાં સાચા માણસ તરીકે જીવવું છે. જન્મ લીધો એટલે ગમે તેમ જીવન જીવીને દિવસો પૂરા નથી કરવા. આપણે અસ્પૃશ્યોને અન્યાય કરવા ઇચ્છતા નથી. તે પણ આપણા જેવાજ મનુષ્યો છે. આપણે સર્વે એકજ જાતિના છીએ. ઇશ્વરને મન સર્વે સરખા છે. ત્યારે અસ્પૃશ્યતા દાખલ થવા દેવામાં આપણોજ વાંક છે. અલબત્ત, ધર્મના બહાના નીચેજ એ અહીં આવી પડી છે. અસ્પૃશ્યોને આપણી જેમજ નાક, કાન, આંખ, સર્વ છે, તે તો ઠીક; હૃદય પણ આપણા જેવાંજ છે, લાગણીઓ પણ આપણા જેવીજ છે, બુદ્ધિબળ પણ આપણા જેવાંજ છે. તેમનો અને આપણો ઇશ્વર પણ એકજ છે. વૈષ્ણવોએ તો નરસિંહ મહેતાને અનુસરવું જોઇએ.

અસ્પૃશ્યતારૂપી સર્પને આપણે ઉછેર્યો છે, અને તેનું ઝેર આપણને ચઢયું છે કે કેમ એ જો જોવું હોય તો દક્ષિણ આફ્રિકા તરફ આપણે દૃષ્ટિ નાખવી જોઇએ. જે લોકોએ તેને ઉછેરી છે એ આપણાજ લોકો ત્યાં આગળ અસ્પૃશ્યતાનો ભોગ થઇ પડયા છે. ગોરા લોકો ત્યાં આપણને પોતાની સાથે રહેવા દેતા નથી. અમુક અમુક જગ્યાએ તો આપણને ગોંગઓ જ્યારે આમ કરી રહ્યા છે, ત્યારે આપણે તેમની ઉપર ક્રોધે ભરાઇએ છીએ; પરંતુ તેમ કરવાને આપણને હક્ક છે ખરો? ત્યાંના હિંદીઓને અસ્પૃશ્યતામાંથી મુક્ત કરવા ઇચ્છતા હોઇએ તો આપણે અહીં રહેનારાઓ અસ્પૃશ્યોએ શો ગુનો કર્યો છે? પહેલી અસ્પૃશ્યતા

હિંદમાંથી નીકળે ત્યારેજ આપણે ત્યાં આગળ બાથ ભીડી શકીએ, નહિ તો ત્યાંની અસ્પૃશ્યતા કાઢવા જતાં અહીંની અસ્પૃશ્યતા વચ્ચે આવી આપણને તેમ કરવામાં વિઘ્ન નાખે. આપણે બાથ ભીડી હોય ત્યાં આગળ આપણી અહીંની અસ્પૃશ્યતા આપણને મોટા મોટા ખીલા ભોંકી ત્યાં ને ત્યાંજ સજ્જડ કરી દે!

આપણા સમાજમાં જે લોકો અસ્પૃશ્યતાનો ભોગ થઇ પડેલા છે તે લોકોને આપણે નથી અડતા, નથી છૂટથી બોલાવતા ચલાવતા, નથી આપણી સાથે બેસવા દેતા, નથી આપણાં કાર્યોમાં તેમની સહેજ પણ સલાહ લેતા. ટૂંકમાં એ લોકો આગળ આવી પોતાના વિચારો દર્શાવે તેટલી પણ આપણે તેમને તક નથી આપતા. તે લોકો નીચતામાં દબાઇજ રહે એમ આપણે અત્યાર સુધી ઇચ્છતા આવ્યા છીએ. આ આપણી સામાજિક રચનામાં મહામોટી ભૂલ છે. આપણા સમાજને એટલે તેથીજ આખા હિંદને માથે એ મહાન કલંક છે. હિંદને દુનિયામાં માથું ઊંચું ન કરવા દેવામાં અસ્પૃશ્યતાનો ફાળો પણ છે.

અત્યારે હિંદ વિકટ માર્ગે થઇને પસાર થઇ રહ્યું છે. સ્વતંત્રતાને માટે હિંદ તલપાપડ થઇ રહ્યું છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને હિંદીઓ અત્યારે ભારે જહેમત ઊઠાવી રહ્યા છે. આપણા કાર્યમાં ઘણા માણસોની મદદ જોઇએ એ સ્વાભાવિક છે. અસ્પૃશ્યોને એ તે એજ સ્થિતિમાં રાખી આપણે આપણા દેશનું એક મહાન બળ વેડફી રહ્યા છીએ. જો અસ્પૃશ્યતાનો સંપૂર્ણ નાશ કરી તેના ભોગ થઇ પડેલા આપણાજ ભાઇઓને આપણી હારમાં લાવી મૂકીએ તો તેઓ આપણને ઘણુંજ બળ આપે. એ લોકોને હારમાં લાવીનેજ આપણે તેમની મદદ મેળવવા શક્તિમાન થઇશું. અને એવી વેડફાઇ જતી શક્તિનો સદુપયોગ કરીનેજ આપણે હિંદની મહાન સેવા કરી શકીશું. હિંદની સેવામાં અત્યારે જો કોઇ મહત્ત્વનું અંગ હોય તો તે અસ્પૃશ્યતાનિવારણજ છે. અસ્પૃશ્યોને આપણી હારમાં લાવી મૂકીને આપણે આપણા અહિંસક રાષ્ટ્રને પ્રેમનો મોટો જથ્થો ભેટ આપી શકીશું.

અત્યારે હજારોની સંખ્યામાં અસ્પૃશ્યો અસ્પૃશ્યતામાંથી છૂટવા લાગ્યા છે, પણ હજી તો લાખોની સંખ્યામાં તેના ભોગ બનેલા બાકી છે, તેમને તેમાંથી મુક્ત કરવાની જરૂર છે. અસ્પૃશ્યતાનિવારણમાં ઉતાવળને સહેજ પણ સ્થાન ન હોવું જોઇએ. આપણે તેને આગળ જણાવ્યા પ્રમાણેના તાણાવાણાઓ, જેની સાથે તે વણાઇ ગઇ છે, તેમાંથી એક એક એમ તારો છોડીને હિંદને શુદ્ધ બનાવી દેવાનું છે. ઉતાવળ કરીને આપણે આખું કપડું ગમે તેમ ફાડી નાખવાનું નથી.

સોડપૂર મોહનભાઇ ઉ. પટેલ

# ચરોતર પ્રદેશનો ઇતિહાસ

સમાજસેવાનાં કામ કરનારને લોકસ્થિતિના સાચા જ્ઞાનની ડગલે ને પગલે જરૂર પડે છે. એવા જ્ઞાન સિવાય કોઇ પણ સાર્વજનિક કાર્ય ચિરસ્થાયી બની શકતું નથી. આથી ચરોતર પ્રદેશમાં સેવાનાં કાર્યો કરતાં કરતાં જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે તે તે પ્રવૃત્તિને ઉપયોગી માહિતી અને આંકડા મેળવી તે પ્રકટ કરવાની સ્વ. મોતીભાઇની નીતિ હતી. આ નીતિ અને પદ્ધતિને પરિણામે એમણે પોતાની જાહેરજીવનની કારકિર્દી દરમિયાન વિવિધ પ્રકારના માહિતીપૂર્ણ આંકડા અને લેખો પ્રકટ કર્યા છે. 'પેટલાદ સર્વસંગ્રહ' નામે દળદાર ગ્રંથ તૈયાર કરેલો છપાવ્યા વિનાનો પડ્યો છે. 'ચરોતર સર્વસંગ્રહ' તૈયાર થઇ શકે એવી કોઇને પ્રેરણા મળે ને તાત્કાલિક કામમાં ઉપયોગી થાય તે માટે ચરોતર પ્રદેશની દૃષ્ટિથી કેટલાક આંકડા 'જ્ઞાનપ્રચાર' માસિકમાં અગાઉ પ્રગટ કર્યા હતા. એ કામ એટલેથીજ અટક્યું છે.

દરમિયાન સ્વ. મોતીભાઇ અમીનનું વિસ્તૃત જીવનચરિત્ર લખવાની તૈયારી ભાઇ પુરુષોત્તમદાસ છગનલાલ શાહ કરી રહ્યા છે. આ જીવનચરિત્રમાં ચરોતર પ્રદેશના ઇતિહાસની રૂપરેખા આપવાની તેમની યોજના છે. તે માટે તે જરૂરી માહિતી એકઠી કરી રહ્યા છે. હજી ગુજરાતનો ઇતિહાસજ સંશોધનની દશામાં છે, ત્યાં એના એક વિભાગનો ઇતિહાસ – સાચો ઇતિહાસ – મેળવવો એ કેટલું બધું મુશ્કેલ કામ છે તે તો એવાં કામ કરનારજ સમજી શકે. છતાં ભાઇ પુરુષોત્તમે આ પ્રદેશના આજના જીવનને કંઇક ઐતિહાસિક દૃષ્ટિએ જોઇ શકાય તેટલી માહિતી એકઠી કરી છે. એ આ દિશામાં શરૂઆત તરીકે ગણી શકાય. એ સાથેજ 'ચરોતર'નાં કેટલાંક ગામોમાં સર્વસંગ્રહો તૈયાર થયા છે વા થાય છે એવા પણ સમાચાર મળવા લાગ્યા છે. સને ૧૯૧૫માં 'સુણાવ સર્વસંગ્રહ' બહાર પડ્યો છે. સને ૧૯૩૬માં 'ચાંગા સર્વસંગ્રહ' બહાર પડ્યો છે. વીરસદનો ઇતિહાસ ત્યાંના એક શિક્ષકે તૈયાર કર્યો છે એવી ખબર સાંભળી છે. વસોનો ઇતિહાસ ખાનગી રીતે તૈયાર થએલો એક સ્થળે છે. આ રીતે ચરોતરનાં ગામો જાગ્રત થયાં છે અને દેશમાં તરવરી રહેલા નવજીવનને ઝીલવા તત્પર થતાં જાય છે, એ શુભ ચિહ્ન છે.

સુણાવ, ચાંગા ને વીરસદની માફક બીજા ગામોના આગેવાનો, તે તે ગામોના ઉચ્ચ શિક્ષણ પામેલા યુવકો, શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીઓ જો પોતાના ગામના એવા સર્વસંગ્રહો તૈયાર કરે તો ચરોતર પ્રદેશમાં લોકસેવકનાં કામ

કરવાને માટે સરસ સાધન મળી રહે.

આવા સર્વસંગ્રહોમાં ગામનો ઇતિહાસ એ બહુ અગત્યનું પ્રકરણ છે. પોતાના ગામનો ઇતિહાસ જાણવાથી ગામની સાચી પ્રગતિ કઇ દિશામાં ને કેવી રીતે થઇ શકે તેનો સાચો ખ્યાલ આવે છે અને દીર્ઘદૃષ્ટિએ કામ કરતાં ભૂલો ઓછી થવાનો સંભવ રહે છે. આ હેતુથી તેમજ સમસ્ત ચરોતર પ્રદેશનો સાચો ઇતિહાસ ભવિષ્યમાં તૈયાર થઇ શકે **તે માટે ચરોતરનાં ગામોના ઇતિહાસને લગતી હકીકતો આ માસિકમાં પ્રગટ કરવાનું** વિચાર્યું છે. તેની શરૂઆત તરીકે ભાઇ પુરુષોત્તમ શાહે એકઠી કરેલી માહિતી પ્રકટ કરવામાં આવશે. આ માહિતી છૂટી છવાઇ અનેક પુસ્તકોમાં વેરાએલી પડી છે. તેમાંથી વીણી જરૂરી નોંધો સહિત પ્રકટ કરવામાં આવશે. એમાંથી મળતી હકીકતોની ચર્ચા કરી ઐતિહાસિક સત્ય તારવવાનો કશો પ્રયત્ન કરવાનો હાલ ઇરાદો નથી. એમ કરવા માટે પુષ્કળ શોધખોળ થવાની જરૂર છે. આ પ્રયત્નથી આવી શોધખોળ કરવાની ચરોતરના ઊગતા વિદ્વાનોને પ્રેરણા મળશે અને બીજા વિદ્વાનો પોતાના જ્ઞાનભંડારમાંથી ચરોતર પ્રદેશના ઇતિહાસને ઉપયોગી હકીકતો પ્રકટ કરવા પ્રેરાશે અને પરિણામે આ પ્રદેશનો ઇતિહાસ તૈયાર કરવા માટે સામગ્રી એકઠી થશે તો આ પ્રયત્ન સફળ થયો ગણાશે.

પોતપોતાના ગામનો ઇતિહાસ વા સર્વસંગ્રહ કેમ તૈયાર કરવો તે વિષે કોઇને સલાહ કે દોરવણીની જરૂર હોય તો તેમણે તંત્રીને પત્ર લખીને પૂછાવવું. એવી માગણી મોટા પ્રમાણમાં થશે તો તે માટે જરૂરી માહિતી આપતો લેખ લખી વા લખાવી આજ માસિકમાં પ્રકટ કરવામાં આવશે.

આ યોજના પ્રમાણે પહેલો લેખ "'ચરોતર' શબ્દનું મૂળ" આ સાથે પ્રકટ કરવામાં આવે છે.

તા. ૪:૬:'૪૦ તંત્રી: 'ચરોતર'

ચરોતર ઉપરાંત બીજા પ્રદેશના ભાઇઓ પણ આવી યોજના કરે એ ઇષ્ટ છે.

તંત્રી: 'પાટીદાર'

---

## 'ચરોતર' શબ્દનું મૂળ

ચરોતર પ્રદેશની સીમા ક્યાંથી ક્યાં સુધી, એ વિષે જુદે જુદે કાળે જુદા જુદા ખ્યાલો પ્રવર્તતા હશે એમ લાગે છે. મહી અને સાબરમતી નદીઓની વચ્ચેના પ્રદેશને ચરોતર તરીકે કેટલાક ઓળખતા હશે એમ માનવાને કારણ

**પૂજ્યશ્રી સરદાર સાહેબ વલ્લભભાઈ,**
**પૂજ્યશ્રી દરબાર સાહેબ ગોપાળદાસ દેસાઈ, તેમજ**
**શ્રી. ભક્તિલક્ષ્મીબેન ગોપાળદાસ દેસાઈ, એમની સેવામાં.**

સવિનય નિવેદન કરવાનું કે પાટીદાર યુવકમંડળની બીજી પરિષદ આણંદ મુકામે સંવત ૧૯૮૮ના માગશર સુદિ ૮–૯ના દિવસોએ પૂજ્યશ્રી સરદાર સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. બીજે દિવસે સરદારશ્રીને ખેડા જિલ્લાનું પ્રજાકીય કામ હોવાથી તેઓશ્રી રાસ તરફ ગયા, એટલે તે દિવસે પરિષદનું પ્રમુખસ્થાન પૂજ્યશ્રી દરબાર સાહેબે સ્વીકાર્યું હતું. તેમાં પાટીદાર યુવકમંડળે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો:

"૩. વિધુર થએલા કોઈ પણ પુરુષને ફરીથી પરણવું હોય તો તેણે વિધવાનેજ પરણવું જોઈએ, એવો આ પરિષદનો અભિપ્રાય છે."

આ ઠરાવ રજુ કરનાર હું હતો અને તેને ટેકો આપનાર 'પાટીદાર'ના તંત્રી ભાઈ નરસિંહભાઈ પટેલ હતા. હવે આ ઠરાવને માન આપવાને પાટીદાર યુવકમંડળના નેતાઓ અને ખાસ કરીને તેના પ્રમુખો બંધાએલા છે અને એ ઠરાવ વિરુદ્ધ થતાં લગ્નમાં તેમનાથી ભાગ તો નાજ લેઈ શકાય.

પૂજ્યશ્રી સરદાર સાહેબના વિધુર પુત્ર ડાહ્યાભાઈનાં લગ્ન તા. ૨૩ : ૫ :'૪૦ને રોજ વડોદરા મુકામે શ્રી. છોટાભાઈ ઉમેદભાઈનાં કન્યા શ્રી. ભાનુમતીબેન સાથે થયાં. કન્યાની ઉમર વરસ ૨૨-૨૩ની અને વરની ઉમર વરસ ૩૫ ઉપરની હશે. આ લગ્નમાં ઉપર જણાવેલાં તમો ત્રણે સમાજનાં અગ્રેસરોએ ભાગ લીધો છે. પાટીદાર યુવકમંડળ સમાજના સડા દૂર કરવાને તેમજ સમાજમાં જે સુધારાની જરૂર છે તે કરવાને સ્થપાએલું છે. પાટીદાર યુવકમંડળે નીચે જણાવેલાં કાર્યો વિષે પણ પ્રચાર કરવા ઠરાવેલું છે:

(૧) મરણ પાછળનાં જમણવાર તદ્દન બંધ કરવાં.
(૨) લગ્નપ્રસંગોનાં ખર્ચ કમી કરવાં.
(૩) બાળલગ્નો, કજોડાં, તથા વૃદ્ધલગ્નો અટકાવવાં.
(૫) બાળવિધવાઓનાં લગ્નને ઉત્તેજન આપવું; જે યુવાન વિધવાઓ સંયમ પાળી શકે તે ભલે વૈધવ્યધર્મ પાળે, પણ જેઓને લગ્ન કરવાની ઇચ્છા હોય તેમને લગ્ન કરવા ઉત્તેજન આપવું.

પાટીદાર સમાજમાં બાળવિધવાઓની સ્થિતિ કફોડી છે. વિધવાઓનાં

પુનર્લગ્ન કરવામાં પાપ મનાય છે. તેમની સાથે લગ્ન કરનાર કુળહીન મનાય છે. વિધવાઓનાં પુનર્લગ્ન કરવામાં પાપ માનનારા પુરુષો માટે ઉપરનો ઠરાવ પણ ખાસ મહત્ત્વનો છે. વિધવાઓને સંયમ—બ્રહ્મચર્ય ફરજિયાત પળાવવા જે ભાઈઓ ખાસ આગ્રહ રાખે છે, તેઓએ પોતે વિધવાઓને આદર્શરૂપ થવા માટે પોતે પણ વિધુર થયે ફરી લગ્ન ના કરવું જોઈએ, એ ખરો ન્યાય છે. પોતે વિધુર થયે ફરી પરણવું અને વિધવા બેનોને વૈધવ્યધર્મ—બ્રહ્મચર્ય પાળવા કહેવું એ દેખીતો અન્યાય છે.

શ્રી. ભક્તિલક્ષ્મીબેન પાટીદાર ભગિનીસમાજનાં બે વખતનાં પ્રમુખ છે. પાટીદાર ભગિનીસમાજ પણ જે વિધવાબેનો પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય, તેમને તેમ કરવા ઉત્તેજન આપે છે. એટલે જે કન્યા અધુર કે વિધુર યુવક સાથે પરણે તેવા લગ્નમાં શ્રી. ભક્તિલક્ષ્મીબેન ભાગ ના લેઈ શકે, એ તો સહેજે સમજાય એવી બાબત છે. પણ કોણ જાણે કેમ એમણે આ વિધુર—કન્યા લગ્નમાં ભાગ લેવાની ભૂલ કરી તે સમજાતું નથી. રા. રા. શ્રી. અંબાઈદાસ કાળિદાસ પટેલના પુનર્લગ્નને પ્રસંગે શ્રી. ભક્તિલક્ષ્મીબેને ઠેઠ અજુપુરા (ડાકોર) મુકામ સુધી જઈને જે વિરુદ્ધતા બતાવેલી, એ પ્રસંગને એ બેન આજે કેમ ભૂલી ગયાં તે સમજ પડતી નથી. પૂજ્યશ્રી સરદાર સાહેબની શરમને લીધે એમણે તથા દરબાર સાહેબે પોતાના સુધારક વિચારોને દબાવી રાખ્યા? એમ હોય તો એ આશ્ચર્ય પામવા જેવી હકીકત છે!

પૂજ્યશ્રી સરદાર સાહેબ તેમજ પૂજ્યશ્રી દરબાર સાહેબ બંને અગ્રેસરો રાજકીય ક્ષેત્રમાં બહુ ઊંચું જ્ઞાન અને સ્થાન ધરાવે છે, તેમજ સામાજિક સુધારાના વિષયમાં પણ તેઓ ઊંચું જ્ઞાન અને સ્થાન ધરાવે છે. પાટીદાર યુવકમંડળની પરિષદોમાં તેમણે જે સુધારાના પોતાના વિચારો જાહેર કર્યા છે, તે જોતાં તેઓ બંનેથી ભાઈ ડાહ્યાભાઈના પુનર્લગ્નમાં ભાગ લેઈ શકાય જ નહિ, તેમ છતાં કોણ જાણે શા કારણે એમણે એમ કર્યું; તે જાણવાને સમાજસુધારામાં માનનાર દરેક વ્યક્તિ ઇંતેજાર હોય એ દેખીતી વાત છે.

ચરોતરને શિખરે આવેલાં કુળવાન ૭ ગામોના આચારવિચારનું અનુકરણ બીજાઓ સહેજે કરે, માટે ઉપરની હકીકત ધ્યાનમાં લેઈ એ ત્રણે અગ્રેસરો પોતાનો ખુલાસો જાહેર જનતાની જાણ માટે બહાર પાડે એવી મારી નમ્ર ભલામણ છે.

મોટા કરાળા (સિનોર) પ્રભુદાસ ભીખાભાઈ રાય
વૈશાખ વદિ ૧૩, ૧૯૯૬ સભ્ય, પાટીદાર મંડળ કા. વા. સમિતિ

થએલો. એ લગ્ન સારી રીતે ધામધૂમથી ઊજવેલું. કંકોત્રી ભાઇ છોટાભાઇ અને તેમનાં પત્ની બેન ગંગાબેન, એ બંનેના નામથી 'ગંગા,' ૭૮ અલકાપુરી, વડોદરાથી પ્રસિદ્ધ થએલી, તે ઉપરથી જણાય છે કે ગણેશસ્થાપના, ગૃહશાન્તિ, વરઘ વગેરે અનેક પ્રકારના જૂના વિધિ કરવામાં આવેલા. ભાઇ પશાભાઇ જણાવે છે તેમ પરઠણ કે બીજી કંઇ લેવડદેવડ થઇ નથી. "લગ્નપ્રસંગે શ્રી. ડાહ્યાભાઇએ સગાંમિત્રોનો ચાંલ્લો લીધો નથી. કેટલોક વિચાર કરી મેં ચાંલ્લો ભેટ લીધું છે." ગણગણતી વાતો આવી છે કે સૌભાગ્યવતી બેનોને રિવાજ પ્રમાણે વરપક્ષ તરફથી નહિ, પણ કન્યાપક્ષ તરફથી ટાટની ભેટો અપાઇ હતી! અને બીજું કંઇક કંઇક એવું થયું હતું કે વરનાં બેન મણિબેન તે જોઇને કકળી ઊઠયાં હતાં. ૩ બેનો સાથે ૨૧ માણસની જાન મુંબઇથી સવારે દિલ્હી એક્સપ્રેસમાં આવી સાંજે મેલગાં પાછી ચાલી ગઇ હતી. જાનને બપોરે ઘરમાં જમાડી હતી. જાહેર ભોજન રાતે થએલું, તેમાં ૪૦૦-૪૫૦ પાટલા પડેલા. પરગામમાં લગ્નવિધિનાં જમણ બહુ જ ઓછામાં પતાવવાનાં હોય, પણ ત્યાંય જ્યારે આવું ભારે જમણવાર કરવાનું હોય ત્યારે તો ઘેર ભાઇપિતરાઇઓને જ જમાડવા શા ખોટા! જે ભાઇપિતરાઇઓની સેવા સાત પેઢીથી લેતા આવ્યા છીએ અને હજી સાત પેઢી સુધી લેવાના છીએ એમને લગ્નના આનંદમાં ભાગ ના આપવો, અને જેગનો સંબંધ પાણીના પરપોટા જેવો છે એવા પરગામી લોકોને મોજ મણાવી મોટા દેખાવું એ મોટાઇ તે કેવા પ્રકારની? ગરીબોને લગ્નપ્રસંગ ઓછે ખર્ચે પતવી દેવાનો દાખલો ધનવાનો નહિ આપે તો કોણ આપશે? પંદર વર્ષ ઉપર ભાઇ ડાહ્યાભાઇનાં સાબરમતી આશ્રમમાં મહાત્માજીની છત્રછાયા નીચે થએલાં પ્રથમ લગ્નમાં કેટલી સાદાઇ અને આ લગ્નમાં કેટલી ધામધૂમ અને વ્યવહારનો ઠાઠ! અને છેવટનો એક પ્રશ્ન: આટલી ધામધૂમ પાછળ ખર્ચેલા પૈસાના પ્રમાણમાં કોઇ જાહેર સંસ્થાને કંઇ દાન આપ્યું છે?

**પાટીદાર પરિષદના ઠરાવની કિંમત!**

ગઇ અનાવિલ પરિષદમાં ભાઇ મહાદેવભાઇ દેસાઇ પ્રમુખ થવા આનાકાની કરતા હતા ત્યારે સરદારશ્રી વલ્લભભાઇએ તેમને ટકોર કરેલી કે 'એક દિવસ ભલે અનાવિલ થઇ આવ.' આઠ વર્ષ ઉપર સં. ૧૯૮૮માં આણંદમાં પાટીદાર યુવકમંડળની બીજી પરિષદ ભરાએલી, ત્યારે એ સરદાર પોતે જ એક દિવસ પાટીદાર થવા, એટલે તેનું પ્રમુખપદ લેવા આવ્યા હતા. બીજે દિવસે તો તેમને કામ હોવાથી તે ચાલ્યા ગયા હતા અને દરબારશ્રી ગોપાળદાસ પ્રમુખસ્થાને બેઠેલા. એ પરિષદમાં ઠરાવ થએલો કે "વિધુર થએલા કોઇ પણ પુરુષને ફરીથી પરણવું હોય તો તેણે વિધવાને જ પરણવું જોઇએ, એવો આ

પરિષદનો અભિપ્રાય છે." પછીની ઇરીલાગાં ભરાએલી પરિષદમાં એજ શબ્દોમાં ઠરાવ થએલો અને પછી ઉમેરાએલું કે "છતાં કોઇ વિધુર કન્યાને પરણે તો તેવા લગ્નમાં કોઇ પણ પ્રકારનો ભાગ કોઇએ લેવો નહિ એવો આ પરિષદ ઠરાવ કરે છે." એજ પરિષદમાં વળી ઠરાવ થએલો કે "વરકન્યાની ઉમરમાં દશ વર્ષથી વધારે ફેર ન હોય એ ઇષ્ટ છે. એમ આ પરિષદ માને છે, માટે આ ઠરાવને યુવકમંડળના પ્રતિજ્ઞાપત્રમાં દાખલ કરવો." અને તેથી તે વર્ષના પ્રતિજ્ઞાપત્રની પ્રતિજ્ઞા ૪માં ઉમેરાયું છે કે "જે લગ્નમાં વરકન્યાની ઉમરમાં ૧૦ કરતાં વધારે વર્ષનો તફાવત હશે તે લગ્નમાં કોઇ પણ પ્રકારનો ભાગ લેઇશ નહિ." ત્યાર પછી ડાકોરમાં ભરાએલી પરિષદમાં પણ ઉપરના બંને ઠરાવો ફરીથી તાજા કરવામાં આવેલા. હવે આ લગ્નમાં ભાઇ ડાહ્યાભાઇ વિધુર છે અને તેમને ૧૩ વર્ષનો પુત્ર છે, જે પણ પિતાના લગ્નની જાનમાં ગએલો. ભાઇ ડાહ્યાભાઇની ઉમર ૩૬ વર્ષની અને બેન ભાનુમતીની ઉમર ૨૪ વર્ષની છે, એટલે એ બેની ઉમરમાં ૧૦ કરતાં વધારે વર્ષનો તફાવત છે. ત્યારે પરિષદના એ બે ઠરાવની છાતી ઉપર પગ મૂકીને સરદારે, અને પાટીદાર મંડળમાં સદા અગ્રેસર ભાગ લેનાર દરબારે તથા ભક્તિબાએ શા હેતુએ આ લગ્નમાં ભાગ લીધો એ સમજાતું નથી. તે ત્રણે જણ, આ અંકમાં પૃષ્ઠ ૪૨૨ ઉપર ભાઇ પ્રભુદાસ રાયે પૂછેલા પ્રશ્નોના ખુલાસા કરશેજ એવી આશા છે. પરિષદમાં પોતાને પ્રમુખપદે થએલા ઠરાવોની આટલીજ કિંમત!

### ઓડમાં સાદાં લગ્ન

ઓડના ભાઇ છોટાભાઇ ફુલાભાઇ પટેલ ૧૯૨૩ના નાગપુર ધ્વજસત્યાગ્રહમાં તેમજ ૧૯૩૦ના સત્યાગ્રહમાં જેલ જઇ આવેલા. તેમના પુત્ર શાન્તિલાલનું લગ્ન પીજમાં ભાઇ છોટાભાઇ નાથાભાઇનાં પુત્રી અનુરાગદેવી સાથે વૈશાખ સુદિ ૧૫ને રોજ થયું. વર જૂના જમાનાની સુખપાલમાં કે નવા જમાનાની મોટરમાં બેસીને નહિ, પણ પગે ચાલીનેજ ઊઘલ્યા હતા. પીજમાં પણ પગે ચાલીનેજ લગ્નમંડપે ગયા હતા. તેમનો બધો પોશાક ખાદીનો હતો. વળી ત્યાંનાજ ભાઇ મોતીભાઇ બકોરભાઇના પુત્રનું લગ્ન વૈશાખ સુદિ ૧૧સને રોજ અને ભાઇ શાન્તિલાલ સોમાભાઇનું લગ્ન વૈશાખ સુદિ ૧૩ને રોજ થયું. એ બંને લગ્નમાં ખાદીજ વાપરી હતી અને વાજાંનો ઉપયોગ કર્યો નહોતો. ધન્યવાદ! હા ભાઇ, હા, ચાલો આગળ, પાછું જોવાનો હવે વખત નથી.

### બાળલગ્ન વિરુદ્ધ નોટીસો

ગયા અંકની પ્રસંગકથામાં પૃષ્ઠ ૩૮૪ ઉપર 'બાળલગ્ન વિરુદ્ધ નોટીસ' આપ્યાની હકીકત છે. "આણંદના ભાઇ કાશીભાઇ વેણીભાઇએ પોતાના પંદરેક

વર્ષના પુત્રનો વિવાહ અજરપુરાના ભાઇ વલ્લભભાઇ રણછોડભાઇની, વરથી કંઇક મોટી ઉમરની કન્યા સાથે કરેલો અને તેની લગ્નતિથિ પણ ઠરાવેલી." પણ એ વાતની ખબર પડતાં પાટીદાર મંડળના મંત્રી ભાઇ વેણીભાઇએ તે બંનેને એ બાળલગ્ન વિરુદ્ધ નોટીસ આપેલી, એ વાત એ પ્રસંગકથામાં જણાવી છે. એ નોટીસને પરિણામે એ બંને ભાઇઓ સમજી ગયા છે અને કરેલો વિવાહ હાલ તો તોડી નાખ્યો છે એ જણાવતાં આનંદ થાય છે. લોકોએ સમજીનેજ બાળલગ્ન ન કરવાં જોઇએ, એમાંજ માણસાઇ છે. સરકારના કાયદાને ડરથી ચાલીએ તો આપણે માણસ શેના?

**બાળલગ્ન વિરુદ્ધ મનાઇહુકમ—૧**

વડોદરા પાસે આવેલા આંબલીઆરા ગામના ભાઇ સોમાભાઇ દાદાભાઇ પટેલનાં પત્ની શાન્તાબેન ઉર્ફે પાર્વતીબેનને આણંદ તાલુકાના બેડવા ગામના ભાઇ કાશીભાઇ બહેચરભાઇ પટેલ, તે બાઇની ૭ વર્ષની પુત્રી બેન લલિતા સહિત, આશરે સવા વર્ષ ઉપર કાઢી લાવેલા અને બાઇને પોતાના ઘરમાં પત્ની તરીકે રાખેલ છે. આ ભાઇ કાશીભાઇએ એ નાની કન્યા લલિતાનું સગપણ શીલીના એક પાટીદાર સાથે કરેલું અને તેનું લગ્ન તા. ૩૦:૫:'૪૦ને રોજ રાખવામાં આવેલું હતું; પરંતુ બાઇના મૂળ પતિ ભાઇ સોમાભાઇને આ વાતની ખબર પડી, એટલે એમણે આણંદના ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં ભાઇ કાશીભાઇ તથા બેન શાન્તાબેન ઉપર બાળલગ્ન પ્રતિબંધક કાયદા મુજબ નાની કન્યાનું બાળલગ્ન નહિ કરવા નોટીસો કઢાવી. આ નોટીસો સાથે લેઇને ખંભોળજ પોલિસ મારફતે લગ્નને દિવસે આઠ વાગ્યે મંડપમાં ભાઇ કાશીભાઇને બજાવવામાં આવી. બેન શાન્તાબેન ત્યાંથી ખસી ગયાથી તેમની ઉપરની નોટીસ ભાઇ કાશીભાઇના ઘરના બારણા ઉપર ચોઢવામાં આવી. આ નોટીસોની સુનાવણી તા. ૧:૬:'૪૦ને રોજ રાખવામાં આવી હતી. ભાઇ કાશીભાઇએ કોર્ટમાં હાજર થઇને જણાવ્યું કે આ લગ્ન સંબંધે હું કંઇ જાણતો નથી. છતાં ભવિષ્યમાં પણ કન્યા લાયક ઉમરની થયા સિવાય તેનું લગ્ન નહિ કરવાનો તેમના ઉપર કોર્ટે મનાઇહુકમ બજાવ્યો. બેન શાન્તાબેન તો હજુ કોર્ટમાં હાજર જ થયાં નથી. છતાં સાંભળવા પ્રમાણે લગ્ન થયાની અફવા ચાલે છે.

**બાળલગ્ન વિરુદ્ધ મનાઇહુકમ—૨**

આણંદ તાલુકાના રાસનોલ ગામે ભાઇ બટુક ગોપાળ પોતાની સવા-બે વર્ષની દીકરી બેન શારદાનું લગ્ન તા. ૧:૬:'૪૦ને રોજ અજરપુરાના એક પાટીદાર સાથે કરવાના છે, એવી ખબર તે ગામના ભાઇ લલુભાઇ મથુરભાઇ

પટેલને મળ્યાથી તેમણે આણંદના ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં તા. ૩૧:૫:૪૦ને રોજ ફરિયાદ કરી. તે ઉપરથી કોર્ટે બાળલગ્નપ્રતિબંધક કાયદા મુજબ ભાઇ બટુક ગોપાળ ઉપર તથા તેમનાં પત્ની બેન કાશીબેન ઉપર લગ્ન નહિ કરવા નોટીસો કાઢી. તે નોટીસો લગ્નને આગલે દિવસે બજાવવામાં આવી હતી. નોટીસોની સુનાવણી તા. ૪:૬:'૪૦ને રોજ રાખવામાં આવી હતી. કોર્ટમાં પતિપત્ની બંનેએ જવાબ આપતાં જણાવ્યું કે અમે લગ્ન કર્યું નથી અને કરવાનાં પણ નથી; છતાં લાયક ઉમરની થયા સિવાય દીકરીનું લગ્ન નહિ કરવાનો મનાઇહુકમ તેમના ઉપર કોર્ટે બજાવ્યો છે. સાંભળવા પ્રમાણે આ લગ્ન પણ થઇ ગયું છે, અને તેથી ભાઇ લલુભાઇ મથુરભાઇએ તેઓ ઉપર કોર્ટમાં ફરિયાદ નોંધાવી છે. લોક કચેરીના મનાઇહુકમોને ઘોઇ પીએ છે, ત્યારે સરકાર કડક થઇ તેમને જેલમાં પણ મોકલે તો કંઇ નવાઇ ખરી?

**યુરોપમાં હત્યાકાણ્ડ**

પોતાને ખ્રિસ્તી અર્થાત્ અહિંસક કહેવરાવતી પ્રજાએ આજે એક બીજાનાં ગળાં કાપીને ભયંકર અને પ્રચંડ હિંસાકાણ્ડ વર્તાવી રહી છે. અંગ્રેજોએ ૧૯૧૪-૧૯ના વિગ્રહને અંતે પરાજિત જર્મનોની જે અવદશા કરેલી તેનો દંશ રાખીને જર્મનો પોતે બળવાન થતાં આજે વ્યાજ સાથે વેરની વસુલાત કરવા મંડ્યા છે. એટલે એ બંને સરખે પ્રકારે સામ્રાજ્યવાદી અને હિંસક છે, છતાં 'અંગ્રેજો પ્રજાસ્વાતંત્ર્યના પૂજારી હોવાથી વિગ્રહમાં એમનો વિજય થાય તે ઇષ્ટ છે અને તેથી હિંદુસ્થાનને સ્વાતંત્ર્ય આપે તો આપણે તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી તેમને અહિંસક અને નૈતિક સહાયતા આપવી એ ઇષ્ટ છે,' એમ મહાસભા માને છે. પણ હત્યાકાણ્ડ વરસાવતાં જર્મનોનાં ભયંકર હિંસક હથિયારો સામે મહાસભાની સહાનુભૂતિ અને અહિંસક તથા નૈતિક સહાયતા રણક્ષેત્રમાં અંગ્રેજોનો યુદ્ધભાર તે કેટલોક હળવો કરવાની? 'તમે જર્મનો કરતાં ભલા છો, ભગવાન તમારૂં ભલું કરો,' એમ બોલ્યે અંગ્રેજનો શો દહાડો વળવાનો? સાચી વાત તો એ છે કે એ બંને સરખા સ્વાર્થી ને સામ્રાજ્યવાદી છે. પણ અંગ્રેજો પરાજય પામે તો તેનાં પરિણામ એને તો જે સહેવાનાં આવે તે ખરાં, પણ હિંદુસ્થાનનેય ભયંકર પરિણામ સહેવાં પડે; અને તે નિર્દોષ હોવા છતાં અંગ્રેજોને પાસને બંધાએલો છે એટલેજ. કારણે. તેથી અંગ્રેજ ગમે તેવો હોવા છતાંય અત્યારે આત્મરક્ષણની દૃષ્ટિએ તો એ આપણા નાથને કશી શરત કર્યા વિનાય હિંસક પ્રણાલીએ પણ સહાયતા કરવી એ આપણો હિંદીઓનો ધર્મ છે. પણ વળી એ મહાપ્રભુ અંગ્રેજનાથની કૃપાએ સો વર્ષથી નિઃશસ્ત્ર થઇ પડેલા આપણે હિંદીઓમાં લાકડીયે ઉગામવાની

શક્તિ રહી નથી, એટલે યુરોપનાં આધુનિક ભયંકર હથિયારો સામે આપણે અંગ્રેજોને સશસ્ત્ર સહાયતા તે શી કરી શકવાના હતા? હિંદીઓ પોતાની સામે ન ઊઠે એની સલામતીને હેતુએ એમણે આપણને નિઃશસ્ત્ર કરી નાખ્યા એનું આ વિપરીત પરિણામ!

ગભરાટ

અને હવે તો વિગ્રહમાં ફ્રાન્સ પરાજય પામીને નિરુપાય થયે વિગ્રહમાંથી ખસી ગયું છે અને જર્મની જેવા ભયંકર અને વિકરાળ શત્રુ સામે એકલા ઇંગ્લેણ્ડને જ ઝઝુમવાનું માથે પડયું છે. એ સ્થિતિમાં આપણા દેશમાં ગભરાટ થવા લાગ્યો છે. પણ મહાત્માજી સાચું આશ્વાસન આપતાં જણાવે છે કે "મારું સાંભળનારને કહું કે તમારા કામધંધા હમેશની ઢબે ચલાવ્યે જાઓ. તમારાં નાણાં બેંકોમાંથી ખેંચી લેવાની દોડાદોડ ન કરતા. જો તમે સાવધાન રહીને કામ કર્યે જશો તો કશું જોખમ નથી. જો અંધાધૂંધી જ થવાની હશે તો જમીનમાં દાટેલું કે તિજોરીમાં સંતાડેલું ધાતુનાણું બેંકમાં અગર તો કાગળિયાંના રૂપમાં રહે તે કરતાં વધુ સલામત રહેશે એમ ન સમજતા. અત્યારે બધી વાતમાં જોખમ છે. આવી સ્થિતિમાં જ્યાં છો ત્યાં રહેવું એ જ સર્વોત્તમ સ્થિતિ છે. તમારી સ્થિરતાનું બીજા અનુકરણ કરશે તો સરવાળે બજારને પણ સ્થિરતા આવશે. અંધાધૂંધી સામે એ જ સૌથી સરસ પ્રતિબંધક થઇ પડશે. આવા સમયમાં ગુંડાશાહીનો ડર અલબત્ત છે જ. પણ એને પહોંચી વળવા તમારે જાતે તૈયારી રાખવી જોઇશે. ડરપોક લોકો વચ્ચે જ ગુંડાઓનું ફાવે છે. જેઓ હિંસક અહિંસક કોઇ પણ રીતે આત્મરક્ષા કરી જાણે છે તેમની આગળ ગુંડાઓ ઊભા રહી શકશે નહિ. અહિંસક આત્મરક્ષા કરનારમાં પોતાનાં જાનમાલ વિષેની સાવ હઠીલી બેપરવાઇ જોઇએ. જો એને વળગી રહેવાય તો સરવાળે એમાં ગુંડાશાહીનો અફર ઇલાજ રહેલો છે" ('હરિજનબંધુ,' તા. ૯:૬:'૪૦).

આત્મરક્ષાના ઉપાય

વળી મહાત્માજી લખે છે: "પણ અહિંસા એક દિવસમાં ન શીખી શકાય. એમાં મહાવરાની જરૂર રહે છે. અત્યારથી જ એનો આરંભ કરી શકાય. તમારા જાન અથવા માલમિલકત અગર બેઉ ખોવાની તમારે તૈયારી રાખવી જોઇએ. અહિંસાની કળામાં એ વસ્તુ રહેલી જ છે. અહિંસક હિંસક બેમાંથી એકે રસ્તે આત્મરક્ષા કરવાનું તમે નહિ જાણતા હો તો સરકાર વધુમાં વધુ પ્રયત્ન કરવા છતાં તમને બચાવી નહિ શકે. કોઇ પણ સરકાર, તે ચાહે એટલી બળવાન હોય તોપણ, પ્રજાના સક્રિય સહકાર વિના તેમ

કરી શકે નહિ. જો સ્વયં પરમેશ્વર પણ જાતે પ્રયત્ન કરનારનેજ મદદ કરે છે તો પછી નાશવંત એવી સરકારોની બાબતમાં તો એ સ્થિતિ કેટલી બધી વધારે સાચી ગણાવી જોઇએ? માટે ધાંધા થઇને એમ ન માની લેતા કે કાલે સવારે સરકાર જેવું કશું રહેશે નહિ ને બધે અંધાધૂંધીજ ફેલાવાની છે. તમે પોતેજ સરકાર થઇ શકો અને તમે કલ્પો છો એવી વિપદવેળાએ તમારે થવુંજ પડશે, નહિ તો નાશના મોંમાં જવું પડશે" ('હરિજનબંધુ,' તા. ૯ : ૬ : '૪૦).

**સ્વરાજ્યસેના**

અને તેથી તો આપણે આત્મરક્ષણ માટે સદા તત્પર રહેવું જોઇએ. સરકાર જેવું કશું રહે કે નહિ, અંધાધૂંધી ફેલાય કે નહિ, પણ આપણે તો આત્મરક્ષણ માટે સદા તત્પર રહેવુંજ જોઇએ. આજે સરકાર લોકસેના (Civic Guards) સ્થાપવાનો ભારે ઉદ્યોગ કરી રહી છે. તે કરે કે નહિ, પણ આપણે તો આત્મરક્ષણ માટે સ્વરાજ્યસેના ઊભી કરીજ દેવી જોઇએ. મહાસભાએ દેશભરની સમિતિઓને સૂચના આપી દેવી જોઇએ કે આત્મરક્ષણ માટે સ્વરાજ્યસેના પોતપોતાના પ્રદેશમાંથી ઊભી કરી દેવી, પોતપોતાનાજ પ્રદેશમાંથી તે માટે સ્વયંસેવકો ઊભા કરી દેવા જોઇએ. રાજકીય અંધાધૂંધી હોય કે સામાન્ય ચોરલૂંટારાની ધાડો હોય, પણ અત્યારે આપણે તેનાથી અહિંસક માર્ગે આત્મરક્ષણ કરી શકીએ એવી સ્થિતિમાં નથી, ત્યારે હિંસક માર્ગે પણ આત્મરક્ષણ કરવુંજ જોઇશે. સરકારને આપણા શુદ્ધ હેતુની ખાત્રી આપીને હથિયારો રાખવાના પરવાના મેળવી લેવા જોઇએ. એનો લાભ લેઇને ગુંડાઓ પણ હથિયારના પરવાના મેળવી લેઇ તેનો તેઓ દુરુપયોગ ન કરે, એટલા માટે પ્રાન્તિક સમિતિઓના પ્રમાણપત્રથીજ એવા પરવાના મળે, અને પછી એ પરવાના માટે એ સમિતિઓજ જવાબદાર રહે, એવી વ્યવસ્થા થવી જોઇએ. અને પછી સ્વરાજ્યસેનાના સેનાનીઓને એવાં હથિયાર વાપરવાની તાલીમ આપવી જોઇએ. આટલું થયાં પછી જો એ સ્વરાજ્યસેના રાતદિવસ ગામની કે પોતાના પ્રદેશની ચોકી કરવામાં સદા જાગ્રત રહે તો લોકનો ગભરાટ જતો રહે અને તેઓ પણ એ સેનાને સહકારબળ આપે.

**પ્રેતભોજનનો બંધ**

સિનોર તાલુકાના મોટા કરાળાના ભાઇ રણછોડભાઇ ત્રિભુવનદાસ રાય ખેતીવાડી કોલેજના ગ્રેજ્યુએટ છે. તે પોતાના પિતાના મોસાળ આનંદી ગામમાં રહે છે. તે અને તેમના મોટાભાઇ જેસંગભાઇ દશ વર્ષથી પ્રેતભોજન જમતા નથી. તેમનાં માતાં ગયા ચૈત્ર માસમાં ગુજરી ગયાં, તેમની પાછળ એ ભાઇઓએ પ્રેતભોજન બિલકુલ જમાડ્યું નથી. સારો માર્ગ રૂઢ કર્યા માટે

આ ભાઇઓને ધન્યવાદ ઘટે છે. વળી પેટલાદ તાલુકાના પેટલી ગામમાં ભાઇ તુળસીભાઇ કાશીભાઇ પટેલના કુટુંબમાં પ્રેતભોજનને પ્રસંગે આખું ગામ જમાડાતું, ખુદ ભાઇ તુળસીભાઇએ પોતાના પિતાની પાછળ આખું ગામ જમાડેલું. એ જ ભાઇ તુળસીભાઇએ યુગધર્મ ઓળખી જઇ પોતાનાં પત્ની પાછળ પ્રેતભોજન બિલકુલ જમાડયું નથી. તેમના યુવાન ભત્રિજા ભાઇ ભાઇલાલભાઇએ આ વિષયમાં પ્રેરણા અને ઉત્સાહ આપી યુવકધર્મ બજાવ્યો છે. ગામને આવો સુમાર્ગ દેખાડયા માટે આ કાકાભત્રિજાને ધન્યવાદ ઘટે છે.

### હરિજનો વિરુદ્ધ પાટીદારોનો તુચ્છકાર

ખેડા જિલ્લા લોકલ બોર્ડના અને હરિજન સેવકસંઘના આટઆટલા પ્રયત્ને છતાં જિલ્લાનાં કેટલાંક ગામના પાટીદાર ભાઇઓ હરિજન બાળકોને સામાન્ય શાળાઓમાં દાખલ નથી જ થવા દેતા. જિલ્લા બોર્ડ આવાં ગામની શાળાઓ બંધ કરે છે ત્યારે તે ગામના લોક હરિજનોને ધમકાવી દબાવીને તેમની પાસેથી લખાવી લે છે કે અમારે મજૂરિયાત લોકને છોકરાં ભણાવવાં પાલવે નહિ, એટલે અમારે તેમને નિશાળે નથી મોકલવાં. હાલમાં તો વળી એવાં કેટલાંક ગામના લોકોએ હરિજનોની એવી કબુલત લખાવી લેઇ શાળાખાતાના ડિરેકટરને મોકલી બંધ થએલી પોતાની શાળા ઉઘડાવવા નિરર્થક પ્રયત્ન કર્યા છે. હવે આ પ્રશ્ન ઠક્કર બાપાએ હાથમાં લીધો છે અને આશા છે કે હવે લોક સમજી જશે. પાટીદાર ભાઇઓ, યુગધર્મ ઓળખો, નહિ તો આ નવા યુગમાં આપણી શી સ્થિતિ થશે એ કોઇ જાણતું નથી.

### રણુજના હરિજન યુવકો જાગ્યા!

દેશના સૌ ઉદ્યોગ પરદેશીઓના હાથમાં અને ગામડાંનાં ઉદ્યોગ શહેરીઓના હાથમાં જઇ પડ્યા છે. આથી ગામડાં તો આજે કકળતાં થઇ ગયાં છે. વળી સવર્ણો તો પોતાનો ઉદ્યોગ તૂટ્યે બને તો બીજો કોઇ પણ શોધી લે, પણ અસ્પૃશ્યોને અસ્પૃશ્યતાને કારણે જ બીજો ઉદ્યોગ ન મળે. આજે વણકરોની આ દશા થઇ છે. તેમનો વણવાનો ઉદ્યોગ શહેરની મીલોએ પડાવી લીધો છે. મીલોના સૂતરનું કપડું તેઓ વણે છે ખરા, પણ તેમાંયે બહુ મળતર નથી રહ્યું. એટલે એમણે પોતાનો ખર્ચ ઘટાડયે જ છૂટકો. પાટણ તાલુકાના રણુજ ગામના વણકર ભાઇઓ આ વાત સમજી ગયા છે. ત્યાંના ભાઇ કાળિદાસ પરમાર અને ભાઇ બોડીદાસ પરમાર, એ બે વણકર યુવકોના ઉત્સાહથી ત્યાં એક હરિજન યુવકમંડળ સ્થપાયું છે અને તે મંડળ આજકાલ પોતાના જ્ઞાતિજનો પ્રેતભોજન બંધ કરે એવો પ્રયત્ન કરી રહ્યા છે. એ પ્રાન્તના હરિજન સેવકસંઘે પણ આ ભાઇઓને ઉત્તેજન આપી તેમના પ્રયત્નોને બળ આપવું ઘટે.

Reg. No. B. 1785

૧૯૯૬  શ્રાવણ



# પાટીદાર



વર્ષ ૧૭  અંક ૧૦

અંગ્રેજ લેખક ઍલ્સફર્ડે કહ્યું છે: "ખેતીનાં કામો કરે એવું યંત્ર ટ્રેક્ટર દાખલ થયું છે તેને પરિણામે હજારો મજૂરો બેકાર થઇ રહ્યા છે. તે તરફ બહુ ઓછા લોકોનું ધ્યાન ગયું છે. છતાં ગણોતિયા ખેડૂતો, ભાગિયા-મજૂરો અને ખેતીના દાડિયા મજૂરો—ગોરા તેમજ કાળા બંને—ને ખેતીના કામમાંથી રૂખસદ મળતી જાય છે, અને તેમને દેશના વધારેમાં વધારે મહત્વના ખેતીવાળા પ્રદેશમાં જઇને કંઇક રાહત માટે ફાંફાં મારવાં પડે છે. મોટાં વાવેતર કરનારા જમીનદારો તેમના ભાગિયા-મજૂરોને ને ગણોતિયાને રજા આપે છે, ને જે થોડાક ટ્રેક્ટરો ચલાવવા માટે જરૂરના હોય તેમને કામ ઉપર રાખી જેટલા દિવસ કામ કરે તેટલાની રોજિંદી મજૂરી ચૂકવે છે. એક મોટો દાખલો આપીએ: મિસિસીપી નદીના દ્વીપકલ્પમાં એક જમીનદારે ૨૨ ટ્રેક્ટર અને ૧૩ ચાર ચાસવાળાં હળ ખરીદ્યાં; તેની સાથે તેણે પોતાના ભાગિયા-મજૂરોનાં ૧૬૦ કુટુંબમાંથી ૧૩૦ને રૂખસદ આપી, અને બાકીનાં ૩૦ને દાડિયા મજૂરી માટે રાખ્યાં."

('હરિજનબંધુ,' તા. ૩૦મી જુન, ૧૯૪૦) ચંદ્રશંકર પ્રા. શુક્લ

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ: દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૭:'૪૦.

# સમાવેશ





૧. 'ભાઇ મૂળજીભાઇ ચુનીભાઇ પટેલ, વકીલ, નવો વાસ, દાણાપીઠ, અમદાવાદ' એ સરનામે હમેશની પેઠે 'પાટીદાર'નો અષાઢનો અંક મોકલેલો, પણ તેના રેપર ઉપર ટપાલ ખાતા તરફથી 'Left' એવો શેરો થઇ તે અંક પાછો આવ્યો છે. તો જે ભાઇને એમનું હાલનું સરનામું ખબર હોય તે મને લખી જણાવે એવી આશા છે.

૨. આફ્રિકાના અને બીજા જે ગ્રાહકભાઇઓનાં લવાજમ બાકી હોય તે હવે તુરત મોકલી દે. વર્ષ પૂરું થવા આવ્યું છે અને અહીં નાણાંભીડ રહ્યા કરે છે માટેજ આમ લખવું પડે છે.

૩. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં નાણાં ખલાસ થઇ ગયાં છે. બેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇબેનો ઉદારભાવે એ ફંડમાં પૈસા મોકલે.

૪. આ પત્રમાં પ્રકટ થતા લેખોના કે ચર્ચાપત્રોના વિચારો સાથે તંત્રી સહમત થાય છેજ, એમ માનવું નહિ.

૫. નનામા, ઉપનામના, અપૂર્ણ, પેન્સીલથી કે કાગળની બે બાજુએ લખેલા લેખ સ્વીકારવામાં આવતા નથી.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| સં. ૧૯૯૬<br>વર્ષ ૧૭ | આણંદ | શ્રાવણ<br>અંક ૧૦ |
|---|---|---|

## હજુ ચેતીએ

"૧૯૧૮માં આપણા રાષ્ટ્રનો વિજય થયો, ત્યાર પછી ત્યાગ કરતાં સુખચેનની વૃત્તિને આપણા લોકો વધારે માન આપતા આવ્યા છે. લોકોએ ત્યાગ થોડો કર્યો, પણ ઇચ્છાઓ વધારે કરી. મહેનત ટાળવા પ્રત્યે વલણ રહ્યું. પરિણામે, આજે આપણા દેશ ઉપર દુર્ભાગ્ય ફરી વળ્યું છે."

જર્મનીને શરણે જવા માટે પોતાની પ્રજાને ખુલાસો કરતાં ફ્રાન્સના મુખ્ય પ્રધાન માર્શલ પેતેંએ કરેલા ભાષણમાંથી ઉપરનો ફકરો ઉતાર્યો છે. મને આ વાક્યમાં જરાયે અતિશયોક્તિ લાગતી નથી. હું માનું છું કે જે વાત ફ્રાન્સ માટે માર્શલ પેતેંએ જણાવી છે, તે જ બીજાં હારેલાં રાજ્યો માટેયે સાચી હોય.

કેટલાંક વર્ષથી હું આ બાબત ઉપર વિચારી માણસોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરી રહ્યો છું. અકસ્માત્ એ પ્રયત્ન 'સાહિત્ય, સંગીત અને કળા'ની મર્યાદા અને ધ્યેય આંકવાને નિમિત્તે થયો. સંભવ છે કે એને નિમિત્ત બનાવવાને લીધે મારે વિષે ગેરસમજ થઇ, અને મને કાવ્ય-કલા-વિરોધીની કુખ્યાતિ મળી. જો તેમ થતા છતાંયે રાષ્ટ્રના જીવનના નાશ કરનાર ભયંકર રોગ પ્રત્યે આપણું ધ્યાન જાય અને તેમાંથી આપણને બચવાનું સૂઝે તો મને તે કુખ્યાતિની ફિકર નથી.

સુખચેન-પ્રિયતા, આરામ-પ્રિયતા કદી કોઇ ઊંચે ચઢેલા દેશને પાડ્યા વિના રહી હોય એવું મેં જગતના ઇતિહાસમાં ક્યાંયે વાંચ્યું નથી. મહેનતુ, કસાયેલા, કઠણ જીવનમાં રસ લેનારા લોકોને હાથે રાજ્યો અને સામ્રાજ્યોની

સ્થાપના, અને આળસુ, મોજમજા-પરાયણ તથા સુંવાળા વંશજોને હાથે તેમનો નાશ—એ બધાયે દેશોના ઇતિહાસોનો સાર કહી શકાય.

અધ્યાત્મને માર્ગે તેમજ સમૃદ્ધિને માર્ગે ચડવાની સાધના એકજ છે. પડેલા રાષ્ટ્રને ફરીથી ઊઠવાનો માર્ગ પણ તેજ છે. તે માર્ગ સાદાઇનો છે, શોખનો નહિ; આઠ નવ કે વધારે પણ કલાક પરિશ્રમ કરવાની હોંશ અને શક્તિ ધરાવવાનો છે, બે કલાક કામ કરી બાર કલાક નીરાંત ભોગવવાનો નહિ; વર્ષમાં આઠ દસ વાર નિર્દોષ, સાદાં મનોરંજનો મેળવવાનો છે, અઠવાડિયામાં ત્રણચાર વાર સિનેમાની મોજ તથા રોજ રોજ હોટેલના ભોગ અને રેડિઓના કર્કશ સંગીતથી રીઝવાનો નહિ; પોતાનું જ્ઞાન વધારવા માટે જ્ઞાનવર્ધક સાહિત્યસેવનનો છે, રાત આખી ધૂળ જેવી નવલકથા અને જાસૂસી વાતો પાછળ ઉજાગરો કરવાનો નહિ. મોઢા આગળ આંખને આંજી નાંખે તેવો પ્રકાશ અને પાછળ ધુમાડો ને ધૂળનો પ્રસાદ ખવાડનાર મોટરના જેવી ભોગમય સંસ્કૃતિ આપણા ઉપયોગની નથી. સહેલાણીપણું દેશને સ્વરાજ નહિ અપાવી શકે. અહિંસાને માર્ગે પણ નહિ, હિંસાને માર્ગે પણ નહિ.

'ક્રાંતિ' 'જગતની નવી રચના'નું રટણ આપણે બધા કરી રહ્યા હતા. એ હવે સામે આવી રહેલી જણાય છે. ઘણાએ માન્યું હશે કે નાટકમાં જેમ પડદો ઊંચો થાય છે અને દેખાવ બદલાઈ જાય છે, તેમ બહુ મનોહર રીતે એ ક્રાંતિ આવી જશે. પણ જગતની રંગભૂમિ ઉપર ધરતીકંપના જેવા આંચકાથી જ એના ફેરફારો થાય છે. અને એ આંચકાની ધાસ્તી સૌને અકળાવી રહી છે. હિંસક અને અહિંસક સેના ઊભી કરવાની કલ્પનાઓ એને જ પરિણામે છે. પણ સેના હિંસક હોય કે અહિંસક હોય, એટલું ચોક્કસ સમજવું કે ખડતલ, શ્રમ સહન કરી શકનાર, ઝટ કપડાં પહેરી બહાર નીકળી શકનાર તરુણ-તરુણીઓ જ કામ લાગી શકવાનાં છે. અને જે નવી રચના થશે તેમાં રાજ્યબંધારણ ગમે તેવું થાય, તેઓનો જ હાથ ઉપર રહેશે. સુખમય બને કે જુલમી બને, જેમણે સાદાઇ અને શ્રમને જીવનમાં અગ્રસ્થાન આપ્યું હશે તેમનેજ રાજ્યમાં સત્તા મળશે. આરામમાં રહેનારા લોકો મોં માગ્યા દામ આપીનેય કદાચ જ તેમાં પોતાનો નિભાવ કરી શકશે. હજુ ચેતીએ.

('હરિજનબંધુ,' તા. ૭:૭:'૪૦) કિશોરલાલ ઘ. મશરૂવાળા

—*—

# અનંતને આશ્રયે

**આશાની** ડાળે ઝૂલતા માનવીને કયાં ખબર હોય છે કે એકજ ઝંઝાવત તેની એ આશાલતાને પળમાત્રમાં નાબૂદ કરી નાખશે. અંધકારભર્યા એ જીવનમાર્ગના અંતને કયો માનવી જોઇ શકયો છે? અંધારામાં અટવાઇ રહેલા બિચારા એ ક્ષુદ્ર દેહધારીને ભાવિના ગર્ભમાં શું રહેલું છે તેની કયાંથી ખબર હોય? બિચારા માનવીને જીવનમાંથી 'જી' બાદ કરતાં બાકી રહેલા 'વન' સમા જીવનની વિકટતાના ખ્યાલ હોતો નથી. કેટલાક એ અંધકાર અને મુશ્કેલીઓ ભર્યા દુર્ગમ પંથમાં અસહાય બની પ્રકાશ વિના રવડે છે, તો કેટલાકને પ્રકાશના સહજ ચમકાર મળે છે. પણ એ કમનસીબ માનવીને જીવનરાહ પ્રકાશના થોડા ચમકાર પછી તો વધુ અંધકારમાં ડૂબે છે. એ ચમકાર રાહદર્શક બનવાને બદલે નેત્રોને અંજાવી નાખી વધુ અંધકારમાં ડુબાડનારો નીવડે છે. જીવનના એ અંધકારમય માર્ગનો ન તો તે બિચારો પાર પામે છે, ન તો એ જીવનમાર્ગને ઘેરી લેતાં અંધારાંને દૂર કરવાનો પ્રકાશ મેળવે છે.

ગમગીનીનાં અને પાગલતાનાં સ્પષ્ટ ચિહ્નો રજુ કરતો એ યુવાન ચહેરો ભૂતકાળમાં કોઇ તેજસ્વી અને પ્રતિભાશાળી યુવક હશે એવી અત્યારે પણ જોનારને એ ઝાંખી આપતો હતો. મુખ ઉપરની રેખાઓ ગમગીનીને અને પાગલપણાને લીધે વિકૃત થઇ ગઇ હતી. એ યુવકે કેટલાંય વર્ષોનો જૂનો એવો મેલો અને ગડીઓ પડી ગએલો કાગળ પોતાના જૂના અને મેલા પહેરણમાંથી કાઢયો, વાંચ્યો અને હસવા લાગ્યો. એ યુવક એ કાગળને વારંવાર વાંચતો અને હસતો. કોણ જાણે એ કાગળમાં એવું તે શું હસે કે તે ઉપર એ પાગલ યુવકને હસવું આવતું હતું અને એ કાગળને એ પ્રાણ પેરે જાળવતો હતો. એ પત્રમાં આ પ્રમાણે હતું:

"પ્રિય વિનોદ,

"તારો પત્ર મળ્યો, વાંચ્યો. તારા લખ્યા મુજબ સમાજ સામે જ્ઞાતિનાં કહેવાતા બંધનોને ફગાવી દેઇ તું ફક્ત મારેજ ખાતર બધાનો ત્યાગ કરી જેહાદ પોકારવાને તૈયાર છું એ જાણી હું ઘણી ખુશ થઇ. પણ એ રીતે તને વિકટ પરિસ્થિતિની ભેટ આપી તારા ઉજ્જ્વળ ભાવિના માર્ગમાં નડતર કરતી દિવાલ બનવા હું તૈયાર નથી. તારૂં ભાવિ વધુ યશસ્વી બને એ તો મારી હમેશની ખ્વાએશ છે, એટલે આજથીજ હું બીજો રાહ લેઉં છું.

આ મારો અંતિમ પત્ર છે, આ પત્રને મેળવ્યા પછી તું મને આ પૃથ્વીમાં મેળવી નહિ શકે. એજ,

"લિ. તારી
"ગીતાના અંતિમ પ્રણામ."

પત્રલેખિકા કોઇ સ્ત્રી હતી. બંનેની સ્પષ્ટ જીવનરેખા જાણવા માટે આપણે તેઓનાં પૂર્વજીવનમાં પ્રવેશ કરવો પડશે. વિનોદ અને ગીતાનાં પૂર્વજીવન સુખી હતાં. બંને સામાન્ય કુટુંબમાં જન્મેલાં હતાં, જ્ઞાતિએ બ્રાહ્મણ હતાં. ગીતાને બાલ્યકાળમાંજ તેનાં માબાપે યજ્ઞફળ લેવા પરણાવી હતી અને એ યજ્ઞનું ફળ તેના વૈધવ્યમાં પરિણમ્યું હતું. વિધવા ગીતાએ બાલ્યકાળથી માંડીને અત્યાર સુધીનો કાળ પોતાના પિતાને ત્યાંજ વિતાવ્યો હતો. વિનોદ ગીતાના પિતાના સામેના મકાનમાં પોતાના મામાને ત્યાં રહી વિદ્યાભ્યાસ કરતો હતો. તેણે પોતાના બાલ્યકાળથી માંડીને અત્યાર સુધીનો વખત પોતાના મામાને ત્યાં રહીનેજ વિતાવ્યો હતો. આમ ગીતા અને વિનોદ બાલ્યકાળથીજ મિત્રો હતાં. એ મૈત્રીએ શાશ્વત સ્નેહનું રૂપ લીધું. ગીતાનો અભ્યાસ થોડો હતો, પણ વિનોદને સહવાસે તેના અભ્યાસમાં સંગીન વધારો કર્યો. તે પણ સારી રીતે અંગ્રેજી લખતાં વાંચતાં શીખી ગઇ. વિનોદ ત્યાંનો અભ્યાસ પૂરો કરી ઉચ્ચ અભ્યાસ માટે મુંબઇ ગયો. કેટલાક દિવસ વિનોદના વિયોગમાં ગીતાએ આંસુ સાર્યાં.

તેને પોતાને વિષે હજી કાંઇ વિચાર આવ્યા નહોતા, પણ વિનોદનો વિયોગ થવાથી કેટલાક નવા વિચારોએ તેના મગજમાં ઘર કર્યું. તેને લાગ્યું કે હવે પોતાને માટે લગ્ન અનિવાર્ય છે. તેને ખબર નહોતી કે હું વિધવા છું, તે તો પોતાને કુંવારીજ જાણતી હતી. તેણે પોતાના પિતાને લગ્ન માટે વાત કરી. તેના પિતાએ કહ્યુ: "બેન, તું તો વિધવા છું." હિન્દુ સમાજનો આ ધર્મ અજોડ છે. બાળપણમાં પરણેલી કન્યા પોતે એમ ન જાણે કે હું વિધવા છું, પણ તેને બીજાના તરફથી એમ જણાવવામાં આવે ત્યારે તે જાણે કે હું વિધવા છું. અને એમ જાણ્યા પછી આશાભર્યાં મધુર જીવનસ્વપ્ન રચતી એ નિર્દોષ બાલિકાની કેવી દુઃખદ દશા થતી હશે? આ ધર્મ પરાણે પળાવવાથી શો લાભ? વ્યભિચાર અને ગર્ભપાત એ બે મહાલાભ! વ્યભિચાર એ તો ધર્મનું એક અંગ છે, કારણ કે એના વિના ધર્મને પુનર્જીવન મળી શકતું નથી! માટે એ ભલે રહે અને ગર્ભપાત પણ ભલે થાય, કારણ કે હિન્દુસ્થાનની વસતિ ૩૫ કરોડ માણસની છે, અને જો આમ ધાર્મિક ગર્ભપાતો ન થાય

તો વસતિ ઘણીજ વધી જાય! માટે આ ધર્મચક્ર હિન્દુસ્થાન તેમજ હિન્દુ-સમાજ માટે આશીર્વાદરૂપ ગણી શકાય! વ્યભિચારને ને ગર્ભપાતને અપનાવીને પણ સ્ત્રીએ વૈધવ્ય ટકાવી રાખવું એવું જો ધર્મ કહેતો હોય તો ભલે એ ધર્મ અત્યારેજ સળગી જાય! એવા ધર્મની કંઇયે જરૂર નથી. અને આ ધર્મને ટકાવી રાખવાથી જો આબરૂ વધતી હોય તો બીજાના જીવનહકો કચરવાથી આબરૂ વધતી હશે એ માન્યતા ભૂલભરેલી છે.

ગીતાએ આપવીતી વિનોદને લખી જણાવી. વિનોદે જવાબ આપ્યો: "જો ગીતા તૈયાર હોય તો સમાજ સામે જેહાદ પોકારવા વિનોદ તૈયાર છે." પણ ગીતાને અંધકારે ઘેરી લીધી. તેને રાહ ન જડયો. આખરે તે હિન્દુ સમાજની રૂઢિવેદી ઉપર બલિદાન આપવા તૈયાર થઇ. તેણે છેવટનો પત્ર વિનોદને લખી નાખ્યો અને પોતે રૂઢિવેદી ઉપર બલિદાન દેઇ, પડવાને ટકી રહેલા સમાજના પાયાઓને તેમજ તેનાં કહેવાતાં ધર્મસૂત્રોને વધુ અસ્થિર બનાવી અંતિમ એકજ માર્ગની પ્રવાસિની બની. આ તરફ વિનોદ પાગલ બની ગયો. ધોધમાર વરસાદ પડતા એક સવારમાં પાગલપણાની ધૂનમાં તે જતો હતો, એવામાં પાછળથી એક મોટરને અકસ્માતે તેને પણ સ્વર્ગમાં અધીરી બની રહેલી ગીતા પાસે પહોંચતો કરી દીધો. ગીતાએ કદાચ સ્વર્ગમાં પરમેશ્વર હશે તો જરૂર પોતાની ફરિયાદ નોંધાવી હશે. અહીં પણ તેની ફરિયાદનો અવાજ જેમણે સાંભળ્યો છે તેઓ પોતાની તેજીલી કુહાડીઓ વતી આ કહેવાતાં ધર્મસૂત્રોનાં મૂળોને કાપવાનું કામ અવિરત રીતે કરી રહ્યા છે. સાથે કાળ પણ મદદ કરી રહ્યો છે, એટલે થોડાજ વખતમાં આ અતૂટ કિલ્લેબંધી તૂટી જશે.

ગીતા અને વિનોદના આત્માઓએ પાર્થિવ કુરૂઢિઓથી કંટાળી અનંતમાં આશ્રય લીધો.

વડોદરા બદ્રિનારાયણ એમ. પંડ્યા

---

## ભૂલકાંના ભાવિની ભૂમિકાઓ

જેમ જેમ દિવસો પસાર થતા જાય છે તેમ તેમ આપણે જીવનની ભૂમિકામાં આગળ વધતા જઇએ છીએ. અને જેમ જેમ એક એક ભૂમિકામાં દિવસો વ્યતીત કરી નવી ભૂમિકામાં પ્રવેશીએ છીએ, તેમ તેમ સ્વેચ્છાથી અથવા તો અનિચ્છાથી પણ આપણી ઉપર એક પછી એક જવાબદારીઓ ગંભીર સ્વરૂપે

આવતી જાય છે. આ જવાબદારીઓને પાર ઉતારવામાં કેટલી હદ સુધી આપણે સફળતા પામ્યા છીએ તેનાજ ઉપર આપણી જિંદગીની ખરી કિંમત છે.

લગ્નગ્રંથીથી જોડાતાં વારજ એ યુગલના ભવિષ્યના બાળકની શૂન્ય ભૂમિકાની શરૂઆત થાય છે. લગ્ન કર્યા પછી સ્ત્રીપુરુષનો સ્નેહ જેટલો જલદી સ્થિર થઇ એકધારો વહેતો શરૂ થઇ જાય તેટલું જ તેમને માટે અને તેમના સારા આચારવિચારની કેળવણી માટે લાભજનક છે. આજ કાળમાં સ્ત્રી-પુરુષમાં જે ઊણપો અને ખામીઓ હોય છે તેને એક બીજાની મદદથી યોગ્ય સ્થાને બેસાડી પોતાનું જીવન પણ સ્થિર કરવું જરૂરી છે. આ કાળમાં એ યુગલે જેટલી સારી રીતે પોતાના આચારવિચાર કેળવ્યા હશે તેટલોજ તેમને, સમાજને અને તેમનાં ભવિષ્યનાં બાળકોને લાભ છે. તેમના આચારવિચારનો પડઘો તેમના બાળક ઉપર પડવાનો છે. ઘણેખરે ભાગે એજ આચારવિચારોનું અનુકરણ તેમનું બાળક કરશે. બાળકની આ શૂન્ય ભૂમિકા માટે કોઇ સાચી જવાબદારી ધારણ કરી શકે નહિ. આ શૂન્ય ભૂમિકા જાતેજ સ્થિર છે એમ કહી શકાય નહિ. સ્ત્રી ગર્ભ ધારણ કરી શકે તોજ આ ભૂમિકા કામની છે—સ્થિર છે, નહિ તો તે અસ્થિરજ છે. હરકોઇ યુગલ આ ભૂમિકાની જવાબદારી સ્વીકારે એ જરૂરી તો છેજ, પરંતુ સ્ત્રી ગર્ભ ધારણ કરી ન શકે તો એ જવાબદારીની કંઇ ખાસ કિંમતજ નથી. અહીં આપણે મનુષ્યના જીવનની વાત કરીએ છીએ, એટલે આપણે માનીજ લેઇશું કે સ્ત્રી ગર્ભ ધારણ કરવાનીજ છે.

આ શૂન્ય ભૂમિકા અને બાળક સાથેના સંબંધ તરફ દૃષ્ટિ કરતાંજ પ્રશ્ન ઊઠે છે કે આ શૂન્ય ભૂમિકામાં બાળકનો પ્રવેશ કરાવવાને માટે કોણ જવાબદાર છે? અલબત આને માટે એ યુગલજ જવાબદાર છે. આ ભૂમિકામાં બાળક પોતાની ઇચ્છાથી આવ્યું નથી, માતાપિતાએ બાળકને આ ભૂમિકામાં ઉતાર્યું છે. વખતે તેમના સ્વાર્થની ખાતર તે અહીં આવી પહોંચ્યું છે. આ સ્વાર્થનો ઇનકાર કોઇ પણ માતાપિતા કરી શકવાને સમર્થ છેજ નહિ.

વિષયવાસનાનો આનંદ મેળવતાં માબાપ પોતાની ઇચ્છા નહિ હોય તો-પણ બાળક તેનું ભોગ બન્યું હોય અથવા ભવિષ્યમાં બાળક પોતાને મદદ કરે એ ઇચ્છાથીજ તેઓનો સંયોગ થતો હોય ને તે તેનું ભોગ બન્યું હોય, તોપણ તેમાં સ્વાર્થ તો માતાપિતાનોજ છે. શું માતાપિતા પોતાના બાળકને તેને સ્વાર્થે જન્મ આપે છે? હું ખુલ્લી રીતેજ કહું તો માબાપ પોતાના સ્વાર્થને પોષવાને ખાતરજ અથવા પોતાનું દુઃખ ઓછું કરવાને અથવા તો

પોતાના બાળકમાંથી કાંઇક આનંદ મેળવવાને માટેજ બાળકને જગતમાં ઉતારે છે. આમ સીધીજ રીતે માબાપ પોતાના સુખદુઃખનો પડદો પોતાના બાળક ઉપર નાખે છે. ફરીથી કહું છું કે આ દુનિયામાં જન્મ લેવાને માટે બાળક કોઇ પણ રીતે જવાબદાર નથી. બાળકના સુખદુઃખની સઘળી જવાબદારી માતાપિતાનીજ છે.

બાળકને શૂન્ય ભૂમિકામાં ઉતારતાં માતાપિતા તે બાળકની ભવિષ્યની ચિંતા કરતાં નથી. તેઓ તો પોતાનો સ્વાર્થ કેમ કરીને સધાય તેજ જુએ છે. કેટલાંક માબાપો પોતાને બાળક થશે એ વિચાર આવતાંજ આનંદ માણે છે, પરંતુ તેઓ તે બાળકના આનંદ સામે જોતાં નથી. તેઓ જાણે છે કે દુનિયામાં નર્યું સુખજ નથી, એટલે કે કાંઇક તો દુઃખ છેજ. તે છતાં પણ પોતાને હાથે કરીને બીજા જીવોને દુઃખમાં નાખે છે. દુનિયામાં વંધ્યાનો લોક તિરસ્કાર કરે છે, પણ હું તો કહું છું કે પોતાનાં બાળકોને જન્મ આપી તેમને સુખ ન આપી શકે એમ હોય તેના કરતાં તેમણે વાંઝિયાં રહેવું એ વધારે સારું છે.

આમ બાળક પોતાની શૂન્ય ભૂમિકાની પોતાની કેળવણીમાં માતાપિતા તરફથી સ્વાર્થ અને દુઃખ એ બે પામે છે. દરેક માતાપિતાએ અહીં કબૂલ કરવુંજ પડશે કે તેઓએ બાળકને જન્મ આપીને, જો તેના પ્રત્યેનો પોતાનો ધર્મ બજાવ્યો નહિ તો, તેને જન્મ આપવામાં મહાન ભૂલ કરી છે.

ગર્ભ ધારણ કર્યા પછીનો માતાના ઉદરમાં બાળકનો વાસ, તેને આપણે બાળકની પ્રથમ ભૂમિકા કહીશું. અહીં આપણે માતાપિતાની થએલી ભૂલને ભૂલી જવા પ્રયત્ન કરીશું. બાળકની પ્રથમ ભૂમિકામાં ફક્ત માતા એકલીજ અગત્યનો ભાગ ભજવે છે. તે અનેક કષ્ટ સહન કરે છે. અમુક અમુક ખાવાની ચીજો ઉપર પણ પોતે કાપ મૂકે છે. બાળકનું બંધારણ માતા ઉપર વધારે આધાર રાખે છે. માતાનું સ્વાસ્થ્ય એજ બાળકનું સ્વાસ્થ્ય છે. બાળકની શૂન્ય ભૂમિકામાં માતાપિતા બંનેએ પોતાના આચારવિચાર ઉપર કાબુ રાખવો પડે છે. પ્રથમ ભૂમિકામાં માતાએ પોતાના આચારવિચાર, હલનચલન, સભ્યતા, વગેરે ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. માતાએ પુખ્ત ઉમર થતાંજ સારાં તત્ત્વો ધરાવતો ખોરાક લેવાનું શરૂ કરવું જોઇએ. ગર્ભ ધારણ કરતા પહેલાં લીધેલો ખોરાક બાળકના બંધારણ ઉપર અજબ પ્રભાવ પાડે છે. બાળકની હોશિયારી, બુદ્ધિ, વગેરે આજ ખોરાક ઉપર આધાર રાખે છે. બાળકની પ્રથમ ભૂમિકામાં માતાએ જેમ બને તેમ પોષક તત્ત્વો લેવાં જોઇએ. માતા આ ભૂમિકામાં જેમ ઓછો પણ વધુ પોષક તત્ત્વોથી ભરપૂર ખોરાક લેશે તેમ

બાળકનું બંધારણ સારું હશે. આ સમયમાં માતાએ અતિશ્રમ પડે તેવું કોઇ પણ કામ કરવું ઇચ્છવા યોગ્ય નથી. આમ પ્રથમ ભૂમિકા માટે માતા સંપૂર્ણ રીતે જવાબદાર છે. આ જવાબદારી સહેલી નથી. આ ભયાનક જવાબદારી અદા કરતાં હજારો માતાઓના પ્રાણ જાય છે. માતાની કિંમત આ બોજો ઉઠાવવામાં જ આંકી શકાય.

જન્મ લીધા પછી બાળક પોતાની બીજી ભૂમિકામાં પ્રવેશે છે, અને તે ભૂમિકામાં પણ પોતાને માટે બાળક કોઇ પણ રીતે જવાબદાર નથી. બાળકની બીજી ભૂમિકા તે શાળામાં જતાં શીખે ત્યાં સુધી ટકે છે, એટલે કે એ ભૂમિકા પ્રથમનાં પાંચેક વર્ષ ટકે છે. આ ભૂમિકાને બાળકની નિર્દોષતાની ભૂમિકા પણ કહી શકાય. બાળક પોતાની આખી જિંદગીમાં શીખે છે તેમાંથી લગભગ અર્ધું આ ભૂમિકામાં જ શીખી લે છે. અહીં બાળક સરળ રીતે માતાપિતાનું અનુકરણ કરે છે. બાળકની નિર્દોષતાથી અને તેની અજબ અનુકરણ કરવાની શક્તિથી તે સૌને પ્રિય થઇ પડે છે. બાળકની આ ભૂમિકા સરળ રીતે પસાર કરાવવામાં ઘાવતાં સુધી માતા એકલી અને પછીથી માતાપિતા અને સારુંયે કુટુંબ જવાબદાર છે. માતાપિતાના આચારવિચારો આ ભૂમિકામાં સજ્જડ રીતે ચોંટી જાય છે. બાળકની આ નિર્દોષ ભૂમિકા સંપૂર્ણ નિર્દોષ વાતાવરણમાં પસાર થવી એ વધુ જરૂરી છે. ભવિષ્યમાં બાળકની થતી ભૂલો ઘણેખરે અંશે માતાપિતાએ બાળકને બીજી ભૂમિકામાં સારી રીતે પસાર નહિ કરેલો હોવાથી હોય છે. આમ મોટી વયે બાળકથી થતી ભૂલો માટે માતાપિતા પણ કંઇક જવાબદાર છે. આ ભૂમિકામાંથી જ બાળકને ઉછેરવાની માતાપિતામાં કેટલી શક્તિ છે તેનું માપ કાઢી શકાય. બાળક આ ભૂમિકામાં કુટુંબની એક નાનકડી દુનિયામાં ઘડાઇ શાળામાં એટલે કે એનાથી ક્યાંયે મોટી એવી દુનિયામાં જવા માટે તૈયાર થાય છે.

શાળામાં જતાં શીખ્યા પછી અભ્યાસ પૂરો કરતા સુધીની એ બાળકની ત્રીજી ભૂમિકા છે. બાળકની બીજી ભૂમિકામાં જે કાંઇ શીખવાનું રહી ગયું હોય અથવા કોઇ પણ જાતના આચારવિચારમાં માતાની બેદરકારીથી ખામી રહી ગઇ હોય તેને સુધારવાને માટે શિક્ષક સંપૂર્ણ રીતે જવાબદાર છે. આ ભૂમિકામાં બાળકની ગમે તેવી અને ગમે તેટલી ખામીઓ સુધારી તેને સંપૂર્ણ બનાવવું એ શિક્ષકની ફરજ છે. આ ભૂમિકામાંથી પસાર થયા પછી બાળકનામાં જેટલી કુટેવો અથવા અપૂર્ણતા હોય તો તેને માટે શિક્ષક પણ જવાબદાર છે, અને આ અપૂર્ણતા એ શિક્ષકની પણ બેદરકારી પ્રકટ કરે છે.

.. માતાપિતાએ આ ઉપરથી ખાસ ધ્યાન રાખવા જેવી એક વાત એ છે કે જે શાળાઓમાં લેભાગુ શિક્ષકો હોય તેવી શાળામાં બાળકને ભણવા મૂકવું જ નહિ અથવા શાળાઓમાંથી તેની જગ્યાએ સારા શિક્ષકોને ગોઠવવા પોતાથી બનતું કરવું. માતા એ એક બાળકની માતા છે તો શિક્ષક પોતાના હાથ નીચે ભણતાં બધાં બાળકોની માતા છે એમ કહી શકાય. શિક્ષકમાં તેના હાથ નીચે શિક્ષણ લેતાં બાળકોની ઊણપો દૂર કરવા જેટલી શક્તિ હોવી જોઇએ. તેનામાં આવી શક્તિ ન હોય તો તેણે પોતે જાતેજ સમજીને શિક્ષક મટી જઇ બીજો ધંધો શોધી કાઢવો જોઇએ, જેથી ફક્ત પોતાની અશક્તિને લીધેજ હજારો બાળકો અપૂર્ણ રહેતાં મટી જાય. અશક્તિ ધરાવતા આવા હજારો શિક્ષકોના હાથ નીચે આપણું બાળક કેળવણી લે તેના કરતાં એક સંપૂર્ણ શિક્ષકના હાથ નીચે એ બાળક કેળવાય એ વધુ સારૂં છે. પોતાના બાળક માટે સારામાં સારો શિક્ષક શોધવો જોઇએ.

વિદ્યાભ્યાસ પછી બાળકની ચોથી ભૂમિકા શરૂ થાય છે. આ ભૂમિકામાં બાળકે હજી પણ જે ઊણપો હોય તે સુધારી લેવાની છે. આ ભૂમિકામાં બાળક મટીને થએલો માણસ પોતાને માટે પોતેજ જવાબદાર છે. પોતાની શક્તિ પ્રમાણે તેણે આ ભૂમિકામાં સંપૂર્ણ બનવા પ્રયત્ન કરવો જોઇએ. સ્ત્રીપુરુષ આ ભૂમિકામાં લગ્નમંથીથી જોડાય છે અને એક બીજાની સહાયતાથી એક બીજાની ભૂલો સુધારે છે. આ ભૂમિકામાં તેમણે પણ પોતાનાં ભવિષ્યનાં બાળકની કેળવણી માટે તૈયાર થઇ રહેવું પડે છે. આ ભૂમિકામાં તેમણે સંપૂર્ણ થયેજ છૂટકો. આ પ્રમાણે તેઓ પોતે બાળકોને જન્મ આપે ત્યાં સુધીની ચાર ભૂમિકાઓ પૂરી કરે છે. અને એ ચારેય સરળ રીતે પસાર કરી માતાપિતા બનવાને લાયકાત ધરાવી શકે છે. માનવીની આ છેલ્લી અને ચોથી ભૂમિકા એ પોતાના ભવિષ્યના બાળકની શૂન્ય ભૂમિકાજ છે.

સોડપુર મોહનભાઇ ઉમેદભાઇ પટેલ

—*—

## ભણેલી બીજવહુ ?[1]

ફરી એક વાર આપણા આખાય સ્ત્રીસમાજને શરમાવું પડે એવો એક કુલગ્નનો કિસ્સો કરાંચી ખાતે બનવા પામ્યો છે. ત્યાંના મહારાષ્ટ્રીય સમાજમાં,

૧. 'બીજવર' એટલે 'બીજી વાર પરણવા નીકળેલો વર,' એ અર્થ તરફ દૃષ્ટિ રાખી વિચારીએ તો અહીં 'બીજવહુ' શબ્દ જે અર્થમાં વપરાયો છે તે અર્થમાં તે શબ્દ સાર્થક નહિ, નિરર્થકજ નહિ, અનર્થક પણ છે. —તંત્રી

ત્યાંના એક સરકારી અમલદારે પોતાની એક સ્ત્રી હયાત હોવા છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું છે. અને—અને આ બીજી સ્ત્રી તે કાંઇ જેવી તેવી સામાન્ય કે ગામડિયણ સ્ત્રી નથી; પરંતુ એમ. બી. બી. એસ.ની પરીક્ષામાં પાસ થએલી 'ડાકટર બાઇ' છે! કરાંચીના આખાય મરાઠી સમાજમાં આ લગ્નને કારણે ભારે હોહા મચી રહી છે.

આજકાલ યુરોપની લડાઇને લીધે સર્વત્ર વાતાવરણ બદલાઇ ગયું છે. રોજ રોજ લડાઇ, વિમાન, તોપગોળા, બોમ્બ, ટેંકો અને ખૂનામરકીઓની વાતોથી આપણા સહુના કાન ભરેલા ને ભરેલાજ રહે છે. પરંતુ આપણે યાદ રાખવું જોઇએ કે યુરોપના રણક્ષેત્રમાં ગમે તે થાય તોપણ તેને પરિણામે આપણો કશોએ ઉદ્ધાર થવાનો નથી. આપણા સામાજિક સડાઓને તો આપણે આપણી મેળેજ સાફ કરવા પડશે. એ સાફ કર્યા વગર આપણા સમાજને માટે સુખની ઘડી કદી પણ આવવાની નથી. આપણા જે જડમૂળના રોગ છે તેને માટે જર્મન કે અંગ્રેજ કે કોઇ પણ પરદેશી આપણને મદદકર્તા થઇ પડવાનો નથી. એક ઉપર બીજી થઇને પરણી બેસવાનો રોગ એ આપણા સમાજનો એક ભયંકર સડો છે. અને જ્યારે ભણેલી સ્ત્રીઓ એક ઉપર બીજી થઇને પરણવા તૈયાર થાય છે ત્યારે તો એ સડાનું એથી ઉગ્ર અને નિંદ્ય બીજું કોઇ સ્વરૂપજ નથી—ન હોઇ શકે એમ કહી શકાય. ભણેલી સ્ત્રીને એક પર બીજી થઇને પરણતી જોઇને જૂના વિચારના (Orthodox) માણસોને બોલવાનું ફાવતું આવી જાય છે. તેઓ તરતજ એમ કહેવા મંડી પડે છે, કે 'લો! આના કરતાં તો અમે સારા કે બીજી વારની બૈરી તરીકે ગમે ત્યાંથી ગામડાનું માણસ લેઇ આવતા. પરંતુ આ તો ભણેલી સ્ત્રી એક ઉપર બીજી થઇને આવે છે એટલે ઘરની બધી સત્તા તેનાજ હાથમાં રહે છે અને પહેલી પત્નીને તો ત્યક્તા તરીકેનુંજ જીવન ગાળવું પડે છે.' આ બહુજ અફસોસની વાત છે!

અમે ચોક્કસપણે એમ માનીએ છીએ કે જો કોઈ ભણેલી સ્ત્રીને અમુક યુવક સાથે સાચો અતૂટ પ્રેમ થયો હોય ને જો તેમને લગ્ન કરવાની ઇચ્છાજ હોય તો તે કરતા પહેલાં જૂની સ્ત્રીને તે યુવકે છૂટાછેડા આપી દેવા જોઇએ. નવી પરણનાર સ્ત્રીએ તે યુવકને તેમ કરવાની ફરજ પાડવી જોઇએ. અગાઉના સમયમાં ઉચ્ચ જ્ઞાતિઓમાં છૂટાછેડા કદી પણ થઇ શકતા ન હતા; પરંતુ આજકાલ સંજોગો બદલાયા હોવાથી કેટલાંક રાજ્યોએ પ્રતિકૂળ દમ્પતીઓને છૂટાછેડા કરી લેવાની છૂટ આપેલી છે. તેનો લાભ લેઇને પણ જૂની પત્ની

સાથે છૂટાછેડા કરી લેવા જોઇએ—નવી પત્નીએ તે યુવકને તેમ કરવાની ફરજ પાડવી જોઇએ. અને એ તેમ ન કરે તો તેની સાથે લગ્ન કરવાની ના પાડવી એ તેની નૈતિક ફરજ છે. જૂની પત્નીને માટે યોગ્ય બંદોબસ્ત કર્યા વગર, કરાવ્યા વગર પરણવું એ પાપ છે. એમ કરવાથી એક ગરીબડી નિરાધાર યુવતીને રહેંસી નાખવા જેવું ઘોર કૃત્ય થાય છે એમ તેમણે બંનેએ સમજવું જોઇએ.

અમે તો એવી રીતે એક પર બીજી થઇને પરણનાર ભણેલી સ્ત્રીના તરફ બહુજ ઘૃણાની દૃષ્ટિથી જોઇએ છીએ. એકના હક ઉપર તરાપ મારીને પરણતી બીજી પત્ની એમ કેમ માની શકે કે ચાર દહાડા પછી બીજીની ઉપર ત્રીજી પત્ની નહિ આવશે? પરંતુ એ તો એનો, એ ભણેલી બીજવહુનો અંગત સવાલ છે. એની ચર્ચા કરવાની આપણને કશી જરૂર નથી. છતાં એટલું તો આપણે ભારપૂર્વક કહી શકી શકીએ કે એવી ભણેલી બેને પોતાના મનગમતા યુવક સાથે પરણતાં પહેલાં તેની આગલી પત્ની માટે યોગ્ય બંદોબસ્ત કરવો કે કરાવવોજ જોઇએ. માત્ર અમેજ નહિ પણ આખો સ્ત્રીસમાજ એમ કહે છે, આખોયે માનવસમાજ એમ માગે છે!

('સ્ત્રીશક્તિ,' તા. ૭:૭:'૪૦)

—*—

## ગોળ બહારનું ગામ

**માતર** તાલુકામાં ગોળ બહારનાં ગામ ઘણાં હશે, તેમાં મુખ્યત્વે કરીને લીંબાસી ગામ છે. લીંબાસી ગામની સ્થિતિ દિવસે દિવસે ખરાબ થતી જાય છે, તેનું મુખ્ય કારણ એ છે કે તે કોઇ ગોળમાં ભળેલું નથી. આવું કેટલાંય વર્ષથી ચાલ્યું આવે છે, પણ ગોળમાં ભળવાનું બની શક્યું નથી, તેનું પરિણામ એટલું જ કે પોતાની દીકરી પરણાવવા મોટા 'કુળવાન'શાહી વાળા ગામમાં જવું પડે છે અને ત્યાંથી કન્યા મળવાની તો રહીજ નહિ, એટલે પોતાના દીકરા કુંવારા રહે છે અને કન્યાઓ માટે તે વલખાં મારે છે. કોઇ પણ સંજોગોમાં તેમને કન્યા મળતી નથી, તેથી જીવતાં સુધી વાંઢા રહેવું પડે છે.

આવા સંજોગોમાં યુવાન પુરુષોની સ્થિતિ ઘણી કંગાલ હાલતમાં છે. જેની આર્થિક સ્થિતિ સારી હોય તે ખર્ચ કરી પોતાના દીકરા પરણાવી સુખ માને છે. પણ ત્યાં આગળ તેમની ભૂલ છે, ભવિષ્યની પ્રજાની સારી સ્થિતિ ન હોય તો તે કેવી રીતે ખર્ચ કરવાના હતા તે પોતેજ વિચારી લે.

આવી રીતે ખર્ચ કરી કન્યા મળતી હોય તો ભલે કન્યા દશ બાર વરસની હોય તે જોવાતું નથી, પરણ્યા પછી મોટી થશે એમ વિચારી બાળલગ્ન

કરવાં પડે છે. તેથી કરીને સ્રીપુરુષને કોઈ દિવસ મેળ મળતો નથી અને ભવિષ્યમાં ઘણું વેઠવું પડે છે.

બાળલગ્ન કર્યાથી છોકરો નિશાળમાં ભણતો હોય તે પણ આગળ ભણી શકતો નથી અને જોઇએ તેટલી કેળવણી તેને મળતી નથી. તેમજ કન્યા દશ બાર વર્ષની હોય એટલે તેને પણ કેળવણી બીલકુલ મળવાની રહીજ નહિ. એને ઘરસંસારમાં જોડાવું પડે છે, અને એની આખી જિંદગી વેડફાઇ જાય છે. પાછળ પ્રજા પણ તેવી જ થાય છે.

લીંબાસી ગામની સ્થિતિ કાશીના કરવત જેવી છે, 'આવતાંય વહેરે ને જતાંય વહેરે.' એટલે દીકરીઓ પરણાવવા માટે ખર્ચ કરવો પડે છે તેમજ દીકરાઓ પરણાવવા માટેય ખર્ચ કરવો પડે છે. મને સાંભરતું નથી કે કોઇ છોકરો વગર ખર્ચે પરણેલો હોય. આ મારા પોતાના અનુભવ ઉપરથી લખું છું.

લીંબાસી ગામમાં કોઇ યુવક ગોળમાં ભળવાની વાત કરે તો બીજા માણસો એકદમ તડુકી ઊઠી બોલે છે કે ગોળ બાંધી તમારો છોકરો પરણાવો, અમારે તો નથી પરણાવવો. એટલે જેને છોકરા નથી તેજ ભાઇઓ આવા સવાલો કાઢે છે. અત્યારે તો દરેક ભાઇ પોતપોતાના ઘરના આગેવાન છે, તેથી કરીને આવી રીતે ટીપ્પે રાખે છે, અને ખુવાર થાય છે. તેથી કરીને જે યુવકોને ગોળ બાંધવાનો ઇરાદો હોય તે છાનામાના બેશી રહે છે અને તેમનું કંઇ વળતું નથી તેથી મનમાં મુંઝાઇ રહે છે.

લીંબાસી ગામનો મુખ્ય ધંધો ખેતીનો છે, રાતદિવસ લોક પોતાનું જીવન ખેતીમાંજ ગુજારે છે. પણ અત્યારે તો વરસ વરસને ખાતું આવે છે. કઇ વખતે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ કે હિમસંકટ જેવી કુદરતી આફતો આવી પડશે તે કહી શકાતું નથી અને દીકરો તથા દીકરી પરણાવવાના પોતાના મનના આદરેલા વિચારો મનમાં ને મનમાંજ રહી જાય છે. ઘરમાં દીકરીનું અગર દીકરાનું ખર્ચ કરવાનું હોય, પણ તે આવાં ખરાબ વર્ષોથી લાંબા વખત સુધી લંબાવ્યાજ રાખવું પડે છે. તેથી દીકરીનું અગર દીકરાનું જીવન દુ:ખમય રહે છે

લીંબાસી ગામના લોક દીકરાઓને પરણાવવા માટે ઘણાં ફાંફાં મારે છે, પણ કોઇય બાજુની બારી ઉઘાડી નથી. ગોળ તો પહેલેથીજ નથી, એટલે નાણાં ખર્ચીને કન્યા લાવવાની રહી. પણ આવાં ખરાબ વર્ષોમાં નાણું ભેગું થઇ શકતું નથી અને દેવું થયા કરે છે. એટલે કન્યા મળે નહિ તે દેખીતું છે. કોઇ માણસ પોતાની સ્થાવર મિલકત ઉપર નાણાં લાવી દીકરો પરણાવે, તેમાં

તો બંને બાજુનો મરો છે, શાહુકાર વ્યાજનું વ્યાજ ગણીને ચૂસી ખાય છે અને ધંધા બિલકુલ વળવા દેતા નથી. એટલે આવા કેટોકટીના સંજોગોમાં કોઇનાં નાણાં લેવાં ઠીક પડતાં નથી.

ગોળ બાંધવા માટે અમુક ગોળમાં કન્યાઓ પહેલી આપી પહેલ કરવી જોઇએ અને તે ગોળવાળા જેમ કરે તેમ કરવું જોઇએ, જેથી કરીને તે ગોળવાળાઓ પણ પાછળથી કન્યાઓ આપ લે કરશે. આવી રીતે કરશો તો જ ગાડું ચીલે ચઢી જશે અને સામસામી કન્યાની આપ લે થશે, એટલે આપોઆપ સ્થિતિ સુધરતી જશે અને કેળવણીમાં વધારો થશે, એટલે ભવિષ્યની પ્રજાને સારો ફાયદો થશે.

આ દશકામાં શારદા બીલનો કાયદો થયો, તે અરસામાં એટલાં બધાં બાળલગ્ન તથા કજોડાં થયાં કે તેનો પાર જ નથી. બાળલગ્ન કરનારે તો હજી સુધી તે કન્યાના હાથના રોટલા ખાધા પણ નથી. ઘણા છોકરાઓ એટલું બધું ખર્ચ કરીને પરણાવ્યા છે કે જો તેનો અંદાજ કાઢીએ તો લગભગ એક લાખ રૂપીઆ થઇ જાય. એક નાનકડા ગામ ઉપર આટલો બધો ખર્ચ થયો છે તે દિલગીર થવા જેવું છે. જો ગામ ગોળમાં ભળેલું હોત તો બિલકુલ ખર્ચ આવત નહિ અને જે એક લાખ રૂપીઆ ખર્ચાઇ ગયા છે તેની બચત થાત. આ જ રકમ લાયબ્રેરી અગર છોકરાંઓને કેળવણી આપવામાં રોકી હોત તો કેટલું સારૂં થાત! લાયબ્રેરી તો ગામનું નાક કહેવાય છે.

લીંબાસી ગામમાં પહેલાં લાયબ્રેરીને નામે પુસ્તકો ઘણાં હતાં અને ગામઇ ધર્મશાળામાં કબાટ રાખી તેની સાધારણ વ્યવસ્થા રખાતી. તેમાંનું અત્યારે કાંઇ નામનિશાન નથી. પુસ્તકો જે વાંચવા લઇ જાય તેમના તરફથી પાછાં આવે નહિ, એટલે જે પુસ્તકો હતાં તેમાનું અત્યારે એક પણ પુસ્તક રહ્યું નથી. વાંચનારાઓ તૈયાર છે, પણ તેની વ્યવસ્થા કરનાર કોઇ નથી.

જો લાયબ્રેરી ચલાવવી હોય તો અમુક માણસોનું મંડળ નીમવું જોઇએ અને તેમાંથી એક વ્યવસ્થાપક ચૂંટી કાઢવો જોઇએ. તેથી કરીને પુસ્તકોની સારી રીતે વ્યવસ્થા થઇ શકશે. પુસ્તકો વાંચવાનો વખત પણ નક્કી કરવો જોઇએ, જેથી કરીને ઘણા ભાઇઓને વાંચવાનો લાભ મળશે.

કોઇ ભાઇને પુસ્તક ઘેર વાંચવા લેઇ જવું હોય તો અમુક દિવસ ઘેર રાખી શકાશે તેવો નિયમ હોવો જોઇએ. જો આવી રીતે થશે તો જ તે કામ સારી રીતે ચાલશે અને કેળવણીમાં વધારો થશે. જોકે અત્યારે લાયબ્રેરી ખાતે ત્રણ-ચાર પેપરો આવે છે, પણ તેનું ઠેકાણું જ નથી, જેથી કોઇને વાંચવાનો

લાભ મળતો નથી. જો લાયબ્રેરીની વ્યવસ્થા થાય તો દરેક ભાઈને વાંચવાની સગવડ થશે અને પેપરો ગેરવલે પડે છે તે પડશે નહિ. માટે અમુક સામાજિક ખર્ચ કમી કરવાનાં પગલાં લેવાં જોઈએ અને આવા સારા કામમાં તે પૈસા વપરાય તેમાં સારો લાભ છે.

પહેલાં લીંબાસી ગામને જે જે ગામની કન્યાઓ ખર્ચો કર્યાથી મળતી હતી તે રાજપર, જલાપર, હાથળ, હૈઝ અને વૈઠા, વગેરે ગામોના જથ બંધાઇ ગયાં છે, એટલે હવે લીંબાસીને કન્યાઓ મળવી મુશ્કેલ છે. નાનાં નાનાં ગામોના હવે જથ બંધાઇ ગયા છે, તો શું હજી લીંબાસી ગામ ગોળમાં નહિ ભળે? જરૂર ભળશે અને તોજ ભવિષ્યની પ્રજાને સારો ફાયદો થશે.

કંપાલા . દાદાભાઇ તુલસીભાઇ પટેલ

—*—

## અંગકસરત

'શરીરે સુખી તો સુખી સર્વ વાતે, શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે.' એનો મર્મ ધ્યાનમાં લેઇ દરેક મનુષ્યે શારીરિક સ્વાસ્થ્ય મેળવવા માટે, પોતાનું રક્ષણ કરવાની હિંમત અને નીડરતા પ્રાપ્ત કરવા માટે અને શરીર સુઘટિત બનાવવા માટે નિરંતર નિયમિત કસરત કરવાની ટેવ રાખવી એ જરૂરી છે. પોતાની જે ફરજ છે તે લોકો સમજે છે? ભારતની આશારૂપ યુવકોમાંના કેટલા તેની જરૂરિયાત સમજી નિયમિત કસરત કરે છે? મુખ્યત્વે કરીને ગુજરાત અને કાઠિયાવાડ આ મહત્ત્વના પ્રશ્ન તરફ હજી બેપરવા છે.

આપણે પૂર્વે થઇ ગયેલા ભારતવાસીઓ તરફ નજર કરીએ છીએ, તો માલુમ પડે છે કે તે આપણા જેવા નિર્માલ્ય ને નિર્બળ ન હતા. તેઓ અત્યારના મનુષ્યોની માફક દુબળા ન હતા. તેઓ પડછંદ કાયાવાળા હતા. તેઓ કસરત જેવા શબ્દથી બિલકુલ અજાણ હતા, પરંતુ તેમનામાં મુખ્ય ટેવ એ હતી કે તેઓ નાગદેવની પૂજા કરતા. અત્યારે આપણે એશઆરામી, નિર્માલ્ય અને નિર્બળ થઇ ગયા છીએ, ગુલામીને સ્વીકારી રહ્યા છીએ. મનુષ્યને જુદા જુદા પ્રકારની કસરત ઉપયોગી છે. બાળકોને વ્યાયામમાં કરવામાં આવતાં મગદળ, મલખમ, બાર અને બનેટી, વગેરે જુદાં જુદાં સાધનોથી થતા દાવ શીખવવામાં આવે છે. તેથી તેમનાં અંગો સરખી રીતે પુષ્પની માફક વિકાસ પામે છે, મન હિંમતવાન બને છે. ઉપરાંત દંડ, બેઠક પણ નિયમિત રીતે કરવાની યોજના નિશાળોમાં છોકરાંઓને માટે દાખલ કરવી

જોઇએ. તરવાની, ઘોડેસવારી કરવાની, મલકુસ્તી, વગેરે મર્દાનગી ભરેલી કસરતોથી શરીરના બધાય અવયવોને સરસ રીતે તાલીમ મળવા ઉપરાંત કઠણુ કામ માથે લેવાની હિંમત વધે છે.

મજૂર આખો દિવસ સખત મજૂરી કરે છે, તેમજ ટાઢ તડકો વેઠીને પણુ પોતાનું કામ કર્યા કરે છે. આથી તે શક્ત હોય છે.

જો આપણે આપણા ભારતવર્ષ તરફ નજર નાખીએ તો જણાશે કે કે પંજાબના તેમજ બંગાળના લોકો શક્ત હોય છે, ત્યારે ગુજરાતના લોકો શારીરિક વિકાસમાં બિલકુલ ધ્યાન આપતા નથી. યુરોપમાં ઇટાલીએ, જર્મનીએ તેમજ રૂશિયાએ ઉન્નતિ સાધી છે, તેનું કારણુ શારીરિક વિકાસ પણુ છે. એવા પ્રગતિશીલ દેશોમાં શારીરિક વિકાસ ઉપર ખૂબ ધ્યાન અપાય છે. આથી આપણા દેશ કરતાં તે દેશો પ્રગતિમાન થયા છે. આપણે તો શારીરિક વિકાસ તરફ બિલકુલ બેદરકાર છીએ.

માનસિક તેમજ શારીરિક કેળવણીની આપણને ખૂબ જરૂર છે. મનને ને શરીરને કેળવણી આપવી એ ઉચ્ચતર વસ્તુ છે. કુદરતે દરેકને લગભગ સરખાં શરીર બક્ષેલાં છે, પણુ તેનું વધવું કે ઘટવું એ આપણા હાથમાં છે.

આપણે ગુજરાત તરફ નજર નાખતાં જણાય છે કે કેટલાક મનુષ્યો એવા હોય છે કે તેમને આંતરડામાં દરદ થાય છે, ત્યારે કેટલાક અપચાની અને કબજીઆતની ફરિયાદ કરે છે. આ મોટે ભાગે તો કસરત નહિ કરવાને લીધે છે. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ કહેવત પ્રમાણે દુનિયામાં માણુસને તંદુરસ્તી એ સર્વ સુખનું પ્રથમ પગથિયું છે અને કસરતથી તંદુરસ્તી જળવાય છે, માટે કસરત એ સુખનું નિધાન છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

એક વિદ્વાને કહ્યું છે તે પ્રમાણે शरीरमाद्यम् खलु धर्मसाधनम् (ધર્મ-સાધનાનું પ્રથમ સાધન 'શરીર છે). આપણી ભાવિપ્રજાનો આધાર આપણા ઉપર છે. જો આપણે શારીરિક વિકાસ સાધીશું તો આપણી ભાવિ પ્રજા પણુ ત્યાંથી આગળ વધશે.

કસરત કરવી એટલે ગમે ત્યારે આંખો મીંચીને તે કર્યા કરવી એવું નથી. એમ કરવાથી ઊલટો ગેરલાભ થાય છે. આથી દરેક માણુસે માફકસર કસરત કરવી જોઇએ. કસરત માટે સવારનો વખત સર્વોત્તમ છે. એક વાત યાદ રાખવી કે ભૂખ્યે પેટે કસરત કરવી નહિ, તેમજ જમ્યા પછી તરત જ કરવી નહિ. વળી ખુલ્લું મેદાન કસરતને માટે લાયક નથી. કસરત કરનારે સાદો પણુ પૌષ્ટિક

ખોરાક લેવો જોઇએ, જેથી શરીરને સારૂં પોષણતત્ત્વ મળે. આમ સાવચેતીથી કસરત કરનારો માણસ શારીરિક વિકાસ સાધી શકે.

કસરતથી શ્વાસોચ્છ્વાસની ક્રિયાને બળ મળે છે. આથી શરીરમાંના લોહીનું પ્રાણવાયુ સાથે મિલન થાય છે ને તેથી તે સ્વચ્છ થાય છે.

દરેક માબાપની ફરજ છે કે તેમણે પોતાનાં બાળકોને શિક્ષણની માફક કસરત તરફ પ્રેરવાં. આમ કરવાથી આપણી ખેદજનક સ્થિતિ સુધરી શકે. શરીરના આરોગ્યનો દુશ્મન ગંદી જગ્યા, ખરાબ વસ્ત્રો, નાટક-સિનેમાઓ, ખરાબ સોબતીઓ છે. તે વિષે પણ સાવધાન રહેવું જોઇએ.

ભાવપ્રકાશ (પ્રકરણ ૫, શ્લોક ૫૭)માં કહ્યું છે કે:

न चैनं सहसाक्रम्य जरासमधिरोहति।
न चास्ति सदृशन्तेन किंचित् स्थौल्यापकर्षकम्॥

'કસરત કરનારને જલદી વૃદ્ધાવસ્થા આવતી નથી. અને કસરત જેવું સ્થૂળતા હરનારૂં બીજું કાંઇ નથી.' વળી કસરત, જાગરણ, પંથ, સ્ત્રીસંગ, હાસ્ય તથા ભાષણાદિ સાહસને અતિ સેવનાર મનુષ્ય હાથીને ખેંચનાર સિંહની પેઠે નાશ પામે છે.

માટે સૌ ભાઇબહેનોને મારી વિનંતિ છે કે તમે સૌ આજથી કસરત શરૂ કરો ને ધીમે ધીમે તેમાં વધારો કરતાં રહો, તો તેથી તમારી ભાવિપ્રજાને સુધારી શકશો.

ઓરસદ રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## નવયુગનાં યુવકોને

પ્રિય યુવકબંધુઓ,

ચાલુ કાળમાં હિંદમાં મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઇ, પંડિત જવાહરલાલ, શ્રીમતી સરોજિની નાયડુ તથા તેમના જેવાં બીજાં અનેક સેવાપ્રેમી મનુષ્યો આપણા હિન્દના ઇતિહાસમાં ન ભૂલાય તેવી માતૃસ્વતંત્રતાની અજોડ પ્રવૃત્તિ કરી રહ્યાં છે. જગતને અચંબો પમાડનારાં ગાંધીજીનાં હથિયારથી—અહિંસા અને સત્યાગ્રહથી—ભરતખંડમાં ક્રાન્તિનાં ઘણાં આન્દોલનો થઇ રહ્યાં છે, જેણે બ્રિટન જેવા સામ્રાજ્યનાં ભયંકર હથિયારને જૂઠાં પાડી દીધાં છે, તેવો આ નવયુગ—ગાંધીયુગ—છે.

યુવકો એટલે? રાષ્ટ્રનો પ્રાણ, આવતી કાલના વારસો, ભવિષ્યના મહા-

પુરુષો તથા નવીનતાના સર્જકો.

ઘરડાઓ એટલે? ગઈ કાલના માનવી, જૂની રૂઢિના પૂજકો. આવતી કાલે શું થશે, એ સવાલનો જવાબ આજનાં કામ ઉપર રહેલો છે. જેણે આજ ગુમાવી તેણે કાલ પણ ગુમાવી. ઘરડાઓ આજ ગુમાવવા બેઠા છે, તે નવયુગના યુવકોને નહિ પાલવે! મરણ પછી પિતૃઓને અનામત દક્ષી મળે, એટલે પાપના ઢગલામાં દટાએલાં બિચારાંઓને પૃથ્વી ઉપર જંપવાવારો તથા સુખનું સ્વપ્ન પણ નહિ હોય ને અજવસ્ત્રને માટે દુઃખી થતાં હોય તેમની પાછળ પરભવના સુખ સારૂ તેમના વારસો ઘીની ધારાઓ વરસાવે, અને આવી જ રીતે પ્રેતભોજનનાં પુણ્યનાં ગાંસડાં સ્વર્ગનાં અનાગત ફંડમાં મોકલી આપે! આ તે જ્ઞાતિવરો કે આભરૂના કાંકરા? આ બધું આપણી ઊંધી સમજણને લીધે ઉજળા હિન્દુ ધર્મને નામે!

આજ કાલ હિન્દુ સમાજને ઘણી ભયંકર જળો વળગી છે, જેવી કે જ્ઞાતિવરાની પાપી રૂઢિ, કુળવાન અકુળવાનના વાડા, લાજમલાજની ફરજિયાત જેલો, વટાળ અને આભડછેટની અંધશ્રદ્ધા તથા કાણમોકાણની મૂર્ખ ભાવના. આ જળોએ સમાજનું લોહી ચૂસીને તેને મૃત્યુની અણી ઉપર આણી મૂકયો છે. હવે તો જાગો! જોકે તમને જગાડવાને કુદરત ઘણા પ્રયત્નો કરી રહી છે. સમાજમાં દુઃખી મનુષ્યો દુઃખથી ચિત્કાર કરી રહ્યાં છે તે, તથા સમાજની પાપી રુઢિઓ તમને જગાડવાને ગજરાજની માફક ગર્જી રહી છે, છતાં ઘોર નિદ્રામાં ઘોર્યાં જ કરો છો! જાગવું છે? કે પછી તમારી ઉપર પણ કુંભકર્ણની માફક હાથી ફરશે ત્યારે જ જાગશો?

હિન્દુ સમાજની ઉન્નતિ સારૂ રચેલા પ્રાચીન કાળના નીતિના કાયદા આવા ન હતા, પણ કેટલાક સ્વાર્થી પેટપૂજકોએ જુદા જ સ્વરૂપમાં સમાજ સમક્ષ રજુ કર્યા છે. આનું પરિણામ એ આવ્યું, કે સાચાં શાસ્ત્રોનું તથા સાચા ધર્મનું મીઠું વળતું જાય છે, અને સ્વાર્થી શાસ્ત્રો તથા કપોલકલ્પિત ધર્મ આપણા ધર્મપ્રચારકોએ ઠોકી બેસાડયો છે તેને પાપે આજે સમસ્ત હિન્દુ સમાજ બૂરી દશા ભોગવે છે.

શાસ્ત્રોમાં એવું કયાં લખ્યું છે કે મરનારની પાછળ બારમાં, તેરમાં ને પૈસા ભેલાડવાના રાક્ષસી ખર્ચ કરી ખુવાર થવું?

અહિંસાના સૂત્ર ઉપર રચાએલા એવા પવિત્ર હિન્દુધર્મમાં જન્મેલા આપણે રાક્ષસથી પણ ભયંકર હિંસક છીએ, કારણ કે એક ટંકના ભોજનને માટે બિચારા ગરીબને ગરદન મારી જિંદગી પર્યંત કંગાલ બનાવી, તેની આખી

જિંદગીની કમાણી ગોફણીઆ રૂપે ગળી જઇએ છીએ, તો આનાથી મોટી હિંસા બીજી કેવીક કહેવાય!

શાસ્ત્રમાં એવું પણ કયાં લખ્યું છે કે મરણ પામેલા મનુષ્યની પાછળ સ્ત્રીઓને ફરજીઆત છાતી કુટાવી ભાગી નંખાવવી? શું આમ છાતીમાંથી લોહી વહેવડાવી માથું કુટાવી મરનારને પાછું આણી શકશો?

હિન્દુ ધર્મશાસ્ત્ર એટલે વેદ, ઉપનિષદ અને સ્મૃતિ ગણી શકાય. આમાંયે જો કોઇએ ધાલમેલ કરીને કંઇ ઘુસાડી દીધું હોય તો ભગવાન જાણે; તેમ છતાં આ ગ્રંથોમાં પણ કેવળ વિધિ, સંસ્કાર તથા ધાર્મિક ક્રિયા સિવાય લાડુ, ચૂરમાં અને દુધપાકનાં દર્શન કોઇનેય થતાં નથી; જેમને એનાં દર્શન થતાં હોય તેમને પડકાર કરૂં છું કે એકાદ સંસ્કૃત લીટી કે શ્લોક તો બતાવે? પછી નવરાશે આપણે શાસ્ત્રોની વાતો કરીશું.

શાસ્ત્રોની ફિલસુફીને નામે ભોળા લોકોની અંધશ્રદ્ધાનો લાભ લેઇ એ બિચારાં ઘેટાંને કતલખાનામાં ધકેલવાં હોય તો તેવા ધર્મગુરુઓની કે મહારાજોની અમને પરવા નથી.

બાપના કૂવામાં પડવું તેમાં હવે મોટાઇ રહીજ નથી. તે મોટાઇએ સમાજને હાલ કેવી દશામાં આણી મૂકયો છે, તે આપણે અનુભવી રહ્યા છીએ.

પ્રાચીન કાળના ઋષિમુનિઓ આજના ભૂદેવો જેવા સ્વાર્થી ન હતા. તે પોતાના નિર્વાહ સારૂ ખાટલા, ગોદડાં તથા ખાસડાં લેઇ સ્વર્ગનો પરવાનો લખી આપતા ન હતા, તથા જીવતાં જાગતાં મનુષ્યોના ગળા ઉપર છરી ફેરવનારાઓ માટે મરણ પાછળ બ્રહ્મભોજન કે પ્રેતભોજન કરાવી મરનારને સ્વર્ગમાં મોકલી આપતા ન હતા. વળી તેવાં સ્વર્ગ પણ સસ્તાં નથી કે ભોજન જમાડયેજ મળી જાય!

આજના ભૂદેવો તથા ધર્મગુરુઓ પોતાના સ્વાર્થ માટે સમાજને કંગાલિયતની ચક્કીમાં પીલવામાં પાપ નથી માનતા. હવે તો સમજીને ધર્મના અર્થનો અનર્થ ન કરો. અક્કલમાં આવે નહિ એવું કદી શાસ્ત્રમાં પણ લખેલું નજ હોય.

આજે ભારતવર્ષમાં સેંકડો મંદિરો મોજુદ છે અને તે લાખો બલકે કરોડો રૂપિયાની મિલકત ધરાવે છે, તે કોને માટે? જીવતાં જાગતાં મનુષ્યોને ખાવાના સાંસા છે, ત્યારે પત્થરના ઠાકોરજી હજારો રૂપિયાના થાળ જમે છે તથા સોના હીરાના દાગીના પહેરે છે, તે બધી મિલકત કયાંથી આવી? શું તે ગરીબોના પરસેવાનો પૈસો નથી? ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો! આજે

ગરીબોના ઘરમાં અન્ન અને દાંતને વેર હોય છે, છતાં હજુ પણ ધર્મને નામે ઠગતા ખાંધીઆ ઠાકોરજીને નામે ઉઘરાવ્યેજ રાખે છે, તે ઠાકોરજી ક્યારે ખાઇ રહેશે! જો મહાભારતનો ભીમ ઠાકોરજી થઇને જન્મે તોજ ખાઇ શકે! નહિ તો પછી અંગ્રેજ જેવા ભીમ તો છેવટે છેજ! બાકી ગરીબોના લોહીનો પૈસો આજના ધર્મગુરુઓથી સારાં કાર્યોમાં તો નહિજ વપરાય. વડતાલ જેવા એક મંદિરની મિલકત કેળવણીના ઉપયોગમાં લેવામાં આવે તો આખો ચરોતર પ્રદેશ બીજા દેશો કરતાં કેળવણીમાં આગળ પડતો નીવડે અને પ્રજા સુખી થાય. આણંદમાં ખ્રિસ્તીઓનાં દવાખાનાં છે, તેવું વડતાલના મહારાજ સારૂં દવાખાનું કાઢે તો કેટલા ય લોક ખ્રિસ્તી થતા અટકે. પણ જ્યાં વડતાલના જ સાધુઓ ખ્રિસ્તી દવાખાનાંની દવા પીતાં વટલાતા કે શરમાતા નથી, ત્યાં દવાખાનું કાઢવાની તો વાતજ શી!

અંત્યજબંધુને અડકવાથી અભડાઇ જવાય અને દેવો ઉપર હોય તે પાતાળમાં પેસી જાય! પણ ખ્રિસ્તી જેવા ચુસ્ત ગોભક્ષકની પગચંપી થાય અને આપણાજ બંધુઓ અપવિત્ર ગણાય તે કયા શાસ્ત્રનો ન્યાય!

આ બધુ હિન્દુશાસ્ત્રને નામે, ઊજળા હિન્દુધર્મને નામે!

આપણને પેટ ભરવા પૂરતું અન્ન તથા શરીરની રક્ષા કરવા પૂરતાં વસ્ત્ર નથી, છતાં ધર્મની ધજા ફરકાવવા તથા કુળવાનશાહીનાં પ્રમાણપત્ર મેળવવા આવા નિર્દય અને રાક્ષસી જ્ઞાતિવરા અને પિશાચી રિવાજો! આ બધી પાપલીલા, કુળવાનશાહીનાં નાટકો તથા નાતના દંભ હજુ કયાં સુધી નીભાવવા છે? આવા નિર્દય, પિશાચી ચક્રમાં હિન્દુ સમાજને કયાં સુધી પીલાવા દેવો છે?

આપણા સમાજનું વહાણ ધર્મની અતિશય અંધશ્રદ્ધાથી બુડવાની તૈયારીમાં છે, માટે હવે જેટલો વિલંબ થશે તેટલો આપણને ગેરફાયદો છે, સમાજનું ધર્મરૂપી સુકાન મંદિર તરફથી ફેરવી દેશસેવા તરફ વાળો, સાચો ધર્મ શોધવો હોય તો દેશસેવા છે, તથા આજે સાચા સાધુ શોધવા હોય તો દેશનાં સેંકડો બલકે હજારો મનુષ્યો માતૃસ્વતંત્રતાના ભેખધારી છે.

યુવકોની આંખમાંથી અગ્નિના અંગારા વરસો, આવી પાપી રૂઢિઓનાં
૮ મૂળ કાઢવાની હિંમત આવો, તથા શિથિલ થએલી હિન્દુત્વની ભાવના જાગ્રત
કરવાનું બળ આવો. બાળલગ્ન, વરવિક્રય, કન્યાવિક્રય, વિધવાદમન, પ્રેતભોજન,
તથા રાક્ષસી જ્ઞાતિવરા મૂળમાંથી કાઢી નાંખવાની પ્રભુ સદ્બુદ્ધિ આપો.

પ્રિય વાંચકો, આ લેખ લખીને હું હિન્દુ ધર્મનું તથા શાસ્ત્રનું કે

ધર્મના ચાંચલકોનું અપમાન કરવા માગતો નથી, પણ જે આપણી દષ્ટિએ સુધારવા જેવું દેખાતું હોય તે આપણે સુધારવું જોઇએ, તે વાત તમારી સમક્ષ રજુ કરૂં છું. મારી ભૂલ તથા દોષ તરફ ન જોતાં, મારા લખવાના હેતુનો વિચાર કરી જોશો, તો મારા ઉપર ઉપકાર થયો એમ સમજીશ. હું પણ સાચા હિન્દુ તરીકે અભિમાન ધરાવું છું. પ્રભુ સર્વને સારાં કાર્યો કરવાને સદ્બુદ્ધિ આપો.

કિરોડા (ઉગાણ્ડા) છોટાભાઇ ઈશ્વરભાઇ પટેલ

---*---

## કેળ

આપણા દેશમાં શુભ પ્રસંગે કેળના થાંભલા, તોરણો બાંધવાનો રિવાજ બહુ પ્રાચીન છે. એ ઉપરથી જણાય છે કે કેળનું વાવેતર ઘણા લાંબા કાળથી થતું હોવું જોઇએ.

કેળ ગરમ પ્રદેશમાં થાય છે. તેનું મૂળ વાવેતર વિષુવવૃત્તની આજુબાજુના પ્રદેશોમાં થાય છે. દક્ષિણ હિંદુસ્થાન, સિલોન, આફ્રિકા, દક્ષિણ અમેરિકા, મેક્સિકો, વગેરે દેશોમાં તેનું મોટા પ્રમાણમાં અને પદ્ધતિસર વાવેતર થાય છે. કેળાંનો ઘણો ઉપયોગ યુનાઇટેડ સ્ટેટ્સમાં અને યુરોપમાં થાય છે. ગુજરાતમાં કુલે કેળનું વાવેતર ૪૦૦થી ૫૦૦ એકર થાય છે. તેમાં લગભગ ૩૫૦ એકર તો એકલા સુરત જિલ્લામાં થાય છે. જો ખાતરનું અને પાણીનું પુષ્કળ સાધન હોય તો પપૈયાની માફક કેળનું વાવેતર લાભજનક છે. બગીચાનાં ઝાડોમાં નાળીએરીની માફક કેળમાં ખાસ વિશેષતા છે. એના ઝાડનો એકે એક ભાગ ઉપયોગી છે. કેળ સસ્તું અને સ્વાદિષ્ટ હોવાથી ગરીબ તેમ જ તવંગર વર્ગને પ્રિય થઇ પડયું છે. કેળાં ઘણાં પુષ્ટિકારક હોવાથી જમ્યા પછી મુખવાસ તરીકે લેવામાં આવે છે. આ સિવાય કેળનો બીજી રીતે પણ ઉપયોગ થાય છે—જેમ કે કેળાંની સુકવણી, કાતરી, શાક, લોટ, વગેરે. એ સિવાય થડમાંથી રેસા નીકળે છે તેનાં કપડાં થાય છે. પાન જમવા માટે પતરાળાં તરીકે વપરાય છે. કેળના ડોડાઓનું શાક પણ થાય છે. કેળાંના લોટની સાબુદાણા માફક કાંજી પણ થાય છે, જે સાબુદાણાની કાંજી કરતાં વધારે સ્વાદિષ્ટ અને પૌષ્ટિક બને છે. કેળાંના આટામાંથી બિસ્કીટ બને છે. કેળનાં સૂકાં પાન બીડી બનાવવાના તેમ જ ફળો પેક કરી મોકલવાના ઉપયોગમાં લેવાય છે. આ રીતે કેળનું એકે એક અંગ ઉપયોગમાં લેવાય છે. રાજેલી જાતનાં કેળાંની જ ફક્ત સુકવણી

થાય છે. કેળાં બરોબર પરિપકવ થયા પછી છાલ છોલી લાકડાની ઘોડી ઉપર સુકવવામાં આવે છે. જો ગંધકનો ધુમાડો આપ્યો હોય તો સુકવેલાં કેળાંનો રંગ ભભકાદાર કેશરી બને છે.

મુંબઇ ઇલાકામાં કેળની લગભગ ૪૨ જાત છે. પણ સરળતા માટે આ બધી જાતોના બે વર્ગ પાડી શકાય: એક શાકભાજીમાં વપરાતી જાતો અને બીજી ફળ તરીકે વપરાતી જાતો. કેળની કેટલીક મુખ્ય જાતો નીચે મુજબ છે:

ખાસડીયાં, રાજેલી, સોનકેળ, એલચી, લાલકેળ, બસરાઇ, મુઠેલી અને વહાલા.

વાવેતર માટે ફળદ્રુપ રેતાળ જમીન જોઇએ. એજ કારણે સમુદ્ર કિનારાની નજીકની ખારી આબોહવા વાળી અને ઉત્તમ ઝમણ વાળી જમીનમાં કેળનો પાક સારો થાય છે. સારી ઝમણ વાળી મધ્યમ કાળી જમીન પણ કેળના વાવેતરને માફક આવે છે. સાધારણ રીતે જે જમીન સારી ઝમણ વાળી અને રસકસથી ભરપૂર હોય તે કેળની ખેતી માટે અનુકૂળ છે. ભેજ વાળી ઉષ્ણ આબોહવા કેળને માફક આવે છે. બહુ ઠંડી ઋતુ અનુકૂળ આવતી નથી. જે જે ઠેકાણે હિમ પડે છે તેમજ સખ્ત પવન ફુંકાય છે ત્યાં કેળની ખેતી બરોબર થતી નથી. અતિવૃષ્ટિ કેળ સહન કરી શકે છે, પણ વધારાના પાણીનો નિકાલ જલદી થતો હોય તોજ.

જમીન ઊંડી ખેડી પુષ્કળ પ્રમાણમાં છાણીઉં ખાતર આપવું. કેળ રોપવાને જાત પ્રમાણે પથી ૧૦ ફુટને સમાન્તરે દોઢ ફુટ ઊંડા, પહોળા લાંબા ખાડા કરવા. રોપવા માટે ત્રણ ચાર માસના તંદુરસ્ત પીલા પસંદ કરવા. મૂળ વગેરે કાપી નાખી સાફ કરવા અને બેથી ત્રણ ફુટ લાંબા રાખી ટોચ કાપી નાખવી. ત્યાર બાદ છાણના પાણીમાં થડ બોળી તેના ઉપર રાખ છાંટી ખાડામાં સીધા રોપી દેવા. રોપતા પહેલાં દરેક ખાડામાં પાંચથી દશ શેર છાણીઉં ખાતર આપવું અને પછી કેળ રોપી માટી પૂરી સારી રીતે કેળ ફરતી દાબવી.

ઉપર જણાવ્યા મુજબ કેળને પુષ્કળ ખાતર જોઇએ છે. કેળ રોપ્યા પછી એક મહિને પીલા ફૂટવા માંડે છે. આ વખતે ૪ શેર દિવેલીનો ખોળ, અડધો શેર સલ્ફેટ ઑફ એમોનિયા, દશ અધોળ પોટેસિયમ સલ્ફેટ અને ૧૨ અધોળ સુપર ફૉસ્ફેટ સાથે મિશ્ર કરીને પ્રત્યેક છોડને આપવો. એવું પણ માલમ પડ્યું છે કે છાણીઆ ખાતર સાથે ખોળ આપવામાં આવે તો કેળાંનું ઉત્પન્ન સારૂં થાય છે.

સાધારણ રીતે શિયાળામાં આઠથી દશ અને ઉનાળામાં સાતથી આઠ દિવસને આંતરે પાણી આપવું. પાણીની તંગાસ પડવા દેવી નહિ. પ્રત્યેક થડ દીઠ બે પીલા રહેવા દેઇ બાકીના ખોદી નાખવા. સારી માવજત હોય તો કેળને દશથી બાર મહિને ડોડા આવે છે, ડોડા ઉપર પ્રથમ માદા-ફૂલ હોય છે, જે કેળાંના રૂપમાં વિકસે છે, અને છેડે નર-ફૂલ હોય છે, જે વિકાસ પામતાં નથી, માટે માદા-ફૂલ વિકસી રહ્યા પછી તુરત ડોડો કાપી નાખવો.

કેળ જમીનમાંથી પુષ્કળ કસ ચૂસે છે, તેથી ત્રણ અગર ચાર વર્ષ પછી જે લૂમ આવે છે તે ઘણીજ નાની આવે છે. તેથી ત્રણ ચાર વર્ષથી વધુ મુદ્દત સુધી કેળની વાડી એક જગાએ રાખવી નહિ.

લૂમ ઉપર એકાદ કેળું પાકવા આવે કે તુરત તેને ઉતારી લેવી. કેળની લૂમ ઠંડીથી કે ગરમીથી બગડે નહિ માટે તેને કેળનાં સૂકાં પાનથી ઢાંકી રાખવી. લૂમ કાપ્યા પછી થડ કાપી નાખવું, રહેવા દેવું નહિ. કારણ કે એ થડને ફરી લૂમ આવતી નથી તેમજ કાપી નાખ્યાથી બાજુના પીલાને પુષ્ટિ મળશે. સાધારણ રીતે કેળાં કેરીની માફક ડાંગરના પરાળમાં મૂકી રાખી પકવવામાં આવે છે. પણ જ્યારે જલદી પકવવાં હોય ત્યારે તેની ભઠ્ઠી કરવામાં આવે છે.

એક એકરે લગભગ ૫૦૦ છોડ રોપાય છે. દરેક છોડના ઓછામાં ઓછા બાર આના આવે તો એકરે રૂા. ૩૭૫ આવક થાય. પહેલે વર્ષે રોપ, ખાતર, પાણી વગેરેનો ખર્ચ રૂા. ૩૦૦ થાય. ત્યાર પછીને વર્ષે આવક રૂા. ૫૦૦ની થાય છે અને ખર્ચ રૂા. ૨૫૦નું થાય છે. આ રીતે જો ખાતર પાણી આપી કાળજીપૂર્વક કેળની ખેતી કરવામાં આવે તો સારો નફો થાય.

કેળને નુકશાન પહોંચાડે તેવા ખાસ જંતુઓનો ઉપદ્રવ તથા રોગ નથી. લૂમ આવે ત્યારે કેળ ભાગી પડે નહિ તેટલા માટે જરૂર પડયે ટેકા આપવા.

('ખેતીવાડી,' અષાઢ, ૧૯૯૬) કે. પટેલ

---

## ગુજરાતમાં પડતા કાતરા

**કાતરા** એ એક જાતની શરીર પર કેશ વાળી ઇયળો છે, અને તે ખાસ કરીને કાઠિયાવાડ, વડોદરા તથા ઉત્તર ગુજરાતની હલકી ગોરાડુ જમીનમાં તેમજ નર્મદા નદીની ખીણમાં આવેલી ભાઠાની જમીનમાં થતાં તૂલો ઉપર જોવામાં આવે છે. આ ઇયળો ચોમાસામાં થતાં ઘણાં તૂલો ઉપર પડે છે. કાળી જમીનમાં એનો ઉપદ્રવ નહિ જેવોજ હોય છે.

૨. આ ઇયળો ચોમાસામાં થતાં મકાઇ, બાજરી, બાવટો, કોદરા, મગ, અડદ, વાલ, તલ, એરંડી, કપાસ અને શણ જેવાં નિરનિરાળાં તૂલો ઉપર પડે છે. ચોમાસાની શરૂઆતમાં જ્યારે આ તૂલો ઘણાંજ નાનાં હોય છે ત્યારે એ ઇયળો ચીડો (ગુંદરડો), કોઠીમડી જેવાં નિંદાણ તેમજ થોર, અરણી, વગેરે વાડનાં ઝાડો ઉપર પોતાનો નિર્વાહ કરે છે. આવાં નિંદાણ તથા ઝાડો ખેતરમાં તેમજ ખેતરની આજુબાજુ ઘણાં હોવાથી ઇયળોને ખોરાકની લેશ પણ તંગી વેઠવી પડતી નથી. જો હમેશ કરતાં ચોમાસું વહેલું શરૂ થાય તો તૂલો વવાય તે પહેલાં નિંદાણ ચારે બાજુએ ઊગી નીકળી તૂલ મોટાં થાય ત્યાં સુધી ઇયળોને ખોરાક પૂરો પાડે છે; અને તેથી તૂલો વધવા માંડતાંજ તેમનો નાશ કરે છે. આથી કરીને જે વર્ષમાં ચોમાસુ વહેલું બેસે છે તે કાતરાનો વર્ષે ઉપદ્રવ વિશેષ થાય છે.

૩. જે ઇંડાંમાંથી આ ઇયળો ઉત્પન્ન થાય છે તે ઇંડાં ૧૫૦થી ૨૦૦ના જથામાં ઉપર જણાવેલાં નિંદાણનાં અને ઝાડોનાં પાંદડાંની નીચલી બાજુએ નજરે પડે છે. એક જાતનું ફૂદું આ ઇંડાં મૂકે છે. આ ફૂદાનું શરીર કાળા પટા વાળા લાલ રંગનું હોય છે અને તેને આગળ નારંગી કિનારી વાળી સફેદ પાંખો હોય છે. વરસાદનાં પહેલાં સખત ઝાપટાં પછી આ ફૂદાં મહોલ્લાઓમાં તેમજ ઘરોમાં દીવાની આજુબાજુ ભમતાં જોવામાં આવે છે. આ ફૂદાંનો દેખાવ એ થોડા વખતમાં થનારા કાતરાના ઉપદ્રવનું પ્રથમ ચિહ્ન છે.

૪. નાની ઇયળો નિંદાણનાં પાંદડાં ખાતી ખાતી તૂલો તરફ ચાલવા માંડે છે. તેઓ જલદીથી કદમાં વધે છે અને વિશેષ ચાલાક બનતી જાય છે. તેઓ ત્રણ અઠવાડિયાં સુધી પોતાના ખોરાક વાળા એક અથવા બીજી જાતના છોડ ઉપર રહી તેમને પાંદડાં વિનાના બનાવી મૂકે છે. આ અવસ્થામાં તેમનો ખાધ પણ બેસુમાર હોય છે. જ્યારે આ ઇયળો આશરે અઢી ઇંચ લાંબી થાય છે ત્યારે તેઓ સમાધિ લેવા જમીનમાં ઉતરી પડે છે. આ સમાધિ અગર નિદ્રાવસ્થા બીજા ચોમાસા સુધી પહોંચે છે અને વરસાદ પડતાં એ અવસ્થામાંથી ફૂદામાં રૂપાંતર થાય છે. આ જ ફૂદાં ભવિષ્યમાં ઉપદ્રવ કરનાર ઇયળો જેમાંથી સેવાય છે તે ઇંડાં મૂકે છે. ઘણુંખરું આ ઇયળો વર્ષમાં એકજ વેળા ઉત્પન્ન થાય છે. ભાગ્યેજ એકાદ એવું વર્ષ આવે છે, જેમાં ઇયળો બે વેળા ઉત્પન્ન થાય.

૫. કાતરાથી તૂલોને બચાવવાના ઉપાયો: (ક) જે ખેતરમાં કાતરા પડ્યા હોય તે ખેતરને છ ઇંચ ઊંડાં ચાસી નાખવાં. આથી સમાધિઅવસ્થામાં પડેલા કાતરા બહાર નીકળી આવશે અને તેમાંનાં ઘણાંખરાં ટાઢ-તડકાથી

મરી જશે. એજ પ્રમાણે જો શેઢાને તથા વાડને પણ ખોદી સાફ કરવામાં આવે અને સાથે સાથે ખેતરને ખેડી નાખવામાં આવે તો આવતા વર્ષમાં કાતરાનો ઉપદ્રવ ઘણાંજ થોડા પ્રમાણમાં થશે.

(ખ) આ કૂદાં રાત્રે દીવા તરફ આકર્ષાતાં હોવાથી, જો ખેતરમાં થોડી ઊંચાઇ ઉપર એક કથરોટ જેવું છીછરું વાસણ પોણું પાણીથી ભરી, તેમાં થોડું ઘાસતેલ નાખી, ગોઠવી કરી તેને મધ્ય ભાગે એક ઇંટ મૂકી તે ઉપર એક સારું ઉજાસવાળું, પવનથી ન હોલવાઇ જાય એવું ફાનસ મૂકવામાં આવે તો કૂદાં દીવાથી આકર્ષાઇ કથરોટમાં ઘાસતેલવાળા પાણીમાં પડી મરી જશે. ચોમાસાની શરૂઆતમાં સખત ઝાપટાંઓ પછી જો ઉપર બતાવ્યા પ્રમાણે બત્તી લાગલાગટ થોડા દિવસ સુધી ખેતરમાં મૂકવામાં આવે તો ઘણાંખરાં કૂદાં ઈંડાં મૂકતા પહેલાંજ મરી જશે અને પરિણામે કાતરાનો ઉપદ્રવ કમી થશે.

(ગ) વરસાદનાં શરૂઆતનાં સખત ઝાપટાં પછી એક અઠવાડિયામાં કાતરા નિંદામણનાં પાંદડાં ખાતા જોવામાં આવે છે. આ વેળાએ કાતરા વાળા કે ઈંડાના જથા વાળા છોડવાઓને ઉખેડી પગે કચરી નાખવા, અગર કાતરાને કે ઈંડાને ઘાસતેલ અને પાણીથી ભરેલા વાસણમાં નાખવા.

(ઘ) શણનું તૂલ કાતરાને વિશેષ ભાવતું હોવાથી, મુખ્ય તૂલની ચારે બાજુએ શણની નાની પટી વાવવી. આ શણની પટી ઉપર નીચે જણાવ્યા પ્રમાણે પેરીસ ગ્રીન નામની દવાના મિશ્રણની ભૂકી છાંટવાથી અને આ દવા વાળાં મહુડાં મૂકવાથી, આસપાસની જગ્યાએથી આવનાર કાતરાને સહેલી રીતે ઝેર આપી મારી શકાય છે અને અંદરનાં વધુ કીમતી તૂલોનો બચાવ થઇ શકે છે.

(ઙ) તૂલના છોડ પર પેરીસ ગ્રીન નામની ઝેરી દવા છાંટવી, જે ખાવામાં આવવાથી કાતરા મરી જાય છે. એ દવાની ભૂકી છોડ ઉપર બરાબર ચોંટી રહે એ અર્થે તે કોઇ પણ જાતના લોટ સાથે ભેળવવી. જે લોટ મિશ્ર કરવામાં આવે તે સસ્તો અને સહેલાઇથી મળી શકે તેવો હોવો જોઇએ. ચણા, બાજરી કે જુવારનો લોટ બીજા લોટ કરતાં ખાસ પસંદ કરવો. જ્યારે કાતરા ઘણા નાના હોય ત્યારે આ ઝેરી દવા લોટની સાથે ૧ : ૩૦ના પ્રમાણમાં ભેળવી તૂલ ઉપર છાંટવી. લોટને દવામાં ભેળવ્યા પહેલાં બરાબર સુકવવો અને બારીક ચાળણી વડે ચાળી નાખી, દવા સાથે સંપૂર્ણ રીતે મેળવવો. આ મિશ્રણને સવારે વહેલાં જ્યારે ઝાકળ પડેલું હોય અને પવન બંધ હોય ત્યારે ખેતરમાં તૂલ ઉપર છાંટવું. આ ભૂકી છાંટવાને માટે ડસ્ટીંગ મશીન, હેંડ બેલોઝ

(હાથધમણ) કે બારીક મલમલની કોથળીઓ વાપરી શકાય. એક એકર તૂલ છાંટવાને માટે ૨૦થી ૪૦ શેર મિશ્રણ જોઇએ છે. તેના પ્રમાણનો આધાર મુખ્યત્વે તૂલની જાત, છોડની ઊંચાઇ અને પવન ઉપર રહેલો છે.

(ચ) કાતરાને સૂકાં મહુડાં વિશેષ ભાવે છે. આ મહુડાંનો ઉપયોગ કરવાને પ્રથમ પેરીસ ગ્રીન અને લોટનું ૧:૧૦ના પ્રમાણમાં મિશ્રણ કરવું, તે મિશ્રણને મહુડાં સાથે ૧:૪ના પ્રમાણમાં ભેળવવું અને દરેકે દરેક મહુડાંને બરાબર ભેળવી ઝેરી લોટ વાળું કરવું. ખેતરમાં આવાં મહુડાં મૂકવાથી કાતરા તેમને ખાઇને મરી જાય છે.

૬. જ્યાં આ ઉપાયો એકજ જગ્યાએ મોટા પ્રમાણમાં અમલમાં મૂકવામાં આવે છે અને ખેડૂતો અંદર અંદર સહકાર કરી એકત્ર થઇ ઉપાયોનો અજમાયશ કરે છે, ત્યાં ઘણી જાતનાં તૂલોને ખાનાર આ ઉપદ્રવી કીટકનો અટકાવ વધુ ફતેહમંદ નીવડે છે. ચારે બાજુએ એક ફૂટ ઊંડી ખાઇ ખોદી અને તેમાં ઝેરી દવા વાળાં મહુડાં મૂકવાથી ખેતરની અંદર બહારથી આવનાર કાતરાને અટકાવી શકાય છે.

(મુંબઇ ઇલાકા ખેતીવાડી ખાતા તરફથી પત્રિકા)

---

## અસ્પૃશ્યતા સંબંધે

**અસ્પૃશ્યતા** સંબંધે વિચાર કરતાં એમ માલુમ પડે છે કે અસ્પૃશ્યતા એ ઘોર અજ્ઞાનજ છે. માનવ માનવ વચ્ચે આ ક્રૂર ભેદ શા માટે? મનુષ્ય મનુષ્યને સ્પર્શતાં જાણે કંઇ મોટું નુકસાન સહેવું પડતું હોય તેમ અસ્પૃશ્યતાના સંબંધમાં દેખાઇ આવે છે. સ્પર્શ કોનો ન કરાય, એ તો આપણે સૌ કોઇ સારી રીતે જાણી શકીએ છીએ. ઝેરી સાપને કે વીંછુને ન સ્પર્શી શકાય, જો સ્પર્શીએ તો ભયંકર દુઃખ ઉત્પન્ન થાય. હડકાયા પ્રાણીને ન સ્પર્શી શકાય, અગ્નિને ન સ્પર્શી શકાય. સ્પર્શીએ તો અસહ્ય દુઃખ થાય એ ડરથી માનવ તેનો સ્પર્શ ન કરી શકે અને કરવો પણ ન જોઇએ. જેના સ્પર્શથી માનવને દુઃખ ઉત્પન્ન થાય કે મૃત્યુના મુખમાં સપડાવું પડે એનો સ્પર્શ ન કરાય, પરંતુ માનવ માનવને ન સ્પર્શી શકે એ શાથી?

જો સ્વચ્છતાની દૃષ્ટિએ અસ્પૃશ્યતાનું પાલન થતું હોય તો કૂતરાં-બિલાડાં, ઢોરઢાંખર જેવાં ગંદાં પ્રાણીઓને સ્નાન કરવું, સ્વચ્છ રહેવું, વગેરે કશું ભાન હોતું નથી, છતાં તેમનો સ્પર્શ કરવામાં કશો બાધ લેખાતો નથી.

અને એક માનવબંધુને અડકતાં બીજો માનવ અભડાઇ જાય એ કેટલી ક્રૂરતા લેખાય? એને ક્રૂરતાજ નહિ, પણ સાથે બુદ્ધિહીનતાનું પ્રદર્શન કહી શકાય: માનવ જો સારાસારનો વિચાર કરી શકે તો ઉપર કહ્યા મુજબ જેને અડકતાં ભયંકર દુઃખ ઉત્પન્ન થઇ શકે છે એજ અસ્પૃશ્ય લેખાય.

સદીઓથી આપણા દેશમાં ઉચ્ચ અને નીચ એવા ક્રૂર ભેદ પ્રવર્તી રહેલા જોવામાં આવે છે. પ્રાચીન સમયમાં તો ગુણકર્મો પ્રમાણે ઉચ્ચનીચ મનાતા. પણ આજે તો ચંડાળ જેવાં કર્મો કરતો હોય, પરંતુ કહેવાતી ઉચ્ચ જાતિનો હોય તો તે ઉચ્ચજ લેખાય છે! દયા, નમ્રતા, ધર્મ, વગેરેનું પાલન કરનાર હરિજન વર્ગનો હોય તો તેને નીચ માની તિરસ્કારી કઢાય છે! ખરેખર આ કેટલું અંધેર કહી શકાય?

આ અંધેરનો નાશ કરવા પૂજ્ય ગાંધીબાપુએ ભગીરથ પ્રયત્નો આદર્યા છે. જરૂર એ અંધેર ટળશે, કારણ તેની સાથે દેશોન્નતિ સંકળાએલી છે. દેશોન્નતિના સંબંધમાં માનવે માનવના પ્રત્યે ભ્રાતૃભાવ રાખી વર્તવું જોઇએ. માનવ માનવ વચ્ચે ક્રૂર ભેદ એજ આપણી અવનતિની પૂર્ણ નિશાની છે અને એજ આપણા સર્વનાશનું બીજ છે. જ્યારે એ ક્રૂર ભેદ ટળી જઇ ભ્રાતૃભાવ પ્રવર્તશે ત્યારે આપણે આપણા દેશને ઉચ્ચ શિખરે પહોંચેલો જોઇ શકીશું. આજે કેટલાક સવર્ણ બંધુઓ પૂજ્ય ગાંધીબાપુના રાહ પ્રમાણે ચાલતા હોવાનો દંભ કરી મોંએથી દેશસેવાની સારી મીઠી વાતો કરી દેશપ્રેમી હોવાનાં બણગાં ફૂંકે છે, પણ જ્યારે તેઓનાં વર્તન તરફ જોવામાં આવે છે, ત્યારે હાથીની પેઠે તેમના 'ચાવવાના ને બતાવવાના' દાંત જુદા માલુમ પડે છે. 'મુખમાં રામ ને બગલમાં છૂરી' એ સૂત્ર પ્રમાણે બાહ્ય આડંબર ક્યાં સુધી ચાલશે? આ વીસમી સદીના નૂતન યુગમાં તો અંતરની અજ્ઞાનતાના થર ઉથલાવ્યેજ છૂટકો સમજજો, આ તો ગાંધીયુગ છે બાપલા!

રણુંજ કાળિદાસ દયાળજી પરમાર



જન્મના કારણથી મનાયેલી આ અસ્પૃશ્યતામાં અહિંસાધર્મનો અને સર્વભૂતાત્મભાવનો નિષેધ થઇ જાય છે. એના મૂળમાં સંયમ નથી, પણ ઊંચપણાની ઉદ્ધત ભાવનાજ રહેલી છે. આથી એ સ્પષ્ટ અધર્મ જ છે. એણે ધર્મને બહાને લાખો કે કરોડોની સ્થિતિ ગુલામ જેવી કરી મૂકી છે.

('ગાંધીવિચારદોહન,' પૃષ્ઠ ૪૮) ગાંધીજી

## ૨. વસો ગામના યુવકોને પત્ર

### (૧) બહુપત્ની લગ્ન

યુવક બંધુઓ,

આપણા ગામમાં ચાલુ માસમાં ભાઈશ્રી બાવાજીએ તેમનાં પત્ની છતાં બીજી વખત લગ્ન કર્યું છે, તથા શ્રીમતી બેન લલિતાબેને એક ઉપર બીજાં પત્ની તરીકે સોજીત્રાના કોઈ ભાઈ સાથે લગ્ન કર્યું છે. આ બે બનાવો પ્રત્યે આપ સૌએ અણગમો બતાવતા ઠરાવો કર્યા છે તે 'પાટીદાર' માસિકના અષાઢના અંકમાં વાંચી જે વિચારો આવ્યા તે જણાવવા ઇચ્છા થયાથી આ પત્ર લખ્યો છે. આ પત્રમાં જણાવેલા તેમજ બીજા સામાજિક પ્રશ્નો બાબત આપણે તથા બીજા ગામના યુવકોએ ગંભીરપણે વાટાઘાટ કરવાની જરૂર છે એમ માની આ પત્ર જાહેર રીતે પ્રકટ કરવા આની નકલ 'પાટીદાર' માસિક માટે મોકલી છે.

આ બંને લગ્નો જેવાં ઘણાં લગ્નો હમણાં હમણાં આપણી જ્ઞાતિમાં થાય છે. આપણા ગામના યુવકોની માફક આવાં લગ્નની બાબતમાં, આ લગ્નોમાં સંબંધકર્તા–સોજીત્રા તેમજ કરમસદ ગામના યુવકો શું ધારે છે તે જાણવાનું આપણને મળ્યું નથી. સોજીત્રા વાળા જે ભાઈ વસો પરણવા આવ્યા હતા તેમનાં પહેલી વખતનાં પત્નીના પિયેરના યુવકોનો વિચાર પણ આપણને જાણવા મળ્યો નથી. મોટે ભાગે લાગતા વળગતા બધાય ગામના યુવકો આવાં લગ્નોની વિરુદ્ધ હશેજ, એમ સહેજે માની લેવાય. પરંતુ મેં સાંભળ્યું છે કે શ્રી. બાવાજીની જાનમાં ૩૫થી ૪૦ માણસ ગયા હતા અને બીજે દિવસે વધ્યા હતા, એ જાણ્યું ત્યારે નવાઈ લાગી!

'આપણે ઠરાવો કરીએ તેથી આવાં લગ્નો અટકી શકવાનાં નથી,' 'આપણા ગામમાંથી પરણનાર આવા છોકરાની જાનમાં આપણે નથી જતા છતાં બીજા ગામ વાળા તો આવેજ છે, એટલે ફરી આવો પ્રસંગ ઊભો થતાં આપણે વિરોધના ઠરાવો કરવાનો અર્થ નથી,' આવા વિચારો આપને કદાચ આવ્યા હશે. પરંતુ આવા વિચારો કરી નિરાશ થવાની જરૂર નથી. આપણા વિરોધ છતાં આવા પ્રસંગો બન્યેજ જાય છે અને એમ થતું અટકાવવામાં આપણને બીજા ગામના યુવકોનો સાથ નથી. એનો અર્થ એવો નથી કે આવાં લગ્નો સામે કોઈને અણગમો નથી. એનો અર્થ એટલોજ છે કે આપણા સામાજિક

હિતના પ્રશ્નો વિચારવા સંગઠિત થઇ વ્યવસ્થિત રીતે પ્રયત્ન કરવાની આપણામાં આવડત નથી, આવા અનિષ્ટ પ્રસંગો કેમ બને છે તેનું મૂળ શોધી તેનો નાશ કરવાનો આપણો પ્રયત્ન નથી. આમ હોય તો આપણે અમુક પ્રસંગોએ નિષ્ફળ નીવડ્યાથી નિરાશ થવાને-બદલે વધુ વ્યવસ્થિત બનવાનો પ્રયત્ન કરવો એ વધુ જરૂરી છે. આ રીતે આપણા પ્રયત્નમાં વધુ જોશ આવશે તો આપણને બીજા ગામના યુવકોનો સાથ પણ મળીજ રહેશે.

આ જાતનાં લગ્ન થવાનો પ્રસંગ આવીને ઊભો રહે ત્યારે આપણે ભેગા મળી વિરોધનો ઠરાવ કરીએ તે જરૂરી તો છેજ, પણ પૂરતું નથી. વિરોધના ઠરાવ કરવા, આવાં લગ્નોમાં ભાગ ન લેવો, એ બધું લોકમત કેળવવા માટે ઠીક છે; પણ એટલુંજ કરીને આપણે અટકી જઇએ તો આ બાબતમાં ધાર્યાં પરિણામ લાવી શકાય નહિ. તેમ કરવા માટે આપણે આવા પ્રસંગો બનવાનાં કારણો શોધવાની જરૂર છે અને તે કારણો ઉપસ્થિત ન થાય તે માટે વ્યક્તિગત રીતે તેમજ સંગઠિત બનીને પ્રયત્ન કરવા જોઇએ. ચાલો ત્યારે, આપણે આવાં લગ્ન થવાનાં સામાન્ય કારણો તપાસીએ.

લગ્નમાં બે પક્ષ છે–પુરુષ અને સ્ત્રી. પુરુષ એક પત્ની હયાત છતા ફરી લગ્ન કરવા કેમ પ્રેરાય છે, તે આપણે પ્રથમ તપાસીએ. સામાન્ય રીતે,

૧. કેટલીક વખત પોતાનાં સાસરીઆં સાથે કોઇ કારણે તકરાર થવાથી પુરુષ પોતાની પત્નીને પોતાને ઘેર તેડાવતો બંધ થાય છે અને સાસરીઆંને સીધાં કરવા ફરી પરણવા પ્રયત્ન કરે છે. આવો માણસ પાડાને વાંકે પખાલીને ડામ દેનાર જેવો મૂર્ખ છે.

૨. કોઇ વખત પોતાની સ્ત્રી સાથે તકરાર થવાથી અગર તેના દેખાવથી કે ચારિત્રથી અસંતોષ રહેવાથી પુરુષ ફરી પરણવા પ્રયત્ન કરે છે.

૩. મોટે ભાગે પ્રજાના અભાવને લીધે પુરુષ ફરી પરણવા પ્રયત્ન કરે છે. અને

૪. કોઇ વખતે કોઇ દેખાવડી કે બીજી રીતે પોતાને ગમતી સ્ત્રી સાથે ફસાઇ જઇ એક યા બીજું બહાનું શોધી પુરુષ ફરી પરણે છે.

ભાગ્યેજ કોઇ વખતે આવું લગ્ન થવા દેવામાં સ્ત્રી સંમત થાય છે. કોઇકજ દાખલા એવા મળે છે, જ્યારે કોઇ સ્ત્રી પોતાના ધણીને પોતાથી પ્રજા થતી ન હોય તો પ્રજા માટે ફરી પરણવા પતિ આપમેળે પૂછે તો સમ્મતિ આપે છે, કોઇ પ્રસંગે પોતે આગ્રહ પણ કરે છે.

આ બધાં ય કારણોમાં ઓછાવત્તા પ્રમાણમાં દોષ છે. કેટલાંક કારણો એવાં છે, જેમાં પુરુષ કરતાં તેના સંજોગો અને તેને પરણાવનાર વડીલોનો વધુ દોષ છે. ગમે તેનો દોષ હોય, પણ એક પત્ની તરફ બેવફા થઇ બીજી સ્ત્રી પરણનાર પુરુષ કોઇ રીતે સહાનુભૂતિને લાયક નથી.

હવે બીજા પક્ષનો—સ્ત્રીપક્ષનો—વિચાર કરીએ:

આપણે ત્યાં મોટે ભાગે છોકરીના લગ્નમાં તેનાં વડીલોનું જ ધાર્યું થાય છે, એટલે આવાં લગ્ન થવામાં જે કંઇ ભૂલ થાય છે તે છોકરીનાં વડીલોની જ. છતાં શ્રી. લલિતાબેનની બાબતમાં તેમનાં કોઇ વડીલોનો દોષ હોય એમ લાગતું નથી. આવો દાખલો જોઇ એમ લાગે છે કે આવા બનાવોમાં કોઇ વ્યક્તિ કરતાં આપણી લગ્નપ્રથામાં જ કંઇક મોટી ખામી છે અને એનો ભોગ કેટલીયે છોકરીઓ અને તેમનાં માબાપ ઇચ્છાએ કે અનિચ્છાએ બને છે.

કોઇ પુરુષને એક પત્ની હયાત હોય તો તેની સાથે પરણવાનું કોઇ છોકરી સ્વેચ્છાએ પસંદ કરે એ માનવા જેવી વાત નથી. તેવી જ રીતે જેની પત્ની હયાત હોય તેને શોક તરીકે પોતાની છોકરી કોઇ માબાપ રાજીખુશીથી પરણાવે એ અશક્ય અને માનવસ્વભાવ વિરુદ્ધ છે. આવું લગ્ન કરનાર છોકરી કે તેનાં વડીલો ના-છૂટકે જ આમ કરતાં હશે એમ માનવું રહ્યું. આવા બનાવનું કારણ શોધવા લગ્નમાં કન્યાપક્ષે શું કરવું પડે છે તે જોવું જોઇશે.

૧. છોકરીનો પક્ષ આ જાતનું લગ્ન કરે છે, કારણ કે કોઇ વખતે છોકરી લાયક ઉમરની થયા છતાં વર ન મળતો હોય, એટલે આવું લગ્ન કરવું પડે છે.

૨. વળી આપણી લગ્નપ્રથા એટલી ખર્ચાળ બની ગઇ છે કે કન્યાનો બાપ પોતાની દીકરીના સુખદુઃખનો વિચાર કરી શકતો હોય, છતાં પોતાની આર્થિક સ્થિતિ સારી ન હોવાને કારણે બને તેટલે ઓછે ખર્ચે છોકરીને પરણાવી દેવા પ્રયત્ન કરે છે. અને આવાં લગ્ન કરવામાં તેને ઓછું ખર્ચ આવે છે, એટલે ના છૂટકે પોતાની દીકરીને શોક ઉપર આપે છે. બાકી કોઇ માબાપ પોતાની દીકરીને આ રીતે પરણાવે નહિ.

આ રીતે કોઇ ગામમાં વરની અછત અને વર હોય તોપણ તે મેળવવા કરવો પડતો ભારે ખર્ચ, એ બે મુખ્ય કારણો આવાં લગ્ન માટે જવાબદાર ગણી શકાય. આ બે કારણો નાબુદ કરવા આપણે શું કરી શકીએ તે વિચારીએ.

પહેલા કારણનું મૂળ આપણામાં રહેલી કુલીનતાની ભાવનામાં છે. આપણે અમુક જ સ્થળે કન્યા આપીએ છીએ, પણ કન્યા લાવવામાં આપણે કોઇ

મર્યાદા રાખતા નથી. કન્યા લાવવામાં અને આપવામાં જુદાં ધોરણ રાખવાનું એક મોટું કારણ પરઠણ લેઈને છોકરો પરણાવવાનો મોહ છે. આ કારણે આપણા ઘણા છોકરા પરઠણને કારણે બહાર જાય છે, એટલે આપણી બેન-દીકરી માટે વરની તાણ પડે છે.

વરની તાણ પડવાને લીધે આપણા કન્યા આપવાના ગોળમાંથી પણ મોટી પરઠણ લેવાનું શક્ય બન્યું છે, એટલે આપણે અંદરોઅંદર પણ મોટી પરઠણ માગતા થયા છીએ. બધાને માટે તેવી પરઠણ આપવાનું શક્ય હોતું નથી. બીજી તરફ વગર પરઠણે મળી શકે એવા, આપણાં ગામોમાંથી મળી શકે તે કરતાં ઘણા સારા, પણ ગોળ બહારના છોકરાને આપણી કન્યા આપવાની આપણામાં હિંમત નથી, એટલે આપણાં ગામોમાં આપણે સસ્તો વર શોધીએ છીએ. પરિણામે હમણાં હમણાંનાં આવાં લગ્ન વધી પડ્યાં છે. ત્યારે આનો ઉપાય શો?

જ્યાં કન્યા નથી આપતા ત્યાં આપવાની પહેલ કરવાની તૈયારી આપણાં છ ગામોમાં તો શું, પણ બીજા કોઈ ગામના કોઈ પાટીદારોમાં નથી. 'છોકરીને લાયક વર ગમે ત્યાં મળે ત્યાં તેને પરણાવવી,' એવી ભાવના જાગ્રત થતાં હજુ એક જમાનો લાગશે. આ અનિષ્ટનો ઉપાય કેળવણી સિવાય બીજો નથી. આ બાબતમાં કંઈ જ ન કરવું એમ કહેવાનો આશય નથી. પણ મને લાગે છે કે છોકરી આપવા બાબતમાં રહેલી આપણી સંકુચિત ભાવના દૂર કરવાની આપણા કોઈનામાં હિંમત કે શક્તિ નથી, એટલે એ બાબતમાં બીજાને કહેવાનો અધિકાર લેવા જેટલું કરી બતાવનાર જન્મતા સુધી આપણે રાહ જોવી પડશે. આ બાબતમાં આપણે એક વસ્તુ કરી શકીએ. જે ગોળમાં વરની ભીડ હોય તે ગોળના આગેવાનો ભેગા થઈ તે ગોળમાં અમુક ગામ કે ગોળ વધારી શકે. પણ આપણી નાતના માણસો પોતાનાં દુઃખ ટાળવાને માટે પણ ભેગા મળી વિચાર કરી શકતા નથી ત્યાં સુધી શું થાય?

મતલબ કે આ જાતનાં લગ્નો વધી પડતાં અટકાવવાં હોય તો આપણાં છ, બાર કે સત્તાવીશ ગામોમાં, જે ગામોમાં છોકરાની પરઠણ લેવાતી હોય ત્યાં તે બંધ કરવા પ્રયત્ન કરવો એ ખાસ આવશ્યક છે. આનાથી આવાં લગ્નો બંધ જ થશે એમ નથી, પણ ઘણાં અટકશે.

પરઠણ લેવાનો વધતો જતો મોહ આપણને અનેક રીતે દુઃખી કરી રહ્યો છે. દાખલા તરીકે, છ ગામ બહારના લોકો જેમ વધુ ને વધુ પરઠણ આપી જાય છે તેમ તે લોક પોતાના છોકરા પરણાવતાં વધારે ને વધારે પરઠણ લે

છે. આપણાં ગામોમાં અંદરોઅંદર વધારે પરઠણ લેવાનું શરૂ થયું છે, એટલે આજે આપણે પરઠણ લેનારને કાલે વ્યાજ સાથે આપવી પડે છે. પરઠણ ઊપજે છે તેવાં કુટુંબોના છોકરા પૈસા મેળવવાના આ રસ્તા સામે નજર રાખી અભિમાની અને પ્રમાદી બને છે. છોકરાનો બાપ આજે પોતાના છોકરા માટે સારી કન્યા નથી શોધતો, સારી પરઠણ શોધે છે, એટલે કેટલાંક લગ્ન પહેલી વખતે પરઠણ માટે થાય છે, અને છોકરો મોટો થયા પછી ફરી સારી કન્યા માટે પરણે છે. સારી કન્યાના કેટલાક વાલીઓ પરઠણ આપવાની પોતાની અશક્તિને લીધે એક ઉપર બીજી આપવા તૈયાર થઇ જાય છે. આ રીતે પરઠણ લેવાની પ્રથા અનેક ઉપાધિઓનું મૂળ બન્યું છે. આનો ઉપાય એક જ છે: જેમને પરણવાનું છે તે પરઠણ લેઇને ન જ પરણે અને જે પરણી ચૂકયા છે તે પરઠણ વાળા લગ્નની જાનમાં ન જ જાય. આ બાબત આપણે અને પરઠણ લેનાર તમામ ગામોના યુવકો વેળાસર પગલાં નહિ ભરે તો આજે પરઠણ લેનારને કાલે વ્યાજ સાથે પાછી આપવી પડશે. એટલે મેં જણાવ્યું તેવો નિયમ લેવામાં આપણો પોતાનો જ સ્વાર્થ છે. આ કામે આપણે બીજાં ગામના યુવકોનો પણ સહકાર માગીએ અને તે જરૂર મળશે. જે કુટુંબમાં પરઠણ લેવાતી હોય તે કુટુંબની કન્યા પણ ન લેવી; અને લેવી તો તે કુટુંબવાળા ફરી પ્રસંગ આવ્યે પરઠણ નહિ જ લે એવી ખાતરી માગવી. એ એક પગલું આગળ છે તે પણ અજમાવવા જેવું છે. દરેક ગામમાં પચાસ સો યુવકો આવો નિયમ લેઇને જાહેર કરે તો પરઠણ લેનારા તુરત ઠેકાણે આવશે જ.

પરઠણ લેવાદેવા બાબતના પ્રશ્ન સાથે અનેક પ્રશ્નો સંકળાએલા છે. એની ચર્ચા ફરી બીજે વખતે. અત્યારે તો મારે આપને વિનંતિ કરવાની છે કે જે પ્રકારનાં લગ્ન પ્રત્યે તમે અણગમો જાહેર કર્યો છે તેવાં લગ્ન થતાં અટકે તે માટે ગજા પ્રમાણે આવા કંઇક નિયમો લેઇ પ્રયત્ન કરો.

સામાજિક બાબતના આવા નિયમો લેઇ તેને પાળવા જ હોય તો એનો રહેલો રસ્તો એ છે કે આવા નિયમો લેવાનો આપણો નિર્ણય જાહેર કરવો. જાહેરમાં લીધેલો નિયમ પાળવો આપણને વધુ સુગમ પડે છે, કારણ કે એનો ભંગ કરવા જતાં આપણને રોકનાર મળે છે. આપણું ભવિષ્ય સુધારવું હોય તો કંઇક સક્રિય કર્યે જ છૂટકો છે.

આપનો

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

*

પરઠણુ લાવે એવી કન્યાઓ મળે છે. પરિણામે પરઠણુ લેનાર કુટુંબને પહેલા નંબરમાં મુકાય એવી કન્યાઓ મળતી નથી.

બીજી તરફ આવા કુલીનો પરઠણુનેજ બહુ મહત્ત્વ આપે છે, એટલે બીજા ગામના તેમના જેવીજ કક્ષાના કુલીનો પણ પૈસા માગે છે. એ આપવાનું તેમને પોષાતું નથી, એટલે એ લોકો સસ્તો વર શોધવા મથે છે. પરિણામે પોતે જેમને પોતાનાથી ઊતરતા, અજાણુ કે ગમે તેવા માની પહેલાં કન્યા આપતા ન હતા તેમનેજ 'તે સસ્તા મળવાથી' આપે છે.

આ રીતે પરઠણુ લેનાર ગામોની અને કુટુંબોની દશા બગડતી જાય છે. આપણા સુંદર, સંસ્કારી તેમજ અભ્યાસમાં અને બીજી રીતે આગળ વધી શકે એવા યુવકોને તેમને લાયક કન્યાઓ મળતી નથી અને આપણી સારી તેમજ સંસ્કારી કન્યાઓને તેમને લાયક સ્થળે પરણાવી શકાતી નથી, એનું મુખ્ય કારણ પરઠણુજ છે. આવી સ્થિતિમાં બહુજ થોડાં વર્ષોમાં પરઠણુ લેનાર ગામોની ભાવિ પ્રજા નિર્માલ્ય, સંસ્કારહીન અને બેઠાખાઉ થઇ જાય તો નવાઇ નહિ.

ઉપરની અને એવી દૃષ્ટિથી વિચાર કરતાં પરઠણુના રિવાજને દૂર કરવામાં જ આપણો ખરો સ્વાર્થ છે, તે આપણા યુવકો સમજશેજ એવી આશા છે. દીકરાની પરઠણુ લેનાર આજે ભલે પરઠણુ લેવામાં પોતાનો સ્વાર્થ સધાયો માને, પોતાની મહત્તા અંકાઇ એમ માને; પણુ કાલે દીકરી પરણાવવાનો પ્રસંગ આવતાં તેણે, તેના દીકરાએ કે તેના કુટુંબીઓએ લીધેલી રકમ વ્યાજ સાથે આપવી પડશે. અને ત્યારે લીધેલા પૈસા જશે, ત્યારે થએલો ગર્વ તૂટી જશે, અને ત્યારે લીધેલી પરઠણુ માટે પસ્તાવું પડશે. આમ ન બને તે માટે આ મહાન અનિષ્ટ સામે એકત્ર તેમજ વ્યક્તિગત રીતે પ્રયત્ન કરવો એ જરૂરી છે. એ વાત તમે આપણા ગામના યુવકોને સમજાવશો. એમ કરવામાં આપણે કોઇ બીજા ઉપર ઉપકાર નથી કરતા, આપણોજ સ્વાર્થ સાધીએ છીએ.

આ બાબતમાં જે ભાઇઓએ કંઇક કરવુંજ હોય તે નીચે મુજબ નિયમો કરી શકે:

૧. જેમને દીકરો કે ભાઇ પરણાવવાનો છે કે પોતાને પરણવાનું છે, તે પરઠણુ ન લેવાનો નિયમ કરે.

૨. જેમને દીકરો કે ભાઇ પરણાવવાનો છે કે પોતાને પરણવાનું છે તે જેમના ઘરમાં પરઠણુ લેવાતી હોય તે લોકો ભવિષ્યમાં પરઠણુ ન લેવાની પ્રતિજ્ઞા લે તોજ તેવા ઘરની કન્યા લે. નહિ તો ગમે તેવા ખાનદાન કે મોટા

માણુસના, પણ પરઠણુ લેનારના ઘરની કન્યા ન જ લેવાનો નિયમ લે.

૩. પરઠણુ લેનારની જાનમાં ન જવું, એવો નિયમ લેવો.

૪. સંસ્કારી, ભણેલી અને ઉમરલાયક કન્યાઓએ પરઠણુ લેનાર યુવક સાથે ન પરણવું એવો નિયમ લે.

નં. ૧થી ૩ના નિયમો પાળનાર યુવકો પૂરતી સંખ્યામાં મળી આવે ત્યાર પછીજ નં. ૪નો નિયમ લેનાર કન્યાઓ મળે એવી આશા રાખી શકાય.

પરઠણુનો પ્રશ્ન છ ગામ પૂરતોજ નથી. જે લોકો છ ગામોમાં પરઠણુ આપે છે તે પણુ બીજેથી પરઠણુ લે છે. એટલે આ જાતનો નિયમ લેવડાવવાની પ્રવૃત્તિ આપણાંજ ગામોમાં ચલાવવી જોઇએ એવું નથી. જ્યાં પરઠણુ લેવાય છે તે બધાં ગામોના યુવકોના સહકારની જરૂર પડશે. પણુ આ નિયમો એવા નથી, જેમાં બધાના સહકાર વિના કંઇજ ન થઇ શકે. સામાજિક બાબતોમાં કેટલાક પ્રશ્નો એવા છે, જેમાં વ્યક્તિગત રીતે કંઇયે કરવાનું શક્ય હોતું નથી. પણુ આ બાબત તેવી નથી. આપણા ગામના યુવકો શરૂઆત કરી શકે. બીજા ગામના ભાઇઓનો સાથ જરૂર મળશે. ભાદરણ, નડિયાદ, સોજીત્રા અને એવાં ગામો, જ્યાં વ્યાયામશાળાઓ કે યુવકમંડળ જેવી વ્યવસ્થિત સંસ્થાઓ હોય, ત્યાં આવાં કામો સહેલાં છે.

લીધેલો નિયમ પાળવામાં મદદગાર થાય એવો એક રસ્તો સ્વ. પૂ. મોતીભાઇ સાહેબ વારંવાર બતાવતા. તે કહેતા કે સામાજિક હિતના આવા નિયમો લેનારે મનમાંજ નિયમ ન લેતાં દસ, વીસ, પચીસ જણુ તે નિયમ લેઇ તે બહાર પાડવો. એટલે કોઇ વખતે ઢીલા પડાય ત્યારે લોકોની ટીકાની બીકથી પણ નિયમ ટકાવી શકાય અને જીવનમાં આવતી એવી નબળી પળોમાં આપણુને જોર મળે. આટલાજ માટે આવા નિયમો લેનારને અમુક પ્રકારના ફોર્મ ઉપર સહી કરાવી તેમનાં નામ બહાર પાડવાની નીતિ મદદગાર થઇ પડશે.

પરઠણુ સિવાય આપણુને પજવતા અનેક સામાજિક પ્રશ્નો આપણે વિચારવાના છે. કેટલાક એવા છે, જેને માટે બધાં ગામના વડીલોએ ભેગા થઇ વિચારવા પડે. કેટલાક વ્યક્તિગત રીતે ઉકેલી શકાય. અવકાશ મળ્યે ફરી આપણે આવી બાબતોનો વિચાર કરીશું.

આવા પ્રશ્નો હાથ ઉપર લેવામાં શરૂઆતમાં કોઇનો સાથ ન મળે તો નિરાશ થવાની કે કોઇને માઠું લાગે એવા રોષના શબ્દો કહેવાની નબળાઇ, એ બેમાંથી બચવા બહુ સાવધ રહેશો.

આપનો

વડોદરા

ચિમનભાઇ મૂ. અમીન

## ( ૩ ) લલિતાબેનનું વક્તવ્ય

પ્રિય બંધુઓ,

ચિ. કાલ સોજીત્રા પરણેલાં આપણે ત્યાંનાં શ્રીમતી બેન લલિતાબેન, આજે તેમના લગ્ન બાબત તમે કરેલા ઠરાવ વિષે વાતચીત કરવા અહીં આવ્યાં હતાં. તેમણે મને પૂછેલા પ્રશ્નો અને મારા જવાબોનો ભાવાર્થ આપને જણાવું છું.

સવાલ: મારા લગ્ન બાબત તમે શું ધારો છો?

જવાબ: તમે અમુક સંજોગોનાં ભોગ બન્યાં છો. તમારો બહુ દોષ હોય એમ હું માનતો નથી. કોઇ પણ સમજુ કન્યા કે તેનાં માબાપ સમજપૂર્વક આવું પગલું ભરવાનું પસંદ ન જ કરે એમ હું માનું છું. બીજો કંઇ જ રસ્તો ન જડ્યાથી જ તમે ચૌક ઉપર પરણ્યાં છો એમ મને લાગે છે. આવા પ્રસંગો કેમ બને છે તે યુવકોએ તેમ જ વડીલોએ વિચારવું જોઇએ, અને તેમ ન બને તે માટે પગલાં લેવાં જોઇએ. તમે સુખી થાઓ એમ જ હું તો ઇચ્છું છું.

સવાલ: હું પણ એમ જ કહું છું. તમારો વસોના યુવકોનો લખેલો પત્ર મેં વાંચ્યો છે, અને તમે મારી મુશ્કેલી સમજ્યા છો એમ માનીને જ કંઇ પણ પરિચય વગર હું આપને મળવા આવી છું. વસોના યુવકોને હું મળી છું. એ લોકો પરઠણ જતી કરવા તૈયાર નથી. ઠરાવ કરતા પહેલાં મારી મુશ્કેલી સમજવાનો પણ તેમણે વિવેક કર્યો નથી. આવાં યુવકમંડળ હોય ન હોય તેનો શો અર્થ? એમના ઠરાવ બાબત મારે જવાબ આપવો? 'પાટીદાર'વાળા શ્રી. નરસિંહભાઇ પણ હવે હું હાથમાં આવી છું એટલે કંઇક લખશે જ. મને એમ થાય છે કે હું કંઇક જવાબ આપું. મારી મુશ્કેલી આ છે:

બેએક વર્ષથી હું આ દેશમાં છું. પરણવાની ઇચ્છાથી હું રહેલી. છ ગામ બહાર પરણત તો તમે લોકો મને કિંમત વગરની કરી મૂકત. છ ગામમાં પરઠણના લોભને લીધે મને ગમે એવાં સ્થળ મળવાનું મુશ્કેલ છે. આવાં લગ્નો ન જ બને એવું જો યુવકો ઇચ્છતા હોય તો આવા પ્રસંગો કેમ બને છે તે વિચારી તેમ થતું અટકાવવા કેમ કંઇ કરતા નથી?

જવાબ: તમારા વિવાહનો પ્રયત્ન બહુ વર્ષથી ચાલતો હતો તે હું જાણું છું. તમે વિલાયત હતાં ત્યારે પણ ત્યાં રહેનાર મારા એક મિત્રે તમારે માટે અમુક સ્થળે પૂછવાનું કહેલું. પણ મારી માન્યતા છે કે આપણાં ગામના યુવકો અને તેમનાં માબાપને સારી કન્યાઓ નથી જોઇતી, પૈસા-જોઇએ છે.

લગ્નને એક સોદો જ બનાવી દીધો છે. આનું પરિણામ બધાને ભોગવવું પડશે જ. આવા પ્રસંગો અટકાવવા હાલ આપણે ભલે અશક્ત હોઇએ, પરંતુ આવા પ્રસંગોથી બધાંની આંખ ઊઘડવા સંભવ છે જ, એટલે 'વસો યુવકમંડળે ઠરાવ કર્યો છે તે બાબતમાં તે લોકો આગળ કંઇ કરવા તૈયાર નથી, માટે આવાં મંડળો નકામાં છે,' એમ માનવા કારણ નથી. આવાં કામોમાં ધીમે ધીમે જ ધાર્યાં પરિણામ આવે.

આ બાબત તમારે 'પાટીદાર'માં જવાબ આપવાની જરૂર નથી. મુ. નરસિંહકાકા જેને હાથમાં લે તેને બધી રીતે ફજેત કરે છે, એટલે આવતા અંકમાં તે શું લખશે તે બાબત તમને વિચાર આવતા જ હશે. પરંતુ આ બાબત તમે જાતે જ શું માનો છો, તે હું તેમને જણાવીશ, એટલે તમારી અંગત ટીકા ન કરતાં તે જે કારણોને લીધે આવું બને છે તે કારણો ઉપર જ લખશે એની હું ખાતરી આપું છું.

સવાલ: સારૂં ત્યારે. હું તમારો ઉપકાર માનું છું. ગામના યુવકોને આવા પ્રસંગો બનતા નજરે જોવા હોય તો સારી કન્યાઓને સારા વર મળવામાં જે અડચણ ઉભી થઇ છે તે દૂર કરવા જરૂરી નિયમો લે. બાકી તો મેં જે કંઇ કર્યું છે તે સારૂં છે કે ખોટું, તે હું સારી રીતે સમજું છું. પરંતુ ઘણી વખત અમુક સંજોગોમાં આપણને ન ગમતું કામ પણ કરવું પડે છે. આવો પ્રસંગ ન લાવવા દેવા મેં મારાથી બનતો પ્રયત્ન કર્યો જ છે. પણ હું નિષ્ફળ નીવડી છું. અને મને લાગે છે કે એમાં મારો એકલીનો જ દોષ નથી.

જવાબ: તમારો દોષ બહુ ઓછો છે. દલીલ ખાતર તમને મનપસંદ સ્થળ ન મળે તો અપરિણિત રહેવાની યુવકો દલીલ કરી શકે. પણ જે લોકો પૈસાનો મોહ છોડી ન શકે તેમના મોંમાં આવા મોટા ત્યાગની શિખામણ નથી શોભતી. આજે તો તમારો દાખલો છે, લોકો નહિ સમજે તો કાલે આવા અનેક દાખલા બનવાના છે.

ટૂંકમાં શ્રીમતી લલિતાબેન બહુ નિખાલસ ભાવે આપણી આગળ વાતચીત કરવા માંડે છે. સમાજે તેમને માટે જે એકમાત્ર રસ્તો શક્ય રાખ્યો હતો તે તેમણે લીધો છે. આવા બનાવ તરફ આપણે નાપસંદગી બતાવી છે. શ્રી. લલિતાબેન પણ આવા બનાવને પસંદ કરતાં નથી. પણ આમ ન બને તેવા સંજોગો ઊભા કરવા યુવકો જ કંઇ કરવા તૈયાર ન હોય તો છોકરીઓ શું કરી શકે, એમ તે પૂછે છે.

આવા બનાવોનું પુનરાવર્તન ન થાય તે માટે વસોના અને બીજા ગામના

અમદાવાદના મિલમજૂરોએ મિલમાલિકો સામે ઈ. સ. ૧૯૧૮માં ચલાવેલી લડતનો ટૂંક અહેવાલ છે. પૂ. મહાત્માજીએ મજૂરો તરફથી લીધેલી આગેવાનીને લીધે એને ધાર્મિક સ્વરૂપ મળ્યું હતું. આથી જ આ પુસ્તકને પણ યથાર્થ રીતે 'ધર્મયુદ્ધ' એવું નામ આપવામાં આવ્યું છે. પુસ્તકની આ બીજી આવૃત્તિ છે.

પ્લેગના સમયમાં જીવને જોખમે કામ કરનાર મિલમજૂરોને ૮૦% જેટલું બોનસ અપાતું હતું. પ્લેગ પૂરો થતાં એ બોનસ બંધ કરવાનો મિલમાલિકોએ નિર્ણય કર્યો. પરંતુ મહાન વિશ્વવિગ્રહને લીધે જીવનને આવશ્યક એવી વસ્તુઓ એટલી બધી મોંઘી થઈ ગઈ હતી કે મજૂરોને પોતાના મૂળને પગારે પરવડે એમ નહોતું. મિલમાલિકો ૨૦% જેટલો વધારો આપવા તૈયાર હતા, પણ એ વધારો પણ મજૂરોને પરવડે એમ નહોતો. તેઓ પ્લેગના બોનસને બદલે ૫૦ ટકા મોંઘવારી ભથ્થું માગતા હતા. બન્ને પક્ષ મમતે ચઢ્યા. પરિસ્થિતિ ગંભીર બની. શેઠ શ્રી. અંબાલાલ સારાભાઈ તથા અમદાવાદના કલેક્ટર સાહેબની સૂચનાથી પૂ. મહાત્માજી વચ્ચે પડ્યા. પંચ નીમવામાં આવ્યું. પાછળથી કેટલીક ગેરસમજુતીને પરિણામે મિલમજૂરોએ હડતાળ પાડી. મિલમાલિકોએ એનો લાભ લીધો અને ૨૦ ટકાથી વધારે નહિ આપવાનો નિર્ણય કર્યો. પૂ. ગાંધીજીએ બધી તપાસ કરી અને ૩૫ ટકાથી ઓછો વધારો નહિ લેવાની મજૂરોએ પ્રતિજ્ઞા લીધી. હડતાળ શરૂ થઈ. મજૂરો વચમાં ઢીલા પડ્યા અને મહાત્માજીએ એ પ્રતિજ્ઞા પૂર્ણ કરાવવા અનશન આદર્યું. મજૂરો અને મિલમાલિકો ઉપર આની ભારે અસર થઈ. કાયમી નિવેડો આણવા આચાર્યશ્રી આનંદશંકરભાઈને બન્ને પક્ષે પંચ તરીકે કબૂલ્યા: મજૂરોને ૩૫ ટકા વધારો આપવાનો છેવટે નિર્ણય મળતાં એમનો વિજય થયો. આ લડતની વિશિષ્ટતા તો એના અહિંસક સ્વરૂપમાં રહેલી છે. લડત દરમિયાન તેમજ લડત પછી પણ બન્ને પક્ષો વચ્ચે ઓછામાં ઓછી કડવાશ રહી હતી એ પૂ. મહાત્માજીના શસ્ત્રનો ભારે વિજય ગણાય. મજૂરોને ઉદ્દેશીને જે પત્રિકાઓ બહાર પાડી છે એમાં, ધાર્મિક તેમજ ઐહિક દૃષ્ટિએ મિલમાલિકોનું અને મજૂરોનું સાચું હિત શામાં રહેલું છે એ વિષે પૂ. મહાત્માજીએ પોતાના વિચારો જણાવ્યા છે. એમાં ઘણી રત્નકણિકાઓ મળી આવે એમ છે. મજૂર અને માલિક, પ્રતિજ્ઞા અને ઉપવાસ, ન્યાય અને દયા, એ સંબંધે પૂ. મહાત્માજીનાં મંતવ્યો જાણવાની જેમને જિજ્ઞાસા હોય એમણે આ પુસ્તક જરૂર વાંચી જવું. મજૂરોની આર્થિક સ્થિતિ સંબંધે પણ આમાંથી કંઈક ઠીક ખ્યાલ આપણને આવે એમ છે.

ચંદુભાઈ રા. પટેલ

ઉપરનાં ચાર પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

**કરમસદમાં સાદું લગ્ન**

કરમસદના ભાઇ રાવજીભાઇ મોતીભાઇ પટેલ આફ્રિકામાં રહે છે, તેમના પુત્ર ભાઇ વિઠ્ઠલભાઇ મુંબઇ મેડિકલ કોલેજમાં અને પુત્રી બેન કમળાબેન મુંબઇમાં રહી બી. એસસી.માં અભ્યાસ કરે છે. બેન કમળાબેનનું લગ્ન ગઇ વ. ૪:૮:૧૯૯૬, તા. ૨૩ : ૬ : '૪૦ને રોજ મૂળે ધર્મજના, પણ હાલ બોરીઆવીના, રહીશ ભાઇ મગનભાઇ બેચરભાઇ પટેલના પુત્ર ભાઇ રજનીકાન્ત સાથે થયું. ભાઇ રજનીકાન્ત અમદાવાદમાં રહી બી. કોમ.માં અભ્યાસ કરે છે. ભાઇ રજનીકાન્ત પંથવર છે. ભાઇ રાવજીભાઇ હાલ આફ્રિકા હોવાથી ભાઇ વિઠ્ઠલભાઇએ લગ્નવિધિની બધી વ્યવસ્થા કરેલી. વરકન્યા બેઉની સંમતિથી આ લગ્ન ગોઠવાએલું. જાનમાં ૬૦ પુરુષો અને ૧૦ સ્ત્રીઓ હતી. જાનમાં બેનો આવ્યાની ખબર પડતાં કન્યા અને તેની સાથે ૧૦–૧૨ બેનો તેમને ઉતારે આવકાર આપવા ગએલી. વરરાજા લગ્નવિધિ પ્રસંગે ચાલીને આવતા જતા. કન્યાએ ખાદીનાં વસ્ત્ર પહેર્યાં હતાં. લગ્ન સાદા વિધિથી થએલું અને તેની સાથેની નિરર્થક, પણ વ્યાવહારિક અને વહેમી ક્રિયાઓનો છેદ ઉડાવેલો. કલવો ખવડાવવો, પૈસા રમાડવા, થાપા મરાવવા, વગેરે ક્રિયાઓનો પણ છેદ ઉડાવેલો. લગ્નક્રિયા વખતે સૌભાગ્યવંતીઓ માત્ર આશીર્વાદ આપી જતી, તેમને ટાટ કે શ્રીફળ પણ અપાએલાં નહિ. લગ્નક્રિયા પછી વરકન્યા, ભાઇ વિઠ્ઠલભાઇ, તેમનાં પત્ની અને થોડા મિત્રો સાથે બેસી જમ્યાં હતાં. મંગળમાં ઘડીઆળ, પેન, અછોડો, વીંટી તથા બર્નાર્ડ શૉનાં નાટકો આપેલાં. વરકન્યાને પીઠી ચોળેલી નહિ, ગ્રહશાન્તિ વગેરે ક્રિયાઓ કન્યાને મંડપે પણ થએલી નહિ. એકે પક્ષે વાજાં રાખેલાં નહિ, માત્ર લગ્નમંડપે ચોઘડીઆં વાગતાં. લગ્નવિધિ પછી જાન જમવા ગએલી. બંને પક્ષના મળી ૨૭૦ પાટલા પડેલા. કુટુંબીઓને મંડપે જમવા આવવાની આમંત્રણપત્રિકા મોકલેલી અને તેથી પછી પીરસણું બીલકુલ કાઢેલું નહિ. સામૈયું કે કસુંબો કરવામાં નહોતો આવ્યો, તેને બદલે જાનૈયાને પાનસોપારી માટે મંડપે આમંત્રેલા. આવા સાદા વિધિમાં માંડવો ચુકવવાનો તો હોયજ શેનો? બંને પક્ષે પોતપોતાનું પતવી લીધું હતું. પરણમાં રૂા. ૩૦૧ આપ્યા હતા અને વરકન્યાને નામે રૂા. ૧૦૦૦ મૂક્યા છે. કન્યાને વળાવતી વખતે મળેલા પૈસા ભરી તેમને 'કરમસદ યુનિયન'નાં આજીવન સભ્ય બનાવ્યાં. બીજે દિવસે સવારમાં હાજરી કરીને ૧૦ વાગ્યે

કેટલાક જાનૈયા ચાલ્યા ગએલા, બાકીના બપોરે ત્રણ વાગ્યે ગએલા. એક વાત કંઇક ખૂચે છે, જોકે તે ચર્ચાસ્પદ છે: જીવનમાં લગ્ન જેવો માંગળિક પ્રસંગ બીજો કોઇ નથી. તેવે પ્રસંગે સ્ત્રીઓ ગાવાનો આનંદ લે તે યોગ્યજ લાગે છે, તે પણ બંધ કરો તો પ્રસંગનો આનંદ વ્યક્ત કરવાની ગરબા જેવી બીજી કોઇ વ્યવસ્થા બદલામાં ન કરવી જોઇએ? આપણી નાતમાં ફટાણાંનો તો ભય નથી. એકંદરે ભાઇ વિઠ્ઠલભાઇએ પોતાનાજ ગામમાં આવો સરળ અને સાદો લગ્નવિધિ કરીને ગામના ભાઇઓને જે સુંદર આદર્શ આપ્યો છે તે માટે એમને ધન્યવાદ ઘટે છે, પછી ખોટી ને પોલી ધામધૂમમાં રાચનારાઓને જે બોલવું હોય તે બોલે!

### વસોમાં સધુરલગ્ન

ગયા અંકમાં 'વસોમાં સધુરલગ્નો વિષે ઠરાવો' છપાયા છે. વસોના યુવકમંડળની સભાએ કરેલા ઠરાવોને અવગણીને એ બંને લગ્નો થયાં છે. ભાઇ બાવાજી ડાહ્યાભાઇ અમીન ૩૦ વર્ષની ઉંમરના છે. કંઇક અંગ્રેજી ભણીને મોટે ભાગે કંજરી ગામે પોતાની જમીન ઉપર રહે છે. તે ભાઇ પ્રથમ સોજીત્રે પરણેલા, પણ તે બેનને કંઇ સંતતિ ન હોવાથી તે ભાઇ ફરી ગઇ વ. ૧૧:૮:'૯૬ને રોજ કરમસદમાં ૧૮ વર્ષની વયનાં અને અંગ્રેજી ૭ ધોરણ ભણેલાં બેન સવિતાબેન સાથે પરણી આવ્યા. આ અંકમાં પૃષ્ઠ ૪૫૯થી છપાએલા પત્રોમાં ભાઇ ચિમનભાઇએ આપેલાં કારણોને લીધે નાતમાં પંચવર મોંઘા થઇ પડવાથી તે આંટીમાંથી નીકળવા અને પોતાની આબરૂ જાળવવા સ્વાર્થી માબાપો પોતાની કુમળી કન્યાઓ આગ કુળવાન કસાઇવાડે આપે છે એ બહુ દુઃખની કથા છે. એ વસ્તુસ્થિતિ અટકાવવા ભાઇ ચિમનભાઇએ એ પત્રોમાં આપેલા ઉપાયો તરફ આપણા યુવકો નજર કરે અને આચારમાં મૂકે. પણ બીજી એક વાત: ભણેલા યુવકોજ પોતાના ભણતરની કિંમત પરઠણ ઉપર ચઢાવે છે ને કોઇ કોઇ તો આગળ ભણવાનું ખર્ચ પરઠાવે છે ત્યાં આ ઉપાય શા કામનાં આવે! ધર્મભાવનાની સાચી જાગૃતિ વિના સ્વાર્થીજન પોતાની સ્વાર્થી વાસના છોડે એમ છે? અંગ્રેજોએ હિંદુસ્થાનને ચૂસવાનો સ્વાર્થ કદાપિ છોડયો છે? એટલે આમાં સાચો ઉપાય સ્વાર્થી સામે પીડિતોએ અસહકાર કરવો એજ છે, જેમ હિંદુસ્થાન અંગ્રેજો સામે કરે છે એમ. પરઠણ આપનાર માબાપોએ પોતાની કન્યાઓને સુસંસ્કારી બનાવવી અને પરઠણ માગે એવા વરને પોતાની એ કન્યા આપવાની ધસીને ના પાડવી. ભણેલી ગણેલી કન્યાએ પ્રતિજ્ઞા કરવી કે હું પરઠણ માગનાર વરને કદાપિ પરણવાની નહિ. અને આ બીજવરને પણ પરઠણ તો રૂા. ૩૦૧ આવી પડી છે.

### ભણીને થએલી શોક

વસો યુવકમંડળે બીજો ઠરાવ બેન લલિતાબેનના લગ્ન વિષે કર્યો છે. એ બેન વસોના ભાઇ મણિભાઇ વિઠ્ઠલભાઇ પટેલનાં પુત્રી થાય. ભાઇ મણિભાઇ બેરિસ્ટર છે અને હાલ તે ઇંગ્લેણ્ડમાં છે. બેન લલિતાબેને શાન્તિનિકેતનમાં અભ્યાસ કરી, અનેક વર્ષ પોતાના પિતા પાસે ઇંગ્લેણ્ડમાં રહી અભ્યાસ કર્યો છે. બેએક વર્ષ ઉપર લગ્ન કરવાને હેતુએ એ બેન દેશમાં આવ્યાં. અને ૨૮ વર્ષની ઉમરનાં એ બેને જાતે શોધી શોધીને સોજીત્રાના કુળવાન ઘરના, મુંબઇમાં છાપખાનું ચલાવતા, ૩૦ – ૩૫ વર્ષના સધુર ભાઇ વિઠ્ઠલભાઇ જીવાભાઈને શોધ્યા! એ ભાઇને નડિયાદવાળાં પ્રથમ પત્ની હયાત છે. એજ પ્રકારનું લગ્ન અહુણા સિંધમાં થયું છે, એ વર્ણવતો અને બેન લલિતા બેનને આબાદ લાગુ પડતો 'ભણેલી બીજવહુ' એ લેખ, 'સ્ત્રીશકિત'માંથી ઉતારી આ અંકમાં પૃષ્ઠ ૪૪૧થી છાપ્યો છે. જ્યાં માબાપ આવાં લગ્ન કરે છે ત્યાં તો માબાપનો દોષ કાઢીએ, પણ આવડી મોટી ઉમરનાં, ભણેલાં ગણેલાં, જાણે પોતાના લગ્નની વાત અંગ્રેજી વાચકોને જાહેર કરવાની હોય એમ અંગ્રેજીમાં પોતાના લગ્નની કંકોત્રી છપાવનાર બેન આવું કરી બેસે ત્યાં કોનો દોષ કાઢવો? લલિતાબેન તો ભાઇ ચિમનભાઇને કહે છે કે 'છ ગામ બહાર પરણુત તો તમે લોકો મને કિંમત વગરની કરી મૂકત,' એટલે કિંમત વાળાં થવાને સધુર તો સધુર પણ સોજીત્રાના કુળવાન ઘરનો વર રૂ. ૩૦૧ પરઠણ આપીને પણ ખરીદો! અને ભાઇ ચિમનભાઇ કહે છે કે 'સમાજે તેમને માટે જે એકમાત્ર રસ્તો શકય રાખ્યો હતો તે તેમણે લીધો.' ના, સમાજ પોતાની આબરૂ સાચવવા માટે દીકરીને ડસાઇવાડે મોકલનાર માબાપના રસ્તા આંતરે છે, આવાં ઠેઠ વિલાયત સુધી ભણી ગણીને ત્યાંના રીતરિવાજ ઓળખીને ત્યાંના સંસ્કાર લેઇ આવનાર બેનોને કોઇ આંતરી શકતું નથી, તેમનામાં શુદ્ધ સંસ્કાર અને સમાજ સામે માથું ઊંચકવાનું બળ હોય તો. ઇંગ્લેણ્ડમાં સધુરલગ્ન કરનારને તો કાયદાથી સજા થાય છે એ વાત આ બેનથી અજાણી તો નાજ હોય.

### બીજી બેનોએ દેખાડેલા રસ્તા

અને બેન લલિતાબેનને કંઇ નવો રસ્તો પાડવાનો નહોતો. આજ સુધીમાં આપણી નાતની કેટલીક બેનોએ વાડમાં છીંડુ પાડી અંતરાએલી બેનોને રસ્તા કરી બતાવ્યા છે: (૧) કરમસદનાં બેન શાન્તાબેને ચંદ્રવદન શુકલ નામે બ્રાહ્મણ યુવક સાથે સં. ૧૯૩૫માં, (૨) સોજીત્રાનાં બેન મંગળાબેને બળવંતરાવ નામે અનાવિલ યુવક સાથે ૧૯૩૫માં, (૩) કરમસદનાં બેન

### સવર્ણ-હરિજન લગ્ન

ગાંધીજી પોતાની નોંધમાં લખે છે: "ઉત્કલમાં થએલા સવર્ણ હિંદુ અને હરિજન કન્યા વચ્ચેના એક લગ્ન વિષે શ્રી. હરેકૃષ્ણ મહેતાએ મને કાગળ લખ્યો છે. તેમાંથી નીચેનો ઉતારો આપું છું: 'શ્રી. રાધામાધવ મિત્ર ઉત્કલના ખરડા ગામના વતની છે ને હાલ ઉત્કલ સરકારના આબકારી ખાતામાં ફોજદારના હોદ્દા પર કામ કરે છે. તેમણે ગઇ ૪થી માર્ચે એક હરિજન કન્યા (જેનું નામ અમે ફૂલરાણી પાડયું છે) જોડે શુદ્ધ હિન્દુ વિધિથી લગ્ન કર્યું છે. લગ્ન બ્રાહ્મણ પુરોહિતોએ કરાવ્યું, અને સર્વ વર્ણના અને કોમના મળીને હજારેક માણસો એ પ્રસંગે હાજર હતા. રાધામાધવની ઉંમર પચીસેક વર્ષની છે.…આપના હરિજનકાર્ય અર્થેના ૨૧ દિવસના ઐતિહાસિક ઉપવાસ દરમ્યાન રાધામાધવ પોતાના કેટલાક મિત્રોની સાથે એક હરિજનવાસમાં રહેલો, ને એ દરમ્યાન તેણે ને તેના મિત્રોએ હરિજન કન્યાઓને પરણવાનાં પણ લીધેલાં. મિત્રો તો એ પણ ભૂલી ગયા, પણ રાધામાધવે તે પાળ્યું. હરિજન કન્યાને પરણવાની વાત એણે પહેલવહેલી કરી ત્યારે તેનાં સગાંસંબંધીએ ને મિત્રોએ તેના નિશ્ચયને રોકવાને એકે પ્રકારનું દબાણ આણવું બાકી રાખ્યું નહોતું.…કન્યાનાં સગાં તરફથી વિરોધ થયો, કેમકે એમને ઊંચ વર્ણના જુલમોની ને કંઇક ઈશ્વરી દંડની પણ બીક હતી. પણ આખરે તેઓ સંમત થયાં.…ઊંચ ગણાતા વર્ણના જેટલા વધારે માણસો હાજર રહી શકે તેટલા રાખવાનો અમે બનતો પ્રયાસ કર્યો.…કન્યા હરિજનોની પાન પેટાજાતિની હતી. લગ્નને દિવસે એ પાન જાતિનાં સાતસો માણસો ભેગાં થયાં હતાં, ને તેમનો હરખ તેમના ચહેરા પર દેખાઇ આવતો હતો. એક ગરીબ પાનના ઘર આગળ સેંકડો સવર્ણો સેંકડો હરિજનોની હારોહાર બેસીને લગ્નક્રિયા જુએ ને કન્યાના પિતા પાસેથી પાનસોપારી લે એ ચિતારની કલ્પના આપ કરી જોશો.' નાતજાતનાં બંધન તોડવાની હિંમત બતાવ્યાને સારુ હું શ્રી. રાધામાધવને અભિનંદન આપું છું. હું આશા રાખું છું કે બીજા યુવકો એમના દૃષ્ટાન્તનું અનુકરણ કરશે. આ વિવાહ સુખદ નિવડો" ('હરિજનબંધુ,' તા. ૩૦:૬:૧૯૪૦).

### વિધુરે વિધવાજ સાથે શા માટે પરણવું?

ગયા અંકની પ્રસંગકથામાં ભાઇ ડાહ્યાભાઇના લગ્ન વિષે ચર્ચા કરતાં "વિધુર થએલા કોઇ પણ પુરુષને ફરીથી પરણવું હોય તો તેણે વિધવાને જ પરણવું જોઇએ," એવો પાટીદાર યુવકમંડળનો પરિષદનો ઠરાવ મેં ટાંકેલો, તે સામે 'જ્યોતિર્ધર' પત્રે પોતાના તા. ૧૩:૭:'૪૦ના અંકમાં વિરોધ

કરી જણાવ્યું છે કે 'વિધુરે વિધવા સાથેજ પરણવું જોઇએ એ દુરાગ્રહ ખોટો છે એવો અમારો મત છે.•••વિધુર વિધવા સાથે પરણે તો વિધવા-પુનર્લગ્નનો ઉકેલ વધારે સરળ બને છે એ વિચારસરણી પણ અમને વાજબી લાગતી નથી. વિધુરો ફરી પરણવાનું માંડી વાળે એમ દલીલ ખાતર માની લેઇએ, તો વિધવાએ પણ ફરી પરણવાનું માંડી વાળવું?" દલીલ ખાતર ગમે તે માની લો, બાકી વસ્તુસ્થિતિ તો એજ છે કે વિધુરો ફરી પરણવાનું માંડી વાળવાના નથીજ નથી, અને તેથી તેમણે વિધવાઓ સાથેજ પરણવું જોઇએ એવો સદાગ્રહ રાખવામાં આવે તો વિધવાપુનર્લગ્નનો ઉકેલ વધારે સરળ બને એ વિચારસરણી સાચીજ છે અને એ વિચારસરણીએજ પાટીદાર યુવકમંડળે એ ઠરાવ કરેલો.

### વરકન્યાની ઉમરનો તફાવત

વળી એજ પ્રસંગકથામાં "વરકન્યાની ઉમરમાં દશ વર્ષથી વધારે ફેર ન હોય એ ઇષ્ટ છે," એવો એ પરિષદનો ઠરાવ ટાંકેલો, તે સામે પણ 'જ્યોતિર્ધર' પત્રે એજ અંકમાં વિરોધ કરી જણાવ્યું છે કે "પરણનાર દંપતીની ઉમરના અંતરની બાબતમાં અમે અગાઉ જણાવ્યું છે તેમ અમારો મત કોઇ પ્રકારનો સખ્ત નિયમ કરવાની વિરુદ્ધ છે. જુદી જુદી વયે એ અન્તરની હદ જુદી જુદી ગણાય એમ અમારું માનવું છે." પ્રાણીવિદ્યા તરફ દષ્ટિ રાખતાં, ઇતર પ્રાણી તરફ દષ્ટિ રાખતાં અને આજે પણ કેટલીક જંગલી પ્રજાઓ તરફ દષ્ટિ રાખતાં વરકન્યાની ઉમર લગભગ સરખી હોવી ઘટે. પણ સંસ્કૃત થએલા માનવીએ નાની ને નાની ઉમરની નારી પરણીને તેની શારીરિક, માનસિક અને આર્થિક શક્તિને ભાગી નાખી છે. અને અનેક યુગના એ સંસ્કારોએ આજે આપણે માની બેઠા છીએ કે સ્ત્રી પુરુષ કરતાં નાનીજ હોવી જોઇએ. પણ એને પરિણામે આજે એવી સ્થિતિ થઇ છે કે ગમે તેટલી ઉમરે પુરુષ ગમે એવડી નાની નારીને પરણતાં અચકાતો નથી, માટેજ પાટીદાર યુવકમંડળે કંઇક અંકુશ મૂકવા ઠરાવ કર્યો કે "વરકન્યાની ઉમરમાં દશ વર્ષથી વધારે ફેર ન હોય એ ઇષ્ટ છે." બહુપતિ કે બહુપત્ની લગ્ન ઇષ્ટ નથી, પણ આરબો પત્નીઓ કરવામાં આંકો ન રાખતા, એટલે પયગમ્બર સાહેબે તેના ઉપર અંકુશ મૂકવા સીમા બાંધી કે એકી સાથે કોઇએ ચારથી વધારે પત્ની ન કરવી. એજ રીતે યુવકમંડળનો સીમા બાંધતો ઠરાવ પણ સમાજની નૈતિક દષ્ટિએ ઇષ્ટજ છે એમ હું માનું છું.

### બાળલગ્નનિષેધક કાયદાની અપૂર્ણતા

સરસવણીના ભાઇ સોમેશ્વર મથુરભાઇના ૧૬ વર્ષથી નાના પુત્રનું લગ્ન

કુલાભાઈ ભુલાભાઈ જોષીની ૧૪ વર્ષથી મોટી પુત્રી સાથે બાળલગ્ન થયું. તે બાળલગ્ન વિરુદ્ધ ખેડાના ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલી વરના પિતાને, કન્યાનાં માબાપને તથા ગોરને દંડની સજાઓ થઈ. એ ચુકાદા સામે ખેડા જિલ્લાના સેસન્સ જડજની કોર્ટમાં અપીલ થઈ. અપીલમાં એવી દલીલ કરવામાં આવી કે બાળલગ્નનિષેધક કાયદાની ૫મી કલમ પ્રમાણે યોગ્ય ઉમરના છોકરાના કે છોકરીનાં માબાપને સજા થઈ શકે નહિ, અને આ કેસમાં છોકરી યોગ્ય ઉમરની, એટલે કે કાયદાએ ઠરાવેલી ૧૪ વર્ષથી મોટી ઉમરની છે, તેથી તેનાં માબાપને સજા થઈ શકે નહિ. સેસન્સ જડજે એ દલીલ કબુલ રાખી અને ઠરાવ્યું કે 'છોકરી યોગ્ય ઉમરની હોવાથી તેનાં માબાપને સજા થઈ શકે નહિ, છોકરાની ઉમર નાની હોવાથી તેના બાપને અને એ લગન કરાવનાર ગોરને સજા થઈ શકે. છોકરીનાં માબાપે આ બાળલગ્ન કરવામાં મદદ કરી છે એ ખરૂં, પણ તે માટે તેમને સજા કરવાની કાયદામાં જોગવાઈ નથી.' અને તેથી વરના બાપનો ને ગોરનો દંડ કાયમ રાખી છોકરીનાં માબાપનો દંડ માફ કર્યો. સરકારે આ ઠરાવ ઉપર હાઈ કોર્ટમાં અપીલ કરી. તે કોર્ટે પણ સેસન્સ જડજનો ચુકાદો કાયમ રાખ્યો. કાયદાની આ અપૂર્ણતા સુધારવી ઘટે. વર કે કન્યા બેમાંથી એક પણ કાયદાથી ઠરેલી ઉમર કરતાં નાનું હોય તો બને પક્ષને સજા થાય એવી જોગવાઈ કાયદામાં થવી ઘટે.

### હરિજન વિરુદ્ધ સવર્ણોનો તુચ્છકાર

કેટલાંક ગામના સવર્ણ ભાઈઓ હરિજન બાળકોને સામાન્ય શાળાઓમાં દાખલ થવા નથી દેતા એ વિષે ગયા અંકમાં પ્રસંગકથા લખી છે. ખેડા જિલ્લા બોર્ડે આવાં કેટલાંક ગામની શાળાઓ બંધ કરી. આમાંનાં નાપા અને દેહમી ગામના લોકોએ જિલ્લા બોર્ડ વિરુદ્ધ બોરસદ કોર્ટમાં ફરિયાદ દાખલ કરી શાળા ઉઘાડવા માગણી કરી. કોર્ટે હાલ પૂરતો એવો ચુકાદો આપ્યો છે કે બોર્ડે હાલ શાળા ઉઘાડવી, પણ છેવટે બંધ કરવાનું ઠરે તો તેનું થએલું ખર્ચ ગામલોકે આપવું ને તે માટે હાલ ગામલોકે છસો છસો રૂપિયાના જામીન આપવા. ગામલોક હારે તો દાવાનું ખર્ચ અને શાળા ચાલુ રાખવાનું ખર્ચ તે ગામલોકે આપવું. જામીન ના આપે તો જિલ્લા બોર્ડે શાળા બંધજ રાખવી. હવે આખર ચુકાદો શો આવે છે તે જોવાનું રહ્યું.

### મેઘરાજાની મહેર ને લીલાલહેર

આજ સુધી તો ગુજરાતમાં લગભગ બધે સ્થળે ગાફકસર વરસાદ આવ્યે ગયો છે અને આવીજ રીતે આખું ચોમાસું આવ્યે જશે તો મેઘરાજાની મહેરથી ખેડૂતને અને સમગ્ર પ્રજાને લીલાલહેર થશે!

Reg. No. B. 1785

૧૯૯૬  ભાદરવો



# પાટીદાર



વર્ષ ૧૭  અંક ૧૧

આપણી આદત એવી છે કે જરાગે દરદ થાય કે તુરત આપણે ડૉકટર, વૈદ કે હકીમને ત્યાં દોડીએ છીએ. જો તેમ ન કરીએ તો આપણાં હજાગ કે પાડોશી જે કંઇ દવા લેવાની સલાહ આપે તે લેઇએ છીએ. આપણી માન્યતાજ એવી છે કે દવા વિના દરદ જાય નહિ, આ મોટો વહેમ છે; અને આ વહેમથી જેટલાં માણસો દુઃખી થયાં છે ને થાય છે તેટલાં બીજાં કારણોથી નથી થતાં ને નથી થવાનાં. એટલે આપણે દરદ એ શું એટલું સમજીએ તો કંઇક સમતા રાખી શકીએ. દરદનો અર્થ દુઃખ છે. રોગનો અર્થ પણ તેવો જ છે. દરદનો ઉપાય લેવો એ બરાબર છે, પણ દરદ મટાડવાને સારૂ દવા લેવી એ ફોકટ છે; એટલું જ નહિ પણ તેથી ઘણી વેળા નુકસાન થાય છે. મારા ઘરમાં કચરો હોય તેને હું ઢાંકી દેઉં તેની જેવી અસર થાય તેવી દવાની છે. કચરો ઢાંકું તેથી તેજ કચરો સડીને મને હાનિકારક થવાનો છે.

('આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન,' ૪) ગાંધીજી



 

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલના ત્રણ આના

ફુલાભાઇ ભુલાભાઇ જોષીની ૧૪ વર્ષથી મોટી પુત્રી સાથે બાળલગ્ન થયું. તે બાળલગ્ન વિરુદ્ધ ખેડાના ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલી વરના પિતાને, કન્યાનાં માબાપને તથા ગોરને દંડની સજાઓ થઇ. એ ચુકાદા સામે ખેડા જિલ્લાના સેસન્સ જડજની કોર્ટમાં અપીલ થઇ. અપીલમાં એવી દલીલ કરવામાં આવી કે બાળલગ્નનિષેધક કાયદાની પમી કલમ પ્રમાણે યોગ્ય ઉમરના છોકરાના કે છોકરીનાં માબાપને સજા થઇ શકે નહિ, અને આ કેસમાં છોકરી યોગ્ય ઉમરની, એટલે કે કાયદાએ ઠરાવેલી ૧૪ વર્ષથી મોટી ઉમરની છે, તેથી તેનાં માબાપને સજા થઇ શકે નહિ. સેસન્સ જડજે એ દલીલ કબુલ રાખી અને ઠરાવ્યું કે 'છોકરી યોગ્ય ઉમરની હોવાથી તેનાં માબાપને સજા થઇ શકે નહિ, છોકરાની ઉમર નાની હોવાથી તેના બાપને અને એ લગ્ન કરાવનાર ગોરને સજા થઇ શકે. છોકરીનાં માબાપે આ બાળલગ્ન કરવામાં મદદ કરી છે એ ખરૂં, પણ તે માટે તેમને સજા કરવાની કાયદામાં જોગવાઇ નથી.' અને તેથી વરના બાપનો ને ગોરનો દંડ કાયમ રાખી છોકરીનાં માબાપનો દંડ માફ કર્યો. સરકારે આ ઠરાવ ઉપર હાઇ કોર્ટમાં અપીલ કરી. તે કોર્ટે પણ સેસન્સ જડજનો ચુકાદો કાયમ રાખ્યો. કાયદાની આ અપૂર્ણતા સુધારવી ઘટે. વર કે કન્યા બેમાંથી એક પણ કાયદાથી ઠરેલી ઉમર કરતાં નાનું હોય તો બંને પક્ષને સજા થાય એવી જોગવાઇ કાયદામાં થવી ઘટે.

**હરિજન વિરુદ્ધ સવર્ણોનો તુચ્છકાર**

કેટલાંક ગામના સવર્ણ ભાઇઓ હરિજન બાળકોને સામાન્ય શાળાઓમાં દાખલ થવા નથી દેતા એ વિષે ગયા અંકમાં પ્રસંગકથા લખી છે. ખેડા જિલ્લા બોર્ડે આવાં કેટલાંક ગામની શાળાઓ બંધ કરી. આમાંનાં નાપા અને દેહમી ગામના લોકોએ જિલ્લા બોર્ડ વિરુદ્ધ બોરસદ કોર્ટમાં ફરિયાદ દાખલ કરી શાળા ઉઘાડવા માગણી કરી. કોર્ટે હાલ પૂરતો એવો ચુકાદો આપ્યો છે કે બોર્ડે હાલ શાળા ઉઘાડવી, પણ છેવટે બંધ કરવાનું ઠરે તો તેનું થએલું ખર્ચ ગામલોકે આપવું ને તે માટે હાલ ગામલોકે છસો છસો રૂપિયાના જામીન આપવા. ગામલોક હારે તો દાવાનું ખર્ચ અને શાળા ચાલુ રાખવાનું ખર્ચ તે ગામલોકે આપવું. જામીન ના આપે તો જિલ્લા બોર્ડે શાળા બંધજ રાખવી. હવે આખર ચુકાદો શો આવે છે તે જોવાનું રહ્યું.

**મેઘરાજાની મહેર ને લીલાલહેર**

આજ સુધી તો ગુજરાતમાં લગભગ બધે સ્થળે માફકસર વરસાદ આવ્યે ગયો છે અને આવી જ રીતે આખું ચોમાસું આવ્યે જશે તો મેઘરાજાની મહેરથી ખેડૂતને અને સમગ્ર પ્રજાને લીલાલહેર થશે!

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ } વર્ષ ૧૭ } — આણંદ — { ભાદરવો { અંક ૧૧

## ધર્મ, તારે નામે!

શ્રાદ્ધપક્ષનો સૂર્ય ઊગે ત્યાંથી, અગ્નિ ફૂંકે તેમ, ગરમી ફૂંકતો. એ તો આતરા-ચિતરાનો બાજરીગાઢ તાપ! નવેક વાગ્યા હતા. ત્રિયારાજ્ય હોય તેમ એકેય પુરુષ રસ્તા ઉપર જણાતો ન હતો, જોકે કેશવો ભંગી એના ત્રણેક વર્ષના છોકરાને ચણુતરાની ધારે ઊભો રાખી સાવરણા વતી રસ્તો સાફ કરતો હતો. કૂતરાં બિલાડાંને અડીને ન અભડાતો હિંદુ સમાજ અસ્પૃશ્યને ખુદ કૂતરાં બિલાડાંથીયે ઊતરતો માની ન અડે, ત્યાં કેશવાને પુરુષજાતિમાં ગણી એ સમાજનો દ્રોહ કોણ વહોરે?

પુરુષજાતિની નાગચૂડમાં સ્વતંત્રતાની મળેલી થોડી ઘડીઓનો સદુપયોગ કરતી હોય તેમ રસ્તા ઉપર પાણિયારીઓનો ખીલખીલાટ ને લાંબા ઘાંટા વેરતો અવાજ સંભળાતો હતો. કેશવો આ બધું, ખીલે બાંધેલું ઢોર કે માંડવા ઉપર બેઠેલો કાગડો સાંભળે તેમ, મુખ ઉપર કોઇ જાતના ભાવ લાવ્યા વિના 'માબાપ! છેટાં રહેજો,' એમ અવારનવાર બોલતો સાંભળતો હતો. ત્યાં તો દાવ રમતાં છોકરાં ચણુતરા પાસે આવી પહોંચે તે પહેલાં ચીસ પડી:

'એ.....બા...વિઠલો અડ્યો.....વિઠલો અડ્યો!'

પાંચ વર્ષનો વિઠ્ઠલ સમજ્યોય નહિ કે હું કોને અડયો. હા, હજુ તે ચણુતરા પાસે ઊભેલા કેશવાના છોકરાને કુતૂહલવૃત્તિથી જોવા નજીક જતો હતો, ત્યાં બીજાં જરા સમજણાં છોકરાં બૂમ પાડી ઊઠયાં અને પોતાની જાતને પવિત્ર રાખવા રસ્તા ઉપર નાઠાં. દાવ પોતાને માથે આવ્યો હોય તેમ વગર સમજ્યે વિઠ્ઠલ નાસતા મિત્રોનો પકડવા દોડયો.

બગલમાં માણુ ને હાથમાં ઘડો લેઇ, ફાટયાંતૂટ્યાં કપડાંથી શરીરને ઢાંકવા

વ્યર્થ પ્રયત્ન કરતી ચંચળ પાછળની ફડકને ખેંચી આગલું અંગ ઢાંકે તે પહેલાં દોડતો વિઠ્ઠલ તેની અડફેટમાં આવ્યો. અને નાસતાં નાસતાંય પાછું વાળી જોતાં છોકરાં ફરીથી બોલી ઊઠ્યાં: 'એ....વિઠલો અડી પડ્યો!'

ગુનેગાર નાસે તેમ વિઠ્ઠલ મૂઠીઓ વાળીને નાઠો. ચંચળ હજુ કંઇ વિચારે તે પહેલાં પાણિયારીઓમાંથી એક બોલી: 'ચંચળ, એ છોકરો ભંગીઆને અડ્યો છે. તારૂં બેડું અભડાયું!'

બીજીએ કહ્યું: 'ઘેર જઇ નાહી નાખ.'

પાણી ભરવા જતી ચંચળ એમ ને એમ સૂનમૂઢ ઊભી રહી. ઘેર જઇને શું કરે? એક ગાગરી ને કૂવે લેઇ જવાના બેડા સિવાય ઘેર બીજું વાસણ હોય ત્યારે ને? લૂગડાં પલાળી નાહી નાખે તો બીજું પહેરે શું? અર્ધું અંગ ઉઘાડું રાખીને ય બાકીનો ભાગ ઢાંકવા પ્રયત્ન કરતી ચંચળ પાસે બીજાં કપડાં હોય તો બહાર નીકળે તેટલી વેળા એ ન પહેરે? આ સ્થિતિમાં ધર્મને એક બાજુ ધકેલીને ય પાણી ભરવા એ ચાલી જાય. પણ બીજી સ્ત્રીઓએ જાણ્યું તેનું શું?

છેવટે એણે જમનાકાકીને આંગણે આવી બૂમ પાડી: 'જમનાકાકી! ઓ.....જમનાકાકી!'

હિન્દની ગરિબાઇનો ખ્યાલ જેમને હૈયે વસ્યો છે તેવાં જમનાકાકી એમની એ ભાવના વસ્ત્રની કરકસરમાં બતાવતાં. એ બહાર નીકળ્યાં ત્યારે ગંઠે કાળી છિદરી એકલી પહેરેલી હતી. સુહાગણ હોવા છતાં પોતે પ્રૌઢતામાં પ્રવેશ્યાં એની નિશાની તરીકે ઋતુધર્મ બંધ થયો ત્યારથી તે કાળી છિદરી પહેરતાં. પણ સાલા નીચે ઘાઘરો એ ઉડાઉપણાની નિશાની માની બહારગામ જવા સિવાય કદીયે ન પહેરતાં.

'શું છે?' જમનાકાકીએ પૂછ્યું.

'આ તમારા વિઠ્ઠલે મારૂં બેડું અભડાવ્યું!' ચંચળે કહ્યું.

'તે હું શું કરૂં? છોકરાં કંઇ સમજે છે?'

'મારી પાસે બીજું બેડું નથી.' ચંચળનું એ વાક્ય બીજા બેડાની માગણી કરતું હતું.

'કુંભારને ત્યાંથી બીજું લાવ.'

'કુંભાર કંઇ એમ ને એમ આપે? તમે કહો ત્યારે ને?' ચંચળે ધીમેથી કહ્યું.

'હું શાની કહું?' જમનાકાકીના મોંઢામાંથી ગરમ થએલા એંજિનની માફક વરાળ નીકળી.

'ત્યારે મને કંઇ આપે?' ચંચળ હજુ ધીરેથી બોલતી હતી.

'તમારામાં એવા શા માલ છે કે કુંભારેય ધડો કરે?' જમનાકાકીએ કૂતરાની પેઠે લોતિયું નાખ્યું.

'કાકી! જરા માપમાં રહેજો, નહિ તો મોટાં તમારાં ઘરનાં.' જ્યોતે જ્યોત પ્રગટે તેમ ક્રોધે ક્રોધ પ્રગટ્યો.

'અમે તો અમારે ઘેરજ છીએ. તારી પેઠે ઓછાં ઘેર ઘેર ભટકીએ છીએ.' કાકી ચંચળના પૂર્વજીવનમાં પ્રવેશ્યાં.

'હું હજુ નથી બોલતી ત્યાં સુધી......' ચંચળની જીભનું તાળું ઉઘડ્યું હતું, પણ નકુચામાંથી સાંકળ પૂરી છૂટી થઇ ન હતી.

'તે તું બોલીને શું કરવાની છે?'

ચંચળ મૌન રહી.

'તારી માનામાં કંઇ કહેવાનું હોય તો તારામાં હોય.' જમનાકાકીને કોઇ લડનાર મળી જતું ત્યારે વાણીમાં દરિદ્રતા બતાવતાં નહિ. છોકરે છોકરાં લડ્યાં હોય તેમાંથી તેમણે કેટલાય વખત મહાભારત પ્રગટાવ્યું હતું.

ચંચળથી પોતાની મરેલી માનું અપમાન ન સહેવાયું: 'પારકાં છિદ્ર જોયા વગર તમારાંજ જુઓ ને! એમ ન જાણતાં કે હું કશું જાણતી નથી. પણ મરેલાંને સંભારી મારે મોંઢું નથી ગંધાવવું.'

ચંચળે ભૂતકાળ ન ઉકેલ્યો, પણ જાણનારને તાજો થયા વિના રહે? જમનાકાકીને પોતાની પરધામ પહોંચેલી વિધવા પુત્રી યાદ આવી. તેના ગર્ભપાત વખતની ચીસો, ગામમાં થઇ રહેલી હા હો, અને એજ કારણે નાની પુત્રીનો હાથીભાઇ દેસાઇને ઘેરથી ભાગેલો વિવાહ, એ સૌ આંખ આગળ, આજના બનાવ હોય તેમ, સ્પષ્ટ તરી આવ્યા. પણ એક વખત છૂટી ગએલી જીભને અટકાવવી કઠણ છે. એ વાગ્ધારામાં જમનાકાકીએ ચંચળની મા કોને કોને ઘેર નાતરે ગએલી, કોની સાથે નાઠેલી, મરતી વખતે પડેલા કીડા, અને ચંચળને થએલાં છોકરાં એના ધણીનાં નથી, એવી તલસ્પર્શી વિગત રજુ કરી; જોકે ખરાખોટાનો કોઇય પુરાવો એમની પાસે ન હતો.

ઘરડાંને મન આજકાલની ચંચળે પણ જમનાકાકીનો બાળપણનો ઇતિહાસ ઉકેલ્યો ત્યારે પૃથ્વી ફરે છે તે શોધ કરતાંય લોકો વધુ વિસ્મય પામ્યા. ખુદ જમનાકાકીનેય લાગ્યું કે ચંચળ આ બધું-ક્યાંથી જાણે?

જમનાકાકી પરણીને સાસરે આવ્યા પછી તેમણે પાંચ વરસ સુધી પિયર નાસભાગ કરેલી, એના મૂળનું બીભત્સ રહસ્ય એણે ઉકેલ્યું. અને આ મર્મવેધી બાણ વાગતાં જમનાકાકી વિવશ થયાં. પરાજયનો સ્વીકાર કરતાં બોલ્યાં: 'એનું

મોઢું ગંધાશે.' અને પોતે એ ગંધમાંથી બચવા અંદર ચાલ્યાં ગયાં.

ચંચળે હતાશ થઈ આગણામાં બેડું પછાડ્યું, એનાં ઠીકરાં ઊંચે ઉછળ્યાં. સિદ્ધિ વિનાના વિજયને વરી એ પાછી ફરી ત્યારે ભેગાં થએલાં બૈરાંમાંથી ઘણાં બબડ્યાં: 'ઠીક કહ્યું, એના માથાની મળી!'

માનવીના સ્પર્શથીયે અભડાતો ધર્મ કાનના કીડા ખરી પડે તેવી અશિષ્ટ અને બીભત્સ વાણીપ્રહારથી નથી અભડાતો, એ હિન્દુશાસ્ત્રની એક અજબ શોધ છે. બિચારો ધર્મ!

* * *

આકાશને માથેથી લપસણું કરતા સૂર્યે પોતાના પગ પશ્ચિમમાં લાંબા કર્યા, તોપણ ભાથું લેઇને ભથવારી ન આવી. છેવટે મોહને ખભે ડાંગ મૂકી ગામનો રસ્તો પકડ્યો. પેટની ને બહાર તપતા સૂર્યની એમ બંને ગરમીથી તે આકળ-વીકળ થયો હતો.

વાસેલા બારણાને એણે ઠેલ્યું ત્યારે અંદરની સાંકળ જાણે ચગદાઇ હોય તેમ ચીસ પાડી ઊઠી. 'ઉભા રહો,' એમ કહેતી ચંચળે અંદર સૂકવેલો અર્ધભીનો સાલ્લો શરીર ઉપર વીંટાળ્યો.

ક્રોધ, ભૂખ અને તાપ, એ ત્રિવિધ અગ્નિમાં બળતો મોહન ઘરમાં પ્રવેશ્યો. પણ અંદર તો એની તરસ છિપાવવા જેટલુંય પાણી ન હતું, ભૂખ સંતોષવા જેટલો રોટલોય ન હતો. પતિપણું નહિ દાખવતો પુરુષેય આ સ્થિતિમાં અકળાઇ જાય તો મોહન—અભણ ખેડૂત સારાસારનો વિચાર ન કરે તો કોનો દોષ?

ચંચળ વસ્તુસ્થિતિ ઉકેલે તે પહેલાં તેણે બે-ચાર સ્વતિવાચક વિશેષણો સંભળાવી દીધાં: 'રાંડ, અત્યાર સુધી.....'

ચંચળ રડી પડી. સ્ત્રી દુઃખના ડુંગર ખૂંદી વળે, જો તેના પતિ તરફથી બે મીઠા શબ્દોય સાંભળવાના મળે તો. આ દુઃખમાંય ચંચળે પતિ તરફથી બે વહાલભર્યા શબ્દો સાંભળ્યા હોત તો અરીણી અરીણ મળતાં ટટાર થાય તેમ તે ઉત્સાહમાં આવત. પતિપત્નીને એકબીજાની માયાળુ હૂંફ નશા જેવી છે. પણ સુધરેલા ગણાતાય પુરુષોમાંથી—પતિઓમાંથી કેટલા પત્નીની લાગણીની દરકાર કરે છે?

'હજુ તો એના બાપનો છેડો વાળાને બેઠી છે.' મોહનનો ક્રોધ ઊછળ્યો. ચંચળ ફસડાઇ પડી. ક્રોધે ભરાએલો પતિ લાત મારવા જાય તે પહેલાં એનો ઊંચો થએલો પગ અટકી ગયો. પતિપણું વિસરી ગએલો પુરુષ કેટલો નમ્ર હોય છે? માલકી જ માણસને મનુષ્યત્વહીન કરતી હશે ને! સ્ત્રીયે માલિક થઇ બેસતાં ક્રૂર નથી થતી? મોહન સમણે હાથ દેઇ સહેજ દૂર નીચે બેઠો.

ચંચળ આજ એના ઘરમાં પાંચ વરસથી પેઠી હતી. રાંડીને ૭ મહિને એને ત્યાં આવી ત્યારે દુઃખમાંય એનું શરીર અત્યારના કરતાં સારૂં હતું. બે સુવાવડો અહીં આવ્યા પછી થઇ, પણ શેરેય ઘી એના પેટમાં ગયું હતું? શરીર ઢાંકવાનું આખું લૂગડું નાતરું કર્યું એ દહાડે આપ્યું, તે પછી નવું લૂગડું એણે દીઠું હતું?

છતાં નવાઇ તો એ છે કે એણે કોઇ દિવસ એના દુઃખની ફરીયાદ કરી ન હતી. કારણ કે મોહનની આંખની અમી એના જીવનને ટકાવવા પૂરતી હતી. આજ એ અમી સુકાઇ ગઇ.

મોહને પોતાની બુદ્ધિ પ્રમાણે વિચાર કર્યો. એનું હૃદય ડંખવા લાગ્યું. રડતી રડતી ચંચળ બોલી: 'મારી લેવી હતી ને! એટલા સારુ બાકી શું કરવા રાખ્યું? તમારે ઘેર આવ્યા પછી એ લાહવોજ લેવાનો બાકી રહી ગયો છે તે પૂરો થાત.'

મોહનને સો સોયા સાથે ઘોંચાયા હોય તેમ થયું. પોતાને ઘેર એને કંઇ સુખ નથી એમ માની એ એના તરફ કૂણી લાગણી રાખતો. એના સાથીઓ એને ઘણી વખત કહેતા: 'એમ દાબ નથી રાખતો એટલે બૈરી ચઢી વાગશે.' પણ ગરીબીના દાબ નીચે દબાતા એ કુટુંબને હજુ વધુ કયો દાબ રાખવાનો હતો? સ્ત્રીને મારઝૂડ કરવા ટેવાએલા પુરુષો એને પૂછતાઃ 'તેં એને કોઇ દિવસ ધોલ ઝાપોટ કરી છે?'

નકારમાં જવાબ આપતાં મોહનનું હૃદય શરમાતું અને તે મૌન સેવતો.

ચંચળ બોલી: 'આજ રોટલાનું ઠેકાણું ન પડ્યું અને તેમાંય મારો વાંક નથી છતાં તમે મને મારવા તૂટી પડ્યા! અને મેં કેટલીય ટંકો પાણી પીને કાઢી છે એ તમને જાણવાય દીધું છે?'

મોહનને કોઇ ઝેર આપે તો પીને મરી જાય એટલી હીણપત લાગી. એનું ધણીપણું, પાણીમાં ખાંડ ઓગળે તેમ, ઓગળી ગયું.

ચંચળે કહ્યું: 'ઘરમાં એક બેડા વિના બીજું છે? અને એ અભડાયું એટલે પાણી મારા મોંઢામાં ભરી લાવું? સાલ્લાનો એક ગાભો છે તે પલાળીને સૂકવ્યો એટલે પહેરુંય શું? લાજ ઢાંકવા બારણાં વાસ્યા વિના ઘરમાં શું છે?'

ચંચળ નહિ પણ એની બળતરા બોલતી હતી. 'ગામમાં કૂતરાં જેટલીય તમારી કિંમત છે?' હૃદય સોંસરવા નીકળે તેવા પત્નીના મુખના આ શબ્દો કયા પતિના ઊંઘતા વેરને જગાડ્યા વિના રહે? કીડો સળવળે તેમ મોહનના મગજમાં કંઇક સળવળવું લાગ્યું.

'આ રણછોડ પટેલની જમની—એના છોકરાએ ઘડો અભડાવ્યો ને કહેવા

ગઈ તો અવળી મને વળગી. ન કહેવાની ગાળો તમને, મને ને મરેલાંને ભાંડી. હું ય પછી એના બાપની દબાએલી છું તે સાંભળી રહું?'

રજપૂતાણી રણે ચઢતા ધણીને પાણી ચઢાવે તેમ ચંચળે મોહનને ઉશ્કેર્યો. પણ બિચારો ગરીબ મોહન ગામના ધણી રણછોડ પટેલને શું કરી શકે?

બે ચાર ગાળો ભાંડી મન વાળે તે પહેલાં બારણે બૂમ પડી.

'મોહન છે કે?'

મોહન બહાર આવ્યો ત્યારે વાઘજી વરતણીઓ ખભે ડાંગ મૂકી ઊભો હતો.

'કેમ?' મોહનના ડોળા ચકળવકળ થયા.

વાઘજીએ સમન્સ બજાવ્યો: 'પટેલ બોલાવે છે.'

મોહનના ક્રોધે પૂછ્યું: 'કયા પટેલ?'

'ગામમાં પાંચ પચીસ પટેલ તો નથી તે કયા પૂછો છો? રણછોડ પટેલ વળી!' વરતણીએ પટેલની સત્તાના તોરમાં કહ્યું.

મોહને પૂછ્યું: 'શુ કામ છે?'

અને એનો જવાબ વરતણીઓ આપે તે પહેલાં બારણાની આડમાં ઊભેલી ચંચળ બોલી: 'આડખેડી નાખવા.'

દરેકને એકજ જવાબ આપવા ટેવાએલા વરતણીઆએ કહ્યું: 'મને ખબર નથી.'

મોહન ક્રોધમાં બોલ્યો: 'જા કહેજે, નથી આવતો.'

ચંચળે કહ્યું: 'જાઓ ને. પછી એમને ઘેર રાજ આવ્યું છે તે પીલી નાખશે!'

ચંચળના શબ્દે એનામાં અભિમાન જગાડ્યું: 'જોઉં તો ખરો કે કેવા પીલી નાખે છે.' અને એ અંદર ગયો એટલે વરતણીએ ફરી ન પૂછ્યું.

વરતણીઓ એકલો પાછો આવ્યો એટલે રણછોડ પટેલે હુક્કાની નળી ચૂસતાં ચૂસતાં પૂછ્યું: 'કેમ ઘેર નથી?'

વરતણીએ બન્યું હતું એ કહ્યું.

'એમ!' વાત સાંભળી પટેલ બોલ્યા: 'કહ્યું છે એ ખોટું નથી કે ગરીબને ....દાંત હોય. આ તો દયા ડાકણને ખાય. મારા મનમાં જાણે બાયડી બોલી ગઈ એની સામે કોણ જુએ! પણ એમ કે એને બે શબ્દો કહું એટલે રાંકનેય ખબર પાડે.'

દૂર ચોરાના આગલા અડાળાગાં પાંચ વરતણીઆ ગામધણીનો મુખભાવ જોઈ રહ્યા હતા. હુક્કાની નળીને મોંના એક ખૂણામાં ખોસી, મૂછને વળ દેતાં દેતાં પટેલ બોલ્યા: 'બેટમજી, યાદ રાખજે હોં. ચૂનો ટીપવા ન મોકલાવું તો આ રણછોડ પટેલ નહિ.' અને એ દહાડે વખતની વાટ જોતા એ કશું ન બોલ્યા.

* * *

'સાબ! હું કશું જાણતો નથી.'

'સાચું બોલ, નહિ તો ચામડું ઉખેડી નાખીશ.'

'સાબ! મારું નામ અમસ્તું....'

અને એ આગળ બોલે તે પહેલાં હંટરનો એક ફટકો એની પીઠ ઉપર પડયો. 'હરામખોર! કહું છું કે સાચું બોલી દે.'

તે રાતે મોહને ફોજદાર સાહેબને ઘણુંય કહ્યું કે પટેલને મારી સાથે અદાવત છે તેમાં મારું નામ ગુનામાં દાખલ કર્યું છે. પણ પોલિસ ખાતું એમ સાચજૂઠની ખાત્રી કરવા બેસે તો એના કામનો પાર ક્યારે આવે? એને તો જે હાથમાં આવ્યો તેને ગળે પડવું એજ કાયદો ને એજ ન્યાય!

રણછોડ પટેલે ગામમાં થએલી એક ચોરીમાં મોહનનું નામ ખોસી આપ્યું. અને પછી તો આજના વેચાતા ન્યાયમાં પૈસા હોય તે જીતે. લાંચ આપવા તો નહિ પણ વકીલ કરવાય પૈસા તો જોઇએ ને? મોહન પાસે શું હતું? ન્યાય જ્યાં વેચાતો હોય ત્યાં સાક્ષી વેચાતા ન મળે? 'જૂઠાની માને જૂઠો પરણે,' એવા આજના સાક્ષીઓ ઉપર જ્યાં ન્યાયનાં પલ્લાં ઝોલાં ખાતાં હોય ત્યાં મોહન નિર્દોષ છૂટે?

'આરોપી નં. ૩ ઉપર ગુનો તો સાબિત નથી થતો, પણ એના ઉપરનો શક દૂર થાય તેવી કોઇ જાતની સાબિતી આપવામાં ગુનેગાર નિષ્ફળ ગયો હોવાથી નામદાર કોર્ટ એને બે માસની સખત કેદની સજા ફરમાવે છે.' એવો બેધારી તલવારના જેવો ચુકાદો આપી ન્યાયમૂર્તિ ચેમ્બરમાં ચાલ્યા ગયા. ગુનેગારને પોલિસ લેઇ ગઇ.

એ સાંજે કોર્ટમાંથી ચોરે આવી પટેલે એટલા જોરથી વરતણીઆઓને કહ્યું કે રસ્તે જતા આવતા લોકોએ પણ સાંભળ્યું હશે: 'કેમ વાઘજી, બેટમજીને બે મહિનાની અંદર બતાવી દીધું ને? પરમેશ્વર તો મોત પછી સજા કરે, પણ આ તો 'તરત પુણ્ય ને મહાદાન!'

એ રાતે વાળુ કરી બૈરાં ભેગાં છીંકણીના સડાકા બોલાવતાં જમનાકાકી બોલ્યાં: 'જોયું ને મહાકોર! એ દહાડે ચંચળી બોલી ગઇ, પણ એના ધણીને બે મહિના ચૂનો દીપવા ઘાલી દીધો કે નહિ?'

આટઆટલા ઘા પછી ધર્મનો જીવ હાડપિંજર તો શું પણ રજકણોય હશે કે કેમ એ કોણ કહે?

નેદા, તા. પાદરા

ઇશ્વર પેટલીકર

# દમની આત્મકથા

[આ લેખ સંવત ૧૯૯૩ના શ્રાવણના અંકમાં છપાએલો. અનેક મિત્રો અને દમના દરદીઓ આ લેખની નકલ માગે છે. પહોંચી ત્યાં સુધી તો આપી. પછી ઘણા વખતથી ખલાસ થયા છતાં માગણીઓ આવ્યે જ જાય છે, એટલે તે ફરી છપાવવી યોગ્ય લાગી છે.]

**માતર** તાલુકાના વણસર ગામમાં એક કુંભારને સ્વપ્ન આવ્યું કહેવાય છે અને તે આધારે તેણે પોતાની અવડ કૂઈને પ્રખ્યાત કરી. તેણે જણાવ્યું કે આ કૂઈનું પાણી પીવાથી ગમે તે રોગ મટી જશે એવું મને સ્વપ્ન આવ્યું છે. આવે પ્રસંગે આપણી અંધશ્રદ્ધાળુ પ્રજાનું તો પૂછવું જ શું! થોડાજ દિવસોમાં દૂરદૂરને ગામે ગામથી લોકનાં ટોળે ટોળાં એ કૂઈનું પાણી લેવા દોડ્યાં. મોટા મેળા જેવી ગામની સ્થિતિ થઈ પડી, કલાકો ને કલાકો બેશી રહેતાંય પાણી લેવાનો વારો ના આવે!

કોઈ દાક્તરે પાણી તપાસ્યું, તેને એમાં ઝેરી જંતુ જણાયા. સરકારે ચોકી બેસાડી પાણી લેવાનું બંધ કરાવ્યું. પોતાને અમુક રોગ મટયા છે એવાં અનેક લોકનાં પ્રમાણપત્ર છાપામાં પ્રકટ થયાં. વળી સરકારે ચોકી ઉઠાવી લીધી. એ પાણીના ગુણદોષ વિષે સરકારી દાક્તરોએ ખૂબ ચોકસાઈથી તપાસ કરી હાલ જાહેર કર્યું છે કે અમુક રોગ ઉપર અમુક પ્રમાણમાં એ પાણી પીવાથી લાભ થાય છે.

દમનો પણ રોગ એ પાણીથી મટયાનું સાંભળ્યું છે ને તેનું એક રોગીએ પ્રસિદ્ધ કરેલું પ્રમાણપત્ર પણ વાંચ્યું છે. આ વાત વિષે હું શંકા નથી ઉઠાવતો, છતાં એવા રોગીઓ સાવધાન રહે એ વિષે હું સૂચવું છું. ઘણી વખત એમ બને છે કે શ્રદ્ધાબળે એવા રોગ તાત્કાળિક તો શમાઈ ગયા લાગે છે, પણ પાછા ધીરે ધીરે છતા થતા જાય છે ને અંતે પોતાની મૂળ સ્થિતિએ આવી રોગીને પીડે છે.

આવોજ પ્રસંગ અમુક વર્ષો ઉપર બન્યો હતો. કોઈ ચિત્રકૂટના મહાત્મા અમુક પૂનેમની રાતે દમના રોગીઓને અમુક સ્થળે એકઠા કરતા. તેમને હારબંધ બેસાડતા. દરેકની પાસે દૂધનો કટોરો હોય તે ચંદ્રના પ્રકાશમાં રાખી મૂકે. પાછલી રાતે મહારાજ નીકળે ને દરેકના કટોરામાં કંઈક દવા નાખી વળે. રોગી તે દૂધ પી જાય ને તેથી તેનો દમનો રોગ સમૂળો મટી જાય એમ મનાતું. અનેક પૂનેમો સુધી આ પ્રયોગ ચાલેલો. ને અનેક રોગીએ તે વારે જાહેર કરેલું કે મારો દમ બિલકુલ મટી ગયો. પણ ત્રીજે જ વર્ષે

મેં જેટલા એવા રોગીની તપાસ કરેલી તે સૌએ સ્વીકારી દીધેલું કે આજે પાછા હતા ત્યાં ને ત્યાંજ છીએ, આજે દમ પાછો અગારો દગ કાઢી નાખે છે!

અને મારો અનુભવ છે અને દાક્તરોનો ને વૈદ્યોનો અભિપ્રાય છે કે દમનો રોગ સમૂળો નિર્મૂળ થતો નથી; વ્યવસ્થિત જીવનથી દબાઇ છે, જીવન અવ્યવસ્થિત થતાં પાછો મૂળ સ્થિતિએ પણ આવી ઊભો રહે છે.

ત્યારે દમના રોગ ઉપર મારા પોતાના પ્રયોગ અને અનુભવ કહું. અને ત્યારે તો તેનો ધરમૂળથી ઇતિહાસ પણ કહી જાઉં, જો કોઇ રોગીને કદાચ તે ઉપયોગી થાય તો.

આજે લગભગ સર્વત્ર બને છે તેમ મને છેક નાનપણથી, નિશાળના સોબતીઓની સોબતથી, બીડી પીવાની ટેવ પડેલી. કયારે ને કેમ તે યાદ પણ નથી. અને જેમ અંગ્રેજી શબ્દમાં qની પાછળ u અક્ષર વળગનોજ આવે છે તેમ બીડી પાછળ ખાંસી પણ વળગતીજ આવે છે. મને પણ બીડી પાછળ ખાંસી વળગતીજ આવેલી. કોઇ વાર ઓછી, કોઇ વાર વધારે. હું વડોદરામાં રહેતો ત્યારે ૧૯૦૧માં કે '૦૨માં એક વાર સખ્ત ખાંસી થઇ આવેલી. તે વખતે રસ્તે ચાલતાં ખાંસી ચઢી જાય ત્યારે માર્ગમાં બેશી જવું પડે, એટલો શ્વાસ ચઢી જાય. દોઢેક માસે એ ખાંસી નરમ પડેલી. અને પછી મેં બીડી પીવાની પંદરેક વર્ષની એ ટેવ છોડેલી.

૧૯૦૫માં મારી બદલી મહેસાણા થઇ. ત્યાંથી થોડા માસ પછી એક વાર પાટણ ગએલો. પાટણ જૈન લોકોનું મહત્ત્વનું ધામ છે. ત્યાં જૈનોનાં અનેક મંદિર છે અને વર્ષમાં અમુક પર્વે પટનાં દર્શન થાય છે. આજે સીનેમાની ફિલ્મો ઉપર અમુક પ્રસંગનાં હારબંધ ચિત્રો ચીતરવામાં આવે છે અને તે ફીલ્મો ખસેડવામાં આવે છે એટલે જોનારને એ પ્રસંગનું આખેહુબ દર્શન થાય છે. બરાબર એજ રીતે બુદ્ધના અને મહાવીરના જીવનના પ્રસંગો હારબંધ પત્થર ઉપર ચીતરવામાં આવતા. હજીયે એવા ચિત્રપટ આપણા દેશમાં અનેક યાત્રાસ્થળે છે. જ્યાં એવાં પત્થરનાં ચિત્ર નથી, પણ એવાંની જરૂર લાગે છે ત્યાં કપડાના પટ ઉપર ચીતરીને અમુક સ્થળે રાખવામાં આવે છે. લોક તે પટની પાસે થઇને ચાલે છે ને તેનાં દર્શન કરે છે. આજના સીનેમામાં ચિત્રપટ ચાલે છે, એટલે જોનારને ચાલવું પડતું નથી, તે એક જગાએ બેસીને પટનાં દર્શન કરે છે. પેલા ધાર્મિક ચિત્રપટો એક સ્થળે સ્થિર રાખવામાં આવે છે, એટલે જોનારે ચાલીને તેનાં દર્શન કરવાં પડે છે.

પાટણમાં હું પટનાં દર્શન કરવા ગએલો, ત્યાં માણસોની ગિરદીથી ખૂબ

ધૂળ ઊડતી હતી. તે મને લાગી ગઇ. ધૂળ એટલી લાગી ગઇ કે હું લગભગ ગૂંગળાઇ ગયો. સંધ્યાકાળે ઘેર આવીને કંઇ પણ ખાધાપીધા વિના સૂઇ ગયો. રાત્રે તાવ આવ્યો ને સવારે ઊઠયો ત્યારે પાર વિનાની ખાંસી અનુભવવા લાગ્યો. એ ખાંસી દિનપ્રતિદિન સખ્ત થતી ગઇ, ધીરે ધીરે એણે દમનું સ્વરૂપ પકડયું. એ રોગના મને કશા અનુભવ નહિ. લોકોએ ને દાક્તરોએ બતાવી તે દવાઓ કરી, પણ કશાથી ટાંકી લાગી નહિ. બેએક વર્ષે ધીરે ધીરે ખાંસી ઓછી થઇ, અને જાણે મટી ગઇ.

પછી પાછો સોબતને લીધે બીડી પીતો થયો. ૧૯૧૧ના ઉનાળામાં એક રાત્રે, દીવો હોલાઇ ન જાય એટલા માટે, બારીઓ બંધ કરીને વાંચતો હતો. અગિયાર વાગ્યે વાંચી રહી બારીઓ ઉઘાડી નાખી. બહારથી પવનનો સપાટો આવ્યો ને પરસેવા વાળી ઉઘાડી છાતીમાં આવી વાગ્યો. તેજ રાત્રે તાવ આવ્યો ને સવારમાં શરદીની ખાંસી દેખાઇ. ખાંસી ધીરે ધીરે વધવા લાગી.

એજ વર્ષમાં અંગ્રેજ સરકારની નજરે હું ભૂંડો દેખાયો. ને ઑગસ્ટ માસમાં પકડાયો. ખાંસી તો વધારે હતીજ અને તેમાં કેટલાક વખત સુધી સરકારની મહેમાનગીરીએ અથડાવ્યો એટલે તો બાકીજ શું! ખાંસીએ દમનું રૂપ લીધું. પણ એટલેથીજ સરે એમ નહોતું. દિલ્હી દરબારમાં અમુક ભૂલથી વડોદરાનરેશ અંગ્રેજ સરકારના ઓશિયાળા બન્યા ને તેનું એક પરિણામ એ આવ્યું કે તેમણે મને પાંચ વર્ષ માટે પોતાના રાજ્યમાંથી હદપાર કર્યો. અંગ્રેજ સરકારને તો એજ જોઇતું હતું. વડોદરા પોલિસે હદપાર કરીને મને સાબરમતીને સ્ટેશને ગાડીમાંથી ઊતાર્યો કે તુરતજ અંગ્રેજ સરકારની પોલીસે વોરંટ દેખાડીને મને ત્યાંજ પકડયો. તેણે મને અનેક રીતે અથડાવ્યો ને ૧૯૧૨ના એપ્રિલ માસમાં બે માસની જેલ પણ અપાવી. જેલમાંથી નીકળતાં બાતમી મળી કે આમ તો હું છૂટો થયો, પણ સરકાર મને એમ છૂટો રહેવા દેવા ઇચ્છતી નથી, ગાયકવાડ સરકારે આપેલી પાંચ વર્ષની હદપારીની સજા રંગુન કે કોઇ અમુક સ્થળે મને પૂરી દેઇને પૂરી કરાવવા ઇચ્છતી હતી. છૂપી પોલીસ તો મારી કેડે હતી જ. એ બાતમી મળતાં પોલીસની નજર ચુકાવીને હું છૂટયો ને છેક પાંદિચેરી જઇ ઊભો.

આ બધો વખત મને ખાંસી ને દમ સખ્ત રીતે હેરાન કરતાં હતાં, રાતે ઉજાગરા કરાવતાં હતાં. પાંદિચેરીની એક ધર્મશાળામાં હું રહેતો ને સ્ટવ ઉપર રાંધીને ખાતો. બીડી તો લગભગ મૂકયા જેવી હતી, પણ છતાંયે દમ સખ્ત હતો. રાતે દમ બહુ હેરાન ન કરે એટલા માટે વાળુ કરતો નહિ,

સા પીને સૂઇ જતો. રાતે બારેક વાગ્યે ખાંસી ચઢી આવે ને ઊંઘમાંથી ઉઠાડે. ખાંસી એટલી ચઢી વાગે કે ઝાડો થઇ જાય. ઊઠીને ઝાડે ફરવા દૂર જવા જેટલી તો શક્તિ નહિ, એટલે પિકદાની ઉપર બેશી જાઉં. પછી ખાંસી જરા નરમ પડે, પણ દમ ખૂબ ચઢે. પિકદાની ઉપરજ બેઠો રહી, ભીંતને માથું અઢેલી બેશી રહું. કલાક બે કલાક એમ બેશી રહ્યા પછી દમ નરમ પડે એટલે શૌચ કરી, પિકદાની વગેરે ધોઇ સાફ કરી, બે ત્રણ વાગે સૂઇ જાઉં, તે છેક આઠેક વાગ્યે ઊઠી શકું. પછી કંઇક રાંધી કરી બારેક વાગ્યે ખાઉં. હું એકલો રહ્યો એટલે એમ કર્યા વિના બીજો રસ્તો નહોતો. છતાં તે દિવસોય હું આનંદમાં ગાળતો.

પણ બીજી એક આપત્તિ હતી. કેસો લઢતે લઢતે પૈસેટકે ખુવાર થઇ ગયો હતો. ઘેર સ્ત્રીબાળક રહેતાં તે પણ પૈસા વિના હેરાન થતાં, તેમાં વળી મને પણ પૈસા મોકલવા પડે. જણસભાવ કે લુગડુંલત્તું વેચીને એ મને થોડા થોડા પૈસા મોકલ્યે જતાં. એક વાર ગામમાંથી ધર્મશાળામાં આવતાં સંધ્યાકાળે મારા ગજવામાંથી કંઇ કાગળ કાઢતાં બેઆની પડી ગઇ. સિલકમાં એ છેલ્લી જ બેઆની હતી, બીજે દિવસે એજ બેઆનીના ચોખા લાવવાના હતા. એ બેઆની ઉછળીને ધૂળમાં પેશી ગઇ, બહુ શોધી તોય ના જ જડી. તે પળે ક્ષણવાર જીવન દુઃખમય પણ લાગ્યું, પણ બીજીજ પળે એ ગ્લાનિ ખંખેરી નાખી આનંદ કરી લીધો. કંઇ ઉધારે લેવું નહિ એ સિદ્ધાન્ત છેક નાનપણથી જ સ્વીકારી લીધો હતો, એટલે બીજે દિવસે ચોખા પણ ઉધારે લેવા નહોતા. તુરતજ પ્રતિજ્ઞા કરી લીધી કે ઘેરથી પૈસા આવે ત્યારે ખાવું, ત્યાં સુધી ઉપવાસ કરવા. એ પ્રતિજ્ઞાને બળે આનંદ અનુભવતો ઉતારે ગયો. ઘેરથી પૈસા આવવાનો વખત થયો હતો, પણ ઘેરેય ક્યાં પૈસાનું ઝાડ હતું જે ખંખેરીને મોકલે! ત્રણ દિવસ સુધી પૈસા ન આવ્યા, ત્રણ દિવસ મેં ઉપવાસ કર્યા. ચોથે દિવસે પાંચ રૂપિયાનો મનીઓર્ડર આવ્યો, તરત જ બજારમાંથી સીધુંસામાન લીધાં ને બે પૈસાના સેકેલા ચણા લીધા. ચણાનાં પારણાં કરી રાંધ્યું ને જમ્યો.

આમ ક્યાં સુધી ચાલે? મુંબઇની એક પેઢીની શાખા પાંદિચેરીમાં હતી, એ શાખાના મેનેજરની જગા ખાલી પડતી હતી ત્યાં હું ગોઠવાયો. પણ તેય અંગ્રેજ પોલીસને ન ગમ્યું. મારી ઉપર ચોકી કરતા છૂપી પોલીસના માણસોએ તે બાતમી મુંબઇ પોલીસને આપી, તેણે પેલી પેઢીના શેઠને આડકતરી સૂચના આપી, શેઠે મને મહિનાનો પગાર આપી રજા આપી. હવે તો મારે આફ્રિકા

ગયા વિના બીજો રસ્તો નથી એમ લાગ્યું ને તે વિષે ઘેર ખબર આપી. ગમે તેમ કરીને ઘેરથી મને ભાડાના ને બીજા ખર્ચના પૈસા મોકલ્યા ને હું ફ્રેંચ બોટમાં બેશી આફ્રિકે જવા નીકળ્યો ૧૯૧૩ના માર્ચમાં.

આ વખતે દમ કંઇક ઓછો થઇ ગયો હતો. પણ બોટમાં એવો પ્રસંગ બન્યો કે પાછો ચઢી વાગ્યો. હું દારૂમાંસને કદી અડેલો નહિ, હજી સુધી અડયો નથી, અને ફ્રેંચ સ્ટીમરના ખોરાકમાં તો તે જ હોય. આથી કંઇ ખાઇ શકું એમ નહોતું. વળી આખી સ્ટીમર ઉપર કોઇ હિંદી દેખાતો નહોતો, કોઇ અંગ્રેજી ભાષા સમજનાર જડતો નહોતો. પાંદિચેરીથી કોલંબો સુધીની ફ્રેંચ બોટમાં તો જેમ તેમ કરી ચલાવ્યું, પણ જાપાનથી ફ્રાન્સ જવાની મુખ્ય બોટમાં કોલંબોથી બેઠો, એટલે મુશ્કેલી વધવા લાગી. બોટના સ્ટુઅર્ટને આંગળીથી ફળ દેખાડીને તે ખરીદી લેઉં ને ખાઉં. આમ ત્રણેક દિવસ ચલાવ્યું. ભૂખને લીધે દમ બહુ નરમ પડી ગયો.

એક દિવસ સ્ટીમરની અગાશી ઉપર ફરવા ગયો. ત્યાં અચાનક ત્રણ શાખભાઇઓને દીઠા. મારા આનંદનો પાર ન રહ્યો. એ પણ હસીને મારી સામે મળવા આવ્યા. પૂછતાં જણાયું કે રબરના વાવેતરમાં એ નિપુણ હતા ને એક અંગ્રેજી પેઢીની નોકરીમાં એ વાવેતર માટે બ્રાઝિલ જતા હતા. ખાવાની બાબતમાં એ પણ મારા જેવા હતા. તેમની પાસે રાંધવા માટે સ્ટવ વગેરે હતું, પણ સીધુંસામાન ન હતાં. મારી પાસે સીધુંસામાન હતાં, પણ સ્ટવ ન હતો. મેં તેમને સીધુંસામાન આપ્યાં, તેમણે રાંધ્યું. અમે સૌ તે સંધ્યાકાળે ધરાઇને જમ્યા. તે રાતે મને કંઇક ચેન પડયું. બીજે દિવસે પણ એ રીતે રંધાયું ને ધરાઇને જમ્યા. પણ તે રાતે મને કંઇક બેચેની લાગી. ત્રીજે દિવસે ધરાઇને જમ્યાથી તો બેચેની વધી ગઇ ને રાતે દમ ઊપડયો. ભૂખ આગળ ભાન રહ્યું નહિ ને ખૂબ ખાઇને દમની પીડા વહોરી લીધી!

જબુતી બંદરે સ્ટીમરે લંગર નાખ્યું તે વારે દમનું દર્દ ખૂબ વધી ગયું હતું. એડનને સામે કાંઠે સોમાલી પ્રદેશનું એ મુખ્ય બંદર છે, એબિસિનિયા જવા માટે ત્યાંથી રેલવે શરૂ થાય છે. ફ્રેંચ સંસ્થાનનું એ બંદર છે, માટે જ ત્યાં સ્ટીમર ઊભી રહે છે. એ સ્ટીમર તો ઠેઠ ફ્રાન્સ જવાની, પણ જેને દક્ષિણ તરફ આફ્રિકે જવાનું હોય છે, તેણે ત્યાં ઊતરી જવાનું હોય છે ને બીજે દિવસે ફ્રાન્સથી આવતી ને માદાગાસ્કર જતી સ્ટીમરમાં બેસવાનું હોય છે. આથી મારે ત્યાં ઊતરી જવાનું હતું. સ્ટીમર બપોરે અગિયારેક વાગે ત્યાં પહોંચી.

સ્ટીમર ઉપરથી હું ઊતર્યો તો ખરો, પણ કયાં જવું એનો કશોય ખ્યાલ

હતો નહિ. અંદર ઉપર કેટલાક સોમાલીઓ ભાડાની ઘોડાગાડીઓ લઈને ઊભા હતા. ત્યાં કોઈ હિંદીઓ છે કે નહિ એ જાણવા, મારી ભાષા સોમાલી ગાડીવાળા સમજશે કે નહિ તેના ભાન વિના, એક ગાડીવાળાને પૂછ્યું: 'યહાં કોઈ હિંદી હૈ?' 'બહોત હૈ, હિંદીઓં કા બઝાર હૈ.' એવો ઉત્તર મળ્યો. મને બહુજ આશ્વાસન મળ્યું. સામાન એક ગાડીમાં મુકાવી અંદર હું બેઠો ને તેને કહ્યું: 'મુઝે હિંદી બઝાર મેં લે ચલો,' ગાડી હિંદી બઝારમાં આવી ઊભી. મુકામ કરવાની વ્યવસ્થા કરીને સામાન ઉતારી જઇશ એમ ગાડીવાળાને કહી દમથી પિડાતો હું રખડવા લાગ્યો. તુરતજ ચકરી પાઘડી વાળા એક બ્રાહ્મણ ભાઇ મળ્યા. તેમને પૂછતાં તે કડી પ્રાન્તના રૂપાલ ગામના નીકળ્યા. થોડીજ વારમાં તેની સાથે વાત કરતાં તેણે મને ઓળખી લીધો: 'કોણ, નરસિંહભાઈ?' મેં હા પાડી. પાંચ મિનિટમાં વેરાવળના એક વણિક વેપારીને ત્યાં મારો સામાન મુકાવવાની વ્યવસ્થા એ ભાઇએ કરી દીધી. દાદર નીચે મારો સામાન મુકાવ્યો ને ઓસરીમાં પાટ ઉપર મને બેસાડ્યો. મેં પાણી માગ્યું તે એક જસતના ડબલામાં મળ્યું. મારે બહાર જવું હતું, પણ મારે માટે ત્યાં તેની સગવડ નથી, માટે દરિયે જવું જોઇશે એમ મને જણાવ્યું.

માર્ચ માસના બપોરના બાર વાગ્યાના તાપમાં અર્ધો પોણો માઇલ દરિયે ગયો ને પાછો આવ્યો, એટલે દમ તો ખૂબ ચઢી ગયો. પણ આવતાંજ ચમત્કાર જોયો! પ્રથમદર્શને તે વેપારીઓએ મને હિંદુ ધારેલોજ નહિ; કોટ પાટલૂન પહેરેલાં, લાંબી દાઢી અને બેંગલોર ટોપી, એટલે મને હિંદુ માનેલો જ નહિ ને તેથી તેમની દુકાન બહાર બેસાડેલો ને જસતના ડબલામાં પાણી પાએલું. આ મને ઠીક લાગેલું નહિ, પણ બીજો ઉપાય નહોતો; રાત કેમ જશે તે વિષે પણ ચિંતા થતી હતી. પણ હું દરિયે ગયો તે દરમિયાન પેલા બ્રાહ્મણભાઇએ મારી બધી ઓળખાણ એ વેપારીભાઇઓને કરાવેલી, એટલે દરિયેથી આવતાંજ મેં ચમત્કાર જોયો. અનુભવેલી વ્યવસ્થા પ્રમાણે હું ઓસરીમાં પાટ ઉપર બેસવા જતો હતો, ત્યાંજ તેમણે મને હાથ પકડીને અંદર લીધો. ધીરે ધીરે દાદર ઉપર ચઢાવ્યો ને તૈયાર કરી દીધેલી પથારી ઉપર બેસાડ્યો. મારો સામાન પણ તે ખંડમાં આવી ગયો હતો. તેમણે જમવાનો આગ્રહ કર્યો. પણ સ્ટીમરમાં જમીને તો મેં દમને નોતર્યો હતો. હું જમી શકું એવી સ્થિતિમાંજ ન હતો. પથારીમાં પડયો. દમ તો વધતોજ ચાલ્યો. એટલે સુધી વધ્યો કે રાતે અગિયારેક વાગ્યે મને લાગ્યું કે હવે બચી શકાવાનું નથી. પેલા બ્રાહ્મણભાઇએ અને વેપારીભાઇનાં માણસોએ મારી ખૂબ

સારવાર કરી, પણ મેં જીવવાની આશા છોડી. મારું ઘરનું સરનામું ને પેટીઓની ચાવીઓ તેમને આપી દીધી: પછી તો થોડી વારે હું કંઈક બેભાન થતો ચાલ્યો. આવી સ્થિતિમાં હું કંઈ કલાકો પડી રહ્યો. પછી મળસકું થતાં મને ભાન આવવા લાગ્યું ને સવાર થતાં આંખ ઊઘડી.

ધીરે ધીરે આરામ થતો ગયો. દાતણ કરી ચા પીધી. પણ હજી પથારીમાંથી ઊઠીને ચાલવાની શક્તિ નહોતી: ધીરે ધીરે બપોર થવા આવ્યા. માદાગાસ્કાર જવાની સ્ટીમર તો રાતમાં આવી ગઈ હતી. મેં એ ભાઈઓને કહ્યું કે મને સ્ટીમર ઉપર પહોંચાડી દો. એમણે તો સ્પષ્ટ ના પાડી દીધી કે "આવી સ્થિતિમાં તો તમને ઘરબહાર પણ ન નીકળવા દઈએ." બીજી સ્ટીમર ચાર અઠવાડિયાં પછી આવવાની, ત્યાં સુધી ત્યાં રોકાઈ જઈને એ ભાઈઓને ત્રાસ આપવો મને ઠીક ન લાગ્યું. પણ હું તેમની મદદ સિવાય તો ત્યાંથી ખસી શકું એમ નહોતો અને એમણે જવાની સ્પષ્ટ ના પાડી. આથી ત્યાં મારે ચાર અઠવાડિયાં સુધી રોકાઈ રહેવું પડ્યું.

બીજે દિવસે એ ભાઈઓ મને દવાખાનામાં લેઈ ગયા. ત્યાં ફ્રેંચ દાક્તર હતો. તેણે મને તપાસીને જણાવ્યું કે તમે દમના ભયંકર હુમલામાંથી બચી ગયા છો. એણે મને પીવાની દવા આપી, દમની—સ્ટ્રોમોલ્ટની એસ્થમા સિગરેટ—બીડીઓ આપી ને જીવન ખૂબ વ્યવસ્થિત રાખવાની સૂચના આપી. તેણે જણાવી દીધું કે "દમનો રોગ કદાપિ નિર્મૂળ થનો નથી, વ્યવસ્થિત જીવનથી દબાય છે ખરો, પણ કારણ મળતાં તુર્ત જ ઊભળે છે. મારો જ ભાઈ પારીસમાં દમથી ખૂબ પિડાય છે તેને પારીસના કોઈ દાક્તર સાજો કરી શકતા નથી; માત્ર વ્યવસ્થિત જીવનથી ચેનમાં રહી શકે છે એટલું એ જ." મારા જીવનમાં અવ્યવસ્થા જેવું બહુ ઓછું છે. પણ સરકારી કેસોને લીધે અવ્યવસ્થા આવી ગએલી અને તેથી દમ ચાલુ રહેલો. પણ હવે પાછું જીવન બરાબર વ્યવસ્થિત કરવાનો નિશ્ચય કરી દીધો.

જબુતીમાં ચાર અઠવાડિયાંના આરામથી મારા રોગ વિષે પણ મને આરામ થતો ગયો. અહીં જ છાપામાં વાંચેલું કે લીમડીમાં ત્યાંના દિવાન સાહેબ ઝવેરભાઈ અમીનનાં પુત્રી બેન ભક્તિબાનું લગ્ન દરબારશ્રી ગોપાળદાસ સાથે તા. ૪ : ૩ : ૧૯૧૩ને રોજ થયું. એ હકીકત મારી નોંધપોથીમાં તા. ૨૬ : ૩ : ૧૯૧૩ને રોજ નોંધેલી નીકળે છે.

મોટરમાં પણ પ્રથમ અહીં જ બેઠો.

ચાર અઠવાડિયાં ત્યાં રહ્યા પછી મને જીવનદાન આપ્યા બદલ એ સૌ

ભાઈઓનો ઉપકાર માની મોમ્બાસા જવાની સ્ટીમરમાં બેસીને નીકળ્યો. એજ માસમાં, એટલે કે ૧૯૧૩ના એપ્રિલમાં, હું મોમ્બાસા પહોંચ્યો. ત્યાં ગયા પછી થોડા જ વખતમાં મારાં સ્ત્રીબાળકોને ત્યાં બોલાવી લીધાં ને ત્યાં સ્થિર થવાની યોજના કરી. પણ મુંબઈ પોલીસને એ ખબર પડતાં મોમ્બાસા પોલીસને સૂચના કરી દીધી. મોમ્બાસા પોલીસે મને પકડવાની યોજના કરી તેની મને ખબર પડી એટલે હું જર્મન પૂર્વ આફ્રિકામાં આવેલા મુઆન્ઝા સ્થાને ચાલતો થયો. દમ છેક શમ્યો નહોતો, અને ત્યાં સાયકલ ઉપર બેસતાં શીખ્યો એટલે દમે ફરી ઊથલો ખાધો. સાઇકલથી છાતી ને ફેફસાં ઉપર બળ આવે છે એમ જાણતાં સાઇકલ છોડી દીધી. થોડા જ વખતમાં ત્યાં મારાં સ્ત્રીબાળક આવી પહોંચ્યાં. ૧૯૧૪ના મે માસમાં દમ સમૂળો શમી ગયો.

એવામાં યુરોપનો મહાવિગ્રહ જાગ્યો. દુનિયા સાથેનો અમારો સંબંધ તૂટી ગયો. પણ ૧૯૧૭ના જુલાઇમાં અંગ્રેજ લશ્કરે મુઆન્ઝા સર કર્યું એટલે અમે ઉગાણ્ડામાં જિન્જ સ્થળે ગયાં. ત્યાંથી ૧૯૧૯ આખરે નીકળી ૧૯૨૦ના જાન્યુઆરીમાં અમે હિંદુસ્થાનમાં આવ્યાં. જુનમાં હું શાન્તિનિકેતન ગયો. ત્યાં ૧૯૨૩ના એપ્રિલ સુધી આશરે ત્રણ વર્ષ રહ્યો. એમ ૧૯૧૪થી ૧૯૨૩ સુધી દમનો રોગ એવો શમેલો કે જરાયે નડેલો નહિ.

શાન્તિનિકેતનથી નીકળવાની આગલી રાત્રે ઉઘાડામાં સૂતો કે કોણ જાણે હવે કારણે બીજે દિવસે સવારે દમની કંઇક અસર લાગી. કોણ જાણે કેમ કંઇક એવું જ થઇ આવ્યું કે જાણે હવે દમ થશે અને નીકળતાં નીકળતાં તો દમ લાગવા પણ માંડ્યો. એમ તો ત્રણ દિવસમાં ઘેર આવી પહોંચત, પણ મારી સાથે ૧૦–૧૨ ગુજરાત તરફ આવનાર વિદ્યાર્થીઓ હતા, તેમણે માર્ગમાં જોવા જેવાં સ્થળ જોતા જોતા આવવું એવી યોજના ઘડેલી, તેથી ૧૦–૧૨ દિવસે અમે ગુજરાત આવ્યાં. હું કંઇ જોવા બહુ આથડતો નહિ, પણ છતાંયે એ લાંબા પ્રવાસની અથડામણ એવી લાગી કે ઘેર–સોજીત્રે–આવતાં આવતાંમાં તો દમ અસહ્ય થઇ પડ્યો.

દાક્તરની દવા શરૂ કરી દીધી, પણ કંઇ વળ્યું નહિ. બપોરે બેએક વાગ્યે ખાંસી અને દમનો એવો હુમલો થાય કે આખે શરીરે પસીનાના રેલા વળે. માથાના ને મૂછના વાળ પસીનાથી તરબોળ થાય. આથી માથું ને મૂછ મૂંડાવી નાખવાની ફરજ પડી. એક માસ સુધી ખૂબ હેરાન થયા પછી હવાફેર માટે સોજીત્રેથી વડોદરે ગયો. ત્યાં પણ દાક્તરની દવા કરી, કંઇ ટાંકી ના લાગી એટલે આણંદ આવ્યો. અહીંની હવા કંઇક સારી લાગી,

એથી દમનું જોર વધતું અટક્યું, પણ ઓછું તો કેમે કર્યું થાય ના.

અનેક દાક્તરોની દવા કરી, કંઇ વળ્યું ના. અમેરિકન પ્રકૃતિવૈદ્ય મૅક-ફૅડનનાં પુસ્તકો વાંચ્યાં, તેમાં સૌ રોગની મુખ્ય દવા એકજ બતાવેલી: ઉપવાસ. એ ઉપરથી મેં સાત ઉપવાસ કર્યા. ઉપવાસથી આરામ થતો જણાયો. પણ ઉપવાસ છોડ્યા પછી પાછું હતું તે ને તેજ. ઉપવાસ ઓછા પડ્યા હશે એમ ધારીને મેં દશ ઉપવાસ આદર્યા. ફેર લાગતો ગયો. એક જૈન સાધુએ પારણમાં ૬૭ ઉપવાસ કરેલા, ગાંધીજીએ દિલ્હીમાં ૨૧ ઉપવાસ કરેલા અને મેં ૧૦ કરેલા, એ સૌનો છેલ્લો દિવસ એકજ વારે આવતો હતો. પછીથી સાંભળ્યું કે પેલા જૈન સાધુએ ઉપવાસનાં પારણાં કરવામાં કંઇ ભૂલ કરી, તેથી તે મરણ પામ્યા. આપણા દેશમાં ઉપવાસની ક્રિયાઓ જૈનોએ સારી રીતે કેળવી છે અને તેથી તેનાં પારણાં કેમ કરવાં એ પણ તેઓ સારી રીતે જાણે છે. યુરોપમાં લાંબા ઉપવાસ પછી નારંગીના રસથી પારણાં કરવામાં આવે છે. જૈનો બાફેલા મગના પાણીથી પારણાં કરે છે. હું પણ બાફેલા મગના પાણીથી કરતો. ઉપવાસને અંતે મને આરામ લાગ્યો, પણ થોડાજ દિવસમાં પાછું હતું તે ને તે. મૅકફૅડન તો કહે છે કે કે રોગ નિર્મૂળ થઇ જાય ત્યાં સુધી ઉપવાસ કરવા જોઇએ, અને સંધિવાથી પથારીવશ પડેલા એક દર્દીને ૮૧ દિવસને ઉપવાસે ચાલતો કર્યાનો દાખલો એણે ટાંક્યો છે. પણ ઉપવાસથી શમતો દેખાતો અને પછી પાછો ઊભળી આવતો મારો દમ નિર્મૂળ થયો કે નહિ એ સમજી શકાયજ નહિ; ઉપવાસ હોય ત્યાં સુધી નરમ લાગે, પછી પાછો હતો તે ને તેજ. આથી, ઉપવાસ ઉપરની શ્રદ્ધા ઓછી ન થયા છતાં, તે પ્રયોગ અજમાવતાં હું અટક્યો.

આમ ને આમ ચાર વર્ષ કાઢ્યાં. દમ ને ખાંસી ચઢતાં દર્દનો પાર નહિ. ક્યારે ચઢી આવે તે કહેવાય નહિ, એટલે એકલા તો બહાર નીકળાય નહિ. બહાર ફરવા જવાનું મન થાય, તોય સાથે મારાં પત્ની આવે; એકાદ દિવસ મારે બહારગામ જવાનું થાય તોય એ સાથે આવે. એમને એકાદ દિવસ બહારગામ જવાનું થાય તોય મને સાથે લેઇ જાય. આમ મારી દશા બાળકના જેવી થઇ પડી, એકલો મૂકીને એમનાથી ખસી શકાય નહિ. મારી પાછળ એમના ઉજાગરાનો ને ચિંતાનો આંકો નથી.

પણ છતાંયે આખો દિવસ બેસીને હું કામ કર્યે જતો. 'પાટીદાર' તો ત્યારે પણ ચલાવ્યે જતો, બેશક બે દીકરીઓની કંઇક મદદથી. અને એ દમના રોગને કોઇ પણ રીતે કાઢવાનો તો મારો નિશ્ચય હતો. તેવામાં યુરોપથી

દાક્તરનું ભણતર ભણીને એક ભાઇ આવેલા તે મને જોવા આવ્યા. તેમણે મને દેખતાંજ ડોકું ધીરે રહીને ધુણાવ્યું. હું સમજી ગયો કે એ ભાઇએ મને મરણની વાટે વિચરતો ગણી નાખ્યો છે. મેં હસીને એમને કહ્યું: "કેમ, ભાઇ, મરનારાંની નાતમાં મને તમે મૂકી દીધો, કેમ? ના ના, હું તો જીવવાનો છું. જમ આવશે તેય જાણી લેશે કે ગુજરાતમાં એક પાટીદાર મળ્યો હતો! અને પછી જવાનું નક્કીજ થશે તો તો એને હાથમાં તાળી દેઇ હસતે મોંએ ભેટી પડીશ. પણ હાલ તો જવું નથીજ." એ ભાઇ ખૂબ હસ્યા.

ત્યારેય દર્દનો તો પાર નહોતો. લાંબો થઇને હું સૂઇ શકતો નહિ. આખી રાત તકીએ અઢેલીને બેસી રહેતો ને એમ બેઠે જેટલી ઊંઘ આવે તેટલી લેતો. લાંબી ટેવ પડ્યાથી એમ પણ સારી રીતે ઊંઘી શકતો. મોડી રાતે દમ ને ખાંસી જોર કરી ઊઠે એટલે ઝાડો થઇ જાય ને તેથી રોજ રાતે કોમોડ પાસેજ રાખવી પડતી. દમની બીડી પીઉં, થોડાક કફ નીકળી પડે એટલે કંઇક ચેન પડે. કેટલીક વાર કલાક બે કલાક અઢેલીને ઊભુંજ રહેવું પડતું. ત્રણ ચાર વર્ષ આમ દુઃખમાં કાઢ્યાં ને દવા પાછળ પૈસા ને શરીર બગાડ્યાં.

૧૯૨૭માં એક સંધ્યાકાળે અગાશી ઉપર મારાં પત્ની ને હું વાતો કરતાં બેઠાં હતાં. વાતોમાં મારા રોગની વાત નીકળી. એમ પણ વાત થઇ કે કપડું જરાક ફાટે તો ઘેર સાંધી લેઇએ, ખુરશીનો પાયો હાલે તો ઘેર ખીલી મારી લેઇએ; અને આપણા પોતાના શરીરનીજ બાબતમાં એટલા નિરાધાર ને અપંગ કે જરા માથું દુખતાં કે તાવ આવતાંજ દાક્તરને ઘેર દોડવું પડે! એ માર્ગે વાતોએ ચઢતાં અંતે એવા નિર્ણય ઉપર આવી ચઢ્યાં કે બસ, ત્યારે આ દમની દવા માટે દવાખાનામાં નાજ જવું; ઘેર એની ચિકિત્સા કરવી, શાથી વધે છે ને શાથી ઘટે છે એનું નિરીક્ષણ ને અવલોકન કરીને જીવનચર્યામાં ફેરફાર કરવો. હવા, પાણી અને ખોરાકના શુદ્ધિકરણથી શરીર બંધાય છે અને તેના અશુદ્ધિકરણથીજ તૂટે છે, માટે એમાંજ નિરીક્ષણ ને ચિકિત્સા કરીને ફેરફાર કર્યા કરવા. ત્યાંજ મેં પ્રતિજ્ઞા કરી કે હવે મરાય તોય ભલે, પણ દમની દવા તો નજ કરવી; વિચાર્યું જે રોગ મટશે તો લોક જાણશે કે દવા વગર પણ એ રોગ મટે છે. મરીશ તો લોક કહેશે કે એ મૂર્ખાએ દવા ન કરી તે મર્યો, માટે દવા તો કરવીજ. આમ પ્રતિજ્ઞા કરીને નીચે આવ્યો ને તેજ દિવસે દવાખાનામાંથી એક અઠવાડિયાની આણેલી દવા ઢોળી દીધી, ઘરમાંનું બધું દવાખાનું સાફ કરી નાખ્યું!

હવે નિરીક્ષણ ને અવલોકન કરવા માંડ્યું. સાંજે વાળુ કરતો તો રાતે દમ બહુ જોર કરતો, એટલે વાળુ કરવાનું તો બેત્રણ વર્ષથી જ છોડી દીધું હતું. બપોરે એકજ વાર જમતો. રાતે દૂધથી પણ કફ થતો ને ખાંસી આવતી એટલે ચા જ પીતો. સવારમાં પણ ચા પીતો. અનુભવે એમ પણ જણાયું કે ચા કરતાં કાફી ને કાફી કરતાં કોકો વધારે અનુકૂળ છે. પણ ચા વધારે સુલભ હોવાથી ચા જ લેતો ને હજીયે ચા જ લેઉં છું.

ભેંસના દૂધ કરતાં ગાયનું, ને ગાયના કરતાં બકરીનું દૂધ વધારે અનુકૂળ પડે છે. અને તે દિવસોથી હજી ગાયનું જ દૂધ મારા ઘરમાં વપરાય છે.

તાજા ઘી કરતાંયે તાજું તેલ પચવવામાં સહેલું છે; ખોરું તેલ ખાંસી કરે છે, એમ તો ખોરૂં ઘીયે સારૂં નથી.

મરચું ખાધાથી ગળું બળે અને તેથી ખાંસી આવે; અને એક વાર ખાંસી આવે એટલે જોરથી ચઢે ને દમને લેતી આવે. મારા ઘરમાં પહેલાં મરચું ખૂબ ખવાતું, તે ઓછું કરી નાંખ્યું. જોકે હજીયે મારે ત્યાં જમનારને ફરિયાદ કરવાની ટેવ પડી છે કે તમે ખૂબ મરચું ખાઓ છો.

આમલી પણ છોડી દીધી છે. ઉનાળામાં કેરીઓ થવા માંડે, ત્યારથી કેરીઓ એકઠી કરી કાપવા ને સુકવવા માંડીએ. તેનાં સૂકાં આમચાંજ બારે માસ ખાઈએ છીએ. આમચાં થઇ રહે તો કોકમ ખાઈએ છીએ.

ઘઉંની પાતળી રોટલી શેકાયાથી એનું સત્ત્વ બળી જાય છે, બાજરીના જેવા ઘઉંના રોટલા કરવાથી અંદરનો ભાગ બફાઇને તેમાં સત્ત્વ રહી શકે છે. એટલા માટે ઘઉંના રોટલા ખાવા માંડ્યા. આજે પણ એજ ખાઉં છું.

તળાએલા કરતાં શેકાએલો અને શેકાએલા કરતાં બફાએલો ખોરાક સારો છે. એમાં જીવનતત્ત્વ રહી શકે છે ને પચવવે સહેલો છે.

એ પ્રમાણે ખોરાકમાં ફેરફાર કરી નાખ્યો ને તે હજુયે ચાલુજ છે. બીજી ખાસ પરહેજી પાળી નથી.

ઉનાળા કરતાં શિયાળામાં મને ખાંસી કે દમ વધારે થયાનું પણ લાગ્યું નથી. બેશક કફ ઘટ ન થઇ જાય એટલા માટે શિયાળામાં માથે ઠંડું નહિ, પણ ગરમ પાણી રેડતો ને હજીયે રેડું છું.

મને માલમ પડ્યું કે બપોરે જમ્યા પછી બેએક કલાક સોરો ખાંસીનો ને દમનો સખ્ત હુમલો થાય છે ને કોઇક વસ્તુને અઢેલીને ઊભો રહું છું તો કંઇક ચેન પડે છે. બીજે દિવસે જમીને તુરત એક ઊંચી બારીએ

અઢેલીને ઊભો. નિયમ પ્રમાણે એકેક કલાકે હુમલો તો થયો, પણ કંઇક નરમ હતો. આથી આ પ્રયોગ અજમાવવો શરૂ કર્યો. ટેબલ જેવું પહોળું પાટીઉં એ બારી પાસે બાંધ્યું. બીજે દિવસે એ પાટીઆ ઉપરજ થાળી મૂકીને જમ્યો ને ત્યાંજ ઊભો રહી લખ્યું ને વાંચ્યું. હુમલો આવ્યો પણ નરમ. પછી તો છાતી સમાણું ટેબલ કરાવ્યું; તેના ઉપરજ થાળી મૂકી જમવાનો, ત્યાંજ ઉભા રહી એ ટેબલ ઉપર લખવા વાંચવાનો ને સાંજના ૭ વાગ્યા સુધી એટલે પેટ ખાલી થતા સુધી ત્યાંજ ઉભા રહી કામ કરવાનો નિયમ કરી દીધો. આથી ધીરે ધીરે લાભ થતો દેખાયો.

એવામાં ચિત્રકૂટના કોઇ મહાત્મા પ્રકટ્યા, જેમને વિષે આ લેખની શરૂઆતમાં ઉલ્લેખ કર્યો છે. મિત્રોએ કોઇ પૂનેમ ઉપર એમની પાસે જઇ દવા લેવાની સૂચના કરી, પણ મેં તો દવા ન લેવાની પ્રતિજ્ઞા કરી હતી. એ મહાત્માને કોઇએ વાત કરી હશે, તેથી તેમણે પણ દવા લેવા જવા મને સંદેશો કહાવ્યો. મેં ઉત્તર દીધો કે હું દવા લેતો નથી. ત્યારે તેમણે કહેવરાવ્યું કે 'તમારે માટે પૂનેમનો બાધ નથી, ગમે ત્યારે આવો.' મેં ઉત્તર દીધો કે હું દવા લેતો નથી. ત્યારે તેમણે કહેવરાવ્યું કે 'દવા લેવા મારી પાસે પણ આવવાની જરૂર નથી, ઘેર દવા મોકલું છું તે દૂધમાં નાખી ગમે ત્યારે પીજો.' પણ મેં ઉત્તર દીધો કે હું તો દવાજ લેતો નથી. અને એમણે મોકલેલી દવા કોઇ શ્રદ્ધાળુ દર્દીને દેઇ દીધી. મહાત્મા આટલે સુધી નીચે ઊતર્યા, એટલે તો તેમની પૂનેમની રાતના મહિમા વિષે પણ મને શંકા ઊઠી, અને એમની દવા વિષે પણ. અને પછી તો કેટલેક મહિને જાણ્યું કે એ મહાત્માની દવાથી જેનો દમ ગએલો લાગેલો, તેમાંના ઘણાને એ રોગ મૂળ સ્વરૂપેજ પાછો ઊભળ્યો છે.

અને હું તો મારો ઊભા રહેવાનો પ્રયોગ કરતોજ ચાલ્યો. લગભગ આઠ માસના પ્રયોગ પછી ૧૯૨૭ના અંતભાગમાં મારો રોગ શમી ગયો. ચાર વર્ષે લાંબા પગ કરીને પથારીમાં સૂઇ શક્યો. રાતે કે દિવસે ખાંસી કે દમ ચઢતો બિલકુલ બંધ થઇ ગયો. ધીરે ધીરે શરીર પણ વળવા લાગ્યું : બિજાપુરમાં મારા શરીરનું વજન ૧૪૨ રતલ હતું. શાન્તિનિકેતનમાં પણ લગભગ તેટલુંજ રહેલું. દમ થયા પછી ઘટતું ચાલ્યું ને દશ દિવસના ઉપવાસને અંતે ૮૨ રતલ થઇ ગયું હતું તે વળવા લાગ્યું ને ૧૯૩૦માં જેલ જતી વખતે ૧૧૭ રતલ થયું હતું.

૧૯૩૦ની જેલમાં મને સખ્ત મરડો થએલો ને ત્યારે પાછું શરીર ઘટીને

૮૨ રતલ થએલું, પણ જેલમાંથી નીકળતી વખતે ૧૦૨ રતલ થએલું. ૧૯૩૨ની જેલમાં મરડો થએલો, પણ ત્યારે જલદી ઉપાય થયાથી એણે સખ્ત સ્વરૂપ પકડેલું નહિ. પણ એ નિર્બળતામાંય કદી દમ કે ખાંસી થએલી નહિ.

અને આજે પણ સ્થિતિ સાધારણ રીતે સારી રહે છે. સવારમાં ચાર પાંચ માઇલ ફરી આવું છું ને ત્યારે પણ કંઇ દાખવતું નથી, ઉલટું સારું લાગે છે. પણ જમ્યા પછી ભારે પેટે ચાલવાનું થાય, અને ખાસ કરીને પાંચસાત શેર બોજો ઊંચકીને ચાલવાનું થાય કે જરા વધારે શારીરિક શ્રમ લેવાય તો દમની અસર શરૂ થાય, તે બેએક કલાકના આરામ પછી ઠીક થાય. દમને ઉત્તેજન મળે એવું કંઇ કરવાથી દમની અસર શરૂ થાય. અને ત્યારે મારો અનુભવ છે, જેમ દાક્તરોનો ને વૈદ્યોનો અભિપ્રાય છે તેમ, કે દમનો રોગ શમે છે ખરો, તેને કંઇક ઉત્તેજન મળે તો પાછો દેખા દે છે; અને ત્યારે એ નિર્મૂળ તો કદાપિ થતો નથી.

વળી દવાથી એ રોગ મટે છે એવો બીજા કોઇનો અનુભવ હશે, પણ મારો તો અનુભવ એ જ છે કે એ દવાથી મટતો નથી, યોગ્ય જીવનચર્યાથી તો એ શમે જ છે.

હવે આ ઉપરથી ચિત્રકૂટના મહાત્માની દવા વિષે કે વણસરની કૂઇના પાણી વિષે જેને જે અભિપ્રાય બાંધવો હોય તે બાંધે.

'પાટીદાર'મંદિર, આણંદ — નરસિંહભાઇ પટેલ

—*—

## પરઠણનો પ્રશ્ન અને બીજા કોયડા

**ગયા** અંકમાં આવેલા મારા પત્રોના કેટલાક મુદ્દાઓ બાબત મિત્રો અને સ્નેહીઓમાંથી કેટલાકે જાતજાતના પ્રશ્નો પૂછ્યા છે, વાટાઘાટો થઇ છે. એટલે આ બાબતમાં પહેલાં પણ મારે કેટલાક ભાઇઓ સાથે થએલી વાતચીતના પ્રસંગો યાદ આવ્યા કરે છે.

સામાજિક બાબતોના પ્રશ્નોના બે વિભાગ પાડી શકાય: કેટલાક પ્રશ્નો એવા છે કે તેનો નિકાલ દરેક વ્યક્તિ અંગત રીતે કરી શકે અને તે પ્રમાણે વર્તી શકે. તે સિવાયના બીજા પ્રશ્નો એવા છે કે તેના નિકાલ માટે સામુદાયિક રીતે નિકાલ થવો ઘટે. અને આ બીજા વર્ગના પ્રશ્નોની સંખ્યા બહુ મોટી છે.

કેટલીક વ્યક્તિઓ એટલી શક્તિશાળી હોય છે કે તે પોતાના જીવનમાં ઉપસ્થિત થતા બધા પ્રશ્નોનો ઉકેલ પોતાની જાતેજ કરી શકે અને તે પ્રમાણે

વર્તે. તેમ કરવામાં ગમે તે સહન કરવું પડે તે સહન કરે. પણ બધા માણસો આવા શક્તિશાળી ન જ હોય. એટલે સામાજિક પ્રશ્નોની ચર્ચા અને તેનો નિવડો કરવા સમાજના મોટા ભાગને સુખી બનાવે તે રીતે સામાજિક વ્યવહારનો ક્રમ નક્કી કરનાર એક મધ્યસ્થ સંસ્થા ઊભી થાય એ ઇષ્ટ અને જરૂરી છે. આવી કોઇ સંસ્થાને અભાવે દરેક પોતાના જીવનમાં સામાજિક પ્રસંગ ઊજવવાનો વખત આવતાં પોતાની શક્તિ અને સમજ પ્રમાણે—મોટે ભાગે ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે જ એ પ્રસંગ ઊજવે છે. આવી સ્થિતિને લીધે આપણા સમાજના મોટા ભાગને હેરાન કરતા કેટલાય કઢંગા થઇ ગએલા રીતરિવાજો ચાલ્યા જ આવે છે અને સમાજ મૃતઃપાય જેવી દશામાં ખેંચાયે જાય છે. આ દશા ટાળવા અને આપણી જ્ઞાતિના સામાજિક જીવનમાં કંઇક જીવ અને જોમ આવી લોકોનાં જીવન રસમય અને સુખી નિવડે તે માટે 'સમાજસુધારા મંડળ' કે એવું કોઇ મધ્યસ્થ મંડળ નીકળે અને તે જાત જાતના પ્રસંગોએ માણસોએ ઊજવવાના સામાજિક પ્રસંગો ઊજવવાની, મોટા ભાગના લોકોને માફક આવે એવી, રીતો નક્કી કરે તે ખાસ જરૂરી લાગે છે. અને આપણી જ્ઞાતિના જ્ઞાની અને આગેવાન સજ્જનોને આ બાબત કંઇક પગલાં લેવા વિનંતી કરવાનું મન થઇ જાય છે.

હવે પરણવાના અને એવા પ્રશ્નો અંગે ઊભા થતા કેટલાક પ્રશ્નોની ચર્ચા કરીશું.

પ્રશ્ન: તમે શ્રી. લલિતાબેન પ્રત્યે સહાનુભૂતિ બતાવવામાં ભૂલ કરી છે એમ શ્રી. નરસિંહભાઇના લખાણથી તમને લાગ્યું છે?

જવાબ: ના. શ્રી. લલિતાબેને સારૂં કર્યું છે એમ મેં કહ્યું નથી. શ્રી. લલિતાબેન પણ તેમ કહેતાં નથી. શ્રી. નરસિંહભાઇ તેમને સંબોધીને લખે છે, મેં યુવકોને સંબોધીને લખ્યું છે. શ્રી. નરસિંહભાઇએ શ્રી. લલિતાબેનને માટે બીજો એક માર્ગ ખુલ્લો હતો એમ બતાવ્યું છે. મારો વિચાર શ્રી. લલિતાબેનનું પગલું વખોડવા ભેગા મળેલા યુવકોને આવા પ્રસંગો કેમ બને છે તે વિચારી તેમ ન બને તે માટે તેમણે શું કરવું જરૂરી છે તે બતાવવાનો હતો.

પ્રશ્ન: તમે પણ શ્રી. લલિતાબેનને આવો માર્ગ કેમ ન બતાવ્યો?

જવાબ: ઘણાં કારણો છે. જે સમાજના યુવકો કે તેમનાં માબાપો પરણવાનો મોહ પણ છોડી શકતાં નથી, અરે પરણવાવાળી જાનમાં ન જવું એવી પ્રતિજ્ઞા પણ જ્યાં યુવકો લઇ શકતા નથી, તે સમાજની એક છોકરીને એની નાત કે ગામનો ગોળ તોડી ગમે તેની સાથે લગ્ન કરવાની સલાહ આપવી એ અર્થ વગરની વાત છે. સલાહ જ આપવી હોય તો શ્રી. લલિતાબેનને

છે. છતાં એક વાત ચોક્કસ છે, પૈસા ન હોય તો ચિઠ્ઠીઓ ન લખશો, પણ તેને માટે પરઠણ લેવાનું બહાનું ન જ શોધશો એમ હું જરૂર કહીશ.

પ્રશ્નઃ વાકળ પ્રદેશનાં આગેવાન ગામોનો હું એક આગેવાન છું. મારા વડીલો આજ સુધી ચરોતરમાં જ કન્યા આપતા આવ્યા છે. પહેલાં જ્યાં અમે બેથી ત્રણ હજાર રૂપિયા પરઠણ આપી સંબંધ બાંધતા હતા, ત્યાં હવે પાંચ ને સાત હજાર બતાવે છે! મારે શું કરવું?

જવાબઃ પરઠણ માગે ત્યાં સુધી ચરોતરમાં કન્યા ન આપવી એવો તમે નિર્ણય કરો, એટલું જ નહિ પણ તમારા પ્રદેશમાંથી બીજું કોઇ પણ ચરોતરમાં પરઠણ આપી દીકરી પરણાવવા ન આવે તે માટે ઝૂંબેશ ઉઠાવો.

ચરોતરમાં દીકરીઓ આપવાથી તમને અને ચરોતરના લોકોને બંનેને નુકશાન થાય છે. તમારા તરફ કન્યાઓની તાણ પડે છે અને અમારા તરફ વરની તાણ પડે છે. એટલે પૈસા ખર્ચવા છતાં એક તરફ તમે તમારા તરફના યુવકો અને બીજી તરફ અમારા તરફની દીકરીઓ એ બન્નેનું અહિત કરો છો.

આમ કરવા છતાંય તમારી દીકરીઓ ચરોતરમાં પરણાવવાથી સુખી થતી હોય તો જુદી વાત છે. પરંતુ ન જાણતા હો તો જાણી લેજો કે ગમે તેટલા પૈસા ખર્ચવા છતાં તમે આ જમાનામાં ચરોતરમાં તમારી દીકરી સુખી થાય એવે સ્થળે પરણાવી શકો એ અશક્ય નહિ તો બહુ અઘરૂં છે. કારણ કે ચરોતરમાં પણ 'પરઠણ લેઇને પરણવા' સામે લોકમત વધતો જાય છે. એટલે પૈસા ખર્ચવા છતાં તમારા હાથમાં સંસ્કારી અને સમજુ કુટુંબનો છોકરો આવવો એ મુશ્કેલ છે. મોટે ભાગે તમારા હાથમાં 'પૈસાની ભીડવાળો' માણસ જ આવશે. અને પૈસાને જ કારણે સગાઇ કરનારની પૈસાની ભૂખ તમે ક્યાં સુધી ભાગી શકશો? આ સંજોગોમાં અત્યારે તો 'પૈસાના ભૂખ્યા' એવા કોઇ ચરોતરવાસીને શોધવા કરતાં તમારા તરફના કોઇ ભણેલાગણેલા છોકરાને શોધી થોડા પૈસા ખર્ચશો તેમાં જ તમે અને તમારી દીકરી સુખી થશો. ચરોતરમાં આવવું એ પૈસા ખર્ચી તમારે માટે અને તમારી દીકરીને માટે દુઃખના ભારા ખરીદવા જેવું નીવડશે.

પ્રશ્નઃ મારા બાપદાદા જે કરતા આવ્યા છે તે વિરુદ્ધ બીજે દીકરી આપવી એ મારી હિંમત બહારની વાત છે એટલે બીજું શું થાય?

જવાબઃ તો ભલે, હોય એટલા પૈસા ખોવાની તૈયારી કરી ચરોતરમાં જાઓ! પૈસા આપનારની રાહ જોઇ બેસી રહેલા કેટલાય 'વરનાં બાપ'

તમારો મોહ પૂરો કરશે! પૈસા ખર્ચીને ય તમે અને તમારી દીકરી દુઃખી ન થાઓ તો સારૂં! અને એક બીજી વાત કહું, સ્વીકારશો!

દીકરી પરણાવતાં તમારી પાસે અમુક લોકો પૈસા માગે છે તેથી તમને કેટલો આઘાત લાગે છે? એજ રીતે તમે દીકરો પરણાવો ત્યારે જો દીકરીના બાપ પાસે પૈસા માગશો તો તમારા જેટલું તેને પણ દુઃખ થશેજ, એ યાદ રાખી આજથીજ એવો નિયમ લો કે તમારે દીકરો પરણાવવાનો થાય ત્યારે પરઠણ નહિ લો. બાકી સારી સમજ મુજબ અમુકજ ગામોમાં કન્યા આપવાનો તમારો ટેક પણ સ્વાર્થને કારણે છે. એમ કરીને તમે પણ બીજાં અમુક ગામોમાં તમારી મોટાઇ સાચવી રાખી ત્યાંથી પરઠણ લો છો. ચરોતરમાં તમારી પાસે મોટી રકમની માગણી થતી જોઇ તમને જે દુઃખ થયું છે, તેના અનુભવથી તમે તમારા દીકરાની પરઠણ ન લેવાનો નિર્ણય કરશો તોય ઘણું છે.

* * *

પરઠણના અને આવા સામાજિક વિષયોની છૂટથી ચર્ચા ચાલુ રહે અને સમાજના નાના મોટા સૌને અનુકૂળ થઇ પડે એવા સરળ અને ઓછા ખર્ચાળ રિવાજો નકકી થાય તે આખા સમાજને માટે હિતકર્તા છે. અમુક બાબતમાં સિદ્ધાન્ત તરીકે ગમે તે વાત સાચી અને કરવા યોગ્ય હોય, પરંતુ સામાન્ય રીતે બધા માણસો 'સામાજિક પ્રાણી' હોઇ તે સામાજિક બાબતોમાં સમાજથી વિરુદ્ધ જઇ શકતા નથી. એટલે સામાજિક બાબતોમાં નાના મોટાને માફક આવે એવા રિવાજો ચાલુ રહે અને તેમાં સમયાનુસાર ફેરફાર થતા રહે એવી સુખી દશા ઊભી કરવા માટે આપણી જ્ઞાતિમાં એક સબળ 'સમાજસુધારક મંડળ' ઊભું થવાની જરૂર છે. જ્ઞાતિમાં અનેક બુદ્ધિશાળી અને જ્ઞાની પુરુષો છે, તે બધાના અસ્તિત્વ છતાં આપણ સૌને દુઃખી કરતા રીતરિવાજોમાંથી બચવાના આવા પ્રયત્ન ન થાય એ દુઃખની વાત છે.

આવી કોઇ મધ્યસ્થ સંસ્થા ઊભી થાય ત્યારે ખરી. તે દરમ્યાન જુદા જુદા ગામમાં યુવકમંડળો કે સ્થાનિક મંડળો સ્થાપી પરઠણ ન લેવાની અને એવી બીજી પ્રતિજ્ઞાઓ લેવાની ચળવળ શરૂ કરશે તો બધાનું ભલું થશે. યુવકો આ બાબતમાં કંઇક કરશેજ એવી આશા છે.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

**નોંધ:** આ પ્રશ્નોત્તરીમાં ભાઇ ચિમનભાઇએ ઊભા કરેલા મુદ્દા ઉપર સૌ કોઇ યોગ્ય ચર્ચા કરશે એવી આશા રાખું છું, કારણ કે તેથી સાચે માર્ગે ચઢવાનું હાથ લાગશે.

તંત્રી

# દુઃખી અબળાનો અવાજ

રાત્રે શિયાળાની કમકમતી ઠંડીનો ત્રીજો પહોર ચાલતો હતો, ઠંડો હિમ જેવો તોફાની પવન સુસવાટા મારતો હતો, આકાશમાં તારા ટમટમી રહ્યા હતા, તેવે વખતે એક ઓરડામાં પથારી ઉપર પડી પડી એક નવયૌવના ધીમે ધીમે કાંઇક લવી રહી હતી. કાંઇક ઊંડા દુઃખની વેદનાનાં ચિહ્નો તેના ચહેરા ઉપર તરી આવ્યાં હતાં એમ જોનારને લાગ્યા વિના રહે નહિ.

યુવતીની ઉમર વીસેક વરસની હશે. સૌન્દર્યનાં નીર મુખ ઉપરથી ઓસરી ગયાં હતાં. એક વખત તેનું મધુર મુખડું સૌન્દર્યથી છલોછલ ભર્યું હતું, ભલભલાને આકર્ષી શકે તેવા રૂપથી થનગનતી તેની યુવાની હતી. સૌન્દર્યવતી યુવતી એજ વરસના ગાળામાં સૌન્દર્ય ગુમાવી ખરડી ડોશી જેવી કેમ બની ગઇ, તેનો કોયડો આશ્ચર્યમાં ગરકાવ કર્યા વગર રહે નહિ.

યુવતી પથારીમાં બેઠી થઇ. દુઃખની વેદના ઠાલવતી ઇશ્વર પ્રતિ જોઇ બે હાથ જોડી બોલવા લાગી: 'હે પ્રભુ, હે પરમાત્મા, હે દયાળુ દેવ, હવે મારાથી દુઃખ સહન થતું નથી. દુઃખની પણ હદ હોય છે. હવે તો હે ભગવાન, તું એકજ મારો આધાર છે. આ દુનિયામાં મારૂં કોઇ નથી. આ ફાની દુનિયામાંથી મને તારા દરબારમાં બોલાવી લે તો કાયમની દીર્ઘશાન્તિ અનુભવું. મારી જીવનદોરી કાપી નાખ, જેથી અસહ્ય દુઃખની વેદનામાંથી છૂટું.'

સવારના સાડાચાર વાગ્યાનો સમય હતો. રાત્રિ ઝડપભેર પસાર થતી હતી. ભયંકર અંધકાર વગર કાંઇ નજરે નહોતું પડતું. ઠંડા પવનના સુસવાટા શરીરને વીંધી આરપાર નીકળી જતા હતા. તેવે વખતે એ યુવતી ઊઠી ઊભી થઇ. મન સાથે કાંઇક નિશ્ચય કર્યો. છેલ્લો નિશ્ચય કરી બોલી ઊઠી: 'હા, એકજ ઉપાય છે, તેજ ઠીક છે. મારે માટે તેના વગર કોઇ નથી.' એમ મનમાં બબડી. ઓરડાનું કમાડ વાસી ત્રણ કપડાભેર બહાર નીકળી પડી, અને એક ઊંડા કૂવા આગળ આવી પહોંચી, જ્યાં આખા ગામનાં લોક પાણી ભરતાં.

છેલ્લે પોતાના ઇષ્ટદેવનું મનમાં સ્મરણ કરી શરીર પડતું મૂકવા જાય છે, ત્યાં પછવાડેથી એક કાળી આકૃતિએ તેનો હાથ પકડી લીધો, ખેંચીને કૂવાથી દૂર લેઇ ગઇ અને પૂછવા લાગી: 'બેન, આવી કાળી રાત્રિએ આવી કૂવામાં પડતું મૂકી આપઘાત કરવાનું કારણ? લાગે છે તો તું કોઇ મહાદુખિયારી. હરકત ન હોય તો જણાવ. હું મારાથી બનતી સેવા કરીશ.'

અજાણી વ્યક્તિ તરફથી દિલાસાના તેમજ લાગણીભર્યા શબ્દો સાંભળી

કાંઇક આશ્વાસન મળ્યું, પણ તે પોતાનો મનોભાવ ન કળી જાય એ ઇરાદાથી બોલી: 'બેન, આ દુઃખિયારીને જીવનદાન આપી વધુ દુઃખમાં શા માટે પાડો છો? મારે માટે એ જ રસ્તો સારો છે, મને જવા દો. મારે જીવીને શું કરવું છે? મને આપઘાત કરવા દો.'

'તારૂં નામ શું? કહે જોઇએ.'

'મેના.'

'મેના, શાન્ત થા. તારા દુઃખમાં હું બનતો ભાગ લેઇશ. તને અપાશે તેટલી મદદ આપીશ. તારા દિલને દિલાસો આપીશ. તને મારા શબ્દોમાં વિશ્વાસ આવતો હોય તો તારા દુઃખની વાત કર.'

હિમ જેવો ઠંડો પવન જોરથી ફૂંકાતો હતો, જેથી મેનાની કાયા કંપતી હતી, ટાઢથી થરથરતી હતી, દાઢી ડગમગતી હતી. તેને ખેંચી અજાણી વ્યક્તિ બોલી: 'ચાલ બેન, મારી ઝૂંપડીએ. ત્યાં જઇ તારૂં હૃદય હળવું કરજે.' એમ કહી તેને લેઇ ચાલી નીકળી. દોઢેક માઇલ ઉપર તે વ્યક્તિનું ઘર હતું. ત્યાં આગળ ટૂંક સમયમાં બંને આવી પહોંચ્યાં.

ટાઢથી બચવા માટે સઘડી ચેતાવી. દેવતા થયો અને તાપ્યાથી શરીરમાં ગરમાવો આવ્યો, તેથી નવી સ્ફુર્તિ આવી. ઉત્સાહની તાજગી દેખાવા લાગી. હવે મેનાએ પ્રફુલિત હૃદયે પૂછ્યું: 'બેન, આપનું નામ જણાવશો?'

'મને લોકો સરલાના નામથી બોલાવે છે.'

'સેવાસમાજ તરફથી કામ કરો છો તે સરલાદેવી તમેજ કે?'

'હા, એજ હું.'

'ઓહો બેન, ત્યારે તો તમારા આગળ મારૂં હૃદય ખાલી કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું એમ જ માનું છું.' એમ કહી પોતાની દુઃખની કથની કહેવા માંડી: 'બેન, મારૂં નામ મેના. હું સત્તર વરસની હતી ત્યારે એટલે ત્રણ વરસ પહેલાં મારાં માબાપને ત્યાં હતી. બધી વાતે સુખી હતી. માબાપે લાડકોડથી ઉછેરી મોટી કરી. સારી કેળવણી આપી સંસ્કારી બનાવી. બધી વાતે સ્વતંત્ર રીતે વિચાર કરતી થઇ હતી. મારા વિચારો અને આદર્શ ખૂબ ઉચ્ચ હતા. ભવિષ્યમાં તે પૂરા પાડવા હોંશ હતી, પણ કોઇના વિચારો પાર પડ્યા છે કે મારા પડે? સમજણી થઇ ત્યાં માતા પોતાનું અપાર હેત વરસાવતી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલતી થઇ. જનેતા એ જનેતા જ છે. તેનો અથાગ પ્રેમ પુત્રી વગર કોણ સમજી શકે? દુઃખનું ઓસડ દહાડા, એ કહેવત મુજબ દિવસો જતાં માતાના કારમા મૃત્યુનો ઘા રૂઝાવા લાગ્યો. પિતા સાધારણ

સ્થિતિના હતા. પાસે થોડી પૂંજી એકઠી કરેલી, પણ તે તો મોટી બે બેનોને પરણાવવામાં ખરચાઇ ગઇ હતી.' શ્વાસ ચઢ્યાથી થોડો વખત અટકી. વળી બોલવા લાગી: 'સરલાબેન, અમે જાતે પાટીદાર. અમારા રિવાજ તમે જાણો છો ને? જ્યાં વરવિક્રય થતા હોય ત્યાં પુત્રીના સુખની આશા રહે ખરી? તેમાં વળી અમુક ગામના ગોળ બાંધેલા. અમુક ગામની બહાર ક્યાંય દીકરી અપાય જ નહિ. કેવો વિચિત્ર રિવાજ! ઊંચા કુળમાં દીકરી આપવી એ સારી પ્રતિષ્ઠા મેળવ્યા બરાબર ગણાય છે. કુળવાન મુરતીઆને દીકરી આપવા માટે માબાપો પોતાનાં ઘર સુદ્ધાં વેચીને પણ દસ દસ હજાર રૂપિયા જેવી રકમ પરઠણુ તરીકે વરરાજાના બાપને આપે છે અને વરરાજાનું જાહેર લીલામ કરાવે છે. દીકરીના સુખનો તો વિચાર કરતા પણ નથી.

'મોટી બને બેનોને પરણાવવામાં દસ હજાર રૂપિયા મારા પિતાશ્રીએ ખર્ચ્યા હતા. પાસે પાઇ પણ હતી નહિ, હતાં ખોરડાં અને ખેતર. હું ઉમરલાયક થતી ગઇ તેમ મારા બાપુની ચિંતા વધતી ગઇ. સારા કુળવાનને ત્યાં યોગ્ય મુરતીઆ સાથે મને ગોઠવી દેવા મારા બાપુ તલપાપડ થઇ રહ્યા હતા, પરંતુ સારા કુળવાન તો દસ હજાર વગર માગણી નકારતા હતા. આવી જંગી રકમ મારા પિતાથી બનવી અશક્ય હતી, તેથી રોજ નિરાશ થતા.

'એક દિવસ એક કુળવાન ઘેર રૂપીઆ પાંચ હજાર આપી મારૂં ચોકઠું બેસાડ્યું. વરરાજાને આ ત્રીજું ઘર હતું. આગલા ઘરનાં ત્રણ બચ્ચાં હતાં. પહેલાં એકાદ માસ તો ઠીક ઠીક ચાલ્યું. એ મહિનામાંજ મારા દુઃખની શરૂઆત થઇ. ધણી માવડીઓ હતો, ઘરમાં સાસુનું ચલણ હતું, સસરો પૈસાનો લાલચુ હતો. સાસુની સતામણી દરેક રીતે શરૂ થઇ. ધીમે ધીમે ખબર પડી કે આગળની બે વહુઓ પણ સાસુના દુઃખથી રિબાઇ રિબાઇને મૃત્યુ પામી હતી. બંનેને ક્ષય રોગ લાગુ પડ્યો હતો.

'પતિને દુઃખની વાત કરતી તો ઊલટા ગુસ્સે થતા. તેને તો હું વિષયભોગ ભોગવવાની પૂતળીજ હતી, પૈસા લેઇને આવેલ હું ગુલામડી હતી. સાસુ દરેક બાબતમાં તકેદારી રાખતી. હું મરૂં તો બીજી રૂપીઆ પાંચ હજાર લેઇને આવે, જેથી મને જલદી ખતમ કરવા દુઃખ દેતી. ખાવાપીવામાં ખૂબ ભેદ. બહાર ક્યાંય પણ જવાની મનાઇ.

'મનુષ્યમાત્રે પોતાનું દુઃખ કોઇની આગળ ઠાલવવુંજ જોઇએ. મારી પાડોશમાં ગંગાબેન રહે છે, જે સદ્‌ગુણની મૂર્તિ સમાં હતાં. નામ તેવાજ ગુણ હતા. તેમને ત્યાં કોઇ કોઇ વખત જતી આવતી, જેથી દુઃખી જીવને

દિલાસો મળતો. ખાવા પૂરૂં મળે નહિ; પૌષ્ટિક ખોરાકની તો વાતજ શી! સાસુની સતામણી, પતિની અવકૃપા. આ બધાથી શરીરમાં નબળાઇ આવી, તેની સાથે ક્ષય જેવો જીવલેણ રોગ લાગુ થયો. અધૂરામાં પૂરૂં પિતા પણ એજ અરસામાં દુઃખી પુત્રીને છોડીને અમરધામને પંથે સીધાવી ગયા.'

વાત કરતાં હૃદય ભરાઇ આવ્યું, ડૂમો ભરાયો, જેથી બોલી શકાયું નહિ. આંખમાંથી દુઃખનાં ઊનાં આંસુ ટપકવા લાગ્યાં અને જેમ પુત્રી પોતાની માતાની પવિત્ર ગોદમાં લપાઇ જાય તેમ મેના પણ સરલાના ખોળામાં ઢળી પડી અને ખૂબ રડવા લાગી.

સરલા પોતાના બંને હાથ તેના માથા ઉપર પ્રેમથી ફેરવવા લાગી. પોતાની સાડીના પાલવથી તેનાં આંસુ લૂંછવા લાગી અને દિલાસો આપતી કહેવા લાગી: 'મેના, રડ નહિ. દુનિયામાં દરેક મનુષ્યને કાંઇ ને કાંઇક દુઃખ હોય છેજ. દુનિયા આખી દુઃખથીજ ભરેલી છે. દુઃખ ના હોત તો એને કોઇ સંસાર કહેતજ નહિ. ચિત્રવિચિત્ર મનુષ્યોથી ભરેલા સંસારમાં હિંમતથી નિડરપણે અડગ યોદ્ધાની માફક સામે ઊભાં રહીએ તોજ રહી શકાય. દુઃખને દૂર કરવાના પ્રયત્નો કરવા જોઇએ, માટે રડ નહિ, ચાલ બેઠી થા.'

મેના કાંઇક આશ્વાસન મળતાં સ્વસ્થ થઇ વળી કહેવા લાગી: 'બેન, એક દિવસ ગંગાબેનને ત્યાં બેસવા ગઇ. વાત વાતમાં વખત વીતી ગયો. સૂરજ મહારાજ આથમી ગયા હતા, સંધ્યા નમતી હતી, પણ હજી દીવા પ્રગટાયા નહોતા. પશ્ચિમ દિશા લાલ સોનેરી રંગે રંગાઇ રહી હતી. તેવે વખતે હું ગંગાબેનને ત્યાંથી ઘેર જવા નીકળી. સાસુજી સવારનાં ધૂવાંપૂવાં હતાં; પોતાની ખીજ મારા ઉપર ઊતારી. જેવી ઘરમાં પેઠી કે મારા ઉપર મારની પીટ પડી. મા દીકરાએ ધરાઇ ધરાઇને મારી. મારાથી માર સહન થયો નહિ, જેથી રડવા લાગી. એ જોઇ નિષ્ઠુર હૃદયનો પતિ તડૂક્યો: 'રાંડ, પારકા ધણી પાસે જતાં શરમ નથી આવતી? તું મને છેતરે છે. તારો ધણી તને ગમતો નથી. રાંડને રોજ નવો નવો ધણી ગોતવા જોઇએ છે. હવેથી કોઇ દિવસ ઘર બહાર નીકળી તો તારૂં મોત આવ્યું સમજજે.' એમ કહી પડખા ઉપર પાટું મારી ચાલતો થયો. મારાથી એ સહન થયું નહિ. આવા પરતંત્ર જીવન કરતાં મૃત્યુની મીઠી છાયા મને સારી લાગી, તેથીજ આજે રાત્રે કૂવામાં પડી આપઘાત કરવાનો વિચાર કરી આવી. પણ ત્યાં તો તમે બચાવી. કહો બેન, મારાથી આ દુઃખ કેમ વેઠાય?' એમ કહી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

તેનું દુઃખ જોઇ સરલાનું હૃદય પણ ભરાઇ આવ્યું. તેને આશ્વાસન

આપતી બોલીઃ 'બેન, રડ નહિ. સંસારમાં સુખદુઃખ ચાલ્યાંજ કરે છે. મારા દુઃખની કથની તારા કરતાં લાંબી તેમજ વેદનાભરેલી છે. હું પણ સુખી માબાપની પુત્રી હતી. કાળે પોતાના ક્રૂર પંજામાં મને ફસાવી. ઘાતકી સમાજે પોતાની વેદી ઉપર મારા જેવીનું બળિદાન આપ્યું. મારા જેવી હજારો બેનોનાં બળિદાનો સમાજની વેદી ઉપર અપાતાં હશે, તોપણ આંધળા તેમજ સ્વાર્થી સમાજની આંખો ક્યાં ઊઘડે છે?

'સમાજની આખી પ્રણાલિકા બદલાઇ ગઇ, બધી કોમોના ઉન્નતિના પાયા નંખાઇ ચૂક્યા છે. તોપણ આપણા સમાજના મોવડીઓ રિવાજની જૂની પ્રણાલિકા તજી શકતા નથી. હવે બીજે લગ્નને માટે નાતજાત, ભેદભાવ વગર કંઇ જોવાતું નથી, નીચઊંચના ભેદ વગર આન્તરજાતીય લગ્ન બન્યાનાં સેંકડો દાખલા આપણી આંખ આગળ તરે છે, આખા હિંદમાં જાતિભેદનો ભાવ કાઢી નાખી એક પ્રાન્તને બીજા પ્રાન્ત સાથે લગ્નગ્રંથીથી જોડવા આપણા દેશનેતાઓ અથાગ પરિશ્રમ ઉઠાવી રહ્યા છે, છતાં આપણા સમાજના સ્વાર્થી મોવડીઓ પાંચ પાંચ કે દશ દશ ગામના વાડાઓ બાંધીને બેઠા છે. ધિક્કાર હજો એ મોવડીઓને!

'અફસોસ તો એજ થાય છે કે આપણામાં સંસ્કારી તેમજ કેળવાએલો વર્ગ હૈયાતીમાં છે, ઊંચી કેળવણી લીધેલો વર્ગ પણ છે, છતાં પણ આવા કેળવાએલા પુરુષો પણ પરઠણના રિવાજ તજી શકતા નથી, બલ્કે પૂજ્ય પિતાશ્રીની મરજી સાચવવા પોતાનું જાહેર લીલામ થવા દેવામાં ગર્વ માને છે. આવા યુવાનને યુવાન કહેવામાં પણ શરમ છે. યુવાન તો તેજ કહેવાય, જે માનવજાતિના કલ્યાણ માટે પોતાની જાત વેડરી નાખે. આજે આપણા યુવાનોને તો મોજશોખ અને ભોગવિલાસ ભોગવવા છે. અને તે પણ સસરાને પૈસે!

ખરી રીતે આ રિવાજને પોષનાર દીકરીનો બાપજ છે. મોટો દોષ તેનોજ લેખું છું. જ્યાં સુધી માબાપો પોતાની દીકરીના પૈસા આપવા જશે ત્યાં સુધી લેનાર વર્ગ ના પાડનાર નથી, કારણ કે તેમાં તેનો પૂરો સ્વાર્થ છે. કુળવાન અને આબરૂદાર કુળની શેહમાં તણાઇ માબાપો પોતાની કુમળી પુત્રીઓનાં જીવન અકાળે વેડરી નાખે છે. ખરી રીતે એ કુળવાન કહેવાતા વર્ગની આબરૂની અંદર ઊંડા ઊતરી નજર નાખીએ તો નરી દુર્ગંધ અને બદબો માલુમ પડશે. આબરૂના પડ નીચે શૈતાનિયતને શરમાવે તેવાં જુલમી કાર્યો છુપાયેલાં હોય છે, પરંતુ તે જોવાની કન્યાનાં માબાપને તેમજ સમાજને ક્યાં પેડી છે?

'બેન, એક તો દીકરીને માટે બાપ ભિખારી બને છે અને ઉપર વળી જમાઇરાજનાં ખાસડાં ઊભાં જ હોય છે!'

લાગણી ઉશ્કેરાઇ જવાથી સરલા જરા થોભી ને વીસામો ખાધો. તેનું મોઢું લાલચોળ થઇ ગયું. ન સમજાય તેવી ગ્લાનિ તેને થઇ આવી.

થોડી વાર પછી મેના બોલી: 'બેન, વરવિક્રય અટકાવવાનો કોઇ ઉપાય ખરો કે?'

'હા. ઉપાય તો છેજ. પણ કોઇ અમલમાં મુકે તો ને? કન્યાનાં માબાપોએ ઊંચા કુળનો મોહ ત્યજીને નીચા, પણ સારા અને સંસ્કારી કુળમાં પોતાની દીકરી આપવી. મુરતિયાની યોગ્યતા જોવાની હોય, કારણ કે દીકરીને કુળ સાથે પરણાવવાની નથી, પણ સારા ને સંસ્કારી મુરતીઆ સાથે પરણાવવાની છે. એટલે કુળ કરતાં મુરતીઆનાં ઉમર, સ્વભાવ અને ગુણ જ જોવાનાં હોય. પરંતુ અફસોસ એ જ થાય છે કે જૂની રૂઢિથી આરૂઢ થએલા આપણા ઘરડાઓ આ પ્રાણઘાતક રૂઢિદેવીના બંધનમાંથી મુક્ત થઇ શકતા નથી. કુળનો ખોટો મોહ તેઓની આંખોનાં પડળમાં ભરાએલો રહે છે. જ્યાં સુધી આંખનાં પડળો ખૂલશે નહિ ત્યાં સુધી ખોટો મોહ જશે નહિ. દીકરાઓના બાપ તો પૈસા લેવાની કદી પણ ના પાડનાર નથી, કારણ કે તેઓને તો વગરમહેનતે પૈસાની હુંડી મળે છે. યુવાનોએ ગમે તેટલી ઊંચી કેળવણી લીધેલ હોય, તોપણ તેઓ આ રિવાજનાં બંધન ઇરાદાપૂર્વક તોડવાના નથી, કારણ કે આ તો એક બેઠી કમાણી જેવું છે. વેપારી કદી પોતાની ચાલુ આવકને જતી કરે ખરો? આપણાં લગ્ન એ પણ એક વેપારી કરાર જેવાં છે. આપણાં લગ્નોમાં લગ્નના પવિત્ર ઉદ્દેશ તેમજ આશય જોવાય છે ખરા કે?

'આ રિવાજને સાથેસાથ નાબૂદ કરવો જ હોય તો યુવાન સ્ત્રીએ કમર કસીને માબાપને ધસીને ના પાડી દેવી જોઇએ અને લગ્નનો બોજો માબાપને શિરેથી ઊતારીને પોતાને શિરે લઇ સામાન્ય કુળમાં યોગ્ય અને સંસ્કારી પુરુષ સાથે લગ્નગ્રંથીથી જોડાઇ જવું જોઇએ.

'તેવીજ રીતે યુવાન તેમજ કેળવાએલ વર્ગે માબાપ, વડીલ તેમજ સમાજથી નહિ દબાતાં લગ્નના ખરા અને પવિત્ર આશયને સમજી, જ્યાં તેમનું દિલ માને ત્યાં યોગ્ય અને સંસ્કારી સ્ત્રી સાથે લગ્નગ્રંથીથી જોડાઇ જવું જોઈએ.'

આ સાંભળી મેના બોલી: 'બેન, હવે હું મારે ઘેર પાછી જવાની નથી. શા માટે દુઃખના દરિયામાં હાથે કરીને હડસેલાવું જોઇએ? મારા જેવી અનેક

દુઃખી બેનો કુરૂઢિની ચક્કીમાં પિસાતી હશે, અનેક નિર્દોષોનાં સમાજની વેદી ઉપર બળિદાન અપાતાં હશે. હું આજથી તમારી પવિત્ર છાયામાં રહીને મારી દુઃખી બેનોને દરેક રીતે મદદ કરીશ, તેમને કુળના ખોટા મોહમાંથી પાછી વાળીશ, સાસુઓની યાતનાઓમાંથી બચાવીશ.'

'શાબાશ બેન, તારા જેવી થોડી યુવતીઓ પણ આપણા સમાજમાં બહાર પડે તો અનેક કુરૂઢિઓનો અંત આવવો સહેલો થાય.

'મેના, આ ઘર તારૂં જ છે એમ માની સુખેથી રહેજે. જરા પણ ઊણપ માનીશ નહિ. તારા મનોરથો પ્રભુ પાર પાડે. તારા મનની ધારણા પવિત્રપણે પાર પડે એમ અંતઃકરણથી ઇચ્છું છું.

કોલા-લમ્પુર (મલાયા) ગાંગજીભાઇ ડી. પટેલ

---

# ગૃહઉદ્યોગ

## (એક કટાક્ષચિત્ર)

[કલાને નામે આજકાલ શહેરની બેનો ભરતગૂંથણ જેવા અનુત્પાદક અને નિરર્થક જ નહિ, કેટલીક વખત અનર્થક પણ, ઉદ્યોગ પાછળ ઘેલી થાય છે. તેમનો ચેપ હવે ગામડાંની બેનોને પણ લાગવા માંડ્યો છે. આ ઘેલછાનું એક કટાક્ષચિત્ર બેનોને કંઇક સાવધાન કરે એ હેતુથી નીચે આપ્યું છે. એક પણ બેન સાવધાન થાય તો એ કટાક્ષચિત્ર સાર્થક થયું ગણાય. —તંત્રી]

ગૃહઉદ્યોગનો ખ્યાલ જ્યારે આપણા દેશમાં પ્રચલિત થવા લાગ્યો, ત્યારે એની પાછળ બે મહાન હેતુ મુખ્યપણે દેખાતા હતા. એક તો પોતાને જોઇતી વસ્તુ ફુરસદને વખતે ઘરમાં બનાવી લેઇ પરદેશની વસ્તુની તેટલા પ્રમાણમાં આયાત ઓછી કરાવવી અને ફાલતુ સમયનો આમ સદુપયોગ કરી ઘરમાં પ્રવૃત્તિનું વાતાવરણ દાખલ કરવું. અને બીજું ગરીબ ગૃહસ્થીમાં આવા ઉદ્યોગથી આમદાનીમાં થોડોક વધારો કરી કમાનાર મુખ્ય વ્યક્તિના બોજાને હલકો કરવો. સુંદર હેતુ પડેલા દેશો આવી રીતે જ ઊંચા આવ્યા છે અને દેશમાં કારીગરી અને કામગીરી વધવા સાથે જીવનનું ધોરણ પણ ઊંચું આવ્યું છે.

મારાં ગૃહલક્ષ્મીને પણ આ ગૃહઉદ્યોગનો પવન લાગ્યો. તેણે ઉદ્યોગ શરૂ કર્યો. જ્યારે જોઉં, ત્યારે કંઇ ને કંઇ કામમાં લાગેલાં જ હોય, કોઇ વખતે તો ઘરનાં આવશ્યક કામને ભોગે પણ! મને ઊંડો ઊંડો આત્મસંતોષ થતો હતો કે હવે આખું ઘર ઉદ્યોગપરાયણ બનશે. કેટલીક વસ્તુઓ ઘરમાં બનશે, થોડોક ખર્ચ ઘટશે એટલું જ નહિ, પણ કોઇ સારા ઉપયોગી કામ ઉપર

ાય બેસી જશે, તો બીજાને તેવી વસ્તુઓ પૂરી પાડી આમદાની પણ કરી ાકાશે. કલ્પના પણ કંઇ ખોટી નહોતી!

* * *

રવિવારે કપડાં બદલવાનો રિવાજ મારે ત્યાં છે. કપડાં મારાં પત્ની જાતે ાતાં અને ઇસ્ત્રી પણ જાતે કરતાં. આ વખતે કપડાં મેં લોંડ્રીમાં ધોવાએલાં જોયાં. ખાસ ધ્યાન તો ન ગયું, પણ એટલું થયું કે કદાચ સમય નહિ મળ્યો ડ્ઢાય તેથી લોંડ્રીમાં કામ કરાવ્યું હશે. પત્યું—

મારી નાની કુસુમ અને બાબો ભણવાની શરૂઆત કરતાં હતાં, તેઓને મારાં પત્ની રોજ સવારમાંજ શીખવતાં. છોકરાંઓ પણ ઠીક ઠીક પ્રગતિ કરતાં હતાં. બાળમંદિરમાં જે પદ્ધતિથી કેળવાએલા માસ્તર શીખવે છે, તે રીતેજ તે શીખવતાં. શિક્ષણની બાબતમાં મારાં પત્ની કુશળ હતાં. બાળમંદિરનો ખર્ચ બચતો અને માતૃત્વની મમતાભરી તાલીમ મળતી હતી. મારી સાધારણ સ્થિતિમાં બાળમંદિરનો ખર્ચ પરવડે તેમ હતુંજ નહિ, તેથી મારાં પત્નીના કામમાં આર્થિક અને નૈતિક લાભ મને દેખાતો હતો.

એક વખત મારાં પત્નીએ મને કહ્યું કે આ બંને છોકરાંઓને બાળમંદિરમાં મૂકીએ તો ઠીક થશે. ઘરે વખત મળતો નથી એટલે નાહકનાં ભટકે છે અને બગડે છે. આ વાત સામે મારી અલ્પ કમાણી સિવાય બીજો કંઇ વધુ વાંધો ન હતો. છતાં મેં ન પૂછ્યું કે અત્યાર સુધી તમે પોતે ભણાવતાં કેમ એકાએક અટકી ગયાં અને બાળમંદિરનો આશરો લેવા નીકળ્યાં! માન્યું કે થાકી જતાં હશે. એટલું યાદ ન રહ્યું કે ગૃહઉદ્યોગનું ભૂત તેના શિર ઉપર સવાર થયું છે.

* * *

છેલ્લાં બે વર્ષ થયાં મારી પ્રકૃતિ અસ્વસ્થ રહેતી. બારીક આટો ખાવાની વૈદ્યોની ના હતી, તેથી રોજરોજનો દાણો ઘંટીએ મારાં પત્નીજ દળી નાખતાં. તે એકદમ બંધ થઇ ચક્કીનો આટો જ્યારે ઘરમાં જોયો, ત્યારે પૂછ્યું તો જણાયું કે કામકાજના બોજાથી થાકી જવાય છે અને સમય મળતો નથી, તેથી અનાજ ચક્કીમાં દળાવવામાં આવે છે. કયું કામ, શું કામ, એ ખ્યાલજ ન હતો. જાણ્યું: હશે, મુંબઇનું પાણી છે. શરીર નરમગરમ રહેતું હશે!

* * *

એક વાર સાંજે વહેલાં ઘેર આવવાનું બન્યું. ત્યાં તો ઘરનો આચાર બદલી ગયો હતો. મારી ૧૮૦ ચોરસ ફૂટની એ ઓરડીને મહેલ બનાવી નાખવાની મારાં પત્નીએ શરૂઆત કરી દીધી હતી. મારાં પત્નીના ગૃહઉદ્યોગનું

પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. એ બારીએ સુંદર તોરણ અને વચલે દરવાજે કાચનાં ફીડીઆંનો પડદો લટકતો હતો, ઘરમાં ટિપાઇ તો નહોતી, પણ નાનકડું સ્ટૂલ હતું. તેના ઉપર ગૂંથેલો રૂમાલ મૂકી મોતીના કૂંડામાં એક ફૂલદાની મૂકી કપડાનાં રંગીન ફૂલ મૂકયાં હતાં. બારીને ગૂંથેલા પડદા લગાડ્યા હતા. મારાં બાળકો આનંદમાં આવી નાચતાં નાચતાં ગાતાં હતાં કે: 'બાપાની ઓરડી બંગલો બની!—'

મારી સવિતાએ કહ્યું: 'બાપુજી! મારી બાએ આ બધું ગૃહઉદ્યોગનું કામ કર્યું છે. જુઓ, કેવું મઝાનું છે!' હું ફાટચે ડાચે જોઇ રહ્યો કે શી સુંદરતા છે! આ રાત્રે અમે બહુ જ મોડાં જમ્યાં, કારણ કે રસોઇ મોડી થઇ: ગૃહઉદ્યોગ ભૂખ શાની લાગવા દે!

મારી પુત્રી સુશીલા રાષ્ટ્રીય શાળામાં ભણે છે. તેણે આવી થોડીક માગણી કરી: 'ટેબલના રૂમાલ, ગાલિચો તથા ઊનનાં સ્વેટર, ગળપટો અને મોજાં ગૂંથવાનું આ વર્ષ આવશે, એટલે તેને માટે દોરા, ઊન, સૂતળી, સોયા, ચોકઠું અને રિંગ લાવવાનાં છે. આ વર્ષથી આ ગૃહઉદ્યોગ નિશાળમાં દાખલ કરવામાં આવ્યો છે; માટે રૂપિયા સાત આપો, નહિતર મારા માર્ક જશે.'

મેં કહ્યું, 'મોજાં, ગળપટો અને સ્વેટર વાપરે એવું આપણે ત્યાં કોણ છે અને ટેબલરૂમાલ રાખવા માટે ટેબલ પણ કયાં છે કે આવું ખપ વગરનું ખર્ચ કરવું? આપણા જેવા ગરીબને એ ન પરવડે.'

'બાપુજી, આપવું પડશે. અમારાં બેને બધાંને કહ્યું છે, મારા માર્ક જશે અને સુખે ભણવા નહિ દે.' આટલું કહેતાં તે રડી પડી! દીકરીને ભણાવવાની હતી, બીજા કોઇ હેતુસર નહિ તો મૂરતિયાનું મન પસંદ કરવા માટે પણ ...તેથી જ મારાથી તેના માર્ક કેમ જવા દેવાય, કારણ કે વખતે મૂરતિયો માર્ક પૂછે તો? મારી રાંકડી કમાણીમાંથી રૂપિયા સાત આપ્યા: 'જાઓ બેટા! શીખો ગૃહઉદ્યોગ ને મેળવો માર્ક!' નિસાસો મૂકાઇ ગયો!

* * *

ઘરમાંનું સ્ટૂલ કાંઇ થોડું ટેબલ કલોથ માટે સારું લાગે? અને સ્ટૂલ ઉપર નાખીને ટેબલ કલોથની કારીગરી બીજાને દેખાડાય પણ કેમ? ગૃહઉદ્યોગનાં લોકો વખાણ કરે તો જ તે ધન્ય થયો ગણાય! એટલે એક વખતે જરીપુરાણા પાસેથી રૂપિયા અઢી આપીને જૂની ટિપાઇ ખરીદી પત્નીએ તેને રંગી અને ઘરની વચમાં મૂકી. જ્યારે બહારથી આવ્યો ત્યારે બાળાએ કહ્યું: 'જુઓ, જુઓ, કેવું સારું લાગે છે!' સુંદરતા જોઇ વિચાર્યું કે હવે તે શું બાકી છે!

આ ગૃહઉદ્યોગ તો ભારે સુંદર. પણ અચાનક આરસીમાં જોતાં મારી સુંદરતા ઝાંખી પડતી કેમ લાગી હશે!

* * *

નાની મધુએ રમકડું સમજીને એક પતરાની ડાબલી ઉઘાડી નાખી તો તેમાંથી સતારા, ઝીક ટીકી અને જરી નીચે વેરાઇ ગયાં. મારી પત્નીની આંખ લાલ થઇ ગઇ. ગૃહઉદ્યોગ ભાગી જતો લાગ્યો, હાથકારીગરી વેરાઇ જતી લાગી. તેથી રાડ પાડી: 'ચીબાવલી, ક્યાંય સુખે બેસતી નથી, ભાંગફોડ કર્યા જ કરે છે. અને તમે પણ કેવા ટાઢા હિમાળા જેવા થઇને બેઠા છો તે આ લાડકીને જરા વારતા પણ નથી.'

મેં પૂછ્યું: 'શું છે?'

'શું છે? આ જોતા નથી, મખમલની કોર અને પોલકાની બાંય ભરવાના જરી સતારા ઉડાડી નાખ્યા તે? ઘરમાં ક્યાંય સુખ નથી. બધાંય લોહીના તરસ્યાં છે! જરા વીણી તો લો, નહિતર આ ઘડીએ ઓલ્યો બાબો ઉપાડી જશે.'

મેં વાંચવું પડતું મૂકીને વીણી લીધા અને મૂગો રહ્યો. કારણ કે ગૃહ-ઉદ્યોગના પવિત્ર કાર્યને લાડકીએ ખલેલ પહોંચાડી હતી, તેથી ગૃહદેવીની આગ સામે ઊભવાની મારી તૈયારી કે ત્રેવડ નહોતી. મધુ તે દિવસે તો બચી ગઇ, પણ ભવિષ્યમાં ગૃહઉદ્યોગને છંછેડશે તો જરૂર માર ખાઇ બેસશે એટલી ખાતરી થઇ! અહા! કેવો ઉદ્યોગપ્રેમ!

* * *

આ સાલ ટાઢ વધુ હતી, એટલે મેં મારાં પત્નીને બે ત્રણ ગોદડાં શીવી રાખવાનું કહ્યું હતું. ઊતરેલાં ધોતિયાનાં પડ પડ્યાં હતાં અને રૂ પણ લાવી મૂક્યું હતું. રાત્રે સૂતી વખતે રોજ યાદ આપું કે ગોદડાંની બહુ જ જરૂર છે. મારાં પત્નીએ સંભળાવી દીધું: 'એવું કોણ કરે? બજારેથી બનુસ લેઇ આવો. હમણાં કોર ભરવામાં નવરાશ નથી.' હું સમજ્યો કે ગોદડાં શીવવાં તે ગૃહઉદ્યોગ નહિ હોય. બીજે દિવસે સાડીબાવીસનાં ત્રણ બનુસ આવ્યાં. સૌ હૂંફમાં સૂતાં, માત્ર હું જ એકલો તે બનુસ નીચે ધ્રૂજતો હતો. કેમ?—

* * *

લડાઇને કારણે કાપડના ભાવ વધી ગયા હતા, એટલે જેમ તેમ કરીને ચલાવવાનું હતું. બપોરે અચાનક, ભૂલી જવાએલા ઑફિસના કાગળોને લેવા ઘેર આવ્યો. ત્યાં મારા માળાનાં બીજાં બૈરાંઓની સાથે મારાં પત્ની પણ જૂનાં કપડાંનો ઢગલો કરી ફેરિયા પાસેથી કાચની બરણી, પ્યાલા વગેરે લેતાં

હતાં. મેં કહ્યું: 'આ કપડાં તો સારાં છે. થોડાંક સાંધવામાં આવે તો પહેરી શકાય તેમ છે. મારાં મોટાં કપડાંમાંથી બાબા અને બેબી માટે પેટી કરી શકાય. ખમીસના પાછળના ભાગમાંથી ચડ્ડી અને આગળના ભાગમાંથી નેપકીન બનાવી શકાય. આ ફેરિયો શું આપવાનો છે?'

'મને ફુરસદ નથી એવા ગાભા વીખવાની! કરે છે મારી બલારાત! કરવું હોય તો કરો હાથે. હાથે થાય નહિ અને બીજાને માટે રોકણી ભારે!' આટલું કહેતાં દેવી ગળગળાં થઇ ગયાં. મેં વાત પડતી મૂકી. ફેરિયો એક બરણી અને બે રકાબીપ્યાલા આપીને કપડાં લેઇ ચાલતો થયો. કપડાં સાંધવાં, બેસતાં કરવાં તે કંઇ થોડા શાળાશી અપાવે કે બીજા વખાણે તેવા ગૃહઉદ્યોગ છે! તે માટે કંઇ થોડા નેતાઓ બોધ આપે છે!

* * *

મહિના આખરે મારાં પત્નીએ લપાતાં લપાતાં, ડરતાં ડરતાં રૂા. ૧૭નું મોતી–સળી–જરી વગેરે ગૃહઉદ્યોગની સામગ્રીનું બિલ રજૂ કર્યું. ગૃહઉદ્યોગની કારીગરીનું પ્રદર્શન ઘરમાં પડ્યું હતું તેની કંઇ ના કહેવાય તેમ નહોતું. બિલ જોઇને વીજળીનો આંચકો લાગે તેમ થયું, પણ ઉપાય શો? ચૂકવી આપ્યા. મારાં પત્ની ઝંખવાઇ ગયાં! મારો પગાર રૂપિયા ૫૫, જેમાંથી માંડમાંડ પૂરું થાય છે. મકાનભાડાના રૂ. ૧૫, સરેરાશ ડૉક્ટરને રૂપિયા ૫, રેલ્વેના પાસના રૂા. ૫ જતાં બાકી રૂા. ૩૦ રહે છે, જેમાંથી કપડાં, કેળવણી અને ગૃહવ્યવહાર ચલાવવો પડે છે. હું સમજ્યો હતો કે ગૃહદેવી ગૃહઉદ્યોગ શીખશે તો પાંચ દશ રૂપિયાનો વધારો થશે અને સુખેથી રહીશું, પરન્તુ શ્રીમતીના ગૃહઉદ્યોગે રૂા. ૫૫ના ૩૮ કરી નાંખ્યા! છોકરીના ગૃહઉદ્યોગે તેમાંથી સાત ખેંચી લીધા. મામલો વિકટ બન્યો.

મારાં પત્ની પણ સમજ્યાં, પણ થાય શું?

'હવે કરવું શું? આ મહિને કેમ ચલાવવું?'

'તારી બંગડી વેચીને કે મારી વીંટી વેચીને.' આપણે ખેતર થોડું જ છે? ગૃહઉદ્યોગ આટલું નૈવેદ તો માગે જ ને?'

ગૃહદેવી રડી પડ્યાં.

('જનેતા'માંથી) વ્રજલાલ ધ. મેઘાણી

—*—

## ૩. વસોના યુવકો અને પાટીદાર પરિષદ

**ભાઇશ્રી ચિમનભાઇ મૂ. અમીન તથા વસો યુવકમંડળનો સભ્યો,**

ભાઇશ્રી ચિમનભાઇ, તમે 'પાટીદાર'ના શ્રાવણ માસના અંકમાં વસોના યુવકોને લખેલા ત્રણે પત્રો મેં વાંચ્યા. તેમાં બેન લલિતાબેનના વક્તવ્ય વિષેનો પત્ર તમારે ત્યાંના યુવકોને સામાજિક સુધારાના ક્ષેત્રનું એક અંગ 'પરઠણ લેઇને પરણવું નહિ,' એ કામને આગળ ધપાવવા જણાવે છે, જોકે અત્યાર સુધીમાં 'પાટીદાર યુવકમંડળ–પાટીદાર મંડળ' 'પરઠણવાળા લગ્નમાં ભાગ નહિ લેવો' એવો ઠરાવ કર્યા સિવાય વધારે કાંઇ કરી શક્યું નથી. અને એ પણ નક્કી છે કે જ્યાં સુધી યુવકો પોતે પરઠણ નહિ લેઇને પરણવાના નિશ્ચયવાળા નહિ થાય ત્યાં સુધી ખરો અર્થ સરવાનો નથી. પાટીદાર સમાજમાં, તેમાંય કુલીન ગણાતાં કુટુંબોમાં, કેટલીયે બેનોએ પરઠણ આપવાની પોતાના પિતાની અશક્તિને લીધે અયોગ્ય જગ્યાએ પરણવું પડે છે. પરઠણ નહિ લેવાનો નિશ્ચય પહેલાં તો કુળવાન ગણાતાં ગામોના ને તેમાંય ચરોતરનાં છ ગામના ને તેમાંય વળી અમુક શ્રેષ્ઠ ગણાતાં કુટુંબોના યુવકોએ કરવાની ખાસ જરૂર છે અને અનુકરણીય દાખલા ત્યારેજ બેસે. જે કુટુંબોના યુવકોને પરઠણ મળે એમ નથી અથવા થોડી મળે એવાં કુટુંબોના યુવકો પરઠણ નહિ લેઇને પરણનારા નીકળે તો તેમને તો એમ કહેનારો વર્ગ મળી આવે કે 'પરઠણ મળે ત્યારે લે ને!' માટે જે ગામોના, કુટુંબોના યુવકોને સારી પરઠણ મળે છે તેમણે પ્રથમ કમર કસવાની ખાસ જરૂર છે.

અત્યાર સુધીમાં 'પાટીદાર યુવકમંડળ–પાટીદાર મંડળ'ની પરિષદોમાં પરઠણ લેવાના રિવાજને નાબુદ કરવાના ઠરાવ તો કરવામાં આવ્યા છે, પણ યુવકો પોતે 'પરઠણ નહિ લેઇને પરણીશ,' એવી પ્રતિજ્ઞાવાળા હજુ પાટીદાર સમાજમાંથી ભાગ્યેજ નીકળ્યા હશે, એ પાટીદાર સમાજના યુવકો માટે શરમભરેલું તો ગણાયજ. પરઠણ લેવાના રિવાજને બંધ કરવો એ મુશ્કેલ પ્રશ્ન છે, કારણ કે પાટીદાર સમાજના લોકોની આર્થિક સ્થિતિ વખતે બહારથી સારી જણાતી હશે, પણ અંદરની બાજુએ સંકડામણવાળી છે. અને તેથીજ ઘણા યુવકોની સુધારા તરફ ધસવાની ઇચ્છા હોવા છતાં વખત આવ્યે તે પરઠણ લેવાની વૃત્તિવાળા થઇ જાય છે. અને બીજું એ પણ કારણ છે કે માબાપો પોતાની પુત્રીઓની પરઠણ આપીને તથા લગ્ન પાછળ બીજું ખર્ચ

કરીને આર્થિક સ્થિતિમાં કફોડી અવસ્થામાં મુકાએલાં હોય છે. જમા ઉધારના હિસાબ પ્રમાણે પરઠણ લેવાની હોય છે તેને આપવાની પણ હોય છે એટલે સરવાળે સરખું જ આવે. તેમ છતાં કોણ જાણે શે કારણે આ રિવાજ નાબુદ થતો નથી તે સમજાતું નથી.

'પાટીદાર મંડળ'ની આવતી પરિષદ વસોમાં ભરવાનું આમંત્રણ પૂજ્યશ્રી દરબાર સાહેબે આપ્યું છે. 'પાટીદાર પરિષદ'ની પરિષદ ચરોતરનાં ૭ ગામોએ વધારે ભરાય એ સારી વાત છે, કારણ કે એ શ્રેષ્ઠ ગણાતાં ગામોએથી જે સુધારાનો પવન ફૂંકાશે તેની અસર પાટીદાર સમાજના બીજાં ગામોના લોકો ઉપર જરૂર થવાની છે, મોટાનું અનુકરણ નાનાઓ કરે એ દેખીતી વાત છે. માટે જે જે સુધારા પાટીદાર સમાજમાં કરવાના છે તે પ્રથમ ચરોતરનાં એક ગણાતાં ૭ ગામોએથી થવાની જરૂર છે. બેન લલિતાબેનને જે સંજોગોમાં એક બેન ઉપર શોક તરીકે જવું પડયું, તે સંજોગોનો વસોના યુવકોએ વિચાર કરી બીજી બેનોને આવે રસ્તે જતાં બચાવી લેવાના પ્રયત્નોમાં પોતાનો હિસ્સો પ્રથમ આપવા 'પાટીદાર પરિષદ'ને વહેલી તકે બોલાવવી અને 'પરઠણ લેઇને પરણીશ નહિ અને પરઠણવાળા લગ્નમાં ભાગ લેઇશ નહિ,' એવી પ્રતિજ્ઞાવાળા વસોના સંખ્યાબંધ યુવકો તૈયાર થાય એ ઇચ્છવા યોગ્ય છે. તેનું અનુકરણ બીજાં ગામના યુવકો કરવા જરૂર નીકળશે જ એમાં શંકાને સ્થાન નથી. પૂજ્યશ્રી દરબાર સાહેબને અનેક કામો છે અને ઘણે ભાગે તેઓ વસોથી બહાર રહે છે. પણ તેઓને વસોના યુવકો ઉપર પૂર્ણ શ્રદ્ધા હોવાથી 'પાટીદાર પરિષદ'ને વસોમાં આમંત્રી છે. પરિષદ વસોમાં ભરાય તેનાથી પોતાના સામાજિક સુધારાના કામને વેગ મળશે એ મોટામાં મોટો ફાયદો થવાનો છે, માટે વસોના યુવકો દિવાળી પછી વહેલી તકે 'પાટીદાર મંડળ'ની પરિષદ વસોમાં બોલાવવા પ્રયત્ન કરશે જ એમ ઇચ્છું છું.

મોટા કરાળા (શિનોર) પ્રભુદાસ ભીખાભાઇ રાય

---

વર જ્યારે કન્યાના બાપની પાસેથી પરણવાની ગહેરબાનીનો દંડ લે છે ત્યારે નીચતાની હદ આવી રહે છે. બાપે આવો દંડ નહિ આપવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ, કન્યાને મોટી થવા દેવી જોઇએ, ને મોટી થએલી કન્યાએ લાલચુ જુવાનની સામે જોવાની જ ના પાડવી જોઇએ. વિવાહ એ જિંદગીનું પરમ કર્તવ્ય નથી. પૈસાની લાલચે કરેલા વિવાહ વિવાહ નથી, એક નીચ સોદો છે. નવયુવકોએ આવા સોદામાંથી ઉગરવું જોઇએ. સસરાને દંડીને મોજશોખ માણવા અથવા ભણવું એ મોજશોખમાં કે ભણવામાં પાપ છે, એમ નવયુવકો સમજે. ગાંધીજી

૩૮. કવિ પ્રેમાનંદ કૃત કુંવરબાઇનું મામેરું, ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ–૧૩: સંપાદક–મગનભાઇ પ્રભુદાસ દેસાઇ, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પ્રકાશક–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૬+૧૧૨, કિંમત ૭ આના.

"પ્રેમે તો તું રસાત્મા, આનંદે તું રસાક્ષર,
પ્રસન્નાત્મા તું ઓજસ્વી, પ્રેમાનંદ મહાકવિ."

મહાકવિ પ્રેમાનંદના કાવ્ય ઉપર ટિપ્પણ લખવામાં સંપાદકે સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી છે. પ્રથમ દૃષ્ટિએ જ જણાય છે કે ટિપ્પણ એ શબ્દના માત્ર અર્થ પ્રમાણેજ લખાએલું નથી, પણ શબ્દમાં ઊંડા ઊતરવાનો સફળ પ્રયાસ થયો છે. સંપાદકનો ગુજરાતી ઉપરાંત સંસ્કૃત અને પ્રાકૃતનો અભ્યાસ સ્પષ્ટ જણાય છે. ફારસી, સંસ્કૃત અને અન્ય ભાષાઓ સાથેનો ગુજરાતી ભાષાનો સંબંધ સુંદર રીતે બતાવવામાં આવ્યો છે. શબ્દના મૂળ સ્વરૂપમાં ઊંડા ઊતરી ઇતર ભાષાઓમાંથી ઊતરી આવેલા ગુજરાતી શબ્દોના સ્વરૂપનું ક્રમિક ઉલ્લેખન સંપાદકે સ્પષ્ટ સમજાવ્યું છે. અઘરાં અને દુર્બોધ વાક્યોની સમજુતી આપવામાં આવી છે. સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી અને ગુજરાતી સાથે સંકળાએલી બીજી ભાષાઓનો અભ્યાસ, અર્થ માટે યોગ્ય શબ્દોની વરણી, શબ્દોનાં રૂપાન્તર ને ઉદ્‌ભવસ્થાન, વગેરે વાંચતાં વેંત જ ધ્યાન ખેંચે છે. પૌરાણિક પાત્રોની ચર્ચા પાત્રના વાતાવરણને દૃષ્ટિ સમક્ષ રાખી કરવામાં આવી છે. પ્રેમાનંદના 'રસ'નો આસ્વાદ સંપાદકની રસવૃત્તિને ઉત્તેજક નીવડ્યો છે. ટૂંકમાં ટિપ્પણ સર્વાંગસુંદર છે. આ પ્રકારનાં સર્વ પ્રકાશનોમાં આ પુસ્તક અનોખી ભાત પાડે છે. અંગ્રેજી પાંચમા અને છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓને પણ ઇતર વાચન માટે આ પુસ્તક આવકારપાત્ર થશે એ નિર્વિવાદ છે. પ્રેમાનંદનાં બીજાં કાવ્યો પણ આ રીતે પ્રસિદ્ધ કરવામાં આવે તો કેવું સારું!

અંબુભાઇ પટેલ

**(૩૯) રાજા રામમોહનરાય,** પૃ. ૩૩, **(૪૦) ઇશ્વિરચંદ્ર વિદ્યાસાગર,** પૃષ્ઠ ૩૪, **(૪૧) મહાદેવ ગોવિંદ રાનડે,** પૃષ્ઠ ૫૩, **(૪૨) સર ફિરોજશાહ મહેતા,** પૃષ્ઠ ૩૨, **(૪૩) સર સુરેન્દ્રનાથ બેનરજી,** પૃષ્ઠ ૨૯, **(૪૪) બાળ ગંગાધર ટિળક,** પૃષ્ઠ ૩૧, **(૪૫) સ્વામી શ્રદ્ધાનંદ,** પૃષ્ઠ ૩૧, **(૪૬) સર જગદીશચન્દ્ર બોઝ,** પૃષ્ઠ ૨૮, **(૪૭) પંડિત મોતીલાલ નેહરુ,** પૃષ્ઠ ૨૯, **(૪૮) લાલા લાજપતરાય,** પૃષ્ઠ ૩૫, **(૪૯) ગોપાળ કૃષ્ણ ગોખલે,** પૃષ્ઠ ૪૨, **(૫૦) ચિત્તરંજન દાસ,** પૃષ્ઠ ૩૬. કિશોર ચરિત્રમાળા ગુચ્છ

કજાનાં ઉપરનાં બાર પુસ્તકોના લેખક—રસૂલભાઇ ન. વહોરા; પ્રકાશક—ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ; દરેક પુસ્તકની કિમ્મત બે આના. ઉપરના દરેક પુસ્તકમાં તેના નાયકની છબિ આપી છે, છતાં પુસ્તકની કિંમત બહુ ઓછી રાખવામાં આવી છે. આપણામાં હવે જાગૃતિ આવી છે, તેથી દરેક ક્ષેત્રમાં ધ્યાન આપી આપણે સર્વતોમુખી પ્રગતિ કરવા માંડી છે. કિશોરોચિત સાહિત્યની વિપુલતા અને સમૃદ્ધિ વધતાં જાય છે, તેમાં ચરોતર એજ્યુકેશન સોસાયટી સારો ફાળો આપે છે. પુસ્તકોની ભાષા તદ્દન સાદી અને સુબોધ છે. આછી હકીકતો, સરળ—જરા પણ સંકુલ નહિ—પ્રસંગો તથા તેમનું તદ્દન સાદું નિરૂપણ હોવાથી આ ગુચ્છ પુખ્ત કિશોરો ય કરતાં કિશોરાવસ્થામાં પ્રવેશ કરતાં બાળકોને માટે વધારે વાંચવાલાયક છે. દરેક ચરિત્રમાં ઘણી જગ્યાએ આ મહાપુરુષોનાં જીવન વાંચી તેવા મહાન થવાની હળવી સૂચનાઓ અપાઇ છે તથા પરિચયલેખ પણ તેજ હેતુથી લખાએલો લાગે છે તે કંઇક ખૂંચે એવું છે. ક્યાંક ક્યાંક પ્રત્યક્ષ બોધ પણ આપ્યો છે. આવા બોધ લેશ પણ કાર્યસાધક નથી બનતા તે નિર્વિવાદ વાત છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી જેવી કેળવણીવિષયક સંસ્થા તરફથી આ પ્રકાશન કરવામાં આવ્યું છે; છતાં ભાષા, જોડણી તથા કોઇ સ્થળે હકીકતમાં ઝીણી ખામીઓ રહી જવા પામી છે, તે આવી સુંદર ચોપડીઓ સંબંધે ધ્યાન આપવા યોગ્ય ઊણપ કહેવાય; બાકી આની ઉપયોગિતા ઘણી છે, અને આ પ્રયત્ન નિઃસંશય સફળ થશે જ.

કાન્તા

**૫૧. પં. મહારાણીશંકર શર્માનું જીવનચરિત્ર:** લેખિકા—પ્રકાશિકા—ઇચ્છાદેવી મ. શર્મા, માળીવાડો, જૂનાગઢ; પૃષ્ઠ ૮+૧૭૯, પંડિતજીની છબિ, મૂલ્ય, શ્રદ્ધા. આર્યસમાજના સુપ્રસિદ્ધ પંડિત મહારાણીશંકર શર્માનું આ જીવનચરિત્ર તેમનાં પત્ની બેન ઇચ્છાદેવીએ લખીને એમણે પોતાના પતિનું શુભ શ્રાદ્ધકાર્ય કર્યું છે અને એટલા માટે એ ધન્યવાદને પાત્ર છે. પત્નીએ પતિનું જીવનચરિત્ર લખ્યું હોય તો ગુજરાતી ભાષામાં આ પહેલું જ છે એમ હું જાણું છું. પંડિતજી પ્રખર કવિવક્તા, ગંભીર વિચારક હતા; વળી સ્વતંત્ર વ્યક્તિત્વવાળા હતા, સ્પષ્ટ વક્તા હતા, તેથી આર્યસમાજમાં ઘણા લોકને તે અપ્રિય થઇ પડયા હતા. લેખિકાથી નારીસહજ, પત્નીસહજ ભાવનાવિવશતા કેટલેક પ્રસંગે દાખવી દેખાઇ છે. પુસ્તક સૌએ વાંચવા જેવું છે.

*

**વસંત:** અમારામાં સાર્વજનિક હાઇસ્કૂલ અને વસંત આશ્રમ ચાલે છે. તેના સંચાલક ભાઇ ગંગાદાસ પટેલ, બી. એ., બી. ટી. છે. એ હાઇસ્કૂલ

તરફથી આ ૪૦ પૃષ્ઠનું વાર્ષિક પત્ર પ્રકટ થયું છે. તેમાં શિક્ષકોના અને વિદ્યાર્થીઓના લેખો છે. એક લેખ 'શકુંતલા' તો ત્રીજા ધોરણનાં વિદ્યાર્થિની બેન ગણિબેન પટેલનો છે. આવાં શાળા-માસિકો અથવા વાર્ષિકો વિદ્યાર્થીઓને કંઇક લખવા અને વિચારવા પ્રેરે છે, એ તેનો એક સ્તુત્ય હેતુ હોય છે અને તે ઇષ્ટ જ છે.



## પ્રસંગકથા

### વડોદરામાં સુંદર સુધારક લગ્ન

ભાદરણના ભાઇ ચિમનભાઇ મોતીભાઇ પટેલ વડોદરા રાજ્યમાં મીકેનિકલ અને બોરિંગ એન્જીનિયર છે. તેમના પુત્ર ભાઇ મહેન્દ્રકુમાર તે વસોના પ્રખ્યાત સમાજસેવક સદ્‌ગત ભાઇ મોતીભાઇ નરસિંહભાઇ અમીનનાં પુત્રીના પુત્ર થાય. ભાઇ મહેન્દ્રકમારની ઉમર ૨૭ વર્ષની છે અને તેમણે લંડનની સીટી એન્ડ ગીલ્ડની ફોટો-એન્ગ્રેવિંગની અને લિથોગ્રાફીની પરીક્ષા પાસ કરી છે. એમણે ગઇ સુ. ૭:૧૦:૧૯૯૬, તા. ૧૦:૮:૧૯૪૦ને શનિવારે બેન ઉમાદેવી સાથે લગ્ન કર્યું છે. બેન ઉમાદેવી તે વડોદરા રાજ્યના માજી દિવાન રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇનાં પુત્રી થાય. એ બેનની ઉમર ૨૨ વર્ષની છે અને તેમણે બી. એ.ની પરીક્ષા પાસ કરી હાલ, તે એમ. એ.નો અભ્યાસ કરે છે. વરકન્યાએ પોતાની પસંદગીથી આ લગ્ન કર્યું છે. વડોદરા કારેલી બાગ આર્યસમાજમાં આર્યવિધિ પ્રમાણે આ લગ્ન કરવામાં આવ્યું હતું. લગ્નવિધિ છેક સાદો હતો. તે પ્રસંગે વરકન્યાનાં સંબંધીજનમાંથી આઠ બેનો અને ૭ ભાઇઓ હાજર હતાં. આ લગ્નપ્રસંગ રૂ. ૨૦ની અંદર જ પતવી દેવામાં આવ્યો હતો. એમાં પૈસાની લેવડદેવડ તો હોય જ શેની! આવાં ભણેલાં યુવકયુવતી નહિ જેવે ખર્ચે સાદાઇથી લગ્નવિધિ પતવી દે અને તેનું અનુકરણ નાતનાં બીજાં ભાઇબેન કરે તો આપણા ઉપરનો કેટલો બધો નિરર્થક સામાજિક બોજો ટળી જાય! આવો સુંદર માર્ગ દેખાડવા માટે ખરે જ આ દંપતી ધન્યવાદને પાત્ર છે. એમનું લગ્નજીવન એમને પોતાને, એમનાં કુટુંબને અને સમગ્ર સંસારને કલ્યાણપ્રદ નીવડો!

### નાગરી નાતનું સુધારક લગ્ન

"સુરત, શનિવાર. અહીંના આર્યસમાજ હોલમાં એક ચોંકાવનારૂં પુનર્લગ્ન થવા પામ્યું છે. આ પુનર્લગ્ન કરનાર વર-વધૂ મામાફોઇનાં ભાઇ-બેન છે. જાણીતા કેળવણીકાર શ્રી. નંદનાથ દીક્ષિતનાં વિધવા પુત્રી શ્રીમતી અશ્વિન-

ગૌરીએ શ્રી. પ્રેમચંદ પંડયા સાથે પુનર્લગ્ન કર્યું છે. શ્રીમતી અશ્વિનગૌરી જાણીતા વકીલ હરિકૃષ્ણશંકર દવેનાં વિધવા છે અને તેમની ઉમર ચાળીસ વર્ષની છે. તેમને બે પુત્રીઓ છે અને તેમની મોટી પુત્રી પરણેલી હોઇ માતા પણ બની ચૂકેલી છે. શ્રી. પંડ્યાની ઉમર ૪૮ વર્ષની છે. તેઓનું આ પ્રથમ જ લગ્ન છે. બંને સુરત મહાસભાવાદી છે. શ્રી. પંડયા ૧૯૩૦ની લડત દરમ્યાન સૂરત કોંગ્રેસ સમિતિના સંચમા સરમુખત્યાર હતા" ('જન્મભૂમિ,' તા. ૧૧:૮:૧૦૪૦). આટલી મોટી ઉમરેય શી કામવાસના રહી ગઇ હશે તે ૪૦ વર્ષનાં દાદીમાએ લગ્ન કર્યું હશે, એમ કોઇ કોઇ આરોપ કરે છે. મોટી ઉમરનાં લગ્નમાં કામવાસનાજ મુખ્ય હેતુ હોય છે એમ માનવાનું કશું૫ કારણ નથી, યુરોપમાં તો એથીયે મોટી ઉંમરનાં સ્ત્રીપુરુષો લગ્ન કરે છે. આ પુનર્લગ્નમાં મને જે એક વાંધો જણાયો છે, તે સગાઇનો છે. સુપ્રજનનનું પણ હવે તો શાસ્ત્ર તૈયાર થઇ ગયું છે. પ્રાચીન આર્યોમાં આવા પ્રકારનાં લગ્ન થતાં હતાં, પણ પછીથી તેમને એમાં અનિષ્ટ દેખાયું. એ આર્યોને મતે અને આજના યુરોપિયન શાસ્ત્રને મતે પણ લોહીના સંબંધના લગ્નથી સારી પ્રજા થતી નથી.

**બાળલગ્નો માટે સજા**

(૧) આણંદ તાલુકાના રાસનોલ ગામે ત્યાંના ભાઇ મોતીભાઇ કલ્યાણભાઇ પટેલે તથા તેમનાં પત્ની બેન કાશીબેને પોતાની ૧૦ વર્ષની દીકરી બેન શાન્તાબેનનું લગ્ન મહેળાવના ભાઇ ડાહ્યાભાઇ દાજીભાઇ સાથે ગયા વૈશાખ સુ. ૨જને રોજ કરેલું, તથા (૨) તેજ ગામના ભાઇ બટુકભાઇ ગોપાળભાઇ પટેલે તથા તેમનાં પત્ની બેન કાશીબેને પોતાની ૨૧ વર્ષની દીકરી બેન શારદાબેનનું લગ્ન, આણંદ ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટના મનાઇ હુકમ ઉપર પગ મૂકીને પણ, અજરપુરાના ભાઇ ગોરધનભાઇ મરઘાભાઇ પટેલના ૧૦ વરસના દીકરા સાથે ગયા વૈશાખ વ. ૧૧સને રોજ કરેલું. આ બંને બાળલગ્નો વિરુદ્ધ તેજ ગામના ભાઇ લલુભાઇ મથુરભાઇ પટેલે આણંદના ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની કોર્ટમાં ફરિયાદો દાખલ કરી હતી. મૅજિસ્ટ્રેટે કેસો ચલાવી પહેલા બાળલગ્ન સંબંધે કન્યાના પિતા મોતીભાઇ તથા માતા કાશીબેન, દરેકનો રૂા. ૫૦ દંડ કર્યો. બીજા બાળલગ્ન સંબંધે કન્યાના પિતા બટુકભાઇ તથા વરના પિતા ગોરધનભાઇ, દરેકનો રૂા. ૭૫ દંડ કર્યો; કન્યાની માતા કાશીબેનને નિર્દોષ ગણી છોડી મૂકી હતી. સરકારના મનાઇ હુકમ છતાં ૨૧ વર્ષની કન્યાનું બાળલગ્ન કરનાર રૂા. ૭૫ના દંડથી છૂટી જાય, એ તો સરકારે જાતેજ પોતાના કાયદાની મશ્કરીજ કરી ગણાય! અને એ રીતે તો દેશમાંથી બાળલગ્નની દુષ્ટ પ્રથા કદાપિ નાશ પામવાની નહિ, સરકારનો

કાયદો કરવાનો શુભ હેતુ નિરર્થક જવાનો અને દંડ જેટલું લગ્નનું ખર્ચ જાણે વધારે થયું એમ માની લોક સુખેથી બાળલગ્ન કર્યે જવાના! આવાં બાળલગ્ન કરનારને કેદખાનાની સજા નહિ થાય ત્યાં સુધી તો કાયદાની કિંમત સેવમમરા જેટલીજ રહેવાની! સરકાર જરા વધારે કડક થશે?

## દારૂનિષેધનો કાયદો રદ!

મહાસભાના પ્રધાનવટામાં મુંબઇ સરકારે લોકહિત માટે દારૂનિષેધનો કાયદો કર્યો. આટલા થોડાજ વખતમાં તેની લાભજનક અસર આખા ઇલાકામાં જણાઇ આવી હતી. દારૂના વેપારીઓ અને તેના ચુસ્ત ભક્તો વિના એ કાયદાની વિરુદ્ધ કોઇની કશી ફરિયાદ ન હતી. એ કાયદા હેઠળ ફરિયાદો થતી અને આરોપીઓ દંડાતા. તેમાંના કેટલાક કેસની અપીલ થઇ. બુદ્ધિમાન વકીલોએ શોધી કાઢયું કે એવો કાયદો કરવાની મુંબઇ સરકારને સત્તા જ નથી. એ દલીલ મુંબઇ હાઇકોર્ટને સાચી લાગી અને એથી કાયદા પ્રમાણે થએલી સજાઓ અપીલમાં રદ કરી. એટલે એ કાયદો રદબાતલ જેવો થયો. આ વખતે મહાસભાના પ્રધાનોએ રાજ્યકારભાર છોડયો હતો અને તેને બદલે જૂની સરકારે કારભાર સંભાળી લીધો હતો. મહાસભાના પ્રધાનો હોત તો તો એ કાયદાને સ્થાયી કરવાને વખતે કંઇક યોજના કરી હોત, પણ તેને બદલે આવેલી જૂની સરકારે તો હાઇકોર્ટના ચુકાદાને અનુકૂળ થઇ જાય તે પ્રમાણે જાહેરાત કાઢી. બસ, દારૂના વેપારીઓને અને ભક્તોને મઝા થઇ! આ કાયદાના અમલથી સરકારને નાણાંની ખોટ આવે, એ ખોટનો ખાડો પૂરવા માટે મહાસભાના પ્રધાનોએ ધનવાનો ઉપર મિલકત વેરો નાખ્યો હતો. હવે જ્યારે એ કાયદોજ બાતલ થયો છે ત્યારે તો એ વેરો ય સાથે બાતલ થવો જોઇએ, પણ સરકારે એ વેરો હજી સુધી બાતલ નથી કર્યો! ક્યારે કરશે?

## બ્રહ્મદેશમાં પાઇ-પોસ્ટેજ

પ્રજાના જ્ઞાનપ્રચાર માટે જે અનેક સાધનો છે, તેમાં વર્તમાનપત્રો અને માસિક વગેરે પત્રો મુખ્ય ભાગ ભજવે છે. એટલે એ પત્રોનો પ્રચાર જેમ વધારે થાય તેમ લાભ વધારે થાય એ સ્પષ્ટ છે. આ વાત સમજીને બ્રહ્મદેશની સરકારે પોતાના દેશનાં પત્રોને ખાસ લાભ આપવા માટે એક એક પાઇના પોસ્ટલ સ્ટેમ્પ કાઢયા છે અને પત્રો એક પાઇના સ્ટેમ્પથી દેશમાં બધે પહોંચી જશે એવું ઠરાવ્યું છે! આટલો સસ્તો પોસ્ટલ સ્ટેમ્પ આખી દુનિયામાં સૌથી પ્રથમ બ્રહ્મદેશનીજ સરકારે કાઢયો છે અને તેને માટે એ સરકારને ખરેજ ધન્યવાદ ઘટે છે. આપણી સરકાર ટપાલના દર ક્યારે

ઘટાડશે? પણ આ સરકાર તો ટપાલના ચાલુ દર વધારવાના સંકલ્પ કર્યા કરે છે ત્યાં ઘટાડવાની આશા ક્યારે પૂરી પડવાની?

## ખેડૂતના કૂવા અને સહકારી મંડળીઓ

નબળા વર્ષમાં વરસાદની અનિયમિતતાને કારણે ઘણી વખત ખેડૂતને પાક નિષ્ફળ જાય છે એટલું જ નહિ, પણ વાવેલા બીજનો પણ નાશ થાય છે. એવી ભીડની વખતે કામમાં આવે એવાં મોટાં તળાવ કે નહેરો ગુજરાતમાં તો નહિ જેવાં જ છે. પણ ઘણી ખરી જમીનના પેટામાં પાણી છે અને કૂવા યોગ્ય સંખ્યામાં થાય તો કંઇક અડચણ દૂર થાય. પણ સરકાર કે શાહુકાર આ કૂવા કરવા માટે ગરીબ ખેડૂતોને રાહત આપવા જેવી પૈસાની મદદ કરવા તૈયાર નથી. આ મુશ્કેલી દૂર કરવા સહકારી પદ્ધતિએ કૂવાઓને માટે જોઇતી રકમ ધીરવા માટે 'અમદાવાદ જિલ્લા ખેતીના કૂવા અને પીતનાં બીજાં સાધનો માટેની સહકારી મંડળી, લિ.' સ્થાપવામાં આવી છે. પૂરી તપાસ કરીને અને પરિસ્થિતિ જોઇને કૂવા કરવા માટે, જૂજ વ્યાજે ખેડૂતોને નાણાં ધીરવાં એ આ મંડળીનો ઉદ્દેશ છે. તેના સભાસદ અને શેરહોલ્ડર થઇને તથા તેમાં થાપણ મૂકીને તે કામને ઉત્તેજન આપવામાં આવશે તો તે ખેડૂતને આશીર્વાદરૂપ નીવડશે. ગુજરાતના એકે એક જિલ્લામાં આવી મંડળીઓ સ્થાપવી ઘટે.

## દુષ્કાળ અને ગાયો

દુષ્કાળ ટાળવાના અનેક ઉપાય માનવી કરે, છતાંય કોઇ કોઇ વાર દુષ્કાળ તો પડવાનો જ અને ખેડૂત દુઃખી થવાનો જ. તેમાં વળી કાઠિયાવાડ તરફના ભરવાડો અને રબારીઓ દુષ્કાળથી પિડાતી પોતાની ગાયો લેઇને ગુજરાતમાં ઊતરી પડે છે અને બળાત્કારે એ ગાયોને ખેડૂતોનાં ખેતરોમાં પેસાડી, તેમણે પરાણે કંઇ પકવેલું હોય તે ભેલાડી મૂકે છે. આથી વારંવાર તકરારો થાય છે અને જથાબંધ આવેલા એ ભરવાડો અને રબારીઓ એકલદુકલ ખેડૂતોને માર મારી હેરાન કરે છે. હિંદુ સમાજ ગાયને પવિત્ર માને છે એટલે એ દુકાળિયા ગાયોને ઘાસ નીરે છે અને તે માટે પૈસાનો ફાળો પણ કરે છે. આવી ખોટી દયાથી તે ગાયોના માલિકો આરામથી ગાયોને ફેરવે છે. પણ એવી ખોટી દયા હિંદુઓએ છોડવી જ જોઇએ. ન પાલવી શકાય એવો વેપાર વેપારી કરતો નથી, ન ખેડાય એટલી જમીન ખેડૂત ખેડતો નથી, ત્યારે ન પાલવી શકાય એટલી ગાયો એ લોકોએ શા માટે રાખવી? અથવા તો એમણે પોતાના નેસડા કાયમના બાંધી ત્યાં ગાયોની ઓલાદ સુધારવા માટે ગોશાળાઓ સ્થાપવી જોઇએ, ત્યાં ઘી-માખણના ઉત્પાદનની પણ વ્યવસ્થા

કરવી જોઇએ. એથી તેમને પોતાને અને સમાજને અનેક લાભ થશે અને દુષ્કાળમાં એમણે રખડવું નહિ પડે. અને આજે પણ સારાં વર્ષમાં એ લોક કંઇક કમાતા હશે જ, ત્યારે તે બચાવી દુષ્કાળનાં વર્ષોમાં તેમણે નિભવું જોઇએ, ખેડૂતોને શા માટે હેરાન કરવા જોઇએ? હિંદુઓની દયાનો શા માટે દુરુપયોગ કરવો જોઇએ? રેતીના રણમાં વરસાદ નિરર્થક જાય છે, તેમ આ લોક ઉપર કરેલી દયા પણ નિરર્થક જાય છે એ વાત હિંદુઓ ક્યારે સમજશે? અને આ આખો પ્રશ્ન સરકારે હાથ ધરી તેનો નિકાલ લાવવો ઘટે.

### હિંદુઓની નિર્માલ્યતા

હિંદુઓએ ખોટી દયાને લીધે દેશમાં નિરુદ્યમી અને તેથી ભિખારીઓ વધારી મૂક્યા છે. પરિણામે દેશનું જનબળ નિર્માલ્ય થઇ ગયું છે. જગતમાં આજે ગમે તેનો માર ખાવો હોય તો હિંદુ તૈયાર છે. હિંદુ-મુસલમાનના હુલ્લડને પ્રસંગે મુસલમાન કરતાં હિંદુ સંખ્યાએ વધારે હોવા છતાં તે માર ખાઇ ઘરમાં પેસી જાય છે એવો એ શૌર્યહીન નિર્માલ્ય બની ગયો છે! સિદ્ધપુરના અને દેશનાં લગભગ બધાંય હુલ્લડનું પરિણામ આ જ આવ્યું જોઇએ છીએ. અને વળી સિદ્ધપુરના હુલ્લડમાં ત્યાંની સરકાર પણ હિંદુઓનું રક્ષણ કરતી નથી, તેમને ન્યાય આપતી નથી. હું એમ નથી કહેતો કે હીંડીચાલીને બીજાને મારવા જવું, પણ આત્મરક્ષણ કરવાને પ્રસંગે જે માણસ બીરુ બની જાય છે, તે નાશને જ પાત્ર છે. તેવે પ્રસંગે તો સામાને પોતાનો હાથ દેખાડવો જ. મારા પિતા મને કહેતા કે: "રડીને ફરિયાદ કરતો ના આવીશ, આવીશ તો હુંય મારીશ; બાકી આરોપી થઇને આવીશ, તારા વિરુદ્ધ માર્યાની ફરિયાદ આવશે તો જોઇ લેવાશે. કચેરીમાં ન્યાયાધીશ પણ ફરિયાદી કરતાં આરોપી ઉપર વધારે રહેમદૃષ્ટિ રાખે છે." હિંદુઓએ સંગઠિત થવું જોઇએ અને આત્મરક્ષણ માટે વીરદળ બાંધવાં જોઇએ, જો જીવવું હોય તો. બાકી જાતિનું જીવન જ નષ્ટ થશે તો એની સંસ્કૃતિ બીજા શા ખપમાં આવવાની છે?

### વડોદરાની ધારાસભાની ચૂંટણી

લોકશાસન એ એવી વસ્તુ છે કે દેશની પ્રજા ઉન્નત ભાવના વાળી હોય તો જ તેનાં સુંદર પરિણામ આવે. આજે લગભગ સર્વત્ર લોકશાસન નિષ્ફળ નિવડ્યું છે. છતાં તેના પ્રયોગો કરીને તેને સફળ બનાવવા સદા પ્રામાણિક પ્રયત્ન કર્યે જ જવા જોઇએ. તેમાં દંભ કે આડંબર તો એ શાસનને નિષ્ફળ જ કરશે. પણ 'અમે પ્રજાને લોકશાસન આપીએ છીએ,' એવી પોલી આબરૂ ખાટી જવા આ દેશનાં કેટલાંક દેશી રાજ્યો એવો દંભ કરે છે. વડોદરા રાજ્ય પણ

એમાંનું જ છે, એ તેની નવી ધારાસભાની ચૂંટણીમાં સાબિત થઇ ચૂકયું છે. સ્વતંત્ર પ્રજામંડળના પ્રતિનિધિઓ એમાં ચૂંટાઇ ન આવે, એટલા માટે એ રાજ્યના અનેક અમલદારોએ આકાશપાતાળ એક કર્યું છે. તે વિષે અનેક વર્તમાનપત્રોમાં ચર્ચાઓ થઇ છે, પણ રાજ્યે એ અમલદારો સામે આંગળી ઊંચી નથી કરી! આ લોકશાસન! અને તે નિષ્ફળ ન નીવડે તો બીજું થાય શું, જ્યાં રાજ્ય અર્થાત્ રાજ્યના અમલદારો જ એને નિષ્ફળ કરી મૂકે ત્યાં?

## રશિયાનું સામ્યવાદ

રુશિયાના સામ્યવાદ ઉપર પુસ્તકો વાંચીને આપણા યુવકો એનાં ગુણગાન ગાયા કરે છે, લગભગ એની મૂર્તિપૂજા કર્યા કરે છે. પણ ત્યાંના જેમણે કંઇક અનુભવ કર્યો છે તેઓ તેનો કંઇક સાચો આભાસ આપે છે. પોતાનો સામ્યવાદ પ્રવર્તાવવા ઠેઠ લેનીનથી આજ સ્ટેલીન સુધીના ત્યાંના સત્તાધારીઓએ પ્રજા ઉપર જુલમ કરવામાં કંઇ બાકી રાખ્યું નથી. શરૂઆતના ઉત્સાહમાં જમીન અને મિલકત સૌની સહિયારી કરવાના કાયદા કરી નાખ્યા, પણ અનુભવે ઘડાતાં ઘડાતાં એ કાયદા એવી રીતે ફેરવી નાખવા પડ્યા કે આજે એ કાયદાનાં કલેવરો બીજી પ્રજાઓના કાયદાઓનાં કલેવરો જેવું સ્વરૂપ પકડતાં જાય છે. અનુભવ પ્રમાણે બધું ફેરવવું પડે એ તો જાણે સમજ્યા, પણ યુરોપના આ વર્તમાન મહાવિગ્રહમાં ફિન્લેણ્ડ, પોલેણ્ડ વગેરેના પ્રદેશો ઉપર વિનાકારણે હુમલા કરી તેના પ્રાન્તો પચાવી પડ્યા છે, હજી બાલ્ટિક સ્ટેટ્સના પ્રાન્તો પચાવવાની તેની નીતિ ચાલુ છે અને એમ બધું કરીને રુશિયાએ સાબિત કરી દીધું છે કે એ દેશ પણ સામ્યવાદી નહિ, પરંતુ ઇંગ્લેણ્ડ, જર્મનિ વગેરે દેશોના જેવો જ સામ્રાજ્યવાદી છે. એ સામ્યવાદના મૂર્તિપૂજક આપણા યુવકો આનો શો ખુલાસો કરે છે તે હવે જોવાનું બાકી છે.

## યુરોપનો મહાવિગ્રહ અને હિંદ

યુરોપના મહાવિગ્રહમાં જર્મની સાથે ઇંગ્લેણ્ડ યુદ્ધે ચઢ્યું છે. ધીરે ધીરે ઇંગ્લેણ્ડ તંગ દશામાં આવતું જાય છે. એવે વખતે હિંદની—તેના ગુલામદેશની શી ફરજ હોઇ શકે? મહાસભાએ તો ક્યારનુંયે કહી દીધું છે કે ઇંગ્લેણ્ડ આપણને સ્વરાજ્ય—પૂર્ણ સ્વતંત્રતા આપી દે, તો જ આપણે તેને કેવી રીતે મદદ કરી શકીએ એ વિચારવાને સ્વતંત્ર થઇએ, બાકી ગુલામ પ્રજાને એવો વિચાર કરવાની વળી સ્વતંત્રતા કેવી? ઇંગ્લેણ્ડને ગળે પ્રાણ આવે ત્યાં સુધી જાણે હિંદને સ્વતંત્રતા દેવી નથી એવું જ અક્કડ વલણ એ લેઇ બેઠું છે. છતાં એ પોતાનું વલણ ફેરવીને આપણને માગ્યું દે તો કેવી રીતે મદદ

કરવી એ વિષે મહાસભાના અગ્રેસરો વિચાર કરી રહ્યા છે. મહાત્માજીની પ્રેરણાએ મહાસભાએ અહિંસાનો મંત્ર સ્વીકાર્યો છે. પણ અહિંસા દ્વારા વિગ્રહમાં ઈંગ્લેન્ડને સહાયતા દેઈ શકાય શી રીતે, એ વિચારવમળમાં અગ્રેસરો ગૂંચાઈ પડ્યા. વળી વિગ્રહની અરાજક દશામાં દેશમાંજે અવ્યવસ્થા થઈ પડે તો તે પણ અહિંસા દ્વારા ટાળવી શી રીતે, એ બીજો પ્રશ્ન. પણ મહાત્માજીને તો શ્રદ્ધા છે કે અહિંસા દ્વારા બધાં સંકટમાંથી પાર નીકળી શકાય. અને એ તો કોઈ પણ પ્રસંગે હિંસા વાપરવાની આજે ના જ પાડે છે, જોકે એમણે નવાખળીના હિંદુઓને આત્મરક્ષા માટે આમ સૂચના આપેલી: "જો અહિંસક આત્મરક્ષાની શક્તિ પોતાની પાસે ન હોય તો હિંસક રીતે પણ આત્મરક્ષા કરતાં અચકાવાની જરૂર નથી" ('હરિજનબંધુ,' તા. ૨૩ : ૩ : ૧૯૪૦). આજે મહાસભાના ઘણાખરા અગ્રેસરો માને છે કે આજે હિંદ પાસે અહિંસક આત્મરક્ષાની શક્તિ નથી એટલે દેશની અવ્યવસ્થાને પ્રસંગે અને જરૂર પડયે વિગ્રહમાં ઈંગ્લેંડને સહાયતા કરવા હિંસક રીત પણ સ્વીકારવી પડે. મહાત્માજીને આ નિર્ણય ઠીક ન લાગવાથી એ મહાસભાથી તટસ્થ ઊભા છે. છતાં બેશક એ વાત સાચી જ છે કે દેશ પાસે અહિંસક યુદ્ધ કરવાની આજે શક્તિ નથી જ, એટલે એણે હિંસક શક્તિ વાપરવીજ જોઈશે

## સમસ્ત પાટીદાર કેળવણી મંડળ

વડોદરામાં સ્થપાએલા એ મંડળની વાર્ષિક સભા ગઈ તા. ૨૧ : ૭ : '૪૦ને રોજ મંડળના છાત્રાલયમાં ભાઈ તુળસીભાઈ જકોરભાઈ પટેલને પ્રમુખસ્થાને મળી હતી. મંત્રીએ મંડળનું તથા તેને હસ્તે ચાલતા છાત્રાલયનું વાર્ષિક નિવેદન વાંચ્યા પછી અને તે મંજૂર થયા પછી નવા વર્ષ માટે કાર્યવાહક મંડળની ચૂંટણી થઈ હતી. તેમાં ભાઈ તુળસીભાઈ જ. પટેલ, પ્રમુખ; ભાઈ ભાઈલાલભાઈ દા. અમીન, ઉપપ્રમુખ; ભાઈ મગનભાઈ શં. પટેલ, મંત્રી; ભાઈ ચિમનભાઈ મૂ. અમીન, ભાઈ ચિમનભાઈ હ. અમીન, તથા વલ્લભભાઈ ત્રિ. પટેલ, સહમંત્રીઓ; અને વ્યવસ્થાપક મંડળના બીજા સભ્યોની ચૂંટણી થઈ હતી. છાત્રાલય માટે મકાન સારૂ જમીન ખરીદવાનો, રૂા. ૧૦૦૦ આપનારનું નામ રૂમો ઉપર લખવાનો તથા ઓછી રકમો આપનારનાં નામ તખ્તીઓ ઉપર લખવાનો ઠરાવ થયો હતો. મંડળ પાસે પૂરતું ફંડ થતાં ગરીબ છાત્રોને વિનાખર્ચે રાખવાનો વિચાર કરવામાં આવ્યો હતો. એક ગરીબ છાત્રના બાર માસના ખર્ચનો અર્ધો ભાગ પોતે આપવાનું મંત્રી ભાઈ મગનભાઈ શં. પટેલે જાહેર કર્યું હતું. ખરેજ, તે માટે તે ભાઈને ધન્યવાદ

ધરે છે. બીજા પણ સધન ભાઈઓ મંડળને આમ કેળવણીને કામે મદદ કરે.

### ભાદરણમાં કન્યાવિદ્યાલય

ભાદરણ પ્રગતિમંડળે ચાલુ સાલે (૧૯૩૯–૪૦) ભાદરણમાં કન્યાઓના અભ્યાસ માટે એક સ્વતંત્ર કન્યાવિદ્યાલય કાઢયું છે. અભ્યાસક્રમ મુંબઈ યુનિવર્સિટીને ધોરણે રાખ્યો છે. તે ઉપરાંત કન્યાઓને ઉપયોગી એવા કેટલાક વિષયો રાખ્યા છે. એ વિષયો કાંતણ, સંગીત, ચિત્રકલા, સામાન્ય જ્ઞાન અને શુશ્રૂષા છે. વિદ્યાલયમાં હાલ કન્યાઓની સંખ્યા ૪૫ છે, અંગ્રેજી ચાર ધોરણો સુધીનો અભ્યાસ ચાલે છે અને જરૂર પડશે એમ ધોરણો વધારવામાં આવશે. કુમારોની ખાનગી શાળાસંસ્થાઓએ યુનિવર્સિટીનો મોહ છોડવા માંડ્યો છે, ત્યારે કન્યાવિદ્યાલય માટે યુનિવર્સિટીનો મોહ શા માટે? કન્યાઓ ભવિષ્યમાં સારી સમાજસેવિકાઓ અથવા ગૃહિણીઓ થાય એવો અભ્યાસક્રમ યોજવો ઘટે. પ્રગતિમંડળ આ વિષે વિચારશે? આ વિદ્યાલયમાં સેવાભાવી શિક્ષિકાઓની જરૂર છે, માટે એવી બેનો એ વિદ્યાલયમાં જોડાય એ ઇષ્ટ છે. એ વિદ્યાલયને ભાદરણના ધનિક દાતા ભાઈ મગનભાઈ શંકરભાઈ પટેલે રૂા. ૧૦,૦૦૦નું ટ્રસ્ટ ફંડ આપ્યું છે, એ માટે એ ભાઈ જરૂર ધન્યવાદને પાત્ર છે. ભાદરણના બીજા ભાઈઓ પણ પોતાની કન્યાઓની કેળવણીને માટે એ વિદ્યાલયને સારું દાન આપતા રહે, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

### પ્રાથમિક કેળવણી મંડળો

આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટી છે, સુરતમાં અને અમદાવાદમાં પણ કેળવણી મંડળો છે. એ બધાં કેળવણી મંડળો માધ્યમિક કે ઉચ્ચ કક્ષાની કેળવણી આપણા વિદ્યાર્થીઓને આપે છે. પણ ગામડાનાં બાળકોને અને પ્રૌઢોને પ્રાથમિક કેળવણી અપાય એવી યોજનાએ પ્રાથમિક કેળવણી મંડળો યોજવાનો સમય હવે આવી પહોંચ્યો છે. આપણા દેશનાં અનેક ગામડાંમાં હજી શાળાજ નથી અને પ્રૌઢોને કેળવણી આપવાની તો નહિ જેવીજ યોજના છે. આવાં ગામડાંમાં જે ગામડું અર્ધું ખર્ચ આપવા તૈયાર થાય તે ગામડામાં મંડળ બાકીનું અર્ધું ખર્ચ આપી શાળા ઉઘાડે. તે શાળાનો શિક્ષક ગામના પ્રૌઢોને પણ દિવસના અનુકૂળ વખતમાં અક્ષરજ્ઞાન આપે. આવી કંઈક યોજના વિના દેશની ભયંકર નિરક્ષરતા ટળવાની નથી. મહારાષ્ટ્રમાં પ્રો. કર્વેએ આ હેતુએ 'મહારાષ્ટ્ર વિલેજ પ્રાયમરી એજ્યુકેશન સોસાયટી' સ્થાપી છે અને ચાર વર્ષથી એ સોસાયટી આ દિશામાં સુંદર કામ કરી રહી છે.

---

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

તા. ૨૧:૭:'૪૦ ને રવિવારે બપોરના ત્રણ વાગે મંડળની વ્યવસ્થાપક સમિતિની બીજી બેઠક મળી હતી, જેમાં ૧૯૩૯–'૪૦ના વર્ષનો મંડળનો ઓડિટ થએલો હિસાબ તથા મંત્રીઓ તરફથી રજુ થએલ નિવેદન મંજુર કરવામાં આવ્યાં, અધ્યક્ષશ્રીએ શ્રીમતી જશુબહેન ત્રિવેદી, જી. એ.ની સંગીત-શિક્ષિકા તરીકે કરેલી નિમણુકને બહાલી આપવામાં આવી, તથા સુમતિબેન વૈદ્યે કાંદીવલીથી આવીને ચાર્જ સંભાળી લીધો હોવા છતાં તેમની જગાએ કામ કરતાં શ્રીમતીબેન ઝવેરી, જી. એ.ની સેવાને આગળ ચાલુ રાખવાનું ઠરાવવામાં આવ્યું. વળી લોકલ બોર્ડના ફ્રાફ્ટ્સમેન શ્રી. હરિભાઇ શિવાભાઇ પટેલની નાદુરસ્ત તબીઅતને કારણે મંડળનાં મકાનોના બાંધકામને માટે લોકલ બોર્ડના ચીફ એન્જીનિયર શ્રી. ચિમનલાલ લલુભાઇ પટેલની સલાહ અને દેખરેખની મદદ લેવાતી નોંધ લેવામાં આવી છે.

## સ્વ. જીવકોરબાઇ વિદ્યાભવનને નામે રૂા. ૧,૦૫,૦૦૦નું દાન

સ્વ. શેઠ મનસુખલાલ છગનભાઇના જેવી શરતોએ મંડળને સ્વ. જીવકોરબાઇ વિદ્યાભવનને નામે વિદ્યાલયનાં મકાનો, જમીન વગેરેને માટે શેઠ શ્રી. મફતલાલ ગગલભાઇ તરફથી રૂા. ૧,૦૫,૦૦૦નું દાન મળ્યું છે.

## વિદ્યાલય સમાચાર

તા. ૧૦:૬:'૪૦ના દિવસથી વિદ્યાલયના નવા સત્રનું કામ શરૂ થઇ ગયું છે. કેળવણીના આવશ્યક અંગ તરીકે ગૃહઉદ્યોગોને બરાબર વ્યવસ્થિત કરવા શાળાનો પાઠક્રમ ગોઠવી દીધો છે: સવારે ૭-૩૦થી ૯-૨૦ સુધી ગૃહ-ઉદ્યોગો અને ૯-૨૦થી ૧૨-૩૦ સુધી ભોજન, આરામ વગેરે; ૧૨-૩૦થી ૪-૩૦ સુધી શાળા અને ૪-૩૦થી ૫-૩૦ સુધી ગૃહકાર્યો રાખવામાં આવ્યાં છે. અને તે દરેકમાં શિક્ષકની સીધી દેખરેખ અને મદદ હોય છે. નવા વર્ષથી છાત્રાલયમાં કુલ ૧૩૯ વિદ્યાર્થિનીઓ છે.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૫:૮:'૪૦

શારદાબેન મજમુંદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,

ફંડ:

ભેટ

| | | |
|---|---|---|
| શ્રી. શેઠ મફતલાલ ગગલભાઇ | મુંબાઇ | રૂ. ૫૧૦૦૦-૦-૦ |
| ,, શંકરલાલ નાથાભાઇ મિસ્ત્રી | આણંદ | ૨૫-૦-૦ |
| ,, નગીનદાસ માણેકલાલ, ચિ. યશોમતીબેનના હિસાબમાં વધેલા | મુંબઇ | ૯-૧૧-૯ |
| ,, અંબુભાઇ લાલાજીભાઇ, શ્રી. શાન્તાબેનના પુણ્યાર્થે | ઓડ | ૫-૦-૦ |
| ,, ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, શ્રી. મૃદુલાબેનના લગ્નપ્રસંગે | શુક્લતીર્થ | ૫-૦-૦ |
| ,, આંપસી વિજપાલ | નાના ભાડીઆ (કચ્છ) | ૨-૦-૦ |
| ,, ખીમજી નરભેરામ ઠક્કર | પાવની (સી. પી.) | ૧-૦-૦ |
| | | રૂ. ૫૧૦૪૭-૧૧-૯ |

સભાસદ લવાજમ

| | | |
|---|---|---|
| ડૉ. ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ, | આણંદ | ૧૦૦-૦-૦ |
| શ્રી. હરિભાઇ રેવનદાસ ,, | ધર્મજ | ૧૬-૨-૬ |
| ,, ચુનીલાલ મૂળજીભાઇ ,, | નડિયાદ | ૧૨-૦-૦ |
| ,, છગનભાઇ શંકરભાઇ ,, | ધર્મજ | ૧૨-૦-૦ |
| ,, દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન | વીરસદ | ૧૨-૦૦૦ |
| ,, માણેકલાલ ચુનીલાલ પરીખ | આણંદ | ૧૨-૦-૦ |
| ,, મોતીભાઇ મથુરભાઇ પટેલ | ,, | ૧૨-૦-૦ |
| ,, રમણલાલ મગનલાલ શાહ | નડિયાદ | ૧૨-૦-૦ |
| | | ૧૮૮-૨-૬ |
| | | કુલ રૂ. ૫૧૨૩૫-૧૪-૩ |

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદ્બેન મજમુંદાર માટે છાપી, તા. ૨૩:૮:'૪૦

Reg. No. B. 1785

૧૯૯૬ 卐 આસો

# પાટીદાર

卐 卐

વર્ષ ૧૭ 卐 અંક ૧૨

આત્મિક કેળવણી કેમ અપાય? બાળકોને ભજન ગવડાવતો, નીતિનાં પુસ્તકો વાંચી સંભળાવતો, પણ તેથી સંતોષ નહોતો પામતો. જેમ જેમ તેમના પ્રસંગમાં આવતો ગયો તેમ તેમ મેં જોયું કે આ જ્ઞાન પુસ્તકો વડે તો નહિજ અપાય. શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથીજ પામી શકાય. એટલે યુવકોની હાજરી હો યા ન હો, તેમ છતાં શિક્ષકે સાવધાન રહેવું જોઇએ. લંકામાં બેઠેલો શિક્ષક પોતાના વર્તનથી પોતાના શિષ્યોના આત્માને હલાવી શકે છે. હું જૂઠું બોલું ને મારા શિષ્યોને સાચા બનાવવાનો પ્રયત્ન કરું તે ફોકટ જાય. ડરપોક શિક્ષક શિષ્યોને વીરતા નહિ શીખવી શકે. વ્યભિચારી શિક્ષક શિષ્યોને સંયમ કેમ શીખવે? મેં જોયું કે મારે મારી પાસે રહેલા યુવકો અને યુવતીઓની સમક્ષ પદાર્થપાઠરૂપે થઇને રહેવું રહ્યું. આથી મારા શિષ્યો મારા શિક્ષક બન્યા. મારે અર્થે નહિ તો તેમને અર્થે મારે સારાં થવું ને રહેવું જોઇએ એમ હું સમજ્યો.

('આત્મકથા' : ૪૧૪) ગાંધીજી

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ
છુટક નકલનાં ત્રણ આના

# સમાવેશ





૧. **આફ્રિકાના ગ્રાહકભાઇઓને:** હાલ 'પાટીદાર'ની ૩૨૯ નકલો આફ્રિકે જાય છે, વર્ષ પૂરું થવા આવ્યું છતાં તેમાંથી હજી ૧૦૮ ભાઇનાં લવાજમ આવ્યાં નથી, એટલે વર્ષ આખરે શિ. ૪૩૨ની ખોટ ખાઇને એટલા ભાઇઓનાં નામ કમી કરવાં પડશે. કાગળની મોંઘવારીને લીધે 'પાટીદાર' મોંઘું પડે છે, છતાં અગાઉ જણાવ્યા પ્રમાણે તેના કદમાં નથી ઘટાડો કર્યો, કે તેના લવાજમમાં નથી વધારો કર્યો. પણ આફ્રિકાના ગ્રાહકભાઇઓ, વારંવાર ઉઘરાણી કર્યા છતાં, લવાજમ ન મોકલીને 'પાટીદાર'ને ખોટ આપે ત્યારે પત્રની શી સ્થિતિ થાય એ, એ ભાઇઓ સહાનુભૂતિપૂર્વક વિચારશે?

૨. જેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાનાં ફંડમાં નાણાં ખલાસ થઇ ગયાં છે. જેનો 'પાટીદાર' વાંચે એ હિતજનક છે એમ માનનાર ભાઇઓનો ઉદારભાવે એ ફંડમાં પૈસા મોકલે.

૩. લેખકો નિરર્થક સ્વપ્ન સેવતી વાર્તાઓને બદલે સમાજસુધારણા વિષે ગંભીર લેખો લખી મોકલે અને તે પણ 'પાટીદાર'નાં પાંચ છ પૃષ્ઠથી લાંબો ન હોય એ ઇષ્ટ છે.


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું, તા. ૨૫:૯:૪૦.

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૬ | વર્ષ ૧૭ | આણંદ | આસો | અંક ૧૨

## જીવનનું નૂર

સંસારના તોફાની સાગર ઉપર જીવનનૌકા ચલાવતા પહેલાં તેને સુરક્ષિત અને સફળતાથી પાર ઉતારવા માટે યૌવનને ઉંબરે ઊભતો યુવક, શા શા સાજ સજીને ઝંપલાવવું, એ વિચારમાં ગોથાં ખાય છે. આત્મસુધારણાનું અને દેશોન્નતિનું ગેબી રણશિંગું આજે પ્રત્યેક યુવકના કાનમાં જોશભેર ફૂંકાઇ રહ્યું છે. દેશોન્નતિની ભવ્ય અને મજબૂત ઇમારત આત્મસુધારણાના પાયા ઉપરજ ચણી શકાય એમ હવે દરેકને સમજાઇ ગયું છે. પણ આત્મસુધારણાના પાયાને બ્રહ્મચર્યનો સિમેંટજ મજબૂત બનાવે છે, એ હજુ થોડાનાજ ખ્યાલમાં છે.

પૃથ્વીને જેટલી સૂર્યની જરૂર છે, હોડીને જેટલી સુકાનની જરૂર છે, તેટલીજ બલ્કે તેથી પણ વધારે જરૂરીઆત મનુષ્યને બ્રહ્મચર્યની છે. સમુદ્રના અગાધ જળમાં સુકાન વિનાની હોડી નિશ્ચિત સ્થળે નહિ પહોંચતાં ખડકો સાથે અફળાઇ અથડાઇ તૂટી જાય, તેમ આ અનંત સંસારસાગરમાં જીવન-નાવડી બ્રહ્મચર્યના સુકાન વિના જરૂર અફળાઇ અથડાઇ તૂટી જાય.

બ્રહ્મચર્ય એટલે ગાંધીજીના શબ્દમાં 'બ્રહ્મની ઓળખાણ' અને બ્રહ્મચારી એટલે બ્રહ્મની ઓળખાણ માટે તલસતો યોગી. આવા કોઇ અવધૂત યોગીના જીવનમાં બ્રહ્મચર્યની ભૂરકી પડતાં તેની આંખમાં નવાં તેજ આવે છે, હૈયે નવું રૂધિર ઊછળી રહે છે, સુકાતી આશાડાળીઓને નવજીવન મળતાં તે નવપલ્લવ ધારી રહે છે, કાયર બનેલું તેનું હૃદય નવું શૌર્ય પકડે છે, શાન્ત અને સ્થિર થએલો તેનો આત્મા બ્રહ્મનો સંદેશો ઝીલવા તત્પર થાય છે.

બ્રહ્મચર્યનાં નૂર આપણા જીવનમાં એવાં ભરી દેવાં જોઇએ કે ત્યાંથી પાછાં સરી જવા ન પામે.

બ્રહ્મચર્ય એટલે ચિર યૌવનનો રસપ્રસાદ. નૈષ્ઠિક બ્રહ્મચારીના જીવનમાં ફક્ત યૌવનજ ભરેલું છે. તેનું હૃદય અખંડ યુવાન છે. તેનું જીવન શક્તિભર્યું છે, આનંદભર્યું છે, ઊંડી ઊંડી ઉમેદભર્યું છે, ભવ્ય સ્વપ્નાંભર્યું છે, વિપુલ મસ્તીભર્યું છે, કોડીલું છે, રસીલું છે, શૂરું છે; ટૂંકમાં આદર્શમય છે. જગતના દિગ્વિજય તો આવાં જીવન જીવનારા નરવીરોએજ કરેલા છે.

ગૌતમ બુદ્ધ કે શંકરાચાર્ય, ઈસુ ખ્રિસ્ત કે પયગંબર જરથુસ્ત, નેપોલીઅન કે સિકંદર, શિવાજી કે પ્રતાપ, જોન ઓફ આર્ક કે ઝાંસીની રાણી, સૌનાં વિજયમંડાણનાં મુહૂર્ત બ્રહ્મચર્યના શુભ ચોઘડીઆમાંજ હતાં.

બ્રહ્મચર્ય દર્પણ છે. મનુષ્યનું જીવન તે તેની અંદરનું તેનું પ્રતિબિંબ છે. જીવનના બે કિનારા: એક સંયમી યૌવનનો અને બીજો સ્વચ્છંદી યૌવનનો. અને તેમની વચ્ચે વહી રહ્યો છે યૌવનનો મહાનદ. આ મહાનદમાં તરવા પડેલા જીવો એક કે બીજા કિનારા તરફ ઘસડાય છે. કેટલાક સ્વેચ્છાએ જાય છે, કેટલાક બીજાના ધકેલાયા જાય છે. સંયમના કિનારા તરફ જતા મનુષ્યો અમૃતસમાં મીઠાં જળ પીએ છે, મંદ મંદ પવનની મીઠી લહેરોનો સ્વાદ ચાખે છે અને આગળ ને આગળ ધપતાં બ્રહ્મનાં દર્શન કરી મહાનદમાં કરેલી પોતાની મુસાફરી કૃતકૃત્ય માને છે. પણ સ્વચ્છંદના કિનારા તરફ ઘસડાએલા મનુષ્યોને મગરમચ્છો સાથેની જીવલેણ રસાકસીમાં ઊતરવું પડે છે. પાણી ઊંડાં અને તોફાની હોય છે. તેમાં સપડાતો મનુષ્ય તરફડતો તરફડતો સંયમના કિનારા તરફ દૃષ્ટિ ફેંકતો પોતાના તે તરફ ગએલા બીજા સાથીને સુખી જોતાં જોતાંમાં તો તળિયે જઈ બેસે છે.

બ્રહ્મચર્યનો ભંગ એટલે જીવનનો અંત. મારેજ આપણા શાસ્ત્રોક્ત મહામંત્ર मरणं बिन्दुपातेन जीवनं बिन्दुधारणात्‌નું યથાર્થ પાલન આપણા ઋષિમુનિઓ કરતા અને આદેશતા. નૈષ્ઠિક બ્રહ્મચારીને અને બ્રહ્મને કેટલો સંબંધ છે તેનો ખ્યાલ આણવા મહાકવિ ન્હાનાલાલના શબ્દોજ આપીએ: "નૈષ્ઠિક બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી પૃથ્વીને પમધાર બ્રહ્મવેલીનાં ફૂલપાંદડાં છે."

નૈષ્ઠિક બ્રહ્મચારીનું કે બ્રહ્મચારિણીનું જીવનઆંગણું જોમ, જુસ્સા અને ધગશના લીંપણથી સદા લીંપેલુંજ રહે છે.

બ્રહ્મચર્ય એ જીવનનું નૂર છે, બ્રહ્મશોધની ચાવી છે, મૃત્યુ અને માંદગીનો શત્રુ છે. જેના જીવનમાં તે ગૂંથાએલું છે તેનું જીવન ચાંદનીસમું નિર્મળ, સુધાસમું મીઠું અને વજ્રસમું મજબૂત હોય છે.

વડોદરા

નટવરલાલ પુરુષોત્તમ પટેલ

# ખાનદાનીના ખપ્પરમાં

"બા, ઓ બા!" સરયુએ ઘરમાં પગ મૂકતાં જ બૂમ મારવા માંડી.

"શું છે તે આમ બૂમ મારે છે? ભાઇ જાગી જશે." બાએ કહ્યું.

"આ આપણા મનુકાકાના રમેશભાઇના વિવાહ થયા. ગોળધાણા વહેંચાયા." સરયુએ આનંદિત મુખે જવાબ આપ્યો.

મનુભાઇ કુળવાન ગણાતા એક ગામના જમીનદાર હતા અને વળી પાટીદાર હતા, એટલે એમનો બધો વૈભવ બાદશાહી હતો. રમેશ એ મનુભાઇ અને લક્ષ્મીબેનનો એકનો એક લાડીલો પુત્ર હતો. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતો હતો, ત્યાં તો માબાપને પોતાના પુત્રને પરણાવવાના કોડ માતા નહોતા. અને ૧૬મે જ વર્ષે તો રમેશના વિવાહ થયા. "સોળ વર્ષે શ્વસુરગૃહે પોંખાતા અને અઢાર વર્ષે પિતૃપદે આરૂઢ થતા હિંદુ યુવાનનું પચીસ વર્ષનું બ્રહ્મચર્ય એ વાત આ સદીમાં અશક્ય નહિ તો અસંભવિત તો છે જ." શ્રી. ભવાનીશંકર વ્યાસનું આ વાક્ય પાટીદાર યુવકોને લાગુ પડ્યા વિના રહેતું નથી.

મનુભાઇનું કુટુંબ ચાલુ જમાનામાં કુળવાન ગણાતા કુટુંબોમાંનું એક હતું એટલે એમને માગાંની તો ખોટ જ નહોતી. એમણે પૈસાને જ માટે આખરે કુળહીન ગણાતા ગામના વિહારીલાલની પુત્રી રમા સાથે રૂ. ૫૦૦૦માં સોદો નક્કી કર્યો. મનુભાઇ સાધારણ પૈસાપાત્ર તો હતા જ, પરંતુ આ ચેક (રમેશ) વટાવી વધારે એકડા કરવાનો લોભ તેમનાથી છોડાતો નહોતો.

આખરે લગ્ન લેવાયાં અને રમાના પિતાએ ઘણાં ઘરેણાં તથા રોકડ રૂપિયા આપી વરપક્ષની વાહવાહ લીધી! લગ્ન પછી તરત જ રમાને વળાવી. વિહારીલાલે પૈસા ખરચવામાં મણા નહોતી રાખી, છતાં મનુષ્યના લોભનો પાર નથી હોતો. લક્ષ્મીબેનને તો પોતાના કુળ પ્રમાણે આટલું ઘણું ઓછું લાગતું હતું. અને સોએ ૯૫ ટકામાં બને છે તેમ એ સાસુ વહુ થઇને ઘરમાં આવનાર કુમળી બાળાની હાડછેડ કરવાનું ચૂકતાં નહિ. પછી તેમણે રમેશને ભંભેરવા માંડ્યો એટલે મારઝૂડ શરૂ થઇ.

વિહારીલાલે આ વાત સાંભળી અને તેથી રમાને તેડવા મોકલ્યું, પણ મનુભાઇએ મોકલી નહિ. આથી રમાનું દુઃખ તો ચાલુ જ રહ્યું. રમાથી આ દુઃખ સહી ન શકાયું, તેથી એક દિવસ પ્રાતઃકાળે પોતાનાં પહેરેલાં કપડાંભેર ચાલી નીકળી. કોઇ કહી શકતું નથી કે રમા ક્યાં ગઇ. કોઇએ પછી એને દીઠી નથી.

અને પછી તો પાટીદાર કુળવાનોમાં જેમ બને છે તેમ ત્રણ માસમાંજ રમેશભાઇને તેમના પિતાએ ફરીથી વટાવ્યા!

પાટીદાર સમાજમાં આવી કેટલીયે રામાએ હોમાય છે, પરંતુ હજુ એ યજ્ઞની પૂર્ણાહૂતિ થઇ નથી! ક્યારે થશે?

વિલ્સન કોલેજ, મુંબઇ ચિમનભાઇ પુરુષોત્તમ પટેલ

---

## વૈવાહિક જીવન

**સમસ્ત** હિંદુસ્થાન સંબંધેનો વિચાર કરવાનો છોડીને ફક્ત ગુજરાત પૂરતો વિચાર કરીએ તો એક વાત આપણા ધ્યાનમાં આવશે, કે હાલમાં આપણી છોકરીઓને વધારેમાં વધારે ભણાવીને એમના ભણતરને શોભે એવા યોગ્ય પતિ મેળવી આપવા માટે ગુજરાતી ભાઇઓએ તો કમર કસી છે. પણ આવી રીતે ભણતરની બાબતમાં ઘોડદોડ કરતી વખતે એનું પરિણામ શું આવશે એ બાબતમાં ઘણા લોકોએ વિચાર કરેલો હોતો નથી અને જ્યારે પરિણામ ખરાબ આવે છે ત્યારે 'ધાર્યું શું અને થયું શું!' એમ કહીને માત્ર છાનામાના રોવાનો વખત આવે છે. ભણતરની અસર મન ઉપર કેવા પ્રકારની થાય છે તે તરફ ઘણા લોકોનું દુર્લક્ષ હોય છે એમ નાછૂટકે કહેવું પડે છે. દરેક યુવક અગર યુવતી ભણતરનું એક એક પગથિયું ચઢતી વખતે પોતાની આગળ અમુક ધ્યેય રાખે છે અને જેમ જેમ ઉપર ચઢતાં જાય છે તેમ તેમ એમનાં ધ્યેય ઊંચા પ્રકારનાં થતાં જાય છે. પછી દરેકનું ધ્યેય પ્રાપ્ત થાય કે નહિ તે કહી શકાય નહિ; અને એમ ન જ થયું તો જીવનમાં એક પ્રકારની નિરાશા આવે છે, એ પણ ભૂલવું ન જોઇએ.

ઉચ્ચશિક્ષિત યુવકની ઇચ્છા પોતાને ઉચ્ચશિક્ષિત સ્ત્રીનો સહવાસ મળે એવી હોય છે. પણ એવા કોઇ એક ઉચ્ચશિક્ષિત યુવકને કોઇ છેક અભણ સ્ત્રી સાથે આખી જિંદગી રહેવાનું હોય તો તેને તેવી સ્ત્રી મળ્યા બદલ પોતાના મનમાં ખૂંચ્યા કરે છે. કોઇ એમ કહેશે કે 'એમ બની શકે નહિ!' પણ ભણતરથી ઉત્પન્ન થએલી ભાવના, ધ્યેય અને ઇચ્છાને દબાવીને આવી અભણ સ્ત્રી સાથે લગ્ન કરવા કોઇ યુવક તૈયાર થશે જ નહિ. પોતાને લાયક સ્ત્રીની શોધમાં તે રહે છે, પણ દરેક ઉચ્ચશિક્ષિત યુવકને ઉચ્ચશિક્ષિતજ પત્ની મળશે એમ કહી શકાય નહિ. બધાં સમશિક્ષિત થતાં હજુ ઘણો વખત લાગશે.

ઉચ્ચશિક્ષિત પતિ અને અશિક્ષિત પત્નીનો સંસાર કયે રસ્તે જશે? પતિને પત્નીના શિક્ષણની ન્યૂનતા એક સરખી રીતે ખૂંચતી રહેશે. છતાં આ કજોડાનો સંસાર પણ સુખમય થઇ શકે, પણ કયારે? જ્યારે પતિ પત્ની સાથે વર્તતી વખતે પોતાના ભણતરનો વિચાર બિલકુલ મનમાં લાવે નહિ ત્યારે. જેનું દિલ દયાળુ છે, તે ભણતરનું અભિમાન કર્યા સિવાય દિલ મોટું રાખીને, પત્નીનો સ્વભાવ જાણીને એ પ્રમાણે મળતા થવાનો પ્રયાસ કરીને પોતાના ધણીપણાનો હક્ક બાજૂમાં મૂકે છે, એવાઓના સંસાર સુખમય થવા માટે કંઇ હરકત પડતી નથી. શિક્ષિત પતિ જો આટલા ખુલ્લા દિલનો હશે તો તો અશિક્ષિત પત્નીને પણ એની સાથે સંસાર ચલાવવામાં મઝા જ પડશે; કેમ ના પડે? આટલું ખુલ્લું વાતાવરણ સ્ત્રીની ચારે બાજૂ ફેલાએલું હશે તો અશિક્ષિત સ્ત્રીનું મન પણ દુઃખી થવાને બદલે સુખી થશે. દંપતીનું જીવન એકબીજા ઉપર આધાર રાખતું હોવાથી, આવા પુરુષનો સહવાસ મળ્યા પછી સ્ત્રીને બીજું શું જોઇએ? યોગ્ય પુરુષનો સહવાસ મળ્યા પછી એની માનસિક ઉન્નતિ થવા માટે બહુ વખત લાગતો નથી. જેમ વેલને ઝાડનો આધાર મળ્યા પછી એ વધે છે એવી જ રીતે સ્ત્રીની બાબતમાં પણ છે.

માણસો જુદા જુદા સ્વભાવના હોવાથી ઉપર મુજબનું વૈવાહિક જીવન દરેકનું સુખી જશેજ એમ કહી શકાય નહિ.

ભણતરથી આગળ વધેલો પણ પૈસાની બાબતમાં ગરીબ એવા કોઇ યુવકનું લગ્ન કોઇ ધનવાન યુવતી સાથે થાય તો તેને જુદોજ અનુભવ થશે. પત્નીના પૈસાથી ઘરસંસાર ચાલતો હોવાથી ઘણી વખત ઘણી બાબતોમાં પત્નીના વિચારો મુજબ તેને ચાલવું પડે છે. અને પત્નીના વિચારો મુજબ ચાલવું પડતું હોવાથી એ બાબત મનમાં ખૂચ્યા કરે છે. એ ખૂંચ એનાથી સહન થઇ શકતી નથી, ત્યારે પોતાની સ્વતંત્રતાનો રસ્તો શોધવાના પ્રયત્નો કરવા લાગે છે. એમ શા માટે કરે છે? કારણ પત્નીને લાયક પતિ મળવાથી પોતે આનંદરૂપી સમુદ્રમાં તરતી હશે, પણ 'પતિ'એ કંઇક તો સારું કામ કરી બતાવવું જોઇએ, એવા પ્રકારની ઇચ્છા પત્નીને હમેશાં રહે છે. તેમ ન થતાં આ પતિપત્નીની અંદર અંદર કંઇ કારણસર ઝઘડો થાય અને પતિ બોલી નાખે કે "તારા પૈસાનું જોર મને ના બતાવીશ, હું પણ કંઇ ઓછો નથી?" "ત્યારે મેળવીને બતાવો ને, કોની અને શા માટે રાહ જુઓ છો?" સ્ત્રી તરફથી આવા પ્રકારનો જવાબ મળે છે. અને પત્ની જો મશ્કરીમાં કહેતી હશે છતાં, ખોટું લગાડવાને માટે અને હલકા ભાવથી તે કહે છે, એવું પતિના

મનમાં લાગે છે. વખતે તેથી એમનામાં હમેશાં કંકાસ થતો રહે છે એવો અનુભવ ઘણાને થયો હશે. એકબીજા પ્રત્યે પ્રેમનું બંધન વધારવા માટે વૈવાહિક જીવનમાં એકબીજાની સાથે પ્રેમનો એવો ઝઘડો ભલે હોય, પણ જ્યાં આચારનો અને વિચારનો ઝઘડો શરૂ થાય છે ત્યાં જીવનની હોળી થાય છે!

પણ આનાથી ઊલટો દાખલો હશે તો પતિપત્નીને કયા પ્રકારનો અનુભવ થશે? કંઈ જુદી જ ઘટનાથી આવા પ્રકારનો સંબંધ બંધાયો હોય, તો પત્નીના પૈસા ઉપર જેના મોજશોખ પૂરા થાય છે એવો પહેલાંનો 'ભીખલો' તરતજ પત્નીના પૈસાથી 'ભીખાલાલ' નામથી ઓળખાય છે. ભીખાલાલને બધી રીતે પોતાની સ્ત્રીના તાબામાં રહેવું પડે છે એ જુદું જ. સાધારણ રીતે સ્ત્રીઓ ઉપર ઘર, છોકરાં, રસોડું, વગેરેની જે જવાબદારીઓ હોય છે, એ બધી જવાબદારી ભીખાલાલ ઉપર આવી પડે છે અને પોતે પુરુષ હોવા છતાં સ્ત્રી જેવા થવા માટે બહુ પ્રયત્ન કરવો પડે છે.

પણ વળી બીજાજ પ્રકારનું એક જોડું મારા જાણવામાં છે. એમનું વૈવાહિક જીવન આનંદથી ભરેલું છે. એ સ્ત્રીએ અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો છે અને એનો પતિ પૂરતું ગુજરાતી પણ ભણેલો નથી. એક બીજા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયા પછી એમનું લગ્ન થયું. એમનો સંસાર બહુ જ મઝાનો છે. એ સ્ત્રી પોતે પોતાના પતિ કરતાં વધુ ભણેલી છે એવી કલ્પના તેણે પોતાના મનમાંથી બિલકુલ કાઢી નાખી છે. 'ભીખાલાલ'ની સ્ત્રી મુજબ પોતે ગર્ભશ્રીમંત નથી, પણ એનો પતિ પોતે જાતમહેનત કરીને સંસારનું ગાડું ચલાવે છે. એમાંજ એ બંનેને મઝા પડે છે. પણ આવા પ્રકારનાં લગ્ન થવા લાગે તોપણ દરેક ઠેકાણે એવા લોકોનો સંસાર સારી રીતે ચાલશેજ એમ નક્કી કહી શકાય નહિ.

પુરુષ કરતાં સ્ત્રીમાં સહનશક્તિ પ્રમાણમાં વધારે જોવામાં આવે છે, અને એના આવા વર્તનથી પુરુષ પોતાનું કામકાજ સહેલાઈથી કઢાવી શકે છે. સુશિક્ષિત સ્ત્રી પતિ સાથે જુદી જુદી સભાઓમાં હાજરી આપશે, સામાજિક કાર્યોમાં ભાગ લેશે, સ્ત્રીસ્વાતંત્ર્યનાં ભાષણો સાંભળશે અને પોતે ભાષણ આપશે, તેમ લેખ લખશે, ચળવળ કરશે, 'આમ જોઈએ અને તેમ જોઈએ' એમ કહીને સ્ત્રીવર્ગને ઉપદેશ કરશે, અને નવું ચૈતન્ય ઉત્પન્ન કરશે. પણ ઘણી વખત ઘણે ઠેકાણે આપણા જોવામાં આવે છે, કે સભામાં ઊછળતું લોહી સભા ખલાસ થતાં ઠંડુ પડે છે. ઘણી વખત સ્ત્રીસ્વાતંત્ર્ય ઉપર ભાષણ આપનાર સ્ત્રી પોતેજ પોતાના પતિની ઇચ્છાની વિરુદ્ધ જઈ શકતી નથી.

ત્યારે એના સ્ત્રીસ્વાતંત્ર્યના વિચારો ક્યાં જાય છે તે કોને ખબર? 'ડાહી સાસરે ના જાય અને ગાંડીને શિખામણ આપે,' એવા પ્રકારનું એનું વર્તન જો બીજી સ્ત્રીઓના જોવામાં આવે અને જો એ બાબતમાં પૂછપરછ કરવામાં આવે તો, "શું કરીએ બેન! એમની પરવાનગી મળતી નથી. એમના વિચારની બહાર આપણે કેવી રીતે જઇએ?" એવા પ્રકારનો જવાબ આપે છે. જ્યાં સુધી સ્ત્રીમાં સ્ત્રીત્વ છે અને એના લોહીમાં આર્યત્વ ભરેલું છે ત્યાં સુધી હિંદુ સ્ત્રી પોતાના પતિની ઇચ્છા વિરુદ્ધ ઘણે ભાગે જશે નહિ, પછી એ શિક્ષિત હોય અગર અશિક્ષિત હોય.

સુખી સંસાર ચલાવવો હોય તો પોતાનો હક્ક બીજા ઉપર ચલાવવાની ખટપટ કરવી ના જોઇએ. સ્ત્રી એ અબળા હોવાથી એના તરફનો સવાલ જ રહેતો નથી. પણ પુરુષોને કોઇ કોઇ વખત સ્ત્રી ઉપર પોતાનો હક્ક અગર પોતાની મોટાઇ અગર પોતાનો ધણીઆપો ચલાવવાની લહેર આવે છે; પણ એમણે એ ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્ત્રી એ ફક્ત ભોગવિલાસની વસ્તુ નથી, એ ફક્ત રોજનો ખોરાક બનાવી આપનારી રસોઇયણ નથી. એની શારીરિક અને માનસિક ઇચ્છાઓનું સમાધાન કરવું એ પુરુષનું પહેલું કામ છે. પણ જે ઠેકાણે એની ઇચ્છાનો વિચાર પણ કરવામાં આવતો નથી એ ઠેકાણે સ્ત્રીની કિંમત નિર્જીવ પત્થરની પૂતળીથી વધુ શી હોઇ શકે? સ્ત્રી એ રાષ્ટ્રની શક્તિ છે. એનો ઉપયોગ યોગ્ય પ્રકારે થવો જોઇએ.

પતિપત્ની કેળવાએલ હોય અને બંનેના વિચારો જુદા હોય તો તેમની બાબતમાં આપણને શું દેખાશે? જો એક બીજા પ્રત્યે સહાનુભૂતિ અને સહિષ્ણુતા હશે તો બંને એક બીજાને નિભાવી લેશે, પણ એ સહાનુભૂતિ અને સહિષ્ણુતા નહિ હશે તો ભયંકર પરિસ્થિતિ! આપણામાં કહેવત છે કે 'ઊંઘતો બોલે પણ જાગતો ના બોલે.' એક વખત અભણ પુરુષને અગર સ્ત્રીને સમજાવી શકાશે, પણ ભણેલાંઓને સમજાવવાં મુશ્કેલ છે. એવાં પતિપત્ની હશે તો માનસિક દુઃખ સરખા જ પ્રમાણમાં બંનેને લાગશે. એવાં કેટલાંક દંપતી સમાજથી બહુ દબાઇને રહે છે અને બંનેના વિચારો જુદા હોવા છતાં સમાજમાં ભાગ લેતી વખતે પોતાના વિચારોને બાજુમાં મૂકીને પોતાનો સંસાર નંદનવન જેવો છે એમ બતાવે છે. એમનું સાંસારિક જીવન, કોહેલા લાકડાને રંગ કર્યા જેવું હોય છે. જેમ જેમ આવા લોકોના વધુ સહવાસમાં આવતા જઇએ છીએ તેમ તેમ આપણને માલમ પડે છે કે એમના સંસારમાં કડવાશ ભરેલી હોય છે.

એકંદરે કોઇનું પણ વૈવાહિક જીવન સુખી થઇ શકશે નહિ એવો નિર્ણય

ઉપરના વિચારોથી કેટલાક લોકો કરશે. પણ એમ ધારવાનું કંઇ કારણ નથી. ઉપર કહ્યું કે જે ઠેકાણે પતિપત્ની પોતાની વિશેષતા એક બાજુ મૂકીને એક બીજા સાથે એકતા સાધવાનો પ્રયત્ન કરશે તે ઠેકાણે જીવનનું નંદનવન ખૂલ્યા સિવાય રહેશે નહિ. વૈવાહિક જીવન સુખી કરવા માટે મુદ્દાની બે બાબતો ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે: એક તો પતિપત્ની એક બીજા સાથે પ્રેમથી બંધાએલાં હોવાં જોઇએ, અને બીજું તેમનામાં એક બીજા પ્રત્યે સાચો ભાવ ઉત્પન્ન થએલો હોવો જોઇએ. કોઇ એક વ્યક્તિ પ્રત્યે પ્રેમ હોવા છતાં સાચો ભાવ હોતો નથી, અને એમાંજ કેટલાક વૈવાહિક અપયશનું બીજ રહેલું હોય છે. આનાથી આગળ વધીને હું કહીશ કે વૈવાહિક જીવનની રચના સ્વાર્થત્યાગના પાયા ઉપર થવી જોઇએ.

હાલનો જમાનો નવા અને જૂના મતોથી ભરેલો હોવાની ઘણાંખરાં કજોડાં થતાં જાય છે, અને તેથી કેટલીક વખત અસંતોષ જોવામાં આવે છે.

દંપતી એ એક સંસ્થા છે. અને એ સંસ્થામાંના કોઇ પણ સભાસદે પોતાના સ્વાર્થ તરફ ધ્યાન નહિ આપતાં સંસ્થાની આબાદી, કાર્ય અને સંગઠન, વગેરે તરફ ધ્યાન આપવું પડે છે; એટલે સંસ્થાની સાથે મળી ગયા વગર આ કામો થઇ શકતાં નથી. એવી જ રીતે એ સંસ્થાને સારી સ્થિતિમાં રાખવા માટે પહેલાં પતિપત્નીએ એક થવું જોઇએ. હમેશનો અને બધાનો જાણીતો દાખલો લેઇએ તો પતિપત્ની એ સંસારરૂપી રથનાં બે ચક્ર છે. કોઇ એક ચક્ર અટકે તો રથ ચાલી શકતો નથી, એ રથ મનમાં એવો વિચાર કરતો નથી કે એક ચક્ર રંગાએલું છે અને બીજું સાદું છે. આ બંને ચક્ર સરખાં હોવાં જોઇએ એટલે બસ. એવીજ રીતે સંસારસુખની બાબતમાં પણ છે. પતિપત્ની સુશિક્ષિત હોય, અશિક્ષિત હોય અગર ઉગરે તેમનું કજોડું હોય, પણ એમના વિચાર સરખા હોવા જોઇએ. સરખા વિચારનાં પતિપત્ની એજ સુખી સંસાર. પણ એકબીજાની વિકારી વાસના તૃપ્ત થાય એટલે વૈવાહિક જીવનનો પૂરો લાભ મળ્યો એમ કોઇએ સમજવું નહિ. કારણ વિવાહિતોએ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્ત્રી અથવા પુરુષ એટલે રાત પૂરતી સગવડ મેળવવાની ધર્મશાળા નથી. આયુષ્ય એ એક મોટી યાત્રા છે. વર્ષો સુધી સહવાસનો પ્રવાહ અખંડ છે. વૈવાહિક જીવન એટલે સારા ખોટાનો અનુભવ આપનારી જીવનયાત્રા. મારા ધારવા મુજબ આ મહાન યાત્રાનું પુણ્ય લેવું હશે તો દરેક પતિપત્નીએ પોતાના વિચારોનું સંગઠન કરવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઇશે.

આરસોડીઆ (ઇડર સ્ટેટ) જશભાઇ નારાયણભાઇ અમીન

## બાળલગ્ન

**બાળલગ્નથી** પુરુષ અને સ્ત્રી ક્ષીણ બને છે. ક્ષીણ શરીરથી પ્રજા બળહીન, હિમ્મત વિનાની તથા અનેક વ્યાધિથી સડેલી નીવડે છે. આયુષ્ય પણ અલ્પ થાય છે. અને તેથી દેશની પડતી થાય છે.

ઘણા લોકો ખર્ચના ખર્ચની હોળીમાંથી બચવા એક છોકરીને પરણાવતાં સાથે સાથે તેની નાની બેનને પણ પરણાવી દે છે. બાળપણમાં છોકરાઓને પરણાવી દેવાથી તેઓનો અભ્યાસ બગડે છે અને આખરે તેને તિલાંજલી આપવી પડે છે. અને વળી છોડીઓનું ભણતર પણ ધૂળધાણી થઇ જાય છે. જોકે તેનાં માબાપ તેને ભણાવવા તૈયાર હોય છે, પણ તેનાં સાસુસસરા તરફથી મના થાય છે, તેઓ તો કહે છે કે 'અમારે ભણાવી તેનું કમાએલું ખાવું નથી, અમારે તો ઘરનું કામકાજ કરશે એટલે બસ.'

બાળપણમાં બુદ્ધિ કેળવાએલી, ગંભીર અને ક્ષમાશીલ હોતી નથી. તેથી ઘણી વખત નહિ જેવી બાબતમાં પણ અણબનાવ થાય છે, તેનું પરિણામ જીવતાં સુધી ભોગવવું પડે છે. પુરુષ સ્ત્રીને કાઢી મૂકે છે, અને બીજી વાર પરણે છે. આમ એક ઉપર બીજી કન્યા આપનાર માણસોને ધિક્કાર છે કે પૈસાના અને કુળના મોહથી અંજાઇને પોતાની ગાય જેવી દીકરીને કૂવામાં ધકેલી દે છે. શોકનું સાલ થઇ તે બિચારીનો ભવ બગડે છે.

ગોળ વિનાનો કંસાર જેવો મોળો લાગે છે, તેવો સ્નેહ વિનાનો સંસાર છે. ભૂખ વિના ભોજનમાં મિઠાશ આવતી નથી, તેમ બાળલગ્નથી સંસારમાં પ્રીતિ બાઝતી નથી.

આપણા પૂર્વજો વીશ બાવીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી, વિદ્યા ભણી પછી લગ્ન કરી લાંબું આયુષ્ય ભોગવી સુખી થતા. પણ હાલમાં મૂર્ખ માણસો કહે છે કે તે તો સતયુગ હતો, અને આ કળિયુગમાં તો આઠ આઠ વર્ષનાં બાળકો બધું સમજે છે, માટે વહેલાં પરણાવવાં જોઇએ. છોકરીને મોટાં કરાય નહિ, એવો વહેમ રાખી હાથે કરી નીતિ જાળવવા જતાં તેમને અનીતિમય બનાવે છે.

કેટલાંક માબાપ બાળકીને ૫૦–૬૦ વર્ષના વૃદ્ધ સાથે પરણાવે છે. તે માબાપ કુમળા છોડવા રૂપી બાળાનાં ગળાં કાપે છે. માટે તેમ થવું જોઇએ નહિ. ઘણી માતાઓ લગ્નનો લાહવો જાણે મોટપણે ન મળવાનો હોય તેમ બાળકને નાનપણમાં પરણાવી દે છે. તેનાં કેવાં અનિષ્ટ અને કરુણ પરિણામ આવે છે તે નીચેના દૃષ્ટાન્તથી જણાશે.

એક સ્ત્રીને એક દીકરો અને એક પાંચ વર્ષની દીકરી હતાં. દીકરાને નાનપણમાં પરણાવી દેઇ વહુ લાવવાની તથા સારૂં સારૂં પહેરી ઓઢીને વેવાણ થઇ માથે મોડ ઘાલી ગીતો ગાવાની ઘણીજ હોંશ થઇ. પણ વહુને આપવાનું પહું પૂરૂં નહિ પડવાથી બેસી રહી હતી. આ લગ્નગાળામાં તો છોકરો પરણાવવાને ઘણા દિવસથી તૈયારી થઇ હતી. છોકરાને પરણાવવા વેવિશાળ તો કર્યું, પણ લગ્નને આગલે દિવસે પહુ ભરવા જતાં રૂા. ૪૦૦ના દાગીના વેવાઇને ઓછા પડયા. તે પૂરા કરી આપે તોજ કન્યા પરણાવે એવું કન્યાના પિતાશ્રીએ કહ્યું. ધિક્કાર છે પૈસા માટે આવા કન્યા પરણાવનારને!

તે સ્ત્રીના પતિએ તેને કહ્યું કે આપણા ઘરમાં હાલ સવડ નથી, જેથી તમારા એક બે દાગીના આપો. સ્ત્રીએ ના પાડયાથી તેના ધણીએ નાતમાં પોતાની આબરૂ જવાની બીકે ઝેર પી આપઘાત કર્યો. વિવાહના કામમાં તૈયાર કરેલું સીધું સામાન તેના બારમામાં વપરાયું! તેના મરણને એક માસ પણ ન થયો, ત્યાં તો કન્યાના બાપે પાછી ઉતાવળ કરવા માંડી; પરંતુ ઘરમાં સવડ નહિ હોવાથી કેમ કરવું તેની તે સ્ત્રીને સૂઝ પડી નહિ. આખરે તેને એક વિચાર આવ્યો. જો ના પાડે તો કન્યા જાય એ હેતુથી પોતાની પાંચ વર્ષની કન્યાને ૫૦ વર્ષના ડોસા સાથે રૂા. ૩૦૦૦ પરઠણના લેઇ પરણાવી દીધી! આ બાજુ પોતાના પુત્રને પણ પરણાવ્યો. છોકરાને પરણ્યે પૂરા ત્રણ માસ ન થયા, ત્યાં તો તેની સ્ત્રી કોઈ વ્યાધિથી મરણ પામી. તેની પાંચ વર્ષની છોકરી પણ ત્રણ વર્ષના ગાળા પછી રાંડી. બિચારી આઠ વર્ષની રંડાએલ બાળાની કેવી સ્થિતિ? આ બાળવયમાં રંડાએલ છોકરીઓને સારી સોબત મળે તો નીતિથી વર્તી જીવનનું સાર્થક કરે. પણ જો ખરાબ સોબતે ચઢે, અને કોઇની બીક ન હોય તો અનિષ્ટ પરિણામ આવે, હજારો જીવોની હિંસા થાય, તથા તેની સાતે પેઢીનાં અને સાસરાનાં નામ બોળાય.

અજ્ઞાન માતાની આવી હોંશથી અને કુલક્ષણી થવાથી આવાં વિપરીત પરિણામ સંભવે છે. માટે કોઇએ નાનપણમાં બાળકોને પરણાવવા ઉતાવળ ન કરવી એજ ઇષ્ટ છે. યોગ્ય ઉમર થયે પરણાવાશે તો તેઓ સુખી થઇ આરોગ્યવાન અને તંદુરસ્ત રહેવાથી લાંબા આયુષ્ય વાળાં થશે.

ભાદરણ મણિભાઇ કે. પટેલ

---*---

## સાધ્વી લતા

લતા લક્ષ્મીપુત્રી હતી. તેનાં માતાપિતા સારી લક્ષ્મી વડેજ ગામમાં આબરૂદાર અને પ્રતિષ્ઠિત મનાતાં હતાં. લતાને ધનિક પિતાનું આંગણું શોભાવવાનો સુઅવસર મળી ચૂક્યો હતો. તે મનોવાંચ્છિત મોજો માણી શકતી. લતા તેનાં માબાપને એકની એક પુત્રી હોવાથી તેનાં માબાપ તેને સંપૂર્ણ વહાલથી ચાહે એ સ્વાભાવિકજ હતું. તે આજ વર્ષે મેટ્રિક પાસ કરીને કોલેજમાં પ્રવેશી ચૂકી હતી.

તે અત્યારે સત્તરેક વર્ષની હતી, એટલે માતાપિતાને તેને સારે ઘેર પરણાવવાની તાલાવેલી લાગી હતી. લતાનો અભ્યાસ સારી રીતે ચાલતો હતો. તેનાં માતાપિતા પણ તેની ઇચ્છા પ્રમાણે તેને સંતોષ આપતાં.

એક વેળા તેની માતાએ તેને તેના લગ્ન વિષે કાંઇ વાત કરી, ત્યારે લતાને ઘણું લાગી આવ્યું. તે તો તેનાં માતાપિતાએ શોધી કાઢેલા મુરતીઆ કરતાં, પોતેજ પસંદ કરેલા, પોતાની સાથે કોલેજમાં ભણતા યુવકને વધુ આવકારપાત્ર ગણતી હતી. માતાએ તે દિવસે તેને વધુ પૂછવાનું માંડી વાળ્યું.

એક દિવસે જ્યારે તે પોતાના ઓરડામાં બેઠી હતી, ત્યારે એકાએક બાલ્યાવસ્થાના વિચારો તેને પીડવા લાગ્યા. પ્રથમ દૃષ્ટિએ તો તેને યુવાવસ્થા તેની બાલ્યાવસ્થા કરતાંય વધુ ઉજ્જ્વળ લાગી, પણ પછી જ્યારે તેને તેની માતાએ પૂછેલી વાત યાદ આવી, ત્યારે 'હું બાળક હોત તો કેવું સારું થાત?' એવા વિચાર આવવા લાગ્યા. અને હિંમત નહિ હારતાં જેમ બને તેમ પોતેજ પોતાનો જીવનસાથી ખોળી લેવો, એ વિચારે તેના દિલમાં આશાનો અંકુર જીવતો રાખ્યો.

તેનો સહાધ્યાયી મિત્ર વિનોદ ભણવામાં હોશિયાર, રૂપાળો અને અચ્છો ખેલાડી હતો. તેની નજર તેજ યુવકશ્રેષ્ઠ હોય બીજા યુવકો તેને માટે નકામાજ છે, એમ તેને લાગતું હતું. તે હમેશ પોતાની મોટરમાં આવતો.

પિતાએ શોધી કાઢેલો મુરતીઓ પણ વિદ્યારસિક અને કળાકુશળ હતો, તેનાં માતાપિતા મધ્યસ્થિતિનાં હતાં. સૂર્યકાન્ત બી. એ.ના છેલ્લા વર્ષમાં હતો. લતાને જ્યારે ખબર પડી, ત્યારે તેને પોતા ઉપર આવી પડેલી આ આફત વણનોતરે આવેલી લાગી; કારણ કે એ વિવાહ નક્કી કરવામાં તેના પિતા અને લતના પિતાજ જવાબદાર હતા.

લતાએ આ વાત વિનોદને કહી અને વિનોદ સમજી ગયો. વિનોદને ફક્ત પિતાની આજ્ઞા લેવાનીજ બાકી હતી. અને પિતા પણ તેની ઇચ્છા સંતોષાય

તેમાંજ રાજી હતા. વિનોદે તેના માતાપિતાને પૂછયા સિવાય લતાને હા પાડી દીધી, અને તેની પાસેથી તેણે કોઇ અન્યને નહિ પરણવાનો છૂપો કોલ લીધો.

લતા ઘેર આવી. આજે તે બહુજ આનંદમાં હતી. માતાપિતાએ તેને આનંદમાં આવેલી જાણી, સૂર્યકાન્ત સાથેના વિવાહની વાત એ સમજી ગઇ છે, એમ વિચારી પૂછવાનું માંડી વાળ્યું. પિતાને તેના લગ્ન વિષે હવે કાંઇ ચિંતા કરવાની રહી નહિ. તેમણે તો તેનું લગ્ન થોડાક મહિનાઓમાં કરવાનું નિર્ધાર્યું.

પિતાને થોડા દિવસ પછી માલુમ પડયું કે લતા તો વિનોદને ચાહે છે, ત્યારે શું કરવું તે તેમને સૂઝયું નહિ. જ્યારે તેના પિતાએ, લતા મનથી વિનોદને વરી ચૂકી છે, એમ સાંભળ્યું ત્યારે તેઓ ઠંડાગાર બની ગયા!

થોડા દિવસ બાદ પિતાને માલુમ પડયું કે લતા તો વિનોદને ચોરીછૂપીથી પરણી ગઇ છે, ત્યારે તેઓ પોતાની આબરૂ જશે એ બીકે ગળગળા થઇ ગયા. પણ પછી જ્યારે સૂર્યકાન્તના પિતાને જાણ થઇ, ત્યારે લતાના પિતાને વગોવવાને બદલે, ઊલટું લતાને તેમજ તેના પતિ વિનોદને તે આશીર્વાદ આપવા લાગ્યા. તેમણે તેમના લગ્નમાં વિક્ષેપ નહિ નાખવાનું ઉચિત ધાર્યું.

લતા અને વિનોદ હવે સુખેથી રહેવા લાગ્યાં. પણ સુખ પછી દુઃખની ઘટમાળ ચાલુજ હોય છે. તેમના જીવનમાં પણ તેમજ બન્યું. તેમની સંસારનાવને ડગમગાવે તેવો બનાવ બન્યો.

એક દિવસ લતા ચા તૈયાર કરી રહી હતી, પણ આજ કોણ જાણે કેમ તેને સૂર્યકાન્તના વિચારો આવતા હતા. ચાની તરફ તેનું દુર્લક્ષ હોવાને લીધે ચા ઉભરાઇ ગઇ ત્યાં સુધી તેને ખબર રહી નહિ. વિનોદે આવીને જોતાં વારજ તેને પૂછ્યું; કાંઇ યોગ્ય ઉત્તર તેને મળ્યો નહિ, તેથી તેના તરફ ક્રોધની લાગણી ભરાઇ આવી. તેણે તેજ વખતે તેને પોતાના ઘરમાંથી તેનો પગ કાઢવાને આજ્ઞા આપી. શબ્દ નીકળ્યો ન નીકળ્યો ત્યાં તો તે ઘરની બહાર નીકળી ગઇ અને સીધી પિતાને ત્યાં ચાલી ગઇ.

પિતાએ વિનોદની ખબર પૂછી, પણ તે કાંઇ બોલી નહિ. એટલામાંજ અચાનક સૂર્યકાન્ત તેના પિતા પાસે આવ્યો. પિતાને લતા સાથેની વાતમાં વિક્ષેપ પડયો. તેને લાગ્યું કે સૂર્યકાન્ત તેની સાથે વાત પણ નહિ કરે, પણ સૂર્યકાન્તના દિલમાં લતાને માટે સ્થાન હતું. તેણે લતાની ખબર પૂછી. લતા સાથે પોતે પરણ્યો હોત તો તેનું જીવન કેવું સુધરી જાત એ તેને ખ્યાલ આવ્યો. સૂર્યકાન્ત વધારે વાર રોકાયા સિવાય સીધો ઘેર જઇ સૂઇ ગયો.

અહીં થોડા દિવસ પછી લતાને એક સુપુત્ર અવતર્યો. સ્નેહ અને રૂપનાં

મિલનનું અજબ મિશ્રણરૂપ પુત્ર ઘણોજ કુટડો હતો. પિતાએ આ ખબર વિનોદને પણ કહેવડાવી.

થોડા દિવસ પછી સૂર્યકાન્તના મરણના સમાચાર મળતાં લતા, તેનાં માતાપિતા વગેરે શોકાતુર થઇ ગયાં, અને ઠેરઠેર ગમગીની ફેલાઇ રહી. તેના મરણના સમાચારે ગામને પણ શોકસાગરમાં ડુબાડી દીધું.

વિનોદ અત્યારે એકલો પડયો હતો. હવે તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. અત્યારે તે પુસ્તક વાંચી રહ્યો હતો, પણ તેને તેમાં કાંઇ રસ પડતો ન હતો. તેને હવે લાગ્યું કે લતાને ગમે તે રીતે મનાવી પાછી બોલાવી લાવવી જોઇએ. ગમે તેમ તો ય તે પોતાની પત્ની હોવાથી પાછી આવશે; બન્યું પણ તેમજ.

તેજ દિવસે લતા તેને ત્યાં પાછી આવી. હવે તેને પોતાના પતિને ત્યાંજ રહીને બાકીનું જીવન પસાર કરવું હતું. પતિ તેને મારી નાખે તો મરવા પણ તે તૈયાર હતી. પતિએ તેને આવકાર આપી બોલાવી અને પોતાની ભૂલ માફ કરવા વિનંતિ કરી. આખરે પત્નીને લાગી આવ્યું અને તે તેની સાથે તેનો બાકીનો સમય વ્યતીત કરવા ઇચ્છવા લાગી. અત્યારે તે બંનેથી જન્મેલો બાળક પણ સાથે હતો. બાળકને જોતાંજ વિનોદની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં અને તે કરગરી પડયો. પત્નીએ તેને હાથ પકડી ઊઠાડ્યો.

એજ રાતે તે બંનેએ ખૂબ ગોષ્ઠી કરી, જાણે કે તે બંનેના જીવનનો છેલ્લોજ અવસર ન હોય. રાત ખૂટી, પણ વાતો ન ખૂટી. પતિએ તેમજ પત્નીએ એકબીજા વિના ગાળેલું જીવન એકબીજાને અકારૂં લાગતું હતું, તેની પ્રતીતિ કરાવી આપી. બંનેએ તે રાત્રે એકબીજાથી છૂટાં નહિ પડવાનો ફરીથી કોલ દીધો.

જીવનમાં ઝંઝાવાતો આવે છે ને જાય છે. સુખદુઃખની ઘટમાળ મનુષ્યના જીવનની સાથેજ જડેલી છે. મનુષ્ય માત્ર તેને આધીન છે. અનેક મુશીબતોની વચ્ચે થઇ પસાર થતું વહાણ જેમ થોડી વાર એક બાજુ અને થોડી વાર બીજી બાજુ નમવા માંડે, તેમ વિનોદના જીવનમાં હવે પલટો આવતો હતો. હવે તેણે પોતાનું મૃત્યુ થાય ત્યાં સુધી લતાને નહિ છોડવાની ગંભીર પ્રતિજ્ઞા લીધી.

કેટલાય દિવસો તેમણે સુખમાં ગાળ્યા, કેટલાય દિવસો તેમણે એક સાથે અમનચમનમાં પસાર કર્યા, સાથે નાટક-સીનેમા જોયાં, પણ હજી જાણે કે આટલી મોજથી તેમનું જીવન પરિતૃપ્ત થયું ન હોય તેમ તે ઝંખ્યાજ કરતાં હતાં. અને ઝંખતું જીવન નિરાશાજ સૂચવે, તેમ કોણ જાણે કે તેમનું જીવન પરમેશ્વરની અવકૃપાથી જુદું પડવાનું હોય તેમ એક એવો પ્રસંગ આવ્યો, જેથી

તેમાં જ રાજી હતા. વિનોદે તેના માતાપિતાને પૂછ્યા સિવાય લતાને હા પાડી દીધી, અને તેની પાસેથી તેણે કોઇ અન્યને નહિ પરણવાનો છૂપો કોલ લીધો.

લતા ઘેર આવી. આજે તે બહુજ આનંદમાં હતી. માતાપિતાએ તેને આનંદમાં આવેલી જાણી, સૂર્યકાન્ત સાથેના વિવાહની વાત એ સમજી ગઇ છે, એમ વિચારી પૂછવાનું માંડી વાળ્યું. પિતાને તેના લગન વિષે હવે કાંઇ ચિંતા કરવાની રહી નહિ. તેમણે તો તેનું લગન થોડાક મહિનાઓમાં કરવાનું નિર્ધાર્યું.

પિતાને થોડા દિવસ પછી માલુમ પડ્યું કે લતા તો વિનોદને ચાહે છે, ત્યારે શું કરવું તે તેમને સૂઝ્યું નહિ. જ્યારે તેના પિતાએ, લતા મનથી વિનોદને વરી ચૂકી છે, એમ સાંભળ્યું ત્યારે તેઓ ઠંડાગાર બની ગયા!

થોડા દિવસ બાદ પિતાને માલુમ પડ્યું કે લતા તો વિનોદને ચોરીછૂપીથી પરણી ગઇ છે, ત્યારે તેઓ પોતાની આબરૂ જશે એ બીકે ગળગળા થઇ ગયા. પણ પછી જ્યારે સૂર્યકાન્તના પિતાને જાણ થઇ, ત્યારે લતાના પિતાને વગોવવાને બદલે, ઊલટું લતાને તેમ જ તેના પતિ વિનોદને તે આશીર્વાદ આપવા લાગ્યા. તેમણે તેમના લગ્નમાં વિક્ષેપ નહિ નાખવાનું ઉચિત ધાર્યું.

લતા અને વિનોદ હવે સુખેથી રહેવા લાગ્યાં. પણ સુખ પછી દુઃખની ઘટમાળ ચાલુજ હોય છે. તેમના જીવનમાં પણ તેમજ બન્યું. તેમની સંસારનાવને ડગમગાવે તેવો બનાવ બન્યો.

એક દિવસ લતા ચા તૈયાર કરી રહી હતી, પણ આજ કોણ જાણે કેમ તેને સૂર્યકાન્તના વિચારો આવતા હતા. ચાની તરફ તેનું દુર્લક્ષ હોવાને લીધે ચા ઉભરાઇ ગઇ ત્યાં સુધી તેને ખબર રહી નહિ. વિનોદે આવીને જોતાં વારજ તેને પૂછ્યું; કાંઇ યોગ્ય ઉત્તર તેને મળ્યો નહિ, તેથી તેના તરફ ક્રોધની લાગણી ભરાઇ આવી. તેણે તેજ વખતે તેને પોતાના ઘરમાંથી તેનો પગ કાઢવાને આજ્ઞા આપી. શબ્દ નીકળ્યો ન નીકળ્યો ત્યાં તો તે ઘરની બહાર નીકળી ગઇ અને સીધી પિતાને ત્યાં ચાલી ગઇ.

પિતાએ વિનોદની ખબર પૂછી, પણ તે કાંઇ બોલી નહિ. એટલામાંજ અચાનક સૂર્યકાન્ત તેના પિતા પાસે આવ્યો. પિતાને લતા સાથેની વાતમાં વિક્ષેપ પડ્યો. તેને લાગ્યું કે સૂર્યકાન્ત તેની સાથે વાત પણ નહિ કરે, પણ સૂર્યકાન્તના દિલમાં લતાને માટે સ્થાન હતું. તેણે લતાની ખબર પૂછી. લતા સાથે પોતે પરણ્યો હોત તો તેનું જીવન કેવું સુધરી જાત એ તેને ખ્યાલ આવ્યો. સૂર્યકાન્ત વધારે વાર રોકાયા સિવાય સીધો ઘેર જઇ સૂઇ ગયો.

અહીં થોડા દિવસ પછી લતાને એક સુપુત્ર અવતર્યો. સ્નેહ અને રૂપનાં

"પિતાજી! હું તેની સાથે લગ્ન કરવાની નથીજ." પુષ્પા બોલી.

'કેમ?' નવનીતરાય બોલ્યા.

'હું એવા બુઢ્ઢા સાથે નથી પરણવાની.'

'એટલે?'

'એટલે એજ કે મારે આ લગ્ન કબૂલ નથી.'

'બેસ બેસ, હવે ડાહી, અમે શું ખોટું કરતા હોઈશું?'

'ના, ખોટું નહિ તો સારૂં કરો છો? બુઢ્ઢા સાથે બાળા!'

'તો તારે કોની સાથે જવું છે?' નવનીતરાયે ઘૃણાથી પૂછ્યું.

'જ્યોતિ સાથે.' પુષ્પાએ સ્પષ્ટ જવાબ આપ્યો.

'જ્યોતિ! પેલો ભિખારી! છટ્, તેવાને તે મારી કન્યા આપું?'

'ના, તેવાને ન આપો, પણ પેલા ત્રીજવરને, જેનામાં નથી અક્કલ કે નથી હૃદય, છે માત્ર પૈસો! પૈસાને તે શું મારે મધ મૂકીને ચાટવો હતો?' પુષ્પા પોતાના હૃદયનો ભાવ ખાલી કરતાં બોલી: 'વળી તમે મને પૈસા લેઇ વેચશો તો તમને તે પચશે? તમે શા માટે તમારેજ હાથે મારું જીવન ધૂળ ધાણી કરો છો?'

× × ×

નવનીતરાય સારા કુટુંબના પ્રતિષ્ઠિત, આગેવાન અને ગર્ભશ્રીમંત ગૃહસ્થ હતા, તેમની મુંબઇમાં સટ્ટાબજારમાં હાક વાગે. તે પૂરેપૂરા ખેલાડી. તેમની પત્ની શોભના તેમને દરરોજ કહેતી: 'સટ્ટો એ ધંધો સારો નથી, હાં! કોઇક દિવસ તમને એ દગો દેશે.'

'આપણે ક્યાં ગજા ઉપરાન્ત કરીએ છીએ?' કહી એ હસી પડતા.

તે મૂઢની માફક તેમની સામું જોઇ રહેતી. પતિને સુખે સુખી અને દુઃખે દુઃખી થનાર હિંદુ સન્નારી તે સાંભળી કંઇ ન બોલતી.

શોભનાએ પુખ્ત વયે એક પુત્રીને જન્મ આપ્યો, તેનું નામ પુષ્પા. શોભનાએ પુત્રનું સુખ ન ભાળ્યું, પણ પુત્રીનું સુખ જોઇ તે રાજી થતી. તે સુખ પણ લાંબું ટક્યું નહિ, ત્રણ વર્ષની પુષ્પાને મૂકી શોભના સ્વર્ગમાં ચાલી ગઇ.

શોભનાના મરણનો આઘાત નવનીતરાયના જીવન ઉપર પ્રથમ ઘા હતો. નવનીતરાય કેટલાય દિવસ સુધી, આ બિચારી પુષ્પાનું શું થશે, તેના વિચારમાં ઉદાસ રહેતા. તેની ઉછેર માટે એક આયા અને રાંધવાને રસોઇયો

રાખ્યો. જેમ જેમ સમય વીતવા લાગ્યો તેમ તેમ બધું ય વીસરવા લાગ્યા.

પુષ્પા ભણવામાં હોશિયાર હોઇ ચૌદમે વરસે મેટ્રિક પાસ થઇ, કોલેજમાં અભ્યાસ કરવા માટે જવા લાગી.

'સુખના એક સરખા દિવસ કોઇના જતા નથી.' નવનીતરાય હવે ઘેર પણ ઓછા આવતા, સટ્ટાના ધંધાને લીધે મુંબઇ રહેવા લાગ્યા, તેમને રોકનાર શોભના ગઇ; એટલે દરરોજ તે વધુ ને વધુ સટ્ટો ખેલવા લાગ્યા. સટ્ટો કેટલી ખરાબ વસ્તુ છે અને હું કયે વખતે પાયમાલ થઇશ, તેનું ભાન ખેલનારને હોતું નથી.

નવનીતરાયે આ વખતે હિંમત રાખી ગજા ઉપરાંત ધંધો કર્યો હતો. વીમો પાકશે તો કરોડાપતિ, અને જશે તો કાંઇ નહિ, એટલા ઓછા. આ વખતે તેમના ધાર્યા કરતાં બજાર ઘણો જ નરમ થઇ ગયો. કારણ કે, હિટલરે આદરેલા ભયંકર યુદ્ધથી માલ દેશાવર જવાનો બંધ થઇ ગયાથી ભાવ એકદમ ઊતરી ગયા. નવનીતરાયને એકસામટી લાખ રૂપિયાની ખોટ આવી. આખરે મીઠો લાગતો વેપાર કડવો ઝેર જેવો થઇ પડ્યો.

નવનીતરાય વિચારવા લાગ્યા: 'આ ખોટ હું કયાંથી ભરી શકીશ? મેં મારી પત્નીનું કહેવું ન માન્યું તેનું આ પરિણામ. ખરેખર કડવાં લાગતાં વચન અંત સમયે સાંભરે છે.'

મુંબઇના જુગલકિશોર મારવાડીની સખ્ત ઉઘરાણી શરૂ થઇ: 'નવનીતરાય!'

'શું?'

'હવે પૈસા મોકલી આપો.'

'કાલે મોકલીશ.'

'સારૂં. પણ જો નહિ આવે તો પછી મારે ફરી ધક્કો ખાવો પડશે. સમજ્યા?' કહી જુગલકિશોર જતો રહ્યો.

બધી મિલકત વેચી દે તોપણ આ ખોટ પૂરી થાય તેમ ન હતી, એટલે નવનીતરાય જેમ તેમ વલખાં મારવા લાગ્યો.

× × ×

જુગલકિશોરની મુંબઇમાં એક પેઢી હતી. મારવાડથી આવી તેણે પોતાની ઝીણી બુદ્ધિથી તેમજ સખત મહેનતથી પૈસો ઠીક ઠીક ભેગો કર્યો હતો. અત્યારે તેની ઉમર સાઠબાસઠ જેટલી તો ખરી જ. તેમનાં ત્રીજી પત્ની પંદર દિવસ થયાંજ સ્વર્ગે સિધાવ્યાં હતાં. તેમને હજી ફરી લગ્ન કરવાની ઉમેદ બાકી હતી. પણ તેમને કોઇ કન્યા આપે તેમ ન હતું. તેમણે સાંભળ્યું હતું

કે નવનીતરાયને એક પુત્રી છે, તેથી તે જાતેજ ઉઘરાણી કરવા ગયા અને પુષ્પાને જોઇ આવ્યા. વિચારવા લાગ્યા: 'છે તો સારી. ચાલ, ઉપાય અજમાવવા દે.' અને તે નવનીતરાયની ઉપર તેની એકની એક પુત્રી પુષ્પા માટે જાળ પાથરવા તૈયાર થયો. આ પણ મુંબઇનો સટ્ટો!

બીજે દિવસે જુગલકિશોર નવનીતરાય પાસે જઇ કહેવા લાગ્યો: 'શું કર્યું?'

'આપી દઇશ.'

'અરે! નવનીતરાય, ગભરાઓ છો શા માટે? એક ઉપાય બતાવું?'

'શો? જલદી કહો.' નવનીતરાય બોલ્યા.

'પણ મારું માન રાખો તો.' જુગલકિશોર પોતાની જાળ પાથરતાં બોલ્યો.

'એટલે?'

'તમારી પુત્રી છે ને?'

'હા, તે શું છે?'

'તેને જો મારી જોડે પરણાવો તો બધાય પૈસા માંડી વાળું.'

'એમ? એમ?' નવનીતરામ ઉતાવળે બોલ્યા.

'હા'

નવનીતરાયે વિચાર્યું કે આ શું ખોટું છે. જ્યાં ત્યાં પરણાવવી તો પડશે ને! તો આ શું ખોટું છે? વિચાર કરી જુગલકિશોરને હા પાડી વિદાય કર્યો. જુગલકિશોર પોતે અજમાવેલો દાવ સફળ થયો જાણી આનંદ પામ્યો.

આ તરફ પુષ્પા કોલેજમાં જતી હતી. કોલેજમાં દરરોજ જ્યોતિ આવતો હતો. જ્યોતિ ગામડાનો છોકરો હતો. તેને તેના પિતા નાનપણમાં મૂકી મરણ પામ્યા હતા. તેને એક વિધવા માતા હતી. તે સાધનસંપત્તિવાળો હોવાથી તેમજ ભણવામાં હોશિયાર હોવાથી માતાની સાથે મુંબઇમાં આવી વસ્યો હતો. તેનું મકાન પુષ્પાના ઘરની પાસેજ હતું. બંને એક વર્ગમાં ભણતાં હોવાથી બંને સાથેજ કોલેજમાં જતાં હતાં. એક દિવસ જ્યોતિને તેના મિત્રને ત્યાં જમવા જવાનું હતું, તેથી પુષ્પા એકલી કોલેજમાં જવા નીકળી.

કોલેજમાં જતાં કેટલાક ટીખળી વિદ્યાર્થીઓએ તેને ચીડવવા માંડી.

'અલ્યા, આજે પુષ્પા એકલી કેમ?' એક બોલ્યો.

'દરરોજ તો પેલો ગામડિયો જ્યોતિ સાથે આવતો.' બીજે ટહુકાર કર્યો.

'માંદો હશે.' ત્રીજે વણમાગ્યો જવાબ આપ્યો.

'અરે! જ્યોતિને માંદો કહેનાર તું કોણ?' પુષ્પા ચીડાઇ બોલી.

પેલાએ હાથ ઉગામ્યો. તેટલામાં જ્યોતિ આવ્યો અને પેલા ઉગામનારે

એક મુક્કો લગાવ્યો. પેલાએ જ્યોતિને સામો પત્થર લગાવ્યો અને તે જ્યોતિના કપાળમાં વાગ્યો. પછી બધા નાશી ગયા. જ્યોતિને કપાળેથી લોહી નીકળવા લાગ્યું. પુષ્પાએ પોતાની સાડીની કિનાર ફાડી તેને પાટો બાંધી દીધો. બંને કૉલેજમાં ગયાં.

આ દિવસથી પુષ્પાને જ્યોતિ પ્રત્યે વધુ ને વધુ આકર્ષણ થયું. પુષ્પા જ્યોતિ પાસે કંઇ ને કંઇ બહાને જતી. આજે તે તેને આવી કહેવા લાગી: 'જ્યોતિ.'

'કેમ?'

'તમને મારે માટે પથરો વાગ્યો તે બદલ ક્ષમા?'

'બસ બસ હવે, એમાં તું ક્ષમા ક્ષમા શું કરે છે? એવા તો હજી કંઇ વાગશે, આ તો પાશેરામાં પહેલી પૂણી છે.' બંને હસી પડ્યાં.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ પુષ્પાને અને જ્યોતિને એકબીજા પ્રત્યે વધુ આકર્ષણ થવા લાગ્યું. એકને બીજા વિના ચાલેજ નહિ, તેવું બંનેને ભાસવા લાગ્યું. એક વખત બંને દરિયાકાંઠે ફરવા ગયાં હતાં ત્યાં પુષ્પાએ જ્યોતિને પૂછ્યું: 'જ્યોતિ?'

'કેમ?'

'મારે તમને એક વાત પૂછવી છે.'

'પૂછ.'

'પણ ગુસ્સે ન થાઓ તો?'

'મને કોઇ દિવસ ગુસ્સે થતાં જોયો છે?'

'તો મારે તમને એ પૂછવું છે, કે મારે માટે તમારા હૃદયમાં સ્થાન છે?'

'તારા સિવાય બીજા કોને મારે હશે?' જ્યોતિ બોલ્યો.

પુષ્પાએ શરમાઈને માથું નમાવી દીધું.

* * *

પુષ્પાએ સ્પષ્ટ જણાવ્યું કે હું લગ્ન કરવાની નથી, પણ નવનીતરાયે કાંઇ ન સાંભળ્યું અને બહાર જતા રહ્યા. પછી પુષ્પા વિચારમાળામાં ગૂંથાઇ. 'કેવો સરસ ને સુંદર ચારિત્ર્યશીલ જ્યોતિ! અને આ ક્યાં આ બુઠ્ઠો દલાલ! હું જ્યોતિને ચાહું છું અને જ્યોતિ મને ચાહે છે. અમે એકબીજાને ચાહીએ છીએ. તો પછી મારા પિતાજી શા માટે મારા માર્ગમાં વિઘ્ન નાખતા હશે? માત્ર પૈસા માટે?

'પૈસાથી માનવજીવનનાં મુલ્ય ન અંકાય,
પૈસાના હોય પૂજારી તેને પ્રેમ નહિ સમજાય.

'પૈસાને માટે પુત્રી વેચે તે કયે ભવે છૂટે.'

'તૈયારી કર.' તેની વિચારમાળા અટકાવતાં નવનીતરાય બોલ્યા.

'શાની.'

'તારું લગ્ન પંદર દિવસમાંજ લેઇ નાખ્યું છે.'

'પણ પિતાજી....'

'પણ બણ હવે કાંઇ નહિ, તું તારે તૈયારી કર.' કહી ચાલ્યા ગયા.

પુષ્પાએ જાણ્યું કે 'આવી બન્યું. આખરે આ પાપી પિતા મને જરૂર દલાલને હાથ સોંપવાનો! હાય, પૈસા તારી ગતિ ન્યારી છે!' કહી રડી પડી.

બીજે દિવસે પુષ્પા વિચાર કરી જ્યોતિની પાસે ગઇ અને બોલી: 'જ્યોતિ?'

'કેમ?'

'જાણ્યું?'

'શું!'

'મારું લગ્ન લીધું.'

'મશ્કરી?'

'ના ના, મારા પિતા પૈસા માટે મને વેચે છે.'

'કોની સાથે?'

'પેલા જુગલકિશોર દલાલ સાથે.'

'એમ?'

'હા.'

'તારો શો વિચાર છે?'

'જ્યોતિ, વહાલા જ્યોતિ! મારે વિચાર શો? મારે તો તારા સિવાય જગતમાં કોણ છે? માતા મરી ગઇ, નહિતર આવું થવા દે? પણ તારો વિચાર મારી જોડે લગ્ન કરવાનો છે કે કેમ?' કહી માથું નીચે નમાવી દીધું.

જ્યોતિને લાગ્યું કે 'પ્રેમ આગળ સર્વ વ્યર્થ'. વળી આ બિચારી કોને કહે, જ્યાં પિતા વેરી થાય ત્યાં? ખરેખર સમાજ, આવી તો કેટલીયે બાળાઓ પાપાત્માઓના હાથ તળે ભીંસાઇ રહી છે. 'દીકરી ને વળી ગાય, દોરે ત્યાં જાય,' એ જૂની રૂઢિ જમાનો નવો આવ્યો છતાં બદલાતી નથી. હું આને ના કહીશ તો પછી તે પાપાત્મા પિતા તેનો જરૂર બળતી અગ્નિમાં હોમવાનો. પુત્રીની મરજી વિરૂદ્ધ પૈસા ખાતર કેવાં કુકર્મો હિંદુ સમાજમાં ચાલી રહેલ છે? ભલે, સમાજ મને ગમે તેમ કહે, પણ હું તેને ભીંસાવા દેવાનો નથી. એ કેવી સરસ છે.'

'શો જવાબ આપો છો? હા કે ના?' પુષ્પા વચમાં બોલી.

'જોઇશ.' જ્યોતિ બોલ્યો.

'ના, તે ન ચાલે, મારે તો હાલ ને હાલ જવાબ જોઇએ.'

'પણ મારી માતાને તો પૂછવા દે.'

'ક્યારે જવાબ આપશો?'

'આપીશ.'

'જરૂર?'

'જરૂર.'

પુષ્પા ગઇ. જ્યોતિ તેની બા પાસે ગયો.

'બા, મારી એક વિનંતી છે. તું હા પાડે તો કહું.'

'દીકરા, કોઇ દિવસ મેં તને ના પાડી છે?

'સાંભળ ત્યારે, પેલી પુષ્પા છે ને....'

'હા, તેની સાથે તારે પરણવું છે; ખરું?' વચમાં તે બોલી ઊઠી.

'હા.'

'પણ તેની મરજી શી છે?'

'તે મને કહેવા આવી હતી કે મારા પિતા મને એક વૃદ્ધ સાથે પરણાવે છે.'

'અરરર!' વચમાં તેની માતા બોલી ઊઠી.

'તમે તેને ન બચાવો?' કહી જ્યોતિ નીચું ભાળી ગયો.

જ્યોતિની માતાએ જાણ્યું કે ખોટું નથી, કેવું સરસ જોડું થશે. બંને ભણેલાં ગણેલાં છે, એકમેકનાં મન મળેલાં છે, તો પછી મારે શા માટે વચમાં આડખીલી નાખવી? હું ના કહું અને રિસાઇ, પેલા જયન્તિએ ઘરમાં બ્રાહ્મણી ઘાલી, તેવું કરી બેસે તો પછી મારું નામ બદનામ થાય. તો આજ ભલે થાય. એવો વિચાર કરી બોલી: 'ભાઇ, તારા ધ્યાનમાં આવે તેમ કરજે.' તેટલામાં જ પુષ્પાનો મીઠો સુર સંભળાયો: 'જ્યોતિ છે કે?'

'હા, આવ.' કહી જ્યોતિ તેને પોતાના બેસવાના ખંડમાં લેઇ ગયો. બંનેને જતાં જોઇ જ્યોતિની બા મૂગે મોઢે બેશી રહી.

'કેમ શો વિચાર કર્યો?' પુષ્પાએ પૂછ્યું.

'તને ના કહેવાશે?' જ્યોતિ બોલ્યો.

'તો પછી તૈયારી પણ કરી રાખજો.'

'શાની?'

'લગ્નની.'

'પણ તારા પિતા શી રીતે હા પાડશે?'

'તેનો મેં પ્રથમથી વિચાર કરી રાખેલો છે. અને તે એ જ કે અહીં મારી એક બેનપણી રહે છે. તેને ત્યાં જવાનું નામ દેઇ અહીં આવતી રહીશ, અને આર્યસમાજમાં જઇ લગ્ન કરી બીજે જ દિવસે પ્રકટ કરીશું. પછી ભલે તેમને જે કરવું હોય તે કરે.'

પુષ્પા ઘેર ગઇ. બધું કામ કરવા લાગી. જુગલકિશોર સાથેના લગનમાં પોતાનો વિરોધ સ્પષ્ટ રૂપે પ્રકટ કર્યો નહિ. આ જોઇ નવનીતરાય રાજી થઇ ગયા.

હવે આજથી બાર દિવસ લગ્નના રહ્યા. કંકોત્રી પણ લખાઇ ગઈ. અને જુગલકિશોર સાથે કરાર પણ થઇ ગયો. પુષ્પાએ ધાર્યું કે હવે ઉપાય અજમાવવા દે, બને તે ખરૂં. એટલે પોતાની જાળ બિછાવતાં ઠાવકું મોઢું રાખી નવનીતરાય પાસે જઇ કહેવા લાગી:

'પિતાજી!'

'શું!'

'મારી બેનપણીને ત્યાં જઇ જરા એને મળી આવું, કાલે પાછી આવીશ.'

નવનીતરાયે જાણ્યું કે છો જતી, ના કહીશ અને રિસાશે તો અવળી મોકાણ મંડાશે. જશે તો શું બગડી જશે? કાલે આવતી રહેશે, વગેરે વિચાર કરી બોલ્યા: 'જા બેન, પણ કાલે આવતી રહેજે.' હસતે મુખે રજા આપી.

'સારૂં,' કહી તે ગઇ.

બીજે જ દિવસે વર્તમાનપત્રોમાં 'પુષ્પાએ કરેલું જ્યોતિ સાથે લગ્ન'ની બૂમો પાડતા વર્તમાનપત્રો વેચવા ફેરિયા નીકળી પડ્યા. જુગલકિશોરે વાંચ્યું, પુષ્પા તથા જ્યોતિનો ફોટો જોયો. તરત જ તે દોડતો નવનીતરાય પાસે આવ્યો:

'નવનીતરાય!'

'શું છે?'

'આ શું કર્યું?'

'પણ છે શું? આટલા બધા ગભરાઓ છો શા માટે?' નવનીતરાયે પુત્રીના લગ્ન વિષે હજી સુધી કંઇ જાણ્યું ન હતું.

'જુઓ વાંચો,' કહી જુગલકિશોરે છાપું આપ્યું.

છાપું વાંચી નવનીતરાય બોલ્યા: 'નકખોદ વાળ્યું દીકરીએ!'

'તમારૂં તો નકખોદ, પણ મારા પૈસાનું શું?'

'તે હું શું કરૂં? એ તો બેનપણીનું નામ લેઇને ગઇ હતી ને આમ કર્યું.'

'હું તો ફરિયાદ કરીશ.'

'આપી દેઇશ, ભાઇ!' કહી તેને વાર્યો.

નવનીતરાયે વિચાર્યું: 'ભણાવી ગણાવી તેનું આ પરિણામ! આ તો રજેતી થઇ, હવે જરા જવા દે જ્યોતિની પાસે ને કહેવા દે બે શબ્દો.' તે જ્યોતિને ઘેર જવા તૈયાર થયા.

'જ્યોતિ છે કે?' નવનીતરાયે તેના બારણા આગળ જઇ પૂછ્યું.

'છે, શું કામ છે?' જ્યોતિની માતાએ જવાબ આપ્યો.

'હોય તો બોલાવો.'

'પણ કામ શું છે? તે આજે પરણ્યો છે, તે વહુની જોડે વાતો કરતો હશે. તમારે જે કંઇ કહેવું હોય તે કહો.'

'હું પુષ્પાનો પિતા છું.'

'કોણ નવનીતરાવ?'

'હા.'

'આવો.'

'આવો આવો, શું? મારી દીકરીને....'

'ઓહો, તમારી દીકરીને તે ઉપાડી નથી લાવ્યો. સમજ્યા? એની મેળે અહીં આવી છે.' નવનીતરાયને ગરમ થતા અટકાવી જ્યોતિની બા બોલી. નવનીતરાય ઠંડા પડયા. તેટલામાં જ્યોતિ આવ્યો: 'શું છે?'

'કંઇ નહિ, પુષ્પા કયાં ગઇ?'

'કેમ પિતાજી,' ખૂણામાં છુપાઇને ઊભેલી પુષ્પા બહાર આવી બોલી.

'દીકરી, આ તેં શું કર્યું?'

'કેમ પિતાજી, તમને ના ગમ્યું?'

'દીકરી, તેં તો નકખોદ વાળ્યું!'

'ના પિતાજી, મેં મારું જીવન સાર્થક કર્યું.'

'એટલે?'

'એટલે એ જ કે મેં મારી મેળે આપને સહેજ પણ તસ્દી આપ્યા વગર, વગર ખરચે મારો જીવનસાથી ખોળી લીધો.'

'પણ મારા પૈસાનું શું?'

'તમારે મને વેચી પૈસા લેવા હતા અને લાકડે માંકડું વળગાડવું હતું, ખરું ને? પણ તે આ જમાનામાં ન બને? પિતાજી! એ ગઇ તમારી ઓગણીસમી સદી, આ તો વીસમી સદી છે!' કહી ઘરમાં ચાલી ગઇ.

નવનીતરાય વીલે મોંઢે પાછા વળ્યા.

વણછરા મંગળદાસ હીરાચંદ શાહ

# પરઠણુનો પ્રશ્ન અને બીજા કોયડા

## [ ૨ ]

પરઠણના પ્રશ્નની ચર્ચાથી કેટલેક સ્થળે ઠીક રસ ઊભો થયો જણાય છે. આપણી જ્ઞાતિના સામાજિક પ્રશ્નોમાં આજે બહુ મહત્ત્વનો અને તાત્કાળિક ઉકેલ માગનાર આ પ્રશ્ન થઇ પડેલો દેખાય છે, એટલે આ બાબત ઉપર જ્ઞાતિના આગેવાનો અને યુવકો બધી રીતે વિચાર કરી કંઇક સક્રિય પગલાં ભરે તે માટે બીજા કેટલાક સવાલ જવાબો આપું છું.

સવાલ: 'પરઠણવાળી જાન'નો તમે શો અર્થ કરો છો?

જવાબ: કઇ જાનને 'પરઠણવાળી જાન' કહેવી એ સામાન્ય રીતે દરેક જણ સમજે છેજ. મારી સમજ મુજબ, જ્યાં વરનો પિતા કન્યાના પિતા પાસેથી રૂા. ૩૦૧ કરતાં વધુ રકમ કોઇ પણ રીતે લેવાની શરત કરીને જ વિવાહ કરે ત્યાં 'પરઠણનો સોદો' થયો કહેવાય. અને આવા શરતી લગ્નની જાનમાં ન જવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. જ્યાં રૂા. ૩૦૧ લેવાય છે, ત્યાં વર- અને કન્યા-પક્ષને સમાન મોભાનાં ગણવામાં આવે છે અને એનાથી બેમાંથી એકેય પક્ષને સારું માઠું લાગતું નથી.

સવાલ: પરણતી વખતે કે પછી કન્યાપક્ષ તરફથી વરને દાગીના કે બીજી ચીજો અપાય છે, તેનો વિરોધ કેમ ન થવો જોઇએ?

જવાબ: 'પરણતી વખતે કે તે પછી કન્યાના પિતાએ વરને કે કન્યાને નામે અમુક રકમ, જણસો કે ભેટો આપવી જોઇશે,' એવી શરતથી જે લગ્ન થાય તે 'પરઠણવાળું લગ્ન'જ ગણાય. અને જે લગ્ન કરવામાં આવી કે બીજી કોઇ રીતે આપ-લે કરવાની શરત થઇ હોય તે લગ્નની જાનનો બહિષ્કાર કરવો જોઇએ.

પરંતુ કોઇ પણ જાતની શરત વગર કન્યાનો પિતા રાજીખુશીથી લગ્ન વખતે કે તે પછી પોતાના જમાઇને કે દીકરીને ભેટો આપે અથવા જરૂરને પ્રસંગે આર્થિક મદદ કરે તેમાં કશું ખોટું નથી.

વિવાહ અને લગ્ન કરવાની શરત તરીકે આપવા લેવાની વાત નક્કી થાય છે ત્યાં વરપક્ષ કરતાં કન્યાપક્ષને ઊતરતા મોભાનો કે વધુ ગરજાઉ માનવાની ભાવના રહેલી છે. અને તેથી દીકરા કરતાં દીકરી અળખામણી થઇ પડેલી છે. રાજીખુશીથી થતી આપ-લેમાં આવું નથી.

બાપની મિલકતમાં છોકરીને હિસ્સો મળતો નથી, એટલે સામાન્ય રીતે

એક યા બીજી રીતે પોતાની દીકરીને મદદ કરવાની ભાવના દરેકને રહે છે; અને તે મુજબ રાજીખુશીથી બધા પોતાની બેનદીકરીને સંજોગો અનુસાર મદદ કરે છે. શરતી લગનમાં કન્યાના પિતાને જેમ વધુ રકમ આપવી પડે છે તેમ તેનો મોભો વધુ ઊતરતો મનાય છે, જ્યારે મરજીઆત આપ-લેમાં એથી ઊલટું છે. શરતી આપ-લે બે કુટુંબોનો સંબંધ બગાડવાનો પાઠ ભજવે છે. મરજીઆત રીતે થતી આપ-લે આ સંબંધ વધુ ગાઢ અને સારો બનાવે છે. શરતથી લીધેલી રકમ માટે વરપક્ષના મનમાં કંઇયે સદ્ભાવ ઊભો થતો નથી, જે કંઇ લે છે તે પોતાના હકનું માનીને લે છે. જ્યારે કન્યાપક્ષ રાજીખુશીથી કંઇ આપે છે તેનાથી વરપક્ષમાં એક જાતનો સદ્ભાવ ઊભો થાય છે.

આ રીતે આ બે વસ્તુઓમાં ઘણોજ ફરક છે. રાજીખુશીની આપ-લે એ બે કુટુંબો વચ્ચેનો અંગત વહેવાર છે. શરતી આપ-લે એ સામાજિક અસમાનતા બતાવનાર આખા સમાજને હાનિકર્તા મનોદશાનું એક પરિણામ છે અને તેનો વિરોધ કરવો એ સમાજના હિતચિંતકોની ફરજ છે.

સવાલ: શરતી લગ્નની જાનનો બહિષ્કાર કરવાનું તમે કહો છો, પણ આવા લગ્નનો કન્યાપક્ષના માણસોએ પણ વિરોધ કરવાનું કેમ કહેતા નથી?

જવાબ: આનું એક કારણ છે. કોઇ કન્યાનો બાપ રાજીખુશીથી પરઠણ આપતોજ નથી. પરઠણ આપીનેય તે સ્વમાનભંગ તો થાય છેજ. તેનામાં અમુક સ્થળે દીકરી પરણાવવાનો મોહ છે, માટેજ તેને સહન કરવું પડે છે એ વાત સાચી છે. છતાં આપણા સમાજમાં કન્યાનો બાપ લાચાર અવસ્થામાંજ હોય છે. એટલે સંજોગોના ભોગ બનતા કન્યાના પિતા કરતાં પરઠણ માટે વરપક્ષનેજ વધુ જવાબદાર ગણીને તેના સંબંધીઓજ જાનનો બહિષ્કાર કરે એ ધારેલું પરિણામ લાવવા માટે પૂરતું છે.

સવાલ: 'પરઠણવાળી જાનમાં ન જવું,' એવી પ્રતિજ્ઞા લેઇ ઘણા તેનો અમલ કરતા નથી. એના કરતાં આવી કોઇ પ્રતિજ્ઞાજ ન લેવી અને જે વખતે જે સૂઝે તે કરવાનું વલણ રાખવું, એ શું ખોટું?

જવાબ: આવું વલણ તો અત્યારે આપણામાં છેજ. એવા વલણથી આ અનિષ્ટ નાબૂદ નજ થાય. આ જાતનું વલણ રાખનાર માણસોના બે વિભાગ પાડી શકાય: એક વર્ગ એવો છે, જે આવે તેમ જીવન જીવે છે; સારાસારનો વિચાર કરી પોતાને અગર પોતાના ભાઇઓને અડચણ કરનાર દૂષણો ટાળવા શું કરવું જોઇએ તેનો વિચારવાની કે કંઇક કરવાની તસદીજ લેતા નથી. 'પાડોશીના ઘરને આગ ભલે લાગી, આપણે તે હોલવવા જઇ દોડાદોડી કરવાની

તરદી લેવાનું કંઇ કારણ નથી; આપણું ઘર લાગશે ત્યારે જોઇ લેવાશે!' આવી મનોદશાવાળા વિચારશૂન્ય માણસો આ પ્રકારના હોય છે. અને છતાં નવાઇની વાત તો એ છે કે આવા માણસો પણ જ્યારે પોતાના ઘરને આગ લાગે ત્યારે તેમનું જ અનુકરણ કરી બીજા તેમની મદદે ન આવે તો તે સામે ફરીઆદ કરે છે! એ રીતે દલીલ કરનાર અજ્ઞાન છે. એ દલીલ પાછળ કંઇ બુદ્ધિ નથી, એમ જ માની લેવાય.

બીજો વર્ગ વધુ ખરાબ છે. અમુક કરવા જેવું હોવા છતાં પોતાના સ્વાર્થને કે અશક્તિને લીધે પોતે તે કરી શકતા ન હોય, છતાં પોતા કરતાં બીજા સારા ન ગણાય તે માટે તે 'પ્રતિજ્ઞા લેઇ તોડનાર કરતાં અમે પ્રતિજ્ઞા ન લેનાર સારા છીએ,' એવી દલીલ કરી પ્રતિજ્ઞા લેઇ કંઇક કરનારને ઉતારી પાડવા પ્રયત્ન કરે છે. આવા માણસો કોઇ રીતે આગળ વધી ન જ શકે.

'પ્રતિજ્ઞા લેઇને તોડવી' એ સારૂં નથી જ. પરંતુ એક વખત પ્રતિજ્ઞા લીધી અને તે તૂટી એટલે સારૂં લાગતું કામ કરવાનો પ્રયત્ન કરવાનો અધિકાર નષ્ટ થયો એમ માનવાનું કારણ નથી. બાળક પહેલી વખતે ચાલવા શીખતાં વારંવાર પડી જાય છે, છતાં તે પ્રયત્ન ચાલુ રાખે તો ચાલવા શીખે છે જ. જીવનમાં પણ આગળ વધવાનો આ એક જ માર્ગ છે. એટલે 'લીધેલી પ્રતિજ્ઞા તોડીશ તો લોક શું કહેશે?' એવો ડર રાખી નિષ્ક્રિય થવું એ ઇષ્ટ નથી. જીવનમાં ગમે તે બાબતમાં આગળ વધવું હોય તો 'પ્રતિજ્ઞા લેઇ પાળનાર' સામે જોઇ પ્રેરણા મેળવતા જવું. 'પ્રતિજ્ઞા લેઇ તોડનાર'ને હલકા પાડી પોતે નિષ્ક્રિય હોવા છતાં સારા ગણાવા પ્રયત્ન ન કરવો. જે કામ સારૂં લાગે તે કરવાનો પ્રયત્ન કરવો એમાં કશુંય ગુમાવવાનું હોતું નથી; કંઇક મેળવવાનું તો હોય છે જ.

આખો સમાજ એકદમ ન સુધરે. પહેલ કરનારે કંઇક તો સહન કરવું જ પડે છે. આ સહન કરેલું નકામું જતું જ નથી. કુલીન ગણાતા વર્ગને મહત્તા શી રીતે મળી? અમુક વખતે અમુક જરૂરી કામોમાં તેમણે પહેલ કરી અને તે આગળ પડ્યા. શરૂઆતમાં તેમને સહન કરવું જ પડેલું. પછી બધો સમાજ તેમને પગલે ચાલવા લાગ્યો એટલે તેમને મહત્તા મળી. દરેક બાબતમાં આમ જ થાય છે. સમાજનો મોટો વર્ગ સાચી વસ્તુ શી છે તે સમજવા છતાં તે કરવા અશક્ત હોય છે; એ તો જીવતા જાગતા સમર્થ પુરુષો ખેંચે તેમ ખેંચાય છે. શરૂઆતમાં આ રીતે ચીલો પાડનારને સહન કરવું જ પડે છે. પણ પછી તેમને તેનો બદલો મળી રહે છે. કોઇ રીતે

સહન કરવા કોઇ પણ તૈયારજ ન હોય તે સમાજ જીવ વિનાનો નિર્માલ્ય થઇ ગએલોજ ગણાય. આવો સમાજ નાશજ પામે.

સવાલ: મારા બાપદાદા અને મારા બીજા સંબંધીઓ પરઠણ લેતા હતા અને લે છે, ત્યાં સુધી મારાથી પરઠણનો વિરોધ કેમ થાય?

જવાબ: તમારી દલીલ સ્વીકારાય તો તો આપણાથી સ્વરાજ્યની માગણી કેમ થાય? બાપદાદાનું ગાડું અને હળ છોડી આપણાથી ટ્રેન, મોટર અને ટ્રેક્ટર કેમ વપરાય? ખરી વાત એ છે કે વખત બદલાય તેમ રિવાજો બદલાય, તેમાંજ સમાજને અને વ્યક્તિને સુખ અને સગવડ છે. જે વહેલું સમજે તે પહેલ કરી શકે, અને તેમ કરવા તેણે શક્તિ મુજબ પ્રયત્ન કરવોજ જોઇએ.

સવાલ: પરઠણ બંધ કરવાનો સહેલામાં સહેલો ઉપાય શો?

જવાબ: 'પરઠણ વિરુદ્ધ અવિરત પ્રચારક કરવો' એ એક મુખ્ય ઉપાય છે. 'પરઠણ લેનારની પ્રતિષ્ઠા ઘટે છે,' એવી માન્યતાનો પ્રચાર કરવા માટે, સારા માણસો 'પરઠણવાળી જાન'માં જવાનું બંધ કરે અને પરઠણ લેનારને સારી છોકરીઓ કે બીજી રીતે સગાઇઓ મળવાની શક્યતાઓ ઘટે એટલે ધારેલાં પરિણામ આવી શકે.

સવાલ: 'પરઠણ લેનારની જાનમાં ન જવું અને પરઠણ લેવી નહિ' એ બે ઉપરાંત 'છોકરાની પરઠણ લેનાર માણસની દીકરીને પરઠણ લીધા વિના પરણવુંજ નહિ' એવી પ્રતિજ્ઞા લેનાર યુવકોની સંખ્યા વધારવી એ ઇષ્ટ નથી લાગતું?

જવાબ: ના, તમારા જેવીજ દલીલ છ ગામ પૈકીના એક વૃદ્ધ માણસે એકેક ગામ પહેલાં કરી હતી. તે કહે 'આજ સુધી અમુક ગામનાં અમુક કુટુંબોએ અમારી પાસેથી પરઠણો લીધી છે; પણ હવે તે લોકોને બીકને લીધે અમારાં જેવાં કુટુંબોમાં કન્યાઓ પરણાવવા આવવું પડે છે! અને અમે તો રોજ અમારા છોકરાને કહીએ છીએ કે ગમે તેની કન્યાનું માગું આવે, પણ પરઠણ લીધા વગર હા ન પાડશો.' સમાજમાં આ જાતની વૈરવૃત્તિ વધતી અટકાવવી એજ બધાને માટે ઇષ્ટ છે. વળી આવું કહેનાર માણસ પરઠણનો વિરોધ નથી કરતો; પરઠણ લેવાની હિમાયત કરવાથી પરઠણ આપવાનું બંધ થશે, એવું કોઇ માને તો ભૂલ છે.

'અમુક માણસોએજ પરઠણ આપવી પડે ત્યાં સુધી તે સારી છે અને અમુક બીજાએ આપવી પડે તો તે ખોટી છે' એવી માન્યતાથી પરઠણનો

સમાજમાં કોઇ પોતાનો દીકરો પરણાવતાં દીકરીના બાપ પાસેથી પરઠણ ન માગે તો કુલીન અને અકુલીન એ બે વર્ગો વચ્ચે કાયમનું અંતર રાખનાર અને કડવાશ ઊભી કરનાર વસ્તુ નાશ પામે.

'અમુક ગામના લોકો અમારી કન્યા લે છે, પણ અમને તે આપતા નથી, એ અમને સાલે છે,' એમ કહેવાનું કેટલાકને ઊભું તો રહેશેજ. પરંતુ તે ફરિયાદ ટાળવા 'જ્યાંથી કન્યા આવતી ન હોય ત્યાં કન્યા આપવી નહિ, એવો નિર્ણય કરો,' એટલુંજ કહી શકાય.

પરંતુ આ જાતનો નિર્ણય કોઇ કરશે નહિ એમ હું માનું છું. કારણ કે લગભગ બધેય કન્યા લાવવા અને આપવા બાબતમાં આ જાતની ભાવના રહેલી છે. આપણી જ્ઞાતિમાંજ શું પણ બધે, અમુક સ્થળેજ કન્યા આપવાનો અને બીજાં અમુક સ્થળેથી કન્યા લાવવાનો મોહ હોય છેજ, અને તે કાયમ રહેવાનો. પરંતુ બધાનો એ મોહ પૂરો નજ થઇ શકે. સમાજમાં બધા સરખા હોતા નથી, એટલે થોડાંઘણાં સારાં ગણાતાં સ્થળે, કન્યા આપીને કે લાવીને સંબંધ બાંધવા સમાજના મોટા વર્ગના માણસો ઇચ્છે. પણ બધાની ઇચ્છા સફળ નજ થાય, એટલે આવી બાબતની ફરીઆદનો અંત લાવવા શું થાય તે સમજાતું નથી.

પરઠણ આપવા કે લેવાનું બંધ થાય તો કુલીન-અકુલીનની ભાવનાનું ડંખતું ઝેર છે તે નાબુદ થાય. બાકી 'સારા-ખોટા' 'કુલીન-અકુલીન' એવી માન્યતાઓજ નષ્ટ થાય તે બનવાજોગ નથી, જરૂર પણ નથી. હા, કેળવણીનો જેમ જેમ બહોળો પ્રચાર થશે તેમ તેમ 'કુલીનપણું વારસામાં ઊતરતું આવે છે' એવી પ્રચલિત માન્યતા છે તે બદલાતી જશે. અને સૌએ 'બાપકમાઇ'ની આબરૂ ઉપર ન જીવતાં પોતાના આચારવિચારથી આબરૂ મેળવવી જોઇશે.

એટલે આ બાબતમાં, સારાસારનો યોગ્ય વિચાર કરવાની વિવેકશક્તિ આવે એવી કેળવણીનો પ્રચાર કરવો એ એકજ ઉપાય છે એમ લાગે છે. 'કુલીનતાનો નાશ કરો' એવું કહેનાર વર્ગ કઇ વસ્તુનો કેવી રીતે નાશ કરવા માગે છે તે મને સમજાતું નથી, કોઇ સમજાવે તો તે સમજવા ઇચ્છા તો છેજ.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

---

# પાટીદાર મંડળનું કર્તવ્ય

હાલમાં શ્રીમતી લલિતા બેનના લગ્નના બનાવ ઉપરથી વસોના યુવકોના કર્તવ્ય સંબંધે ઊહાપોહ જાગ્યો અને તે અંગે ભાઇ ચિમનભાઇ મૂ. અમીનના પત્રો તથા રા. પ્રભુદાસ રાયનો પત્ર 'પાટીદાર'માં વાંચવામાં આવ્યા. તે ઉપરથી તેમજ હાલમાં સુધારાને નામે કેટલાંક સ્વચ્છંદી લગ્નો થતાં અવરનવર જાણવામાં આવતાં જાય છે, તે ઉપરથી એક અનુમાન તો નીકળે છેજ કે સુધારકોને પણ કંઇક સમાજનિયમનની જરૂર તો છેજ. સ્વચ્છંદતા પોષાય તે સમાજજીવનની ઉન્નતિ અર્થે ઇષ્ટ નથીજ. મનુષ્ય એ સમાજપ્રિય પ્રાણી છે, એટલે ચારિત્ર્યની ખિલવણી સિવાયના બીજા સામાજિક વ્યવહારોના સુધારા સાપેક્ષ છે અને રહેવાના, એટલે સુધારક મંડળની ખાસ જરૂર તો છેજ. પણ તેને માટે જુદું મંડળ સ્થાપવા કરતાં પાટીદાર મંડળ, જે હૈયાતીમાં છે અને જે પોતાની પરિષદો વારંવાર ભરે છે, તે મંડળનોજ ઉપયોગ તે કામે થાય તો તે ઇષ્ટ છે. લોકમત કેળવવાનું કામ આજ સુધી તે મંડળે કર્યું છે. હવે તે કંઇક સક્રિય પગલું ભરે તોજ તેની હસ્તિનું સાર્થક છે. હવે નાહક દેખાવના જલસાની જરૂર રહી નથી, કારણ કે દરેક વ્યક્તિ, પછી તે સ્ત્રી હો કે પુરુષ, શહેરનો હોય કે ગામડાંનો, ભણેલો કે અભણ, કુળવાન કે અકુળવાન, બધાય રૂઢિના ત્રાસથી કંટાળ્યા તો છેજ. પણ આગળ થઇ 'બિલાડીને ગળે ઘંટડી કોણ બાંધે,' તેની જ મૂંઝવણ છે. તે મૂંઝવણ મંડળ દ્વારા સંઘબળ જામતાં મટી જશે અને સુધારાના કામને વેગ મળશે. સુધારા માટે કઇ બાબતો નક્કી કરવી, તે મંડળ નક્કી કરી તેવાં પ્રતિજ્ઞાપત્રો તૈયાર કરે અને મંડળમાં જોડાએલા સભ્ય જે ગોળમાં કે જ્યાંમાં હોય ત્યાં પણ તે નિયમ મુજબજ વહેવાર કરવા નિશ્ચય રાખે, એટલે ધીમે ધીમે સુધારાની અસર ફેલાશે.

આપણી જ્ઞાતિમાં પ્રથમ લગ્નસંસ્થા સુધારવાની ખાસ જરૂર છે. તે માટે પરઠણ એ એકજ બાબત મુખ્ય નથી, પણ પરઠણ પાછળ જિંદગી સુધીનાં કપડાંનો લાગો, તેમ બારસપાઘડી, સગાંવહાલાંને આપવાનાં દાપાં, માટલીઓ, મામેરાં, વહેંચણ વગેરે અનેક પ્રકારનાં લફરાં છે. તેથીજ સમાજમાં દીકરી પથરારૂપ થઇ પડી છે અને પુત્રજન્મ લાભકર્તા મનાયો છે. જે હિંદુ ધર્મ પરધનને પત્થર ગણાવે છે, જે પાટીદાર કોમ સાત લાંઘણે પણ માગીને ન ખાવાનો ટેક રાખનાર ગણાય છે, તેજ કોમના સારામાં સારા ગણાતા ગૃહસ્થો પણ વેવાઇ પાસે ઉઘરાણી કરી દાપાં લેવામાં ગૃહસ્થાઇ

માને છે, આણાંની વેલો પાછી વાળે છે, તેડવાની આડાઇ કરે છે. અને છેવટે અતિકુળવાનો તો ઓછું પડે તો એક ઉપર બીજી કરવાનાં પગલાં પણ લેતાં અચકાતા નથી. આ સડો સાફ કરવાનું પ્રથમ કર્તવ્ય કેળવાએલા યુવાન વર્ગનું છે. પણ અફસોસ કે પાટીદાર જ્ઞાતિમાં યુવકવર્ગ જ્ઞાતિસુધારામાં સહાયભૂત થવાને બદલે વિઘાતક થવામાંજ વધુ ભાગ લેતો જણાય છે, લગ્નપ્રસંગ ઉપરાંત મરણપ્રસંગનો ખર્ચ, તે વખને સગાંવહાલાંને આપવા લેવાના રિવાજ, તથા કાણુમોકાણુ વગેરે બાબતો પણ લક્ષમાં લેઇ વ્યવસ્થિત કરવાની જરૂર છે. જે બાબતો રદ કરવાની ઠરે તેની જગ્યા પૂરવાની વ્યવસ્થા થશે તોજ તેનો અમલ થશે. મરણપ્રસંગ સાદાઇથી શી, રીતે ઊજવવો, તે પણ નક્કી કરવુંજ પડે, નહિતર જૂની ઘરેડ ચાલ્યાજ કરવાની. તેવુંજ કાણુમોકાણુ માટે પણ છે. સ્ત્રીવર્ગને કાણુમોકાણુ મિવાય ગામ પરગામ જવાનું ને એકબીજાને મળવાનું આપણે સમાજે રાખ્યું નથી, તેથીજ સ્ત્રીવર્ગ તેનાથી કંટાળેલ છે, છતાં તે રિવાજને પકડી રાખે છે. એટલે દિલાસારૂપે કે બીજી રીતે સ્ત્રીસમાજને અરસપરસ મળવાના પ્રસંગો પણ ગોજવા પડશે. તોજ તે રૂઢિ કાબુમાં આવી શકશે, નહિતર વાતો વિરુદ્ધ કરવાની અને આચરણ અનુકૂળ કરવાનું ચાલ્યાજ કરશે. એકંદર જોતાં હવે સમાજને કેળવાએલે વર્ગે સંઘબળ જમાવી, એકજ ઢબના સામાજિક રીતરિવાજો આખી જ્ઞાતિમાં ચાલુ થાય તેવો પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. અને તે કામ પાટીદાર મંડળ ઉપાડી લેશે તો જ્ઞાતિની સેવાનું સાર્થક થશે.

બાકરોલ ખુશાલભાઇ કાળિદાસ પટેલ

---

## યુવકોની નબળાઇ

આ પત્રના ગયા અંકમાં ભાઇ ચિમનભાઇ અમીને શ્રી. લલિતાબેનના લગ્નપ્રસંગ ઉપરથી પરણવાનો પ્રશ્ન લેઇ જ્ઞાતિની રૂઢિનાં દુઃખો માટે પોતાનું જે મંતવ્ય રજૂ કર્યું છે, તે જોતાં તેમાં વિશેષતા કે નવીનતા જેવું કંઇયે નથી. એવી ચર્ચાઓ આજ સુધી ચર્ચાયા કરી છે, અને માત્ર ચર્ચાતીજ રહી છે.

તેમની ચર્ચાનો મુખ્ય ધ્વનિ એકજ છે કે જ્ઞાતિના રીતરિવાજોમાં સુધારા કરવા કોઇ સમાજસુધારક મંડળ હોવું જોઇએ અને તેણે જ્ઞાતિના યુવકો માટે પરણવુ ને એવા પ્રશ્નો સંબંધે સુધારા યોજી માર્ગ કરી આપવો જોઇએ. ભાઇ ચિમનભાઇ ભૂલી જાય છે કે જ્ઞાતિના સામાજિક પ્રશ્નો ચર્ચતું એક

'પાટીદાર મંડળ' હયાત છે, તેની પાંચ બેઠકો મળી છે અને તેમાં તેણે એવા માર્ગદર્શક ઠરાવો કરેલા છે કે જો જ્ઞાતિના યુવકો તેનો પૂરેપૂરો અમલ કરે તો પરઠણનો તો શું પણ કોઈ પણ પ્રશ્ન દુઃખકારક ન જ રહે.

પણ શ્રી. ચિમનભાઈનું કહેવું જુદું જ છે. તેમનું કહેવું તો એવું છે કે સાત ગામના રૂઢિપૂજક, બુદ્ધિશાળી અને જ્ઞાની એવા જડવાદી વૃદ્ધો એવું મંડળ ઊભું કરે અને તે પરઠણ ન લેવાના કે એવા બીજા સુધારા કરી આપે. પેલા 'પાટીદાર મંડળ'ના સંચાલકો એમને બુદ્ધિશાળી, જ્ઞાની અને આગેવાન સજ્જન પુરુષો નથી જણાતા! ભાઈ ચિમનભાઈ નીચેના દાખલા ઉપરથી જોઈ શકશે કે એ રાખે છે એવી આશા રાખવી એ સ્વપ્નવત્ છે.

પંદરેક વર્ષ પહેલાં સપ્તર્ષિ ગણાતા એવા મુખ્ય સંતોમાંથી એક સંતપુરુષ અહીં આવી ચઢ્યા. તેઓ રોજ કથાવાર્તા કહેતા અને મનુષ્યધર્મની દરેક બાબત ઉપર અસરકારક ઉપદેશ કરતા. એમ કથાઓ ચાલતાં શ્રોતામાંથી કોઈએ, ચરોતરના પાટીદારોમાં દીકરીનાં ભાવિ દુઃખો તરફ તેમનું ધ્યાન દોર્યું. તે ઉપરથી તેમણે તેની ઉપર વિવેચન શરૂ કર્યું અને પરઠણ અને બીજા દુઃખજનક રિવાજો નાબૂદ કરવા જોઈએ એમ જણાવ્યું. કેટલીક ચર્ચાને અંતે એવું નક્કી થયું કે તેની સક્રિય સફળતા માટે આ સંતપુરુષે સાતેય ગામમાં ફરવું અને આ રિવાજો બંધ કરવાના ઠરાવો કરાવવા. એ ઠરાવોના પ્રાથમિક ભૂમિકા નક્કી કરવા ચર્ચા ચાલુ થઈ અને તેમાં ભાઈ ચિમનભાઈ કહે છે તેવા અમારા ગામમાં મુખ્ય ગણાતા એવા •••••સાહેબ દેસાઈ તેમાં ભળ્યા. મને પણ સહેજે થઈ ગયું કે આનું પરિણામ ઘણું જ સારું આવશે. બારમાંના, રોવાકૂટવાના, પરઠણના અને લગનના બીજા ઘણાખરા પ્રશ્નો વિષે નિર્ણય થઈ ગયો. એ નિર્ણય અનુસાર પેલા સંતપુરુષે બીજાં ગામોમાં ફરવાનું નક્કી થયું. આમ વહાણ રસ્તે પડ્યું. પણ લગ્નમાં જાનને ચા પાવી નહિ એવી પેલા સંતપુરુષે સૂચના કરી, એટલે અમારા •••••સાહેબ ખરયા અને વિરુદ્ધ પડ્યા: 'એ તો અમારા બાપદાદાનો વિવેક! અને એમાં જ અમારી ખાનદાની! તે કેમ છોડાય?' ત્યાંથી જ એ ચર્ચા અટકી, અધૂરી રહી તે રહી જ અને કશું પરિણામ ન આવ્યું.

વળી ભાઈ ચિમનભાઈ પરઠણ ન આપવા કરતાં પરઠણ ન લેવી તે ઉપર વિશેષ ભાર મૂકે છે. પરઠણ ન લેવી એનો પ્રશ્ન સહેલો જ છે. જ્ઞાતિના કોઈને પણ એમ જણાય કે પરઠણ લેવી એ પાપ છે તો તેનો ઇન્કાર કરી તેમાંથી હાથ ધોઈ શકે. મુશ્કેલ પ્રશ્ન તો પરઠણ ન આપવી તે છે, અને તેથી જ

ભાઇ ચિમનભાઇ એમ ઇચ્છે છે કે વરપક્ષમાંથી પરઠણ ન લેનાર સાધુઓ મળી આવે તો સારું! બીજામાં સાધુત્વ શોધવા કરતાં યુવાનોએ પોતેજ સાધુ થવું વધુ યોગ્ય છે. એમ કરીનેજ બીજાને સુધારી શકાય.

ભાઇ ચિમનભાઇ જ્ઞાતિના આગેવાન એવા રૂઢિપૂજક વૃદ્ધ સજ્જનો તરફથી સુધારાની આશા રાખે છે તેમાંજ ભૂલ છે! તેઓ તો સમજવા છતાં; જાણવા છતાં, કશુંય કરી શકતા નથી; કરી શકવાના પણ નથી. કોઇ પણ સમાજમાં એવા રૂઢિપૂજકોએ સામાજિક હાલત ફેરવવામાં ભાગ ભજવ્યો હોય એવું આજ સુધી કંઇ જાણવામાં આવ્યું નથી. શ્રી. દાદુભાઇ દેસાઇને ઓછા સજ્જન, ઓછા જ્ઞાની કે ઓછા સમજુ કેમ કહી શકાય? વળી એ છેલ્લી પાટીદાર પરિષદના પ્રમુખ પણ ગયા હતા, એવા વૃદ્ધે પણ માતુશ્રીનું બારમું સારી રીતે ઊજવ્યું હતું! ત્યારે એવાઓ પાસેથી સુધારાની શી આશા રખાય! સુધારાનું એ કાર્ય તો યુવકોએજ કરવું જોઇશે, યુવકોએજ કરવું પડશે અને તે બંડ કરીને પણ. મને તો પાટીદાર યુવકમંડળમાંથી યુવક શબ્દ કાઢી નાખ્યો તેજ યોગ્ય નથી જણાયું. ચાલતી પરિસ્થિતિમાં બંડ કે બળવા સિવાય ફેરફાર થતાજ નથી.

પણ પારકે પૈસે એશઆરામ કરવો એજ આજે આપણા યુવકોનું મુખ્ય જીવનધ્યેય થઇ પડયું છે. તેથીજ ભણવા માટે, બારમા માટે કે બેનના લગ્ન માટે પરઠણનો સરતો ઉપાય હાથ લાગ્યો છે તે તેઓ અજમાવે જાય છે! ભણવાના સ્વચ્છંદ માટે પરદેશવિહાર કરવો હોય તો કહી દો ભાવી કે થઇ ચૂકેલા સસરાને! બારમા માટે કે બેનના લગ્ન માટે પૈસા પ્રાપ્ત કરવાની નબળાઇ હોય તો કરી દો પોતાનું લીલામ! બાપદાદાને કે બીજાને પૈસે ભણવાનું હોય તો ભણવું, નહિ તો નાટક-સિનેમા જોઇ એશઆરામથી જીવન ગુજારવું, એ આજના યુવકો માટે સામાન્ય થઇ પડયું છે! તેથી ભણવા માટે, કે ખિસ્સા ખર્ચ માટે, કે જીવનવ્યવહાર માટે નાણાંની જરૂર પડે તો તરતજ નજર પડે પોતાની સ્ત્રી તરફ કે સ્ત્રીનાં સગાં તરફ: 'તારે બાપે અમુક વખતે કંઇ નથી આપ્યું. લુગડાંલત્તાના અમુક બાકી છે,' વગેરે બહાને બાકી કાઢે કે પરઠણ માગે એ બધું સરખું જ છે. પોતાના અને સમાજના સામાન્ય હિતની ખાતર સ્વાર્થત્યાગના રસ્તા લેવાની વાત આજના યુવકોને પરવડતી નથી, તેથીજ સામાજિક બાબતો તરફ યુવકો ઉદાસીન છે. આમ તેઓ પોતાની મુશ્કેલી વખતે બબાપો કરી રૂઢિપ્રવાહમાં ડૂબી જાય છે! યુવકોની આ મોટામાં મોટી નબળાઇ છે,

સામુદાયિક પ્રયત્નો થાય ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી. વ્યક્તિ વ્યક્તિના પ્રયત્નો સામાન્ય થશે ત્યારે તે આપોઆપ સામુદાયિક સ્વરૂપ પકડશે અને ધારેલું પરિણામ લાવશે. જો જ્ઞાતિના યુવકોને જ્ઞાતિમાં ચાલતી અનિષ્ટ રૂઢિઓ નાબુદ કરવાનું જરૂરી જણાતું હોય તો તેમની ફરજ છે કે અપાય તેટલો ભોગ આપીને, વધુમાં વધુ સ્વાર્થત્યાગ કરીને, યુવાનીને શોભે તેવી રીતે સામનો કરીને પોતે સુંદર દાખલો બેસાડી શકે છે. યુવકનો એ જ મુખ્ય આદર્શ હોઈ શકે. બાપનાં બારમાં ખાતર કે બેનના લગ્ન ખાતર પોતાનું લીલામ કરી પરઠણ લેવા એ તો નરી અધમતા છે.

આપણામાં આજે પણ એક નિયમ ઘણી ખરી રીતે પળાય છે. તે એ કે જેને ઘેર આપણે દીકરી આપી હોય તેના ઘરનો પૈસો લેવો એ મહાપાપ છે અને તેથી તેના ઘરનું પાણી પણ પીવામાં દોષ મનાય છે. તેવી રીતે જ્ઞાતિના સાચા ઉદ્ધારને માટે એ પણ જરૂરનું છે કે આજના યુવકોએ સસરા તરફથી પરઠણ નહિ લેવાનો નિર્ણય કરવો જોઈએ. ભાઈ ચિમનભાઈ ખાત્રી રાખે કે એવો નિર્ણય જે દિવસે જ્ઞાતિના યુવકો કરશે તે દિવસથી આપણી બેનદીકરીનાં બધાં દુઃખો સમાપ્ત થશે. એવા પ્રયત્નો માટે ભાઈ ચિમનભાઈ આવતી 'પાટીદાર પરિષદ'માં મુખ્ય ભાગ લે એ આશા વધુ પડતી નથી.

નડિયાદ ડાહ્યાભાઈ સોમાભાઈ પટેલ

---

## ગ્રંથપરિચય

૫૨. **ગરવી ગુજરાત**, બાલ વિનોદમાળા, પુસ્તક પાંત્રીસમું : પૃષ્ઠ ૭૬, કિંમત ત્રણ આના. બાળકોને પ્રવાસકથા વાંચતાં મજા આવે એવી છે. સાથે ભૂગોળનું જ્ઞાન પણ મળે. કનુ તથા પ્રહ્લાદને વાયુદેવ પોતાની સાથે આખા ગુજરાતનો પ્રવાસ કરાવે છે. ગુજરાતનાં બધાં શહેર, ગામડાં, નદીઓ, પર્વતો ક્યાં આગળ આવ્યાં એ બધાંનું વર્ણન આપ્યું છે. શહેરોનાં જોવાલાયક સ્થળો, વખણાતી ચીજો, તળાવો, વગેરે જણાવ્યું છે. કિલ્લાઓ કોણે બંધાવ્યા એની સમજુતી આપી છે. બાળકોને ગમત સાથે જ્ઞાન મળે એવું આ પુસ્તક છે. સાથે ઐતિહાસિક સ્થળોની છબિઓ પણ આપી છે. આમાં એક વસ્તુ મને ખૂંચે છે કે આપણે દરેક વાર્તામાં કે પ્રવાસકથામાં વાયુદેવ, અપ્સરાઓ, વગેરે કલ્પિત પાત્રો મુકાય એને બદલે સાચાં લાગે એવાં પાત્રો મૂક્યાં હોય તો બાલમાનસ ગૂંચવાય નહિ. બાળકોને શંકા ઉપજે કે વાયુદેવ સાચા

હશે? આપણે કેમ કદી જોતાં નથી? જોકે વાયુદેવની કથા વાંચતાં બાળકોને રસ તો આવે છે, પણ એ બધું સાચું ન માની શકે. વાયુદેવને બદલે વિમાનમાં ઝડપી મુસાફરી કરાવી શકાત.

**૫૩. ચિત્રલેખા,** બાલવિનોદ ગ્રંથાવલિ, પુસ્તક ત્રીજું: પૃ૪ ૩૧, કિંમત ચાર આના. ચિત્રલેખા અને ચંદ્રમાનો રોષ એ બંને નાનકડી વાર્તાઓ છે. એના અક્ષરો મોટા છે, એટલે ૭ સાત વરસનાં બાળકો પણ સહેલાઇથી વાંચી શકે. ભાષા સહેલી અને અક્ષરો મોટા હોય એટલે બાળકોને ચોપડી વાંચવી બહુ ગમે. ચિત્રલેખા ચિત્રકાર છે. પૃથ્વી ઉપર આવીને દરેક પક્ષી અને ફૂલ ઉપર રંગ પૂરે છે. આ ઉપરથી બાળકોને એટલું જ્ઞાન મળે કે કયા પક્ષી ઉપર અને કયા ફૂલ ઉપર કેવો રંગ હોય છે. બાળકો સમજી શકે એવી રીતે પક્ષીનો અને ફૂલના રંગોની માહિતી આપી છે. બાળકોને વાંચવું ગમે એવું આ પુસ્તક છે. સાથે ચિત્રો પણ છે.

ઉપરનાં બંને પુસ્તકોના સંપાદક અને પ્રકાશક—નાગરદાસ ઈ. પટેલ, બાલવિનોદ કાર્યાલય, મલાડ (મુંબઇ). શાન્તા

**૫૪. Your Diet in Health and Disease:** લેખક—Harry Benjamin; આ સાતમી આવૃત્તિના પ્રકાશક—Juthabhai Amarshi Shah, Harijan Ashram, Sabarmati; પૃ૪ ૧૬+૧૬૪, કિંમત રૂ. ૦-૧૨-૦. આ અંગ્રેજી પુસ્તકમાં સ્વાસ્થ્ય સાચવવા અને રોગથી દૂર રહેવા કેવો આહાર લેવો જોઇએ, એ વિષે ચર્ચા છે. ચર્ચા સુંદર છે, પણ મુળે અંગ્રેજોને માટે લખાએલા આ શાસ્ત્રીય પુસ્તકને સામાન્ય જનસમાજ સમજી શકે કે કેમ તે પણ શંકાસ્પદ છે, કારણ કે તેમાંના અનેક પારિભાષિક શબ્દો તો સામાન્ય કોશમાં પણ ન મળે. વળી અંગ્રેજોની દૃષ્ટિએ—તેમના આહારવિહારની દૃષ્ટિએ—આમાં આહારશાસ્ત્રની ચર્ચા છે; આપણને હિંદુઓને, આપણા આહારવિહારની દૃષ્ટિએ તો આ પુસ્તક લગભગ નિરર્થક છે. બેશક પુસ્તકની મુળ કિંમત (શિ. ૩$\frac{1}{2}$=) રૂ. ૨-૫-૦ છે. ભાઇ જુઠાભાઇએ આ આવૃત્તિની કિંમત રૂ. ૦-૧૨-૦ એટલે કે બહુજ સસ્તી રાખી છે. આપણા આહારવિહારની દૃષ્ટિએ એ ભાઇ પોતે લખીને કે કોઇ અભ્યાસક પાસે લખાવીને એવું આહારશાસ્ત્ર વિષે સહેલી ગુજરાતી ભાષામાં પુસ્તક પ્રકટ કરે તો બહુ લાભ થાય. ગાંધીજીના 'આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન' એ પુસ્તકના નમુના ઉપર આપણે માટે લોકભોગ્ય પુસ્તકો પ્રકટ થવાં ઘટે.

———*———

# નાતનું સરવૈયું

આ માસે વિક્રમ સંવતનું ૧૯૯૬મું વર્ષ પૂરું થાય છે અને સાથેજ આ માસિક પત્રનું પણ ૧૭મું વર્ષ થાય છે. ત્યારે રવૈયા પ્રમાણે નાતનું સરવૈયું કાઢી જોઇએ. એથી, આ વર્ષમાં નાત કેટલી આગળ વધી, કેટલી પાછી પડી, એના જમા ઉધારના તરસાળા જડે.

ઉક્ષાં કેટલાંક વર્ષથી યુવકોનું સંગઠિત બળ તૂટવાથી સામાજિક પ્રગતિ અટકી પડી છે. આપણો 'પાટીદાર ભગિનીસમાજ' તો 'પાટીદાર મંડળ'માં દટાઇ ગયો છે અને એ 'પાટીદાર મંડળ' પણ મરવાનીજ આળસે જીવતો રહ્યો છે. એકેક વર્ષ ઉપર ઓડમાં પરિષદ ભર્યા પછી તેના કાર્યકર્તાઓ સોડ તાણીને સુતા છે. ઊર્મિના દિવસોમાં, બીજું કંઇ કામ ન હોવાથી, મંડળો સ્થપાય એની બીજી શી દશા હોય! હવે તો નવલોહિયાળા યુવકો 'પાટીદાર મંડળ'માં ભળી કંઇ કરી બતાવે તો ખરું.

અને એ સ્થિતિમાં પ્રેતભોજન સામે પણ સંગઠિત બળથી વિરોધ થઇ શક્યો નથી. અને આ વર્ષે પણ પ્રેતભોજન થયે ગયાં છે. એમ તો અનેક થયાં હશે, પણ દિલને ખટકે એવા એકનો ઉલ્લેખ કરવો પડે છે. કાનમમાં કંડારી ગામની શાળાના હેડ માસ્તર ભાઇ શંકરભાઇ ગિરધરભાઇ પટેલ, ૭ સાત વર્ષ ઉપર સમાજસેવક ભાઇ સુમંતભાઇ મહેતા ત્યાં ગએલા ત્યારે ત્યાં યુવકમંડળ સ્થપાએલું, તેના પ્રમુખ બનેલા અને પ્રેતભોજન નહિ જમવા નહિ જમાડવા તેમણે પ્રતિજ્ઞા લીધેલી તથા અનેક યુવકો પાસે લેવડાવેલી. ગયા માસમાં એ ભાઇનાં માતા ગુજરી ગયાં તે પ્રસંગે પ્રેતભોજનમાં એક દિવસ લાડુ અને બીજે દિવસે ચુરમું જમાડ્યું. એમ એમણે પોતાની પ્રતિજ્ઞા ધૂળમાં રોળી, એટલુંજ નહિ પણ ગામમાં બીજા કેટલાનેય પોતાની પ્રતિજ્ઞા રોળવાનો માર્ગ દેખાડ્યો! સમાજના રીઢા માનસના રૂઢિભક્તો તો જૂના હાનિજનક રિવાજોને આગ્રહ રાખવાના માર્ગે માની તેમને વળગી રહે, પણ યુવકમંડળના આવા પ્રમુખ, અને તે પણ શાળાના હેડ માસ્તર, જ્યારે આમ પાછાં પગલાં માંડે ત્યારે નાતની ને સમાજની ઉન્નતિની આશા રાખવી ક્યાં?

પણ છતાંયે રૂઢિજડતા ઉપર ઘા કરીને પણ તેના બંધનમાંથી ને કાણુમાંથી છૂટનારા યુવકો નથી પડ્યા એમ નથી. આ વર્ષમાં પણ અનેક સ્થળે પ્રેતભોજન ન જમાડીને સમાજને શુદ્ધ માર્ગ બતાવનાર યુવકો નીકળ્યા છે. આણંદ, ઓડ, કરમસદ, મોટા કરાળા, વાળવોડ, વગેરે અનેક ગામોમાં યુવકોએ

એ ભ્રષ્ટ રૂઢિ ઉપર ઘા કર્યા વિષે—પ્રેતભોજન ન જમાડ્યા વિષે—પ્રસંગકથાઓ નો આ માસિક પત્રમાં લખાય છે. એવા અનેક વિષે સમાચાર નહિ મળ્યા હશે અને તેથી નહિ લખાઇ હશે. આ સૌ ભાઇઓ ધન્યવાદને પાત્ર છે.

હવે લગ્નક્ષેત્રમાં આવીએ: એ ક્ષેત્રમાં ભ્રષ્ટતા હજી પ્રવર્તી જ રહી છે. યુવકો અને ભણેલા પણ એ ભ્રષ્ટતાને પોષી રહેલાં છે. તેઓ એક પત્ની ઉપર બીજી પત્ની પરણ્યેજ જાય છે. (૧) સોજીત્રાના ભાઇ જશભાઇ ગોવિંદભાઇ પટેલ ઇંગ્લેન્ડ જઇ ઇલેક્ટ્રીકલ ઍન્જિનિયર થઇ આવેલા છે અને હાલ અમદાવાદમાં કામ કરે છે. તેમને પત્ની છે અને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ પણ છે. વિલાયત ભણી આવેલા એ ભાઇને આજે ચાળીસથીયે વધારે વયે લગ્નજીવનમાં કોણ જાણે શીયે ઉણપ લાગી, કે ગયા જુન માસમાં વીરસદની એક સોળ વર્ષની કુમળી બાળા સાથે પરણ્યા. પણ વીરસદ જઇને ઉઘાડે છોગે પરણી આવતાં—એ નિંદ્ય કાર્ય કરી આવતાં—એમને શરમ લાગી, તેથી છાનામાના ચાંદોદ જઇને પરણી આવ્યા! (૨) વસોના ભાઇ બાવાજી ડાહ્યાભાઇ અમીન પ્રથમ સોજીત્રે પરણેલા, તે બેન હજી જીવે છે, છતાં એ ભાઇ કરમસદમાં ૧૮ વર્ષની બાળા સાથે લગ્ન કરી આવ્યા. આવા લોકને પોતાની કન્યા દેતાં તેમના માબાપનો જીવ કેમ ચાલતો હશે! (૩) પણ માબાપનોજ શો દોષ? સોજીત્રાના ભાઇ વિઠ્ઠલભાઇ જીવાભાઇ પટેલને પ્રથમ પત્ની હજી જીવે છે, છતાં એ ભાઇ વસોમાં પરણી આવ્યા અને આ લગ્નમાં તો વસોનાં બેન લલિતાબેન—ઇંગ્લેન્ડમાં અનેક વર્ષ રહી આવેલાં ૨૮ વર્ષનાં યુવતી બેન લલિતાબેન—હીંડીચાલીને સામે જઇ એ કુલીન વરને પસંદ કરી આવ્યાં! આવાં લગ્નના મૂળમાં ભાઇ ચિમનભાઇ અમીન માબાપની પરકણુ આપવાની મુશ્કેલી જુએ છે; અને તેથી એમણે એ પ્રશ્નનો ઊહાપોહ ઉપસ્થિત કર્યો છે. બેશક આ મુશ્કેલી છે, પણ તેનાય મૂળમાં કુળાભિમાન અને કુળમોહજ છે. નહિ તો બેન લલિતાબેનને પરકણની મુશ્કેલી શા રીતે હતી? ખરેજ એ બેને તો કુળમોહને લીધેજ સમાજસુધારણાના પ્રવાહ ઉપર પગ દીધો છે!

આવા પ્રસંગોમાં પ્રથમ પત્નીઓને, તેમની ઇચ્છા થતાં છૂટાછેડા મેળવવાનો, ફરી લગ્ન કરવાનો અને ત્યાં સુધી પ્રથમ પતિ પાસેથી જીવનનિર્વાહ મેળવવાનો હક હોવો જોઇએ. આજે એવો કાયદો નથી, પણ તે થવોજ જોઇએ. પછી એવા કુળવાનોને પોતાનાં મોં કાળાં થવાનો ભય લાગે ને ઠેકાણે આવે તો કોણ જાણે!

બાકી આજે તો કુળવાનો દીકરાની પરકણુ માટે કન્યાપિતાઓનાં ગજવાં

સામે તાકીને બેસીજ રહ્યા હોય છે અને જોઈતી પરઠણ ન આપી શકનારે કન્યાપિતાઓને ચોકમાં પગજ મૂકવા દેતા નથી. પરઠણ ભરવામાં એવા અશક્ત, પણ કુળમૂઢ ચાંગાના ભાઇ જેઠાભાઈ ઝવેરભાઇનાં કન્યાને આંખમાં ઠરે એવા કુળવાન ઘેર પરણાવી શકાયાં નહિ. અને એમ કરતે કરતે એ બેન મણિબેન ૧૮-૨૦ વર્ષનાં થઇ ગયાં. આખરે કોણ જાણે કયે કારણે એ બેન ગઇ ધનતેરસને દિવસે ક્રાનસના ઘાસતેલથી બળી મર્યાં! આ ગોઝારો સમાજ હજી કેટલી કુમળી દીકરીઓનાં ખુન કરશે? અને આ લોકને દીકરીઓનું લોહી છાંટીને સ્વરાજ્ય જોઇએ છે! પરાધીન હિંદીઓ સ્વરાજ્ય માટે નિરંકુશ અંગ્રેજોનો બહિષ્કાર કરે છે, તેમજ કુળહીન લેખાતા પીડિત લોકોએ નિરંકુશ કુળાભિમાન લોકોનો શા માટે બહિષ્કાર ન કરવો ઘટે? માનભંગ થઇને એમણે એમને કન્યા આપવા જવુંજ શા માટે? એમ થશે ત્યારેજ પોતાને કુળવાન લેખતા, પણ વાસ્તવિક રીતે તો સ્વાર્થે સડેલા એ લોક ઠેકાણે આવશે. અને હવે ભણેલી કન્યાઓએ તો પરઠણ માગનાર વરને અસ્પૃશ્ય ગણી નાખવો ઘટે!

અને જ્યાં આવાં સધુરલગ્ન થાય ત્યાં વિધુરલગ્ન થાય એમાં તો આશ્ચર્ય જ શું! સોજીત્રાના ભાઇ ગોરધનભાઇ નારણભાઇ પટેલ બ્રહ્મદેશમાં ધંધો કરે છે. તેમને બે પુત્ર અને એક પુત્રી હયાત છતાં તેમણે ગયા વૈશાખ માસમાં સત્તરેક વર્ષની એક કન્યા સાથે લગ્ન કર્યું. જોકે એ ભાઇ વિધુર છે, છતાં આટલી ઉંમરે એમને લગ્ન કરવાનું શું કારણ હશે તે સમજી શકાતું નથી.

અને આવાં ઉમરનાં કજોડાં થાય છે ત્યાં ગુણનાં કજોડાંની ગણત્રી કોણ કાઢી શકે!

આ વર્ષેય બાળલગ્ન તો થયાંજ છે. આણંદ-અજરપુરાના થનાર બાળલગ્ન વિરુદ્ધ પાટીદાર મંડળીના મંત્રી ભાઇ વેણીભાઇએ નોટીસ આપ્યાથી તે લગ્ન અટકી પડેલું. બેડવા-શીલીના અને રાસનોલ-અજરપુરાના થનાર બાળલગ્ન સામે આણંદના ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટે મનાઇહુકમ આપેલા, તેથી બેડવા-શીલીનું બાળલગ્ન તો અટકી પડેલું, પણ રાસનોલ-અજરપુરાવાળાએ તો એ મનાઇહુકમની છાતી ઉપર પગ મૂકીને એ બાળલગ્ન કરેલું. આણંદ કચેરીમાં આ બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદ થઇ, ત્યારે એ મનાઇહુકમ આપનારજ મેજિસ્ટ્રેટે વરકન્યાના પિતાઓને રૂ. ૭૫-૭૫નો દંડ કરીને જતા કર્યા! આમ જ્યાં સરકારજ પોતાના કાયદાની મશ્કરી કરે ત્યાં બાળલગ્ન ક્યારે અટકવાનાં? સરકારના મનાઇહુકમ તોડનારને તો કેદની સજા થવી ઘટે. ઉત્તરસંડા-સુણાવમાં

અને રાસનોલ-મહેળાવમાં થએલાં બાળલગ્ન માટે કચેરીઓમાં ફરિયાદો થએલી, પણ તે બંને બાળલગ્ન કરનારા થોડા થોડા દંડથી છૂટી ગએલા.

લગ્નક્રિયા માટે પરદેશથી કે પરગામથી ઘેર આવવામાં કેટલીક વખતે મુશ્કેલી પડે છે, તેવે પ્રસંગે જ્યાં હોઇએ ત્યાં લગ્નક્રિયા ઉકેલી નાખવામાં કંઇ ખોટું નથી. નાઇરોબીમાં રહેતા કરમસદના ભાઇ ચુનીભાઇ મંગળભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન શાન્તાબેનનાં લગ્ન મોમ્બાસામાં રહેતા ધર્મજના ભાઇ આપાભાઇ મંગળભાઇ પટેલ સાથે કર્યાં. લગ્નક્રિયા નાઇરોબીમાંજ કરી. વસોના ભાઇ રાવજીભાઇ ચુનીભાઇ અમીને પોતાનાં પુત્રી બેન સવિતાબેનનાં લગ્ન ધર્મજના ભાઇ જયન્તિલાલ પુરુષોત્તમ સાથે કર્યાં. ભાઇ રાવજીભાઇ હાલ અમદાવાદમાં રહેતા હોવાથી લગ્નક્રિયા ત્યાંજ કરી. કરમસદના ભાઇ ભીખાભાઇ કુબેરભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન મૃદુલાબેનનાં લગ્ન ધર્મજના ભાઇ અંબાલાલ ખોડાભાઇ સાથે કર્યાં. ભાઇ ભીખાભાઇ હાલ શુકલતીર્થમાં રહેતા હોવાથી લગ્નક્રિયા ત્યાં જ કરી. આ બધાં લગ્નમાં સાદાઇ સચવાઇ હતી. સોજીત્રાના ભાઇ મણિભાઇ રાવજીભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન નિર્મળાબેનનાં લગ્ન સાવલીના ભાઇ જયરામદાસ ઇશ્વરભાઇ દેસાઇ સાથે કર્યાં, તેમ જ સોજીત્રાના ભાઇ છોટાભાઇ ઉમેદભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન ભાનુમતીનાં લગ્ન કરમસદના ભાઇ ડાહ્યાભાઇ વલ્લભભાઇ પટેલ સાથે કર્યાં. ભાઇ મણિભાઇ અને છોટાભાઇ વડોદરામાં રહે છે, તેથી આ બંને લગ્નક્રિયા વડોદરામાંજ થઇ. પણ આ બંને લગ્નપ્રસંગે જમણવારની ધામધૂમ બહુ ભારે હતી, અને તે પાછળ આપણા નિર્ધન સમાજને ન પોષાય એટલો બધો પૈસો વેડફાયો હતો. આમ પરગામમાં લગ્નક્રિયા કરવાનો એક હેતુ તો આ બંને લગ્નપ્રસંગમાં નિષ્ફળજ ગયો હતો.

પણ આ વર્ષેય સાદાઇથી લગ્ન થયાં છે. આફ્રિકામાં રહેતા પલાણાના ભાઇ કાળિદાસ ઇચ્છાભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન શારદાબેનનાં લગ્ન ચાંગાના, પણ મોમ્બાસામાં રહેતા બેરિસ્ટર ભાઇ ચિમનભાઇ અંબાલાલ પટેલ સાથે ગયા ચૈત્રમાં કર્યાં. તેમાં કશીયે ધામધૂમ ન મળે. પરઠણની કે બીજી કશીયે લેવડદેવડ ન મળે. લગ્નને દિવસે સાંજે જાન પલાણા ગઇ, જમ્યા પછી રાત્રે લગ્નક્રિયા થઇ, બીજે દિવસે સાંજના જાન પાછી ફરી. પીજના ભાઇ છોટાભાઇ નાથાભાઇ પટેલે પોતાનાં પુત્રીનાં લગ્ન ઓડના ભાઇ શાન્તિલાલ છોટાભાઇ સાથે કર્યાં, વળી ઓડનાજ ભાઇ મોતીભાઇ બકોરભાઇના પુત્રનું અને ભાઇ શાન્તિલાલ સોમાભાઇનું પણ લગ્ન થયું, આ ત્રણે લગ્ન વૈશાખમાં

બહુ સાદાઇથી થયાં. જેઠ માસમાં કરમસદના ભાઇ રાવજીભાઇ મોતીભાઇ પટેલનાં પુત્રી કમળાબેનનું લગ્ન તેમની ઇચ્છા પ્રમાણે ધર્મજ-બોરીઆવીના ભાઇ રજનીકાન્ત બેચરભાઇ સાથે થયું. ભાઇ રાવજીભાઇ આફ્રિકામાં છે, તેથી લગ્નની બધી વ્યવસ્થા તેમના પુત્ર ભાઇ વિઠ્ઠલભાઇએ કરી. એ લગ્નમાં પણ છેક સાદાઇ હતી.

અને આ છેલ્લા લગ્નમાં તો જાનમાં સ્ત્રીઓ પણ ગઇ હતી. વળી બાંધણીના ભાઇ ચુનીભાઇ જેઠાભાઇ પટેલના પુત્રનું લગ્ન ફાગણ માસમાં બાકરોલ થયું અને સોજીત્રાના સદ્‌ગત ભાઇ ચુનીભાઇ રામભાઇના પુત્ર ભાઇ શાન્તિભાઇનું લગ્ન વૈશાખમાં ધર્મજ થયું, એ બંને જાનોમાં સ્ત્રીઓ ગઇ હતી. જો કાણમોકાણો બંધ કરવી હશે, તો તેને બદલે પરગામનાં સગાંસંબંધીને મળવાના પ્રસંગો સ્ત્રીઓને આપવાજ જોઇશે, અને જાનમાં તેમને લેઇ જવાથી એ પ્રસંગો મળી રહેશે.

ભાદરણના ભાઇ મહેન્દ્રકુમાર ચિમનભાઇ પટેલે અને નડીઆદનાં બેન ઉમાદેવી ગોવિંદભાઇ દેસાઇએ પોતાનાં લગ્ન સ્વતંત્રભાવે વડોદરામાં કારેલીબાગ આર્યસમાજમાં જઇને કર્યાં, કારણકે એ બંને વડોદરામાં રહે છે. આવા લગ્નમાં તો કશો બાહ્ય આડંબર હોયજ શેનો? આર્યવિધિ પ્રમાણે છેક સાદાઇથી લગ્ન કરી બંને ત્યાંથી વિદાય થઇ ગયાં.

ધર્મજના ભાઇ ચુનીભાઇ વલ્લભભાઇ પટેલે પોતાનાં પુત્રી બેન કમળાબેનને નાનપણમાં ભાદરણ પરણાવેલાં, પણ પછી એકાદજ વર્ષમાં એ બેન વિધવા થઇ પડેલાં. એ બેન મોટાં થતાં તેમને પુનર્લગ્ન કરવાની ઇચ્છા થઇ, તેમણે આ પત્રમાં વર્ષની શરૂઆતમાં જાહેરખબર આપી અને પરિણામે દશક્રોશીમાં આવેલા કુહા ગામના ભાઇ ગોવિંદભાઇ રામભાઇ પટેલ સાથે અમદાવાદમાં સીવિલ મેરેજ એક્ટ પ્રમાણે રામનવમીને દિવસે પુનર્લગ્ન કર્યું. ચરોતરનાં કુળવાન ગણાતાં સાત ગામમાં તો આ પુનર્લગ્ન ખાસ વિશેષતા ગણાય. એમણે કુળવાન વિધવાબેનોને આ માર્ગ કરી દેખાડયા માટે એ બેનને ધન્યવાદ ઘટે, પણ આ પ્રસંગે તેનોજ માર્ગ કુલીન ગણાતાં એ સાત ગામોના કોઇ યુવકે પોતાના યુવકબંધુઓને કરી દેખાડ્યો હોત તો તેની યુવાની અને ભણતર બંને ધન્યવાદને પાત્ર થાત.

ગયે વર્ષે વડોદરામાં 'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' સ્થપાયું છે, તે હાલ વડોદરામાં એક છાત્રાલય ચલાવે છે. તેનાથી નાતને શા શા લાભાલાભ થાય છે, એ તો જતે દિવસે જણાશે. ભાદરણમાં પ્રગતિમંડળે એક કન્યા-

વિદ્યાલય સ્થાપ્યું છે, તેમાં કાંતણ, ચિત્રકલા, શુશ્રૂષા, વગેરે શિખવાય છે અને અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ કરાવાય છે. એ કન્યાવિદ્યાલયને ભાદરણના ધનિક દાતા ભાઇ મગનભાઇ શંકરભાઇ પટેલે રૂા. ૧૦૦૦૦નું ટ્રસ્ટ ફંડ આપ્યું છે. વળી સુરત જિલ્લાના "જલાલપુર તાલુકાની ખડસુપા સેન્ટ્રલ સ્કૂલને ખડસુપાના પાટીદાર ખેડુત શ્રીમાન ભાઇ માધવભાઇ નારણભાઇ તરફથી રૂપિયા પચીસ હજારની કિંમતની જમીન ભેટ આપવામાં આવી છે." આ દાતાઓને ખરેજ ધન્યવાદ ઘટે છે. પાટીદારની નાત પ્રમાણમાં ગરીબ કહેવાય, તેથી ભાટિયા, પારસીઓ અને જૈનો આપે છે એવડાં મોટાં દાનની અપેક્ષા તો નજ રાખી શકાય; પણ ગરીબ ગરીબ તોય સૌએ યથાશક્તિ દાન તો કરવું જ ઘટે, 'એ ધનના ધણી ધર્મ તમારો.'

ચરોતર એજ્યુકેશન સોસાયટીએ અને ઓડના એમ. જે. મેમોરિયલ ટ્રસ્ટના મંત્રી ભાઇ આપાભાઇ મોતીભાઇ પટેલે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આ વર્ષે પણ આપી છે.

વળી ચરોતર એજ્યુકેશન સોસાયટીએ બેનોને અર્ધે લવાજમે અને વગર લવાજમે 'સ્ત્રીબોધ' આપવાની વ્યવસ્થા આ વર્ષે પણ ચાલુ રાખેલી છે; તેમજ બાળમાંથી થતાં નુકશાન અને તે અટકાવવા માટે બેનો શું શું કરી શકે?' એ વિષે બેનો પાસે ઇનામી નિબંધ લખાવી ઇનામો આપ્યાં છે. ખાસ ફંડમાંથી બેનોને વિનાલવાજમ, અને ભગિનીસમાજના ફંડમાંથી ઓછે લવાજમે 'પાટીદાર' આપવાની યોજના આ વર્ષે પણ ચાલુ છે, તેમજ સામાન્ય ફંડમાંથી વિદ્યાર્થીઓને અને ગુજરાતી શાળાના શિક્ષકોને રૂા. ૧ામાં 'પાટીદાર' આપવાની યોજના પણ ચાલુ છે. અને ફંડ મળશે તો આવતે વર્ષે પણ આ બંને યોજના પણ ચાલુ રહેશે. ઉદાર ભાઈબેનો ફંડ મોકલીને પોતાનાં ભાઇબેનોને આ યોજનાએ 'પાટીદાર' વંચાવવાની વ્યવસ્થા કરી આપે.

અંત્યજો પ્રત્યેની આપણી સૂગ હજી દૂર થઇ નથી અને તેથી અનેક ગામોની શાળાઓમાં તેમના વિદ્યાર્થી દાખલ થઇ શકતા નથી. પાટીદાર ભાઇઓ, દેશના સૌ ભાઇઓને સમાનભાવે રાખીશું તોજ સ્વરાજ્ય શક્ય છે એ આપણે સમજવું ઘટે.

આ વર્ષનું આપણી નાતનું આ સરવૈયું વાચક વિચારી લે કે આપણે કેટલું આગળ વધ્યા, કેટલું પાછા પડ્યા. અને એ વિચારી આવતે વર્ષે કંઇક તો આગળ વધવાનો નિશ્ચય કરીએજ.

---*---

## 'વિધુરોએ વિધવાનેજ પરણવું'

'પાટીદાર'ના શ્રાવણ માસના અંકમાં 'વિધુરે વિધવા જ સાથે શા માટે પરણવું?' એ વિષે પ્રસંગકથામાં ચર્ચા કરીને જણાવ્યું કે વિધુરોએ "વિધવાઓ સાથે જ પરણવું જોઇએ એવો સદાગ્રહ રાખવામાં આવે તો વિધવાપુનર્લગ્નનો ઉકેલ વધારે સરળ બને." હવે જાહેર થયું છે કે બંગાળાની ધારાસભામાં એવું બીલ રજુ થએલ છે: "કલકત્તા, તા. ૬. આજે ધારાસભામાં શ્રી. મનોમોહન દાસે રજુ કરેલ 'હિંદુ વિધવા પુનર્લગ્ન બીલ'ની મુખ્ય કલમ એ છે કે કોઇ પણ હિંદુ વિધુર અવિધવા સ્ત્રીને પરણી નહિ શકે. બીલના સમર્થનમાં તેમણે જણાવ્યું હતું કે જે દાખલામાં વિધુરને પુનર્લગ્ન કરવાની છૂટ હોય તેમાં તેણે વિધવાનેજ પરણવું જોઇએ, જેથી પાંચ ને પચીસ વર્ષ વચ્ચેની બંગાળાની ત્રણ લાખ વિધવાઓનાં લગ્ન થઇ જાય. આ બીલ ઉપર સરકાર તરફે ન્યાય ખાતાના પ્રધાને એવો સુધારો મૂકયો કે બીલને જાહેર મત જાણવા માટે તા. ૧૮ જુલાઇ ૧૯૪૧ સુધી ફેરવવું. ધારાસભામાં આ સુધારો મત-ગણત્રી વિના પસાર થયો હતો" ('ગુજરાત સમાચાર,' તા. ૭:૯:૧૯૪૦).

## પણ કુળવાનશાહીની મુશ્કેલી

આ કાયદાનો હેતુ સ્પષ્ટ રીતે સારો છે, પણ એમાં મોટી મુશ્કેલી છે. આજની કુળવાનશાહીમાં રાચતા વિધુરોને તો તમે આ કાયદાથી કન્યા સાથે લગ્ન કરતાં અટકાવો. પણ એ કુળવાનશાહીમાં દબાએલી વિધવા ભાગ્યેજ પુનર્લગ્ન કરવાની હિમ્મત કરે. અને કોઇ વિધવા લગ્ન કરવા જ તૈયાર ન હોય ત્યાં વિધુરે શું કરવું? તેવે પ્રસંગે એ સરકારને કહે કે 'મારે લગ્ન કરવું છે, અને વિધવા મળતી નથી તો તમે ત્યારે મેળવી આપો.' એવે પ્રસંગે સરકાર શો જવાબ દેવાની? સિદ્ધાન્ત સારો છે, પણ એવો સિદ્ધાન્તે કાયદાને બળે પળાવી શકાય નહિ.

## ભાઇ ચિમનભાઇ અને કુળવાનશાહી

શ્રાવણના 'પાટીદાર'માં ભાઇ ચિમનભાઇએ પૃષ્ઠ ૪૬૮ ઉપર 'બેન લલિતાબેનનું વકતવ્ય' જાહેર કર્યું છે. તેમાં બેન લલિતાબેન જણાવે છે કે હું "૭ ગામ બહાર પરણત તો તમે લોકો મને કિંમત વગરની કરી મૂકત." એ બેન લલિતાબેનના વકતવ્યમાં સ્પષ્ટ રીતે ૭ ગામનું કુળાભિમાન તરી આવે છે. અને તેવે પ્રસંગે મૌન સેવીને ભાઇ ચિમનભાઇ બેન લલિતાબેનના એ કુળાભિમાનને પોષે છે, એટલું જ નહિ પણ જ્યારે એવી યુવતીઓને બંડના માર્ગ સૂચવું

છું ત્યારે તે વિરુદ્ધ ભાઈ ચિમનભાઈ ભાદરવાના અંકમાં જણાવે છે: "આવું બંડ કરનારનું ભલું થઈ જાય છે જ એમ મને લાગતું નથી. આપણી જ્ઞાતિની છોકરીઓ બંડ કરી ગમે તેની સાથે લગ્ન કરે તેમાં તે સુખી જ થશે એમ હું માનતો નથી" (પૃષ્ઠ ૫૦૨). પણ ત્યારે દયાભાઈ ચંપાઈને નાતમાં પરણે તેમાં એ દીકરીઓનું 'ભલું થઈ જાય છે જ,' 'તે સુખી જ થશે એમ' એ ભાઈ માને છે? બેન લલિતાબેન અને એ બેન જે બેનના ઉપર શોક થઈને પરણ્યાં એ બંને બેનોનું ભલું થશે જ અથવા તેઓ સુખી જ થશે એમ માને છે? અને એ પોતે જ વાકળના લોકોને કહે છે: "ન જાણતા હો તો જાણી લેજો કે ગમે તેટલા પૈસા ખર્ચવા છતાં તમે આ જમાનામાં ચરોતરમાં તમારી દીકરી સુખી થાય એવે સ્થળે પરણાવી શકો એ અશક્ય નહિ તો બહુ અઘરું છે" (પૃષ્ઠ ૫૦૪). અને વારંવાર 'માડીને કહેજો જે દીકરી કૂવે પડી!' એવા સંદેશા મોકલીને આત્મહત્યા કરનારી દીકરીઓએ તો કંઈ બંડ કર્યું નહોતું, એ તો માબાપે નાતમાં જ દીધેલી ને દયાભાઈ ચંપાઈને જખ મારી ગએલી.

### મનુષ્ય તો અનરોજ

વળી એ ભાઈ જણાવે છે: "નાતની નજરે પણ આવી શક્તિશાળી છોકરીઓ આવાં ગમે તેવાં લગ્ન કરી બેસે તે સારું નથી. આવી છોકરીઓની દશા મોટે ભાગે 'નહિ ઘરનાં કે નહિ ઘાટનાં' જેવી થાય છે. તે નથી પાટીદાર રહેવાની, નથી વાણીઆ કે બ્રાહ્મણ જ્ઞાતિની બનતી" (પૃષ્ઠ ૫૦૨). મેં જે ૭ બંડખોર બેનોનાં ઉદાહરણ આપેલાં તે બંડ કરનારનું ભલું નથી જ થયું કે થવાનું, એમ ભાઈ ચિમનભાઈ છાતી ઠોકીને કહી શકે છે? વળી તેમાંનાં છેલ્લાં બે ઉદાહરણ તો નાતમાં ને નાતમાં, પણ ગોળ બહાર—કુળવાન ગણાતાં ૭ ગામની બહાર—લગ્ન કર્યાનાં છે. ત્યારે એમ ગોળ બહાર લગ્ન કરનારને પણ ભાઈ ચિમનભાઈએ ધન્યવાદ નહિ, તો અનુમોદન તો આપવું જોઈતું હતું, પણ હું "૭ ગામ બહાર પરણત તો તમે લોકો મને કિંમત વગરની કરી મૂકત," એ બેન લલિતાબેનના કથન વિષે મૌન સેવીને તેમને અનુમોદન આપ્યું છે. અને બીજી નાતમાં પરણનાર 'નથી પાટીદાર રહેવાની, નથી વાણીઆ કે બ્રાહ્મણ જ્ઞાતિની બનતી,' એમ કહીને ભાઈ ચિમનભાઈ નાતને આંતરી, એનો પ્રવાહ રોકીને સાંકડી કરી, અને તેથી જ કુળવાનશાહી સત્તા મજબૂત કરે છે, એ જો એ ન સમજતા હોય તો સમજે. નાતનો પ્રવાહ વધી વિસ્તાર પામે, તો કન્યાઓ બીજી ગમે તે નાતમાં જાય અને ત્યાંની કન્યાઓ પાટીદારમાં આવે. નાતના કુળવાનો ખૂણે પડીને ગંધાયા કરે! અને એમ બાજી

નાતમાં સ્વેચ્છાએ પરણનાર કન્યાઓને 'પાટીદાર રહી કે વાણીઆ બ્રાહ્મણ થઇ' કે પાટીદાર થઇ એની ઓછીજ પરવા છે! નાતમાં રહેલી રિબાતી કન્યાઓ કરતાં, પોતે સાચી રીતે મનુષ્ય તો બની જ છે, એ એને ઓછું આશ્વાસન છે?

## પરઠણ અને યુવકો

પાટીદાર યુવકો પરઠણ નથી છોડતા, માટે તો ભાઇ ચિમનભાઇનો આ બધો ઊહાપોહ છે. પણ બેન લલિતાબેનની પેઠેજ એ યુવકો પણ દલીલ કરે કે "પરઠણ લીધા વિના અમે પરણીએ તો તો તમે લોકો અમને કિંમત વગરના કરી મૂકો, કારણ કે અમ કુળવાનોની કિંમત તો પરઠણ વડેજ તોળાય છે." અને જ્યારે ભાઇ ચિમનભાઇએ લલિતાબેનની દલીલનો કંઇ સ્પષ્ટ ઉત્તર નથી આપ્યો, કંઇક પરોક્ષ અનુમોદન આપ્યું છે, ત્યારે એ ભાઇ આ યુવકોની દલીલનો શો ઉત્તર આપે? એ ભાઇ કહે છે તે વાત સાચીજ છે કે "પરઠણ ઊપજે છે તેવાં કુટુંબોના છોકરા પૈસા મેળવવાના આ રસ્તા સામે નજર રાખી અભિમાની અને પ્રમાદી બને છે" (પૃષ્ઠ ૪૬૩). પણ એ વાત સાચીજ હોય કે "ચરોતરમાં પણ 'પરઠણ લેઇને પરણવા' સામે લોકમત વધતો જાય છે. એટલે પૈસા ખર્ચવા છતાં તમારા હાથમાં સંસ્કારી અને સમજુ કુટુંબનો છોકરો આવવો એ મુશ્કેલ છે. મોટે ભાગે તમારા હાથમાં 'પૈસાની ભીડવાળો માણસજ આવશે" (પૃષ્ઠ ૫૦૪). 'પરઠણ લેઇને પરણવા' સામે લોકમત વધતો જતો હોય તો આવડો ભારે ઊહાપોહ શા માટે? પણ ખરી વાત તો એ છે કે પરઠણના આંકડા વધતાજ જાય છે, અને આંકડા વધારનાર મોટે ભાગે સંસ્કારી અને સમજુ ગણાતાં કુટુંબોજ હોય છે, કારણ કે ચરોતરમાં કુલીન ગણાતાં છ ગામનાજ લોક મોટે ભાગે કુળાભિમાની અને તેથી પ્રમાદી અને બેઠાખાઉ બની ગયા છે, તેઓ શરીરશ્રમ કરવામાં નાનમ માને છે; બહાર નીકળી ગએલો વર્ગ ખાતોપીતો થયો છે કે રહ્યો છે, બાકી ઘેર રહેલાના જીવનનિર્વાહનો આધાર મોટે ભાગે નહિ તો કંઇક અંશે દીકરીઓની પરઠણ ઉપર છે. આ વાતમાં ભાઇ ચિમનભાઇને શંકા છે?

## યુરોપમાં પરઠણ!

વચ્ચે એક આડકથા કહી લેઉં: આજથી પાંત્રીસેક વર્ષ ઉપર યુરોપ ભણી આવેલા એક ભાઇની સાથે પરઠણથી થતાં અનિષ્ટ વિષે હું ચર્ચા કરતો હતો, ત્યારે એમણે મને કહ્યું: "વિલાયતમાં પણ પરઠણનો રિવાજ છે. ત્યાંના મોટા લોર્ડ અને જમીનદાર લોક પણ Dowry વિષે અમુક પરઠણ કરે છે અને એ પરઠણ પ્રમાણે પૈસા ન લેઇ આવનાર કન્યાને તેવા

કુળવાન કુટુંબનો છોકરો પરણે નહિ." આ વાત હું જાણતોજ હતો, એટલે મેં તરત ઉત્તર આપ્યો: "આખી દુનિયામાં બીજાની મહેનતે ખાનાર બેઠાખાઉ છે. વિલાયતના મોટા લોર્ડ અને જમીનદાર લોકજ શામાટે? આખી અંગ્રેજ જાતિ હિંદી અને બીજી જાતિઓના શ્રમ ઉપર જીવવાની નજર રાખી બેઠાખાઉ બની ગયા છે, પણ તેથી એવી ભ્રષ્ટતાનો કંઇ બચાવ થાય?

### બંડથી ભય શા માટે?

અને ત્યારે આ ભ્રષ્ટતા ઉપર બંડ કરીને ઘા કરવાથીજ એનો નાશ થશે. જો બેઠાખાઉ અંગ્રેજ જાતિ સામે અસહકારનું અને સત્યાગ્રહનું બંડ કરવાથી હિંદીની પરાધીનતા તૂટતી હોય તો એવું બંડ શા માટે ન કરવું? અને તેવીજ રીતે કુળવાન પાટીદારોની સામે બંડ કરવાથી તેમની કન્યાઓની અવદશા ટળતી હોય તો તે કન્યાઓએ કે તેમના પિતાઓએ બંડ કરીને શા માટે કુળહીન ગણાતા, પણ સાચી રીતે સંસ્કારી વર ન શોધી લેવા? બંડથી ભય શા માટે? બુદ્ધ, ક્રાઇસ્ટ, મહમદ, મહાવીર, દયાનંદ, એ સૌ પ્રથમ પંક્તિના બંડખોર હતા. એ પોતે જરાય ભયભીત ન હતા; ગાંધીજી પણ તેમાંનાજ. માત્ર સડી ગએલો સમાજ એમને ભયંકર દેખે, બાકી સમાજને સાચી રીતે કલ્યાણમાર્ગ તો દેખાડનાર એજ.

### પરઠણના સડાનાં કારણો

પણ ભાઇ ચિમનભાઇ માને છે કે "જે કારણે આવાં બંડ કરનાર નીવડે છે એ કારણોજ નાબૂદ કરવા પ્રયત્ન થાય એમાંજ સમાજનું હિત છે એમ મને લાગે છે" (પૃ૪ ૫૦૨). વહેતા સમાજપ્રવાહમાં સદાસર્વદા સડો હોવાનોજ, એક સડો સાફ કરો ત્યાં તો બીજો સડો દાખલ થવાનોજ અને તેથી સદાસર્વદા બંડનાં કારણો રહેવાનાંજ. પણ આ પ્રસ્તુત વિષયમાં પરઠણ લેવાના વિષયમાં કયાં કારણોનો નાશ કરવો, જેથી બંડ કરનાર નીવડેજ નહિ! ભૂખ્યા કુળાભિમાનની ભૂખ શી રીતે ભાગશે? અને ચરોતરના છ ગામના કહેવાતા કુળવાનોએ તો નાતના છેક નીચેના કુળહીન સ્તર સુધી પરઠણના સડાનો ચેપ લગાડ્યો છે, એનો શો ઉપાય કરશો? એ ભાઈ કહે છે કે: "હવે તો 'શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' અસ્તિત્વમાં આવ્યું છે. એટલે કેળવણીને કામે મદદ આપેલાં નાણાંનો સદ્વ્યય થઇ શકશે, અત્યારે તો આ સંસ્થા પાસે પૈસા નથી. વખત જતાં પૈસા ભેગા થશે અને તગારા જેવાને પૈસાનેજ કારણે આ રીતે સિદ્ધાન્તમાંથી ચલિત થતા અટકાવી શકાશે" (પૃ૪ ૫૦૩). ખરું, મંડળ પાસે પૈસા થશે, ત્યારે ભણવાના ખર્ચ માટે પરઠણ લેનાર

વિદ્યાર્થીને તમે મંડળના પૈસાથી મદદ કરી ભણવાની વ્યવસ્થા કરી શકશો, પણ આજે તેમને શી સલાહ આપો છો? 'ગરિબાઇમાં પણ ભણી શકાય અથવા ભણ્યા વિના ચાલે, પણ પરઠણનું પાપ તો નજ થાય,' એમ ન કહો?

## મારી જ વાત કહું?

સં. ૧૯૯૬માં હું વડોદરા કૉલેજમાં પ્રીવિયસ ક્લાસમાં હતો. ઘણું કરીને મને શિષ્યવૃત્તિ મળ્યેજ જતી, પણ એટલાથી કૉલેજનું બધું ખર્ચ નીકળી ન શકે. ઘેરથી પૈસા મંગાવવા જ પડતા. એક સવારે મને મારા પિતાનો કાગળ મળ્યો. તેમાં જણાવ્યા પ્રમાણે તે વખતે મારા સાત વર્ષના નાના ભાઇનો વિવાહ સારી પરઠણ ઠરાવીને તેમણે કર્યો હતો. એટલી નાની ઉમરમાં એ ભાઇનું લગ્ન ન કરવાની મેં મારા પિતાને તેજ દિવસે વિનંતી કરતો કાગળ લખ્યો. ત્રીજે દિવસે તેમનો ઉત્તર આવ્યો: "શું કરીએ, ભાઇ! તને ભણાવવો એ તો મારો ધર્મ રહ્યો, અને તારૂં કૉલેજનું ખર્ચ મારાથી ઉપડી શકતું નથી, માટે એ સંકટનો નિકાલ કરવાનેજ માટે એ ભાઇનું નાનપણમાં લગ્ન કરવું પડે છે. એની પરઠણમાંથી કૉલેજ પૂરી થતા સુધીનું તારૂં ખર્ચ નીકળી જશે." હું તો આશ્ચર્યમૂઢ બની ગયો! મારા ભણવા માટે ભાઇને નાનપણમાં પરણાવવો! એમના એ કાગળનો હું શો ઉત્તર આપી શકું? એકજ ઉત્તર મને જડયો અને તે મેં અમલમાં મૂક્યો: સાંજની ગાડીમાં મારાં ચોપડાંનું પોટલું બાંધી નીકળી પડયો ને ઘેર પહોંચ્યો. ઘેર જવાનું કારણ મારા પિતાએ પૂછયું, મેં જણાવી દીધું કે: "ભાઇનો ભવ બગાડીને મારે નથી ભણવું, હવે એનો વિવાહ તોડી નાખો." પણ પિતાને તો મારા ભણવાનું બહાનું કાઢીને પણ પરઠણ-લેવા ભાઇને પરણાવવો હતો તે પરણાવ્યો જ. કૉલેજ છોડી દેઇને બીજા સહાધ્યાયીઓની પેઠે હું ગ્રેજ્યુએટ ન થયો, એથી મારૂં જીવન એળે ગયું એમ હજી યે હું નથી માનતો, હજી યે કૉલેજ છોડયાનો મને પશ્ચાત્તાપ નથી થતો.

## સમાજસુધારક મંડળ

ભાઇ મગનભાઇ જણાવે છે: "સામાજિક પ્રસંગોને ઓછા ખર્ચાળ અને સરળ બનાવનાર 'સમાજસુધારા મંડળ' ઊભું થાય તો આવા ભાઇઓને કંઇક મદદ કરી શકે" (પૃષ્ઠ ૫૦૩). "સામાજિક બાબતોમાં નાના મોટાને માફક આવે એવા રિવાજો ચાલુ રહે અને તેમાં સમયાનુસાર ફેરફાર થતા રહે એવી સુખી દશા ઊભી કરવા માટે આપણી જ્ઞાતિમાં એક સબળ 'સમાજસુધારક મંડળ' ઊભું થવાની જરૂર છે. જ્ઞાતિમાં અનેક બુદ્ધિ-

શાળી અને જ્ઞાની પુરુષો છે, તે બધાના અસ્તિત્વ છતાં આપણુ સૌને દુઃખી કરતા રીતરિવાજોમાંથી બચવાના આવા પ્રયત્ન ન થાય એ દુઃખની વાત છે" (પૃષ્ઠ ૫૦૫). બહુ આશ્ચર્યની વાત છે કે કેટલાંય વર્ષો ઉપર 'પાટીદાર ભગિની-સમાજ' અને પછી કેટલેક વર્ષે 'પાટીદાર યુવકમંડળ' સ્થપાયાં હતાં, એ વાત ભાઇ ચિમનભાઇ જાણુતા જણાતા નથી. બેશક એ મંડળોમાં શિથિલતા આવી ગઇ છે, 'પાટીદાર યુવકમંડળ' પોતાનો કાર્ય પ્રદેશ વિસ્તારવા 'પાટીદાર મંડળ' બની ગયું છે અને 'પાટીદાર ભગિનીસમાજ' તો 'પાટીદાર મંડળ'માં ઓગળી ગયો છે. 'પાટીદાર મંડળ' પણુ શિથિલ થઇ ગયું છે. આ સ્થિતિમાં નવું 'સમાજસુધારક મંડળ' ઊભું કરશો તોય શો હિ વળશે? જો ઇચ્છા જ હોય તો યુવકોના સહકારથી એ 'પાટીદાર મંડળ'માં જ પ્રાણુ પૂરવો એ ઇષ્ટ છે. ભાઇ ચિમનભાઇ એ માટે જ્ઞાતિના યુવકોને જગવે.

## યુવકોની પ્રતિજ્ઞાઓ

અને ભાઇ ચિમનભાઇ ના જાણુતા હોય તો જાણે કે એ ભાઇ સૂચવે છે એવી જ પ્રતિજ્ઞાઓ 'પાટીદાર યુવકમંડળે' પોતાના સભ્યોને માટે રાખી છે. આ રહી એ પ્રતિજ્ઞાઓઃ ફરજીઆત "(૨) હું વરવિક્રય તથા કન્યાવિક્રય કરીશ નહિ." મરજીઆતઃ "(૫) હું વરવિક્રય એટલે કે પરઠણુ વગેરે કોઇ પણુ પ્રકારની શરત વાળા લગ્નમાં કોઇ પણુ પ્રકારનો ભાગ લેઇશ નહિ." ભાઇ ચિમનભાઇ સૂચવે છે તે કરતાંયે આ પ્રતિજ્ઞાઓ વધારે વિસ્તૃત છે. મરજીઆત પાંચમી પ્રતિજ્ઞા પ્રમાણે તો વરવિક્રય થનાર લગ્નમાં જાનમાં તો ન જ જવાય, પરંતુ કન્યાને માંડવે કોઇ જાતનો ભાગ પણુ ન જ લેવાય. ત્યારે હવે ભાઇ ચિમનભાઇ અને બીજા યુવકો પાટીદાર મંડળનું કાર્ય ઉઠાવી લે અને સમાજસુધારણાને પોતાની સેવા અર્પે એવી આશા રાખીએ.

## સાચો ઉપાય

પણુ આથીયે વધારે સાચો ઉપાય બીજો જ છે. અંગ્રેજોને હિંદને ચૂસતા અટકાવવા માટે તેમને અરજો કરવી એ ઉપાય છેક નિરર્થક છે એ અનુભવે આપણુને શીખવ્યું છે. ત્યારે સાચો ઉપાય તો એ જ કે ચુસાતા હિંદીઓએ પોતાને ચુસવા દેવાની સાફ ના પાડવી, અંગ્રેજોને સ્પષ્ટ કહી દેવું કે, હવે અમે ચુસાઇએ એવા તમારી સાથેના સૌ સંબંધ આજથી બંધ છે. આજે જગતના બધા પીડિતોએ પોતાના પીડકોને આ જ રીતે દૂર કર્યા છે, કારણુ કે એમણે જોયું છે કે પીડકોએ પોતાની રાજીખુશીથી પીડિતોને પોતાની નાગચૂડમાંથી મુક્ત કર્યા હોય એવો એક પણુ દાખલો જગતના ઇતિહાસમાંથી જડતો નથી.

ત્યારે પરણ્ણ માગનાર પોતાની રાજીખુશીથી પરણ્ણ છોડી દે એવું બનવું બહુ કઠણ છે, એટલે પરણ્ણ આપનારાઓએ જ પરણ્ણ લેનારનો બહિષ્કાર કરવો, તેમને પરણ્ણ આપીને પોતાની દીકરી દેવા જવું નહિ, એ જ પરણ્ણના નાશનો એટલેજ સડેલી કુળવાનશાહીના નાશનો રાજમાર્ગ છે. અને એવા ભાઇઓ માટે પણ 'પાટીદાર યુવકમંડળે' પ્રતિજ્ઞાઓ મુકી છે: મરજિયાત "(૭) હું પરણ્ણ આપીને કે બીજી કોઇ લેવડદેવડની શરતે મારા વાલીપણા નીચેની મારી બેનદીકરીને પરણાવીશ નહિ." આશા છે કે ભાઇ ચિમનભાઇને આ પ્રતિજ્ઞા પણ ગમશે.

### સેવામંડળના પ્રમુખને ઘેર પ્રેતભોજન

પણ પ્રતિજ્ઞા લેઇને ન પાળનાર યુવકોજ હોય, સેવામંડળના પ્રમુખજ હોય ત્યાં સમાજસુધારણાની શી આશા રાખવી? કરજણ તાલુકાના કંડારી ગામે છ સાત વર્ષો ઉપર સમાજસેવક ડૉ. સુમંતભાઇ મહેતા ગએલા, ત્યારે ત્યાં સેવામંડળ સ્થપાએલું. ભાઇ શંકરભાઇ ગિરધરભાઇ પટેલ એ સેવામંડળના પ્રમુખ બનેલા. તે વારે તેમણે પ્રેતભોજન નહિ જમવા-જમાડવાની પ્રતિજ્ઞા લીધેલી અને બીજાઓ પાસે લેવડાવેલી. બેએક માસ ઉપર એ ભાઇ શંકરભાઇનાં માતા ગુજરી ગયાં, તેમના પ્રેતભોજન નિમિત્તે એમણે એક દિવસ લાડુ અને બીજે દિવસે ચુરમું જમાડયું! એમના આ ભ્રષ્ટ કાર્યથી એમની પ્રતિજ્ઞા તો તૂટી જ, પણ બીજાઓને પણ તે તોડવાનો માર્ગ સેવામંડળના એ પ્રમુખે ખુલ્લો કરી આપ્યો. વળી એ ભાઇ તો ત્યાંની શાળામાં હેડ માસ્તર છે. ત્યારે હેડ માસ્તર સાહેબ, તમારા વિદ્યાર્થીઓને હવે શીખવજો કે "સમાજની પોલી આબરૂ મેળવવા પ્રેતભોજન કે ગમે તે ભ્રષ્ટ કાર્ય કરતાં પાછા પડતા ના, પ્રતિજ્ઞા લીધી હોય તોયે એવે પ્રસંગે એ પ્રતિજ્ઞા તોડતાં પણ પાછા પડતા ના."

### પ્રેતભોજન બંધ

પણ બધાય ભાઇ શંકરભાઇ જેવા હોય છે? હવે તો અનેક એવા પણ નીકળે છે કે સમાજસુધારણા માટે પ્રતિજ્ઞા ન લીધી હોય છતાંયે ઘેર પ્રસંગ આવ્યે અમુક પ્રકારની સુધારણા કરવા દૃઢ પગલાં ભરે છે: (૧) આણંદમાં ભાઇ ત્રિભુવનદાસ કિશીભાઇ પટેલ આગળ પડતા સમાજસેવક છે. ગયા માસમાં તેમનાં માતા ગુજરી ગયાં, તેમની પાછળ ભાઇ ત્રિભુવનદાસે પ્રેતભોજન નથી જમાડયું. (૨) ઓડના ભાઇ મોતીભાઇ છલાભાઇ પટેલના ભાઇ બીખાભાઇ ગયા માસમાં ગુજરી ગયા, તેમની પાછળ ભાઇ મોતીભાઇએ પણ પ્રેતભોજન નથી જમાડયું. આ બંને ભાઇઓએ પ્રતિજ્ઞા લેવાની કે એની બીજી જાહેરાત

કદાપિ નહિ કરેલી. પણ પ્રસંગ આવ્યે મૂગે મોંએ સમાજસુધારણા કરી બતાવી. આવા ભાઇઓને ખાસ ધન્યવાદ ઘટે છે.

## ગ્રામ્ય પ્રજાની દુઃખદ આર્થિક સ્થિતિ

મુંબઇ ઇલાકાની આર્થિક અને ઔદ્યોગિક તપાસસમિતિએ કરેલી તપાસનો અહેવાલ અહુણાજ બહાર પડ્યો છે. તેમાં નીચેના શબ્દો લખાયા છે: "ગામડાંની વસતિ તથા ગૃહઉદ્યોગ ઉપર જીવન ગુજારનાર માણસોની આર્થિક સ્થિતિ દુઃખદ થતી ગઇ છે. અને જો આ સમિતિએ દર્શાવેલે ધોરણે પગલાં તત્કાળ લેવામાં નહિ આવે અને આ રીતે જ કામ ચાલશે તો એમાં વધુ બિગાડ થશે. અને એ પછી ગમે તેટલા પૈસા વપરાશે તોપણ ગ્રામ્ય પ્રજાની આર્થિક પાયમાલી અટકશે નહિ." ('ગુજરાત સમાચાર,' તા. ૧૮ : ૯ : ૧૯૪૦). પીડકોને પીડિતોની દુઃખી દશાની ઓછીજ પરવા છે? પીડિતોનું ગમે તે થાય, એને તો પોતાને જાડો માલદાર બનાવવો છે!

## 'પાટીદાર'નાં યુવક લેખક ભાઇબેનોને

સમાજના યુવાન ભાઇઓ, તમારે માટે સમાજમાં ખરાબ અભિપ્રાય બંધાઇ ગયો છે. સદ્ગત ભાઇ મોતીભાઇ અમીને સારા ઉપરના તા. ૧૫ : ૫ : '૩૬ના કાગળમાં લખેલું કે "પાટીદાર યુવકો અનિષ્ટ રૂઢિઓના સંબંધમાં વિચારજ ન કરતા હોય એમ અનુભવાય છે." તાજેતરમાંજ વસોવાળાં બેન લલિતાબેન કહે છે: "વસોના યુવકોને હું મળી છું. એ લોકો પરઠણ જતી કરવા તૈયાર નથી.....આવાં યુવકમંડળ હોય ન હોય તેનો શો અર્થ?" (શ્રાવણનું 'પાટીદાર,' પૃષ્ઠ ૪૬૮). ભાઇઓ, તમારે માટે પડેલી આ છાપ તમારે ભૂંસવીજ રહી અને એજ તમારી જુવાનીને શોભે. સમાજસુધારણા વિષે તમારે ગંભીર વિચાર કરવા ઘટે ને તે સંબંધે લેખો લખી ચર્ચા ચલાવવી ઘટે. આજકાલ ઘણા નવીન લેખકોને કોઇ પણ હેતુ વિનાની વાર્તાઓ લખવાનો ચેપ લાગ્યો છે. અને વાર્તા એટલે તેમાં સ્નેહલગ્નની—મોહલગ્નની—કલ્પનાકથા તો હોયજ! યુવાન લેખકો, આવાં કલ્પનાસ્વપ્ન સેવવાની ગમ્મત ઉડાવવાથી નથી તો તમને લાભ, નથી બીજા કોઇને; બેશક એથી હાનિ તો છેજ. ત્યારે સમાજસુધારણાના વિષય ઉપર ગંભીર વિચાર કરતા થઇ જાઓ, અને એ ઉન્નત વિચારોને આચારમાં મૂકતા થઇ જાઓ ... જ આપણું—સમગ્ર સમાજનું—કલ્યાણ છે. બધા દેશોમાં યુવકોએ ... કલેવર ફેરવી નાખ્યું છે. યુવાન બેનો પણ આ ... ગજે ... થાય. એવા લેખો આવશે તો હું આભાર

# પાટીદાર

સંવત ૧૯૯૬ વર્ષ ૧૭

## લેખસૂચિ

# લેખકસૂચિ

# નિવેદન

શ્રીયુત

આ સાથે 'ચરોતર વ્યાયામ મંડળ'નું બંધારણ આપની જાણ સારુ મોકલી, તેના સભ્ય થવાને અને બની શકે એટલા બીજા સભ્યો બનાવવાને અમારી વિનંતિ છે.

બંધારણ ઘડાતા પહેલાંનો આ યોજનાનો ટૂંકો ઇતિહાસ નીચે પ્રમાણે આપીએ છીએ, જેથી ચરોતરમાં વ્યાયામ મંડળ સ્થાપવાની કેટલી જરૂર છે અને તેમ-થાય એટલા સારૂ કેટલી સંસ્થા અને વ્યક્તિઓએ એ દિશામાં વિચાર કરી આ કાર્ય હાથ ધર્યું છે એનો આછો ખ્યાલ આવી શકે.

તા. ૨૪-૪-'૪૦ને રોજ (૧) ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ખેડા જિલ્લો. (૨) હેડમાસ્તર, ગવર્નમેન્ટ હાઇસ્કૂલ, નડિયાદ. (૩) ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર ઑફ ફિઝીકલ એજ્યુકેશન. (૪) ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર. (૫) આસિ. ડેપ્યુટી એજ્યુ. ઇન્સ્પેક્ટ્રેસ, નડિયાદ. (૬) પ્રિન્સિપાલ એ. જે. હાઇસ્કૂલ, વસો. (૭) સેક્રેટરી ચ. એ. સોસાયટી, આણંદ અને (૮) ફિઝીકલ ડીરેક્ટર, ચ. એ. સોસાયટી, આણંદ—એ સહુની સહીથી સંસ્થાઓને તથા વ્યક્તિઓને આમંત્રણ કાઢવામાં આવ્યાં હતાં. તેમાં જણાવવામાં આવ્યું હતું કે: "ચરોતરની હાઇસ્કૂલોમાં તથા વ્યાયામ મંદિરોમાં શારીરિક શિક્ષણના પ્રચારને વધુ વેગ મળે અને સમગ્ર ચરોતરમાં એક જ મંડળ વ્યાયામ પ્રવૃત્તિ માટે રહે તે સંબંધી વિચાર કરવા ચરોતરની હાઇસ્કૂલોના હેડમાસ્તરો તથા વ્યાયામની સંસ્થાઓના પ્રતિનિધિઓની એક સભા ચ. એ. સોસાયટીના વિઠ્ઠલગૃહમાં રવિવાર, તા. ૨૮-૪-'૪૦ને રોજ બપોરના ૧-૩૦ કલાકે રાખવામાં આવી છે."

ઉપર મુજબના આમંત્રણનો સ્વીકાર કરીને પીજ, સોજીત્રા, ચકલાસી, નાપાડ, આણંદ, ઉતરસંડા, કરમસદ, નડિયાદ, ચાંગા, સુણાવ, પેટલાદ, બોરસદ, ખંભાત, ડાકોર, વસો, કઠલાલ, વીરસદ અને અમદાવાદથી કુલ ૨૬ વ્યક્તિઓએ જુદી જુદી સંસ્થાઓ તરફથી હાજરી આપી હતી. ને સભાનું પ્રમુખસ્થાન ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર શ્રી. હરિલાલ

ડી. ગાંધીને આપવામાં આવ્યું હતું. આ સભાએ નીચેના ભાઈઓની એક કમિટી બંધારણ વગેરે ઘડી કાઢવાને સારૂ નીમી:

(૧) શ્રી. મધવચ્ચરામ શેઠ, ડે. એજ્યુ. ઇન્સ્પેકટર, ખેડા જિલ્લો. (૨) શ્રી. આશાભાઇ ન. પટેલ, મંત્રી, ચ. એ. સોસાયટી. (૩) શ્રી. નટવરલાલ દવે, બી. એ., સંચાલક, સાર્વ. વ્યાયામ મંદિર, આણંદ. (૪) શ્રી. મણિલાલ જીવતરામ દવે, આસિ. ઇન્સ્પેકટર ઑફ ફિઝીકલ એજ્યુકેશન, ઉત્તર વિભાગ. (૫) શ્રી. મંગળાબેન દાણી, આસિ. એજ્યુ. ઇન્સ્પેકટ્રેસ, નડિયાદ. (૬) શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ, પ્રિન્સિપાલ, એ. જે. હાઇસ્કૂલ, વસો. (૭) શ્રી. હિંમતલાલ ડાહ્યાભાઇ. (૮) શ્રી. રાવજીભાઇ ચતુરભાઇ પટેલ, ફિઝીકલ ડિરેકટર ચ. એ. સોસાયટી. (૯) શ્રી. ફુલાભાઈ કાશીભાઇ અમીન. (૧૦) શ્રી. હરિલાલ ડી. ગાંધી, ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઑફિસર.

ઉપરોક્ત કમિટીએ બંધારણ તૈયાર કરી તા. ૧૮-૮-'૪૦ને રોજ એક સભા ચ. એ. સોસાયટીમાં બોલાવી અને તે સભાએ રજૂ કરેલા બંધારણને સુધારાવધારા સાથે મંજૂર કર્યું (જે આ સાથે સામેલ છે) અને શ્રી. રાવજીભાઇ ચ. પટેલ તથા શ્રી. નટવરલાલ દવેને, કાયમનું નવું વ્યવસ્થાપક મંડળ ચૂંટાય અગર દિવાળી સુધી મંડળના ઉદ્દેશોને અનુસરીને કામ કરવાને સારૂ મંત્રીઓ નીમ્યા.

આમ આ મંડળની પાછળ સારાય ચરોતરની સંસ્થાઓનો તથા વ્યાયામ મંદિરોનો પૂરેપૂરો સાથ ને સહકાર છે એ જણાશે. આવા સુંદર સહકારનો લાભ લેઇ, ચરોતરમાં જે જુદી જુદી સંસ્થાઓ વ્યાયામની પ્રવૃત્તિઓ એક યા બીજા રૂપમાં ચલાવી રહેલ છે તેનું સંગઠન થાય, તેમને અંદર અંદર એકબીજાની મદદ મેળવી અપાવાય કે એકબીજાને પૂરક બનાવાય અને એ સૌના સંગઠનથી આખાય ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિમાં એકધારી નીતિથી એકરાગપણું આણી શકાય એમ છે. તો આપને વિનંતિ છે કે ચરોતરનાં બાળકો તાકાતવાન, ચપળ ને ચારિત્ર્યવાન બને એ હેતુથી શરૂ થએલા આ મંડળને બનતી બધી મદદ કરવા ચૂકશો નહિ એવી વિનંતિ છે.

| | |
|---|---|
| આણંદ<br>તા. ૨૪-૮-'૪૦ | લિ.<br>રાવજીભાઇ ચ. પટેલ<br>નટવરલાલ દવેના<br>વંદેમાતરમ્ |

મુદ્રકઃ મોતીભાઇ મથુરભાઇ પટેલ
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ

પ્રકાશકઃ નટવરલાલ માણેકલાલ દવે
આણંદ (જી. ખેડા)

# ચરોતર વ્યાયામ મંડળ

## બંધારણ

૧. આ મંડળ 'ચરોતર વ્યાયામ મંડળ' તરીકે ઓળખાશે અને મુખ્ય મંત્રીનું રહેઠાણ એ તેનું મુખ્ય સ્થળ રહેશે.

૨. વ્યાયામ અને તેને લગતી પ્રવૃત્તિઓ દ્વારા ચરોતર પ્રદેશની જનતાની શારીરિક ને માનસિક સંપત્તિની ખીલવણી કરવી તેમજ ચારિત્ર્ય અને હિન્દી સંસ્કૃતિનો વિકાસ સાધવો એ આ મંડળનો ઉદ્દેશ છે ને તે માટે નીચેના જેવી પ્રવૃત્તિઓ તે હાથ ધરશે:—

ક. ગામેગામ વ્યાયામ મંદિરો સ્થાપવાં, માન્ય કરવાં, વ્યવસ્થિત કરવાં ને તેમના ઉપર દેખરેખ રાખવી.

**નોંધ:** કોઇ પણ શિક્ષણસંસ્થાનો વ્યાયામ વિભાગ આ મંડળમાં સંસ્થા-સભ્ય તરીકે જોડાઇ શકશે.

ખ. વ્યાયામની હરીફાઇઓ ગોઠવવી તથા એવી પ્રવૃત્તિઓને સહકાર આપવો.

ગ. વ્યાયામવર્ગો ચલાવવા.

ઘ. વ્યાયામની દૃષ્ટિ લક્ષમાં રાખી પ્રવાસો ગોઠવવા, મેળાઓ અને સંમેલનો ભરવાં.

ઙ. વ્યાયામનું સાહિત્ય પ્રકટ કરવું, વેચવું, વહેંચવું. શારીરિક સંપત્તિ ખીલવવા જરૂરી આંકડા એકઠા કરી વ્યવહારૂ પગલાં લેવાં.

ચ. વ્યાયામ પરિષદો ભરવી.

છ. વ્યાયામનાં સાધનો બધાને સુલભ થાય તે માટે ગોઠવણ કરવી.

જ. વ્યાયામનો પ્રચાર કરવો.

ઝ. વ્યાયામ મંદિરોને બહારથી મળતી મદદો મેળવી આપવામાં સહાયભૂત થવું.

ટૂંકમાં ઉદ્દેશને લક્ષમાં રાખી હરકોઇ પ્રવૃત્તિ હાથ ધરવી.

**ટીપ:** ૧. આ મંડળ પૂરતો 'ચરોતર'માં ખેડા જિલ્લો, પેટલાદ અને ભાદરણ તાલુકો અને ખંભાત રાજ્યનો સમાવેશ કરવો.

**ટીપ:** ૨. શુદ્ધ વ્યાયામ મળે તેવી વિવિધ જાતની કસરતો અને કવાયતો ઉપરાન્ત આ મંડળ દેશી રમતોનેજ ઉત્તેજન આપશે. છતાં વ્યવસ્થાપક મંડળની ભલામણ ઉપરથી મંડળની સાધારણ સભા હાજર રહેલા સભ્યોના

કે જેટલી વધુગતિથી કોઇ પણ વિદેશી રમતનો પોતાના કાર્યપ્રદેશમાં સમાવેશ કરી શકશે.

ટ. સાર્વજનિક ઉત્સવો ને મેળાઓની વ્યવસ્થા કરવી.

ઠ. સ્કાઉટીંગ પ્રવૃત્તિને અપનાવવી.

૩. મંડળના ઉદ્દેશોને અનુસરીને ૫, ૧૦ કે ૨૦ વરસ સુધી મંડળ ઠરાવે તે વેતનથી સેવા કરવા બંધાયલી ને સ્વતંત્ર રીતે વ્યાયામની સંસ્થા કે વ્યાયામ વર્ગો કે વ્યાયામ હરીફાઇ ચલાવવાની લાયકાતવાળી અને ૧૮ વર્ષ ઉપરની ઉમ્મરની વ્યક્તિને સ્વયંસેવક તરીકે સ્વીકારી શકાશે.

૪. સ્વયંસેવક ઉપરાન્ત કોઇપણ સંસ્થા વા ૧૮ વર્ષ ઉપરની વ્યક્તિ નીચે પ્રમાણેનું લવાજમ આપ્યેથી આ મંડળના સભાસદ થઇ શકશે.

વ્યક્તિ માટે

| વર્ગ | એકી સાથે | વાર્ષિક ૧૫ હપ્તાથી |
|---|---|---|
| ૧ | રૂા. ૫૧ | રૂા. ૪ |
| ૨ | ,, ૩૬ | ,, ૩ |
| ૩ | ,, ૨૪ | ,, ૨ |
| ૪ | ,, ૧૨ | ,, ૧ |

સંસ્થા-સભ્યો માટે વાર્ષિક ફી રૂા. ૧.

**ટીપ-૧.** ખૂટતું લવાજમ આપ્યેથી સભાસદ એકમાંથી બીજા વર્ગમાં જઇ શકશે.

૨. ભરેલું વાર્ષિક લવાજમ ઉપરના વર્ગના એકી સાથેના લવાજમમાંથી બાદ કરતાં જે લવાજમ આવે તે એકી સાથે આપવાથી સભાસદ ઉપરના વર્ગનો સભાસદ ગણાશે.

૫. આ મંડળની વ્યવસ્થા માટે દર વર્ષે સાધારણ સભા નીચે પ્રમાણે વ્યવસ્થા મંડળ ચૂંટશે.

૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, ૨ મંત્રીઓ, ૩ વ્યક્તિ સભાસદો, ૨ વ્યાયામ મંદિરના સભાસદ, અને ૨ શાળાના સભાસદ.

**ટીપ:** ૧. મંડળના સ્વયંસેવકો પોતાની સેવાની રૂએ વ્યવસ્થા મંડળના વધારાના સભ્ય ગણાશે ને બીજા સભ્યોના જેટલોજ તેમનો પણ હક્ક રહેશે. પણ જો સ્વયંસેવકોની સંખ્યા ૪થી વધારે હોય તો પણ ચૂંટણીથી ચાર સ્વયંસેવકો વ્યવસ્થા મંડળમાં મોકલી શકશે. સ્વયંસેવકો મંત્રી કે મંત્રીઓ તરીકે ચૂંટાશે, પણ પ્રમુખ, ઉપપ્રમુખ કે હિસાબ તપાસનીશ તરીકે ચૂંટાશે નહિ.

**ટીપ:** ૨. પાંચ સભ્યોથી વ્યવસ્થાપક મંડળનું કોરમ ગણાશે.

**ટીપ:** ૩. સંસ્થા તરફથી નીમાએલા પ્રતિનિધિ જે તે સંસ્થા તરફથી મત આપવાને તેમજ ચૂંટણી માટે પાત્ર ગણાશે.

૬. વ્યવસ્થાપક મંડળનાં કામ નીચે પ્રમાણે રહેશે.

ક. સંસ્થાઓને માન્ય કરવી, હરીફાઇઓ ગોઠવવી, પ્રવાસોની યોજના કરવી વગેરે જેવી કલમ ૨ માં બતાવેલી પ્રવૃત્તિ હાથ ધરવી.

ખ. મંત્રીએ તૈયાર કરેલા બજેટમાં જરૂરી ફેરફાર કરી સાધારણ સભાની મંજુરી લેવી.

ગ. મંત્રીએ તૈયાર કરેલા વાર્ષિક નિવેદનમાં જરૂરી ફેરફાર કરી સાધારણ સભામાં મંજુરી માટે રજુ કરવું.

ઘ. મંડળ માટે નાણાં એકઠાં કરવાં.

ङ. સાધારણ સભાના ઠરાવોનો અમલ કરવો.

ચ. સ્વયંસેવક તરીકે લેવા માટે સાધારણ સભાને ભલામણ કરવી.

છ. પગારદાર નોકરો રાખવા, તે માટે નિયમો ઘડવા, તેમની રજાઓ મંજુર કરવી, બઢતી આપવી, કમી કરવા, શિક્ષા કરવી વગેરે.

જ. ઉદ્દેશની વિરુદ્ધ વર્તનાર વ્યક્તિ કે સંસ્થા સભાસદ સામે જરૂરી પગલાં ભરવાં.

ઝ. જનતા, સરકાર કે કોઇ મંડળ સાથે પત્રવ્યવહાર કરવો.

ञ. ટૂંકમાં ઉદ્દેશનો અમલ કરવા જરૂરી પગલાં ભરવાં.

૭. અ. સાધારણ સભામાં નીચે પ્રમાણે કામ થશે.

ક. વ્યવસ્થાપક મંડળે સૂચવ્યું હોય તેવા બંધારણીય ફેરફાર ૭૫ ટકા હાજરીની બહુમતીથી મંજુર કરવા.

ખ. બજેટ અને વાર્ષિક નિવેદન મંજુર કરવાં.

ગ. વ્યવસ્થાપક મંડળ નીમવું.

ઘ. એક કે બે હિસાબ તપાસનીશ નીમવા.

ङ. સ્વયંસેવકો પસંદ કરવા, કમી કરવા.

ચ. વ્યવસ્થા મંડળને કાર્યની સફળતા માટે સલાહ આપવી.

છ. નાણાંના વહીવટ સંબંધે યોગ્ય ગોઠવણ કરવી.

૭ બ. મંત્રીઓનું કામ નીચે પ્રમાણેનું રહેશે:—

ક. વ્યવસ્થાપક મંડળે નક્કી કરેલાં દફતર રાખવાં.

ખ. બજેટ પ્રમાણે ખર્ચ કરવું, નાણાં સ્વીકારવાં.

ग. સભાઓમાં હાજર રહેવું અને તેમાં થનારા કાર્ય માટે જરૂરી વિગતો પૂરી પાડવી.

ઘ. પ્રમુખ કે ઉપપ્રમુખને વખતોવખત મંડળના કામકાજથી વાકેફ કરવા.

ङ. વ્યવસ્થાપક મંડળ કે સાધારણ સભા જે અધિકાર વખતોવખત આપે તે પ્રમાણે વર્તવું.

च. વ્યવસ્થાપક અને સાધારણ સભાના ઠરાવોનો અમલ કરવો અને કરાવવો.

૮. મંડળની સાધારણ સભાનું કોરમ ૧૫ સભ્યો અથવા કુલ સંખ્યાનો ચોથો ભાગ જે સંખ્યા ઓછી હશે તે ગણાશે.

૯. સભ્યોના ૨૫ કે ⅛ ભાગ જે સંખ્યા ઓછી હશે તેમની માગણીની અરજીથી મંડળની અસાધારણ સભા લેખી ખબર મળ્યાથી એક મહિનામાં મંત્રી મેળવશે. જો આ રીતે મંત્રી સભા ન મેળવે તો માગણી કરનાર સભ્યો રીતસરની ખબર આપી જણાવેલા કામ માટેજ સભા મેળવશે.

૧૦. સાધારણ સભા માટે ૧૫ દિવસ અને વ્યવસ્થાપક મંડળ માટે સાત દિવસ પહેલાં સ્થળ, સમય ને થવાનાં કાર્યની માહિતી આપવી જોઈશે.

૧૧. સભાસદના હક્ક નીચે પ્રમાણે રહેશેઃ—

क. સાધારણ સભામાં હાજર રહી મત આપવા.

ख. વ્યવસ્થાપક મંડળમાં ચૂંટણી માટે ઉમેદવારી કરવી.

ग. મંડળના હિત માટે યોગ્ય સૂચનાઓ કરવી.

૧૨. કોરમને અભાવે બંધ રહેલી સભા ઓછામાં ઓછા ચાર દિવસની ખબર આપી ફરી મળશે ત્યારે તેને કોરમનું બંધન રહેશે નહિ.

૧૩. મંડળના ઉદ્દેશને માનનાર હરકોઈ વ્યક્તિ નાત, જાત કે ધર્મના ભેદ સિવાય મંડળના સભ્ય બની શકશે.

૧૪. આ મંડળની મિલકત એ સમગ્ર મંડળની માલકીની છે. તેના ઉપર કોઈ એક વ્યક્તિ કે સંસ્થાનો માલિક તરીકેનો હક્ક નથી.

૧૫. કોઈ પણ કારણે આ મંડળ બંધ પડે તો સાધારણ સભાએ તેની મિલકત ચ. એ. સોસાયટીને સોંપવી ને ઉદ્દેશોને સફળ કરવા ટ્રસ્ટ તરીકે પોતાનું ભંડોળ સોંપવું.



મુદ્રકઃ મોતીભાઈ મથુરભાઈ પટેલ
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ

પ્રકાશકઃ નટવરલાલ માણેકલાલ દવે
આણંદ (જી. ખેડા)